

શ્રીમતી માર્ટિન લ્યૂથર કિંગની સાથે કાકાસાહેબ

# કાલેલકર ગ્રંથાવલિ

## છઠ્ઠો ભાગ

### સમાજ અને સંસ્કૃતિ

જીવતા તહેવારો અને
સંસ્કૃતિ, સમાજ, સ્વદેશી તથા રાજ્યવિષયક
લેખો

કાકા કાલેલકર





પ્રકાશક
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
અમદાવાદ – ૩૮૦ ૦૦૯
૧૯૮૬

સંપાદકો

સુન્દરમ્
સરોજિની નાણાવટી
સતીશ કાલેલકર
જેઠાલાલ ગાંધી

ઉમાશંકર જોશી
યશવન્ત શુક્લ
ચિમનલાલ ત્રિવેદી
કુસુમ શાહ

ગુજરાત સાહિત્ય અકાદમી(ગુજરાત રાજ્ય)ની આર્થિક સહાયથી પ્રકાશિત
પ્રથમ આવૃત્તિ, ૧૯૮૬
પ્રત ૧૫૦૦
મૂલ્ય : સમગ્ર ગ્રંથાવલિ સાતસો રૂપિયા (આગોતરા ગ્રાહકો માટે)



પ્રકાશક :
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર-
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
C/o હ. કા. આર્ટ્સ કૉલેજ
આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

મુદ્રક :
જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ – ૩૮૦ ૦૧૪

KALELKAR GRANTHAVALI (Collected Works of Dattatreya Balkrishna Kalelkar in Gujarati,—Centenary Edition) Volume 6 : Essays on Society Culture, Swadeshi and Politics. Published by Acharyashri Kakasaheb Kalelkar Granthavali Prakashan Samiti, Ahmedabad-380 009, 1986.

# જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણી

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફરી, ૧૯૧૫માં ગુજરાતમાં આશ્રમ સ્થાપીને રાષ્ટ્રમુક્તિની લડતને વેગ આપવા માંડયો ત્યાં દેશમાંથી અનેક તેજસ્વી યુવકો આવીને એમની સાથે જોડાયા. ત્રીસ વરસના દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં અધ્યાપનકાર્ય કરતા હતા. ત્યાં જ એમને ગાંધીજીનો ભેટો થયો અને એમની પ્રત્યે તેઓ આકર્ષાયા, અને પછીથી અમદાવાદ જઈને રહ્યા. સાબરમતી તટે આશ્રમની જગ્યા નક્કી થઈ ત્યારે જમીન સાફ-સરખી કરવા પહેલો તીકમ એમણે માર્યો હતો. ગાંધીજીના નિકટના અંતેવાસી અને રાષ્ટ્રીય શિક્ષણના એક મુખ્ય સાથી એ બની રહ્યા. રવીન્દ્રનાથ કહેતા પણ ખરા, મહાત્માજી, તમે દત્તુબાબુને લઈ ગયા અને હવે પાછા આપવાની વાત જ કરતા નથી.

ગુજરાતમાં સાબરમતી આશ્રમમાં નાનાં બાળકોને ભણાવવા માંડયું એટલે કાકાસાહેબની સરસ્વતી ગુજરાતી દ્વારા વહેવા માંડી. 'હિમાલયનો પ્રવાસ' બાળકો આગળ અનેક વાર કહેવાયો, પછી શબ્દબદ્ધ થયો. 'સ્મરણયાત્રા'ના પ્રસંગોના પણ પહેલા આસ્વાદકો આશ્રમશાળાના નાના વિદ્યાર્થીઓ. આશ્રમની ઉત્તરે આવેલી સાબરમતી જેલની મહેમાનગતિ પછી 'ઓતરાતી દીવાલો'ની આનંદકહાણી લખી એ તો ગાંધીજીની પ્રિય થઈ પડી. ગુજરાતી પોતાની માતૃભાષા ન હોવા છતાં તેની સુંદરતા અપૂર્વ રીતે બહાર લાવતા અને પોતાની સારસ્વત મોહિનીથી ગુજરાતના સંસ્કારજીવન ઉપર છાઈ જતા કાકા કાલેલકરને ગાંધીજીએ સવાઈ ગુજરાતી તરીકે બિરદાવ્યા.

કાકાસાહેબ સત્યાગ્રહની લડતોમાં ઓતપ્રોત રહ્યા. ૧૯૨૨માં ગાંધીજી જેલમાં ગયા તે પછીના ગાળાનાં કાકાસાહેબનાં પ્રવચનોમાં, 'નવજીવન'માંનાં લખાણોમાં અને લડત અંગેની કામગીરીમાં કોઈ વિરલ સ્ફૂર્તિ પ્રગટ થયાનું મહાદેવભાઈએ નોંધ્યું છે. ધીમે ધીમે રાષ્ટ્રીય શિક્ષણ એ કાકાસાહેબનું મુખ્ય ક્ષેત્ર બની રહ્યું. સ્વરાજ મળ્યા પછી પછાત જાતિઓના પંચના અધ્યક્ષ તરીકે સેવા આપી. જુવાનીમાં હિમાલયમાં સ્વામી આનંદ, અનંતબુવા મરઢેકર અને (વચ્ચે વચ્ચે જોડાતા) જીવતરામ કૃપાલાની જેવા સાથીઓ સાથે સેંકડો માઈલો પર્યટન કરી જાણે કે ભારતીય સંસ્કૃતિના મંદિરના ગર્ભગૃહમાં એકધ્યાન રહ્યા. કેળવણીકાર અને સ્વાતંત્ર્યયોદ્ધા તરીકે પોતે આપણા આ ઉપખંડ જેવા વિશાળ દેશના અઠંગ પ્રવાસી હોવા છતાં સ્વરાજ ન મળે ત્યાં સુધી વિદેશયાત્રાનો સ્વેચ્છાથી નિષેધ પાળ્યો, પણ





સંપાદકો

સુન્દરમ્ — ઉમાશંકર જોશી
સરોજિની નાણાવટી — યશવન્ત શુક્લ
સતીશ કાલેલકર — ચિમનલાલ ત્રિવેદી
જેઠાલાલ ગાંધી — કુસુમ શાહ

ગુજરાત સાહિત્ય અકાદમી (ગુજરાત રાજ્ય)ની આર્થિક સહાયથી પ્રકાશિત
પ્રથમ આવૃત્તિ, ૧૯૮૬
પ્રત ૧૫૦૦
મૂલ્ય: સમગ્ર ગ્રંથાવલિ સાતસો રૂપિયા (આગોતરા ગ્રાહકો માટે)



પ્રકાશક:
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર-
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
C/o હ. કા. આર્ટ્સ કોલેજ
આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

મુદ્રક:
જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ – ૩૮૦ ૦૧૪

KALELKAR GRANTHAVALI (Collected Works of Dattatreya Balkrishna Kalelkar in Gujarati,—Centenary Edition) Volume 6 : Essays on Society Culture, Swadeshi and Politics. Published by Acharyashri Kakasaheb Kalelkar Granthavali Prakashan Samiti, Ahmedabad-380 009, 1986.

# જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણી

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફરી, ૧૯૧૫માં ગુજરાતમાં આશ્રમ સ્થાપીને રાષ્ટ્રમુક્તિની લડતને વેગ આપવા માંડયો ત્યાં દેશમાંથી અનેક તેજસ્વી યુવકો આવીને એમની સાથે જોડાયા. ત્રીસ વરસના દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં અધ્યાપનકાર્ય કરતા હતા. ત્યાં જ એમને ગાંધીજીનો ભેટો થયો અને એમની પ્રત્યે તેઓ આકર્ષાયા, અને પછીથી અમદાવાદ જઈને રહ્યા. સાબરમતી તટે આશ્રમની જગ્યા નક્કી થઈ ત્યારે જમીન સાફ-સરખી કરવા પહેલો તીકમ એમણે માર્યો હતો. ગાંધીજીના નિકટના અંતેવાસી અને રાષ્ટ્રીય શિક્ષણના એક મુખ્ય સાથી એ બની રહ્યા. રવીન્દ્રનાથ કહેતા પણ ખરા, મહાત્માજી, તમે દત્તુબાબુને લઈ ગયા અને હવે પાછા આપવાની વાત જ કરતા નથી.

ગુજરાતમાં સાબરમતી આશ્રમમાં નાનાં બાળકોને ભણાવવા માંડયું એટલે કાકાસાહેબની સરસ્વતી ગુજરાતી દ્વારા વહેવા માંડી. 'હિમાલયનો પ્રવાસ' બાળકો આગળ અનેક વાર કહેવાયો, પછી શબ્દબદ્ધ થયો. 'સ્મરણયાત્રા'ના પ્રસંગોના પણ પહેલા આસ્વાદકો આશ્રમશાળાના નાના વિદ્યાર્થીઓ. આશ્રમની ઉત્તરે આવેલી સાબરમતી જેલની મહેમાનગતિ પછી 'ઓતરાતી દીવાલો'ની આનંદકહાણી લખી એ તો ગાંધીજીની પ્રિય થઈ પડી. ગુજરાતી પોતાની માતૃભાષા ન હોવા છતાં તેની સુંદરતા અપૂર્વ રીતે બહાર લાવતા અને પોતાની સારસ્વત મોહિનીથી ગુજરાતના સંસ્કારજીવન ઉપર છાઈ જતા કાકા કાલેલકરને ગાંધીજીએ સવાઈ ગુજરાતી તરીકે બિરદાવ્યા.

કાકાસાહેબ સત્યાગ્રહની લડતોમાં ઓતપ્રોત રહ્યા. ૧૯૨૨માં ગાંધીજી જેલમાં ગયા તે પછીના ગાળાનાં કાકાસાહેબનાં પ્રવચનોમાં, 'નવજીવન'માંનાં લખાણોમાં અને લડત અંગેની કામગીરીમાં કોઈ વિરલ સ્ફૂર્તિ પ્રગટ થયાનું મહાદેવભાઈએ નોંધ્યું છે. ધીમે ધીમે રાષ્ટ્રીય શિક્ષણ એ કાકાસાહેબનું મુખ્ય ક્ષેત્ર બની રહ્યું. સ્વરાજ મળ્યા પછી પછાત જાતિઓના પંચના અધ્યક્ષ તરીકે સેવા આપી. જુવાનીમાં હિમાલયમાં સ્વામી આનંદ, અનંતબુવા મરઢેકર અને (વચ્ચે વચ્ચે જોડાતા) જીવતરામ કૃપાલાની જેવા સાથીઓ સાથે સેંકડો માઈલો પર્યટન કરી જાણે કે ભારતીય સંસ્કૃતિના મંદિરના ગર્ભગૃહમાં એકધ્યાન રહ્યા. કેળવણીકાર અને સ્વાતંત્ર્યયોદ્ધા તરીકે પોતે આપણા આ ઉપખંડ જેવા વિશાળ દેશના અઠંગ પ્રવાસી હોવા છતાં સ્વરાજ ન મળે ત્યાં સુધી વિદેશયાત્રાનો સ્વેચ્છાથી નિષેધ પાળ્યો, પણ

સ્વરાજ મળ્યા પછી દુનિયાના ખૂણેખૂણે ઘૂમ્યા અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો શબ્દપ્રયોગ કરીએ તો 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય' બની રહ્યા. સ્વરાજ મળવા સુધી કાકાસાહેબનો પ્રિય મંત્ર હતો 'જીવન', સ્વરાજ્યોત્તર કાળમાં એમનો મંત્ર રહ્યો 'સમન્વય'. કાકાસાહેબ 'જીવન'ના પક્ષપાતી હતા. કાકાસાહેબ માટે શબ્દ પણ 'જીવન'ની ઉપાસનાનું માધ્યમ હતો. 'સમન્વય' મંત્રની દીક્ષા એમણે અનેકવિધતાથી સમૃદ્ધિવંત બનેલી અનોખી ભારતીય સંસ્કૃતિમાંથી લીધી હતી. તેઓ કહેતા કે ભારત એ ભિન્ન ભિન્ન ધર્મ. વંશ, સંસ્કાર એકરૂપ એક-રસ બને એને માટેની પ્રયોગશાળા છે. ભારતમાં સમન્વયનો પ્રયોગ સફળ નીવડે એટલે સારા જગતમાં પણ નીવડે. સ્વાતંત્ર્યોત્તરકાળમાં, દ્વિતીય વિશ્વયુદ્ધોત્તર-કાળમાં કાકાસાહેબ દેશમાં અને દુનિયામાં સમન્વયની ભાવનાના સંવર્ધન માટે મથતા રહ્યા.

આવું ભર્યું ભર્યું અસ્તિત્વ – ઊતરતી યુવાવસ્થાએ ક્ષયરોગનું ગ્રહણ લાગેલું છતાં તેને જીતીને પંચાણું વરસ ચાલેલું નિરામય, વીર, આર્ષ જીવન ગુજરાતી ભાષા દ્વારા તેજસ્વી રીતે અભિવ્યક્ત થતું રહ્યું. છેલ્લા દસકાઓમાં હિંદીમાં પણ એમણે લખ્યું. ગાંધીજીના અવતારકાર્યના એક સહયોગી, રાષ્ટ્રીય ઉત્થાનના કર્મઠ લડવૈયા, દેશના ખૂણેખૂણાના અનેક જીવનસાધકોના અને સંસ્થાઓના પ્રેરણામૂર્તિ, દેશ-વિદેશમાં અનેક કુટુંબો, મંડળો, સમાજોમાં ઉષ્મા, આનંદ અને પ્રકાશની લહાણ કરતા વત્સલ ગુરુજન,–કાકાસાહેબ કાલેલકરનાં આ વિવિધ પાસાં સમય જતાં સ્મૃતિશેષ થશે. રહેશે એમનો લેખનરાશિ અને એની દ્વારા પમરતું એમનું અનોખું માનવવ્યક્તિત્વ. દુનિયાના સાહિત્ય-ઈતિહાસોમાં સ્વભાષા સિવાયની ભાષાના સાહિત્ય-માં અમર સ્થાન મેળવનારાઓનાં ગણ્યાંગાંઠ્યાં દૃષ્ટાંતો મળે છે. કાકાસાહેબ તેમાંના એક છે. જન્મે મરાઠીભાષી કાકા કાલેલકર ગુજરાતી ભાષામાં અમર રહેશે. એમનું કેટલુંક લખાણ અત્યંત સમૃદ્ધ એવા ગુજરાતી ગદ્યના એક સુચારુ ઉચ્ચ શિખર સમું દીપી રહેશે.

છેક ૧૯૩૧માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રસ્તાવનામાં દસ શ્રેષ્ઠ ગુજરાતી ગદ્યકારોની યાદીમાં બલવંતરાય ક. ઠાકોરે કાકા કાલેલકરનો ઉલ્લેખ કર્યો છે. કાકાસાહેબે ગુજરાતી ભાષાની રગ નાજુકાઈથી પારખી લીધી હતી. મૂળે ભાષાઓનું એમના મનને વશીકરણ. બીજું, નાનાં બાળકો સાથે એમણે ઊંડી આત્મીયતાથી ભાષાવ્યવહાર આરંભ્યો. બાળકોની ચેતનાની શબ્દો-વાક્યઉક્તિઓ સાથેની ગડમથલો અત્યંત રસપ્રદ અને પ્રબોધક હોય છે. કાકાસાહેબની ગદ્યશૈલીનું એક મુખ્ય આકર્ષણ ભાષા સાથેની એમની બાલસહજ વૃત્તિથી ચાલતી રમતમાં જોઈ શકાય છે. અનેક નવા શબ્દો એ લીલયા બનાવે છે અને પારિભાષિક પર્યાયોની તો જાણે ટંકશાળ એમણે ન ખોલી હોય. ત્રીજું, કાકાસાહેબને ગણેશો મળ્યા તે બધા ભાષાના બંદાઓ. મૂળ સાથી સ્વામી આનંદ, જેમણે 'નવજીવન' પ્રેસ દ્વારા 'કાલેલકરના લેખો'–[૧]-

નું કલાદૃષ્ટિપૂર્વકનું ઉત્તમ પ્રકાશન, નવા નવા પ્રેસકાર્યમાં નોકરીએ જોડાયેલા તરુણ બચુભાઈ રાવતના સહકારમાં કર્યું. કાકાસાહેબ વિપુલ લખાણ મૂકી ગયા છે પણ બીજાઓના 'હાથે' એ લખાયું છે. એમના ગણેશોમાં મુખ્ય છે નરહરિભાઈ પરીખ, જુગતરામ દવે, ચંદ્રશંકર શુક્લ, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી, જેઠાલાલ ગાંધી, મનહરલાલ વોરા, અમૃતલાલ નાણાવટી, સરોજિની નાણાવટી, કુસુમ શાહ આદિ. (ગાંધીજી આ જાણતા એટલે ૧૯૩૦માં યરવડા જેલમાં કાકાસાહેબ એમની સાથે રહ્યા હતા ત્યારે એમણે પ્રસ્તાવ મૂક્યો, કાકા, તમારે કાંઈ લખાવવું હોય તો લખાવો!)

કાકાસાહેબનું ગદ્ય પ્રકૃતિચિત્રણમાં અને પ્રવાસવર્ણનમાં અપૂર્વ સર્જકતાથી ખીલી ઊઠે છે. ભૂગોળના રસિયા તેવા જ ખગોળની સૌંદર્યસમૃદ્ધિના પણ તરસ્યા. ભારતયાત્રી કાલિદાસ પછી સ્વદેશની પ્રકૃતિશ્રીનું આકંઠ પાન કરનાર અને એને શબ્દબદ્ધ કરનાર કાકાસાહેબ જેવા ઓછા જ પાક્યા હશે. એમનું ગદ્ય અનેક વાર કાવ્યની કોટિએ પહોંચે છે. કાકાસાહેબને બીજી એક મોટી અને વિરલ એવી બક્ષિસ છે તે વિનોદવૃત્તિની. (શેક્સપિયરમાં પક નામનું પાત્ર આવે છે તેના ઉપરથી ઓળખાતી પક-વૃત્તિની પણ.) એમની 'સ્મરણયાત્રા'માં અને 'ઓતરાતી દીવાલો'માં અને અનેક લલિત નિબંધોમાં એ ડોકિયાં કરે છે અને એમના ગદ્યને જીવંત બનાવે છે. એમનાં આત્મકથનાત્મક લખાણો અને અન્ય ચરિત્રસંકીર્તનો લલિત ગદ્ય બની રહે છે. એક શિક્ષક અને ચિંતક તરીકે કેળવણી, સમાજ, સંસ્કૃતિ અને ધર્મનાં વિવિધ પાસાં ઉપર સતત એ લખતા રહ્યા. તેમાંનું કેટલુંક મૌલિક, હમેશના રસનું છે તો કેટલાકનું વીસમી સદીના વૈચારિક ઇતિહાસના સંદર્ભમાં મહત્ત્વનું દસ્તાવેજી મૂલ્ય રહેશે. સાહિત્ય વિશે લખવાના એમને અનેક પ્રસંગો આવ્યા છે. આ સદીના ત્રીજાથી પાંચમા દસકામાં કેટલી તો પ્રસ્તાવનાઓ એમણે લખી! કલા પ્રત્યે અભિમુખતા કેળવવામાં પણ એમનાં લખાણોએ ભાગ ભજવ્યો.

કાકાસાહેબે લખ્યું ખૂબ છતાં પૂછો તો કહેશે કે પોતે સાહિત્યકાર થવા કશું કરતા નથી, જીવવાના ભાગરૂપે સહજપણે લખવાનું આવે તો તે લખે છે. એમને સાહિત્યના બે સહજ પ્રકારો પત્રલેખન અને વાસરી માટે સવિશેષ આસ્થા હતી. પત્ર એ અન્ય માનવબંધુ સાથેનો અપ્રત્યક્ષ વાર્તાલાપ છે તો વાસરી એ અન્તરાત્મા સાથેની, કહો કે અંતર્યામી સાથેની પ્રત્યક્ષ વાતચીત હોઈ શકે. બંને પ્રકાર કાકાસાહેબના હાથે અઢળક ખેડાયા. હજારો પત્રો એમણે લખ્યા. વાસરી પણ તૂટક તૂટક છતાં સારા એવા પાયા ઉપર એમના હાથે ખેડાઈ. સૂત્રાત્મક વાક્યો, મંત્રોદ્‌ગારો અનેક સ્વાક્ષર(ઑટોગ્રાફ)પોથીઓમાં એમણે ટપકાવ્યાં હશે તે પણ આ વર્ગમાં આવે અને એકઠાં થઈ શકે તો એક મનભર ખજાનો બની રહે. કાકાસાહેબ માણસ-ભૂખ્યા માણસ, ગોષ્ઠિના માણસ. જેઠાલાલ ગાંધી મીઠી ફરિયાદ કરતા તેમ કાકાસાહેબ આસપાસ દરબાર ભરાઈ જાય. કાકાસાહેબનું ઉત્તમ વાતચીતમાં

સ્વરાજ મળ્યા પછી દુનિયાના ખૂણેખૂણે ઘૂમ્યા અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો શબ્દપ્રયોગ કરીએ તો 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય' બની રહ્યા. સ્વરાજ મળવા સુધી કાકાસાહેબનો પ્રિય મંત્ર હતો 'જીવન', સ્વરાજ્યોત્તર કાળમાં એમનો મંત્ર રહ્યો 'સમન્વય'. કાકાસાહેબ 'જીવન'ના પક્ષપાતી હતા. કાકાસાહેબ માટે શબ્દ પણ 'જીવન'ની ઉપાસનાનું માધ્યમ હતો. 'સમન્વય' મંત્રની દીક્ષા એમણે અનેકવિધતાથી સમૃદ્ધિવંત બનેલી અનોખી ભારતીય સંસ્કૃતિમાંથી લીધી હતી. તેઓ કહેતા કે ભારત એ ભિન્ન ભિન્ન ધર્મ. વંશ, સંસ્કાર એકરૂપ એકરસ બને એને માટેની પ્રયોગશાળા છે. ભારતમાં સમન્વયનો પ્રયોગ સફળ નીવડે એટલે સારા જગતમાં પણ નીવડે. સ્વાતંત્ર્યોત્તરકાળમાં, દ્વિતીય વિશ્વયુદ્ધોત્તરકાળમાં કાકાસાહેબ દેશમાં અને દુનિયામાં સમન્વયની ભાવનાના સંવર્ધન માટે મથતા રહ્યા.

આવું ભર્યું ભર્યું અસ્તિત્વ – ઊતરતી યુવાવસ્થાએ ક્ષયરોગનું ગ્રહણ લાગેલું છતાં તેને જીતીને પંચાણું વરસ ચાલેલું નિરામય, વીર, આર્ષ જીવન ગુજરાતી ભાષા દ્વારા તેજસ્વી રીતે અભિવ્યક્ત થતું રહ્યું. છેલ્લા દસકાઓમાં હિંદીમાં પણ એમણે લખ્યું. ગાંધીજીના અવતારકાર્યના એક સહયોગી, રાષ્ટ્રીય ઉત્થાનના કર્મઠ લડવૈયા, દેશના ખૂણેખૂણાના અનેક જીવનસાધકોના અને સંસ્થાઓના પ્રેરણામૂર્તિ, દેશ-વિદેશમાં અનેક કુટુંબો, મંડળો, સમાજોમાં ઉષ્મા, આનંદ અને પ્રકાશની લહાણ કરતા વત્સલ ગુરુજન,–કાકાસાહેબ કાલેલકરનાં આ વિવિધ પાસાં સમય જતાં સ્મૃતિશેષ થશે. રહેશે એમનો લેખનરાશિ અને એની દ્વારા પમરતું એમનું અનોખું માનવવ્યક્તિત્વ. દુનિયાના સાહિત્ય-ઈતિહાસોમાં સ્વભાષા સિવાયની ભાષાના સાહિત્યમાં અમર સ્થાન મેળવનારાઓનાં ગણ્યાંગાંઠયાં દૃષ્ટાંતો મળે છે. કાકાસાહેબ તેમાંના એક છે. જન્મે મરાઠીભાષી કાકા કાલેલકર ગુજરાતી ભાષામાં અમર રહેશે. એમનું કેટલુંક લખાણ અત્યંત સમૃદ્ધ એવા ગુજરાતી ગદ્યના એક સુચારુ ઉચ્ચ શિખર સમું દીપી રહેશે.

છેક ૧૯૩૧માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રસ્તાવનામાં દસ શ્રેષ્ઠ ગુજરાતી ગદ્યકારોની યાદીમાં બલવંતરાય ક. ઠાકોરે કાકા કાલેલકરનો ઉલ્લેખ કર્યો છે. કાકાસાહેબે ગુજરાતી ભાષાની રગ નાજુકાઈથી પારખી લીધી હતી. મૂળે ભાષાઓનું એમના મનને વશીકરણ. બીજું, નાનાં બાળકો સાથે એમણે ઊંડી આત્મીયતાથી ભાષાવ્યવહાર આરંભ્યો. બાળકોની ચેતનાની શબ્દો-વાક્યઉક્તિઓ સાથેની ગડમથલો અત્યંત રસપ્રદ અને પ્રબોધક હોય છે. કાકાસાહેબની ગદ્યશૈલીનું એક મુખ્ય આકર્ષણ ભાષા સાથેની એમની બાલસહજ વૃત્તિથી ચાલતી રમતમાં જોઈ શકાય છે. અનેક નવા શબ્દો એ લીલયા બનાવે છે અને પારિભાષિક પર્યાયોની તો જાણે ટંકશાળ એમણે ન ખોલી હોય. ત્રીજું, કાકાસાહેબને ગણેશો મળ્યા તે બધા ભાષાના બંદાઓ. મૂળ સાથી સ્વામી આનંદ, જેમણે 'નવજીવન' પ્રેસ દ્વારા 'કાલેલકરના લેખો'–[૧]-

નું કલાદૃષ્ટિપૂર્વકનું ઉત્તમ પ્રકાશન, નવા નવા પ્રેસકાર્યમાં નોકરીએ જોડાયેલા તરુણ બચુભાઈ રાવતના સહકારમાં કર્યું. કાકાસાહેબ વિપુલ લખાણ મૂકી ગયા છે પણ બીજાઓના 'હાથે' એ લખાયું છે. એમના ગણેશોમાં મુખ્ય છે નરહરિભાઈ પરીખ, જુગતરામ દવે, ચંદ્રશંકર શુક્લ, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી, જેઠાલાલ ગાંધી, મનહરલાલ વોરા, અમૃતલાલ નાણાવટી, સરોજિની નાણાવટી, કુસુમ શાહ આદિ. (ગાંધીજી આ જાણતા એટલે ૧૯૩૦માં યરવડા જેલમાં કાકાસાહેબ એમની સાથે રહ્યા હતા ત્યારે એમણે પ્રસ્તાવ મૂક્યો, કાકા, તમારે કાંઈ લખાવવું હોય તો લખાવો!)

કાકાસાહેબનું ગદ્ય પ્રકૃતિચિત્રણમાં અને પ્રવાસવર્ણનમાં અપૂર્વ સર્જકતાથી ખીલી ઊઠે છે. ભૂગોળના રસિયા તેવા જ ખગોળની સૌંદર્યસમૃદ્ધિના પણ તરસ્યા. ભારતયાત્રી કાલિદાસ પછી સ્વદેશની પ્રકૃતિશ્રીનું આકંઠ પાન કરનાર અને એને શબ્દબદ્ધ કરનાર કાકાસાહેબ જેવા ઓછા જ પાકયા હશે. એમનું ગદ્ય અનેક વાર કાવ્યની કોટિએ પહોંચે છે. કાકાસાહેબને બીજી એક મોટી અને વિરલ એવી બક્ષિસ છે તે વિનોદવૃત્તિની. (શેક્સપિયરમાં પક નામનું પાત્ર આવે છે તેના ઉપર-થી ઓળખાતી પક-વૃત્તિની પણ.) એમની 'સ્મરણયાત્રા'માં અને 'ઓતરાતી દીવાલો'માં અને અનેક લલિત નિબંધોમાં એ ડોકિયાં કરે છે અને એમના ગદ્યને જીવંત બનાવે છે. એમનાં આત્મકથનાત્મક લખાણો અને અન્ય ચરિત્રસંકીર્તનો લલિત ગદ્ય બની રહે છે. એક શિક્ષક અને ચિંતક તરીકે કેળવણી, સમાજ, સંસ્કૃતિ અને ધર્મનાં વિવિધ પાસાં ઉપર સતત એ લખતા રહ્યા. તેમાંનું કેટલુંક મૌલિક, હમેશના રસનું છે તો કેટલાકનું વીસમી સદીના વૈચારિક ઇતિહાસના સંદર્ભમાં મહત્ત્વનું દસ્તાવેજી મૂલ્ય રહેશે. સાહિત્ય વિશે લખવાના એમને અનેક પ્રસંગો આવ્યા છે. આ સદીના ત્રીજાથી પાંચમા દસકામાં કેટલી તો પ્રસ્તાવનાઓ એમણે લખી! કલા પ્રત્યે અભિમુખતા કેળવવામાં પણ એમનાં લખાણોએ ભાગ ભજવ્યો.

કાકાસાહેબે લખ્યું ખૂબ છતાં પૂછો તો કહેશે કે પોતે સાહિત્યકાર થવા કશું કરતા નથી, જીવવાના ભાગરૂપે સહજપણે લખવાનું આવે તો તે લખે છે. એમને સાહિત્યના બે સહજ પ્રકારો પત્રલેખન અને વાસરી માટે સવિશેષ આસ્થા હતી. પત્ર એ અન્ય માનવબંધુ સાથેનો અપ્રત્યક્ષ વાર્તાલાપ છે તો વાસરી એ અન્તરાત્મા સાથેની, કહો કે અંતર્યામી સાથેની પ્રત્યક્ષ વાતચીત હોઈ શકે. બંને પ્રકાર કાકાસાહેબના હાથે અઢળક ખેડાયા. હજારો પત્રો એમણે લખ્યા. વાસરી પણ તૂટક તૂટક છતાં સારા એવા પાયા ઉપર એમના હાથે ખેડાઈ. સૂત્રાત્મક વાક્યો, મંત્રોદ્ગારો અનેક સ્વાક્ષર(ઑટોગ્રાફ)પોથીઓમાં એમણે ટપકાવ્યાં હશે તે પણ આ વર્ગમાં આવે અને એકઠાં થઈ શકે તો એક મનભર ખજાનો બની રહે. કાકાસાહેબ માણસ-ભૂખ્યા માણસ, ગોષ્ઠિના માણસ. જેઠાલાલ ગાંધી મીઠી ફરિયાદ કરતા તેમ કાકાસાહેબ આસપાસ દરબાર ભરાઈ જાય. કાકાસાહેબનું ઉત્તમ વાતચીતમાં

પ્રગટ થતું. અખૂટ જીવનરસ, અત્યંત કુશાગ્ર બુદ્ધિ, અદમ્ય વિનોદવૃત્તિ, વસ્તુને વિશાળ સંદર્ભમાં જોવાની ફાવટ આ બધાંને લીધે કાકાસાહેબનું સભર વ્યક્તિત્વ વાર્તાલાપમાં અપૂર્વ રમણીયતાથી ઊઘડતું. કોઈએ કાકા કાલેલકર સાથેની બેઠકોના અહેવાલ ટપકાવ્યા હોત તો એ ઉત્તમ સહજ સાહિત્યમાં સ્થાન પામે એવા નીવડ્યા હોત એમ કહેવામાં ભાગ્યે જ અતિશયોક્તિ હોય. એની અવેજીમાં, ભાઈ રવીન્દ્ર કેળેકરે મુલાકાતો લઈ તૈયાર કરેલ અનુપમ સંચય 'કાકા કાલેલકર સાથે વિવિધ વાર્તાલાપ'થી મન મનાવવું રહ્યું.

ગુજરાતી ભાષામાં પોતાનું હૃદયસર્વસ્વ રેડનાર કાકાસાહેબ કાલેલકરની વાણી એમના જન્મશતાબ્દી વર્ષમાં ગુજરાતીભાષાભાષી સમાજ ગ્રંથાવલિરૂપે પ્રગટ કરે એ બધી રીતે ઉચિત છે. ભારતમાં જન્મીને ભારતની સર્વ પ્રકારની આત્મલક્ષ્મી–નિસર્ગલક્ષ્મી તેમ જ અધ્યાત્મલક્ષ્મી વ્યક્તિત્વના તારતારમાં અનુભવનાર અને એનો અનુભવ પણ કરાવનાર એક વિરલ ભારતપુત્રની આંતરસમૃદ્ધિ એ રીતે કંઈક જળવાશે. ભારતના આધુનિક પ્રબોધકાળ અને પુરષાર્થકાળનાં કેટલાંક સ્મરણો, ચિંતનો, નિરીક્ષણો પણ સચવાશે. આ શતાબ્દી ગ્રંથમાળા નિમિત્તે એક મોટા ગજાના લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે રજૂ કરવાનો સુંદર નમૂનો તો આપણી ભાષાને મળશે જ.

આશા છે કે જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણીને પ્રસ્તુત કરતી કાલેલકર ગ્રંથાવલિને વ્યક્તિઓ અને સંસ્થાઓ કૃતજ્ઞભાવે વધાવી લેશે.

અમદાવાદ

૧૨–૧૦–૧૯૮૪

**ઉમાશંકર જોશી**

પ્રમુખ

ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ

# સંપાદકીય

કાકાસાહેબના નવેક હજાર પૃષ્ઠો જેટલા ગદ્યરાશિને ગ્રંથાવલિરૂપે ગુજરાતીભાષી સમાજ આગળ રજૂ કરી દેવો–અને એને માટે ૧૯૮૫નું એમનું જન્મશતાબ્દી વર્ષ એ ઉત્તમ અવસર છે–એમ કેટલાક મિત્રોને સૂઝયું. આચાર્ય કાકા કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિની રચના થઈ. પાંચસો-છસો પૃષ્ઠોનું એક એવાં પંદરેક પુસ્તકો થશે એવો અંદાજ છે. નવજીવન પ્રેસે એના મુદ્રણકાર્યમાં સહકાર આપવા તૈયારી બતાવી. આખી ગ્રંથાવલિનું મૂલ્ય રૂ. ૭૦૦ નક્કી કરી આગોતરા ગ્રાહકો નોંધવા માંડયા, જેનો પ્રતિભાવ પ્રોત્સાહક નીવડે એવો છે. આપણી ભાષામાં એક લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે પ્રગટ કરવાના આ પ્રયત્નને આપણી શાળાઓ, ઉચ્ચ માધ્યમિક શાળાઓ, કૉલેજો, જાહેર પુસ્તકાલયો અને અનેક સાહિત્યપ્રેમીઓ અને અભ્યાસીઓ આગોતરા ગ્રાહકો તરીકે નોંધાઈને સંપૂર્ણ રીતે સફળ બનાવવામાં સહાયભૂત થશે એવી શ્રદ્ધા છે. ગુજરાત સરકારે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન ટ્રસ્ટને ઉદારતાપૂર્વક ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા રૂ. બે લાખની મદદ કરી છે અને કુલ સાત લાખ રૂપિયા ખર્ચ થાય તો વધુ દોઢ લાખની રકમ દેણગી તરીકે આપવાનું મંજૂર કરીને આ ગ્રંથાવલિ યોજનાને પીઠબળ આપ્યું છે તે માટે તેના ઋણી છીએ.

કાકાસાહેબ કાલેલકર જન્મશતાબ્દી વર્ષનો ૧લી ડિસેમ્બર ૧૯૮૪થી આરંભ થશે અને પછી આખું વરસ તેની આખા દેશમાં સ્થળે સ્થળે ઉજવણી થશે. તે તારીખે આ ગ્રંથાવલિનાં ત્રણ-ચાર પુસ્તકોનું પ્રકાશન થઈ શકશે એવી ગણતરી છે. બાકીના ગ્રંથો શતાબ્દી-વર્ષ દરમ્યાન તૈયાર થશે.

કાલેલકર ગ્રંથાવલિનાં આરંભનાં પુસ્તકો લલિત સાહિત્યનાં આપવાં અને પછી સાહિત્ય, સંસ્કૃતિ, શિક્ષણ, સમાજ, ધર્મ અંગેનાં લખાણો અને અંતે વાસરી અને પત્રો આપવા એવું વિચાર્યું હતું, જોકે યોજનામાં અનુભવે ફેર પાડવો પડયો છે. ગ્રંથાવલિના પહેલા બે ભાગમાં પ્રવાસ સાહિત્ય, ત્રીજામાં લલિત નિબંધો, ચોથામાં કેળવણીવિષયક, પાંચમા-છઠ્ઠામાં સમાજ-સંસ્કૃતિવિષયક, સાતમા-આઠમામાં ચરિત્રવિષયક, નવમા-દસમામાં સાહિત્યવિષયક લખાણો, ... ... ... એ રીતે ગ્રંથાવલિના ભાગોનો ક્રમ ચાલશે. શરૂઆતમાં પહેલો ભાગ (પ્રવાસ), ત્રીજો ભાગ (લલિત નિબંધો), પાંચમો (સમાજ-સંસ્કૃતિ), નવમો (સાહિત્ય),–એ ગ્રંથો તૈયાર થશે.

પ્રગટ થતું. અખૂટ જીવનરસ, અત્યંત કુશાગ્ર બુદ્ધિ, અદમ્ય વિનોદવૃત્તિ, વસ્તુને વિશાળ સંદર્ભમાં જોવાની ફાવટ આ બધાંને લીધે કાકાસાહેબનું સભર વ્યક્તિત્વ વાર્તાલાપમાં અપૂર્વ રમણીયતાથી ઊઘડતું. કોઈએ કાકા કાલેલકર સાથેની બેઠકોના અહેવાલ ટપકાવ્યા હોત તો એ ઉત્તમ સહજ સાહિત્યમાં સ્થાન પામે એવા નીવડયા હોત એમ કહેવામાં ભાગ્યે જ અતિશયોક્તિ હોય. એની અવેજીમાં, ભાઈ રવીન્દ્ર કેળેકરે મુલાકાતો લઈ તૈયાર કરેલ અનુપમ સંચય 'કાકા કાલેલકર સાથે વિવિધ વાર્તાલાપ'થી મન મનાવવું રહ્યું.

ગુજરાતી ભાષામાં પોતાનું હૃદયસર્વસ્વ રેડનાર કાકાસાહેબ કાલેલકરની વાણી એમના જન્મશતાબ્દી વર્ષમાં ગુજરાતીભાષાભાષી સમાજ ગ્રંથાવલિરૂપે પ્રગટ કરે એ બધી રીતે ઉચિત છે. ભારતમાં જન્મીને ભારતની સર્વ પ્રકારની આત્મલક્ષ્મી—નિસર્ગલક્ષ્મી તેમ જ અધ્યાત્મલક્ષ્મી વ્યક્તિત્વના તારતારમાં અનુભવનાર અને એનો અનુભવ પણ કરાવનાર એક વિરલ ભારતપુત્રની આંતરસમૃદ્ધિ એ રીતે કંઈક જળવાશે. ભારતના આધુનિક પ્રબોધકાળ અને પુરુષાર્થકાળનાં કેટલાંક સ્મરણો, ચિંતનો, નિરીક્ષણો પણ સચવાશે. આ શતાબ્દી ગ્રંથમાળા નિમિત્તે એક મોટા ગજાના લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે રજૂ કરવાનો સુંદર નમૂનો તો આપણી ભાષાને મળશે જ.

આશા છે કે જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણીને પ્રસ્તુત કરતી કાલેલકર ગ્રંથાવલિને વ્યક્તિઓ અને સંસ્થાઓ કૃતજ્ઞભાવે વધાવી લેશે.

અમદાવાદ
૧૨-૧૦-૧૯૮૪

**ઉમાશંકર જોશી**
પ્રમુખ
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ

# સંપાદકીય

કાકાસાહેબના નવેક હજાર પૃષ્ઠો જેટલા ગદ્યરાશિને ગ્રંથાવલિરૂપે ગુજરાતીભાષી સમાજ આગળ રજૂ કરી દેવો–અને એને માટે ૧૯૮૫નું એમનું જન્મશતાબ્દી વર્ષ એ ઉત્તમ અવસર છે–એમ કેટલાક મિત્રોને સૂઝયું. આચાર્ય કાકા કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિની રચના થઈ. પાંચસો-છસો પૃષ્ઠોનું એક એવાં પંદરેક પુસ્તકો થશે એવો અંદાજ છે. નવજીવન પ્રેસે એના મુદ્રણકાર્યમાં સહકાર આપવા તૈયારી બતાવી. આખી ગ્રંથાવલિનું મૂલ્ય રૂ. ૭૦૦ નક્કી કરી આગોતરા ગ્રાહકો નોંધવા માંડયા, જેનો પ્રતિભાવ પ્રોત્સાહક નીવડે એવો છે. આપણી ભાષામાં એક લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે પ્રગટ કરવાના આ પ્રયત્નને આપણી શાળાઓ, ઉચ્ચ માધ્યમિક શાળાઓ, કૉલેજો, જાહેર પુસ્તકાલયો અને અનેક સાહિત્યપ્રેમીઓ અને અભ્યાસીઓ આગોતરા ગ્રાહકો તરીકે નોંધાઈને સંપૂર્ણ રીતે સફળ બનાવવામાં સહાયભૂત થશે એવી શ્રદ્ધા છે. ગુજરાત સરકારે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન ટ્રસ્ટને ઉદારતાપૂર્વક ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા રૂ. બે લાખની મદદ કરી છે અને કુલ સાત લાખ રૂપિયા ખર્ચ થાય તો વધુ દોઢ લાખની રકમ દેણગી તરીકે આપવાનું મંજૂર કરીને આ ગ્રંથાવલિ યોજનાને પીઠબળ આપ્યું છે તે માટે તેના ઋણી છીએ.

કાકાસાહેબ કાલેલકર જન્મશતાબ્દી વર્ષનો ૧લી ડિસેમ્બર ૧૯૮૪થી આરંભ થશે અને પછી આખું વરસ તેની આખા દેશમાં સ્થળે સ્થળે ઉજવણી થશે. તે તારીખે આ ગ્રંથાવલિનાં ત્રણ-ચાર પુસ્તકોનું પ્રકાશન થઈ શકશે એવી ગણતરી છે. બાકીના ગ્રંથો શતાબ્દી-વર્ષ દરમ્યાન તૈયાર થશે.

કાલેલકર ગ્રંથાવલિનાં આરંભનાં પુસ્તકો લલિત સાહિત્યનાં આપવાં અને પછી સાહિત્ય, સંસ્કૃતિ, શિક્ષણ, સમાજ, ધર્મ અંગેનાં લખાણો અને અંતે વાસરી અને પત્રો આપવા એવું વિચાર્યું હતું, જોકે યોજનામાં અનુભવે ફેર પાડવો પડયો છે. ગ્રંથાવલિના પહેલા બે ભાગમાં પ્રવાસ સાહિત્ય, ત્રીજામાં લલિત નિબંધો, ચોથામાં કેળવણીવિષયક, પાંચમા-છઠ્ઠામાં સમાજ-સંસ્કૃતિવિષયક, સાતમા-આઠમામાં ચરિત્રવિષયક, નવમા-દસમામાં સાહિત્યવિષયક લખાણો, ... ... ... એ રીતે ગ્રંથાવલિના ભાગોનો ક્રમ ચાલશે. શરૂઆતમાં પહેલો ભાગ (પ્રવાસ), ત્રીજો ભાગ (લલિત નિબંધો), પાંચમો (સમાજ-સંસ્કૃતિ), નવમો (સાહિત્ય),–એ ગ્રંથો તૈયાર થશે.

આ ગ્રંથમાં 'જીવતા તહેવારો' (પ્રથમ આવૃત્તિ ૧૯૩૪, બી. આ. ૧૯૩૭, ત્રીજી આવૃત્તિ ૧૯૩૯, સુધારેલીવધારેલી ચોથી, પાંચમી અને પછી સુધારેલીવધારેલી છઠ્ઠી આવૃત્તિ ૧૯૭૨) એ ગ્રંથ તથા તેમના સંસ્કૃતિ, સમાજ, સ્વદેશી અને રાજ્યવિષયક લેખો પસંદગી કરીને સંગૃહીત કરવામાં આવ્યા છે.

'જીવતા તહેવારો'માંના લેખ–૪(ગીતાજયંતી)માંના પ્રથમ ત્રણ લેખોને ('ભગવદ્ગીતા', 'યુદ્ધગીતાની જયંતી' અને 'જગદ્ગુરુ ગીતા') લેખકે પોતે એમના 'જીવનપ્રદીપ' પુસ્તકમાં પ્રકાશિત કર્યા હોવાથી, અને લેખ ૨૧(ગુરુપૂર્ણિમા)માંના 'આચાર્યદેવો ભવ' અને 'વિશાળબુદ્ધિ વ્યાસ' એ બે લેખ લેખકે 'વાત્સલ્યની પ્રસાદી'માં સમાવેલા હોવાથી અહીં એ પ્રકાશિત કર્યા નથી. જ્યારે 'વાત્સલ્યની પ્રસાદી'માંનો 'ગુરુપૂર્ણિમા' લેખ અહીં પ્રસ્તુત હોવાથી એને એ પુસ્તકમાંથી અહીં સ્થાન આપવામાં આવ્યું છે. 'સંતજયંતી' વિભાગના લેખ ૩૮માંનો પ્રથમ લેખ 'મીરાંની અદ્ભુત સાધના', ૪૪મો લેખ 'જનાબાઈ' અને 'રાષ્ટ્રીય તહેવારો' વિભાગના લેખ ૪૯ ('રાષ્ટ્રમાતા કસ્તૂરબા')ના 'નિષ્ઠામૂર્તિ બા' અને 'વાત્સલ્યમૂર્તિ બા' એ બે લેખો પણ લેખકે એમના પુસ્તક 'નારીજીવનપરિમલ'માં પ્રગટ કર્યા હોવાથી એ અહીં લીધા નથી. લેખ પર 'સ્વ. લોકમાન્ય ટિળક' ગ્રંથાવલિના ૮મા ગ્રંથના 'ચરિત્રકીર્તન' વિભાગમાં લીધો હોવાથી અને લેખ ૫૩ 'પવિત્ર આહુતિ' લેખકે 'ગાંધીયુગના જ્યોતિર્ધરો'માં પ્રગટ કરેલો હોવાથી એ બંને લેખોને પણ અહીં લીધા નથી. આ પુસ્તકના અંતે પ્રગટ કરેલા 'પરિશિષ્ટ'માં 'ચિચવડના પત્રો'નો વિભાગ ઉમેરેલો છે. ૧લા પત્રનો ઉત્તરાર્ધ 'ચિચવડના પથરા'(જુઓ ગ્રંથાવલિ–૩)માં સમાવિષ્ટ છે એટલે એ ભાગ છોડી દીધો છે અને પત્ર ૨, ૩, ૪ અહીં પ્રગટ કર્યા છે. 'પ્રજારાજ્ય' એ રામનવમીવિષયક અગ્રંથસ્થ લેખ અહીં ઉમેરેલો છે.

'જીવતા તહેવારો' પછી લેખકના સંસ્કૃતિ અને સમાજવિષયક અગ્રંથસ્થ લેખો અહીં પ્રથમ વાર ગ્રંથસ્થ થાય છે. સ્વદેશી અને રાજ્યવિષયક લેખોને લેખકના ગ્રંથસ્થ તેમ જ અગ્રંથસ્થ લેખોમાંથી પસંદ કરીને અહીં સ્થાન આપવામાં આવ્યું છે.

કાકાસાહેબનાં લખાણોમાં વિવિધ રસો અને જીવનશ્રદ્ધાઓ વારંવાર ઓતપ્રોત થઈને આવતાં હોય છે. એટલે ચોક્કસ વિષય અનુસાર એમના લેખોનું વર્ગીકરણ કરવું તે મૂંઝવતો સવાલ છે. તેમ છતાં શક્ય તેટલું વર્ગીકરણ કરવા પ્રયાસ કર્યો છે, જોકે આમાં અભિપ્રાયભેદને ખાસ્સો અવકાશ રહે.

# અનુક્રમણિકા

## જીવતા તહેવારો (૬–૧૯૯)

## સંસ્કૃતિવિષયક અગ્રંથસ્થ લેખો (૨૦૧–૩૨૨)



## સમાજવિષયક અગ્રંથસ્થ લેખો (૩૨૩–૪૮૮)

## સ્વદેશીવિષયક લેખો (૪૮૯–૫૩૬)



## રાજ્યવિષયક લેખો (૫૩૭–૫૯૩)

# સમૃદ્ધ એકતાનું આપણું મિશન

એકબે મહત્ત્વના કારણસર મેં ગુજરાત છોડીને બીજાં કામો (ગાંધીજીએ બતાવેલાં જ) માથે લેવાનું નક્કી કર્યું (સન ૧૯૩૪). આ વિચાર પૂ. ગાંધીજીને જરાય ગમ્યો નહીં. મારું કામ શ્રી નરહરિભાઈ ઉત્તમ રીતે ચલાવી શકશે એમ મેં માન્યું હતું. પણ પરિસ્થિતિ અનુકૂળ ન નીવડી. નરહરિભાઈ પણ દુઃખી થયા. મેં એક ઠેકાણે લખ્યું જ છે કે ગુજરાત સાથેનો સમગ્ર જીવનનો સંબંધ છોડી દેવો મારે માટે લગભગ આત્મહત્યા જેવું પગલું હતું.

ત્યાર પછી પણ હું તો ગાંધીકાર્યમાં જ રચ્યોપચ્યો રહ્યો. દેશ આખામાં ફર્યો. હજી એ સેવા ચાલુ જ છે. અને છતાં અહીં કહી શકું કે ગુજરાતમાં પંદરવીસ વર્ષો દરમિયાન સમાજ સાથે એકરૂપ થઈને જે જીવન મેં ગાળ્યું તેવું ત્યાર પછીનાં પાંત્રીસ વર્ષમાં મને મળ્યું નથી. અને તેથી 'જીવતા તહેવારો'માં જે આત્મીયતાથી અને આત્મવિશ્વાસથી હું સૂચનાઓ આપી શકતો હતો તે સ્થિતિ '૩૪ની સાલ પછી રહી નથી. ગાંધીઆશ્રમ, વિદ્યાપીઠ કે રાષ્ટ્રીય શાળાઓ દ્વારા સમાજના જીવન સાથે જેમ હું તદ્રૂપ થઈ શકતો હતો તે વાતાવરણ નહીં રહેવાથી પછીના લખાણમાં એક જાતની અલિપ્તતા આવી ગઈ છે.

બીજી બાજુ આ છેલ્લાં પાંત્રીસ વર્ષમાં દેશ આખામાં ફરતો હોવાથી, અને આખા દેશના રાષ્ટ્રીય તેમ જ સાંસ્કૃતિક સવાલની ચર્ચા અખંડ કરવી પડવાથી, દૃષ્ટિમાં ઘણી વ્યાપકતા આવી ગઈ છે. જાગતિક સવાલો પણ આપણે માટે, સ્વરાજ્ય પછી, વધારે જીવતા અને મહત્ત્વના થવા લાગ્યા છે. ભારતનું વાતાવરણ સર્વધર્મી થવું જોઈએ; એના બદલામાં એ નિધર્મી બનાવવાના પ્રયત્નો જોર પકડી રહ્યા છે. પરિણામે ભારતમાં વસતા અનેક ધર્મોની 'સારી અસર' ભૂંસાઈ જવા લાગી છે. અને 'માઠી અસર' વધુ ને વધુ માઠી થવા લાગી છે. કેળવણીમાં તો ધર્મનો એકડો જ નીકળી ગયો છે. એના કરતાંયે વિશેષ ચિંતાનો વિષય એ કે કેળવણીકારો પોતે રાજદ્વારી વિષયોમાં જેટલો રસ લે છે તેટલો ધાર્મિક, આધ્યાત્મિક અને નૈતિક વિષયોમાં લેવાની આવશ્યકતા હવે જોતા નથી.

સંભવ છે કે તહેવારોની ઉજવણીની પદ્ધતિઓ સુધારીને આપણે સર્વધર્મ-સમભાવ અને સાંસ્કૃતિક રાષ્ટ્રીય એકતા વધારે મજબૂત કરી શકીશું.

રાષ્ટ્રનો ઈતિહાસ જેમને માટે જીવતો છે, રાષ્ટ્રીય સંસ્કૃતિ દ્વારા માનવજાતની સેવા કરવાની મહત્ત્વાકાંક્ષા જેઓ સેવે છે, અને ભારતને એના જાગતિક મિશન

માટે તૈયાર કરવાની જવાબદારી જેઓ અનુભવે છે, તેમની દ્વારા આ વિષય ફરી વાર સજીવન કરી શકાય એમ છે.

ગુજરાતીમાં 'જીવતા તહેવારો'ની પાંચ આવૃત્તિઓ લોકોએ ઉત્સાહભેર અપનાવી. એટલે એની ઉપયોગિતા ક્યારની સિદ્ધ થઈ ચૂકી છે. છઠ્ઠી આવૃત્તિ માટે મારે એમાં કેટલીયે નવી નવી વસ્તુઓ ઉમેરવી હતી. ગાંધીજીનો સર્વધર્મ-સમભાવ એ જ આ યુગનો યુગધર્મ છે. એને પોષક એવું કેટલુંયે નવું નવું આમાં ઉમેરવું હતું. પણ એ ક્યારે મળે? મારા વાચકોની, અને મારી વહાલી પ્રકાશન સંસ્થાની ધીરજ ખૂટી. એમણે નક્કી કર્યું કે જેવી છે તેવી નવી આવૃત્તિ બહાર પાડ્યે જ છૂટકો.

રાજકીય એકતા ટકાવવી હોય તોપણ સાંસ્કૃતિક એકતાને મજબૂત અને સમૃદ્ધ કર્યે જ છૂટકો. એ કામ ત્યારે જ બની શકે જ્યારે આપણે એકબીજાના તહેવારો ઊજવી શકીશું, ભેદનાં તત્ત્વો ગૌણ કરીશું, અને બધા ધર્મોમાં, સંસ્કૃતિના નવા નવા આવિષ્કારોમાં, અને ભિન્ન ભિન્ન ભાષાના સાહિત્યમાં, કૌટુંબિક ભાવ ખીલવી શકીશું. આપણે ત્યાં દુનિયાના લગભગ બધા જ ધર્મો આવીને વસ્યા છે. એમની વચ્ચે સંઘર્ષ રહે એ કોઈ કાળે ચલાવી ન લેવાય. બધા ધર્મો વચ્ચે કૌટુંબિક ભાવ સ્થાપન કરીએ. આ કામમાં તહેવારો, જો સુંદર અને ઉદાર રીતે ગોઠવાયેલા હોય તો, ઉત્તમમાં ઉત્તમ મદદ કરી શકશે.

સન્નિધિ, રાજઘાટ, નવી દિલ્હી–૧, તા. ૩૧–૩–'૭૨ **કાકા કાલેલકર**

## અસ્તોદય

આશ્રમની શાળામાં અમે રાષ્ટ્રીય શિક્ષણના તે વખતના આદર્શ પ્રમાણે તહેવારો ઊજવતા. આપણી સંસ્કૃતિનાં સુંદર સુંદર તત્ત્વો આપણા તહેવારોમાં ગૂંથાયેલાં છે એમ જોઈ ભારતીય સંસ્કૃતિનાં કેટલાંક લક્ષણો વિશદ કરવા માટે વખતોવખત હું નિબંધો લખતો. એ જ અરસામાં ઉત્સવો કેમ ઊજવવા એ વિશેની સૂચનાઓ આપતો એક રિપોર્ટ આશ્રમની શાળાએ માગ્યો. એ બધો મસાલો એકત્ર કરી જીવતા તહેંવારોને નામે પ્રસિદ્ધ કર્યો. આ ચોપડીને ગુજરાતે ધાર્યા કરતાં પણ વધારે આવકાર આપ્યો. સંસ્કૃતના અધ્યયનની દૃષ્ટિએ આ ચોપડીની ઉપયોગિતા જોઈ મહારાષ્ટ્રના મિત્રોએ મરાઠીમાં એનો અનુવાદ કર્યો. વિશાળ હિંદુ જગતને એનો ઉપયોગ થાય એ દૃષ્ટિથી એનો હિંદી અનુવાદ પણ નવજીવન પ્રકાશન મંદિરે બહાર પાડ્યો છે. અને ત્રણેય ભાષામાં એની આવૃત્તિઓ પ્રકાશિત થતી જ જાય છે.

આપણું રાષ્ટ્રીય જીવન જેમ ખીલતું ગયું તેમ આમાં રાષ્ટ્રીય તહેવારો ઉમેરાતા ગયા. અને તહેવારોની દૃષ્ટિનો જેમાં જરા સરખો પણ સંપર્ક નથી એવા નિબંધો પણ આમાં આવતા ગયા.

મને લાગે છે કે હવે આ ચોપડીમાં ઉમેરા કરવાની પ્રવૃત્તિને રોકવી જ જોઈએ. નહીં તો મૂળ ચોપડીનો ઉદ્દેશ અને એનું સ્વરૂપ બન્ને બદલાઈ જશે.

આશ્રમની શાળા અને ખુદ આશ્રમ બન્નેનું વિસર્જન ક્યારનું થયું છે. કેટલાક તહેવારો જે તે વખતે 'જીવતા' હતા, અથવા જિવાડી શકાય એમ લાગતું હતું, તે હવે લોકપ્રિય રહ્યા નથી. કેટલાક તો ભૂંસાઈ પણ ગયા છે. જે સમાજનો તે વખતે સાથ હતો તે સમાજ પણ હવે કંઈક બદલાયો છે અથવા પાછળ રહ્યો છે.

હિંદુ સમાજમાંથી મોટો ભાગ હવે ધીમે ધીમે હિંદુસ્તાની થતો જાય છે. અને જે ભાગ આમ પ્રગતિ કરવા તૈયાર નથી તેણે સંસ્કૃતિ કરતાં રાજદ્વારી હસ્તીને વધારે મહત્ત્વ આપ્યું અને સંસ્કૃતિ અને પ્રગતિને ભોગે પોતાની રાજદ્વારી નીતિનો પ્રચાર ચલાવ્યો. અને પરિણામે રાજદ્વારી હસ્તી પણ ખોતો જાય છે.

મહાયુદ્ધને અંતે સમાજમાં જે જબરદસ્ત પરિવર્તનો થયાં, અને હિંદુસ્તાનના સ્વતંત્ર થવાથી આપણી ઉપર જે સામાજિક અને સાંસ્કૃતિક જવાબદારીઓ આવી પડી છે, તે બધાંનો વિચાર કરતાં, હવે જૂનાના પુનરુદ્ધાર કરતાં નવનિર્માણનો યુગ બેઠો છે એમ જ કહેવું જોઈએ.

ગાંધીજીના બલિદાનનું ખાતર જે સંસ્કૃતિને મળ્યું છે તેનો ભવિષ્યકાળ કલ્પનાતીત ઊજળો છે. ગાંધીજીના શરીરનો નાશ થયો એની સાથે આ દેશમાં, એમને હાથે વવાયેલી, સર્વ-ધર્મ-સમભાવવાળી સર્વોદયી સંસ્કૃતિમાં ગાંધીજીનું ચૈતન્ય પ્રગટ થયું છે. એ સંસ્કૃતિ હવે પોતાનાં સ્વતંત્ર વ્રતો, ઉત્સવો અને તહેવારો ઉપજાવશે. જૂનાઓને નવું રૂપ આપશે. અને નવી દુનિયા નવા આદર્શોને મૂર્તિમંત કરશે. જીવતા તહેવારોમાં જે દૃષ્ટિ, જે વિચારણા અને જે આદર્શો રજૂ થયા છે, તે બધા સર્વોદય સંસ્કૃતિની પૂર્વતૈયારી રૂપ અથવા પગથિયા રૂપ ગણાય.

આશ્રમમાં જે તહેવારો ઊજવાતા તેમાં અખંડ પ્રવાસી ગાંધીજી ભાગ્યે જ ભાગ લઈ શકતા. એક વખતે શિવાજી ઉત્સવમાં અમે તેમને આણી શક્યા હતા. જન્માષ્ટમીના ગીતાપારાયણમાં તેઓ કોક વાર આવીને બેઠા હશે. ચરખા-દ્વાદશી અથવા રેંટિયા-બારશનું સ્વરૂપ તો તેમણે જ ઘડયું હતું. એમના જન્મદિવસને અમે 'મોહન-દ્વાદશી'નું નામ આપ્યું હતું તે ફેરવી અહિંસક સંસ્કૃતિના પ્રતીક સમા રેંટિયાને જ એમણે એ દિવસ અર્પણ કર્યો. એમના નિર્વાણના દિવસને આખા દેશે 'સર્વોદય દિવસ'નું નામ આપ્યું. આમ ગાંધીજીનાં જન્મ અને મરણ બન્ને સર્વ-લોક-શુભંકર બન્યાં છે.

અહીં જૂના યુગનો અસ્ત થાય છે અને નવા યુગનો ઉદય. માટે જીવતા તહેવારોની નિબંધમાળા અહીં સ્વાભાવિક રીતે પૂર્ણ થાય છે. નવા યુગની નવી પ્રેરણા પોતાનાં સંવર્ધકને અને કીર્તનકારને માગી લેશે. એ જે કોઈ હોય તેને પ્રણામ કરી જીવતા તહેવારોની આ ચોપડી સમાજના હાથમાં સોંપી દઉં છું.

કાકા કાલેલકર

# ૧. જીવતા તહેવારો

વરુની પેઠે ખાવું, બિલાડીની પેઠે બગાસાં ખાવાં અને અજગરની પેઠે પડયા રહેવું એ તહેવારનું મુખ્ય લક્ષણ કોક કોક ઠેકાણે થઈ પડયું છે. એક તહેવાર એટલે ત્રણ દિવસનો બગાડ એટલું તો ખરું જ. આવી હાલતમાંથી તહેવારોને બચાવવા એ આપણું મુખ્ય કામ છે.

'તહેવારો કાઢી જ નાખીએ તો કેમ?' એ દૃષ્ટિનો પણ અમે વિચાર કર્યો. રોજની આવશ્યક અને સ્ફૂર્તિદાયક પ્રવૃત્તિ શિથિલ કરવી, પોતાની સ્થિતિને હંમેશ ન પોસાય એવાં કપડાં પહેરવાં, જાતજાતનાં મિષ્ટાન્નો ઉડાવી ઇંદ્રિયોને લોલુપતાની લત લગાડવી, અને પાનાં, શેતરંજ, સોગઠાં વગેરે નિરર્થક બેઠાડુ રમતોમાં વખત બગાડવામાં એકબીજાને ઉત્તેજન આપવું, એટલો જ જો તહેવારોનો અર્થ થતો હોય તો તહેવારો કાઢી નાખવા એ જ યોગ્ય છે.

પણ અમારી કલ્પના પ્રમાણે તહેવારો અને ઉત્સવોને જીવનમાં વિશિષ્ટ અને મહત્ત્વનું સ્થાન છે. તહેવારો દ્વારા જ આપણે સંસ્કૃતિનાં કેટલાંક અંગો સારી રીતે જાળવી અને ખીલવી શકીએ છીએ; વિશિષ્ટ પ્રસંગો અને તેમનું મહત્ત્વ સ્મરણમાં રાખી શકીએ છીએ; ઋતુના ફેરફાર પ્રમાણે જીવનમાં અમુક ફેરફારો યથાકાળે સંકલ્પપૂર્વક શરૂ કરી શકીએ છીએ; અને સામાજિક જીવનમાં પરસ્પર સહકાર સાથે એકતા આણી શકીએ છીએ.

કેટલીક વૃત્તિઓ મનુષ્યહૃદયને એટલી સ્વાભાવિક છે કે, તેમનું નિયમન ન થાય તો તે અમર્યાદ વધી આખું જીવન બગાડી નાખે છે. તેમનો સીધો વિરોધ અથવા બાહ્ય નિરોધ શક્ય કે સલામત નથી હોતો. દબાણથી તે વિકૃત થાય છે અને છૂપી રીતે અથવા અસ્વાભાવિક રીતે પોતાની તૃપ્તિ શોધે છે. આમાંની કેટલીક વૃત્તિઓ મર્યાદિત સ્વરૂપમાં ક્ષમ્ય હોય છે એટલું જ નહીં, પણ હિતકર પણ હોય છે. એમનો નાશ કરવાને બદલે જો એમને વિશુદ્ધ બનાવી ઉન્નતિને રસ્તે વાળવામાં આવે, તો સંપૂર્ણ કેળવણીમાં તેમની મદદ ભારે થાય છે. આ કાર્ય કોક કોક વાર સામાજિક રીતે જ સરસ સધાય છે. તહેવારોની મદદ એમાં ઘણી થઈ શકે એમ છે.

તહેવાર પ્રત્યે અમે એ દૃષ્ટિબિંદુ રાખ્યું છે કે, તહેવાર એ ગમે તેમ વખત વેડફી નાખવાનો કે આરામ લેવાનો રજાનો દિવસ નથી. તહેવાર અને ઉત્સવ એ કેળવણીનું એક નૈમિત્તિક અને કીમતી અંગ છે. અને આ જ કારણે, જૂની પ્રથાને બની શકે તેટલી ધ્યાનમાં રાખી તહેવારોના કાર્યક્રમ એવા સૂચવ્યા છે કે,

તે તે દિવસનું વૈશિષ્ટ્ય એમાંથી તરી આવે અને છતાં દરેક કાર્યક્રમ એટલો તો હળવો રહે કે તહેવારનો થાક ઉતારવા તહેવાર પછીનો દિવસ બગાડવો ન પડે; એક રાતનો ઉજાગરો અને બીજે દિવસે દિવાનિદ્રા એવી અનિષ્ટ સ્થિતિ ન આવે.

કેટલાક તહેવારો જ એવા છે કે જે મહત્ત્વના હોવા છતાં એમની પાછળ ઝાઝો કાર્યક્રમ ન હોઈ શકે. અમે એમને અર્ધા દિવસના તહેવારો ગણાવ્યા છે.

એથી આગળ જઈને અમે કેટલાક પ્રસંગો એવા કલ્પ્યા છે કે, જે આજે ઉત્સવ કે તહેવારમાં ન ગણાય અને છતાં તેમનું મહત્ત્વ વિદ્યાર્થીઓની દૃષ્ટિ આગળ વરસોવરસ મૂકવું જ જોઈએ. એવા પ્રસંગોને માટે દિવસના કાર્યક્રમમાંથી એકાદ કલાક આપ્યો હોય તો બસ થાય એમ છે : ૪૦ મિનિટ, પોણો કલાક કે કલાક, — જેવો સમય-વિભાગ હોય તેવો એક વિભાગ — આવા પ્રસંગો માટે રાખવો જોઈએ, એવી અમારી ભલામણ છે.

ઉત્સાહી સંસ્થાઓ દર વરસે નવા નવા તહેવારો શોધી કાઢી શકે છે અને તહેવારોની મોટી સંખ્યામાં વધુ ઉમેરો કરી શકે છે. પણ એમાં યોગ્ય સંયમ ન હોય તો અલ્પજીવી ક્ષુલ્લક તહેવારો વધી જવાનો સંભવ ઘણો. કેટલાક તહેવારોએ ધર્મજીવનને અનુસરીને વિસ્મૃતિના પેટમાં અલોપ થવું જોઈએ અને એમણે નવા તહેવારોને સ્થાન કરી આપવું જોઈએ. તહેવારો માનવજીવન માટે છે. માનવજીવન સાથે તેમનામાં પરિવર્તન થવું જ જોઈએ.

કેટલાક તહેવારો મહાવૃક્ષની પેઠે સેંકડો કે હજારો વરસ જીવે છે. કેટલાક સામાન્ય ઔષધિની પેઠે થોડો વખત જીવી પોતાનું કાર્ય સમાપ્ત કરે છે. પુરાણ-પ્રિય સનાતન ધર્મમાં જે કેટલાક દીર્ઘજીવી તહેવારો છે, તેમની કદર અમારી યોજનામાં કરેલી દેખાશે. નવા કેટલાક તહેવારો એમાં ઉમેર્યા છે, તે પણ સંયમ-પૂર્વક જ ઉમેરેલા છે. આ નવા ઉમેરામાંથી એકેએક તહેવાર દીર્ઘજીવી થાય એવી અમારી અપેક્ષા નથી, ઇચ્છા પણ નથી. આજે એમનું મહત્ત્વ છે. એ મહત્ત્વ જ્યાં સુધી રહે ત્યાં સુધી એ તહેવારો ટકે તો બસ છે.

'શ્રીવિષ્ણુની આજ્ઞાથી પ્રવર્તિત' ઇતિહાસક્રમને લીધે હિંદુસ્તાનમાં દુનિયાના લગભગ બધા ધર્મો ભેગા થયા છે. હિંદમૈયાની અમીદૃષ્ટિને લીધે આ બધા ધર્મો એક કુટુંબના બાળકની જેમ અહીં રહેશે. એ કુટુંબધર્મ સ્વીકારીને દરેક ધર્મે બીજા ધર્મોના તહેવારોને પોતાની માન્યતા અનુસાર પોતાના જીવનમાં સ્થાન આપવું ઘટે છે. આ તત્ત્વ લક્ષમાં રાખી કેટલાક બહારના તહેવારો અમે અમારી યોજનામાં ઉમેર્યા છે. આ તત્ત્વનો સ્વીકાર કર્યા છતાં અમે એનો નિયમ બનાવ્યો નથી. આપણા જીવનમાં જે જે વસ્તુ સ્વાભાવિક રીતે દાખલ થાય તેનું વિચાર-પૂર્વક સ્વાગત કરવું એ જ યોગ્ય ક્રમ થશે. અમારી આ યોજનામાં પારસી તહેવારોને સ્થાન અપાયું નથી એનું કારણ એ ધર્મનું મહત્ત્વ અમે ઓછું સમજીએ છીએ એમ નથી; પણ આપણી સંસ્થામાં હજી એ સહકાર ખીલ્યો નથી એ જ એનું કારણ છે.

અમે દૃઢપણે માનીએ છીએ કે, હિંદુસ્તાનમાં વસેલા સર્વ ધર્મો પાછળ હિંદમૈયાનો એક સર્વસંગ્રાહક વિશ્વપ્રેમી પ્રેમધર્મ છે. એ ઉદાર અને સર્વસહિષ્ણુ ધર્મનો પ્રભાવ જેમ જેમ દરેક ધર્મ ઉપર પડશે તેમ તેમ સર્વ ધર્મોમાં કૌટુંબિક ભાવ વધતો જશે. અમારી યોજનામાં આ વસ્તુનો સ્વીકાર છે. છતાં ઈરાદાપૂર્વક ભવિષ્યના પ્રવાહને અમુક વહેણમાં જ દોરવાનો પ્રયત્ન અમે નથી કર્યો. જૂનામાંથી જે કાંઈ સાર્વભૌમ ધર્મતત્ત્વને વિરોધી અથવા દેશકાલને અનુચિત લાગ્યું તે છોડી દીધું છે. જે નિર્દોષ હોવા છતાં ક્ષીણસત્ત્વ અને કાલગ્રસ્ત થયું છે તેને કૃત્રિમ રીતે ટકાવવાનો પ્રયત્ન કર્યો નથી. અમારી યોજનામાં ભવિષ્યકાળ માટેની તૈયારીની દૃષ્ટિ છે. છતાં તે દૃષ્ટિની પણ ઝાઝી અસર યોજના પર પડવા નથી દીધી, કેમ કે ભવિષ્યકાળની દિશાનું ચોક્કસ દર્શન થવાને હજી થોડી વાર છે. વર્તમાનકાળની આકાંક્ષાઓ અને ભૂતકાળ પાસેથી મળેલો નગદ વારસો એનો જ અમે વિશેષ વિચાર કર્યો છે.

નિરુત્સાહી નિર્જીવ કેળવણીખાતાની શિક્ષણપ્રથા સર્વત્ર ફેલાયેલી હોવાથી શાળા મારફતે તહેવારો ઊજવવાનું કામ અઘરું છે એમ જાણીને, અને નિરુદ્યમી સમાજના ઉદ્યમી થવાના પ્રયત્નમાં તહેવારો બાધારૂપ થઈ ન પડે એટલા માટે દરેક તહેવારનો કાર્યક્રમ બહુ જ હળવો રાખેલો છે. છતાં એમાં સર્જનાત્મક અથવા વિધાયક કેળવણીની ખિલવટનું બીજારોપણ સ્પષ્ટ છે. શાલીન જીવન જેમ જેમ સમૃદ્ધ થતું જશે તેમ તેમ આ બીજનો વિકાસ એની મેળે થશે; જોકે એ બધું શિક્ષકોની પ્રતિભા અને વિદ્યાર્થીઓના ઉત્સાહ ઉપર જ આધાર રાખે છે.

કાંઈ નહીં તોયે શિક્ષકો, વિદ્યાર્થીઓ અને માબાપોને પ્રસન્ન વાતાવરણમાં એકત્ર આણવાના પ્રસંગો તરીકે આ તહેવારો મહત્ત્વના છે જ. સમાજસુસ્થિતિનું ચિંતન કરનાર ચતુર શિક્ષકો આવા ઉત્સવોનો લાભ લઈ અનાયાસે સામાજિક પ્રશ્નો વિશે લોકમાનસને જાગ્રત કરશે અને લોકશિક્ષણની નાનીશી શરૂઆત કરશે. બીજી રીતે વધતા જતા આપણા સામાજિક જીવનમાં એક જ દિશામાં પણ ભિન્ન ભિન્ન માર્ગે જતી સંસ્થાઓને પરસ્પર પરિચય વધારવામાં પણ આપણા ઉત્સવો મોટો ભાગ ભજવી શકે છે. સ્નેહસંમેલનો કરતાં સમાજમાન્ય ઉત્સવોના પ્રસંગે આવો પરિચય નમ્રતાના વાતાવરણમાં વધારે સ્વાભાવિક રીતે કરાવે છે. ટૂંકામાં વિદ્યાર્થીઓનો સર્વાંગીણ વિકાસ થાય, હૃદયની ઊંચી લાગણીઓ વિશિષ્ટ રીતે વિકસે અને તે દ્વારા મુખ્યત: ધાર્મિક અને સામાન્ય રીતે સામાજિક કેળવણીનું આહ્‌લાદદાયક સાધન મળે એ ઉદ્દેશથી આ તહેવારોની ટૂંકી નોંધ અમે તૈયાર કરી છે.

મુખ્ય ઉદ્દેશ તો આપણી શાળા અને આપણું આશ્રમજીવન એટલા પૂરતો જ છે. છતાં ગુજરાતની અનેક શાળાઓને પણ એમાંથી થોડુંઘણું સૂચન મળશે એવી આશા મનમાં નથી એમ નથી.

# ૨. ઉત્સવના ઉપવાસ

એક મિત્રનો સવાલ છે, 'જન્માષ્ટમી કે રામનવમી જેવા દિવસો ઉત્સવ અને આનંદના મનાય. તે દિવસે મિષ્ટાન્નભોજન કરવાને બદલે ઉપવાસ કરવાની પ્રથા કેમ પડી હશે?'

પ્રશ્ન પૂછનાર એમ માનતા લાગે છે કે ઉપવાસ તો દુ:ખને કે શોકને પ્રસંગે જ કરાય. એમ જ હોય તો રૂઢિચુસ્તો શોકપ્રસંગે મોટાં મોટાં જમણો શા સારુ કરતા હશે? ઉપવાસ એ દુ:ખ કે સંકટની નિશાની છે એમ નથી. ચિત્તમાં ગ્લાનિ હોય, દુઃખથી દબાયા હોઈએ ત્યારે આરોગ્યના નિયમ પ્રમાણે ન ખાવું એ યોગ્ય છે. હૃદયની સ્વાભાવિક લાગણી પણ એ જ સૂચવે છે. આરોગ્યના નિયમની દૃષ્ટિએ જોતાં જ્યારે હૈયું વિશેષ હરખાય ત્યારે પણ આપણે કશું ખાવું ન જોઈએ, મિષ્ટાન્નભોજન કે અતિઆહાર તો ન જ કરવા જોઈએ. જેમ દુ:ખમાં પાચનશક્તિ ક્ષીણ થયેલી હોય છે તેમ આનંદની ઉત્તેજનામાં અને ક્ષોભમાં પણ એ જ દશા હોય છે. એટલે કોઈ પણ કારણે ચિત્તનું સ્વાસ્થ્ય તૂટી ગયું હોય ત્યારે અનશન અથવા અલ્પાહાર જ વિહિત છે.

જન્માષ્ટમી જેવા ઉત્સવને પ્રસંગે આપણે જે ઉપવાસ કરીએ છીએ તેનો ઉદ્દેશ એથીયે વિશેષ છે. જન્માષ્ટમી કૃષ્ણજન્મની વધામણી નથી, પણ કૃષ્ણજન્મની સાધના છે. દ્વાપરયુગમાં કે ત્રેતાયુગમાં કૃષ્ણજન્મ થયો તેનું આપણને શું? જ્યારે આપણા હૃદયમાં કૃષ્ણજન્મ થશે ત્યારે જ આપણે ધન્ય થવાના.

નાનપણમાં અમને આવા ઉપવાસ કરવાનો હક ન હતો; ઉપવાસ તો ઘરના પીઢ લોકો જ કરે. અમે તો બાળકો. અમારે બે ટંક ધરાઈને જમવું અને પૂજામાં મદદ કરવી એટલો જ અમારો ધર્મ. મોટેરાં બધાં ઉપવાસ કરે તે જોઈ અમારે પણ ઉપવાસ કરવો છે એવી હઠ લઈને બેસીએ, અને રડીરડીને અને કવચિત્ માર ખાઈને પણ ન ખાવાનો હક મેળવીએ, એ સ્થિતિ હતી. કેમ કે ઉપવાસ એ એક સાધના છે.

જેમ નાહ્યાથી પવિત્રતાનો અનુભવ થાય છે, મૌન ધારણ કરવાથી આધ્યાત્મિક વાતાવરણ મેળવાય છે, તેમ જ ઉપવાસથી અંતર્મુખ થવાય છે અને સાત્ત્વિકવૃત્તિ પણ ખીલવી શકાય છે. દરેક ભોજન સાથે શરીરમાં એક જાતની જડતા તો આવી જ જાય છે. તે ટાળીને શરીરનો બોજો હળવો કરવાથી ધ્યાન કે ઉપાસના માટે સ્થિતિ અનુકૂળ થાય છે. ઉપનયન, ઉપનિષદ, ઉપવાસ, અને ઉપાસના એ ચાર શબ્દ સરખા છે. ઉપવાસનો મૂળ અર્થ અનશન નથી. જેમ બ્રહ્મચર્યનો મૂળ

અર્થ વીર્યરક્ષા નથી. બ્રહ્મચર્ય એટલે ઈશ્વરપ્રાપ્તિને અર્થે વેદશાસ્ત્રના અધ્યયનમાં મશગૂલ રહેવું તે. વીર્યરક્ષાથી જ એ શક્ય હોવાથી વીર્યરક્ષાને જ ખાસ કરીને બ્રહ્મચર્ય નામ અપાયું. ઉપવાસમાં પણ એવો જ ભાવ છે. ઉપવાસ એટલે 'પરમાત્માની નજીક રહેવું,' એની સન્નિધિ અનુભવવી. જે માણસ ઇંદ્રિયોને તૃપ્ત કરવા બેસે છે તે ઈશ્વરનું નામ લેતો છતો ઈશ્વરની સન્નિધિ અનુભવી ન શકે. આહારમાત્રનો ત્યાગ કરી અથવા શરીરપ્રકૃતિનું સામ્ય જાળવવા ખાતર અલ્પ માત્રામાં સાત્ત્વિક આહાર કરી પરમાત્માનું સ્મરણ કરવું, તેની ભક્તિ કરવી, તેનો નિકટવાસ અનુભવવો, એનું નામ તે ઉપવાસ; એ જ ઉપાસના. ઉપાસકે આહાર ઓછો કર્યે જ છૂટકો, એમ જોઈને ધાર્મિક સાધનાને અર્થે કરેલા અન્નત્યાગને જ ઉપવાસ કહેવા લાગ્યા. કૃષ્ણજન્મને દિવસે અથવા રામજન્મને દિવસે એ આધ્યાત્મિકતા, એ સાધકવૃત્તિ કેળવવા માટે ઉપવાસ રાખેલો છે.

## ૩. જયંતી

ઈશ્વરની સૃષ્ટિમાં અસંખ્ય માણસો જન્મે છે. તે બધાની જયંતી આપણે નથી ઊજવતા. જેમના જીવનરહસ્યનો આપણા હૃદયમાં પુણ્યપાવન ઉદય થયો હોય તેમની જ જયંતી આપણે ઊજવીએ છીએ. કરોડો લોકોનું જીવન તો આવેલો દિવસ જેમ તેમ કરીને પૂરો કરવામાં જ વીતે છે. માણસને હેરાન કરનાર—તેને પામર બનાવનાર જે અસંખ્ય શત્રુઓ છે તેમની સામે ઝૂઝનારાઓની સંખ્યા અત્યંત અલ્પ હોય છે. શત્રુને ગમે તેમ કરીને ટાળવો અથવા નામર્દાઈથી તેની સાથે માંડવાળ કરવી અને યુદ્ધની તકલીફમાંથી બચી જવું એ જ સામાન્ય લોકોનો જીવનક્રમ હોય છે. પણ આ રીતે શત્રુ ટળતો નથી. તે તો ફરી ફરી સામો ઊભો થાય જ છે ને દરેક વખતે માંડવાળની કિંમત વધારે ને વધારે માગતો જાય છે. એ કિંમત કેવળ પૈસાની નથી હોતી; એ કિંમત તો પ્રાણ, તેજસ્વિતા અને સ્વતંત્રતાની હોય છે. દરેક માણસમાં આ ત્રણે વસ્તુની ચાહના તો હોય જ છે; પણ શિરને સાટે તેજસ્વિતા અને સ્વતંત્રતા જાળવવાનો કે મેળવવાનો પ્રાણ જેની અંદર હોય તે જ વીર પુરુષ કહેવાય — તે જ વિજયી કહેવાય. મનુષ્યજાતિના શત્રુ પર જેણે વિજય મેળવ્યો છે તેની જ આપણે જયંતી ઊજવીએ છીએ. જયંતીનો અર્થ જ એ છે.

પણ જયંતી આપણે શા માટે ઊજવીએ છીએ?

બે જાતના લોકો જયંતીઓ ઊજવે છે: (૧) જેઓ વીર પુરુષ પાસેથી પ્રેરણા મેળવવા માગે છે તેઓ, તેમ જ (૨) વીર પુરુષ પાસેથી રક્ષણ માગે છે તેઓ. એક વર્ગ વીરોનો ઉપાસક હોય છે જ્યારે બીજો વર્ગ તેમનો આશ્રિત હોય છે. પ્રથમ વર્ગને વીરનાં વીરકર્મથી પ્રેરણા, ઉત્સાહ અને પ્રાણ મળે છે, વીરની

ઉપાસના કે ભક્તિ કરી તેઓ પોતે વીર બની જાય છે. બીજો વર્ગ પામર હોય છે. તે હમેશાં ભયભીત દશામાં રહે છે, ત્યાગથી ડરે છે. તે કહે છે, 'આ ભયભીત દશામાંથી જે અમને મુક્ત કરે, અમને આશ્વાસન આપે, તે જ અમારો નાથ. તેનો જ અમે જયજયકાર કરીશું, તેની પ્રસન્નતા મેળવીશું અને તેનાં વીરકર્મના આશ્રય હેઠળ સલામત રહીશું. જો એ આ દુનિયા છોડીને જાય તો ઈશ્વર પાસે પ્રાર્થના કરીશું કે હે પ્રભો ! અમને બીજો કોઈ નાથ આપ, અમને સનાથ કર.

અનાથ લોકો જ્યારે વીરપૂજા કરે છે ત્યારે તે પૂજા પાછળ આવી જ દીન યાચનાવૃત્તિ રહેલી હોય છે.

મીંદડીનું બચ્ચું કહે છે, 'મારી મા આવજો અને મને ઉપાડીને સુરક્ષિત સ્થળે મૂકજો.' પક્ષીઓનાં બચ્ચાં કહે છે, 'અમારી મા અમને પોતાની પાંખો ફફડાવી બતાવે તો અમે પણ તેમ જ કરીએ.' આમ બે જાતની જયંતીઓ થાય છે.

હિંદુસ્તાનમાં જ્યાં સુધી અનાથવૃત્તિથી જયંતીઓ ચાલશે ત્યાં સુધી દેશમાં પુરુષાર્થ આવવાનો નથી. જેવી શ્રદ્ધા તેવું ફળ. 'વિશ્વંભર પ્રભુના મનમાં જ્યારે દયા સ્ફુરશે ત્યારે તે આપણને અલૌકિક પુરુષ આપશે અને આપણે તેને નિચોવીને — વટાવીને—સુખી થઈશું;' આવી વૃત્તિમાં જેટલી સલામતી છે તેટલું જ અધઃપતન પણ છે. પુણ્યપુરુષોના બલિદાનથી આ લોકના વૈભવો મેળવવામાં પુણ્યક્ષય છે, પ્રાણક્ષય છે. પુણ્યપુરુષના બલિદાનથી જ્યારે આપણામાં પણ બલિદાનની વૃત્તિ જાગે ત્યારે જ આપણે તેની સાચી ઉપાસના કરી ગણાય અને ત્યારે જ આપણો સાચો ઉત્કર્ષ થાય.

આજે આપણે ઈશ્વર પાસે એવી પ્રાર્થના ન કરવી જોઈએ કે 'અમે તો પામર જ રહીશું. તમે અવતાર ધારણ કરી અમારું દુઃખ નિવારણ કરો.' આપણે પરમાત્માને કહેવું જોઈએ કે 'હે જનાર્દન ! તારો અવતાર અમારા હૃદયમાં જ થાઓ. વાંદરાઓના પણ વીર પુરુષો બનાવી મૂકનાર અવતાર અમારે જોઈએ છે; અમને સ્વાવલંબન શીખવે એવો અવતાર અમારે જોઈએ છે; કેમ કે સ્વાવલંબનમાં અમારો કાયમનો ઉદ્ધાર છે; પરાવલંબનમાં અમારી અવનતિ છે. અમારું અપમાન છે.

સ્વાવલંબનની વીરવૃત્તિથી મહાત્માઓની જયંતી ઊજવવામાં આપણે તેમના માહાત્મ્યના અધિકારી બનીએ છીએ. પરાવલંબી માગણવૃત્તિથી જયંતી ઊજવવામાં આપણે મહાત્માઓની દયાના પાત્ર થઈએ છીએ.

અને દયા એટલે તિરસ્કારનું સજ્જન સ્વરૂપ. 24679

# ૪. તહેવારોની યાદી

| કાર્તિક | | દિવસ |
|---|---|---|
| સુદ ૧ | બેસતું વરસ | ૧ |
| સુદ ૨ | ભાઈબીજ | ૧ |
| સુદ ૧૧ | મહા એકાદશી | ૦॥ |
| વદ ૧૩ | જ્ઞાનેશ્વર | ૧ |
| માગશર | | |
| સુદ ૧૧ | ગીતાજયંતી | ૦॥ |
| સુદ ૧૫ | દત્તજયંતી | ૧ |
| પોષ | | |
| | મકરસંક્રાન્તિ | ૧ |
| માહ | | |
| સુદ ૫ | વસંતપંચમી | ૧ |
| સુદ ૮ | ભીષ્માષ્ટમી | એક સમયવિભાગ |
| વદ ૯ | રામદાસ | ૧ |
| વદ ૧૪ | મહાશિવરાત્રિ | ૦॥ |
| ફાગણ | | |
| સુદ ૧૫ | હોળી | ૧ |
| વદ ૨ | તુકારામ | એક સમય |
| વદ ૩ | શિવાજીજયંતી | ૧ |
| વદ ૬ | એકનાથ | ૧ |
| ચૈત્ર | | |
| સુદ ૧ | ધ્વજારોપણ | એક સમય |
| સુદ ૯ | રામનવમી | ૧ |
| સુદ ૧૩ | મહાવીરજયંતી | ૧ |
| સુદ ૧૫ | હનુમાનજયંતી | ૧ |
| વૈશાખ | | |
| સુદ ૩ | અખાત્રીજ | ૦॥ |
| સુદ ૧૦ | શંકરજયંતી | ૦॥ |
| સુદ ૧૫ | બોધિજયંતી | ૦॥ |

| | | |
|---|---|---|
| **જેઠ** | | |
| સુદ ૧૫ | વટસાવિત્રી | ૧ |
| **અષાડ** | | |
| સુદ ૧૧ | મહા એકાદશી | ૦॥ |
| સુદ ૧૫ | ગુરુપૂર્ણિમા | એક સમય |
| વદ ૩૦ | દિવાસો | ૦॥ |
| **શ્રાવણ** | | |
| સુદ ૫ | નાગપંચમી | ૧ |
| સોમવારો | શ્રાવણી સોમવાર | ૦॥ |
| સુદ ૧૫ | શ્રાવણપૂર્ણિમા | ૧ |
| વદ ૮ | જન્માષ્ટમી | ૧ |
| **ભાદરવો** | | |
| સુદ ૪ | ગણેશચતુર્થી | ૧ |
| સુદ ૫ | ઋષિપંચમી | ૧ |
| | અને પજુસણ | ૧ |
| વદ ૧૨ | રેંટિયાબારશ | ૧ |
| **આસો** | | |
| સુદ ૮–૯ | સરસ્વતીપૂજન | ૨ |
| સુદ ૧૦ | દશેરા | ૧ |
| સુદ ૧૫ | શરત્‌–પૂર્ણિમા | ૧ |
| વદ ૧૩ | ધનતેરશ | ૧ |
| વદ ૧૪ | કાળીચૌદશ | ૧ |
| વદ ૩૦ | દિવાળી | ૧ |
| **રાષ્ટ્રીય તહેવારો** | | |
| એપ્રિલ ૬–૧૩ | રાષ્ટ્રીય સપ્તાહ | ૮ |
| ઑગસ્ટ ૮–૯ | ક્રાન્તિદિન | ૨ |
| ઑગસ્ટ ૧૫ | આઝાદી દિન | ૧ |
| ફેબ્રુઆરી ૧૯ | ગોખલે પુણ્યતિથિ | એક સમય |
| ફેબ્રુઆરી ૨૨ | કસ્તૂરબા પુણ્યતિથિ | એક સમય |
| જૂન ૬ | દેશબંધુ પુણ્યતિથિ | એક સમય |
| ,, ૩૦ | દાદાભાઈ પુણ્યતિથિ | એક સમય |
| ઑગસ્ટ ૧ | ટિળક પુણ્યતિથિ | ૧ |
| ,, ૧૫ | મહાદેવભાઈ પુણ્યતિથિ | એક સમય |
| | નરસિંહ મહેતો | એક સમય |
| | મીરાં | એક સમય |

| | | |
|---|---|---|
| | અખો | એક સમય |
| | ચોખામેળા | એક સમય |
| | જનાબાઈ | એક સમય |

સર્વ-ધર્મ-સમભાવ અને
અન્યધર્મી તહેવારો

| | | |
|---|---|---|
| ડિસે. ૨૫ | નાતાલ | ૧ |
| | મોહરમ | ૧ |
| | બકરી ઈદ | ૧ |

આખા તહેવારો ૪૩; અડધા તહેવારો ૯; એક સમયના ૧૪.

# જીવતા તહેવારો

## ૧. બેસતું વરસ

કારતક સુદ ૧ — ૧ દિવસ

આ દિવસ મુખ્યત્વે મિત્રને મળવાનો તેમ જ ગુરુજનોને મળી તેમનો આશીર્વાદ લેવાનો દિવસ છે. નવા વરસનો નવો સંકલ્પ અને આખા વરસની કંઈક નિશ્ચિત યોજના પણ આ દિવસે કરાય. જે વિચાર કરી શકે છે તે એક-બે કલાક શાંતિથી એકાંતમાં બેસી પ્રાર્થનાપૂર્વક નવા વરસનો સંકલ્પ અને એ પાર પાડવાની વિગતો મનમાં ગોઠવે અને આવો સંકલ્પ જેની આગળ જાહેર કરવો ઘટે તેને તે જણાવે અને પોતાની પાસે અવશ્ય લખી રાખે.

## ૨. ક્યાં છે ભાઈબીજ?

[કારતક સુદ ૨]

હિંદુ સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ જેવી હોવી જોઈએ તેવી નથી. આટઆટલાં વર્ષો ચર્ચા ચાલી છે, ઘણાં કુટુંબોમાં ફેરફાર થયા છે, લોકમતમાં પણ ઘણો ફેર પડ્યો છે; છતાં સ્ત્રીઓની સ્થિતિ આજે સંતોષકારક છે એમ ન કહી શકાય. ‘પરિસ્થિતિના દબાણથી લાચાર થયા વગર જીવનમાં કશો ફેરફાર કરવો નહીં’ એ જાતની મુમૂર્ષુ જડતા સમાજ છોડે નહીં ત્યાં સુધી આવી જ સ્થિતિ રહેવાની.

આ સ્થિતિ એટલે શું? આ સ્થિતિ એટલે સ્વભાવનું પારતંત્ર્ય, હૃદયની દુર્બળતા અને સામાજિક ઉન્નતિનાં શ્રેષ્ઠ તત્ત્વો વિશેની નાસ્તિકતા. ચાલતી

પરિસ્થિતિથી અકળાયેલું મન, પ્રસન્નતા મેળવવા માટે હિંદુ આદર્શના વૈભવકાળનાં ચિત્રો દૃષ્ટિ સન્મુખ ઊભાં કરવાને મથે છે અને એ વ્યાપારમાં આપણને અત્યાર સુધી નિરાશ થવું પડયું નથી. મદાલસા, મેનાવતી, સુમિત્રા, વિદુલા કે જીજાબાઈ જેવી આદર્શ માતાઓ આપણે ત્યાં છે. આદર્શ પત્નીની બાબતમાં તો હિંદુસ્તાન દુનિયાના તમામ દેશને મોખરે હમેશાં રહેવાનું. સીતા, સાવિત્રીથી એમની નામાવલિ શરૂ કરવી સહેલી છે, પણ એ નામાવલિનો અંત કયાં?

આદર્શ માતા અને આદર્શ પત્નીના દાખલાઓ આપણી પાસે ઢગલાબંધ છે, પણ આદર્શ બ્રહ્મચારિણીઓ વિશે તેમ ન કહી શકાય. પ્રાચીન કલ્પમાં નારીને ઉપવીત અપાતું એવાં થોડાંક વચનો અને સુલભા, ગાર્ગી, શબરી અને મૈત્રેયી એટલા જ લોકવિશ્રુત દાખલાઓ છે. વેદવતી, ધૃતવ્રતા, વડવા, શ્રુતાવતી વગેરે નામો તો નામો જ રહ્યાં છે. મોક્ષ એ જ પરમ પુરુષાર્થ માનનાર બ્રહ્મચારિણી સ્ત્રીઓના આટલા ઓછા દાખલા હોય એ સ્થિતિ શોભાસ્પદ નથી.

સ્ત્રીઓનું સામાજિક સ્વાતંત્ર્ય પણ જ્યાં કબૂલેલું નથી ત્યાં પારલૌકિક સ્વાતંત્ર્ય એટલે કે મોક્ષ વિશે ઉત્સાહ કોણ ધરાવે? હિંદુ, ખ્રિસ્તી, બૌદ્ધ અને મુસલમાની ધર્મમાં પરમલોકપ્રાપ્તિની બાબતમાં સ્ત્રીઓની શક્તિ વિશે ઓછીવત્તી શંકા જ બતાવેલી છે. આર્ય આનંદે બુદ્ધ ભગવાનને સીધેસીધા પ્રશ્નો જ્યારે પૂછયા ત્યારે બુદ્ધ ભગવાને આખરે કબૂલ કર્યું: 'નિર્વાણ મેળવવું એ સ્ત્રીઓને માટે અશકય નથી.' આ પ્રસંગ વિશે કુમારસ્વામી જેવા આધુનિક સંસ્કારી પુરુષ પણ આપણને પૂછે છે કે શું એ વાત સાચી નથી કે દુનિયાદારીની વૃત્તિ પુરુષો કરતાં સ્ત્રીઓમાં વધારે છે? બંકિમચંદ્ર પણ 'આનંદમઠ'માં અસ્પષ્ટ રીતે સૂચવે છે કે મોક્ષધર્મ સાથે સ્ત્રીઓને હાડવેર છે.

આવી જ્યાં માન્યતા હોય ત્યાં આદર્શ બ્રહ્મચારિણીઓનો ફાલ ઓછો જ રહેવાનો ને! અને મોક્ષપ્રાપ્તિની ઈચ્છા જ જ્યાં મોળી હોય ત્યાં બ્રહ્મચર્ય જેવી કઠિન દીક્ષા લેવાનું કોને સૂઝે? (यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति.)

तेऽपि यान्ति परां गतिम् એમ કહી ગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણે શૂદ્રો સાથે સ્ત્રીઓને પણ આશ્વાસન આપ્યું. પણ ભગવાને કોઈ આદર્શ બ્રહ્મચારિણી કેળવી હોય તો પુરાણકારોએ એની નોંધ લીધી નથી.

વીરમાતા, વીરાંગના, વીરકન્યા એવા બહાદુરીના આદર્શો આપણે ત્યાં પૂરતા નથી, તોયે ઘણા છે. તેજસ્વિતામાં એકલી દ્રૌપદી અને ઝાંસીની લક્ષ્મીબાઈ આપણી આગળ હોય તોયે આપણા સમાજનું મુખ ઉજ્જવળ કરવા માટે બસ છે.

આદર્શોના પ્રકારમાં એક ઊણપ માત્ર આપણને અતિશય સાલ્યા વિના ન રહે એવી છે. ગૃહસ્થાશ્રમ અને સંન્યાસ, મોટા મોટા સંઘો અને અવિભક્ત કુટુંબો, ગમે તેનું વર્ણન વાંચો અને આદર્શ તપાસો. આપણે ત્યાં આદર્શ ભાઈ-બહેનનાં ચિત્રો નથી જ એમ કહીએ તો ચાલે. શ્રી ભગવાને સુભદ્રા કરતાં પણ દ્રૌપદીનું વીરાપણું વધારે કર્યું, એ એક ઉજ્જવળ દૃષ્ટાંત છોડી દઈએ તો બાકી

શું રહ્યું? અશોકનાં દીકરાદીકરી મહેન્દ્ર અને સંઘમિત્રાને આદર્શ મિશનરી કહી શકીએ. પણ એમણે આદર્શ બંધુભગિનીનો દાખલો બેસાડયો છે એમ ન કહી શકાય. આદર્શ બંધુભગિનીનો વિચાર કરતાં ઉમળકા સાથે એમનું સ્મરણ નથી થતું. આદ્ય અને આર્ષ કવિ વાલ્મીકિને પણ માનવી જીવનના બધા સંબંધો સૂઝયા, પણ એક ભાઈબહેનનો આદર્શ ચીતરવાનું સૂઝયું નહીં. અરે, પેલી બિચારી શાન્તાનો પણ ઉપયોગ કરતાં ન આવડયો. પૌરાણિક અને ઐતિહાસિક સાહિત્યમાં બંધુભગિનીનો આદર્શ રૂઢ થયેલો ક્યાંયે જોવામાં નથી આવ્યો, એટલું જ નહીં પણ કલ્પિત સાહિત્યમાં પણ આપણા કવિઓએ ભાઈબહેનનો ઉજ્જવળ આદર્શ ચીતરવામાં પોતાની પ્રતિભાનો ઉત્કર્ષ ક્યાંયે બતાવ્યો નથી. સમ્રાટ શ્રીહર્ષ એની બહેન રાજ્યશ્રીને છોડાવવા જંગલમાં દોડયો છે એ પ્રેમળ પ્રસંગ અન્ય દેશના કવિઓના હાથમાં આવત તો કોણ જાણે એને લઈને એમણે કેટલાંય અમર કાવ્યો લખ્યાં હોત!

આપણા કવિઓએ આ અક્ષમ્ય પ્રમાદ શા કારણે કર્યો હશે? જેને ભાઈ નથી એવી કન્યા જોડે પરણવું પણ ન જોઈએ, એટલે સુધી કહેનાર આપણા શાસ્ત્રકારોએ પણ ભાઈબહેનના સંબંધ પાછળ પોતાની ધર્મબુદ્ધિ ઠાલવી નથી. આનું કારણ શું હશે? બાલવિવાહ? છોકરી આઠદસ વરસની થાય તે પહેલાં જ પરણીને સાસરે જાય. પછી ભાઈબહેનના સંબંધના વિકાસને અવકાશ ક્યાંથી રહે? પણ આપણે ત્યાં પહેલેથી કાંઈ બાલવિવાહ થતો નહોતો. વેદમાં યમયમી એ પ્રખ્યાત યમલનો કાવ્યમય ઉલ્લેખ છે. યમ મરી ગયો અને યમીનાં આંસુ કેમે ખૂટે નહીં. બધા દેવોએ યમીને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો, પણ એનું સાંત્વન થાય નહીં. અંતે દેવોએ રાત્રિ નિર્માણ કરી. રાત વીતી અને ભાઈના મરણનું દુ:ખ યમી કાંઈક વીસરી. એ રાત્રિ પછી જ આજ અને કાલ એવો ભેદ શરૂ થયો. તે પહેલાં હમેશાં આજ જ રહેતી!

વેદોએ યમયમીનો બંધુભગિનીનો પ્રેમ તો સરસ વર્ણવ્યો, પણ તેમણે એ રૂપક સાવ ચૂંથી નાખ્યું છે. સંભવ છે કે એ કારણે આપણા કવિઓ જે એક વાર વિરસ થયા તે પછી એમને ભાઈબહેનનો કાવ્યમય અને આધ્યાત્મિક સંબંધ ચીતરવાનો ઉત્સાહ જ ન રહ્યો. કચ અને દેવયાનીના સંબંધમાં પણ મામલો એમ જ વણસી ગયો. અને કવિઓ ભાઈબહેનના પવિત્ર સંબંધ વિશે નાસ્તિક થયા હશે. યુગો થયાં ભારતવાસીઓ દર વર્ષે ભાઈબીજનો તહેવાર ઉજવતા આવ્યા છે, છતાં એકે કવિને ભાઈબહેનના સંબંધને પ્રાધાન્ય આપી મહાકાવ્ય લખવાનું સૂઝયું નથી.

નિરાશ થયેલું મન જ્યારે હતાશ દૃષ્ટિ લોકસાહિત્ય તરફ ફેંકે છે ત્યારે તે આનંદાશ્ચર્યથી ભીની થાય છે. ભાઈબહેનનો સંબંધ અનાદિ છે, હૃદયસહજ છે, સાર્વભૌમ છે. લોકહૃદય એને કેમ ભૂલે? લોકગીતોમાં અને લોકવાર્તાઓમાં જ્યાં જુઓ ત્યાં ભાઈબહેનના મીઠા સંબંધનાં સંભારણાં વેરાયેલાં છે. ભવિષ્યનો

સામાજિક આદર્શ ઘડનારા આજના કવિઓ! આ અણખેડેલા ક્ષેત્ર તરફ દૃષ્ટિ નાખો, અને સ્ત્રીપુરુષ વચ્ચેના આ એકમાત્ર નિર્વિકારી, નિષ્કામ અને સમાન સંબંધને ચીતરવામાં તમારું શક્તિસર્વસ્વ ખરચો.

### ભાઈબીજ

કારતક સુદ ૨ — ૧ દિવસ

બધા તહેવારોમાં આ તહેવારનું કાવ્ય અનેરું છે. જે નિશાળોમાં છોકરાઓ સાથે છોકરીઓને પણ સ્થાન છે, તેમાં તો આ દિવસ વિશેષ રીતે ઊજવી શકાય. તે દિવસનો નાસ્તો અથવા આખું ભોજન છોકરીઓ જ તૈયાર કરે અને તેઓ બધા છોકરાઓને જમાડે. છોકરાઓ પોતે તૈયાર કરેલી કોઈ પણ ઉપયોગી ચીજ બહેનોને આપે એ પણ રિવાજ સારો છે. પોતે કાંતેલા સૂતરની ખાદીનો કકડો, એકાદ ચોપડી, ખડિયો અથવા એવી જ કંઈ બીજી વસ્તુ પણ અપાય.

ભાઈબીજને દિવસે દરેક વિદ્યાર્થી ઘેર પોતાની બહેનને કાગળ તો જરૂર લખે. આવા કાગળોની નકલો ભેગી કરી ખાનગી રીતે વંચાય તો તેમાં વાંધા જેવું નથી. માત્ર આ કૃત્રિમ ન થવું જોઈએ. કૃષ્ણ દ્રૌપદીની વાત કોઈ લખી લાવે અથવા કવિતામાં ગોઠવે.

સંસ્થામાં બધા વિદ્યાર્થીઓ બધી જ વિદ્યાર્થિનીઓના ભાઈ છે. એમાં અમુક જ બહેનને કે ભાઈને ખાસ પસંદ કરવાપણું ન હોવું જોઈએ.

## ૩. મહા એકાદશી

કારતક સુદ ૧૧ — ૦॥ દિવસ

આ દિવસે દેવશયન અને પ્રબોધનું રહસ્ય કોઈ શિક્ષક સંભળાવે. ચાતુર્માસ્યનું ઉદ્યાપન કરે. તુળસીની વાર્તા વિશે કંઈક વિવેચન થાય. મહા એકાદશીને દિવસે બધા ચાર વાગ્યે નાહી પ્રાર્થનામાં હાજર રહે. કાર્તિક સ્નાનનું માહાત્મ્ય વિશેષ ગણેલું છે. પ્રાર્થનામાં ગીતાનો પંદરમો અધ્યાય બોલાય. ઝાડોના કયારા સાફ કરી તેમને પાણી પાવા પાછળ આ દિવસે થોડોક વખત બધા ગાળે, એ આ દિવસનો મહાયજ્ઞ. મહા એકાદશીનો ફળાહાર તો છે જ. બની શકે તો દશમની સાંજે ખાવું નહીં. મહા એકાદશીને દિવસે સંગીતયુક્ત ભજનને વધારે વખત આપવો જોઈએ. એકાદશીઓ બે આવતી હોય તો સંસ્થામાં બીજી પસંદ કરવી.

વૈષ્ણવ ધર્મમાં ભક્તિ, ચારિત્ર્યની શુદ્ધિ અને માણસ માણસ વચ્ચેની સમાનતા આ ત્રણ ઉપર વધારે ભાર મુકાયો છે તે સમજાવવું.

## ૪. ગીતાજયંતી

માગશર સુદ ૧૧ ૦ાા દિવસ

આ નવો ઉપજાવી કાઢેલો તહેવાર છે. માસાનાં માર્ગશીર્ષોऽहम् એ વચન ઉપરથી આ દિવસ નક્કી કરવામાં આવ્યો છે. અત્યંત પ્રાચીન કાળમાં માગશર મહિને વર્ષારંભ થતો.

આ દિવસે આખો ગીતાપાઠ થવો જોઈએ. લો. તિલક અગ્રહાયણ વિશેની કલ્પના, અને જ્યોતિષનું અયનચલન આ દિવસે સમજાવી શકાય. ગીતાના સંદેશનું વિવેચન અને શ્રીકૃષ્ણની વિભૂતિ વિશે પણ ચર્ચા થાય.

## ૫. દત્તજયંતી

પોષ સુદ ૧૫ ૧ દિવસ

અવધૂતની ઉપાસના ગુજરાતમાં ઝાઝી પ્રચલિત નથી, છતાં આ દિવસ જો કંઈક પગે મુસાફરી કરવામાં ગાળવામાં આવે તો તે ઈષ્ટ છે. માગશર મહિનામાં ઘણા તહેવાર નથી. પૂર્ણિમાને દિવસે સવારે એક ગામમાં નાહવું, બીજા ગામમાં જઈને જમવું, અને ત્રીજા ગામમાં રાતવાસો કરવો, એવો કાર્યક્રમ અવધૂતની પેઠે રાખી શકાય.

વિશ્વાસી (ખ્રિસ્તી) ધર્મ એ એક જાતની ગુરુપૂજા છે. માટે આજે 'Imitation of Christ' (ઈશુનું અનુસરણ) પણ વંચાય.

શીખ લોકો એક રીતે ગુરુઉપાસક કહેવાય. એમણે શુદ્ધ ભક્તિ અને સદાચારનું મોટું ધાર્મિક સાહિત્ય આપણને આપ્યું છે. એમાંથી પણ આજે પારાયણ થાય. દાખલા તરીકે જપજી, સુખમની. એ ઉપરાંત શીખ ગુરુઓએ જે સાત્ત્વિક બલિદાનનો લોકોત્તર આદર્શ સાધ્ય કરી બતાવ્યો તેની પણ વાતો વિદ્યાર્થીઓને કહી શકાય. ગુરુપૂર્ણિમા અને દત્તજયંતી બે તહેવારોમાં શીખ સંપ્રદાય અને ગુરુભક્તિ વિશે ઘણું આપી શકાય.

## ૬. સંક્રાંતિ

[પોષ માસ]

પોષ માસમાં મહારાષ્ટ્રી મહારાષ્ટ્રીને મળે એટલે સંક્રાંતિના 'તિળગુળ' જરૂર આપવાના. સાયન પંચાંગ પ્રમાણે મકરસંક્રાંતિ — ઉતરાણ, બાવીસમી ડિસેમ્બરે થઈ, પણ આપણાં રૂઢ પંચાંગો પ્રમાણે તે ગયા રવિવારે ઊજવાઈ. એકબીજાને તલગોળ આપીને અમે બોલીએ છીએ: 'तिळगूळ घ्या आणि गोड बोला' કેમ કે તલમાં

સ્નેહ છે અને ગોળમાં મીઠાશ છે. બધા સાથે પ્રેમ અને મીઠાશ રહે એ સંકલ્પની એ નિશાની છે. વેદમાં એક મંત્ર છે :

मित्रस्य मा चक्षुषा सर्वाणि भूतानि समीक्षन्ताम् ।
मित्रस्याहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे ।
मित्रस्य चक्षुषा समीक्षामहे ।

[બધાં પ્રાણીઓ મારા તરફ અવેરથી — સ્નેહભાવથી જુએ, હું બધા તરફ સ્નેહની દૃષ્ટિથી જોઉં છું. આપણે બધા સ્નેહની દૃષ્ટિએ જોઈએ.]

આ વૈદિક મંત્રનું જ મહારાષ્ટ્રના ભાવિક લોકોએ આવું મજાનું અને મિષ્ટ રૂપાંતર કર્યું છે.

*

જેમ માણસોની માણસો ઉપર છાપ છે તેમ કુદરતની પણ માણસો ઉપર છાપ પડે છે. એના શરીર ઉપર જ નહીં, પણ એના મન ઉપર, એની રહેણી-કરણી ઉપર, એના આદર્શ ઉપર, એના સામાજિક જીવન ઉપર.

જેમ શ્રેષ્ઠ અથવા પૂજ્ય વિભૂતિની આપણા જીવન ઉપર અસર પડે છે તેમ કુદરતની ઘટનાની પણ પડે છે. કોઈ સગાંવહાલાંના મોતને લીધે જેમ આપણે હતોત્સાહ થઈએ તેમ સૂર્યનું ખગ્રાસ ગ્રહણ જોઈને પણ આપણે વિમનસ્ક થઈએ છીએ. મહાયુદ્ધ અને દુકાળ બંનેનાં આપણા ઉપર સરખાં જ પરિણામ થાય છે. પુત્રોત્સવ અને વસંતોત્સવ વચ્ચે સરખાપણું નથી એમ કોણ કહી શકે? શ્રીકૃષ્ણનો કંસ ઉપર, રામનો રાવણ ઉપર, બુદ્ધનો માર ઉપર વિજય થયે હજારો વર્ષ વીતી ગયાં છે, છતાં તે વિજયનો દિવસ જ્યારે ફરી ફરી આવે છે ત્યારે તે વિજયનો સંદેશો આપણને ફરી ફરી મળે છે. તડકાનો ટાઢ ઉપરનો વિજય કંઈ પ્રભાવમાં એથી ઊતરતો નથી. દર વર્ષની એ વાત છે એટલા માટે કંઈ તે ઓછી અસરકારક નથી. સૂર્યોદય રોજ થાય છે, છતાં સર્વ દેશમાં અને સર્વ ભાષાના કવિઓને તથા રસિકોને સૂર્યોદયની શોભા તથા એની ઉપમા ઉત્સાહદાયક જ લાગે છે.

મકરસંક્રાંતિ એ દિવસનો રાત્રિ ઉપરનો વિજય, તડકાનો ટાઢ ઉપરનો વિજય, પ્રવૃત્તિનો નિદ્રા ઉપરનો વિજય સૂચવે છે. અષાઢ મહિનાથી દીર્ઘ-તમા રાત્રિનો વિજય થતો હતો, દહાડે દહાડે પ્રવૃત્તિ ઓછી થતી હતી, સર્વત્ર એક જાતની ગ્લાનિ છવાઈ હતી, સૂર્યનાં કિરણ ઓછાં થતાં હતાં. દીપોત્સવ કરીને આપણે માંડ માંડ નવ-વરસનો ઉત્સવ ઊજવ્યો. પણ ટાઢની કઠોરતા તો વધતી જ ગઈ. મહાત્મા સવિતા જાણે દક્ષિણમાં બંદીવાસમાં જ પડી ગયા. એ ક્યારે છૂટશે?

આપત્તિને પણ અંત હોય છે. સૂર્યનું દક્ષિણ તરફનું સંક્રમણ પૂરું થયું અને ઉત્તરાયણની શરૂઆત થઈ. સવિતાનાં કિરણો વધારે ને વધારે ફેલાવા લાગ્યાં, દિવસની પળો વધવા લાગી, રાત્રિની પળો ઓછી થવા લાગી, રાત્રિના સામ્રાજ્યનો ક્ષય શરૂ થયો, એવાં સ્પષ્ટ ચિહ્નો દેખાવા લાગ્યાં, અને મહાત્મા સવિતા દક્ષિણ

દિશાના બંધનમાંથી હવે જરૂર મુક્ત થવાના એવી ખાતરી થવા લાગી. બસ, એ જ ભાવિ મુક્તિનો આનંદ તે મકરસંક્રમણ.

આ મકરસંક્રમણ આપણે કેવી રીતે ઊજવીએ? ગંગા નદીને કિનારે જઈને જુઓ. ત્યાં અસંખ્ય ભાવિક લોકો ગંગાના પટમાં ઝૂંપડીઓ બાંધી કેટલાયે દિવસથી ત્યાં જ રહ્યા છે, ગંગા અને યમુનાનો હિંદુ ધર્મની સરસ્વતી સાથે જ્યાં સંગમ થાય છે ત્યાં હજારો લોકો પ્રયાગસ્નાનને માટે આવી રહેલા હું હમણાં જ જોઈ આવ્યો છું. સૂર્યોદય પહેલાં ઊઠીને નામસ્મરણ કરતા અને ભીષ્મમાતા ગંગાનો અથવા ધર્મભગિની યમુનાનો જયજયકાર પોકારતા તેઓ નાહવા જાય છે. યમુનામાં નહાય તે શું યમથી બીએ? ગંગામાં નહાય તેની દૃઢતા શું ભીષ્મ જેવી ન હોવી જોઈએ? પ્રયાગનું સ્નાન એ નિર્ભયતા અને દૃઢતાની દીક્ષા જ છે.

મકરસંક્રમણ એ જેટલો વિજયનો ઉત્સવ છે તેટલો જ સ્નેહ અને મીઠાશની વૃદ્ધિનો પણ ઉત્સવ છે. ભૂખ અને ટાઢથી ક્ષીણ થયેલા લોકો વરુની પેઠે એક-બીજા સાથે લડે એમાં નવાઈ નથી; પણ પ્રકાશ અને સમૃદ્ધિમાં તે બધું ભૂલી જવું જોઈએ. માટે જ હિંદુસ્તાનના અનેક પ્રાંતોમાં ઉત્તરાયણની શરૂઆતમાં તલ અને ગોળ એકબીજાને આપવાનો રિવાજ છે. શિયાળામાં તે પૌષ્ટિક ખોરાક છે એટલા જ માટે નહીં, પણ સ્નેહ-મીઠાશની વૃદ્ધિ સૂચવવા માટે. તલમાં સ્નેહ છે (સંસ્કૃતમાં સ્નેહ એટલે તેલ) અને ગોળમાં મીઠાશ છે. બધાં ધાન્યોમાં તલની ઊપજ સૌથી વધારે હોય છે. માટે જ તેની — પ્રેમની આપલે કલ્યાણકારક ગણેલી છે.

મકરસંક્રાંતિને દિવસે એકબીજાને તલગોળ આપી એકબીજાના જૂના અપરાધોને માટે ક્ષમા માગવાની પ્રથા જો હૃદયથી સ્વીકારવામાં આવે તો જરૂર સમાજમાં ઐક્ય અને ઉત્સાહ વધે અને વધતા સૂર્યની પેઠે દેશનું સૌભાગ્ય વધે.

ઉત્તરાયણનો આ સંદેશો ઉન્નતિકારક છે. સ્વરાજના દિવસોમાં તે આપણે ભૂલી ન જવો જોઈએ.

ઉત્તરાયણ પછી વસંતપંચમી, ત્યાર બાદ રથસપ્તમી કરી આખરે ભોગવિલાસને બાળી નાખી સંયમધર્મ સ્વીકારવા હોલિકોત્સવ કરવાનો હોય છે. ઋતુચક્રના પરિવર્તનમાં પણ ધર્મ રહેલો છે. કુદરત સાથે જેનો સહકાર તૂટ્યો નથી તે જ તે મેળવી શકે છે.

૧૮–૧–'૨૩

## મકરસંક્રાન્તિ

પોષ માસ ૧ દિવસ

મકરસંક્રમણનો દિવસ કયો એ ઝઘડો હવે પછી જામવાનો છે. શ્રી હરિહર-ભાઈ અને સાયન પંચાંગવાળા તો ડિસેમ્બરની ૨૩મીને જ વળગી રહેશે. અને સામાન્ય પંચાંગો તો જાનેવારીની ૧૩-૧૪મી સુધી રાહ જોશે.

મકરસંક્રાન્તિનો દિવસ આપણી પંચાંગની પદ્ધતિ સમજવા-સમજાવવા માટે અનુકૂળ છે. મહારાષ્ટ્રનો રિવાજ સ્વાદિષ્ટ લાગતો હોય તો આ દિવસે તલગોળનો પ્રચાર કરવા જેવો છે. આખો પોષ મહિનો તલ ખાઈએ તોયે ઠીક જ છે. ઊતરતા શિયાળામાં સ્નિગ્ધ અન્ન પૌષ્ટિક હોય છે. પણ મુખ્ય પ્રવૃત્તિ તો પતંગ ઉડાડવાની હોય; માત્ર એની દોરી સ્વદેશી હોવી જોઈએ. છોકરાઓ જો બજારમાંથી તૈયાર પતંગો લાવે તો આ તહેવાર રાખવામાં માલ નથી. પતંગો ઘેર જ તૈયાર થાય, અને સાથે મળીને ઉડાડાય. પતંગ બનાવવાનું ખાસ શાસ્ત્ર છે. તે દરેક કિશોરે જાણી લેવું જોઈએ.

ઈતિહાસ અને સમાજશાસ્ત્રના રસિયા અધ્યાપક આ દિવસે જીવનસંક્રમણ કે રાષ્ટ્રીય સંક્રમણ ઉપર વ્યાખ્યાન આપે તો તે સાંભળવા તૈયાર રહેવું જોઈએ.

## ૭. વસંત

[મહા સુદ ૫]

વસંતપંચમી એટલે ઋતુરાજની પધરામણી.

માઘ શુકલ પંચમીને આપણે વસંતપંચમી કહીએ છીએ. પણ દરેક માણસને માટે તે જ દિવસે વસંતપંચમી નથી હોતી. ટાઢા લોહીવાળા માણસ માટે વસંતપંચમી એટલી વહેલી આવતી નથી.

વસંતપંચમી એ કુદરતનું યૌવન છે. જેની રહેણી કુદરતથી વિખૂટી થઈ નથી, કુદરતને રંગે જે રંગાય છે તે વસંતનું આગમન, વગર કહ્યે, અનુભવે છે. નદીના ક્ષીણ પ્રવાહમાં એકાએક ઘોડાપૂર આવેલું જેમ આપણે જોઈએ છીએ તેમ આપણે વસંતને પણ આવતો બરાબર જોઈ શકીએ છીએ. માત્ર બધાંનાં હૃદયમાં એક જ વખતે તે પ્રવેશ કરતો નથી.

વસંત જ્યારે આવે છે ત્યારે યૌવનના ઉન્માદ સાથે આવે છે. યૌવનમાં સુંદરતા હોય છે, પણ હંમેશાં ક્ષેમ હોય છે જ એમ નથી. યૌવનમાં શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય જાળવવું બહુ જ અઘરું હોય છે, તેમ વસંતમાં પણ છે. તારુણ્યની પેઠે વસંત પણ લહેરી અને ચંચળ હોય છે. ઘડીમાં ટાઢ અને ઘડીમાં તાપ; ઘડીમાં કંટાળો ને ઘડીમાં ઉલ્લાસ. ગયેલી શક્તિ શિયાળામાં પાછી મેળવાય છે, પણ શિયાળામાં મેળવેલી શક્તિ વસંતમાં સાચવવી એ સહેલી વાત નથી. વસંતમાં સંયમ સચવાય તો આખું વર્ષ આરોગ્ય જળવાય. વસંતમાં પ્રાણીમાત્ર ઉપર આકર્ષક કાંતિ ચડે છે, પણ તે તેટલી જ જોખમકારક હોય છે. વસંતના ઉલ્લાસમાં સંયમની ભાષા શોભતી નથી, સહન થતી નથી, પણ તે જ વખતે તેની અત્યંત જરૂર હોય છે. ક્ષીણ થયેલો માણસ અંતે પથ્ય સાચવે એમાં શી

નવાઈ? એમાં શી ભલીવાર? માંડ માંડ જીવવું એમાં શું સ્વારસ્ય? જાળવેલો વસંત એ જ જીવનનો લહાવો છે.

વસંત ઉડાઉ હોય છે. આમાં પણ કુદરતનું તારુણ્ય જ પ્રગટ થાય છે. ફૂલો અને ફળો કેટલાંયે બેસે છે અને કેટલાંયે કરમાઈ પણ જાય છે. જાણે કુદરત શિયાળાની કંજૂસાઈનો બદલો જ વાળે છે. વસંતની સમૃદ્ધિ એ કંઈ શાશ્વત સમૃદ્ધિ નથી. દેખાય છે તેટલું ટકતું નથી.

રાષ્ટ્રનો વસંત પણ ઘણી વાર ઉડાઉ હોય છે. કેટલાંયે ફૂલ અને ફળ ભારે આશા બતાવે છે, પણ પરિપક્વ થતા પહેલાં જ કરમાઈને ખરી પડે છે. શરદ ઋતુ સુધી પહોંચે તે જ ખરાં. રાષ્ટ્રના વસંતમાં સંયમની વાણી અપ્રિય હોય છે, પણ તે જ પથ્ય છે.

ઉત્સવમાં વિનય, સમૃદ્ધિમાં સ્થૈર્ય, યૌવનમાં સંયમ, એ જ સફળ જીવનનું રહસ્ય છે. ફૂલોનો દર્પ ફળોના રસમાં પરિણમે એમાં જ એની સાર્થકતા છે.

વસંતપંચમીનો ઓચ્છવ શાસ્ત્રકારોએ સરજેલો નથી, ધર્માચાર્યોએ માન્ય રાખેલો નથી. કવિઓએ અને ગાયકોએ, તરુણોએ અને રસિકોએ તેને ગાઠવ્યો છે, કોયલે તેને નોતર્યો છે અને ફૂલોએ તેને વધાવ્યો છે. વસંત એટલે પક્ષીઓનું ગાન, આમ્રમંજરીની સુગંધ, શુભ્ર અભ્રોની વિવિધતા અને પવનની ચંચલતા. પવન તો હંમેશાં ચંચલ હોય, પણ વસંતમાં તે વિશેષ ભાવે ક્રીડે છે. જ્યાં જાય ત્યાં પુરજોશમાં જાય, જ્યાં વાય ત્યાં પુરજોશમાં વાય, જ્યારે ગાય ત્યારે પુરજોશમાં ગાય, અને ઘડીમાં ફરી પણ જાય.

વસંતથી સંગીતનું નવું સત્ર શરૂ થાય છે. ગાયકો આઠે પહોર વસંતના આલાપ લઈ શકે છે. ન જુએ પૂર્વરાત્ર કે ન જુએ ઉત્તરરાત્ર.

સંયમ, ઔચિત્ય અને રસ એ ત્રણેનો સંયોગ થાય ત્યારે જ સંગીતનો પ્રવાહ ચાલે. જીવનમાં પણ એકલો સંયમ સ્મશાનવત્ થઈ જાય, એકલું ઔચિત્ય દંભરૂપ થઈ પડે અને એકલો રસ ક્ષણજીવી વિલાસિતામાં જ ખપી જાય. ત્રણેનો સંયોગ એ જ જીવન છે. વસંતમાં કુદરત આપણને રસની રેલ આપે છે. એવે સમયે સંયમ અને ઔચિત્ય એ આપણી મૂડી હોવી જોઈએ.

ફેબ્રુઆરી, ૧૯૨૩

## વસંતપંચમી

સુદ ૫ ૧ દિવસ

આ કુદરતનો તહેવાર છે. શાસ્ત્રોમાં એને સ્થાન નથી. સાચું જોતાં આપણે આપણી મેળે વસંતોત્સવનો દિવસ નક્કી કરી શકીએ. આ દિવસે સવારનો વખત સુંદર સફાઈ કરી પછી દિવસમાં સંગીતના બે જલસા રાખવા એ જ ઉચિત

લાગે છે. સફાઈમાં કપડાં ધોવાં, પથારીઓ, રાચરચીલું વગેરે તડકામાં મૂકવું, ઘર અંદરબહાર સાફ કરવું અને આસપાસ બધે સ્વચ્છ વ્યવસ્થા કરવી એનો સમાવેશ થાય છે. જલસો એક સવારે નવદસ વાગ્યે અથવા બપોરે બે વાગ્યે અને બીજો સાંજે પ્રાર્થના પછી, એમ રાખીએ તો ભિન્ન ભિન્ન સમયના રાગો સારી રીતે ગવાશે અને એકસામટી તાણ નહીં પડે. પૂરતો ઉત્સાહ હોય તો એક જલસો અને એક નાટક એમ પણ રખાય. આપણા ઉત્સવોને લીધે દિવસના મુખ્ય કાર્યક્રમમાં બનતાં સુધી ફેર ન પડવો જોઈએ.

## ૮. મંગલમૂર્તિ ભીષ્મ

[મહા સુદ ૮]

આજે ભીષ્માષ્ટમીનો પવિત્ર દિવસ છે. ભારતીય યુદ્ધ પછી બાણોની પથારી કરી ઉત્તરાયણની રાહ જોનાર અને દરમિયાન માનવજાતિને ધર્મની પ્રતિષ્ઠા જળવાય એવી રાજ્યનીતિનો ઉપદેશ કરનાર અખંડ બ્રહ્મચારી ભીષ્માચાર્યનો પુણ્ય દિવસ છે.

મહાભારતની મંગલમૂર્તિઓ ત્રણ: ભીષ્મ, કૃષ્ણ અને વ્યાસ. આ ત્રિમૂર્તિમાં પણ પ્રધાન સ્થાન ભીષ્મનું જ. કૃષ્ણની વિભૂતિ તો આખરે દિવ્ય હોઈ એને ભવ્ય નહીં કહી શકાય. વ્યાસ કોઈ વાનપ્રસ્થની જેમ દૂરના દૂર જ રહે છે. સમસ્ત મહાભારત પર પોતાની મંગલ છાયા પાથરનાર તો ધર્માત્મા ભીષ્મ જ છે. તે સાગર સમા ગંભીર, હિમાલય સમા ઉત્તુંગ-પ્રચંડ અને અનંત આકાશ જેટલા શાંત નિર્મળ છે.

ભીષ્મ શ્રીકૃષ્ણના ઉત્તમ ભક્તો પૈકી એક છે.

प्रह्लाद-नारद-पराशर-पुण्डरीक-
व्यासाम्बरीष-शुक-शौनक-भीष्म-दाल्भ्यान् ।
रुक्मांगदार्जुन-वसिष्ठ-विभीषणादीन्,
पुण्यान् इमान् परम-भागवतान् स्मरामि ।।

આમ જે જે પરમ ભાગવતોનું રોજ સવારે ઊઠીને આપણે સ્મરણ કરીએ છીએ તેઓમાં પણ ભીષ્મનું સ્થાન ન્યારું છે. બીજા ભાગવતો ભગવાનને આધીન રહીને તેની પ્રેરણાને અનુરૂપ વર્તન રાખે છે. ભીષ્મને ભાગ્યે પોતાના પરમપ્રભુનો અખંડ વિરોધ કરવાનું જ આવ્યું. અને તેમ છતાં તેમની વિરોધભક્તિ નહોતી.

ભીષ્મ અને કૃષ્ણનો રાષ્ટ્રપુરુષ તરીકે વિચાર કરતાં પણ તેમનો આત્યંતિક સ્વભાવભેદ દેખાઈ આવે છે. બંને ધર્મનિષ્ઠ, ધર્મપરાયણ અને ધર્મકાર હતા. પરંતુ બંનેનું જીવનતત્ત્વજ્ઞાન તદ્દન ભિન્ન. ભીષ્મનું જીવનતત્ત્વ બહુ અંશે પ્રભુ રામચંદ્રના જીવનતત્ત્વ જેવું. એ બંને મર્યાદા પુરુષોત્તમ, પોતાને ધર્મપરતંત્ર

સમજનારા અને ધર્મપાલન સારુ કોઈ પણ ત્યાગ શીતલ વૃત્તિથી કરનારા. મનુષ્ય-જાતને દાખલો બેસાડનારા એ બે જ. બીજી બાજુ શ્રીકૃષ્ણ; જેવા પ્રતિષ્ઠાભંજક તેવા જ મર્યાદાભંજક. ધર્મમાર્ગમાંના દરેક નિયમને અપવાદ કેમ હોઈ શકે, એ બતાવવાને જ જાણે તેમણે અવતાર ધારણ કર્યો હતો. બંકિમચંદ્રે કૃષ્ણનું એક જીવનચરિત્ર લખ્યું છે. ચરિત્ર નહીં, કૃષ્ણ ઉપર મુકાતા આક્ષેપોનું એક મોટું ખંડન જ છે. ન્યાયનિપુણો પોતાનું બુદ્ધિસર્વસ્વ વાપરી બચાવ ન કરે તો શ્રીકૃષ્ણના એક પણ કૃત્યની યોગ્યતા ધ્યાનમાં નહીં આવે. ગાંધીજીએ જેમ ગાયના રિબાતા વાછરડાને મરણ આપી અહિંસાધર્મનું પાલન કર્યું, તેવું જ કંઈક કરી દર વખતે શ્રીકૃષ્ણે ધર્મપાલન કર્યું હશે એવો ભાસ થાય છે. ધર્મના સિદ્ધાંતના મૂળ સુધી પહોંચી તેના તત્ત્વાર્થના પાલનને સારુ શબ્દાર્થનો વિરોધ કેમ કરવો એનો જ શ્રીકૃષ્ણે અભ્યાસ કર્યો હોવો જોઈએ.

દેવવ્રતે (ભીષ્માચાર્યે) ભરજુવાનીમાં એક ભીષ્મપ્રતિજ્ઞા કરી રાજ્ય અને સ્ત્રીનો ત્યાગ કર્યો. એ એક પ્રતિજ્ઞાના પાલનને સારુ તેમણે ચારે બાજુથી હાનિ થવા દીધી. પ્રતિજ્ઞાના પાલનનું પ્રયોજન પૂરું થયા પછી પણ તેમણે તે પ્રતિજ્ઞા ન છોડી તે ન જ છોડી. અને તેમનું નસીબ પણ કેવું વિચિત્ર. તેમણે રાજ્યનો સ્વીકાર ન કર્યો છતાં તેનો બધો ભાર તેમને જ વહેવો પડચો. ભાઈભાંડુઓ વચ્ચેનો ટંટો ટાળવા તેમણે લગ્ન કરવાનું માંડી વાળ્યું પરંતુ તેમને કેટલાયે નિયોગો અને કેટલાંયે લગ્નો કરાવવાં પડચાં. વિશેષ શું કહેવું? સ્વયંવરોમાં ભાગ લઈ તે જુવાનજોધ છોકરીઓ પણ જીતી લાવ્યા! અને ભાઈભાઈનો જે ઝઘડો ટાળવાને માટે તેમણે અખંડ બ્રહ્મચર્ય સ્વીકાર્યું તે જ ઝઘડાને કારણે પોતાની ઈચ્છા વિરુદ્ધ અસત્પક્ષને માટે લડીને અને લાખોનો સંહાર કરીને તેમને પોતાનો પ્રાણ આપવો પડચો! ભીષ્મ-પ્રતિજ્ઞા એ જગતને માટે જેમ આદર્શભૂત છે તેમ તેનું બ્રહ્મચર્ય પણ તેવું જ અલૌકિક છે. એ બ્રહ્મચર્યના બળથી તે પરમજ્ઞાની પરમસમર્થ અને ધર્મજ્ઞ થયા એટલું જ નહીં પણ ઈચ્છામરણી પણ થયા. પરંતુ તેમની એ પ્રતિજ્ઞાથી કૌરવકુળ કે આર્યસંસ્કૃતિને કયો લાભ થયો? કંઈ નહીં તો પોતે સત્યને ખાતર યુદ્ધ કરે છે એટલું સમાધાન તો તેમને મળવું જોઈતું હતું. રાજ્ય ઉપરનો હક છોડીને તે રાજાના સેવક થયા. પોતાની બધી વફાદારી તેમણે રાજગાદીને આપી, જે લઉં છું તે આ ગાદીનું અન્ન છે, ગાદીની આજ્ઞા થાય તે શિરસાવંદ્ય ગણવી જોઈએ, એવી બાંધારણી વૃત્તિ તેમણે ધારણ કરી. ખરેખર ભીષ્મ જેવો ચુસ્ત તંત્રવાદી (constitutionalist) ભાગ્યે જ બીજો કોઈ થયો હશે. પરંતુ તંત્રને જ દેવ સમજીને વર્તવાથી તેમણે રાષ્ટ્રહિતનું માત્ર સત્યાનાશ વાળ્યું.

૨

મહાભારતના ધર્મધુરંધરો બે: શ્રીકૃષ્ણ અને ભીષ્મ. શ્રીકૃષ્ણનો ઉપદેશ ભગ-વદ્‌ગીતામાં સમાયેલો છે. ભીષ્મનો ઉપદેશ એકઠો કરેલો જડતો નથી. એનો પ્રસિદ્ધ રાજધર્મ શાંતિપર્વમાં છે. પણ ભીષ્મે પોતાની શિખામણનો નિચોડ દેહ

છોડતી વખતે ત્રણ લીટીમાં જ આપ્યો છે. મહાભારતે ભીષ્માચાર્યને ઈચ્છામરણી વર્ણવ્યા છે. રાજા યુધિષ્ઠિરને જેટલું કહેવાનું હતું તે બધું ભીષ્મે કહી દીધું. ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણ તરફ વળી દેહ છોડવા માટે ભગવાનની અનુજ્ઞા માગી. પિતૃભક્ત અને નિષ્પાપ ભીષ્મને શ્રીકૃષ્ણે અનુજ્ઞા આપી. બધા પાંડવો પિતામહની આસપાસ ટોળે વળ્યા. ત્યારે તેમને અને તેમની મારફતે સૌ ભારતવાસીઓને ભીષ્માચાર્યે નીચેનાં વચનો કહ્યાં :

प्राणानुत्स्रष्टुमिच्छामि तत्रानुज्ञातुमर्हथ।
सत्येषु यतितव्यं वः सत्यं हि परमं बलम्॥
आनृशंस्यपरैर्भाव्यं सदैव नियतात्मभिः।
ब्रह्मण्यैर्धर्मशीलैश्च तपोनित्यैश्च भारताः॥

"સત્યને માટે નિરંતર પ્રયત્ન કરજો. સત્ય એ જ સૌથી શ્રેષ્ઠ બળ છે. હમેશાં પોતાના મન પર, હૃદય પર કાબૂ રાખી દયાભાવ કેળવજો. દુષ્ટ વૃત્તિને વશ ન થજો. પ્રજાને કેળવનાર વર્ગને હમેશાં પોષતા રહેજો. ધર્મની પ્રેરણા પ્રમાણે ચાલજો. અને હમેશાં પોતાની બધી શક્તિઓ કેળવતા રહેજો."

આજે પણ ભારતવાસીઓને બીજો શો ઉપદેશ હોઈ શકે?

૧૯૩૧

### ભીષ્માષ્ટમી

મહા સુદ ૮ — ૧ સમય

આ જૂનો તહેવાર લગભગ ભુલાઈ ગયો હતો. કોઈ કોઈ ઠેકાણે એનું પુનરુજ્જીવન થવા લાગ્યું છે. આપણે ત્યાં પણ પ્રયત્ન થવો જોઈએ. ભીષ્મ બ્રહ્મચારી, દૃઢવ્રત, ભગવદ્ભક્ત અને નીતિજ્ઞ હતા. મહાભારતમાંથી ભીષ્મનું જીવન તારવી કાઢી એ ગંગાપ્રસાદ વિદ્યાર્થીઓને આપવો જોઈએ. ખાસ કરીને કર્ણ અને ભીષ્મનો છેલ્લો સંવાદ. આ દિવસ શુદ્ધ સાત્ત્વિક આહાર લઈ પ્રાર્થનાપૂર્વક બ્રહ્મચર્યનું વ્રત લેવાનો છે. આ તહેવાર સમાજમાં જડ ઘાલે તો એમાં ખૂબ ઉમેરવા જેવું છે. આદર્શ બ્રહ્મચારીઓની નામાવલિ ગોઠવી તેમનાં જીવનચરિત્ર આ દિવસે કહેવાં જોઈએ. દાખલા તરીકે રામકૃષ્ણ પરમહંસ અને શારદાદેવી, ઈશુ, શુકદેવ, યોગવાસિષ્ઠમાંની ચુડાલા, હનુમાન, વનવાસી લક્ષ્મણ, રામદાસ ઈત્યાદિ.

આ દિવસે લાઠીની કવાયત અને સંઘવ્યાયામ રાખી શકાય.

# ૯. મહાશિવરાત્રિ

[મહા વદ ૧૪]

## ૧. હરણાંનું સ્મરણ

એક વિશાળ વન હતું. વીસ વીસ ત્રીસ ત્રીસ ગાઉ સુધી માણસની ઝૂંપડી કે મુસાફરનો કામચલાઉ ચૂલો પણ ક્યાંયે ન મળે. ત્યાં એક રળિયામણા તળાવ

પાસે કેટલાંક હરણાં રહેતાં. તળાવને કાંઠે એક બીલીનું ઝાડ હતું. એ ઝાડની નીચે પાષાણરૂપમાં મહાદેવ વિરાજમાન હતા. હરણાં રોજ તળાવમાં સ્નાન કરે, મહાદેવનાં દર્શન કરે અને ચરવા જાય. બપોરે આવીને બીલીને છાંયે વિશ્રાન્તિ કરે અને સાંજે તળાવનું પાણી પીએ, મહાદેવનાં દર્શન કરે ને સૂઈ જાય. કશાં શાસ્ત્ર ભણ્યા વગર જ હરણાંને ધર્મનું જ્ઞાન થયું હતું, તેથી તેઓ સંતોષપૂર્વક પોતાનું નિર્દોષ જીવન વિતાવતાં હતાં.

માઘ મહિનો હતો, કૃષ્ણપક્ષની ચતુર્દશી. એક વિકરાળ પારધી પેલા વનમાં પેઠો. સાંજ પડું પડું થઈ રહી હતી. પારધીને ભૂખ બહુ જ લાગી હતી. પારધી-ની ભૂખ કંઈ જેવીતેવી ન હોય. બીજું કંઈ ન મળે તો કાચું ને કાચું માંસ પણ કરડી ખાય. પણ આ આપણા પારધીને પોતાની ભૂખનું દુ:ખ નહોતું. ઘરમાં બાળબચ્ચાં ભૂખ્યાં છે, તેમને શું આપવું ? શું મોઢું લઈ ઘેર જવું ? શિકાર ન મળે તો ઠાલે હાથે ઘેર જવા કરતાં વનમાં જ રાતની રાત પડયા રહીએ; વખતે કંઈક હાથ ચડી જાય. આવો વિચાર કરતો તે તળાવ પાસેની બીલી પર ચડીને બેઠો.

પોતાનાં બાળબચ્ચાંનું ભરણપોષણ કરવા માટે પોતે કષ્ટ વેઠવાં અને જોખમો ઉઠાવવાં એટલો જ પોતાનો ધર્મ છે એમ તે માનતો. એથી વ્યાપક ધર્મનું તેને ભાન ન હતું.

રાત પડી. કૃષ્ણપક્ષની કાળી મેશ રાત. કશું જ સૂઝે નહીં. પારધીએ તળાવ તરફ જોવા માટે આડાં આવતાં બીલીનાં પાંદડાં તોડી તોડીને નીચે ફેંક્યાં. એટલા-માં બેચાર હરણાં પાસે પાણી પીવા આવ્યાં. ઝાડ ઉપરના પારધીને જોઈ ચમક્યાં. એમને ખાતરી થઈ કે હવે આપણે બચવાનાં નથી. નિરાશાના અવાજમાં તેઓ બોલ્યાં: ‘ભો ભો વ્યાધ, તારા ધનુષ ઉપર બાણ ચડાવ મા. અમે મરવા તો તૈયાર છીએ, પણ અમને ઘેર જઈ અમારાં બાળબચ્ચાંને અને સગાંવહાલાંને મળી આવવા જેટલો વખત આપ. સૂર્યોદય પહેલાં અમે આવીને હાજર થઈશું.’

પારધી ખડખડ હસ્યો. ‘શું તમે મને બબૂચક સમજો છો ? આમ હાથ આવેલો શિકાર હું જતો કરું ? મારાં બાળબચ્ચાં ભૂખે મરે છે તે ?’

‘અમે પણ તારી પેઠે અમારાં બાળબચ્ચાંનો ખ્યાલ કરીને જ રાહત માગીએ છીએ. અમે વચન પાળીએ છીએ કે નહીં એની એક વાર પરીક્ષા તો કરી જો.’

પારધીના મનમાં શ્રદ્ધા અને કૌતુક જાગી ઊઠયાં. બરાબર સૂર્યોદય પહેલાં આવવાની ખાસ તાકીદ આપી તેણે હરણાંને જવા દીધાં અને પોતે બીલીનાં પાંદડાં તોડતો ઝાડ ઉપર જ રાતવાસો રહ્યો. શ્રદ્ધાવાળા પારધીના હાથમાંથી પોતાના માથા પર પડેલા બિલ્વદળથી મહાદેવ સંતુષ્ટ થયા.

બરાબર સૂર્યોદયનો સમય થયો. અને હરણાંનું એક મોટું ટોળું ત્યાં આવી પહોંચ્યું. પેલાં હરણાં ઘેર ગયાં, બાળબચ્ચાંને ભેટયાં, પોતપોતાનાં શીંગડાંથી

એકમેકને ખંજવાળ્યાં, છેક નાનાં બચ્ચાં હતાં તેમને ધરાઈ ધરાઈને ચાટી લીધાં. બનેલી વાત બધાંને કહી સંભળાવી અને વિદાય માગી.

અરે, દુષ્ટ પારધી સાથે વચનપાલન કેવું? 'શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત્ । ટાંટિયામાં જોર હોય તેટલું વાપરી અહીંથી છાનાંમાનાં નાસી જાઓ' — એવી સલાહ આપનાર ત્યાં કોઈ ન નીકળ્યું. સગાંવહાલાં બોલ્યાં :

'ચાલો, અમે પણ સાથે આવીએ. સ્વેચ્છાએ મરણ વહોરી લેવાથી મોક્ષ મળે છે. તમારો અપૂર્વ આત્મયજ્ઞ જોઈ અમે પાવન થઈશું.'

બાળબચ્ચાં પણ સાથે થયાં. પારધીના હિંસકપણાની જાણે પરીક્ષા કરવાને જ ન નીકળ્યાં હોય!

સૂર્યોદય પહેલાં ટોળું આવી પહોંચ્યું. રાતવાળાં હરણાં આગળ આવ્યાં ને બોલ્યાં : 'લો ભાઈ, અમે વધને માટે તૈયાર છીએ.' બીજાં હરણાં પણ બોલી ઊઠયાં : 'અમને પણ માર. ભલે તારાં બાળબચ્ચાંની ભૂખ શમો.'

પારધીની હિંસાવૃત્તિ રાત્રિની પેઠે ગળી ગઈ. આખા દિવસનો ઉપવાસ અને આખી રાત્રિનું જાગરણ થવાથી તેની વૃત્તિ અંતર્મુખ થઈ જ હતી. તેમાંયે આ પ્રતિજ્ઞાપાલક હરણાંનું ધર્માચરણ જોઈને તો તે દિગ જ થઈ ગયો. તેના હૃદયમાં નવીન પ્રકાશ પડયો. પ્રેમશૌર્યની તેને દીક્ષા મળી. તે ઝાડ નીચે ઊતર્યો અને હરણાંને શરણે ગયો. બે પગનો માણસ ચાર પગાળા પશુને પગે લાગ્યો, આકાશમાંથી શ્વેત પુષ્પોની વૃષ્ટિ થઈ. કૈલાસથી મોટું વિમાન ઊતરી આવ્યું, તેમાં પારધી અને હરણાં બેઠાં અને કલ્યાણકારી શિવરાત્રિનું માહાત્મ્ય ગાતાં ગાતાં શિવલોક સિધાવ્યાં. આજે પણ તેઓ આકાશમાં દિવ્યરૂપે પ્રકાશે છે.

મહાશિવરાત્રિનો દિવસ એટલે તે ધર્મનિષ્ઠ સત્યવ્રતી હરણાંના સ્મરણનો દિન.*

માર્ચ, ૧૯૨૨

## ૨. એક પત્ર

. . . આજે તમે મહાશિવરાત્રિનો તહેવાર કઈ રીતે ગાળતા હશો એના જ વિચાર આવે છે. શિવરાત્રિનો તહેવાર ઉત્સવ નથી પણ વ્રત છે. શિવરાત્રિનો તહેવાર શૈવ સાંપ્રદાયી ગણાય છે તેથી વૈષ્ણવો એને વિશે ઉદાસીન હોય છે. આ શૈવ

*એકાદશી, અષ્ટમી, ચતુર્થી, શિવરાત્રિ એ બધા હિંદુ મહિનામાં હમેશાં આવનારા તહેવારો છે. એકાદશી વૈષ્ણવોએ સર્વલોકપ્રિય કરી દીધી છે; ગણપતિના ઉપાસકો વિનાયકી અને સંકષ્ટી ચતુર્થીનું વ્રત કરે છે; દેવીના ઉપાસકો અષ્ટમીનું વ્રત આચરે છે. શિવરાત્રિ એ દર મહિને કૃષ્ણપક્ષની ચતુર્દશીને દિવસે આવે છે. શૈવ લોકો શિવરાત્રિ કરે છે. જેમ એકાદશીઓમાં આષાઢી અને કાર્તિકી મહા એકાદશીઓ છે તેમ માઘ મહિનાની શિવરાત્રિ તે મહાશિવરાત્રિ.

દરેક માસના દરેક તહેવારનું માહાત્મ્ય અને તેની એક વાર્તા હોય જ છે. તેમાં મહાશિવરાત્રિની કથા ઉપર મુજબ છે.

વાર્તાના આ પુરાતન ક્ષેત્ર તરફ લોકવાર્તાનો સંગ્રહ કરનાર સંશોધકોનું ધ્યાન જવું જોઈએ.

વૈષ્ણવોનો ભેદ એક વખતે આપણા દેશમાં બહુ આકરો હતો. માણસમાં લડવાની વૃત્તિ જ્યાં સુધી ટકી છે ત્યાં સુધી ગમે તે ભેદને આગળ કરી તે લડવાનો. છેક દક્ષિણમાં શૈવ વૈષ્ણવોએ જૂના કાળમાં એકબીજાનું લોહી ઓછું નથી વહેવડાવ્યું.

શિવરાત્રિનું માહાત્મ્ય તમે બધા જાણો જ છો. 'હરણાંનાં સ્મરણાં' વિશે તમે વાંચ્યું સાંભળ્યું છે જ. વચન પાળવાની ટેક, માતૃવાત્સલ્ય અને પરાર્થે સ્વાત્માર્પણ એ બોધ તમે એ વાર્તામાંથી લીધો હશે જ. પણ આજે બીજી દૃષ્ટિએ શિવરાત્રિનું મહત્ત્વ મને સ્ફુરે છે.

આપણા ધર્મમાં જીવદયાનો બોધ સર્વોચ્ચ અને શુદ્ધ ભૂમિકા ઉપરથી કર્યો છે. તિર્યંચ એટલે કે મનુષ્યેતર પ્રાણીઓ એ પણ ઈશ્વરનાં જ બાળકો છે. ઈશ્વરના હૃદયમાં એમને વિશે પણ આપણા તરફ છે તેટલું જ વાત્સલ્ય વસે છે. મૂક પશુપક્ષીઓને પણ આપણા જેવી જ લાગણીઓ હોય છે. તેમને દુઃખી કરવાં એ અધમતા છે. પશુઓને પીડવાથી ઈશ્વર વિશેષે કરીને નારાજ થાય છે એ બોધ આપણા ધર્મમાં અનેક સુંદર અને અસરકારક રીતે અપાયો છે. પશુઓ દયાનાં પાત્ર નથી પણ આપણા પ્રેમનાં અધિકારી છે એ આપણો ધર્મસિદ્ધાંત છે. જીવદયા નહીં પણ જીવમાત્ર પ્રત્યે આત્મૌપમ્યની, પ્રેમની લાગણી આપણા ધર્મને પસંદ છે, અભીષ્ટ છે.

જીવપ્રેમનો પ્રથમ હિમાયતી તે આપણો વાલ્મીકિ. એણે રામાયણની વાર્તામાં દેવો, રાક્ષસો, મનુષ્યો સાથે પશુપક્ષીઓને પણ સરખું જ સ્થાન આપ્યું છે. તિર્યક યોનિમાં પણ વીરો, મુત્સદ્દીઓ, સાધુઓ અને પ્રેમસેવકો હોય છે એ વિશે — જાણે પોતે કાંઈ નવી વાત કહેતો જ નથી, સ્વાભાવિક વાતો જ લખે છે તેમ — વાલ્મીકિએ ગાયું છે. ભક્તશિરોમણિ હનુમાન, ઉગ્રશાસન સુગ્રીવ, આર્તત્રાણ જટાયુ અને સેતુપતિ જાંબુવાન એમને વિશે મનમાં દયાભાવ નથી ઊપજતો, પણ આદરભાવ જ ઉદ્‌ભવે છે. એ પશુપક્ષી છે એ વાત પણ આપણે ભૂલી જઈએ છીએ. એટલો સમભાવ એ જ જીવપ્રેમનો સાચો પાયો છે.

વસિષ્ઠ અને કામધેનુ, દિલીપ અને નંદિની, નોળિયો અને રાજસૂયયજ્ઞ, ગજેન્દ્ર-મોક્ષમાં ગવાયેલા ગજ અને ગ્રાહ, વેદમાંની સરમા, અને ચોર પણિઓ, ધર્મ-રાજનો શ્વાન, દમયંતીનો હંસ, નળ અને કર્કોટક, મનુ ભગવાનને બચાવનાર મત્સ્ય, રામને મદદ કરનાર ખિસકોલી — એવા એક કે બે નહીં પણ અસંખ્ય પ્રસંગો આપણા ધર્મગ્રંથોમાં વર્ણવ્યા છે; તેથી પ્રાણીઓ પ્રત્યે સમભાવ દૃઢ થાય છે. આપણા કેટલાક અવતારો પણ મનુષ્યેતર છે. જાતકકથાઓ, પંચતંત્ર, હિતો-પદેશની વાર્તાઓ એ બધી એ જ દિશાએ કામ કરે છે. 'હરણાંનાં સ્મરણાં' પણ આપણામાં મનુષ્યેતરો પ્રત્યે પ્રેમ અને લાગણી પેદા કરે છે.

ત્યારે શિવરાત્રિને દિવસે આપણે શું કરીશું? સિદ્ધૈયા કહેશે, ગોરક્ષા માટે ૨૦૦૦ વાર કાંતીશું. કિશોરલાલભાઈ કહેશે, આપણા આશ્રમમાં નધણિયાતા કૂતરાઓ

છે તેમને કેમ ન અપનાવીએ ? દરેક કૂતરાને જો થાય કે આપણને પોતાનો ગણી ખવડાવનાર અહીં કોઈ છે તો તે આર્ય બનશે અને નાલાયક કૂતરાને તે અહીં આવવા દેશે નહીં. ડાહ્યાભાઈ કહેશે કે પ્રથમ ગાડીમાં બનતાં સુધી ન બેસવાની અને બોજો ઓછામાં ઓછો રાખવાની નેમ રાખીએ તો જીવપ્રેમ સાર્થક થશે. મગનલાલભાઈ કહેશે, છોકરાઓ કૂતરાની પાછળ પડીને તેમને મારે છે તેટલું બંધ કરે તો ભારે થયું કહેવાય. ઠાકોરભાઈ કહેશે, ઓરડીઓ સાફ રાખી જાળાંને પેદા જ ન થવા દેવાં એ જીવદયાનું સુંદર અંગ છે. મારા જેવો કહેશે કે રાતે નદીના પાણીમાં પડી અંદર સૂતેલાં માછલાંને ન કનડીએ તો શિવરાત્રિને પ્રસંગે માછલાંઓ માટે શિવ-રાત્રિ થશે. શંકર કહેશે, ઉનાળામાં ચકલીઓ માટે પીવાનું પાણી રાખીએ એ જરૂરનું છે. દરેક પ્રસ્તાવમાં કાંઈ ને કાંઈ સુંદરતા છે, અને એ બધા જ નિયમો આશ્રમજીવનમાં શોભે એવા છે.

ત્યારે બોલો, શિવરાત્રિનું સ્મરણ કરી તમે કઈ નેમ લો છો ? આ કામ પ્રેમનું છે અને પ્રેમથી કરવાનું છે. એ વ્રત જાહેર કરવાની આવશ્યકતા છે જ એમ નથી. પોતાની પસંદગી કરી લેવી અને તે પ્રમાણે ઉત્સાહપૂર્વક ચાલવું.

### મહાશિવરાત્ર

મહા વદ ૧૪ ૦॥ દિવસ

આ તહેવાર અપરિગ્રહનો અને ભૂતદયાનો છે. મહાશિવરાત્રિને દિવસે એકલા શિવઉપાસક જ નહીં પણ બધા જ જો ઉપવાસ કરે, અને પોતાની જિંદગીમાંથી અનાવશ્યક વસ્તુઓનો કેટલો ત્યાગ થઈ શકે એનો વિચાર કરે તો બહુ સારું. આપણો મોટામાં મોટો પરિગ્રહ લોભ અને આળસ છે. એ ઘટે એવો ઈલાજ શોધી કાઢવા પાછળ આજે કેટલોક વખત ખરચીએ તો ઈષ્ટ છે. અપરિગ્રહી મહાદેવનાં દર્શને જવાનો રિવાજ ચાલુ રાખવા જેવો તો છે જ. મહાદેવને ત્યાં હંમેશાં મુક્ત દ્વાર હોય છે. શિક્ષકો આ દિવસે મહાદેવની કોઈ સારી ધર્મબોધક વાર્તા છોકરાઓને કહે. મહાદેવને આંબામોર ચડાવે છે તે ખોટું છે એમ સકારણ સમજાવવું જોઈએ.

*

સ્વ. કસ્તૂરબાની પુણ્યતિથિ હિંદુ વર્ષ પ્રમાણે આ દિવસે આવે છે. તે વિશે રાષ્ટ્રીય તહેવારોના વિભાગમાં (ફેબ્રુઆરી ૨૨મી) જુઓ.

## ૧૦. ગુલામોનો તહેવાર?

[ફાગણ સુદ ૧૫]

દરેક તહેવારમાં કાંઈ પણ ગ્રહણ કરવા લાયક હોય છે. પણ આજની હોળીમાં એવું કંઈ પણ મળી શકે ખરું ? ગયાં વીસપચીસ વરસમાં જે રીતે આ તહેવાર

ઊજવાયો છે તે રીત જોતાં તો તહેવાર વિશે કશો ઉત્સાહ ઉત્પન્ન થાય એમ નથી. આનો જૂનો ઇતિહાસ અથવા પૌરાણિક કથાઓ પણ આ તહેવાર પર કંઈ સુંદર પ્રકાશ પાડે એમ લાગતું નથી. છતાં એટલું તો કબૂલ કરવું જ જોઈએ કે હોળી એ જૂનામાં જૂનો તહેવાર છે. શિયાળો પૂરો થતાં એક ભારે હોળી સળગાવી આનંદોત્સવ કરવાનો રિવાજ દરેક દેશમાં અને દરેક જમાનામાં ચાલુ જ છે. આ ઉત્સવમાં સંયમની લગામ ઢીલી મૂકી લોકો સ્વચ્છંદનો કંઈક આસ્વાદ લેવા માગે છે.

હિંદુ ધર્મમાં માણસોને ન્યાત હોય છે, એટલું જ નહીં પણ દેવો, પશુપક્ષીઓ અને તહેવારોને સુધ્ધાં ન્યાત હોય છે. અષ્ટાવસુ ન્યાતે વૈશ્ય હોય છે, નાગ અને કબૂતર બ્રાહ્મણ હોય છે અને પોપટ વાણિયો હોય છે. તેમ હોળીનો તહેવાર જાતે શૂદ્ર છે. શું એટલા જ માટે હોળીનો કાર્યક્રમ કોઈ જમાનાના બગડેલા શૂદ્રોએ જ રચ્યો હશે અને તેમનો હક સાચવવા બાકીના વર્ણોએ તેનો સ્વીકાર કર્યો હશે? હોળીને દિવસે અંત્યજોને અડવું જોઈએ એવો એક નિયમ પુરાણોમાં છે એનો ઉદ્દેશ શો હશે? દ્વિજ લોકો તે સંસ્કારી એટલે સંયમી અને શૂદ્ર તે સ્વચ્છંદી એમ માનીને શું હોળીમાં આટલો સ્વચ્છંદ રાખ્યો હશે? હોળીને દિવસે રાજાપ્રજા એક થઈ એકબીજા ઉપર રંગ ઉડાડે છે તે શું કંઈ નહીં તો વરસના ચારપાંચ દિવસ સમાનતાનું તત્ત્વ અનુભવવા માટે હશે?

હોળી એટલે કામદહન, વૈરાગ્યની સાધના. વિષયને કાવ્યનું મોહક સ્વરૂપ આપવાથી તે વધે છે. તેને જ બીભત્સ સ્વરૂપ આપી તેને નાગો કરી તેનું સાચું સ્વરૂપ સમાજ આગળ ઊભું કરી વિષય વિશે સૂગ પેદા કરવાનો ઉદ્દેશ તો એમાં નહીં હોય? આખો શિયાળો જેના મોહમાં આપણે સપડાયા તેની ફજેતી કરી તેને બાળી મૂકી પશ્ચાત્તાપની વિભૂતિ શરીરે ચર્ચી વૈરાગ્ય ધારણ કરવાનો શું આમાં ઉદ્દેશ હશે?

પ્રાચીન કાળની લિંગપૂજાની વિડંબના તો આમાં નહીં હોય?

પણ હોલિકા એટલે વસંતોત્સવ પણ ખરો. શિયાળો ગયો, વસંતનું નૂતન જીવન વનસ્પતિમાં પણ આવી ગયું, એટલે શિયાળામાં સંઘરેલાં બધાં લાકડાં ભેગાં કરી છેલ્લી તાપણી સળગાવી ઠંડીને વિદાય આપવાનો તો આ ઉત્સવ નહીં હોય? અને પેલી ઢુંઢા રાક્ષસી કોણ? કહે છે કે તે નાનાં બાળકોને પીડા કરે છે. હોળીને દિવસે બધે દેવતા સળગાવી બુમરાણ મચાવી તેને નસાડવામાં આવે છે. એમાં શું કાવ્ય કે રહસ્ય હશે?

લોકોમાં અશ્લીલતા છે જ. તે મારી મરવાની નથી. તુષ્યતુ દુર્જનઃ એ ન્યાયે એને વરસનો એક દિવસ આપવાથી તે હીન વૃત્તિ આખું વરસ કાબૂમાં રહે છે એમ કેટલાક માને છે. સાચે જ તેમ મનાતું હોય તો તે ભયંકર ભૂલ છે. અગ્નિને ઘી આપવાથી તે કાંઈ કાબૂમાં નથી રહેતો. પાપ અને અગ્નિ સાથે સ્નેહ શાનો? વસંતનો ઉત્સવ ઈશ્વરસ્મરણપૂર્વક સૌમ્ય રીતે ઊજવવો જોઈએ.

દિવાળીમાં શું ઉત્સવનો આનંદ ઓછો હોય છે? લાકડાં બાળીને હોળી કરીએ તો જ સાચો વસંતોત્સવ થાય? હોલિકા એક રાક્ષસી હતી. તેને બાળવાનો આ તહેવાર છે એમ જો મનાય તો આપણે તેને ચોરી આણેલાં લાકડાંથી બાળી ન શકીએ. હોલિકા રાક્ષસી પ્રહ્‌લાદના નિર્વૈર પાવિત્ર્યથી જ બળી શકે.

આપણે એ વિચાર કરવો જોઈએ કે આપણા તહેવારો આપણા રાષ્ટ્રીય જીવન અને આપણી સંસ્કૃતિના પ્રતિબિંબરૂપ છે કે નહીં. માણસમાત્ર ઉત્સવપ્રિય છે. પણ સ્વતંત્ર માણસોનો ઉત્સવ જુદો હોય છે અને ગુલામોનો જુદો હોય છે. જે સ્વતંત્ર હોય છે, જેના માથા પર જવાબદારી હોય છે, જેને અધિકાર ભોગવવાનો હોય છે તેની અભિરુચિ સાદી અને પ્રતિષ્ઠિત હોય છે. જે પરતંત્ર છે, જેને જવાબદારીનું ભાન નથી, જેના જીવનમાં મહત્ત્વાકાંક્ષા રહી નથી તેની અભિરુચિ ઢંગધડા વગરની અને અતિરેકવાળી હોય છે. એક ગ્રંથકારે લખ્યું છે કે સ્ત્રીઓને જાતજાતના રંગ પસંદ પડે છે અને ચિત્રવિચિત્ર પોશાક તરફ તેમનું મન દોડે છે તેનું કારણ તેમની પરવશતા છે. સ્ત્રી સ્વાધીન થઈ જાય તો તેનો પહેરવેશ પણ સાદો અને સફેદ થઈ જાય. સ્ત્રીઓ વિશે આ વાત સાચી હોય કે ન હોય, પણ પ્રજા વિશે તો સાચી છે જ. પ્રજા અધિકાર વગરની, પરતંત્ર, બાલવૃત્તિની અને બેજવાબદાર હશે ત્યારે જ બેવકૂફીભરેલાં કૃત્યોથી આ તહેવાર ઊજવવાનું પ્રચલિત થયું હશે.

રોમન લોકોમાં સેટર્નેલિયા નામનો એક ગુલામોનો તહેવાર હતો. તે દિવસે ગુલામો પોતાના ધણી સાથે જમે, જૂગટું રમે, છૂટથી બોલે અને મોજ કરે. એટલા આનંદ ઉપર ફરી એક વર્ષ સુધી ગુલામીમાં રહેવાની તેમનામાં હિંમત કે ધીરજ આવતી.

સ્વરાજ્યવાદી પ્રજાએ વધારે ગંભીર થવું ઘટે છે. પોતાની યોગ્યતા શી છે, પોતાની સ્થિતિ શી છે તેનો વિચાર કરી તેને છાજતું જીવન ગાળવું જોઈએ. વસંતોત્સવ કરવો હોય તો સમાજમાં નવું જીવન પેદા કરી આ તહેવાર ઊજવવો જોઈએ. કામદહન કરવું હોય તો બ્રહ્મચર્યવ્રત ધારણ કરી પવિત્ર થવું જોઈએ. હોલિકોત્સવ એ ગુલામોનો એકમાત્ર દિલાસો હોય તો તેને સ્વરાજ્યને ખાતર એકદમ કાઢી નાખવો જોઈએ. ભાષામાંથી ગાળોનું ભંડોળ ઓછું થશે તેનો શોક કરવાની જરૂર નથી. હોળીના દિવસો આપણે શહેરો અને ગામડાંઓ સ્વચ્છ કરવામાં ગાળી શકીએ છીએ. છોકરાઓ મરદાની કસરતો અને રમતો રમવામાં અને દારૂના વ્યસનમાં પડેલા લોકોના લત્તામાં જઈ દારૂનિષેધનો વ્યક્તિગત ઉપદેશ કરવામાં ગાળી શકે છે, અને સ્ત્રીઓ સ્વદેશીના ગરબા ગાતાં ગાતાં ખાદીનો પ્રચાર કરી શકે છે.

દરેક તહેવારનું સ્વરાજ્યસંસ્કરણ થવું જ જોઈએ, કેમ કે સ્વરાજ્ય એટલે આત્મશુદ્ધિ અને નવજીવન.

૧૨–૩–'૨૨

## હોળી

ફાગણ પૌર્ણિમા ૧ દિવસ

હોળીનો તહેવાર તો કાઢી નાખવા જેવો ગણાય. તે દિવસના જૂના કાર્યક્રમમાં ઉન્નતિનો એકે અંશ નથી. છતાં એ તહેવાર આખા દેશમાં એટલો તો રૂઢ અને લોકપ્રિય છે કે એનો જો આપણે ઉપયોગ ન કરી શકીએ તો એ આપણો જ દોષ ગણાય. અત્યાર સુધી હોળીને દિવસે સંસ્કારી લોકો પણ અસંસ્કારી બન્યા છે. હવે પછી જો સંસ્કારી ગણાતા લોકો અસંસ્કારી લોકોની સેવા કરવામાં એ દિવસ ગાળે તો એ તહેવારનું સાર્થક થશે. હોળીને દિવસે ખાસ કરીને આપણે અંત્યજોને (હરિજનોને) બોલાવીએ, સમાન ભાવે તેમનું સ્વાગત કરીએ, તેમનાં સુખદુ:ખ સમજી લઈએ; અથવા હરિજન લત્તાઓમાં જઈ લૂખો ઉપદેશ ન કરતાં પ્રત્યક્ષ સહાનુભૂતિ બતાવીએ. તેમના છોકરાઓને આપણે ત્યાં રમવા બોલાવીએ. હુતુતુતુ, અગરપાટા વગેરે રમતો એમની સાથે રમીએ.

હોળીનો તહેવાર મેદાની અને મર્દાની રમતોને માટે વિશેષ અનુકૂળ છે. દહાડે જાતજાતની કસરતોની હરીફાઈ થાય. ત્યાર પછી બધા સાથે જમે. રાત્રે ચાંદરણામાં અગરપાટા રમાય.

હોળી સળગાવવાની પ્રથા કાઢી નાખીએ તો ઠીક. જરૂરી વસ્તુઓ મોજમાં આવીને બાળી નાખવી આપણા સમાજને પોસાય નહીં. ઘાસ છાણાં વગેરે ખેતીને ઉપયોગી વસ્તુઓ બાળવામાં ખેતી પ્રત્યે બેદરકારી છે. છતાં ગોશાળામાં ધુમાડો કરી જાનવરોનું મચ્છરોથી રક્ષણ કરાય એમ સમજાવવું.

હોળીને દિવસે કાચી કેરીની જાતજાતની વસ્તુઓ બનાવીને ખાવામાં ઔચિત્ય છે.

તે દિવસે આપણા સંબંધમાં આવનાર મજૂરો, નોકરો તથા બીજા ગરીબ લોકોને સાથે લઈને ખાવાની પ્રથા બહુ જ સારી છે. સૌને પહોંચે એવી જાતની વસ્તુઓ ખાવામાં રાખવી જોઈએ.

હોળીને દિવસે મદ્યપાનનિષેધનું કામ થઈ શકે તો તે સૌથી સરસ. હરિજનોમાં થયેલા અનેક સાધુઓનાં ચરિત્રોનું કીર્તન આ દિવસે વિશેષ કરીને થાય. દાખલા તરીકે ગુહક, નંદનાર, ચોખામેળા, બળ.

હરિજનસેવક એકનાથ મહારાજ વિશે પણ અવશ્ય કહેવું જોઈએ.

# ૧૧. ધર્મરક્ષક શિવાજી

[ફાગણ વદ ૩]

એક વખતે સત્યાગ્રહ આશ્રમમાં શિવાજી મહારાજની જયંતી ઊજવાઈ હતી. તે પ્રસંગે પૂ. ગાંધીજી બોલ્યા હતા કે 'શિવાજી મહારાજ વિશે ઇતિહાસકારો શું કહે છે એના તરફ ધ્યાન આપવા કરતાં સંત લોકોએ એમને વિશે શું કહ્યું છે એ હું વધારે મહત્ત્વનું ગણું છું. જો સંત પુરુષોએ એમને સારું પ્રમાણપત્ર આપ્યું હોય તો મારે માટે એ પૂરતું છે.'

શિવાજી મહારાજ વિશે સંત તુકારામે તેમ જ રામદાસે જે આદરવચનો કાઢ્યાં છે તે ખરેખર કીમતી છે. કેમ કે તેઓ બંને શિવાજીના સમકાલીન હતા. મહાકવિ મોરોપંતે શિવાજીની તુલના જનકરાજા સાથે કરી છે તેને આપણે અતિશયોક્તિ ગણી છોડી દઈએ, પણ શિવાજી જેટલા રાજ્યસંસ્થાપક તેટલા જ ધર્મ-રક્ષક હતા, એમણે બ્રાહ્મણોને વિશેષ દાન આપ્યાનો દાખલો નથી. એમણે ગૌશાળા પણ સ્થાપન કરી ન હતી. છતાં મહારાષ્ટ્રની જનતાએ એમને 'ગોબ્રાહ્મણપ્રતિપાલક છત્રપતિ'નો ઇલકાબ આપ્યો હતો.

ઈસવી સન સાતસોમાં જ્યારે મુસલમાનો હિંદુસ્તાનમાં આવવા લાગ્યા ત્યારે આ દેશની હાલત સારી ન હતી. લોકોની અંદર અંદર ફૂટ, જાતિની ઊંચનીચતાનું અભિમાન, વહેમો, આળસ અને ગફલત એનું જ સામ્રાજ્ય સર્વત્ર ફેલાયું હતું. શ્રી શંકરાચાર્યે હિંદુ સમાજને સંગઠિત કરવાનો જે પ્રયત્ન આદર્યો હતો તે ઈસવી સન પંદરસો સુધી અનેક સંતોએ ચલાવ્યો. વેદાન્તનો સૂર્ય અને ભક્તિનું ચાંદરણું, એ બંનેની અસરથી હિંદુ ધર્મનું સનાતનપણું ફરી વાર ઊજળું થયું, છતાં રાજદ્વારી અને સામાજિક સ્થિતિ પૂરેપૂરી સુધરી નહોતી; તેથી ઘણા લોકો ધર્માન્તર કરવા લાગ્યા. જબરદસ્તીનો ભાગ એમાં ગમે તેટલો હોય તોયે, આટલા બધા લોકો તો વટલાઈ ન જ જાત. અનેક કારીગર-જાતો નિષ્કારણ અસ્પૃશ્ય ગણાઈ જવાથી અકળાઈ હતી. એમને સામાજિક હાડમારી ઉપરાંત સરકારી જબરદસ્તી પણ ઘણી વેઠવી પડતી હતી. ઇતિહાસનો દાખલો છે કે આ ત્રાસથી કંટાળી જઈ કેટલીક કોમો આખી ને આખી ધર્માન્તર કરી ગઈ, અને એ રીતે જ તે પોતાની અસ્પૃશ્યતા ટાળી શકી.

મુસલમાનોનો હુમલો પંજાબથી શરૂ થયો તે પૂર્વમાં બંગાળ ઉત્કલ સુધી પહોંચ્યો અને દક્ષિણમાં પાંડ્ય, કેરલ અને ચોલ લોકોના રાજ્ય સુધી લંબાયો.

ઈ. સ. ૧૩૦૦ની સાલ સુધીમાં એ આક્રમણ લગભગ પૂરું થયું ત્યારે દક્ષિણમાં આનાગોંદી અને હમ્પી તરફ હોયશળ વંશે હિંદુ સંગઠન કરવાનો એક મહા-જબરદસ્ત અને સફળ પ્રયોગ કરી વિજયનગરનું સામ્રાજ્ય સ્થાપ્યું. આ સામ્રાજ્ય માત્ર બસો વરસ ચાલ્યું; પણ બગદાદનો બાદશાહ અને ચીનનો સમ્રાટ, એ બંને કરતાં વિજયનગરના 'ત્રણ મુકુટ ધારણ કરનાર' મહારાજાધિરાજોની સાહ્યબી મોટી ગણાતી. વિજયનગરે ફરી જૂની હિંદુ સંસ્કૃતિનો ઉદ્ધાર કરવાનો પૂરેપૂરો પ્રયત્ન કરી જોયો. તેણે વેદવિદ્યા ફરી ચાલુ કરી, વ્રતો, ઉત્સવો વગેરેનો વિસ્તાર કર્યો. પરિણામે શ્રુતિ-સ્મૃતિ પુરાણ તથા તંત્ર દ્વારા વિસ્તરેલો હિંદુ ધર્મ રાજમાન્ય થયો.

પણ એના આ પ્રયત્નમાં જોઈએ તેટલી આધુનિકતા અને માનવતા દાખલ ન થવાથી રાકસતાગડીની લડાઈ(જેને તાલીકોટનું યુદ્ધ પણ કહે છે તે)માં વિજયનગરના સામ્રાજ્યનો એકાએક નાશ થયો અને હિંદુ ધર્મ તથા સમાજ ફરી વાર અનાથ થયાં.

આવી સ્થિતિમાં આવી પડેલા હિંદુ સમાજમાં ફરી વાર સજીવન થવાની જે ઝંખના હતી અને જેને સાધુસંતોએ ફરી વાર સીંચી હતી તે ઝંખના શિવાજી મહારાજમાં પ્રગટ થઈ અને એમણે 'હિંદવી સ્વરાજ' ફરી સ્થાપન કરવાની હામ ભીડી.

ખાસ નોંધવા જેવી વાત એ છે કે શિવાજીના મનમાં ઈસ્લામ વિશે, એમના ઓલિયા વિશે કે ધર્મગ્રંથો વિશે લેશમાત્ર તિરસ્કાર ન હતો. મુસલમાનોની મસ્જિદો, રોજાઓ કે મકબરાઓ હિંદુ લોકોએ તોડયાનો ક્યાંયે દાખલો નથી. હિંદુ લોકોને કેવળ પોતાના જ ધર્મ પ્રત્યે નહીં, પણ ધર્મ માત્ર પ્રત્યે શ્રદ્ધા અને આદર હોય છે. માણસને ચડાવનાર વસ્તુ તે ધર્મ. એનો નાશ થવા દઈએ તો તો માનવતાનો જ નાશ થઈ જાય, એટલું તો હિંદુઓ ઠીક ઠીક જાણતા થઈ ગયા હતા. એમનો જો કાંઈ વાંક હોય તો તે એટલો જ કે જેમ ધમણ ચલાવી અગ્નિને પ્રજ્વલિત રાખવામાં આવે છે તેમ જીવનના શુદ્ધીકરણ અને સંસ્કરણ દ્વારા ધર્મનું પણ સંસ્કરણ કરવાની જે જરૂર હોય છે એ તરફ તેઓ પૂરતા જાગ્રત નહોતા.

શિવાજીના વખતમાં સમાજમાં સંતમતની અસર ઘણી ફેલાઈ હતી અને તુકારામ તથા રામદાસ એ બે જબરદસ્ત ધર્મસુધારકો ધર્મસેવા કરી રહ્યા હતા. તુકારામે પંઢરપુરની 'વારી'ની સંસ્થા ચલાવી ભક્તિસંપ્રદાયનું સંગઠન કર્યું; જ્યારે રામદાસે ઠેકઠેકાણે પોતાના મઠો અને હનુમાનનાં મંદિરો સાથે અખાડાઓ સ્થાપીને વર્ણાશ્રમધર્મનું સંગઠન કર્યું.

એની સાથે સાથે શિવાજીએ પ્રાચીન કાળથી દેશનું રક્ષણ કરતા આવેલા કિલ્લાઓ જીતી લઈ રાજનું સંગઠન કર્યું. ધર્માન્તર કરી ગયેલા સરદારોને પાછા હિંદુ ધર્મમાં લેવા, સેનામાં હિંદુ સાથે મુસલમાનોને પણ દાખલ કરવા, રાજતંત્રમાં બધી ન્યાતના લોકોને સ્થાન આપવું, જાગીર અને ઇનામ કોઈને નહીં આપવાનો

નિયમ કરી રાજ્ય મજબૂત કરવું, સારા લોકોની ભલામણથી આવેલા નિષ્ઠાવાન લોકોને જ સૈન્યમાં અને રાજતંત્રમાં દાખલ કરવા, — આવા આવા માર્ગોએ શિવાજીએ પોતાનું રાજતંત્ર સંગઠિત, મજબૂત અને કાર્યકુશળ (efficient) બનાવ્યું અને ધીમે ધીમે પોતાનું નૌકાસૈન્ય પણ ઊભું કરી વેપાર વધારવાની પેરવી કરી.

શિવાજીનો ઈતિહાસ જોતાં સ્પષ્ટ થાય છે કે પોતાના જમાનાથી એ ઘણા આગળ હતા. દરેક કામ વખતસર થવું જ જોઈએ, ધારેલી યોજના ક્રમસર પાર પાડવી જ જોઈએ, થતું ખર્ચ હિસાબ અને પ્રમાણ બહાર ન જ જવું જોઈએ, છૂટેલા હુકમના અમલમાં જરાયે ગફલત ન જ થવી જોઈએ, આ બધી બાબતો વિશે શિવાજીની ચીવટ લગભગ અંગ્રેજોના જેવી હતી. રાજ્ય ચલાવવા માટે અખૂટ દ્રવ્યબળ અને મનુષ્યબળ જોઈએ છે એ શિવાજી પૂરેપૂરું જાણતા હતા, અને તેથી પોતાની બધી શક્તિ વાપરી એમણે એ બંનેનો અઢળક સંગ્રહ કર્યો હતો. શિવાજીના પુત્ર સંભાજીએ પિતાની આ દરેક જાતની કમાણીનો ઘણો નાશ કર્યા છતાં રાજારામના વખતમાં મહારાષ્ટ્ર, જાતે આવીને લડનાર ઔરંગઝેબ સામે અઢાર વર્ષ સુધી ઝૂઝયું, એટલું જ નહીં પણ અંતે એ સમ્રાટનો એણે ભોગ લીધો અને પોતાનું સસવાયતંત્ર એણે સ્થાપન કર્યું. આ એક જ વાત શિવાજીની યોગ્યતાનો પૂરતો પુરાવો છે.

શિવાજીના એક સરદારે, તે વખતના રિવાજ પ્રમાણે, લડાઈની લૂંટમાં કલ્યાણના સૂબેદારની ખૂબસૂરત વહુને પકડી આણી શિવાજીને ભેટ આપી. પણ જુવાન શિવાજીએ મનમાં કશું પાપ આણ્યા વગર એને બહેન ગણી વીરપસલી તરીકે બે ગામ ઈનામ આપી માન સાથે પાછી મોકલી. એ યુવતીનું રૂપલાવણ્ય જોઈ શિવાજીએ એટલું જ કહેલું કે 'મારી માતા જો આટલી ખૂબસૂરત હોત તો હું પણ ખૂબસૂરત થાત !'

શિવાજીની માતાએ રામાયણ–મહાભારતના આદર્શની કેળવણી પોતાના પુત્રને આપી હતી, અને ધર્મ માટે જીવવું તથા ધર્મ માટે મરવું એ જાતની શિખામણ પણ આપી હતી. શક્તિના ઉપાસક શિવાજીએ દેશની ધર્મશક્તિ ઝળકતી કરી અને હિંદુસ્તાન આગળ એક ઊંચો ઉજ્જવલ આદર્શ રજૂ કર્યો. અન્યાય સામે ઝૂઝવું અને કોઈ પણ પ્રસંગે હિંમત ન હારવી, એ એનો જીવનમંત્ર હતો.

૨૫–૫–૩૮

## ફાગણ માસ
## શિવાજીજયંતી

ફાગણ વદ ૩ — ૧ દિવસ

ગુજરાત અને મહારાષ્ટ્રનો સંબંધ તૂટે એમ નથી. જેમ મહારાષ્ટ્રમાં ગુજરાતીઓ વસેલા છે તેમ ગુજરાતમાં મહારાષ્ટ્રીઓ કાયમના છે જ. મહારાષ્ટ્ર ઉત્સવપ્રિય છે.

એણે ગણેશચતુર્થી જેવા કેટલાક તહેવારોને મોટું સામાજિક અને રાષ્ટ્રીય સ્વરૂપ આપ્યું છે. એ બધા તહેવારો ગુજરાતમાં ન ચાલી શકે. પણ મહારાષ્ટ્રીઓ માટે એક ખાસ તહેવાર રાખી તે ગુજરાતીઓ તથા મહારાષ્ટ્રીઓ મળીને ઊજવે એ ઇચ્છવા જેવું છે.

શિવાજીજયંતી ઊજવવામાં વિશેષ અર્થ રહેલો છે. અંગ્રેજ ઇતિહાસકારોએ શિવાજીને ગુજરાતનો દુશ્મન ચીતર્યો છે એ અસર ધોઈ કાઢવા અને મહારાષ્ટ્રના રામદાસ જેવા સાધુસંતોનું સ્મરણ કરવા ફાગણ વદ ૩ મુકરર કરીએ. જ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામ, નામદેવ, જનાબાઈ, મુક્તાબાઈ વગેરે મહારાષ્ટ્રનાં સંતોનું તર્પણ આ જ દિવસે કરી શકાય. આ તહેવાર ઊજવવામાં મહારાષ્ટ્રીઓની સલાહ અને મદદ ભલે લેવાય. પણ એની પહેલ તો ગુજરાતીઓ જ કરે એ સરસ છે. રામદાસ અને જ્ઞાનેશ્વરનો પરિચય ગુજરાતીમાં થઈ શકે છે. બીજા સાધુસંતો વિશે આ તહેવારને અંગે થોડુંઘણું જાણવાનું મળે, એમની કવિતાઓનો ગુજરાતીમાં અનુવાદ થાય, તો સાહિત્યમાં એટલો ઉમેરો થશે.

આ દિવસે બધી જાતની મરદાની રમતો રાખવી જોઈએ. એમાં ભાલો તો ખરો જ.

## ૧૨. ગુડી પડવો

[ચૈત્ર સુદ ૧]

[એક પત્ર]

આજે અમારું બેસતું વરસ છે. સાયન ગણતરી પ્રમાણે બેસતું વરસ આવતી કાલે ગણાય. વાનરરાજા વાલીના ત્રાસમાંથી દક્ષિણની ભૂમિ છૂટી એના આનંદમાં ઘેર ઘેર ઉત્સવ કરી લોકોએ ગુડીઓ (ધજાઓ) ઊભી કરી હતી, એ રિવાજ દક્ષિણમાં આજ સુધી ચાલે છે. બેસતા વર્ષને ગુડી પાડવા કહે છે.

બેસતા વર્ષે નવો સંકલ્પ કરવાનો હોય છે, કેમ કે બેસતા વર્ષનો દિવસ એ એક જાતની સવાર છે. સવારે જેમ થાક ઊતરી જઈને નવી સ્ફૂર્તિ આવે છે, તેમ બેસતા વર્ષે નવું પાનું ખોલવાનું હોય છે. અત્યાર સુધી થઈ ગયું એ થઈ ગયું, આજથી નવી વાત, અને નવી ભાત એમ પોતાને સમજાવી માણસ નવો સંકલ્પ કરે છે. નવો સંકલ્પ કરતાં પહેલાં સિંહાવલોકન કરવું એ પણ માણસનો સ્વભાવ છે. સિંહાવલોકન એટલે સિંહની પેઠે પાછા વળીને જોવું તે. કહે છે કે ફલંગો ભરી દોડતો સિંહ વચમાં વચમાં થોભીને આપણે કેટલે સુધી આવ્યા, કેટલો રસ્તો કાપ્યો, એનું નિરીક્ષણ કરે છે. પ્રગતિશીલ માણસને પણ એ ટેવ કામની છે. અત્યાર સુધી આપણે કયા કયા સંકલ્પો કર્યા, એમાંથી કેટલા પાર પડ્યા, કેટલા સંકલ્પો સુધારવા પડ્યા, અને કયા જતા કરવા પડ્યા, એનું તારણ કાઢ્યા પછી જ નવો સંકલ્પ ઠરાવી શકાય. પ્રથમ પ્રથમ માણસ ઉત્સાહમાં આવીને પોતાનો સંકલ્પ બોલી જાય છે. જાણે બોલ્યા એટલે કરી જ નાખ્યું. બોલવાથી

બુદ્ધિ દૃઢ થઈ જાય છે; સ્નેહીઓના સમભાવથી સંકલ્પ પાર પાડવા માટે અનુકૂળતા થાય છે; બોલતાં બોલતાં વિચારો સ્પષ્ટ થાય છે; કાર્યમાં એકાગ્રતા આવી જાય છે; અને પોતા માટે પોતાની વાણીનું જ બંધન તૈયાર થાય છે. પણ બોલવામાં સંયમ હોવો જોઈએ, નહીં તો જૂના લોકો કહે છે તેમ બોલવાથી વરાળ નીકળી જાય છે, ધ્યાન ઢીલું પડે છે, અને સંકલ્પની આવરદા વાણી જેટલી જ થઈ જાય છે. આના જેવો વિચાર કરીને જ પેલો શ્લોક રચાયો છે:

मनसा चिंतितं कार्यं वचसा न प्रकाशयेत् ।
अन्य-लक्षित-कार्यस्य यतः सिद्धिर् न जायते ॥

આ શ્લોક રચનાર કોઈ વ્યવહારુ માણસ હોવો જોઈએ. એની દલીલ આપણે ગળે ઊતરે નહીં, પણ એની શિખામણ ઠીક છે.

બેસતા વરસે સંકલ્પસિદ્ધિને અર્થે એકાદ વ્રત લેવાનું હોય છે. ઉત્તમ વ્રત તે ચિત્તરક્ષા વ્રત.

चित्त-रक्षा-व्रतं मुक्त्वा बहुभिः किं मम व्रतैः ?

છતાં એ મહાવ્રતની મદદ તરીકે એક નાનકડું વ્રત આપણે બધા લઈ શકીએ છીએ. અને તેને માટે બેસતા વર્ષના કે બીજા મુહૂર્તની આવશ્યકતા નથી.

આપણે આપણો અનુભવ તપાસીએ તો આપણને જણાશે કે ઘણી વાર આપણે વસ્તુસ્થિતિ ઊંધી સમજીને આસપાસના લોકોને ગેરઈન્સાફ આપ્યો છે. જેટલી વાર પોતે કરેલો ગેરઈન્સાફ આપણા ધ્યાનમાં આવે તેટલી વાર જો સામા માણસની માફી માગવા જઈએ તો આપણને ખબર પડશે કે ગેરસમજ કરી લેવાની શક્તિ આપણામાં કેટલી બધી છે. ડગલે ને પગલે માફી માગવાના પ્રસંગ એટલા બધા આવશે કે આપણે પોતે શરમાઈ જઈએ. એ વાત છોડી દઈએ તોપણ સામો માણસ પણ આપણી ચંચળ વૃત્તિ જોઈને અકળાઈ જાય. માફી માગીએ તો પોતાની કિંમત ઘટે એવી બીક રહે છે. એને પહોંચી વળીએ તોપણ માફીની કિંમત ઘટી જશે એ બીક સાચી જ છે. હવે માફીની કિંમત ઘટે એ ઠીક કે સામાસામી ગેરસમજ ચાલવા દઈએ એ ઠીક? વ્યવહારકુશળ સમાજ માફીની નિખાલસતા કરતાં પ્રતિષ્ઠાની સ્થિરતા જ વધારે ચાહે છે. પણ એમ કરીને સમાજે શું મેળવ્યું છે?

જેટલી ગેરસમજો આપણા ધ્યાનમાં આવી છે તે વિશેની આ વાત થઈ. પણ જ્યાં આપણને થાય છે કે 'આ વાત નિશ્ચિત છે, આમાં ગેરસમજને અવકાશ જ નથી' ત્યાં પણ કોક વાર ઘોર ગેરસમજ હોય છે. એનું શું કરવું?

ઉપાય એક જ છે કે કોઈને વિશે અભિપ્રાય બાંધવાની ઉતાવળ જ ન કરવી; બે હેતુનો જ્યાં વિકલ્પ સંભવે ત્યાં સારા હેતુની જ કલ્પના કરવી. માણસનો ઠીક ઠીક પરિચય હોવા છતાં એનું બાહ્ય સ્વરૂપ જ આપણી આગળ ઉઘાડું રહે છે. અંતર જાણવું મુશ્કેલ હોય છે. કેટલાક લોકો પોતાનું અંતર ઉઘાડું કરી જ શકતા નથી. વિચારો કે કલ્પના વ્યક્ત કરવાની ભાષા માણસે કેળવી છે. પણ

હૃદય વ્યક્ત કરવાની ભાષા હજી અણખેડેલી જ રહી છે. તેથી માણસ પ્રકટ કરે છે એક અને બીજા સમજે છે બીજું જ. એ દશા બધે ચાલે છે એટલું ધ્યાનમાં રાખીએ તોયે ઘણું થાય. જે લોકો બહુ બોલે છે, બહુ વાતો કરે છે, વાતૂડિયા કે વિનોદપ્રિય તરીકે ઓળખાય છે તેઓ અંદરથી કેટલા દુ:ખી હોય છે એ કોઈ જાણતું જ નથી. બહુભાષી માણસ ઘણી વાર અંતઃકરણનો એકાકી હોય છે એ આપણે સમજી લઈએ તોયે ઘણું થાય. આપણે ઈન્સાફ કરનાર કોણ!

આટલો વિચાર કર્યા છતાં બીજા લોકો વિશે કંઈક આકરા અભિપ્રાય આપણે ધરાવવાના જ. તે વખતે એ જ દોષ આપણા પોતાનામાં કેટલો છે એ તપાસી શકીએ તો કેવું સારું! જો આપણે પોતાના ગમે તેટલા દોષની પોતાને ક્ષમા કરી શકીએ તો બીજાનો એકાદ દોષ આપણા પૂરતો દરગુજર ન કરીએ?

જો આટલું કરતાં છતાં અમુક માણસ પ્રત્યે આપણા મનમાં સદ્ભાવ ન જ પેદા થાય તો ખટાશના પ્રસંગો લાવવા કરતાં એની સાથેના સંબંધનો સંકોચ કરવો એ જ યોગ્ય છે. જ્યાં સદ્ભાવ નથી ત્યાં સહકાર કરવાનો આપણો હક સંશયાસ્પદ છે. દુનિયામાં શ્રમવિભાગને નામે જે જગદ્વ્યાપી સહકાર ચાલે છે તેથી શ્રેય જ થયું છે એમ નથી. આપણા હૃદયનો જેટલો વિકાસ થયો હોય તેટલો જ આપણો વ્યાપ રાખીએ એ યોગ્ય છે. હૃદયથી જ સત્ય સમજાય છે એમ ઋષિઓ કહે છે.

મળીને કામ કરવા માટે 'મહામના: સ્યાત્' એ વ્રત આવશ્યક છે.

આ કાગળની શરૂઆત તો વિદ્યાર્થીઓને ઉદ્દેશીને કરી હતી, પણ હું જોઉં છું કે એ મેં પોતાને જ ઉદ્દેશીને પૂરો કર્યો છે. એટલે આને પ્રાર્થનામાં વાંચવા કરતાં જે ઈચ્છે તેને વાંચવા દેવો એ ઠીક છે.

ફેબ્રુઆરી, ૧૯૨૬

## ધ્વજારોપણ

ચૈત્ર સુદ ૧ — ૧ સમય

જ્યોતિષનું વર્ષ ચૈત્રથી શરૂ થાય છે. શાલિવાહન શક પણ ચૈત્રી પડવાથી શરૂ થાય છે. આ જ દિવસે શ્રી રામચંદ્રે વાલીના જુલમમાંથી દક્ષિણની ભૂમિને છોડાવી હતી એવી માન્યતા હોવાથી, એ દિવસે ધજા ચડાવવામાં આવે છે, કેમ કે એ સ્વતંત્રતાનો દિવસ છે. આ તહેવાર સાથેની પૌરાણિક કથાઓ વિદ્યાર્થીઓને સમજાવવા ઉપરાંત, અને મહારાષ્ટ્રીઓને બારણે ધજા શા માટે હોય છે એ સમજાવવા ઉપરાંત, આ દિવસે ઝાઝું કરવા જેવું નથી.

આ ઋતુમાં લીમડો ખાવાની પ્રથા વૈદકની દૃષ્ટિએ સારી છે. લીમડાની કૂંપળો મરી, હિંગ, મીઠું, જીરું અને અજમા સાથે સવારે ઊઠીને ખાવી એ ચૈત્રી પડવાનો ખાસ વિધિ છે. આપણે ફક્ત કૂંપળો અને મીઠું ખાઈએ.

આ દિવસે જો આપણે પુષ્પરચના કરી શકીએ તો એ વસંતનો સાચો ઉત્સવ થશે. તેમ કરી શકાય તો એ અર્ધા દિવસનો ઉત્સવ મનાય.

ત્રિરંગી રાષ્ટ્રીય ધ્વજનું અભિવાદન આ દિવસે તો રાખવું જ જોઈએ. એની સાથે ઝંડાગીત અને રાષ્ટ્રગીત હોવાનાં જ.

## ૧૩. રામનવમી

[ચૈત્ર સુદ ૯]

રામજન્મનો આનંદ અપૂર્વ છે. રામજન્મ પહેલાંની સ્થિતિ આદિકવિ વાલ્મીકિએ વર્ણવી છે. વિશ્વામિત્ર જ્યારે ધર્મની રક્ષાને અર્થે બે વિદ્યાર્થીઓની દશરથ આગળ યાચના કરે છે ત્યારે રાજા મોહવશ થઈ પ્રથમ તો ના પાડે છે, પણ તરત જ કર્તવ્યનું ભાન થતાં પોતાના પ્રાણસમાન પ્રિય પુત્રોને ઋષિના હાથમાં સોંપે છે.

હવે રામલક્ષ્મણની રોજની કેળવણી બંધ પડે છે. રાજપુત્રની કેળવણી બહુ-વિધ હોય છે. અનેક વિષયો તેને ભણવા પડે છે. બધી ઈંદ્રિયોનો વિકાસ થાય તે હેતુથી કુલપતિ વસિષ્ઠે તેમને કેળવવાનો વિચાર રાખેલો, પણ વિશ્વામિત્રે તે બધું ઊંધું વાળ્યું. વિશ્વામિત્ર રાજપુત્રોને પ્રવાસે લઈ ગયા. ત્યાં ઋષિએ તેમનો કુદરત સાથે પરિચય કરાવ્યો. દેશની સ્થિતિ નજરે જોઈ રામચંદ્ર પૂછે: 'આ પ્રદેશમાં આટલી નદીઓ વહે છે, આટલી કુદરતી સમૃદ્ધિ છે, છતાં અહીંયાં આબાદી કેમ નથી? અને જે થોડી છે તે આવી ભયભીત દશામાં કાં?'

વિશ્વામિત્ર પછી તે પ્રદેશનો ઈતિહાસ કહેવા લાગે કે, એક વખતે આ પ્રદેશ સુખી હતો, સમૃદ્ધ હતો; પણ પછી પ્રજાભક્ષક અસુરોનું અહીં રાજ્ય થયું, તેથી લોકોની આ દશા થઈ છે; અને પોતાનાં તેજસ્વી નેત્રોથી રામલક્ષ્મણને નિહાળી તે રાજર્ષિ કહે, 'જુવાનો, આ બધો ત્રાસ દૂર કરવાનો ભાર તમારે માથે છે!' સાંજ પડયે વિશ્વામિત્ર આ રાજપુત્રોને રઘુકુળની ઉજ્જવળ કીર્તિ સંભળાવે; રાજા દિલીપનો દિગ્વિજય, ભગીરથનું મહાતપ, બધું કહે. સવારે ઊઠી, નાહી-ધોઈને જ્યારે રામલક્ષ્મણ વંદન કરવા આવે ત્યારે દેશમાં વર્તાતો ત્રાસ દૂર કરવાની ખૂબીઓ, ઉપાયો, મંત્રો અને અસ્ત્રો ભણાવે.

આ જ યથાર્થ સ્થિતિ કાવ્યમય ભાષામાં બીજે ઠેકાણે વાલ્મીકિએ વર્ણવી છે. પ્રસંગ રામજન્મ પહેલાંનો છે. અસુરો ઉન્મત્ત બન્યા છે. શૂર્પણખા આખા દેશને પોતાના તીક્ષ્ણ નખોથી ઉઝરડી રહી છે. ખર અને દૂષણ દેશભર અનીતિ વરસાવી રહ્યા છે. કુંભકર્ણ પ્રજાના મોટા મોટા વર્ગને એમ ને એમ ખાઈ જાય છે. સાત્ત્વિક બુદ્ધિવાળો વિભીષણ રાવણના દરબારમાં ધર્મને નામે અરણ્યરુદન કરે છે. એની સલાહને સામ્રાજ્યમદથી ઉન્મત્ત થયેલા રાક્ષસો હસી કાઢે છે. પોતાના ભાઈ સાથે સહકાર કરવો કે અસહકાર કરવો એનો એ નિર્ણય કરી શકતો નથી. અને રાવણ પોતાના રાજ્યનાં દશવિધ ખાતાંઓ દ્વારા એકમુખી જોહુકમી હાંકે છે. કુદરતી શક્તિઓ તો બિચારી ક્યાં — નવ ગ્રહો સુધ્ધાં એને

ઘેર પાણીવાસીદાં કરે છે. દુનિયાનો માલિક તે ઈશ્વર કે રાવણ એ વિશે પણ લોકોમાં શંકા ઉત્પન્ન થાય છે. પોતાના બેટમાં રહ્યાં રહ્યાં તે આખા દેશને ખૂણે-ખાંચરે સુધી દેખી શકે છે, રાવણથી છાનું કશું રહેતું નથી.

રાવણના અભિમાનને સીમા રહી નથી. રાવણ મનમાં અને પોતાના દરબારમાં જાહેરપણે પણ કહે છે: 'આ એક શત્રુ મેં હણ્યો. આમ જ બીજાઓને પણ હણીશ. હું સૌથી શ્રેષ્ઠ છું. હું જ સુખોપભોગ કરીશ. સિદ્ધિમાત્ર મારી દાસીઓ છે. મારું બળ સર્વોપરી છે. સૌથી મોટી જાતિ પણ મારી જ છે. મારી જ સંસ્કૃતિ સર્વશ્રેષ્ઠ છે. દુનિયાનું ભલું કરવાનો ભાર મારે જ માથે છે. હું જ દાની છું. સર્વ પ્રકારનાં સુખ મારે માટે જ છે.' આ ગર્વોક્તિ કાઢીને જ રાવણને સંતોષ નથી થતો. બધાઓના મોઢેથી પણ પોતાનાં એ જ ગુણગાન એ ગવડાવે છે. સૌ કોઈ એનાં બંદીજન બની રહ્યાં છે. પંડિતો એની ઈચ્છા પ્રમાણે શાસ્ત્રાર્થ કરી બતાવે છે. પુરાતત્ત્વવિદો એના યશનો ઇતિહાસ ભૂગર્ભ આદિમાંથી ખોળી કાઢે છે. દરેક ગુણી માણસ પોતાની શક્તિ એ મદાન્ધને ચરણે અર્પવામાં જ પોતાને ધન્ય માનવા જેટલો પામર બની ગયો છે!

આવી દશામાં દીનહીન બનેલી પૃથ્વી સરજનહાર પાસે જાય છે અને કહે છે: 'પ્રભો! હવે આ ભાર અસહ્ય થયો છે. માનવની માંગલ્ય ઉપરની શ્રદ્ધા ઊઠી ગઈ છે. લોકો તપસ્યા છોડી સુરાપાન કરી રહ્યા છે. લંકાની સામ્રાજ્યદેવી રોજ અસંખ્ય પ્રાણીઓના બળિ લઈ રહી છે. શરાબની તો કોઠીઓની કોઠીઓ રોજ ખાલી થાય છે. દેવોના વહેવારમાત્ર બંધ પડી ગયા છે. આ દશા ક્યાં સુધી ચાલવાની?' સરજનહાર કહે છે: 'હે પૃથ્વી! તું શ્રદ્ધા ન ખો. ચરાચરમાં વ્યાપી રહેલા ઈશ્વરતત્ત્વને શરણ જવાથી દુઃખમાત્રનું નિવારણ થાય છે. રાક્ષસો તેમ જ મનુષ્યો જેમને જંગલી વાનર કહે છે, અનાડી કહે છે, રાક્ષસી સંસ્કૃતિનો જેમને સ્પર્શ થયો નથી, જેઓ માણસ છે કે નહીં એ શંકાથી 'વા-નર' કહેવાય છે એવી ભોળી પ્રજામાં એ ઈશ્વરી શક્તિ પ્રગટ થશે. એમને હાથે જ આ રાવણનો પરાભવ થશે. આર્યાવર્તની માતાઓ પહાડ ઉપર બેસી જે તપશ્ચર્યા કરી રહી છે તે જરૂર ફળશે અને વજ્રકાય વજ્રકૌપીન બાળકો દેશમાં પેદા થશે. ધર્મની ફરી જાગૃતિ થશે અને પરમાત્મા પોતે અવતાર લેશે.' પરમાત્માનો અવતાર થયો એ કેમ સમજવું એવી પૃથ્વીને શંકા ઊઠે છે ત્યારે સરજનહાર કહે છે: 'જ્યારે દેશમાં બ્રહ્મચારીઓ પેદા થશે, જ્યારે ગૃહસ્થો એકપત્નીવ્રતનું પાલન કરશે, જ્યારે વિદ્યાર્થીઓ ધર્મરક્ષક ગુરુઓને વશ રહેશે, જ્યારે માબાપો પોતાનો મોહ છોડી પોતાના પુત્રોને મખ (યજ્ઞ) રક્ષણને અર્થે સોંપી દેશે, જ્યારે ભાઈ ભાઈઓ અપૂર્વ પ્રેમથી એકબીજા જોડે સંકળાશે, જ્યારે ઉચ્ચ કુળના લોકો પતિત સ્ત્રીઓનો પણ ઉદ્ધાર કરશે, જ્યારે રાજપુત્રો ભીલ અને ગુહક જોડે સમાનભાવે મૈત્રી કરશે, જ્યારે બ્રાહ્મણો પોતાના અભિમાનની એંટ ત્યાગશે, જ્યારે બ્રહ્મચર્યનું તેજ સત્ય અને ધર્મની સેવા સ્વીકારશે અને જ્યારે પ્રજામાં શ્રદ્ધા જાગશે, જ્યારે ઉચ્ચ

કુળના તરુણો નગરજીવનના વિલાસો છોડી ગામડે ગામડે અને વનવગડે ફરશે ત્યારે ઈશ્વરનો અવતાર થયો છે એમ માનવું.' પૃથ્વીને સંતોષ થયો, દિલાસો મળ્યો અને તે સ્વ-સ્થાને શાંત થઈ.

દશરથે તપસ્યા આદરી. ધર્મનો અગ્નિ પ્રગટાવ્યો. યજ્ઞપુરુષે પાયસરૂપી ચૈતન્ય આપી દીધું. દુનિયા રાહ જોવા લાગી. સંજોગો પણ અનુકૂળ થવા લાગ્યા. ગ્રહો અને ઉપગ્રહો પરસ્પર અનુકૂળ બન્યા. પાપની ઘડી પૂરી થઈ પુણ્યનો ઉદય થયો. અને રામજન્મ થયો.

તે દિવસે પ્રજાએ આનંદ કર્યો. હજી તો રાવણરાજ્ય કંઈ ગયું નહોતું, હજુ તાટકાનો વધ થયો નહોતો, હજુ કાંચનમૃગ મારીચની માયા ઉઘાડી પડી નહોતી, છતાં પ્રજાએ ઉત્સવ કર્યો, કારણ કે રામજન્મ થઈ ચૂકયો હતો. જેમ કોઈ ખેડૂત આકાશના મેઘમાં સોળે આના પાક જોઈ લે તેમ પ્રજાએ મેઘશ્યામ રામચંદ્રમાં સ્વાતંત્ર્ય દેખ્યું, ધર્મરાજ્ય દેખ્યું, મુક્તિ દેખી. તે દિવસથી માંડીને આટલા કાળે પ્રજાએ ચૈત્ર શુકલ નવમીએ ઓચ્છવ કર્યો છે, કેમ કે તે દિવસે માણસમાં સત્ય ઉપરની, બ્રહ્મચર્ય ઉપરની, ધર્મ ઉપરની શ્રદ્ધા જાગી.

## રામનવમી

ચૈત્ર સુદ ૯ — ૧ દિવસ

રામનવમી અને જન્માષ્ટમી એ બંને તહેવારો ભક્તિના ખાસ તહેવારો છે. રામકૃષ્ણની ઉપાસનાથી હિંદુ ધર્મ જેટલો રંગાયો છે તેટલો બીજા કશાથી રંગાયો નથી. તેથી રામનવમીનો આપણને વધારેમાં વધારે ઉપયોગ કરતાં આવડવો જોઈએ. રામનવમીને દિવસે ઉપવાસ કરવાની પ્રથા સુંદર છે. નાનાં છોકરાંઓ પણ બની શકે તો બાર વાગ્યા સુધી કશું ખાય નહીં.

હૃદયમાં અને સમાજમાં કેવા કેવા રાક્ષસો માતેલા છે તે તપાસવામાં સવારનો વખત ગાળી શકાય તો સારું. દસ વાગ્યે મુક્તિકોપનિષદમાંથી સારા સારા ફકરાઓ વિદ્યાર્થીઓને વાંચી સંભળાવવા. બધા લોકો ભેગા થઈ રામજન્મની વાર્તા બરાબર બાર વાગ્યે પૂરી થાય એવી રીતે સાંભળે. ત્યારપછી ભજનકીર્તન. બપોરે સંગીતનો જલસો રાખી ત્યાર બાદ રામચરિત્રના જુદા જુદા પ્રસંગોનું વિવેચન કરવું. રામરાજ્યની આપણી કલ્પના અનેક રીતે વિસ્તારીને એની ચર્ચા કરવી. મનુષ્યજાતિ માટે આદર્શ રાજા કેવો હોય એનો જે દાખલો શ્રી રામચંદ્રે બેસાડયો તેનું રહસ્ય સમજાવવું. રામનવમીના તહેવાર સાથે આપણા રાષ્ટ્રીય ગ્રંથ રામાયણનું અધ્યયન નવી નવી રીતે થાય એવું કરવું જોઈએ. પ્રજાતંત્રની કલ્પના આ દિવસે ગામડે ગામડે સ્પષ્ટ કરવી જોઈએ.

રામનવમીને દિવસે બધા મળીને સવારે એકઠા નાહવા જાય, જાતજાતનાં ફૂલો

ભેગાં કરે, રામચંદ્રની પૂજા કરે, પૂજાના ઓરડામાં સાથિયા પૂરે, અગરબત્તી, ધૂપ, ચંદન વગેરેની સુગંધીથી પૂજાનો ઓરડો પવિત્ર કરે, અને નાનાંમોટાં બધાંને રાજી રાખી એ દિવસ પ્રસન્નતામાં ગાળે. આ દિવસે સીતા સતીના ચરિત્ર ઉપર કાવ્યો રચાય અને સ્વરાજ્યપ્રાપ્તિને અર્થે જીવન અર્પણ કર્યાની પ્રતિજ્ઞા લેવાય.

# ૧૪. મહાવીરજયંતી

[ચૈત્ર સુદ ૧૩]

## ૧. મહાવીર સ્વામી

હિંદુ ધર્મ અને તેની માન્યતાઓ એટલી બધી જૂની થઈ ગઈ હતી કે તેમાં સંસ્કાર કર્યા વગર લોકોને તેમાંથી આશ્વાસન મળે એવું રહ્યું ન હતું. એવો સંસ્કાર કરનાર એક મહાપુરુષ — ગૌતમ બુદ્ધ — નો ઇતિહાસ આપણે જોયો. પણ સંસ્કાર કરનાર તેઓ એકલા જ ન હતા. તેમના જ વખતના એવા પાંચ-છ સંસ્કારકોનાં નામ મળી આવે છે. તેમાં ગૌતમ બુદ્ધ જેટલી જ પ્રસિદ્ધિ પામેલા તો વર્ધમાન મહાવીર જ હતા. વર્ધમાન મહાવીર એ જૈન ધર્મના સંસ્થાપક ગણાય છે.

એમ તો જૈન મત બહુ જ પ્રાચીન છે. ભગવાન ઋષભદેવથી તે ધર્મના ૨૪ તીર્થંકર થઈ ગયા. વર્ધમાન મહાવીર એ છેલ્લા તીર્થંકર. ગૌતમ બુદ્ધની પેઠે મહાવીર પણ બિહાર પ્રાંતમાં જ જન્મેલા. વૈશાલી નગરી પાસેના એક નાનકડા ગામમાં જ્ઞાતૃ નામના કુળમાં વર્ધમાનનો જન્મ થયો હતો. એમની મા લિચ્છવી રાજા કટકની બહેન હતી. નાનપણથી જ તેમના મનમાં વૈરાગ્ય સ્ફુર્યો, પણ વર્ધમાન ચુસ્ત માતૃ-પિતૃભક્ત હોવાથી વૃદ્ધોને રાજી કરવા ખાતર યશોદા નામની એક રાજપુત્રી સાથે પરણીને ગૃહસંસાર ચલાવવા લાગ્યા. એમને પ્રિયદર્શના નામની એક કન્યા પણ થઈ હતી. ત્રીસમે વર્ષે માતાપિતા વિદેહ થયાં અને વર્ધમાન ગૃહસંસારથી છૂટા થયા. તેમણે ઘોર તપ આદર્યું અને પાર્શ્વનાથના પંથમાં દાખલ થઈ શાંતિ મેળવી.

મહાવીરમાં અહિંસાધર્મનો અસાધારણ ઉત્કર્ષ થયેલો આપણે જોઈએ છીએ. લગભગ ચાળીસ વર્ષની ઉંમરથી તેમણે ઉપદેશ શરૂ કર્યો અને તે કામ બત્રીસ વર્ષ સુધી કર્યું. બુદ્ધ ભગવાન મધ્યમ માર્ગનો ઉપદેશ કરતા હતા, જ્યારે મહાવીર વિષયસુખનો આત્યંતિક ત્યાગ પસંદ કરનાર હતા. તપશ્ચર્યા કરીને ઇંદ્રિયનિગ્રહ કરવાની જૂની પરંપરા મહાવીરે ચલાવી અને કાયદંડનું મહત્ત્વ વધારી દીધું. હિંદુસ્તાનમાં બૌદ્ધ સંપ્રદાય એક વખતે ખૂબ ફેલાયેલો હતો, પણ આજે તે નષ્ટપ્રાય થયો છે. જૈન ધર્મ પણ બૌદ્ધ ધર્મ જેટલો જ ફેલાયેલો જણાય છે, પણ બૌદ્ધ ધર્મની પેઠે એનો નાશ થયો નથી. આજે બંગાળ તરફ, રાજસ્થાનમાં,

ગુજરાતમાં અને દક્ષિણમાં પણ અનેક ઠેકાણે જૈન લોકોની વસ્તી ઠીક પ્રમાણમાં છે.

બૌદ્ધ ધર્મની પેઠે જૈન ધર્મનો પ્રચાર કરવા માટે કોઈ સમર્થ રાજા તરફથી (ગુજરાતના રાજા કુમારપાળને છોડીએ તો) કે બીજી રીતે પ્રયાસ થયો નથી.

અહિંસાધર્મનો વિચાર કરતે કરતે સૂક્ષ્મ જીવ ક્યાં ક્યાં હોય છે એની તપાસ જૈન લોકોએ સારી પેઠે કરી છે. વનસ્પતિમાં કેટલો જીવ હોય છે, હવામાં તથા પાણીમાં જીવ કેવી રીતે રહે છે વગેરે બાબતોનું તેમણે એક મોટું શાસ્ત્ર રચ્યું છે. જૈન પંડિતોએ સાહિત્યની સેવા ખૂબ કરી છે. સંસ્કૃતમાં અનેક શાસ્ત્રો ઉપર જૈન લોકોએ લખેલા ગ્રંથો છે. જૈન લોકો પણ મૂર્તિપૂજક હોવાથી તેમણે સ્થાપત્યકળામાં અને શિલ્પમાં સવિશેષ ઉન્નતિ કરી છે. ગુજરાતમાં જૈન લોકોએ બાંધેલાં કેટલાંય મંદિરો હિંદુસ્તાનમાં અસાધારણ ગણાય છે. આબુનાં — દેલવાડાનાં દેરાંની કારીગરી જોઈ બધા દેશના મુસાફરો આશ્ચર્યચકિત થાય છે. કઠણ પથ્થરમાં મીણ અથવા ફૂલની કોમળતા લાવવાની શક્તિ હિંદુસ્તાનના કારીગરોમાં છે એ આ દેરાં ઉપરથી સ્પષ્ટ થાય છે.

જૈનોમાં શ્વેતાંબર અને દિગંબર એવા ભેદ પડેલા છે. મહાવીરે કૈવલ્યપ્રાપ્તિ પછી વસ્ત્રનો પણ ત્યાગ કર્યો હતો, એટલે તેમની પૂજા વસ્ત્ર સાથે કરવી કે વસ્ત્ર વગર એ મતભેદને લીધે બે પંથો ઊભા થયા અને હવે તો તેમાં પૂજાવિધિ અને કળાના આદર્શનો પણ ભેદ આવી ગયો છે.

જૈન ધર્મના પહેલા તીર્થંકર ઋષભદેવનો ઉલ્લેખ શ્રીમદ્ ભાગવતમાં આવેલો છે. ત્યાં તેમના ત્યાગવૈરાગ્યનું વર્ણન આદરપૂર્વક કરેલું છે. હિંદુ સમાજને સંસ્કારી બનાવવામાં ઋષભદેવનો ફાળો મોટો હતો એમ દેખાય છે. લગ્નવ્યવસ્થા, પાકશાસ્ત્ર, ગણિત, લેખન વગેરે સંસ્કૃતિનાં મૂળ બીજ ઋષભદેવે સમાજમાં નાખ્યાં એમ કહેવાય છે. આ બધું કરીને આખરે બધાનો ત્યાગ કરી ઋષભદેવે પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્ને માર્ગ લોકો આગળ આચરી બતાવ્યા એમ કહીએ તો ચાલે.

ઋષભદેવ પછી અને મહાવીર પહેલાં બીજા બાવીસ તીર્થંકર થયા. તેમાં છેલ્લા પાર્શ્વનાથના પંથની અસર મહાવીર ઉપર ભારે થઈ. મહાવીરે પોતાના અનુભવથી પાર્શ્વનાથના ઉપદેશમાં ઉમેરો કર્યો અને સંયમધર્મ વધારે સ્પષ્ટ અને સંપૂર્ણ કર્યો. સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા અને અસ્તેય રૂપી યમને સંપૂર્ણ બનાવવા તેમણે અપરિગ્રહનું વ્રત તેમાં ઉમેરી દીધું. પાર્શ્વનાથના મત પ્રમાણે પાપનો એકરાર કરવાનો વિધિ મરજિયાત હતો. મહાવીરે તે ફરજિયાત કર્યો.

મહાવીર સ્વામી એ છેલ્લા તીર્થંકર ગણાય છે. તીર્થંકર એટલે પોતે તરી જઈ બીજા અસંખ્ય જીવોને ભવસાગરમાંથી જે તારે છે તે. તીર્થ એટલે આરો. સચ્છાસ્ત્ર-રૂપી આરો શોધનાર કે બાંધનાર તે તીર્થંકર.

જેમ બૌદ્ધ ધર્મમાં બોધિસત્ત્વની કલ્પના છે તેમ જૈન ધર્મમાં તીર્થંકરની કલ્પના છે. વૈદિક ધર્મે જૈન અને બૌદ્ધ ધર્મની નકલ કરી તેવી જ અવતારની કલ્પના ઊભી કરી છે એવો કેટલાકનો મત છે. વિષ્ણુના દસ અવતાર છે એમ

મનાય છે. બીજી ગણતરી પ્રમાણે ચોવીસ અવતાર ગણાય છે. દસ અવતારમાં બુદ્ધાવતાર ગણાય છે અને ચોવીસ અવતારમાં ઋષભદેવ છે એ ધ્યાનમાં લેવા લાયક છે.

ગૌતમ બુદ્ધની તપશ્ચર્યાની પેઠે મહાવીરની તપશ્ચર્યા પણ બહુ ઉગ્ર હતી. તિતિક્ષાની તેમણે સીમા કરી બતાવી. આ લાટ દેશમાં વીરપ્રભુને ઘણા ઉપસર્ગો ખમવા પડયા હતા. પ્રવાસ કરતાં કૂતરાંઓ આવી વીરપ્રભુના ઉપર પડતાં તથા તેમને કરડતાં ત્યારે અહીંના લોકો કૂતરાંઓને વારતા નહીં, એટલું જ નહીં પણ ભગવાનને મારતા અને કૂતરાંઓને સિસકારીને તેમના તરફ ધસાવતા. પણ મહાવીરે તે બધું સહન કર્યું અને વિજય મેળવ્યો. આજે તે જ દેશમાં મહાવીરની આદર-પૂર્વક પૂજા થાય છે.

પાપની જવાબદારી ફક્ત પાપ નહીં કરવાથી મટતી નથી; પાપ ન કરવું, ન કરાવવું અને તેને અનુમોદન પણ ન આપવું, તો જ પાપમાંથી મુક્તિ મળી શકે છે એવો ઉપદેશ મહાવીરસ્વામીએ કર્યો છે. મહાવીરે પાપ સામે સંપૂર્ણ અસહકાર ઉપદેશ્યો છે.

જૈન તત્ત્વજ્ઞાન અને જૈન વિધિઓમાં એક જ વસ્તુ બધે જોવામાં આવે છે, અને તે એ છે કે માણસને સંયમી બનાવી આત્મપ્રાપ્તિ તરફ દોરી જવો. જૈન પરિભાષામાં બાહ્ય પ્રવૃત્તિને 'આસ્રવ' કહે છે. એ આસ્રવમાંથી પરાવૃત થઈ આત્માભિમુખ થવું એનું નામ 'સંવર.'

જૈન ધર્મમાં અને યોગદર્શનમાં ઘણું સામ્ય છે. અહિંસા, સુનૃત, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પંચ મહાવ્રતો, મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ ચાર ભાવનાઓ, ધર્મનું દશવિધ લક્ષણ, વગેરે વસ્તુઓ વૈદિક, બૌદ્ધ અને જૈન ધર્મમાં સમાન જ છે. યાત્રા અને વ્રતનું માહાત્મ્ય પણ ત્રણેમાં સરખું જ છે. ભેદ મોટે ભાગે પરિભાષાનો છે.

જૈનોમાં દિગમ્બર અને શ્વેતામ્બર ઉપરાંત સ્થાનકવાસી કરીને એક પંથ નીકળેલો છે. તે પંથમાં મૂર્તિપૂજા નથી.

જૈન ધર્મમાં પુરાણો પણ સારી પેઠે છે. તેમાં કેટલીક કથાઓ વૈદિક પુરાણોની કથાઓ સાથે કેટલેક અંશે મળતી આવે છે. જૈન પુરાણો, શાક્ત પુરાણો અને વૈદિક પુરાણોની સરખામણી કરવાથી પુરાણોમાં ઐતિહાસિક ભાગ કેટલો હશે અને તેનું સ્વરૂપ કેવું હોવું જોઈએ એ વિશે અટકળ કરી શકાય તેમ છે. આ દૃષ્ટિએ જૂના સાહિત્યનો હજી પૂરતો ઉપયોગ થયો નથી.

બૌદ્ધ તેમ જ જૈન ધર્મમાં ગમે તે માણસનો પ્રવેશ થઈ શકે છે અને ગમે તે જાતિનો માણસ ભિક્ષુ અથવા યતિ થઈ શકે છે. જૈન અને બૌદ્ધ ધર્મમાં જાતિભેદ વિશે ઉદાસીનતા છે, વખતે વિરોધ પણ હોય. પછી જાતિભેદનો સડો

જે અસ્પૃશ્યતા — તેને જૈન ધર્મમાં સ્થાન ક્યાંથી જ હોઈ શકે? છતાં જૈનોએ એ સડો દાખલ થવા દીધો એ દુ:ખની અને આશ્ચર્યની વાત છે.

૧૯૨૩

## ૨. વિશ્વધર્મ

(છૂટાછવાયા વિચારો)

'મહાવીર' એ નામ શ્રીવિષ્ણુને લગાડવામાં આવ્યું છે: તેનું વાહન ગરુડ એને પણ મહાવીર કહે છે. શ્રી રામચંદ્રજીને પણ મહાવીર કહે છે. શ્રી રામચંદ્રજીનો એકનિષ્ઠ સેવક હનુમાન પણ મહાવીર જ છે. આજે આપણે શ્રીપાર્શ્વનાથના અનુગામી વર્ધમાનને મહાવીર તરીકે ઓળખીએ છીએ.

'મહાવીર' શબ્દથી શો અર્થબોધ થાય છે? સર્વત્ર વ્યાપીને, આસુરી શક્તિનો પરાજય કરીને વિશ્વનું પાલન કરે છે તે વિષ્ણુ મહાવીર છે. અમૃત મેળવી શકે એવો શક્તિમાન માતૃભક્ત ગરુડ તે મહાવીર. પિતાનું વચન પાળવા ખાતર, પ્રજાનું કલ્યાણ કરવા ખાતર અને ધર્મનિષ્ઠાનો આદર્શ સ્થાપવા ખાતર રાજ્ય, સુખ અને પત્નીનો ત્યાગ કરનાર શ્રીરામચંદ્ર તે મહાવીર. કશા બદલાની ઇચ્છા રાખ્યા વગર સેવા કરનાર અને શક્તિનો ઉપયોગ શિવની સેવામાં જ કરનાર બ્રહ્મચારી સેવાનંદ હનુમાન તે મહાવીર. માતૃભક્તિ, સુખનો ત્યાગ, ભૂતમાત્ર વિશેની અપાર દયા અને ઇંદ્રિયજયનો ઉત્કર્ષ બતાવનાર માતૃપુત્ર વર્ધમાન તે પણ મહાવીર. આર્ય જાતિએ સર્વોચ્ચ સદ્‌ગુણોની જે મનોમય મૂર્તિ કલ્પી છે, જે આદર્શ રચ્યો છે તેને પહોંચનાર વ્યક્તિ તે મહાવીર. વિજય મેળવે તે વીર. અંતર્બાહ્ય દુનિયા પર વિજય મેળવે તે મહાવીર. વીર એટલે આર્ય. મહાવીર એટલે અર્હંત.

*

હિંદુ ધર્મ રાષ્ટ્રીય ધર્મ છે. એક મહાન રાષ્ટ્રનો ધર્મ હોવાથી તેને મહારાષ્ટ્રીય ધર્મ પણ કહી શકાય. પણ હિંદુ ધર્મનાં તત્ત્વો સાર્વભૌમ છે, વિશ્વધર્મનાં છે, તેનો ફેલાવો સર્વત્ર થઈ શકે એમ છે. હિંદુ ધર્મે મનુષ્યજાતિનો જીવનધર્મ શોધી કાઢ્યો છે. કઈ શરતે મનુષ્યકોટિ શાંતિથી રહી શકે, ઉત્કર્ષ પામી શકે, પરમતત્ત્વને ઓળખી શકે અને મેળવી શકે એ હિંદુ ધર્મે ક્યારનું નક્કી કર્યું છે. 'स्वल्पम् अपि अस्य धर्मस्य त्रायते महतो भयात्', 'न हि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति', 'धर्मो रक्षति रक्षित:' એવી શ્રદ્ધા કે અનુભવ આ ધર્મે નોંધી રાખ્યો છે. છતાં હિંદુ ધર્મ પ્રચારપરાયણ (મિશનરી) ધર્મ નથી. પોતાનો ધર્મ દુનિયામાં ફેલાવવો એ હિંદુ ધર્મનો આગ્રહ નથી. હિંદુ પોતાનો ધર્મ પોતાના આચરણમાં ઉતારવાનો જ પ્રયત્ન કરે છે. તેમાં જો તે સફળ થાય તો તેની છાપ પડોશીઓ પર પડવાની જ. છાપ પાડવા જવું એમાં અધીરાઈ અને ઉતાવળ છે, એટલે કે જીવનની કચાશ છે, એમ માની હિંદુ વધારે પ્રયત્નપૂર્વક આત્મશુદ્ધિ જ કરવાનો.

સામાજિક હિંદુ ધર્મ એટલે આ સનાતન તત્ત્વોને આપણી વિશિષ્ટ જાતિને અનુકૂળ કરવાનો પ્રયત્ન. જુદો સમાજ આ જ તત્ત્વો જુદી રીતે પોતાના જીવનમાં ઉતારી શકે છે. હિંદુ ધર્મનાં આ સનાતન તત્ત્વો સમાજમાં દાખલ કરવાના અનેક અખતરાઓ આ દેશમાં થયેલા છે. રૂઢ સનાતન ધર્મ આ દેશ બહાર બિલકુલ ફેલાયો નથી. ફેલાવવાના પ્રયાસો કોઈ કાળે થયા છે કે નહીં તે આપણે જાણતા નથી. આ દેશમાંથી જ તે રૂઢ સનાતન ધર્મ નાબૂદ કરવાના પ્રયાસો થયા છે. તે પ્રયાસો નિષ્ફળ ગયા છે એટલું આપણે જાણીએ છીએ. પણ રૂઢ સનાતન પદ્ધતિ છોડીને બીજી ઢબે થયેલા અખતરાઓ દુનિયામાં સારી પેઠે ફેલાયા છે. બૌદ્ધ ધર્મ એનો સાક્ષી છે, બૌદ્ધ ધર્મ એ જ પહેલવહેલો મિશનરી ધર્મ દેખાય છે. એના પહેલાં મિશનરી કાર્ય થયું હોય તો આપણે તે ચોક્કસ રીતે જાણતા નથી. વર્ણવ્યવસ્થાવાળો જીવનધર્મ પ્રચારક ન જ થઈ શકે એમ પણ લાગે છે. (જીવનધર્મ એટલે ફક્ત માનવા માટે રચાયેલો ધર્મ નહીં, પણ જીવવા માટે રચેલો ધર્મ.)

બૌદ્ધ અને જૈન ધર્મમાં પુષ્કળ ભેદ છે, છતાં બંનેમાં સામ્ય પણ ઓછું નથી. બંને મિશનરી ધર્મ થવાને લાયક છે. બંને વિશ્વધર્મ છે. સ્યાદ્‌વાદરૂપી બૌદ્ધિક અહિંસા, જીવદયારૂપી નૈતિક અહિંસા અને તપસ્યારૂપી આત્મિક અહિંસા (ભોગ એટલે આત્મહત્યા — આત્માની હિંસા. તપ એટલે આત્માની રક્ષા — આત્માની અહિંસા) જે ધારણ કરી શકે તે જ વિશ્વધર્મ થઈ શકે, તે જ અકુતોભય વિચરી શકે. 'यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः' એ વર્ણન તેને જ લાગુ પડી શકે છે. અહિંસાની આ પ્રસ્થાનત્રયી સાથે તમામ દુનિયાની યાત્રા થઈ શકે છે. આત્માની શોધમાં આ જ પાથેય કામ આવે એવું છે.

*

મિશનરી ધર્મતત્ત્વને વફાદાર રહે પણ પોતાના રૂપ વિશે આગ્રહ ન રાખે. દેશ તેવો વેશ એ નિયમ ધર્મને પણ – ખાસ કરીને વિશ્વધર્મને લાગુ પાડી શકાય છે. વિશ્વધર્મ સાચેસાચો વિશ્વધર્મ હોય તો પોતાના નામનો પણ આગ્રહ ન રાખે. બૌદ્ધ ધર્મનાં કેટલાંયે રૂપો થયેલાં છે.

*

વિશ્વધર્મ એક જ હોય એમ માનવાનું કારણ નથી. જેમ કોઈ ઓરડીમાં રાખેલા ચારપાંચ દીવા પોતપોતાનો પ્રકાશ ઓરડીમાં બધે ફેલાવે છે, આખી ઓરડીનું રાજ્ય ભોગવે છે, અને છતાં પોતાનું વ્યક્તિત્વ જાળવી શકે છે, તેમ અનેક વિશ્વધર્મ એકીસાથે તમામ દુનિયાનું રાજ્ય ભોગવી શકે. ધર્મમાં અદેખાઈ કે મત્સર ક્યાંથી હોય ? એક મ્યાનમાં બે તલવાર ન રહે. એક દરબારમાં બે મુત્સદ્દીઓ કારભારું ન કરે પણ એક દુનિયામાં ગમે તેટલા ધર્મ એક સાથે સામ્રાજ્ય ભોગવી શકે, કેમ કે ધર્મ તો અહિંસક જ હોય. ધર્મ એટલે જ અદ્રોહ. જ્યાં ધર્મ ધર્મ વચ્ચે ઝઘડાઓ ચાલે છે અને સંખ્યાબળની ઇંતેજારી દેખાય છે ત્યાં જાણી લેવું

ધર્મમાં ધાર્મિકતા રહી નથી, ધર્મને નામે અધર્મ શિરજોરી ચલાવી રહ્યો છે, ધર્મનું વીર્ય ક્ષીણ થયું છે. જે ધર્મવીર હોય, મહાવીર હોય તે જ દુનિયાને આવી સ્થિતિમાંથી ઉગારી શકે.

*

અહિંસાનું પૂરેપૂરું સ્વરૂપ આપણે જાણવું જોઈએ. અહિંસા એ મહાવીરનો ધર્મ છે, તમામ દુનિયાને આત્મશક્તિથી જીતવાની હોંશ રાખનાર જિનેશ્વરનો ધર્મ છે. દુનિયાના એક ખૂણામાં પણ જ્યાં સુધી હિંસા વર્તી રહી હોય ત્યાં સુધી એ અહિંસાધર્મ પરાજિત જ છે. કૃત્રિમ રીતે ભરણપોષણ આપી સૂક્ષ્મ જંતુઓને જિવાડવાથી અહિંસાધર્મને સંતોષ ન હોવો જોઈએ. મહાવીરની પેઠે તમામ દુનિયાનું દર્દ — પાંચે ખંડનું દર્દ આજના મહાવીરે તપાસવું જોઈએ અને પોતાની પાસેનું સનાતન ઔષધ ત્યાં ત્યાં પહોંચાડવું જોઈએ. મહાવીરના અનુયાયીઓએ હૃદયની વિશાળતા અને ઉત્સાહનું શૌર્ય કેળવી બધે પહોંચી જવું જોઈએ. સંગ્રામના વીર શસ્ત્રાસ્ત્ર લઈને દોડે. અહિંસાના વીર આત્મશુદ્ધિ અને કરુણાથી સજ્જ થઈ સેવાવૃત્તિથી દોડે. તમામ દુનિયાનો અપાસરો બનાવવો જોઈએ. નાનકડા અપાસરામાં કેટલાકને આશ્રય મળી શકે?

૨૭–૪–૨૪

## મહાવીર જયંતી

ચૈત્ર સુદ ૧૩ — ૧ દિવસ

આ દિવસે ઋષભદેવ, નેમીનાથ, પાર્શ્વનાથ, મહાવીર વગેરે તીર્થંકરોની માહિતી આપવી, અને મનુષ્યેતર પ્રાણીઓ પણ માણસજાતનાં નાનાં ભાંડુઓ જ છે, તેમને દુઃખ ન દેવાય, તેમનું પણ ભલું જ ઈચ્છવું અને કરવું, કેમ કે આપણે તેમના બેલી છીએ ઈત્યાદિ વાતો વિદ્યાર્થીઓને સમજાવવી. બીજાને ઓછામાં ઓછી પીડા કરીને જે જીવન જિવાય તે જ ઉત્તમ છે, એ વસ્તુ એમના મન પર ઠસાવવી. અહિંસા એ જ અમૃત છે. અપરિગ્રહ એ જ અમીરી છે એ આ દિવસનો ખાસ બોધ છે.

## ૧૫. લોકોનો હનુમાન

[ચૈત્ર સુદ ૧૫]

હિંદુ ધર્મની ખૂબી એ છે કે એનાં ચિત્રો નાના, મોટા, અભણ, ભણેલા, ઉચ્ચ અભિરુચિવાળા કે ભોળા બધા જ લોકોને પ્રિય થઈ પડે એવાં દોરેલાં હોય છે.

માણસ માણસ વચ્ચે જેટલો રાગદ્વેષ હોય છે તેવો મનુષ્યેતરો વિશે નથી

હોતો. પશુપક્ષીઓ પ્રત્યે આપણો સમભાવ સ્વાભાવિક હોય છે. એમના પ્રત્યે કાં તો કૌતુકભાવ હોય અથવા દયાભાવ હોય અથવા ઉપેક્ષા હોય પણ ઈર્ષા, મત્સર, અદેખાઈ એવા મિશ્ર અને હીન ભાવ નથી હોતા. એટલે પુરાણકારોએ કેટલાક આદર્શોનાં ચિત્રો પશુપક્ષીઓના રૂપમાં ચીતર્યાં છે. આદર્શ બ્રહ્મચારી, આદર્શ સચિવ, આદર્શ ભક્તસેવક, અને નિષ્કામ સમાજહિતકર્તા હનુમાનનું ચિત્ર એટલું ભવ્ય છે કે માણસ કોટીમાં એ સાચું નહીં લાગે એટલે વાલ્મીકિએ એને વાનરનું રૂપ આપ્યું. 'વા-નર' એટલે ઊતરતો નર. પણ હનુમાનની બાબતમાં એ નર શ્રેષ્ઠોમાં પણ શ્રેષ્ઠ છે. બુદ્ધિમતાં વરિષ્ઠ છે.

વાલ્મીકિએ માણસમાં એ જ ગુણોનો ઉત્કર્ષ બતાવવા સારુ લક્ષ્મણ ચીતર્યો. ચૌદ વર્ષ સુધીનું એનું બ્રહ્મચર્ય કંદમૂલ ફલાહાર સાથે એણે નભાવ્યું. રામસીતાની સેવા એણે અનન્ય નિષ્ઠાથી કરી. પણ એ માણસ રહ્યો. એને સીતાનું મહેણું સહન કરવું પડ્યું.

ભરત પણ એવો જ આદર્શ રાજસેવક, રાજભક્ત. ભરત કરતાં શ્રેષ્ઠ એવો વાઈસરૉય દુનિયામાં કોઈએ જોયો નથી. પણ એ પણ માણસ જ રહ્યો. એટલે જ કૈકેયીએ એને વિશે ઊતરતો ખ્યાલ બાંધી દશરથ પાસેથી એને માટે રાજ્ય માગી લીધું. એ માણસ હતો એટલે જ આંધળા પક્ષપાતથી કૈકેયી એનું અપમાન કરી શકી. એ વાત જવા દઈએ. આદર્શ ભાઈ લક્ષ્મણ પણ એક વાર — ભલે એક જ વાર — ભરત વિશે વહેમાયો. માણસ માણસ વચ્ચે આના કરતાં શ્રેષ્ઠ સંબંધ ક્યાંથી આણીએ?

આમ હાર્યા પછી માણસની માટી છોડી વાલ્મીકિએ વાનરની માટી હાથમાં લીધી અને એમાંથી હનુમાન બનાવ્યો અને ત્યાં એ સફળ થયો.

૨

વાલ્મીકિએ હનુમાનને વાનર બનાવ્યો અને જનસમુદાયમાં સ્વભાવમાં રહેલી વાનરવૃત્તિ એણે જગાડી. હનુમાન વાનર છે એ વસ્તુ પકડીને લોકોએ વાલ્મીકિ-રામાયણમાં નથી એવી કેટલીયે વાર્તાઓ જોડી કાઢી છે. વાલ્મીકિરામાયણ, અધ્યાત્મ-રામાયણ, આનંદરામાયણ, અદ્‌ભુતરામાયણ, સીતારામાયણ, તુલસીરામાયણ, કૃત્તિ-વાસરામાયણ, કંબનરામાયણ, મંત્રરામાયણ, 'પરંતુ' રામાયણ, દામરામાયણ એવાં એવાં અગણિત રામાયણો છે. દરેકનો હનુમાન જુદો છે. જેવી કર્તાની ભૂમિકા. લોકોને ચાળા ગમે છે. બાળકોને આચરણમાં, મોટેરાંઓને ભલે સ્મરણમાં, પણ ચાળા તો જોઈએ જ. અને તેથી જ લોકોએ હનુમાનની નવી નવી આવૃત્તિઓ કાઢી છે. આવી રીતે હનુમાન લોકમાન્ય થયો પણ તે કારણે એને ખમવું પણ ખૂબ પડ્યું છે. ક્યાં પોતાના રાજા સુગ્રીવને વચનદુર્બળ થયેલો જોઈ એની ઝાટકણી કાઢનાર સચિવ હનુમાન અને ક્યાં રાવણના નાકમાં પોતાની પૂંછડીનો ઝીણો છેડો ઘાલી એને છીંક આણી એનો મુકુટ પાડનાર મર્કટ હનુમાન. પ્રજા-રંજક રાજાને જેમ પ્રજાને હાથે સોસવું પડે છે; પ્રજાસેવક લોકનાયકોને પ્રજાની

ભક્તિ તળે જેમ બેહાલ થવું પડે છે; લોકમાનસમાં મહાત્માઓની જેમ ચિત્ર-વિચિત્ર આવૃત્તિઓ તૈયાર થાય છે; તેમ જ રાષ્ટ્રીય કે ધાર્મિક ગ્રંથોને — અને પ્રજાકીય આદર્શોને પણ — લોકસુલભ વિકૃતિથી હેરાન થવું પડે છે.

પણ એમાં જ એની ઉપયોગિતા રહેલી છે. એમાં જ એની સાર્વભૌમ લોકમાન્યતા રહેલી છે. એમાં જ આદર્શોનું ચિરંજીવિત્વ રહેલું છે.

૩

હનુમાન પોતાને રામસેવક માનતો હતો. રામે કોઈ કાળે પોતાને હનુમાન-સ્વામી માન્યો છે? રામના હૃદયમાં હનુમાન પ્રત્યે કેવો ભાવ હશે? મુરબ્બીપણાનો? પિતૃવાત્સલ્યનો? બંધુપ્રેમનો? કે કૃતજ્ઞતાબુદ્ધિનો?

નારદને એક વાર એ શંકા આવી. નારદ ઊઠયા અને ચાલ્યા રામને જ પૂછવા. નારદ પોતે દુનિયાના ખબરપત્રી; બીજા મારફતે મળેલા સમાચાર એને કામ ન આવે. જાતે જ મુલાકાત લે એના કરતાં રૂડું શું? પણ બિચારાને તે જ દિવસે કડવો અનુભવ મળ્યો. અનિરુદ્ધ-સંચાર નારદને દ્વારપાળ અંદર જવા ન દે; કહે કે, "મહારાજ રામચંદ્ર પૂજામાં બેઠા છે. અત્યારે અંદર ન જવાય. પૂજા પૂરી થવા દો પછી સુખેથી અંદર જાઓ." આભા બનેલા નારદઋષિ મનમાં વિચાર કરે છે, રામ તો પ્રત્યક્ષ પરમેશ્વર, ત્રિલોકીના સ્વામી, બ્રહ્મા ચારે વેદ ગાઈને થાકયો પણ રામરહસ્ય સમજી ન શકયો, યોગીરાજ શંકર હળાહળ પી ગયો ત્યારે રામનામથી જ એને શાંતિ મળી. એવા એ ભૂતનાથ અને શરણ્ય શ્રી રામચંદ્ર વળી કોની પૂજા કરતા હશે? નારદને અપમાન કરતાં કુતૂહલ વધારે અસહ્ય થઈ પડયું. એક એક પળ જુગજુગ જેવડી લાંબી લાગી. આખરે રજા મળી. અંદર જઈને જુએ છે તો શું? કેટલીયે સુંદર સુંદર સોનાની મૂર્તિ આગળ રાખી રામચંદ્રજી આરતી ઉતારે છે. તેત્રીસ કરોડમાંથી આ કયા ધન્ય દેવો કે જેની રામચંદ્રજી ઉપાસના કરે છે? નારદ તાકીને જોવા લાગ્યા.

અરે આ તો લક્ષ્મણ, પેલો ભરત અને એથીયે ઊંચે બેસાડયો છે ભક્તરાજ હનુમાન. અહો આશ્ચર્ય! અહો આશ્ચર્ય! નારદે કેટલીયે વાર ભગવાનનાં સહસ્ર નામો ગાયાં હતાં પણ ભક્તનો ભક્ત એ ઈશ્વરનું નામ એણે જાણ્યું ન હતું.

અને જયારે નારદે હનુમાનની પડખે જ ઊભી ચોટલીવાળી નાનકડી મૂર્તિ જોઈ ત્યારે તો બિચારા શરમના માર્યા પાણી પાણી થઈ ગયા. અને મુલાકાતના સવાલો પૂછયા વગર સંછિન્નસંશય ત્યાંથી પાછા ફર્યા.

માર્ચ, ૧૯૨૯

## હનુમાનજયંતી

ચૈત્ર પૌર્ણિમા ૧ દિવસ

છોકરાઓ અને યુવકો આ તહેવારને પોતાનો જ ગણે છે. રામભક્ત, રામ-સેવક, બાળબ્રહ્મચારી, 'બુદ્ધિમતાં વરિષ્ઠ' હનુમાન એ જ વિદ્યાર્થીઓનો આદર્શ થઈ શકે છે. શ્રીરામચંદ્ર તો પોતાનું અવતારકાર્ય પૂરું કરી નિજધામ ગયા; પણ હનુમાન નિરપેક્ષ નિરલસપણે રામકાર્ય ચલાવવા ચિરંજીવ થઈ પાછળ જ રહ્યા છે. પોતાને જોઈતી બધી પ્રેરણા વિદ્યાર્થીઓ આર્ય હનુમાનના આદર્શમાંથી લઈ શકે છે. આ દિવસે શાળાના કાર્યક્રમમાં રમત, કસરત, અને ખાસ કરીને મલખમ તથા કુસ્તી રાખવી જોઈએ. સમાજમાં જઈ કામ કરવાની તક હોય તો આ દિવસે કંઈક સેવાનું ક્ષેત્ર ખેડવું જોઈએ. અખાડાઓ ન હોય ત્યાં અખાડાઆ સ્થાપવા, ગરીબ વિદ્યાર્થીઓને ગાયનું દૂધ મળે એટલા માટે ફંડ કાઢવું, વગેરે કેટલુંયે કરવા જેવું છે.

હનુમાનજયંતીને દિવસે ખોરાકમાં રાંધેલું કશું ન લેવું એવો કાર્યક્રમ, જો તબિયતને અનુકૂળ હોય તો, રાખવા જેવો છે. ભીષ્માષ્ટમીની પેઠે આ દિવસે પણ બ્રહ્મચર્યની મહત્તા વિદ્યાર્થીઓના મન પર ઠસાવવી જોઈએ. કાર્તિકસ્વામી અને હનુમાન એ વજ્રકાય સેનાપતિઓ થયા એનું કારણ એમનું કાયાવાચામનસા બ્રહ્મચર્ય જ છે, એ વાત વિદ્યાર્થીઓ સમજે તો આ તહેવાર સાર્થક થયો ગણાય. કહેવાય છે કે, હનુમાનને આકડાના ફૂલની માળા ગમે છે. બ્રહ્મચારીને આવાં જ ફૂલો ગમે ને?

આ દિવસે વાનરસેના પોતાનું સંમેલન રાખી શકે છે.

# ૧૬. પરશુરામ અને બુદ્ધ

[વૈશાખ સુદ ૩]

જેમ દ્રૌપદી અને સીતા એ બે જુદા જુદા જ આદર્શ છે, તેમ રામ અને કૃષ્ણ એ પણ જુદા જુદા આદર્શ છે. પ્રાચીન કાળથી આપણે આવા બે બે આદર્શો વચ્ચેનું સાધર્મ્ય અને વૈધર્મ્ય, સામ્ય અને વૈષમ્ય જોતા આવ્યા છીએ. આખરે આપણે બંને આદર્શનો સાર આપણા જીવનમાં ઉતારી તે બંનેનો સમન્વય કરી નાખ્યો છે. જે દિવસે આવો સમન્વય આપણે કર્યો તે જ દિવસે રામકૃષ્ણ એ સામાસિક નામ આપણને સૂઝ્યું. રામ તે જ કૃષ્ણ, શાંતા તે જ દુર્ગા, શિવ તે જ રુદ્ર, જનાર્દન તે જ વિશ્વંભર — એ જે દિવસે આપણને સૂઝ્યું છે તે દિવસે હિંદુ તત્ત્વજ્ઞાનને સર્વોચ્ચ સમાધાન મળ્યું. તાત્ત્વિક ખોજમાં એક પૂર્ણવિરામ આવ્યો; પૂર્ણવિરામથી નવું વાક્ય શરૂ થાય છે. બે આદર્શોના વિવાહથી નવી સૃષ્ટિ ઊપજે છે.

પરશુરામ અને બુદ્ધ બંને વિષ્ણુના જ અવતાર ગણાય છે. પણ આપણે કોઈ કાળે તેમને કલ્પનાક્ષેત્રમાં પણ પાસે પાસે આણ્યા છે? પરશુરામ અને બુદ્ધ! બે વચ્ચે સાધર્મ્યનો કે વૈધર્મ્યનો કંઈ સંબંધ છે ખરો?

પરશુરામ બ્રાહ્મણ ક્ષત્રિય છે; ભગવાન બુદ્ધ ક્ષત્રિય બ્રાહ્મણ છે. પરશુરામે બ્રાહ્મણ હોવા છતાં મન્યુ(ક્રોધ)ને છૂટ આપી શરીરબળ પર જ આધાર રાખ્યો. શાકયમુનિએ રાજવંશી હોવા છતાં ક્ષમાને પ્રધાનપદ આપી આત્મિક બળનું ગૌરવ વધાર્યું. પરશુરામને ક્ષત્રિયની સત્તા પ્રજાપીડક જણાઈ. ઈશ્વરે મનુષ્યને બે જ બાહુ આપેલા છે, અને તે પણ ઉદ્યોગને માટે. ક્ષત્રિયો જો સહસ્ત્રબાહુ બની જાય અને દરેક બાહુ જો શસ્ત્ર ધારણ કરે તો દીન સમાજ જાય કયાં? રક્ષણને માટે ક્ષત્રિય હોય છે; તે જ જયારે પ્રજાભક્ષક બની જાય ત્યારે પ્રજાનું રક્ષણ કોણ કરે? પરશુરામને સૂઝયું કે ક્ષત્રિયોનો શાસ્તા બ્રાહ્મણ છે. વાત સાચી છે; પણ ક્ષત્રિયોનું શાસન કરવામાં બ્રાહ્મણે પોતાનું બ્રાહ્મણ્ય તો ન જ ખોવું જોઈએ. પરશુરામે હાથમાં ભારે પરશુ લઈ સહસ્ત્રબાહુના હાથ છેદવાનું શરૂ કર્યું. ક્ષત્રિયોનો કેર દૂર કરવા માટે ક્ષત્રિયો પર એકવીસ વાર કેર વર્તાવ્યો.

પરશુરામે ક્ષત્રિયના બધા ગુણ કેળવ્યા હતા. ક્ષત્રિય એટલે સિપાઈ; સરદારનો હુકમ એક ક્ષણનો પણ વિચાર કર્યા વગર તેણે ઉઠાવવો જોઈએ. માતૃભક્ત પરશુ-રામે પિતાનો હુકમ થતાં વાર માતાનો શિરચ્છેદ કર્યો. બ્રાહ્મણ ઐશ્વર્યથી દૂર જ રહે છે. ક્ષત્રિય હોય તે જ પૃથ્વી જીતે ને દાન કરે. પરશુરામે 'જીત અને દાન'નો રસ્તો પસંદ કર્યો.

હવે બુદ્ધ જુઓ. તેમણે રાજયનો ત્યાગ જ કર્યો, પોતાની શાંતિ દ્વારા માર પર વિજય મેળવ્યો. કરુણાનો પ્રચાર કર્યો. પરશુરામને લીધે ક્ષત્રિયો ભયભીત થયા અને તેમણે આત્મરક્ષણને અર્થે સંઘબળનું સામ્રાજ્ય સ્થાપ્યું. ભગવાન બુદ્ધને લીધે તેમના શિષ્યો નિર્વૈર થયા અને તેમણે અભયનું સામ્રાજ્ય સ્થાપ્યું.

પરશુરામના કાર્યની અસર તેના વખતમાં ગમે તેટલી થઈ હોય, આજે તે નહીં જેવી જ છે. પરશુરામને લીધે સામ્રાજયની કલ્પના ઉદ્ભવી. સામ્રાજયની કલ્પનાએ દિગ્વિજયનો મોહ પેદા કર્યો. અને દિગ્વિજયની કલ્પના એટલે નિરંતર વિગ્રહ. ભગવાન બુદ્ધે ધમ્મપદમાં કહ્યું છે તેમ જીત એ કલહનું મૂળ છે, કારણ પરાજિત વ્યક્તિના હૃદયમાં અપમાનનું શલ્ય સાલતું જ રહે છે અને તે દુનિયાને શાંતિ ભોગવવા દેતું નથી.* ભગવાન બુદ્ધની અસર પરશુરામ કરતાં ઊંડી પણ થઈ અને વ્યાપક પણ થઈ. પરશુરામનો માર્ગ હિંસાનો હતો; બુદ્ધ ભગવાનનો અહિંસાનો. હિંસામાં વીર્ય નથી. હિંસાએ અત્યાર સુધી ન તો કોઈ સારા તત્ત્વનો નાશ કર્યો છે કે ન તો કોઈ નઠારા તત્ત્વનો. હિંસાએ દુષ્ટ લોકોનાં શરીરનો નાશ કર્યો છે તેમ સજ્જન લોકોનાં શરીરનો પણ તેટલો જ નાશ કર્યો છે. પણ

*जयं वेरं पसवति दुक्खं सेते पराजितो ।
उपसंतो सुखं सेति हित्वा जय पराजयं ॥

દુનિયામાં રહેલાં સજ્જનતા તેમ જ દુર્જનતા હિંસાથી અસ્પૃષ્ટ જ રહેલાં છે.

અહિંસાનો વિજય સ્થાયી હોય છે, પણ તે રાજ્યસત્તાની મદદ વગર થયેલો હોય તો. સત્ય અને સત્તા પરસ્પર વિરોધી છે. જ્યારે જ્યારે સત્યે સત્તાની મદદ લીધી છે ત્યારે ત્યારે સત્ય અપમાનિત થયું છે અને અપંગ બન્યું છે. સત્યનો શત્રુ અસત્ય નથી. અસત્ય એ અભાવરૂપ છે, અંધકારરૂપ છે. સત્યની આણ સ્વીકારીને જ અસત્ય નભી શકે છે. સત્યને અસત્ય સામે લડવું પડતું નથી. જ્યાં સત્યનો પ્રકાશ પહોંચ્યો નથી ત્યાં જ અસત્યનો અંધકાર હોય છે. અસત્યને સ્વતંત્ર અસ્તિત્વ જ નથી. સત્યનો શત્રુ સત્તા છે. પરશુરામે સત્તા દ્વારા – બળના પ્રભાવ દ્વારા સત્યનો એટલે ન્યાયનો પ્રચાર કરવા ધાર્યો. બુદ્ધ ભગવાનના અનુયાયીઓએ પણ સામ્રાજ્યની પ્રતિષ્ઠાથી જ્યારે સત્યનો પ્રચાર કરવા ધાર્યો ત્યારે સત્ય લજ્જાથી સંકુચિત થયું.

હવે વખત આવ્યો છે કે જ્યારે પરશુરામની ન્યાયનિષ્ઠાનું અને બુદ્ધ ભગવાનની અવેરનિષ્ઠાનું મિલન થવું જોઈએ. મનમાં છાંટાભાર દ્વેષ કે ઝેર રાખ્યા વગર અન્યાયની સામે થવું, સત્તા સામે ઝૂઝવું એ જ આજનો યુગધર્મ છે. સત્યાગ્રહ એ એ જ નથી ?

૧૯૨૨

## અખાત્રીજ

વૈશાખ સુદ ૩ — ૦।। દિવસ

અખાત્રીજ એ કૃતયુગના આરંભનો દિવસ છે. આ દિવસે સત્ય અને અહિંસાની મીમાંસા કરાય. ખેડૂતોનું વર્ષ આ દિવસથી શરૂ થાય છે. માટે શ્રમ-જીવનના મહત્ત્વનું આજે નિરૂપણ કરવું જોઈએ. અખાત્રીજથી ઝાડોને નિયમિત પાણી પાવા તરફ વધારે ધ્યાન આપવું જોઈએ. ખેતીને અંગે આ દિવસનો કંઈ કાર્યક્રમ રાખી શકાય તો રાખવા જેવો છે.

શ્રમજીવી, બુદ્ધિજીવી, મૂડીજીવી તથા ભિક્ષાજીવી લોકોના જીવનનું તારતમ્ય આ દિવસે ખૂબ ચર્ચવું જોઈએ. કલહજીવી અને પૈશુન્યજીવી લોકો કોણ કોણ ગણાય એની પણ ચર્ચા થાય.

કહેવાય છે કે દર અમાસે સમુદ્રને ભરતી આવે છે ખરી, પણ ચૈત્રી અમાસ પછી આવતી અખાત્રીજની ભરતી બીજી બધી ભરતીઓને ટપી જાય છે.

આ જ દિવસ પરશુરામ-જયંતીનો પણ છે. પરશુરામનું જીવન જાણ્યા પછી જ શ્રીરામચંદ્રજીના અવતારનું રહસ્ય ધ્યાનમાં આવી શકે છે. બ્રાહ્મણ અને ક્ષત્રિય વચ્ચેનો ઝઘડો મટાડી બંનેને વિશ્વ-કલ્યાણ તરફ વાળવાનું કામ શ્રીરામચંદ્રે કર્યું; પણ એ ઝઘડા કેવા હતા, કેટલા ચાલ્યા એ બધું તો આપણને પરશુરામના જીવનમાંથી જ મળી શકે છે. ક્ષત્રિય-લોહીથી કૂંડાં ભરી કાઢનાર પરશુરામ બ્રાહ્મણ-ધર્મનો અધઃપાત સૂચવે છે.

# ૧૭. ધર્મમણિ શંકરાચાર્ય

[વૈશાખ સુદ ૧૦]

આ કળિકાળના યાજ્ઞવલ્કય અને વ્યાસ તે આપણા શંકરાચાર્ય. मुहूर्तं ज्वलितं श्रेयः न च धूमायितं चिरम् એ જાણે એમનો જીવનમંત્ર હતો. બત્રીસમે વરસે હિમાલયમાં દેહ છોડીને પરમાત્મામાં વિલીન થનાર આ સંન્યાસીની વિભૂતિ હિમાલય કરતાં જરાયે ઓછી ન હતી. જ્યાં કાળા પથરા અને ધોળા બરફ વગર કશું મળે જ નહીં એવી હિમાલયની શોભા સાથે શંકરાચાર્યનું અદ્વૈત વેદાન્તનું તત્ત્વજ્ઞાન સરખાવી શકાય. વનસ્પતિને જ્યાં અવકાશ જ નથી એવા હિમાલયમાંથી જ વનસ્પતિસૃષ્ટિની અને તેથી પ્રાણીમાત્રની માતાઓ — સિંધુ, સતલજ, ગંગા, યમુના, સરયૂ અને બ્રહ્મપુત્રા જેવી નદીઓ — જેમ નીકળે છે અને દેશને સમૃદ્ધ કરે છે એવી જ રીતે શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાંતમાંથી જ્ઞાન, ભક્તિ, કર્મ અને ઉપાસનાની નદીઓ વહે છે અને હિંદુ ધર્મને આજનું બહુરૂપી સમૃદ્ધ અને સંગઠિત રૂપ આપી દે છે.

શંકરાચાર્યના જીવનમાં કરુણ અને અદ્ભુત; વીર અને શાંત બધા જ રસ ભરેલા છે. શંકરાચાર્યની ઉત્કટ માતૃભક્તિ એમની પ્રખર જ્ઞાનનિષ્ઠા કરતાં જરાયે ઊતરતી ન હતી. વાસનાઓ ઉપર વિજય મેળવનાર એ વૈરાગ્યવીર સંન્યાસી હૃદયધર્મને બેવફા થયા ન હતા.

ડાહ્યા લોકોએ બીકણ બનીને સંન્યાસધર્મને હિંદુ ધર્મમાંથી રજા આપી હતી. એ સંન્યાસધર્મનો શંકરાચાર્યે પુનરુદ્ધાર કર્યો. અને સંન્યાસીઓના જુદા જુદા દસ પંથો સ્થાપન કરી આપ્યા. સંન્યાસીઓના રૂઢ ધર્મને ઊંચે મૂકી એમણે પોતાની માતાની અંતકાળની સેવા કરી અને એનું શ્રાદ્ધ પણ કર્યું. ભેદમાત્રનો નાશ કર્યા છતાં ભક્તિમાર્ગની ભીનાશથી હિંદુ ધર્મને એમણે સજીવન કર્યો. અને આ દુનિયાને માયારૂપ ઠરાવતાં છતાં એ જ દુનિયાની ધર્મસંસ્થા સંશુદ્ધ કરી, એનું સંગઠન કર્યું.

પુરી, બદરીનારાયણ, દ્વારકા અને શૃંગેરી એ ચાર છેડે ચાર મઠ સ્થાપી શંકરાચાર્યે ધર્મનું અધ્યયન, ધર્મનો પ્રચાર અને ધર્મવ્યવસ્થાની રચના ચાલતી કરી આપી.

આપણા લોકો શંકરાચાર્યના અદ્વૈત વેદાંતનો દાર્શનિક અને તાર્કિક બાજુનો જ અભ્યાસ કરે છે. અદ્વૈત એટલે જીવાત્મા અને પરમાત્મા વચ્ચેના અભેદની પેઠે ગરીબ અને તવંગર વચ્ચેનો અભેદ, પાપી અને પુણ્યવાન વચ્ચેનો અભેદ, સ્ત્રી અને પુરુષ વચ્ચેનો અભેદ, તમામ પ્રતિષ્ઠિત અને અપ્રતિષ્ઠિત વચ્ચેનો અભેદ;

એ અદ્વૈતની બાજુનું મહત્ત્વ આપણા લોકો ધ્યાનમાં લેતા નથી એ દુઃખની વાત છે. અદ્વૈતના સિદ્ધાંત પર રચાયેલું સમાજશાસ્ત્ર આપણે ક્યાં હજી ઊભું કર્યું છે ?

માયાવાદને પરિણામે પોતાની જુમ્મેવારી ભૂલી જવાને બદલે જો લોકો પોતાનું દુઃખ ભૂલી જાય, પોતાની નબળાઈ ભૂલી જાય, બીજાઓએ કરેલાં અપકાર અને અપમાનને ભૂલી જાય અને એ બધું માયારૂપ છે એમ ઓળખે તો કેટલું સારું ? બધાનો આત્મા એક જ છે એ વિશે જેમને શંકા રહી નથી તેમણે હવે જાણવું જોઈએ કે બધાનું મન અને હૃદય પણ એક જ છે. સુખદુઃખ, હિત-અહિત, ઉન્નતિ અને અવનતિ બધી હાલતમાં આપણે દુનિયા સાથે સંકળાયેલા છીએ, એકરૂપ છીએ એટલું જો માણસજાત સમજી લે તો ઐહિક અને પારલૌકિક બંને મોક્ષ સધાય. શંકરાચાર્યનું કાર્ય આ રીતે જોતાં હવે પછી શરૂ થવાનું છે.

*

ઉત્તરાખંડમાં ગંગાકિનારે આવેલું શ્રીનગર સિદ્ધપીઠ કહેવાય છે. અહીં કરેલી સાધના એળે જતી નથી અને શીઘ્ર ફળદાયી હોય છે. દેવી ભાગવતમાં આ સ્થાનનું માહાત્મ્ય ઘણું બતાવ્યું છે. જેની ઉપર શ્રીચક્ર કોતરેલું છે એવા એક પથ્થરની અહીં પહેલાં પૂજા થતી. કહેવાય છે કે પ્રાચીન કાળમાં આ સ્થાને રોજ એક નરમેધ થતો. આદ્ય શંકરાચાર્ય જ્યારે શ્રીનગર આવ્યા ત્યારે મનુષ્યવધનો એ અનાચાર જોઈ એમની ધર્મભાવના ઊકળી ઊઠી. એમણે એક કોશ લઈને શ્રીચક્રનો પથરો ઊંધો વાળ્યો અને આજ્ઞા કરી કે આજથી નરમેધ બંધ.

પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્ય લખીને અને નિતાન્ત-રમણીય એવાં સ્તોત્રો લખીને શંકરાચાર્યે હિંદુ ધર્મની જે સેવા કરી છે, તેના કરતાં આ નરમેધ બંધ કરવાની સેવા ચડિયાતી છે એ વિશે કોઈને શંકા છે ? ભાષ્ય લખવા માટે બુદ્ધિવૈભવ જોઈએ છે. સ્તોત્રો માટે ભક્તિ ન હોય અને ફક્ત કલ્પનાનો ઉલ્લાસ જ હોય તોયે ચાલે. પણ ઝનૂની સમાજની સામે થઈને પરાપૂર્વથી ચાલતી આવેલી ઘાતકી રૂઢિ એકદમ બંધ કરવી એને માટે તપસ્તેજ, ધર્મનિષ્ઠા અને હૃદયસિદ્ધિ ત્રણે જોઈએ છે.

જ્યારથી નરમેધ બંધ કર્યાનો એ કિસ્સો મેં સાંભળ્યો છે, ત્યારથી શંકરાચાર્યની એ ઠીંગણી અને જાડી મૂર્તિ, ભગવાં કપડાં, રુદ્રાક્ષમાળા અને ભસ્મવિલેપનથી મંડિત અને આગલાત્ મુંડિત, નજર આગળથી ખસતી જ નથી. કર્મકાંડી નિર્દય શાક્તો ચારે કોર હાહાકાર કરે છે અને એમની વચ્ચે હાથમાં કોશ લઈને એ તેજસ્વી સંન્યાસીની મૂર્તિ ઊભી છે. એકકે 'કર્મ'વીર નજીક આવવાની હિંમત કરતો નથી. અને એ જ્ઞાનવીર તપસ્વી ધ્રૂજતે હોઠે યાજ્ઞવલ્કયની પેઠે એક એકને અથવા બધાને સામટા શાસ્ત્રાર્થ માટે આહ્વાન કરે છે. પણ કોઈની બુદ્ધિપ્રભા એ ધર્મમૂર્તિ, દિગ્વિજયી સંન્યાસી આગળ પ્રકાશ પાડી શકતી નથી. ब्राह्मणा भगवन्तो ! यो वः कामयते स मा पृच्छतु, सर्वे वा मा पृच्छत; यो वः कामयते तं वः पृच्छामि, सर्वान् वा वः पृच्छामीति । ते ह ब्राह्मणा न दधृषुः ।

ભેદ વચ્ચે અભેદ જોવો એ ગીતાની શિખામણ શંકરાચાર્યે હિંદુઓની ઉપાસનામાં પણ પૂરેપૂરી વણી કાઢી. તેત્રીસ કરોડ દેવદેવીઓથી પણ ન ધરાતા આપણા લોકોએ આર્ય-અનાર્ય, સ્વદેશી-પરદેશી, નવા-જૂના, સારા-નરસા દેવો, પીરો, ભૂતપ્રેત વગેરે અનેક ઉપાસ્યોનો ખીચડો કર્યો હતો. એ બધામાંથી પાંચ દેવોનું આયતન ગોઠવી બાકી બધાં દેવદેવીઓ એ પાંચના જ અવતાર છે એમ ઠેરવી શંકરાચાર્યે વ્યવસ્થા કરી આપી કે, આ પાંચમાંથી ગમે તે એક ઈષ્ટની પૂજા કરો પણ એની આસપાસ બાકીના ચાર ગોઠવીને જ એ પૂજા થઈ શકે.

પંચાયતન પૂજામાં સર્વ દેવોનો સમન્વય અને અભેદ એમણે સૂચવ્યો તે દિવસથી હિંદુ ઉપાસનાપદ્ધતિમાં સમન્વય દાખલ થયો અને વિગ્રહ મટી ગયો. સર્વસમન્વય અને અભેદ એ શ્રી આદ્ય શંકરાચાર્યની હિંદુ ધર્મને મોટામાં મોટી ભેટ છે.

૨૫–૫–'૩૮

## શંકરજયંતી

વૈશાખ સુદ ૧૦ ૦ાા દિવસ

અદ્વૈત સિદ્ધાંતની દાર્શનિક દૃષ્ટિએ આ તહેવાર ઊજવવાનો નથી. બધા મતના લોકો આમાં ભાગ લઈ શકે એવી રીતે એ ઊજવવો જોઈએ. શ્રી શંકરાચાર્યની ધર્મનિષ્ઠા, ઈશ્વરપરાયણતા, શાસ્ત્રાધ્યયન અને હિંદુ ધર્મમાં નવી વ્યવસ્થા આણવાની શક્તિ ઈત્યાદિને લીધે એમનું કામ તમામ જનતા માટે બોધપ્રદ થયું છે. આ દિવસે શંકરાચાર્યનાં અને બીજાનાં સરસ સ્તોત્રો ગાવાનો અને તેના પર વિવેચન કરવાનો કાર્યક્રમ રાખવો જોઈએ. સામાજિક અને રાષ્ટ્રીય અદ્વૈતની દૃષ્ટિએ બ્રાહ્મણથી અંત્યજ સુધીના સૌનો આત્મા સરખો જ છે, એ વિશે વિવેચન એ આજનો મુખ્ય કાર્યક્રમ હોવો જોઈએ. ઈશ્વરની ઉપાસના એ જ સત્ય છે, જ્યારે દુનિયાની ઉપાસના એ માયા-મોહ છે એ વિશે મતભેદ ન જ હોઈ શકે.

આ દિવસે મોહમુદ્ગર સ્તોત્ર ગવાય. તે પહેલાં એનો પ્રસંગ વર્ણવાય.

# ૧૮. બોધિ-જયંતી

[વૈશાખ સુદ ૧૫]

## ૧. બોધિ-પ્રાપ્તિ

મહા પ્રયાસથી કોલંબસે અમેરિકા જવાનો સીધો રસ્તો શોધી કાઢ્યો. આપણને હવે તે પ્રયાસ કરવો પડતો નથી. મહા પ્રયાસે ભગીરથ ગંગા લઈ આવ્યો. આપણને હવે તે મહેનત ઉઠાવવી પડતી નથી. એક જણે પ્રયાસ કર્યો, દુનિયાને

લાભ થયો. કૃતજ્ઞતાપૂર્વક તેનું સ્મરણ કરવું, તેનું શ્રાદ્ધ કરવું એથી વધારે આપણને કંઈ જ કરવાપણું રહેતું નથી.

આ ભવચક્રમાંથી છૂટી જવાનો રસ્તો વૈશાખ સુદ પૂર્ણિમાએ શાક્ય મુનિ ગૌતમે શોધી કાઢયો, અને તેઓ બુદ્ધ થયા. હવે આપણને ચિંતા કરવાનું કંઈ કારણ નથી. બુદ્ધ ભગવાનનું સ્મરણ કરી એમના બતાવેલા 'અષ્ટાંગિક' નામના ધોરી રસ્તા ઉપર થઈને સીધા જવું એટલું જ આપણું કામ છે. શ્રદ્ધા હોય તો રસ્તો બતાવનાર આ ઋષિનું તર્પણ અથવા શ્રાદ્ધ કરીએ તેટલું વધારાનું. પણ મોક્ષનો રસ્તો, નિર્વાણનો માર્ગ, સ્વર્ગનું રાજ્ય મેળવવાનું સાધન એટલું સહેલું નથી. વેદકાળના ઋષિઓએ એ રસ્તો શોધી કાઢયો હતો છતાં શાક્ય મુનિને અને મહાવીરને તે ફરીથી ખોળવો પડયો. महता कालेन એ રસ્તો ફરી ફરી નષ્ટ થાય છે, ફરી ફરી ખોળવો પડે છે. યુગે યુગે તો શું, વ્યક્તિ વ્યક્તિના હૃદયમાં પરમેશ્વરને અવતાર લેવો પડે છે. બોધિને પ્રગટ થવું પડે છે; અને એના પહેલાં દરેક વ્યક્તિને માર સાથે લડવું જ પડે છે. શયતાન સાથે ઝઘડવું પડે છે. દરેક વ્યક્તિના રસ્તામાં કામ-ક્રોધાદિ પરિપંથી છે જ. તેમની સાથે લડયા વિના યોગ પ્રાપ્ત થતો નથી, બોધિ મળતી નથી. દરેક જણે પોતાની મેળે આ અમૃતકુંભ મેળવવો જોઈએ; એ મળે ત્યાં સુધી સાવધાન રહેવું જોઈએ. જેમ બુદ્ધ ભગવાન માર સાથે લડયા તેમ દરેક જણે લડવું જોઈએ. જેમ બુદ્ધ ભગવાન ભલે —

इहासने शुष्यतु मे शरीरम्
त्वगस्थिमांसं प्रलयं च यातु ।

એવા નિશ્ચયથી બોધિ (જ્ઞાન) પ્રાપ્ત કરવાને બેસી ગયા હતા તેમ જ દરેક જણે બેસવું જોઈએ; અને જેમ બુદ્ધ ભગવાનને બોધિ મળી અને તેઓ તૃષ્ણા-વિરહિત થઈ ગયા તેમ દરેક વ્યક્તિને મોક્ષ મેળવવાનો માર્ગ ખુલ્લો છે. તે માર્ગે જવાની દરેકની ફરજ છે અને જ્યારે તે માર્ગે આપણને બોધિ મળશે ત્યારે જ આપણા હૃદયમાં, આપણા જીવનમાં બોધિ-જયંતીનો સાચો ઉત્સવ થશે. ત્યાં સુધી વિશ્વાસને દૃઢ કરવા સારુ, શ્રદ્ધાવૃક્ષનું સિંચન કરવા સારુ બુદ્ધ ભગવાનની બોધિ-જયંતીનું આપણે સ્મરણ કરીએ.

મે, ૧૯૧૮

મુરબ્બીઓને 'રાજા' કહેતા. રાજા શુદ્ધોદન એમાંનો એક હતો. શુદ્ધોદનને મોટા સમ્રાટ થવાના ભારે કોડ હતા.

એ રાજાની રાણી માયાદેવીએ એક પુત્રને જન્મ આપ્યો. રાજાએ જોશ જોવડાવ્યા. જોષીએ કહ્યું, 'રાજા, તારા ભાગ્યનો પાર નથી. તારો દીકરો કાં તો આખી પૃથ્વીનો સમ્રાટ થશે, નહીં તો ધર્મ-સમ્રાટ થશે. એને વૈરાગ સૂઝશે તો તો એ ધર્મ-સમ્રાટ જ થશે.'

રાજાએ પૂછ્યું, 'વૈરાગ શાથી ઊપજે છે?' શાણા જોષીએ કહ્યું, 'જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુનું દુઃખ જોવાથી.'

રાજાએ નિશ્ચય કર્યો કે ણે ભાવિને માત કરીએ. છોકરો આ ચાર વસ્તુ જોઈ જ ન શકે એવી રીતે એને રાખું. ઉનાળાનો મહેલ જુદો, શિયાળાનો જુદો અને ચોમાસાનો વળી એથીયે જુદો. ઘરમાં કોઈ માંદો કે ઘરડો કે દુર્મુખ નોકર ન મળે. રાજમહેલના બગીચામાં ઝાડ પર કરમાયેલું ફૂલ કે પીળું પડેલું પાંદડું ન મળે. બધે સુગંધી, સંગીત, મીઠાશ અને કાવ્ય-સાહિત્ય જ હોય એવી રીતે પુત્રને રાખું.

પુત્ર ગૌતમ આ સ્થિતિમાં રહ્યો. પણ આવા સુખથી કોઈ સુખી થતું હશે? એને તો બધી વસ્તુ ઉપર કંટાળો ઊપજ્યો. બાળપણથી જ તે વિલક્ષણ બુદ્ધિનો હતો, અને ઘણી વાર ઊંડા વિચારો કર્યા કરતો. બાપે વિચાર કર્યો કે દીકરો પરણશે તો ઠેકાણે પડશે. છોકરાએ પણ માન્યું. એક સ્વયંવરમાં જઈ યુદ્ધકૌશલ્ય, બુદ્ધિકૌશલ્ય અને કળાકૌશલ્યમાં પોતાની સરસાઈ સિદ્ધ કરી, આ સિદ્ધાર્થકુમાર, રૂપરમણી યશોધરાને પરણી ઘેર લઈ આવ્યો. બાપને થયું કે હવે દીકરો વિલાસમાં ડૂબી જશે. પણ દીકરો તો વિચારમાં જ ડૂબી ગયો. તેને થવા લાગ્યું કે આ દુનિયા છે શું? જે આસપાસ છે તે બધું પોલું પોલું લાગે છે. દીકરાએ બાપ પાસે માગણી કરી કે મારે સાચી દુનિયા જોવી છે. બાપના પેટમાં ધ્રાસકો પડ્યો. ના પાડે તો દીકરાને દુઃખ થાય અને એ દુઃખને લીધે કદાચ એને વૈરાગ ઊપજે. અને હા પાડે તો શું થાય તે તો ભગવાન જાણે!

બાપે આખી નગરી શણગારી અને કોઈ રોગી, વૃદ્ધ કે અશક્ત માણસ બહાર ન નીકળે એવો ઢંઢેરો પિટાવ્યો. પણ દીકરાને તો સાચી દુનિયા જોવી હતી. તે બધે ફર્યો – બધું જોયું. દરવાજે આવી તેણે સારથિને ગામની બહાર રથ હાંકવાનું કહ્યું. ત્યાં તેના જોવામાં એક દૂબળો, અપંગ થઈ ગયેલો અને દુઃખથી પીડાતો વૃદ્ધ પુરુષ જોવામાં આવ્યો. એ જોઈ તેણે સારથિને પૂછ્યું, 'છન્ન! આ શું?' સારથિએ સમજાવ્યું, 'મહારાજ, એ ઘરડો છે, રોગી છે, દુઃખી છે. થોડા વખત પછી એ મરી જશે!'

કુમારે ફરી પૂછ્યું, 'કેમ એમ?'

છન્ન બોલ્યો, 'મહારાજ, એ સંસારનો નિયમ છે. જેટલાં જન્મે છે તે

સહુને રોગ, દુઃખ, ઘડપણ ને મરણ આવવાનાં જ. એ અટળ છે. સારા સંસારની એ જ દશા થવાની.'

'અને શું એનું કંઈ ઓસડ નથી ?' કુમારે પૂછયું.

કુમારના અંતરમાં જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિનું આ દર્શન તીરની પેઠે ભોંકાયું. નાનપણથી જ આ વસ્તુઓ તે જોત તો આપણી પેઠે આ કુમારનું હૈયું પણ રીઢું થઈ જાત. પણ આજ સુધી કદી ન જોયેલું એકાએક જોયું તેથી તે કુમારહૃદયને અસહ્ય થઈ પડયું. તે ક્ષણે જ એણે મનમાં નિશ્ચય કર્યો, 'આ દુઃખની અંદર રહેવું એમાં પુરુષાર્થ નથી. આખો જનસમાજ દુઃખમાં ડૂબેલો છે, એનું કંઈક ઓસડ તો હોવું જ જોઈએ અને તે હું શોધી કાઢવાનો જ. અરે, જયારે આખો દેશ આવા દારુણ દુઃખમાં તવાઈ રહ્યો છે ત્યારે વળી મોજશોખ શા ? સ્ત્રી સાથેનો પ્રણય શો ? દીકરાનો મોહ શો ? (કુમારને એટલામાં એક દીકરો પણ થયો હતો.) જેનો હું ઉદ્ધાર ન કરી શકું તેનો હું ઉપભોગ કેમ કરીને કરું ? મેં મારાં આ ૨૭ વર્ષ વ્યર્થ ગુમાવ્યાં. જિંદગી એળે ગઈ !'

કુમારના હૃદયમાં વૈરાગે પ્રવેશ કર્યો અને એણે ઘરનો, રાજયનો, સ્ત્રી યશોધરા અને પુત્ર રાહુલનો ત્યાગ કર્યો. પિતા રોતા હતા. માતા માયાદેવી તો એના જન્મ પછી સાતમે દિવસે જ મરી ગઈ હતી. અને સાવકી મા મહા-પ્રજાપતિ, જે એની માશી પણ થતી હતી એણે તો રોઈ રોઈને આક્રંદ કર્યું. પણ કુમાર તો ઘર છોડીને ગયો એ ગયો જ.

અનોમા નદીના કિનારે આવી કુમારે માથાના લાંબા લાંબા સુંદર વાળ ઉતારી નાખ્યા, રેશમનાં સુંવાળાં બહુમૂલાં વસ્ત્રો ફેંકી દીધાં. પોતાના પ્રિય ઘોડા કંથકની વિદાય લીધી અને મહા-અભિનિષ્ક્રમણ કર્યું.

પહેલવહેલી ભિક્ષા માગી ત્યારે રાતના વાસી અને સાવ સૂકા ભાખરીના કકડા કેમે કરી ગળા નીચે ઊતરે જ નહીં. રાજવી જીવન અને તપસ્વી જીવન વચ્ચે દારુણ યુદ્ધ ચાલ્યું. પણ એક ક્ષણમાં જ તે પતી ગયું. ત્યાર પછી કોઈ કાળે આ મુશ્કેલી નડી નહીં.

ગુરુની શોધમાં અનેક દિવસો ગાળ્યા. એ વખતના સમાજમાંથી અને શાસ્ત્રોમાંથી જેટલું મેળવી શકાય તેટલું મેળવી લીધું, કેળવી શકાય તેટલું કેળવી લીધું; છતાં શાંતિ ન મળી. દુનિયાને શાંતિ પમાડાય એવું ઓસડ હાથ ન આવ્યું. જાતજાતના યોગ આદર્યા, દેહદંડન કર્યું, પણ કાંઈ પત્તો ન ખાધો.

આખરે બિહારના ધન્ય પ્રદેશમાં, નિરંજરા નદીને કાંઠે તે અનશન વ્રત લઈને બેઠા. મગજમાં વિચાર તો ભઠ્ઠીની પેઠે સળગતા હતા. અશુદ્ધ વિચારો બળી જવા લાગ્યા, દુનિયાનું રહસ્ય પીગળવા લાગ્યું, અને તપસ્વીની ખાતરી થઈ કે હવે પછીની યાત્રા — અનુભવની યાત્રા આમ કાય-કલેશથી, દેહને દુઃખ દેવાથી થવાની નથી, પણ સુખ અને દુઃખ છોડીને વચમાં જે સમાન સ્થિતિ રહે છે તે ધારણ કરવાથી જ આગળ વધાય એમ છે.

તપસ્વીએ ફરી આહાર શરૂ કર્યો. આસપાસ ભેગા થયેલા સાધકોએ જાણ્યું કે તપસ્વી હાર્યો, મોળો પડયો. હવે એની સાથે રહેવામાં માલ નથી. સૌ એને છોડી ચાલ્યા ગયા. પણ તપસ્વી તો આગળ ધપ્યે જ જતો હતો.

આખરે છેલ્લી ઘડી આવી. મહાયુદ્ધ જામ્યું. મનુષ્યજાતિના શત્રુ, હૃદયસ્વામીના હરીફ અને કુટિલ તર્કના આદ્ય ગુરુ એવા 'મારે' પોતાની બધી દસ પ્રકારની સેના આ દયામય વિશ્વબંધુ ઉપર છોડી.

અહોભાગ્ય મનુષ્યજાતિનું કે આખરે, વૈશાખી પૂનમની એ રાત્રે 'માર'નો પરાભવ થયો અને સિદ્ધાર્થ ખરેખર સિદ્ધાર્થ થઈ ગયા — બુદ્ધ બની ગયા.

૨

જેણે પોતાનો ઉદ્ધાર કર્યો છે તે જ દુનિયાનો ઉદ્ધાર કરી શકે છે. જે પોતે જાગ્યો હોય એ જ દુનિયાને જગાડે. બુદ્ધ એટલે જાગેલો. જે ક્ષણે સિદ્ધાર્થ 'મારજિત' થયા તે જ ક્ષણે આખા વિશ્વનું રહસ્ય તેમની દૃષ્ટિ આગળ ખુલ્લું થયું અને તે લોકજિત થવાને લાયક થયા.

તેમણે જોઈ લીધું કે આપણે દેહધારી છીએ એટલે દરજજે કુદરતના નિયમને વશ છીએ જ. કુદરતનું દુ:ખ ટાળી ન શકાય એવું ભલે હોય, પણ તે ભારે નથી. જન્મ, જરા, વ્યાધિ, મરણ, પ્રિય વસ્તુનો વિયોગ અને અપ્રિય વસ્તુનો સંયોગ એ છ સંકટો તો હમેશાં ચાલવાનાં જ. વિવેકથી એમનું સ્વરૂપ સમજી લઈએ તો એ દુ:ખ મોળું પડે છે. દુનિયાનું મોટામાં મોટું દુ:ખ તો આપણે પોતે જ ઊભું કરીએ છીએ. આપણી કોઈ કાળે છીપે નહીં એવી તૃષ્ણા જ આપણને દુ:ખમાં ડુબાડે છે, અને અનંતકાળ સુધી દુ:ખરસમાં આપણને નાખી આપણા આખા જીવનનું કડવું અથાણું કરી નાખે છે.

આ તૃષ્ણા મરે નહીં ત્યાં સુધી આપણા દુ:ખનો અંત નથી. અને એ તૃષ્ણા મરી ગઈ એટલે દુ:ખનું કંઈ જ કારણ નથી. પછી જે સુંદર સ્થિતિ રહે છે એ જ આપણો વારસો. એ સ્થિતિ કેવી હશે એની ચર્ચા આજે શા માટે? રોગ મટી ગયા પછી શું થશે? શું થવાનું હતું? કલ્યાણ જ.

એ સ્થિતિનું નામ તે નિર્વાણ. મુક્ત થયેલા બધા જીવોનું એ જ ધામ છે.

પણ આ જ્ઞાન સાંભળશે કોણ? આ ઓસડ લેશે કોણ? આ પંથે ચાલશે કોણ? આખી દુનિયા તૃષ્ણાની પાછળ પડી છે. તૃષ્ણાનો નાચ ચાલ્યા જ કરવાનો. અરેરે, ત્યારે શું કોઈનો ઉદ્ધાર થવાનો જ નથી? આટલી મહેનતે મેળવેલું ઓસડ શું એળે જ જવાનું?

તે કરુણામૂર્તિએ ફરી વિચાર કર્યો. પ્રસન્ન હૃદયમાંથી જવાબ મળ્યો, 'જેઓ શુભ સંસ્કારી છે તેમના પ્રત્યે મૈત્રીભાવ રાખીએ; જેઓ વૈભવશાળી છે તેમના તરફ મુદિતા કેળવીએ, એટલે કે તેમનું સુખ જોઈ રાજી થઈએ; જેઓ દુ:ખી અથવા દુ:સ્થિત છે તેમનો કંટાળો કે તિરસ્કાર નહીં કરતાં તેમના તરફ કરુણા ભાવ રાખીએ; અને જેઓ દુષ્ટ વૃત્તિવાળા છે, જેઓ જ્યાં ત્યાં દ્રોહ જ ફેલાવે

છે ને અકારણ વેર રાખે છે તેમના પ્રત્યે દ્વેષને બદલે કાંઈ નહીં તો ઉપેક્ષાભાવ રાખીએ તો આખી દુનિયામાં વિજય જ છે.'

આ ચાર વૃત્તિ તે જ બ્રહ્માનાં ચાર મુખ. આ ચાર મુખમાં જ ચારે વેદ સમાયેલા છે એમ જોઈ બુદ્ધ ભગવાન દુનિયાની સેવા કરવા ઊપડયા, અને ધર્મચક્ર ફરવા લાગ્યું.

૩

જેમની પાસેથી સેવાનું કરજ લઈને આટલું જ્ઞાન મેળવ્યું તેમના બોજામાંથી પ્રથમ મુક્ત થવું જોઈએ. પેલા શિષ્યો જેમણે બુદ્ધ ભગવાનને આહાર કરતા જોઈ તેમનો ત્યાગ કર્યો હતો તેમની પાસે પ્રથમ તેઓ ગયા. પછી તો શું? દરેક દુ:ખી માણસ તેમની પાસે આવવા લાગ્યો. બ્રાહ્મણો આવ્યા અને હજામો આવ્યા, જોગી આવ્યા અને જતિ આવ્યા, શ્રીમંત આવ્યા અને દરિદ્રીઓ આવ્યા; જેમની પાસે હજારો શિષ્યો હતા એવા અભિમાની ગુરુઓ આવ્યા, અને જેમની પાછળ તેમનું પોતાનું મન કે શરીર પણ ન ચાલે તેવા દૂબળાઓ પણ આવ્યા.

સંઘ વધ્યો અને સંઘની સેવા કરનાર ગૃહસ્થો પણ વધ્યા. મોટા મોટા વિહાર બંધાયા, મોટા મોટા રાજાઓ બુદ્ધ ભગવાનની સલાહ લેવા આવવા લાગ્યા, અને પ્રજાના આગેવાનો પણ તેમની પાસે ઉન્નતિના મંત્ર સાંભળવા હાજર થવા લાગ્યા. યક્ષ, ગંધર્વ, કિન્નર સૌને નિર્વાણનો રસ્તો મળ્યો. અને ધર્મચક્ર પુરજોસમાં ફરવા લાગ્ય .

૪

બિચારી યશોધરાનું શું થયું હશે ? રાહુલને કોણ લાડ લડાવતું હશે ? રાજા શુદ્ધોદનને બીજો દીકરો થયો હતો, પણ સિદ્ધાર્થને તે કેમ ભૂલી શકે? એણે પોતાના દીકરાની કીર્તિ સાંભળી તેને બોલાવવા એક દૂત મોકલ્યો. પણ એ પાછો જાય જ શાનો ? એ દૂત તો શિષ્ય બની સંઘમાં દાખલ થઈ ગયો. બીજો દૂત ગયો, તેની પણ એ જ દશા. હવે ત્રીજું કોણ જાય ? આખરે વૃદ્ધ અમાત્ય ગયા. ભગવાનના સત્સંગનો એક વરસનો આનંદ અનુભવ્યા પછી તેને રાજાનું કહેણ યાદ આવ્યું. અને એ બુદ્ધ ભગવાનને પિતાને ત્યાં લઈ ગયો. બુદ્ધે ચિરવિધુરા યશોધરા, બાળક રાહુલ અને વૃદ્ધ શુદ્ધોદન બધાંને ઉપદેશ આપ્યો, અને તરત ભિક્ષાએ ઊપડયા. કેટલી શરમ, કેટલી નામોશી, કે રાજાનો દીકરો શેરીએ શેરીએ ભિક્ષા માગવા જાય છે! રાજાએ કહ્યું, 'દીકરા, આપણી કુળપરંપરામાં ભિક્ષા નથી.' દીકરો કહે, 'રાજન્, તમારી કુળપરંપરા જુદી છે. મારી કુળપરંપરા બોધિસત્ત્વોની છે. તેઓ હમેશાં ગરીબો સાથે રહેતા આવ્યા છે, અને લોકોએ સ્વેચ્છાથી આપેલા ભિક્ષાન્ન ઉપર જ જીવતા આવ્યા છે.'

૫

મહાપ્રજાપતિએ વિચાર કર્યો કે બહેન તો દીકરાને જન્મ આપી મરી ગઈ. તે દિવસથી સિદ્ધાર્થને મેં ઉછેર્યો. આજે એ જ દીકરો દુનિયાનો ઉદ્ધારક બન્યો

છે. હું કેમ એની પાસે જઈ દીક્ષા ન લઈ શકું ? શાકયકુળની ઘણી રાજકન્યાઓ મહાપ્રજાપતિ સાથે બુદ્ધ ભગવાનને મળવા ઊપડી. મુસાફરીનાં કષ્ટો વેઠતાં તેમના પગ સૂજી ગયા. તેમણે બુદ્ધ ભગવાનને વિનંતી કરી કે અમને પણ સંઘમાં સ્થાન આપો. ભગવાને કહ્યું, 'તે ન બને. મારો સંઘ બગડી જશે.' સ્ત્રીઓમાં ભારે નિરાશા ફેલાઈ, એટલે બુદ્ધ ભગવાનના પ્રિય સખા, શિષ્ય અને સેવક આનંદે પૂછ્યું, 'ત્યારે શું ભગવન્, સ્ત્રીઓને માટે ધર્મનો સાક્ષાત્કાર અશકય છે ?' બુદ્ધ ભગવાને કહ્યું, 'એમ નથી. તેઓ પણ નિર્વાણનાં સરખાં જ અધિકારી છે, તેમને પણ ધર્મ જાણવાની બુદ્ધિ છે. આચરવાની શક્તિ છે.' આખરે બુદ્ધ ભગવાને સ્ત્રીઓ માટે એક નોખો સંઘ સ્થાપ્યો. એ સંઘમાં પણ અત્યંત ધર્મનિષ્ઠ અને અધિકારી વ્યક્તિઓ થઈ ગઈ.

આયુષ્યનાં એંશી વર્ષ સુધી ધર્મનો ઉપદેશ કરી, કુશીનારા નામના સ્થાન પર તેમણે પોતાનો પવિત્ર દેહ છોડયો. ધીમે ધીમે બુદ્ધ ભગવાનનો ઉપદેશ પૃથ્વી પર ફેલાવા લાગ્યો. પાટલિપુત્રના મહાન રાજા અશોકવર્ધને બૌદ્ધ ધર્મોપદેશકોને દેશદેશાંતરમાં મોકલી તથાગત(બુદ્ધ ભગવાન)નો ઉપદેશ આખી દુનિયાને સંભળાવ્યો. આજે તિબ્બત, ચીન, જાપાન, બ્રહ્મદેશ, સિયામ, સિલોન વગેરે દેશોમાં બૌદ્ધ ધર્મ ચાલે છે. અને બુદ્ધ ભગવાનનો ઉપદેશ તો દુનિયા આખીના વિચારવાન લોકોને ગળે ઊતરવા લાગ્યો છે.

ઑકટોબર, ૧૯૨૬.

## ૩. એશિયાનો ધર્મસમ્રાટ

મહાભારતના યુદ્ધ પછી કેટલોય સમય વહી ગયો. હિંદુસ્તાનમાં બધે નાનાં રાજ્યો થઈ ગયાં. કેટલાક રાજા તો પાંચદસ ગામના માલિક એવા પણ રહ્યા. કેટલાંક રાજ્યોમાં રાજાઓ ન હતા પણ આબરૂદાર કુળના મુરબ્બીઓ નિગમ સભામાં બેસી રાજકારભાર ચલાવતા. આ પદ્ધતિને મહાજનસત્તાક રાજપદ્ધતિ કહે છે. હિમાલયની તળેટીમાં નેપાળ પાસે શાકય લોકોનું આવું એક રાજ્ય હતું. તેમાં કપિલવસ્તુ નામની નગરીમાં શુદ્ધોદન નામે રાજા રાજ્ય કરતો હતો. એ રાજાને સિદ્ધાર્થ નામનો એક સુલક્ષણો પુત્ર જન્મ્યો. જોષીઓએ ભવિષ્ય વર્ત્યું કે આ રાજપુત્ર કાં તો ચક્રવર્તી રાજા થશે, નહીં તો જગતનો ઉદ્ધાર કરનાર એક ધર્મસંસ્થાપક થશે. એને જો વૈરાગ્ય ઊપજે તો એ બીજો માર્ગ લેશે. રાજાએ વિચાર કર્યો કે ઘડપણ, રોગ અને મરણ જોઈ માણસને વૈરાગ્ય ઊપજે છે. માટે આ છોકરો આ ત્રણેમાંથી એક્કે વસ્તુ જોવા ન પામે એવી રીતે એને રાખીએ.

સિદ્ધાર્થને મોજશોખ અને એશઆરામના વાતાવરણમાં ઉછેરવામાં આવ્યો. યશોધરા નામની એક અત્યંત રૂપવતી અને ગુણવતી રાજકન્યા સાથે એનાં લગ્ન

કર્યા. પણ ઓચિંતાં વ્યાધિ, જરા અને મરણ ત્રણે એના જોવામાં આવ્યાં. એના મન ઉપર ભારે આઘાત થયો. દુનિયાનું આ બધું દુઃખ મટાડવાનો ઉપાય હોવો જ જોઈએ અને મારે તે શોધી કાઢ્યે જ છૂટકો એમ વિચાર કરી સિદ્ધાર્થે પોતાના રાજ્યનો અને સુખોપભોગનો ત્યાગ કર્યો અને સંન્યાસી થયો.

અનેક સારા સારા ગુરુઓ પાસે તેણે જ્ઞાન મેળવ્યું, કઠણ તપ કીધાં, ૪૯ દિવસ સુધી કશું ખાધું નહીં અને ધર્મબોધ મેળવવા માટે પ્રયાસ કર્યો. એને ભમાવવા માટે માણસના શત્રુ, બધી ખરાબ વાસનાઓના રાજા મારે મોહક વસ્તુઓ, કંટાળો, ભૂખ, તરસ, વિષયવાસના, આળસ, બીક, કુશંકા, ગર્વ, લાભસત્કાર, પૂજા અને ખોટે રસ્તે મળનારી કીર્તિ એ બધી પોતાની સેના લઈ સિદ્ધાર્થ ઉપર હુમલા કર્યા. પણ સિદ્ધાર્થ પોતાની શાંતિ અને વિવેકમાં અડગ રહ્યો અને માર ઉપર જીત મેળવી. માર ઉપર જીત મળી એટલે તરત જ એને દુનિયાનું દુઃખ મટાડવાનું જ્ઞાન જેને બૌદ્ધ લોકો બોધિ કહે છે તે મળી ગયું. સિદ્ધાર્થ બુદ્ધ થયો અને તેને પરમ શાંતિ મળી.

દુનિયામાં બધે દુઃખ છે; એનું કારણ વાસનારૂપી તરસ છે; તે મટાડવાથી દુઃખ દૂર થાય; અને તેમ કરવા માટે માણસે યોગ્ય જ્ઞાન, યોગ્ય ઇચ્છા, યોગ્ય ભાષણ, યોગ્ય કર્મ, યોગ્ય ધંધો, યોગ્ય સાધના, યોગ્ય ચિંતન અને યોગ્ય ધ્યાનનું સેવન કરવું જોઈએ એ તેના જ્ઞાનનો સાર હતો. પોતાને જડેલો માર્ગ દુનિયાને આપીશ તો દુનિયાનું પણ ભલું થશે એ દયાની વૃત્તિથી બુદ્ધે ધર્મોપદેશ કરવા ફરવાનું શરૂ કરી દીધું. કાશીજી પાસેના સારનાથ તીર્થમાં તેમણે પોતાના ઉપદેશની શરૂઆત કરી. હજારો લોકો આ તથાગતનો ઉપદેશ સાંભળવા ભેગા થતા. જેમને બુદ્ધનો ઉપદેશ પૂરેપૂરો ગળે ઊતરતો તેઓ ઘરબાર છોડી બૌદ્ધ ભિક્ષુ અથવા શ્રમણ થતા. મોજશોખ પાછળ આખી જિંદગી ગાળવી અથવા શરીરને કષ્ટ આપવામાં જ સંતોષ માનવો આ બંને છેડા બુદ્ધ ભગવાનને પસંદ ન હતા. તેમણે વચલો માર્ગ પસંદ કર્યો. બૌદ્ધ ભિક્ષુઓ બુદ્ધને, તેમના ધર્મને અને તેમણે સ્થાપેલા ભિક્ષુઓના સંઘને શરણે જઈ, કષાય વસ્ત્રો ધારણ કરતા. ભક્ત લોકોએ એવા લોકોને રહેવા માટે મોટા મોટા વિહારો બાંધી આપ્યા હતા. એ ઉપરથી મિથિલા અને મગધ દેશનું જ નામ બિહાર પડયું છે.

તે વખતના અજાતશત્રુ નામના રાજાએ બુદ્ધનો ઉપદેશ સ્વીકારેલો. તે વખતના કર્મકાંડ ને યજ્ઞયાગ સામે બુદ્ધ ભગવાને એક ભારે વિરોધ ઉઠાવ્યો. ધર્મને નામે પશુઓને મારી સ્વર્ગ કે મોક્ષ મળે નહીં, તેમ જ ગમે તેટલા યજ્ઞ કરે તેથી કાંઈ કરેલા પાપથી પણ છુટાય નહીં, કરેલાં કર્મ તો ભોગવ્યે જ છૂટકો એ તેમનો સિદ્ધાંત હતો. વળી જે કરે તે જ ભોગવે. બીજાના બલિદાનથી આપણે પુણ્ય નથી મેળવી શકવાના; પોતે પુણ્યકર્મ કરીએ, પાપકર્મ છોડી દઈએ, અહંકારનો ત્યાગ કરીએ એટલે બધું કુશળ મળી જાય એમ બુદ્ધે શીખવ્યું. એકબીજા સાથે લડીને વેર વાળનાર હિંસક દુનિયાને બુદ્ધ ભગવાને ઘોષણા કરી જણાવ્યું કે

વેર વાળવાથી વેર વધે છે, ક્ષમા કરવાથી, પ્રેમથી જ વેર શમી જાય છે. વિજય એ શાંતિનો માર્ગ નથી, કેમ કે હારી ગયેલા માણસના હૈયામાં ખાર રહી જ જાય છે. પોતાનો આ શાંતિનો ઉપદેશ પોતાની ૮૦ વર્ષની ઉંમર સુધી દુનિયાને કરતા તેઓ ફર્યા અને આખરે કુશીનારા નામના ગામમાં એક ગરીબ ભક્તનું આતિથ્ય સ્વીકારી નિર્વાણ પામ્યા. તેમના શિષ્યવર્ગે તેમના શરીરના અવશેષ એટલે કે અસ્થિઓ અને રક્ષા આપસમાં વહેંચી લઈ તેના ઉપર મોટા મોટા સ્તૂપો બાંધ્યા. જે બુદ્ધે આખો સંસાર શૂન્ય છે, ક્ષણિક છે, દુઃખમય છે, એમાંથી છૂટી જવું એ જ નિર્વાણ છે એમ શીખવ્યું હતું તેના જ શરીરના અવશેષને માટે તેમના શિષ્ય રાજાઓ આગળ ઉપર આપસમાં લડયા અને બુદ્ધનો ઉપદેશ એક કોરે મૂકી તેની મૂર્તિ બનાવી તેની જ પૂજા કરવા લાગ્યા. માણસ પોતાના સત્કર્મથી જ નિર્વાણ પ્રાપ્ત કરી શકે એ બુદ્ધના ઉપદેશના બદલામાં બુદ્ધ જેવાં પુણ્યપ્રતાપી સત્ત્વોની કૃપાથી જ નિર્વાણ પ્રાપ્ત થઈ શકે એવી માન્યતા ફેલાઈ અને પોતાની ઇંદ્રિયો કાબૂમાં રાખવાને બદલે કેવળ પ્રાણીમાત્રની સેવા કરવાથી જ નિર્વાણ મળી શકે છે એમ લોકો માનવા લાગ્યા.

બૌદ્ધ લોકોએ બુદ્ધ ભગવાનનું ચરિત્ર અનેક રીતે વર્ણવ્યું છે. એમના જન્મ વિશે અનેક દંતકથાઓ લખાયેલી છે. જેમ હિંદુ ધર્મમાં અવતારની કલ્પના છે તેમ બૌદ્ધ લોકોમાં બોધિસત્ત્વની કલ્પના છે. એક જ જીવ અર્હંતપદ પ્રાપ્ત કરવાની મહેચ્છાથી અનેક જન્મમાં અનેક જાતની પારમિતાઓ એટલે કે પ્રાવીણ્ય કેળવી અંતે બુદ્ધ થઈ જાય છે એવી માન્યતા બૌદ્ધ લોકોમાં દૃઢ થઈ. બુદ્ધ ભગવાને પોતાના પૂર્વજન્મની કેટલીક વાતો કહેલી તે ઉપરથી અનેક જાતની જાતકકથાઓ રચવામાં આવી અને બુદ્ધનો લીલાવિસ્તાર વધ્યો. બુદ્ધનું ઐતિહાસિક સાદું જીવન આ નવા ઉપજાવેલા અનેક જાતના ચમત્કારોમાં ઢંકાઈ ગયું અને બુદ્ધના ઉપદેશનું રહસ્ય તેના જીવનમાં જોવું મુશ્કેલ થઈ પડયું. છતાં આવી જાતકકથાઓ અને બુદ્ધચરિત્રો ઉપરથી તે તે વખતની લૌકિક માન્યતાઓ અને ધાર્મિક કલ્પનાઓનો ઈતિહાસ આપણને મળે છે.

બુદ્ધ ભગવાને પોતાના સંઘને માટે દૂરંદેશીથી અનેક ડહાપણભર્યા નિયમો ઘડી કાઢયા. સંઘમાં મતભેદ થાય ત્યારે કઈ રીતે વર્તવું, સંઘમાં સડો પેસી ન જાય એટલા માટે કઈ કઈ બાબતમાં સાવચેત રહેવું વગેરે અનેક સૂચનાઓ આપી. નિયમોની અતિશયતા થઈ. મૂળ ઉદ્દેશ તૂટી ન જાય એટલા માટે પોતાનો મત અનેક રીતે સ્પષ્ટ કર્યો. અને આવી તાલીમ નીચે તૈયાર થયેલા પોતાના શિષ્યોને ધર્મોપદેશ કરવાની રજા આપી. બુદ્ધ ભગવાનને તેમના વખતના જૂના વિચારનાં લોકો સામે લડવું પડતું એટલું જ નહીં પણ જૂના વિચારના લોકો જેમને નાસ્તિક કે પાખંડી કહેતા એવા પોતાના જ જેવા બીજા સુધારકો સામે પણ લડવું પડતું. આ બધાં કારણોને લીધે બુદ્ધનો ઉપદેશ ચોક્કસ શબ્દોમાં અને વ્યવસ્થિત રૂપમાં મૂકવામાં આવ્યો. સામાન્ય લોકો માટે બુદ્ધ ભગવાને નીચેના નિયમ કહ્યા હતા :

કોઈની હિંસા ન કરવી.

અન્યાયથી કશું લેવું નહીં.

શારીરિક પવિત્રતા છોડવી નહીં.

અસત્ય ભાષણ કરવું નહીં.

ચાડી ખાવી નહીં.

કઠોર બોલવું નહીં.

નકામી લવરી કે નિંદા ન કરવી.

બીજાના દ્રવ્યનો લોભ ન રાખવો.

મનમાંથી ક્રોધ કાઢી નાખવો.

મિથ્યાદૃષ્ટિ એટલે નાસ્તિકતા રાખવી નહીં.

ભિક્ષુઓને માટે —

બ્રહ્મચર્યનું પાલન કરવું.

માદક પદાર્થોનું સેવન ન કરવું.

બપોર પછી ન જમવું.

નૃત્ય, ગીત આદિ ઉદ્દીપક વસ્તુ ન જોવી કે સાંભળવી.

માલા, ગંધ વગેરે ન વાપરવાં.

ઊંચી કે સુંવાળી પથારી ઉપર ન સૂવું.

સોનું, ચાંદી વગેરેનો સ્વીકાર ન કરવો.

એવા વધારાના નિયમો બુદ્ધ ભગવાને ઘડી આપ્યા હતા.

આવા ભિક્ષુઓ આઠ મહિના દેશમાં બધે ફરી ધર્મોપદેશ કરતા અને ચોમાસામાં વિહારમાં એક ઠેકાણે બેસી ધર્મનું અધ્યયન અને ચિંતન કરતા. ધર્મોપદેશને માટે ફરતી વખતે લોકો પાસેથી સહેલાઈથી જે ભિક્ષા મળે તે જ ખાઈને ભિક્ષુઓ રહેતા.

બુદ્ધના સંઘમાં બધી ન્યાતના શિષ્યો આવી શકતા હતા. સ્ત્રીઓ માટે પણ બુદ્ધ ભગવાને એક જુદો સંઘ સ્થાપ્યો હતો. બુદ્ધના સ્ત્રી-શિષ્યોમાં ક્ષેમા, ઉત્પલ-વર્ણા વગેરે મહાન ભિક્ષુણીઓ થઈ ગઈ છે. તેમણે સ્ત્રીવર્ગને જ નહીં પણ પુરુષ-વર્ગને પણ ઉપદેશ કરી તેમને સન્માર્ગ તરફ વાળ્યા છે. એમના જેવી ભિક્ષુણી-ઓને સ્થવિરા અથવા થેરી કહેતા.

બુદ્ધ ભગવાનનો સંઘ એ દુનિયાની પહેલવહેલી ધર્મ-પ્રચારકો(મિશનરીઓ)ની સંસ્થા કહેવાય.

૧૯૨૩

## ૪. બુદ્ધ અવતાર

ભગવાન બુદ્ધને આપણે શ્રીવિષ્ણુનો અવતાર માનીએ છીએ. મને થાય છે કે તથાગતને અવતાર માનવો જ હોય તો મહાદેવનો અવતાર કેમ ન માનીએ? તે ભવપાલક નથી, ભવરોગઘ્ન – ભવનાશક છે. પણ શાક્યમુનિને અવતાર માનવો એ જ મને પસંદ નથી. અવતાર એટલે શું? દુનિયાનું દુ:ખ જોઈને, જ્ઞાનનો લોપ જોઈને, શુદ્ધ, બુદ્ધ, નિત્ય, મુક્ત એવા પરમેશ્વર દુન્યવી રૂપ ધારણ કરી 'નીચે ઊતરે છે.' તે માણસોમાં રહીને માણસની પેઠે ભલે વર્તે; પણ તે માણસ નથી; તેની ન્યાત જુદી છે. તેના અનુગ્રહથી આપણો ઉદ્ધાર ભલે થાય, પણ તેનું અનુકરણ કરવાની આપણને ઈચ્છા થવાની નથી. આપણે કૃષ્ણના ઉપાસક બની શકીએ છીએ, પણ કૃષ્ણનું અનુકરણ તો ન જ કરીએ. ગૌતમ બુદ્ધ અવ-તાર ન હતા, માણસ હતા. દુનિયાનું દુ:ખ જોઈને, સમ્યક્ જ્ઞાનનો અભાવ જોઈને 'તેઓ ચડ્યા.' સામાન્ય જીવ – પણ શ્રદ્ધાવાન જીવ – અનેક જન્મ સુધી ચડતા ચડતા બોધિસત્ત્વના બુદ્ધ થયા; મનુષ્યના દેવ બન્યા; શુદ્ધ, બુદ્ધ, મુક્ત બન્યા; આર્ય હતા, અર્હત બન્યા. તેમનું જીવન અનુકરણીય છે. સીતા-સાવિત્રીની પેઠે બુદ્ધ ભગવાને પણ માણસ ક્યાં સુધી ચડી શકે છે એ દુનિયાને બતાવી દીધું છે. શ્રદ્ધા અને કરુણાની તેઓ મૂર્તિ હતા. યમરાજને ત્યાં જનાર નચિકેતાની શ્રદ્ધા બુદ્ધ ભગવાનમાં હતી. ગુરુ પાસેથી બ્રહ્મજ્ઞાન મેળવી નિર્ભય થયા પછી જનકરાજા રાજ્યસર્વસ્વ છોડવા તૈયાર થયા. ગુરુકૃપાથી જીવનનું સાર્થક્ય થશે એવો વિશ્વાસ હોવાથી ગોપીચંદે રાજ્યત્યાગ કર્યો. પણ શાક્યમુનિનો ત્યાગ એથી આકરો હતો.

'સાંસારિક જનોનું દુ:ખ જોઈ મારું મન રડે છે, તેથી તે દુ:ખ મટાડવાની દવા હોવી જ જોઈએ, અને તે છે, તેથી મારે તે મેળવવી જ જોઈશે;' એ શ્રદ્ધાથી — અંત:શ્રદ્ધાથી – તેમણે રાજ્યત્યાગ કર્યો. આ વીરકર્મ મનુષ્યજાતિ છે ત્યાં સુધી ગવાશે. દરેક જમાનાના કવિઓ તે મહાભિનિષ્ક્રમણનો પ્રસંગ ગાઈ પોતાની વાણી પુનિત કરશે.

સિદ્ધાર્થનો ગૃહત્યાગ સફળ થયો અને આર્યાવર્તમાં ધર્મ-ચક્ર-પ્રવર્તન શરૂ થયું. બુદ્ધ ભગવાનનો ધર્મ ગૂઢવાદી નથી, 'મતવાદી' નથી, છતાં તે સામાન્ય નીતિધર્મ પણ નથી. તેમાં અહંકારનો નાશ ઉદ્દિષ્ટ છે અને નિર્વાણ એ તેનું પ્રાપ્તવ્ય છે.

બૌદ્ધ ધર્મનું સામાજિક સ્વરૂપ શું હતું અને તે ધર્મની આર્યાવર્ત ઉપર શી અસર થઈ એ વિષય અત્યંત મહત્ત્વનો છે, પણ વિદ્યાર્થીઓ મોટી ઉંમરે તેનો વિચાર કરી શકે.

બુદ્ધ ભગવાનનું ચરિત્ર વાંચીને કોઈ યુવાનને ગૃહત્યાગ કરવાનો વિચાર થાયે એ સંભવિત છે. તેણે ધ્યાનમાં રાખવું કે જે મહાવીર હશે તે જ ત્યાગ કરી શકશે. સરસ્વતીચંદ્ર બનવામાં શ્રેય નથી. 'જો ત્યાગ કરો તો તે ત્યાગને લાયક બનો.'

એપ્રિલ, ૧૯૨૨

## બોધિ-જયંતી

**વૈશાખ પૌર્ણિમા** **૦॥ દિવસ**

ગૌતમ બુદ્ધને આ જ દિવસે જ્ઞાન થયેલું. દુનિયાનાં તમામ દુઃખોનું ઓસડ દ્રવ્યમાં નથી, રાજસત્તામાં નથી, જબરદસ્તીમાં નથી, પણ જ્ઞાનમાં, કેળવણીમાં અને શુદ્ધ જીવનમાં જ છે, એ રહસ્ય મન પર ઠસાવવાનો આ દિવસ છે.

ઘણું કરીને આ તહેવાર ઉનાળાની રજામાં અલોપ થાય છે. માટે એ શાળામાં નહીં પણ સમાજમાં સર્વત્ર ઊજવાય એવી ગોઠવણ થવી જોઈએ.

બુદ્ધનાં ગૃહત્યાગ અને જ્ઞાનની શોધ વિશે આ દિવસે વિવેચન થાય. તે દિવસને શોભે એવું એકાદ નાટક ભજવાય.

જાતિભેદ અને ખાસ કરીને એમાં આવતું ઊંચનીચપણું એ હિંદુ ધર્મનું ખરું લક્ષણ નથી એ પણ આજે સમજાવવું જોઈએ. અંતે બુદ્ધ ભગવાનના ઉપદેશમાંનો ઉત્તમ ભાગ હિંદુ ધર્મે પોતાનો કરવાનો પ્રયત્ન કર્યો છે એ સમજાવવું.

ધમ્મપદમાંથી સારાં વચનો વિદ્યાર્થીઓને મોઢે કરવા આપવાં.

# ૧૯. મૃત્યુ સામે પ્રેમ

[જેઠ સુદ ૧૫]

વનવાસનાં કષ્ટ વેઠતી દ્રૌપદીને આશ્વાસન આપવા સારુ ઋષિઓએ જે અનેક વાર્તાઓ કહી તેમાં સીતાની કથા, અને ત્યાર પછી સાવિત્રીની કથા કહેવામાં ઋષિઓએ કેટલું બધું ઔચિત્ય વાપર્યું છે! સીતા, સાવિત્રી અને સતી ઉમા એ આર્ય રમણીનો ત્રિવિધ આદર્શ છે.

મદ્રદેશના અધિપતિ અશ્વપતિને અપત્ય નથી. રાજા નગરવાસી તેમ જ ગ્રામવાસી લોકોને અત્યંત પ્રિય છે. અંતઃકરણનો ઉદાર, સત્યપ્રતિજ્ઞ, જિતેન્દ્રિય અને ક્ષમાશીલ એવા રાજાની પરંપરા અબાધિત રહે એવી ચિંતા પ્રજાને પણ હોય. રાજાએ અનેક જાતની કઠણ તપસ્યા કરી અને ઇંદ્રિયોનું દમન કરી પરમાત્મશક્તિની આરાધના કરી.

જીવનકાર્ય એક જન્મમાં પૂરું નથી થતું. સમાજસેવા અને રાષ્ટ્રસેવા પેઢી દર પેઢી ચાલે, એ વંશપરંપરાગત કુલધર્મ થઈ જાય, ત્યારે જ ધાર્યું ફળ મળવાનું. કુલવ્રત સતત ચાલે એટલા માટે રાજાએ સંતતિની ઇચ્છા કરી. 'संतानं परमो धर्मः' કુલધર્મ તો પુત્રો જ પાળે, પુત્ર વગર ગતિ નથી, એમ માની રાજાએ પુત્રની ઇચ્છા કરી. પણ પરમાત્માને બતાવવું હતું કે ધર્મનો ઉત્કર્ષ બતાવવા માટે પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ સમર્થ થઈ શકે છે. પુત્ર માગનાર રાજાને એક કન્યારત્ન મળ્યું. પુત્ર માટે ઝંખનાર માતાપિતાને જ્યારે કન્યાપ્રાપ્તિ થાય ત્યારે એનાં લાડ અને ઉછેર પુત્ર જેવાં જ થાય તો તેમાં શી નવાઈ? સાવિત્રી એ

જ રીતે સંસ્કારી સ્વતંત્રતાના વાતાવરણમાં ઊછરી. દેવકન્યાને શોભે એવી ઉત્તમ કેળવણી એને મળી. પરિણામે છોકરી તેજસ્વિની થઈ. પવિત્રતા, નિર્ભયતા અને ઉચ્ચ સંસ્કારિતાને લીધે જ્યાંત્યાં છોકરીનું એવું તો તેજ પડવા લાગ્યું કે એની આગળ ભલભલા રાજપુત્રો ફિક્કા દેખાવા લાગ્યા. સાવિત્રીને લાયક આપણે છીએ એવો આત્મવિશ્વાસ એક્કે રાજપુત્રમાં ન મળે. જે પ્રેમ કરવા આવે તે પૂજા જ કરતો થાય. છોકરી મોટી થઈ. બધી રીતે સંસ્કારસંપન્ન દેખાઈ. શરીરે પણ અંગેઅંગ પૂર્ણવિકસિત અને પ્રૌઢ. રાજાને વિચાર થયો કે વંશવિસ્તાર ન થાય તો આટલા બધા સંસ્કારની પરંપરા કેમ જળવાય? પિતાએ ઇરાદાપૂર્વક દીકરીને સ્વતંત્રતાની કેળવણી આપી હતી. તેથી વિશ્વાસપૂર્વક એણે સાવિત્રીને કહ્યું કે "ક્ષત્રિયોના રિવાજ પ્રમાણે રાજપુત્રોએ તારે વિશે માગું કરવું જોઈએ. પણ કોઈ હિંમત કરતું નથી. તને આપણા કુલવ્રતની ખબર છે. સર્વ શુભ સંસ્કારોથી તું યુક્ત છે. તું તારી મેળે તારો પતિ પસંદ કરી.મને જણાવજે. હું વાતનો યોગ્ય વિચાર કરી તારા પસંદ કરેલા યુવાનને જ તને અર્પણ કરીશ. હું ઇચ્છું છું કે તારી ઇચ્છા પ્રમાણે તું વર શોધી લે. આ માર્ગ રૂઢ ભલે ન હોય પણ ધર્મસંમત છે એમ બ્રાહ્મણોએ મને કહ્યું છે. આ બાબતમાં હું બેદરકાર રહું તો દેવો મને ઠપકો દેશે."

કન્યાએ પિતાના વૃદ્ધ મંત્રીને સાથે લઈ પ્રયાણ કર્યું. સાવિત્રીને લાયક વર સહેજે જડે એમ હતું જ નહીં. તે અનેક નગરોમાં, દેશોમાં અને વનોમાં ફરી. આમ યાત્રા કરતાં અત્યંત કીમતી કેળવણી પણ એને મળતી ગઈ. આખરે એને પોતાને લાયક પતિ જડયો. પિતાની સંમતિ વગર વાત તો થાય જ નહીં એટલે સાવિત્રી સીધી પાછી ઘેર આવી. પિતાને મળવા જાય છે ત્યાં તો ત્રિલોકમાં જેમનો સંચાર અપ્રતિહત છે એવા ભગવદ્‌ભક્ત, જનહિતૈષી નારદમુનિને ત્યાં આવેલા જોયા. નારદનું આગમન એટલે ધાર્મિક તેમ જ લૌકિક જ્ઞાનની ઉજાણી; સુર અને અસુર, મનુષ્યો તેમ જ ગાંધર્વ-કિન્નરો બધા જ સર્વ-ભૂત-હિતે-રત એવા નારદને ચાહે. સાવિત્રીએ પિતાને અને બ્રહ્મદેવના પુત્ર નારદને નમસ્કાર કર્યા. નારદે કુશલ પ્રશ્ન પૂછ્યા: "કન્યા ઉંમરલાયક થઈ છે, એને ક્યારે પરણાવવાના છો?" રાજાએ પોતાનો આદર્શ જણાવી દીધો અને કહ્યું: "સાવિત્રી પોતાનો વર ખોળવા ગઈ હતી તે હમણાં જ આવે છે. એની વાત આપણે સાંભળીશું." સાવિત્રીએ કહ્યું કે "શાલ્વદેશના દ્યુમત્સેન રાજાનું નામ પ્રખ્યાત છે જ. આજે એ રાજ્યભ્રષ્ટ થઈ વનમાં વનવાસીની પેઠે રહે છે. એને આંખે અંધત્વ આવ્યું છે. રાજ્યભ્રષ્ટ થવાથી જે કષ્ટ વેઠવાં પડે છે તેમાં એણે દારુણ તપશ્ચર્યાનો ઉમેરો કર્યો છે, છતાં એની તિતિક્ષાનો ભંગ થયો નથી. એનો સુશીલ પુત્ર સત્યવાન એ જ મારે લાયક છે એમ મેં નક્કી કર્યું છે અને મારા મનથી હું એને વરી ચૂકી છું." નારદઋષિના મોઢામાંથી દુ:ખનો ઉદ્‌ગાર નીકળી ગયો. એ બોલ્યા: "ભૂંડું થયું." રાજાને થયું કે દીકરીએ સ્વયંવરમાં

થાપ ખાધી છે. એટલામાં રાજાના મુખ પરની ચિંતા જોઈ નારદ બોલ્યા: "માતા અને પિતા અત્યંત સત્યનિષ્ઠ હોવાથી બ્રાહ્મણોએ દીકરાનું નામ સત્યવાન રાખ્યું છે. જંગલમાં રહ્યાં રહ્યાં એણે કેળવણી પણ સરસ મેળવી છે. માટીના ઘોડા અને જાતજાતનાં રમકડાં નાનપણમાં એવાં તો સરસ બનાવતો અને ચિત્રો પણ એવાં સરસ ચીતરતો કે એનું નામ ચિત્રાશ્વ પડ્યું છે."

"નાનપણના ગુણ મોટપણમાં ટકે જ છે, એવી કયાં ખાતરી છે?" રાજાએ પૂછ્યું, "પણ એ રાજપુત્ર આજે કેવો છે? સત્યનિષ્ઠ, તેજસ્વી, બુદ્ધિમાન, ક્ષમા-સંપન્ન, શૂર અને પિતૃભક્ત એટલા ગુણો એનામાં ન હોય તો મારી કન્યાએ પસંદગીમાં ભૂલ કરી છે એમ જ માનવું પડશે." નારદની વાગ્ધારા ચાલી. સત્યવાનનું સ્તુતિસ્તોત્ર ગાતાં એક્કે રાજર્ષિની ઉપમા બાકી ન રહી. સત્યવાન રૂપવાન, ઉદાર અને પ્રિયદર્શન તો હતો જ. પણ રાજાને આવશ્યક એવા બધા જ ગુણો એની અંદર નારદે જોયેલા અને તેજસ્વિતાની સાથે સરળતા અને મર્યાદાશીલતા એ વિશેષ ગુણ માટે શીલવૃદ્ધ અને આચારવૃદ્ધ લોકો એનાં વખાણ કરે છે એમ નારદે ઉમેર્યું.

"ત્યારે ભૂંડું શું થયું?"

કટાણું મોં કરી નારદે કહ્યું, "એ સર્વગુણસંપન્ન રાજપુત્રને હવે એક જ વર્ષ આયુષ્ય બાકી રહ્યું છે. એનું મરણ ટાળવાની શક્તિ કોઈની નથી એમ હું જોઉં છું." "ત્યારે આવો જમાઈ કોણ પસંદ કરે?" રાજાએ અને નારદે કન્યાને ભલામણ કરી કે "બીજો વર શોધી કાઢવો એ જ યોગ્ય છે." શીલપરાયણ રાજ-કન્યાએ તે સૂચનાનો જરાયે આદર ન કર્યો. એણે કહ્યું કે "સજ્જનોનો એ માર્ગ નથી. જેને એક વાર હું વરી છું એ દીર્ઘાયુ હો કે અલ્પાયુ હો, સગુણ હો કે નિર્ગુણ, એને જ વરી છું, હવે બીજાને નહીં જ વરું. કોઈ પણ વસ્તુનો પ્રથમ મનમાં સંકલ્પ થાય છે. એ પ્રમાણે શબ્દમાં એ ઉચ્ચારાય છે, અને ત્યાર પછી એ પ્રમાણે કૃતિ થાય છે. મનના નિશ્ચય ઉપર વાણી અને કૃતિનો આધાર છે અને એ બંનેની પ્રેરણા પણ એમાંથી જ થાય છે. માટે મન એ જ મારે મન પ્રમાણ છે. प्रमाणं मे मनस्ततः।" આવા ધાર્મિક નિર્ણય આગળ રાજા પણ શું કહી શકે અને નારદ પણ શું કહે? સાવિત્રીનો નિશ્ચય વધાવી લઈ મોઢામાંથી નીકળ્યા એવા આશીર્વાદ દઈ નારદ સંચાર કરવા ઊપડ્યા, અને રાજાએ દ્યુમત્સેનના આશ્રમ તરફ જવાની તૈયારી કરી.

પ્રથમ તો દ્યુમત્સેનને બધું આશ્ચર્ય જેવું જ લાગ્યું. રાજ્યભ્રષ્ટ થયેલા, અંધ, વનવાસી રાજાના પુત્રને સાવિત્રી જેવી ઉત્કૃષ્ટ અને તેજસ્વિની કન્યા આપવા એનો પિતા આવે છે એના કરતાં વધારે અદ્ભુત કયું? અશ્વપતિએ જવાબ વાળ્યો, "મારી કન્યા પણ જાણે છે અને હું પણ જાણું છું કે સુખ અને દુ:ખ બંને અસ્થાયી છે. બંનેનો નાશ છે. સારા માણસે એનો વિશ્વાસ ન કરવો. ગૌરવની

દૃષ્ટિએ આપણાં બંનેનાં કુળ સમાન છે, અને મારી દીકરીએ વિચારપૂર્વક પોતે જ આ સંબંધ પસંદ કર્યો છે.”

આશ્રમમાં થઈ શકે એ ઢબે વિવાહ થઈ ગયા. સાવિત્રીએ પિતાને માઠું ન લાગે એટલા માટે પિતા હાજર હતા ત્યાં સુધી ઘરેણાં પહેર્યાં. અશ્વપતિ પાછા ફર્યા કે તરત જ સાવિત્રીએ બધાં ઘરેણાં ઉતારી ભગવાં લીધાં; અને શુશ્રૂષા, સદાચાર, નમ્રતા તથા ઈંદ્રિયદમન, એ પોતાનો આચારધર્મ બનાવી પ્રસન્નતાથી રહી બધાંને પ્રસન્ન કર્યાં. સાસુ, સસરા વગેરે સર્વ સંબંધીઓને તેમ જ પતિને પોતાના સદ્ગુણોથી સંતુષ્ટ કરી આશ્રમલક્ષ્મી જેવી ત્યાં એ શોભવા લાગી. સંસ્કારી, ધર્મપરાયણ અને જિતેંદ્રિય સ્રીના સહવાસમાં સત્યવાનનો આનંદ વધતો ગયો. સાવિત્રીને સેવાનો આનંદ તો હતો જ, પણ નારદે કહેલી આગાહી એ આનંદને બાળીને ભસ્મ કરતી હતી. મહિનાઓ ગયા અને દિન રહ્યા. હવે તો ચાર જ દિવસ બાકી રહ્યા. સાવિત્રીએ આહાર અને નિદ્રાનો ત્યાગ કર્યો. દ્યુમત્સેન રાજા ગભરાયા. ત્રણ દિવસ સુધી ઊભા ને ઊભા જ રહેવાનું સાવિત્રીનું વ્રત હતું તે પાર કેમ પડે? સાવિત્રીએ જવાબ વાળ્યો કે, “તાત, આપ ચિંતા ન કરો. મેં નિશ્ચયપૂર્વક વ્રત શરૂ કર્યું છે અને નિશ્ચય એ જ કાર્યસિદ્ધિનું કારણ છે. व्यवसायश्च कारणम् ।”

સુશીલ સાવિત્રીનો વિરોધ કોણ કરે? ત્રણ દિવસ એમ ને એમ નીકળી ગયા. છેલ્લી રાતે સાવિત્રીની એક એક ક્ષણ કેવી ગઈ હશે? સવાર પડતાંવેંત સાવિત્રીએ નિત્યકર્મ પૂરું કરી પ્રદીપ્ત અગ્નિમાં હવન કર્યું, વડીલોને નમસ્કાર કર્યા. બધાંએ એને આશીર્વાદ આપી, ભોજન કરવા આગ્રહ કર્યો. સાવિત્રીને આહારનિદ્રાદિ દેહધર્મ શી રીતે સૂઝવાના હતા! એણે નમ્રતાપૂર્વક સાસુ-સસરાને કહ્યું કે સૂર્યાસ્ત પછી અમુક ઇષ્ટ વસ્તુ પૂરી કરી પછી જ જમવાનો મારો સંકલ્પ છે. એટલામાં સત્યવાન ખાંધે કુહાડી મૂકી ફળો અને લાકડાં આણવા જવા લાગ્યો. સાવિત્રીએ કરગરીને કહ્યું કે એકલા ન જાઓ. હું તમારી સાથે આવું છું. આજે તમારાથી દૂર રહેતાં મારો જીવ નથી ચાલતો. સાવિત્રીને ગાઢ જંગલમાં ફરવાનો મહાવરો ક્યાંથી હોય? અને આજે તો વળી એના ઉપવાસનો ચોથો દિવસ હતો. તે શી રીતે ચાલી શકે? એને રજા કોણ આપે? પણ સત્યવાનની ‘ના’ સાવિત્રીએ સાંભળી જ નહીં. આખરે સત્યવાને વાત માબાપ ઉપર ઢોળી. સાવિત્રીએ અત્યંત નમ્રતાથી પણ દૃઢતાથી પોતાની મનીષા સાસુ-સસરા આગળ રજૂ કરી. સાસુ-સસરાએ વિચાર કર્યો કે દીકરીએ આખા વર્ષમાં એક વાર પણ કશી યાચના કરી નથી. આજે એને ના કેમ પડાય? એમણે આખરે રજા આપી.

બંને વનમાં ચાલ્યાં. વનવાસના કાવ્યમય જીવનમાં અરણ્યની શોભા ધ્યાન ખેંચે જ. રસ્તામાં મોર કળા કરતા હતા અને ટહુકતા હતા. અનેક પ્રવાહો પોતાના નિર્મળ જળથી કલધ્વનિ કરતા હતા, અને જ્યાંત્યાં નાનાંમોટાં વૃક્ષો

અસંખ્ય ફૂલોથી પ્રફુલ્લ થયાં હતાં. સત્યવાન દરેક રમણીય વસ્તુ તરફ સાવિત્રીનું ધ્યાન ખેંચતો જાય અને પોતાનો આનંદ દ્વિગુણિત કરતો જાય. સાવિત્રી પણ પતિના આનંદમાં ભળવા પૂરતો પ્રયત્ન કરતી હતી. ભાગ્યના પાસા પડવાને વખતે પોતે પતિ સાથે છે એટલું જ સમાધાન એને હતું; પણ પ્રતિક્ષણ એને મન કલ્પાંત સમી હતી: જાણે એના અંતઃકરણના બે ચીરા થઈ જતા હતા.

વનમાં પહોંચ્યાં અને સત્યવાન ફળો વીણવા લાગ્યો. એટલામાં સાવિત્રીએ સુગંધી ફૂલો ચૂંટી એની માળા બનાવી. જરૂર જેટલાં ફળો ભેગાં થયાં એટલે સત્યવાને કુહાડી લઈ સૂકાં લાકડાં કાપવાનું આરંભ્યું. એ કામ એને નવું ન હતું. સત્યવાનનું શરીર પણ કસાયેલું; પણ કોણ જાણે શાથી આજે એને આખા શરીરે પરસેવો છૂટયો. એ થાકયો. એના માથામાં તીવ્ર વેદના શરૂ થઈ. એક ધ્યાનથી પતિને નિહાળતી સાવિત્રીના લક્ષમાં એ વાત આવી. એણે પાસે આવી પ્રેમપૂર્વક પૂછ્યું: “આજે કાંઈક વિશેષ થાક લાગ્યો જણાય છે?” સત્યવાન તો પોતાનો થાક દબાવવા માગતો હતો. વેદના પણ છુપાવવાની જ તેની ઈચ્છા હતી; પણ જ્યારે સાવિત્રીએ અત્યંત પ્રેમથી સવાલ પૂછયો, ત્યારે એનું ચાલ્યું નહીં. એણે કહ્યું: “હા, આજે કાંઈક થાય છે ખરું. માથામાં શૂળ છે અને અંતઃકરણમાં અસ્વસ્થ જેવું લાગે છે.” જરાક રહીને કહે, “હવે તો ઊભું પણ રહેવાતું નથી. જરાક સૂઈ જાઉં તો સારું.” સાવિત્રીએ ત્યાં જ જમીન પર બેસી સત્યવાનનું માથું પોતાના ખોળામાં રાખ્યું. સત્યવાનને કંઈક આરામ જણાયો. પણ સાવિત્રીને એ ઘડી પ્રલયકાળ જેવી ભાસવા લાગી. ભગવાન નારદે ભાખેલો પ્રસંગ નજીક આવ્યો છે એની એને ખાતરી થઈ. એનું હૃદય, મન અને આત્મા એની આંખમાં આવી સત્યવાન તરફ જોવા લાગ્યાં. ચાર દિવસના ઉપવાસને લીધે દૃષ્ટિ ક્ષીણ થવી જોઈએ, પણ સાવિત્રીની તપસ્યા જ એટલી ઉજજવળ કે એ જ ઘડીએ એને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ.

એણે જોયું કે સામેથી કોઈ ભવ્ય પુરુષ નજીક આવે છે. એણે લાલ કપડાં પહેર્યાં હતાં. માથા પર ચળકતો કિરીટ હતો. એ પુરુષ શરીરે કદાવર અને સુંદર હતો. તેજમાં જાણે પ્રતિસૂર્ય જ. એને શ્યામ કહેવા કરતાં ગૌર કહેવો એ જ વધારે બરાબર ગણાય. એના હાથમાં ભયંકર પાશ હતો. જોતાં આદર ઉપજાવે એવી એની ગંભીર આકૃતિ જોઈ સાવિત્રી કળી ગઈ. એણે ધીમે રહીને પતિનું માથું જમીન પર મૂકી દીધું, અને તે દિવ્ય પુરુષ પ્રત્યે આદર દર્શાવવા ઊભી થઈ. સાવિત્રીએ પૂછ્યું: “આપની કાયા માનુષી નથી, આપ કોઈ દૈવી પુરુષ છો, એટલું તો હું જાણી શકી છું. પણ આપ કોણ છો અને શા ઉદ્દેશથી આવ્યા છો એટલું કહેવાની કૃપા કરશો?” તે દિવ્ય પુરુષે જવાબ આપ્યો, “હે સાવિત્રી, તું પતિવ્રતા છે અને તપોનિષ્ઠ પણ છે. તેથી જ તું મને જોઈ શકી અને તેથી જ તારી જોડે હું ભાષણ પણ કરું છું. હું પિતરોનો અધિપતિ યમ છું એમ જાણજે. તારા પતિનું આયુષ્ય નષ્ટ થયું છે તેથી એને લઈ જવા આવ્યો છું.”

"ભગવન્ માનવીને લઈ જવાને તો આપના દૂતો આવે છે. આજે પોતે શા કારણે પધાર્યા છો?"

"અમને માણસની કદર હોય છે. આ તારો સત્યવાન ધર્મસંપન્ન છે, રૂપવાન છે અને ગુણનો તો જાણે મહાસાગર જ. એને લઈ જવાને મારે પોતે જ આવવું જોઈએ ને?" આમ કહેતાં કહેતાં યમરાજે સત્યવાનના શરીરમાંથી એનો જીવાત્મા પોતાના પાશ વડે ખેંચી કાઢયો. તરત જ સત્યવાનનું શરીર નિસ્તેજ થઈ ગયું, શ્વાસોચ્છ્વાસ બંધ થઈ ગયા. મુખ ઉપરની કાન્તિ ઊતરી ગઈ અને બધા અવયવો ઢીલા પડી ગયા. યમરાજે સત્યવાનના જીવાત્માને પોતાના તાબામાં લઈ દક્ષિણ દિશા તરફનો રસ્તો લીધો. યમનિયમથી સર્વ સિદ્ધિઓ પામેલી હોવાથી સાવિત્રી પણ યમરાજની પાછળ પાછળ ચાલી. એના હૈયામાં દુ:ખનો મહાસાગર ઊલટયો હતો. સાવિત્રીને પાછળ પાછળ આવતી જોઈ યમરાજે હેત-પૂર્વક કહ્યું: "સાવિત્રી, હવે તું પાછી જા, અને સત્યવાનનું ઔર્ધ્વદૈહિક કર. પતિ જીવે ત્યાં સુધી પત્ની એની સાથે રહે એ ધર્મનું તેં પૂરેપૂરું પાલન કર્યું છે. પતિના ઋણમાંથી તું મુક્ત થઈ છે. પતિ પાછળ જ્યાં સુધી જવું જોઈએ તેટલે તું જઈ ચૂકી છે. હવે પાછી જા."

"હું શી રીતે પાછી જાઉં? જ્યાં પતિ ત્યાં હું. સનાતન ધર્મે જ આ વ્યવસ્થા કરી આપી છે. તપ, ગુરુભક્તિ, પતિપ્રેમ, વ્રત અને આપનો અનુગ્રહ એને લીધે મારી ગતિ અકુંઠિત છે. હવે હું પતિને શી રીતે છોડી શકું? આપ મને પાછી ન જ વાળી શકો."

સાવિત્રીને ધર્મ અનુસાર બોલતી જોઈ યમ—ધર્મ સંતુષ્ટ થયા. એટલે સાવિત્રીએ આગળ ચલાવ્યું:

"ડાહ્યા લોકો કહે છે સાત પગલાં ચાલવાથી અથવા સાત શબ્દ બોલવાથી સજ્જન સાથે મૈત્રી બંધાય છે. એ મૈત્રીના અધિકારથી હું આપને કંઈક વીનવું છું તે કૃપા કરી સાંભળશો? જ્ઞાનસંપન્ન લોકો કહે છે કે, ચારે આશ્રમ ધર્માચરણને માટે યોગ્ય છે. અને ધર્માચરણ એ જ આત્મજ્ઞાનનું સાધન છે. સજ્જનો એમ પણ કહે છે કે ચારમાંથી ગમે તે એક આશ્રમનું ઉત્તમ રીતે પાલન થાય તો બાકીના આશ્રમના ધર્મ એની મેળે એની પાછળ પાછળ આવે છે. અને તેથી જ આશ્રમાંતર કરવાની કશી ઈચ્છા રાખવાની જરૂર નથી, એમ ધર્મજ્ઞ લોકોએ કહી રાખ્યું છે. એવી સ્થિતિમાં નિર્દોષ રીતે જ્યાં અમે ગૃહસ્થ ધર્મ ચલાવીએ છીએ ત્યાં એનો વિધ્વંસ શા માટે કરો? મારા પતિને શા માટે લઈ જાઓ?"

સાવિત્રીની આવી સંસ્કારી અને યુક્તિયુક્ત વાણી સાંભળી ધર્મજ્ઞ યમરાજને અત્યંત સંતોષ થયો. એમણે કહ્યું: "હે અનિંદિતે, આ સત્યવાનનું જીવિત છોડીને બીજું જે તું માગે તે તને હું આપીશ. પણ તું હવે પાછી જા. તને ગ્લાનિ થાય છે. હવે વધારે શ્રમ લઈશ મા."

"પતિની સંનિધ મને ગ્લાનિ? મારા પતિને જ્યાં તમે લઈ જશો ત્યાં હું

આવી જ સમજજો. સજ્જનો સાથે એક વાર શ્રેષ્ઠ સમાગમ થાય તો તેને સંગત કહે છે. એવો સમાગમ વધે તો એને મૈત્રી કહે છે. તમારા જેવા ધર્મરાજ સાથેનો સમાગમ નિષ્ફળ તો નહીં જ જાય."

"મારા અંતઃકરણને પસંદ પડે અને જ્ઞાની લોકોની બુદ્ધિને પણ વૃદ્ધિગત કરે એવી હિતકારી વાણી તું બોલે છે. આ સત્યવાનના જીવિત વગર બીજો ગમે તે વર તું માગી લે. પણ હવે તું પાછી ફર. નકામો શ્રમ ન જ લે."

"આપે સર્વ પ્રજાને નિયમથી બાંધેલી છે. તેથી જ આપ ગમે તેને સ્વેચ્છાએ લઈ જઈ શકો છો. હું પણ એ જ નિયમને વશ થઈને પતિને અનુસરું છું. આપ મને શી રીતે પાછી કાઢી શકો? કોઈ પણ પ્રાણીનો મન, વચન કે ક્રિયાથી દ્વેષ ન કરવો, દ્રોહ ન કરવો, ઊલટો એના પર અનુગ્રહ કરવો એ તો સજ્જનો-નો સનાતન ધર્મ છે. સામાન્ય માણસોમાં પણ એ જ પ્રથા આપણે જોઈએ છીએ. જેઓ સામર્થ્યસંપન્ન છે તેઓ કેટલા મૃદુ અને ક્ષમાવાન હોય છે! સજ્જનો તો પોતાના શત્રુ ઉપર પણ દયા જ કરે છે."

"સાવિત્રી, તરસથી પીડાયેલા માણસને શીતળ જળ મળે એના જેવી ધર્મરહસ્ય પ્રકટ કરનાર તારી આ વાણી મને તૃપ્તિકારક લાગે છે. હે કલ્યાણિ, આ સત્યવાનના જીવિત સિવાય અન્ય ગમે તે વર તું માગી લે. અને પાછી જા. તું કેટલે દૂર આવી ગઈ!"

"મારા પ્રિય પતિની સંનિધ હોવાથી મને આ સ્થાન જરાય દૂર નથી, न दूरमेतन्मम भर्तृसंनिधौ । અને જ્યાં મન પહોંચી શકે તે દૂર કહેવાય ખરું? માર્ગમાં ચાલતાં ચાલતાં મારી કેટલીક વાતો તો આપ સાંભળો. ભગવાન સૂર્ય-નારાયણના આપ પ્રતાપશાળી પુત્ર છો. મૃત્યુલોકના સર્વ લોકો માટે આપે સરખો જ ધર્મ લાગુ કર્યો છે. એને અનુસરીને જ પ્રજાઓ ચાલે છે. માટે જ હે ઈશ્વર, લોકોમાં ધર્મરાજ એ નામથી આપની ખ્યાતિ છે. ખરેખર, ધર્મનિષ્ઠ સજ્જનો ઉપર માણસનો જેટલો વિશ્વાસ હોય છે તેટલો પોતાની જાત ઉપર પણ નથી હોતો. દરેક માણસ સજ્જનો પ્રત્યે પ્રેમ રાખે છે. સજ્જનો પ્રેમમૂર્તિ હોય છે, તેથી દરેકનો એમના પર વિશ્વાસ હોય છે."

"ભદ્રે, આવું ભાષણ તો અત્યાર સુધી મેં કોઈને મોઢે સાંભળ્યું ન હતું. સંતુષ્ટ થયો છું. એક આ સત્યવાનનું જીવિત છોડી બાકી ગમે તે માગી લે. હવે તારે કેટલે દૂર આવવું છે? તારા જેવી રાજકન્યાને આટલો શ્રમ યોગ્ય નથી."

સાવિત્રીએ આગળ ચલાવ્યું: "સજ્જનોનું ધર્માચરણ હમેશાં અટળ હોય છે. ધર્માચરણમાં તેઓ પાછી પાની કરતા નથી, અને ધર્માચરણમાં તેઓ દુઃખ પણ અનુભવતા નથી. સજ્જન સર્વદા નિર્ભય હોય છે. પોતાના સત્ય વડે તેઓ સૂર્યનું રક્ષણ કરે છે. પોતાના તપોબળ વડે તેઓ ભૂમિને ટકાવી રાખે છે. હે ધર્મરાજ, થઈ ગયેલા અને આજના વર્તમાન સર્વ લોકોને આધાર તો સજ્જનોનો જ છે. શ્રેષ્ઠ લોકો આ જ રસ્તે ગયા છે એવું સ્મરણ કરી સજ્જનો પરકાર્યમ

રત રહે છે. અને બદલાની અપેક્ષા રાખતા નથી. સજ્જનોનો સમાગમ નિષ્ફળ જતો નથી. એમની પાસેથી મળેલું દ્રવ્ય નષ્ટ થતું નથી. આ નિયમ અબાધિત હોવાથી સજ્જનો એ જ વિશ્વના સંરક્ષણકર્તા છે."

"હે પતિવ્રતે, તેં ધર્મનું હાર્દ મારી આગળ ખોલ્યું છે. જેમ જેમ તારી પવિત્ર વાણી સાંભળતો જાઉં છું તેમ તેમ તારા પ્રત્યે ઉત્કૃષ્ટ ભક્તિ મારા હૈયામાં બંધાય છે, તારી ઇચ્છામાં આવે તે વર માગી લે."

સાવિત્રીનું કાજ સર્યું. એ ઉત્સાહથી બોલી : "ભગવાન, અત્યાર સુધી જાણે મારા પાપનું ફળ જ મારી આગળ ઊભું થતું હોય તેમ, 'સત્યવાનના જીવિતને બાદ કરીને,' એવું વચન મારે સાંભળવું પડતું. તે આપના આ વચનમાં નથી. હું ધન્ય થઈ ગઈ છું. સત્યવાન ફરી જીવતો થાય એ વર હું માગી લઉં છું. કેમ કે પતિ વિના જીવવું એ મરણ સમાન જ છે. પતિને છોડીને સુખની, લક્ષ્મીની અથવા સ્વર્ગની પણ મને ઇચ્છા નથી. પતિના વિયોગ સાથે જીવવું પણ મને ન ગમે."

જે ત્રિકાલમાં ન ટળે એવું હતું તે સાવિત્રીની ધર્મનિષ્ઠાથી અને એકનિષ્ઠ પ્રેમથી ટળ્યું. યમરાજે પોતાના પાશ છોડી દીધા; અને તેઓ બોલ્યા : 'હે કુલનંદિની કલ્યાણી સાવિત્રી, આ તારા પતિને મેં છોડી દીધો. હવે એ નીરોગી તારા મનોરથો પૂર્ણ કરનાર એવો ચારસો વર્ષ સુધી જીવશે અને તારી સહાયથી એને ધર્મપ્રાપ્તિ થશે. સત્યવાન ધર્માચરણથી પૃથ્વીમાં સર્વત્ર પ્રખ્યાતિ પામશે, અને અનંત કાળ સુધી તારી કીર્તિ આ લોકમાં અમર થશે. તને પ્રિય એવો વર તો મેં તને આપ્યો. પણ એ પહેલાં ચાર વાર મેં તને વર આપવાનું કહ્યું છે તેના બદલામાં તું કાંઈ માગી ન લે ત્યાં સુધી હું તારા બંધનમાં જ છું. મને કૃપા કરીને વચનમુક્ત કર."

હવે તો સાવિત્રીને માગવા જેવું ઘણું સૂઝે તેમ હતું. એણે પોતાના સસરાને ફરી દૃષ્ટિ પ્રાપ્ત થાય, એનું રાજ્ય એને પાછું મળે, પિતાને પુત્ર નથી તે પુત્રવાન થાય એવું એવું ઘણું માગી લીધું. માણસ પાસેથી માગવાનું હોત તો સંકોચ કરાય.

યમરાજ સત્યવાનને છોડીને પોતે પણ મુક્ત અને સંતુષ્ટ થયા અને એમણે પોતાના મંદિર તરફ પ્રયાણ કર્યું. સાવિત્રી પોતાના પતિનું શબ જ્યાં પડ્યું હતું ત્યાં પાછી આવી અને એણે પતિનું માથું ફરી ખોળામાં લીધું. એ પતિવ્રતાના હસ્તનો સ્પર્શ થતાં જ સત્યવાન સજીવન થયો અને આંખો ઉઘાડી અત્યંત પ્રેમથી સાવિત્રી તરફ જોવા લાગ્યો.

ઊઠતાંવેંત સત્યવાન બોલ્યો : "હું કેટલો વખત સૂઈ રહ્યો ? તેં મને વખતસર કેમ ન ઉઠાડ્યો ? અને જે મને ખેંચીને લઈ ગયા હતા તે શ્યામવર્ણના પુરુષ ક્યાં છે ?"

એ વખતે સાવિત્રી કેટલા હર્ષથી બોલી હશે ? મરી ગયેલા પતિને ફરી જીવતા થઈ પ્રેમવાણી બોલતા સાંભળી તેને કેટલો આનંદ થયો હશે ! એ બોલી : "આપ ઘણો વખત સૂતા છો. પ્રજાનું સંયમન કરનાર યમરાજ આપને છોડીને ચાલ્યા

ગયા છે. હવે થાક ઊતર્યો હોય તો ઊઠો એ જ ઠીક છે. જુઓ, ચારે કોર અંધારું થવા આવ્યું છે."

સત્યવાન ઊઠયો. ઊઠીને આમતેમ જોવા લાગ્યો. ભુલાઈ ગયેલી વાત સાંભરતી હોય તેમ આખો વનપ્રદેશ જોઈને એણે કહ્યું: "પ્રિયે, તારી સાથે ફળો વીણ્યાં અને લાકડાં તોડયાં અને પછી માથામાં ભારે વેદના થવાથી હું સૂઈ ગયો એટલું સાંભરે છે. ત્યાર પછી કોણ જાણે શું થયું. મને ખૂબ ચક્કર આવ્યાં એટલામાં એક ભારે તેજસ્વી પુરુષ દેખાવા લાગ્યો. પછીનું કાંઈ યાદ આવતું નથી. શું એ બધું સ્વપ્નનું હશે? તેં કાંઈ એવું જોયું?" સાવિત્રી પ્રસંગ સમજે એવી હતી. એણે કહ્યું: "આર્યપુત્ર, હવે બહુ મોડું થયું છે. પિતાશ્રી આપણી રાહ જોતા હશે. જુઓ, રાત્રે ફરનાર પશુઓના શબ્દો સંભળાય છે. શિયાળવાં રુએ છે. ઝાડનાં પાંદડાં પણ કેવો ઘોર અવાજ કરે છે! બધી વાત તમને કાલે કહીશ. અત્યારે તો ઘેર ચાલો."

સત્યવાન સાવ થાકી ગયો હતો. ચાલવું એને માટે મુશ્કેલ હતું. ચોમેર છવાયેલો અંધકાર જોઈ અને કેટલે દૂર જવાનું છે એનો વિચાર કરી એણે કહ્યું: "અત્યારે પાછા જવું મુશ્કેલ છે, અને અંધારામાં તને રસ્તો પણ નહીં જડે." સાવિત્રી સારી પેઠે મૂંઝાઈ. જવું ઠીક કે ન જવું ઠીક? પોતે નિર્ણય ન કરી શકી. એટલે એણે પતિને જ પૂછયું, "એ પેલી પાર દાવાગ્નિથી દગ્ધ થયેલાં વૃક્ષોમાં કોક કોક ઠેકાણે અગ્નિ દેખાય છે. એમાંથી થોડોક દેવતા આણી હું લાકડાં સળગાવીશ એટલે એના અજવાળામાં આપણે જઈ શકીશું. અને જો મંદવાડની અસરથી આપને માટે ચાલવું અશકય હોય તો આપણે બંને આખી રાત અહીં જ ગાળીશું. સવારે ઘેર જવાશે."

સત્યવાન પણ એ જ દુવિધામાં હતો. ચાલવા જેટલી શકિત ન હતી અને ઘેર ન જઈએ તો વૃદ્ધ માતપિતા કેવું કલ્પાંત કરી મૂકશે એનો એને ખ્યાલ હતો. એણે કહ્યું: "માતપિતા મને ન જુએ તો કેટલાં દુઃખી થશે! હું જ એમનો એકમાત્ર આધાર છું ને! કેવી ગફલત કે અત્યાર સુધી સૂતો રહ્યો! આ વેરી નિદ્રા પર મને ચીડ છે. અત્યાર સુધી પિતાશ્રીએ મારી શોધમાં કાંઈ ને કાંઈ કર્યું હશે. જો એમનું કાંઈ અનિષ્ટ થાય તો મારાથી જિવાય જ નહીં. અત્યારે ઘેર ગયે જ છૂટકો." પિતાશ્રીનું દુઃખ અને પોતાની નબળાઈનો વિચાર કરતાં સત્યવાન રડી પડયો. ધીરોદાત્ત પુરુષ રડી પડે છે ત્યારે અબળા જ એને સાંત્વન આપી શકે છે. નિષ્ઠાવાન સાવિત્રીએ મુગ્ધ પ્રાર્થનાનાં વેણ કાઢયાં. પતિની આંખમાંનાં આંસુ લૂછી કાઢી એ બોલી: "જો અત્યાર સુધી મેં કાંઈ પણ તપ કર્યું હોય, વિનોદમાં પણ અસત્ય ન બોલી હોઉં તો આજની રાત મારાં સાસુ, સસરા તથા પતિને સુખકર થાઓ!" ત્યાર પછી પ્રેમ-શાલિની સાવિત્રીએ પોતાના કેશ બાંધી લીધા અને પતિનો હાથ ઝાલી એને માંડમાંડ ઊભો કર્યો. પિતાશ્રી માટે વીણેલાં ફળ તરફ સત્યવાનની નજર ગયેલી જોઈ તેણે

કહ્યું: "આ કરંડિયો હું ડાળે લટકાવી રાખીશ. કાલે સવારે લઈ જઈશું. લાકડાં પણ છો અહીં જ પડયાં. આ એકલી કુહાડી હું સાથે લઈશ." પછી એણે પતિનો હાથ પોતાના ડાબા ખભા ઉપર રાખ્યો, અને પોતાના જમણો હાથ એની કમરે વીંટાળી એ ગજગામિની ધીમે ધીમે ચાલી. સત્યવાનને સાવિત્રીનો આવી રીતે આશ્રય લેતાં સંકોચ થયો કે આનંદ થયો કોણ જાણે. પણ એ બોલ્યો: "હે ભીરુ, આ રસ્તે હું ઘણી વાર ગયો છું એટલે રસ્તો મારો જાણીતો છે. હવે તો ચાંદરણું પણ પાંદડાંમાંથી પ્રવેશ કરી કાંઈક માર્ગ દેખાડે છે. આઘે ખાખરાની ઝાડી છે ત્યાં જરા ચેતવા જેવું છે. ત્યાં બે રસ્તા આવે છે. એમાંનો ઉત્તર તરફનો રસ્તો તે આપણો. હવે ઝટ ચાલ. મને કાંઈક ઠીક લાગે છે, માતપિતાને જલદી જઈને મળીશું."

*

અહીં દ્યુમત્સેનને એકાએક દૃષ્ટિ પ્રાપ્ત થઈ, એટલે એ તો આશ્ચર્યચકિત થયો. પણ એ આશ્ચર્ય લાંબા વખત સુધી ટકયું નહીં. સૂર્યાસ્ત થયો અને દીકરા તથા વહુને નહીં આવેલાં જોઈને ડોસાનું આનંદાશ્ચર્ય ચિંતામાં આથમી ગયું. ઘરડે પગે એણે ચારે કોર ખોળ શરૂ કરી. કેટલીયે વાર પગમાં કાંટા વાગ્યા. અણિયાળા પથરાઓએ ઘરડા શરીરમાં હજી લોહી છે કે નહીં એની તપાસ કરી. દર્ભના ખૂંપરાને અનેક વાર લાલ અભિષેક થયા. પડોશના બ્રાહ્મણોએ આ વૃદ્ધોની દયા ખાઈ પોતે પણ ખૂબ તપાસ કરી. કયાંય પત્તો ન મળ્યો એટલે બધાં પાછાં આવ્યાં. એક જણે ધૂણી સળગાવી. બીજા એકે જૂના કાળની કેટલીક અદ્ભુત વાતો છેડી. પણ માબાપની ધીરજ ખૂટી તે ખૂટી. તેમણે પોક મૂકીને રોવાનું શરૂ કર્યું: "હે પુત્ર, હે સાધ્વી વધૂ, તમે કયાં છો?" સત્યવાદી બ્રાહ્મણોએ આશ્વાસન આપવા માંડયું. સુવર્ચા બોલ્યો: "તમારી સાવિત્રી તપ, ઇંદ્રિયદમન અને સદાચારથી યુક્ત છે. તેથી મારી ખાતરી છે કે સત્યવાન જીવતો છે." તપસ્વી ગૌતમ બોલ્યો: "મેં ચારે વેદનું સાંગ અધ્યયન કર્યું છે. બ્રહ્મચર્યનું પાલન કરી ગુરુ અને અગ્નિને સંતુષ્ટ કર્યા છે. એકલા વાયુનું ભક્ષણ કરી કેટલાયે ઉપવાસ કર્યા છે. એક એક વ્રતનું એકાગ્ર અંત:કરણ સાક્ષી પૂરે છે કે તમારો સત્યવાન જીવતો છે, એનું કુશળ છે. મારા વચન ઉપર ભરોસો રાખો." ગૌતમના શિષ્યને થયું કે આપણે પણ એમાં કાંઈક ઉમેરીએ. તે બોલ્યો: "અમારા ગુરુ મહારાજના મુખમાંથી નીકળેલું એક પણ વચન અત્યાર સુધી ખોટું પડયું નથી એટલે હું ખાતરીપૂર્વક કહું છું કે સત્યવાન જીવે છે." બીજા અનેક ઋષિઓએ પોતપોતાની ધારણા પ્રમાણે આશ્વાસન આપ્યું. છેલ્લે દાલ્ભ્ય ઋષિ બોલ્યા: "સાવિત્રી વ્રત કરીને કશું ખાધા વગર ગઈ છે એટલે તારો દીકરો જીવે છે એ વિશે શંકા જ નથી. અને રાજા, તારી દૃષ્ટિ તને પાછી મળી છે એ જ એનો પરચો છે." બે ઘટિકા સુધી આવી વાતો ચાલી. એટલામાં સાવિત્રી-સત્યવાન બન્ને ઘેર આવી પહોંચ્યાં. બ્રાહ્મણોએ આનંદથી કહ્યું: "જો રાજા, તારો દીકરો અને તારી

વહુ તને પાછાં મળ્યાં છે. તારી દૃષ્ટિ પણ તને પાછી મળી છે. હવે તારો અભ્યુદય નજીક આવ્યો સમજજે.”

પછી તો બધે આનંદ આનંદ વ્યાપી રહ્યો. કેટલાયે સવાલો પુછાયા અને જવાબ અપાયા. ઋષિઓએ સાવિત્રીને આગ્રહ કર્યો કે બનેલી બધી બીના સવિસ્તર કહેવી જ જોઈએ. ગૌતમે કહ્યું : “સાવિત્રી, તને પ્રત્યક્ષ અને અતીન્દ્રિય બન્ને વસ્તુનું જ્ઞાન છે. તારા તેજથી તો તું કેવળ સાવિત્રી દેવતા જેવી છે. ગુપ્ત રાખવા જેવું કાંઈ ન હોય તો સકળ વૃત્તાંત અમને કહે.” સાવિત્રીએ સુખથી મીઠું થયેલું પોતાનું દારુણ દુ:ખ બધું વર્ણવ્યું. ત્યારે બધા ઋષિઓ એકે અવાજે બોલી ઊઠયા : “અમારા રાજાનું આખું કુળ સંકટરૂપી અંધારા ખાડામાં ડૂબતું હતું તે હે સાધ્વિ! તેં પોતાનાં શીલ, પોતાનાં વ્રત અને પુણ્ય વડે આજે તાર્યું છે.” વાતો પૂરી થઈ એટલામાં રાત પણ પૂરી થઈ અને અરુણોદય સાથે દ્યુમત્સેન રાજાના રાજ્યના લોકોના પ્રતિનિધિ રાજાને પાછો બોલાવવા ત્યાં આવી પહોંચ્યા. શત્રુને ત્યાં ભારે રાજ્યક્રાંતિ થઈ, શત્રુઓ મરાયા અને પ્રજાએ એકમતથી રાજા દ્યુમત્સેન જ અમારે રાજા જોઈએ એવો આગ્રહ રાખ્યો. એટલા માટે અમે તેડવા આવ્યા છીએ એમ સચિવોએ કહ્યું. અહીંની બધી વાર્તા સાંભળીને સચિવો પણ તપસ્વિની સાવિત્રીને પગે લાગ્યા.

નારદે ભાખેલાં સાવિત્રીનાં દુર્દૈવોથી દુ:ખિત થયેલો સાવિત્રીનો પિતા ઘેર બેઠો આજે શી સ્થિતિમાં હશે? આ આનંદસમાચાર એને તરત પહોંચાડવાનું કોકને તો સૂઝ્યું હશે જ.

વૈશંપાયન કહે છે: સાવિત્રીની આ પુણ્યકથાએ આજ લગી અસંખ્ય લોકોને આશ્વાસન આપ્યું છે અને હવે પછી પણ જે કોઈ સાવિત્રીનું આ ઉત્કૃષ્ટ આખ્યાન શ્રવણ કરી ધ્યાન ધરશે તેના સર્વ મનોરથ પૂર્ણ થશે અને એ દુ:ખમુકત થશે.

૧૯૨૦

## વટસાવિત્રી

જેઠ પૂર્ણિમા — ૧ દિવસ

આ તહેવાર ઉનાળાની રજામાં જ ઘણું ખરું જવાનો. ‘સતીના સત આગળ મોત પણ હારી જાય છે’ એ બોધવાળી આ વાર્તામાં અસાધારણ કાવ્ય રહેલું છે. વટવૃક્ષની પૂજા કરવા કરતાં તે દિવસે સાવિત્રીની જ પૂજા કરવી એ વધારે યોગ્ય છે. સાવિત્રીની કથામાં સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય અને સ્ત્રીધર્મનો સર્વોચ્ચ આદર્શ જોવા મળે છે. આ દિવસે સાવિત્રીનું ચરિત્ર અનેક રીતે ગાવું જોઈએ. છોકરીઓ આ તહેવારને વિશેષે કરીને ઊજવે.

સાવિત્રીની કથા મહાભારતમાં જેવી છે તેવી મેં ગુજરાતીમાં ટૂંકાવી છે તે ‘મૃત્યુ સામે પ્રેમ’ વાંચવી.

## ૨૦. આષાઢી મહા એકાદશી

**અષાડ સુદ ૧૧** **૦।। દિવસ**

આ દિવસથી ચાતુર્માસનો આરંભ થાય છે. ચાતુર્માસને અંગે કેટલાંક વ્રતો લેવાનો આ દિવસ છે. ચોમાસામાં હવા સારી નથી રહેતી. અમુક જાતનો સંયમ સ્વીકાર્યો હોય તો જ ચોમાસું નિર્વિઘ્ન અને સુખેથી પસાર થાય. ચોમાસામાં મુસાફરી અઘરી હોવાથી એક જ ઠેકાણે બેસી અધ્યયન કરવાનો જૂનો રિવાજ હતો.

આ દિવસનો કાર્યક્રમ કાર્તિકી એકાદશી જેવો જ રાખવો જોઈએ. માત્ર એમાં ઝાડોને પાણી પાવાનું ન હોય. આ દિવસે અથવા દિવાસાને દિવસે, જે દિવસે વધારે સગવડ પડે તે દિવસે, કાંતવાની હરીફાઈ ગોઠવવી, અને તેમ થાય તો તે દિવસ આખી રજાનો ગણવો. હવામાં ભેજ હોય છે ત્યારે વધારે સારી રીતે કંતાય છે.

ચોમાસામાં ગોશાળામાં મચ્છરનો ઉપદ્રવ ખૂબ હોય છે. માટે હવેથી રાત્રે ધુમાડો કરી જાનવરોનું રક્ષણ કરવું ઘટે છે.

## ૨૧. ગુરુપૂર્ણિમા

ગઈ કાલે એક જણે કહ્યું કે આવતી કાલે ગુરુપૂર્ણિમા છે. ત્યારથી એવી સુંદર પ્રસન્નતા મનમાં વ્યાપી ગઈ કે મને પોતાને જ એનું આશ્ચર્ય થયું.

સ્વાભાવિકપણે ભગવાન વ્યાસનું ચિંતન મનમાં જાગ્યું. વ્યાસ એટલે સનાતન ધર્મ—એ સમીકરણ ફરી વાર દૃઢ થયું. (સનાતન ધર્મને હું વર્ધમાન સનાતન ધર્મ કહું છું ત્યારે જ મને સંતોષ થાય છે. પણ સનાતન શબ્દ સાથે 'વર્ધમાન' વિશેષણનો મેળ ખાઈ શકે કે કેમ, એ શંકા મનમાં ઊઠે છે, છતાં એ શંકા મનને અસ્વસ્થ કરતી નથી.)

આખા જન્મારાની સાધનાને અંતે હું એવા દૃઢ નિર્ણય પર આવ્યો છું કે તમામ નિષ્ઠાઓને માથે છે, સાર્વભૌમ આત્મનિષ્ઠા. બાકીની બધી નિષ્ઠાઓ આત્મ-નિષ્ઠાને જોરે જ વિકસી શકે છે.

પણ આત્મનિષ્ઠા એટલે શું? જેઓ સ્વાર્થી છે, ખુદગરજ છે, દેહરખા છે, અસામાજિક વૃત્તિ સેવે છે, તેઓ પણ પોતાને આત્મનિષ્ઠ કહે છે. પણ તેઓ સહેજ વિચાર કરતાંવેંત પોતાના કથનનું પોલાપણું સમજી જાય છે. સ્વાર્થી માણસ

જેવો આત્મદ્રોહી બીજો કોઈ હોઈ ન શકે. આત્મા એટલે અંતરતમ તત્ત્વ. એ આખી સૃષ્ટિમાં એક જ હોય છે. તેથી જ તો અંતરતમ તે જ સાર્વભૌમ એ અનુભવ વધારેમાં વધારે આનંદ આપે છે.

ગુરુપૂર્ણિમા એટલે ગુરુનિષ્ઠા દૃઢ કરવાનો દિવસ. હવે આત્મનિષ્ઠાનો ગુરુ-નિષ્ઠા સાથે સંબંધ શો?

કાલથી ગુરુપૂર્ણિમાનું ચિંતન શરૂ થતાંવેંત જે જે લોકોએ મારા જીવનમાં સારાં તત્ત્વો રેડયાં તે બધાનું કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ થવા લાગ્યું. પણ એ કૃતજ્ઞતા ટકી નહીં. કૃતજ્ઞતામાં જે દ્વૈત ડોકિયું કરે છે તે કઠવા લાગ્યું અને પછી કૃતજ્ઞતા-પૂર્વક નહીં પણ આત્મીયતાપૂર્વક સ્મરણ થવા લાગ્યું —

यो असौ पुरुषः सो अहम् अस्मि ।

આવા લોકોમાં નાનામોટાનો ભેદ ન રહ્યો. મોટેરા જ ગુરુ હોય છે એમ નહીં. મારી સાથે શિષ્યભાવે રહેનારા પણ મારે મન ગુરુસ્થાને હોઈ શકે. એ વસ્તુ મારે માટે નવી નથી.

વધુ વિચાર કરતાં જોયું કે ગુરુ મારામાં જે ન હોય — સૂક્ષ્મરૂપે, સંભાવના રૂપે — Potentially મારામાં ન હોય તે મારામાં રેડી શકતા નથી. રેડવાની એમની ઇચ્છા હોય અને સ્વીકારવાની મારી ઇંતેજારી હોય તોયે તે રેડી શકતા નથી. દેશ, કાલ અને પરિસ્થિતિને કારણે જે મહાન અંતરાયો હું કે ગુરુ દૂર ન કરી શકીએ તે તો રહેવાના જ. ખરું જોતાં ગુરુ એ મારું જ બાહ્યરૂપ, આદર્શરૂપ છે અને તેથી ઉત્કટમાં ઉત્કટ ગુરુનિષ્ઠા અંતે ન સમજાય એવી આત્મ-નિષ્ઠામાં જ સમાઈ જાય છે.

ગુરુ ગમે તેટલા મહાન હોય, યુગપુરુષ હોય, સ્વતંત્ર વ્યક્તિત્વવાળા હોય, તોપણ મારા પૂરતા તો તેઓ મારી જ સર્વોત્કૃષ્ટ આવૃત્તિ હોય છે અને તેથી ગુરુ અને હું તત્ત્વતઃ એક હોવા છતાં બે વચ્ચે દ્વૈત સ્વીકારવું એ જ વાસ્તવિક અને સત્ય સંબંધ છે. શિષ્ય અને ગુરુ વચ્ચેનો સંબંધ કેવળ Peter Drunk અને Peter Sober એવો નથી હોતો પણ ચિનગારી અને સૂર્ય જેવો એ ભેદ હોય છે.

મારી જ ખોવાયેલી અને ભુલાયેલી વસ્તુ દીર્ઘકાળ પછી કોઈ મને આણી આપે તો તે વખતે એ મારી જ હતી એ ભાવ પ્રધાનતા નથી ભોગવતો પણ નવી જ વસ્તુ મને મળી, એક મોટી ભેટ છે, અનુગ્રહ છે, કૃપાપ્રસાદ છે — એમ જ મને લાગે. એક ચોપડીમાં મેં સો રૂપિયાની નોટ રાખી અને ભૂલી ગયો. એને ત્રીસ-ચાળીસ વરસ થયાં. એવી સ્થિતિમાં કોઈ સ્નેહી મને કહે: 'અરે, મને કાંઈ એવું યાદ આવે છે કે અમુક પોથીમાં તેં સો રૂપિયાની નોટ રાખી હતી. પૂજામાં રાખેલી એ પોથી કાઢીને જો તો ખરો.' અને મને ત્યાં તે મળે તો મારી કૃતજ્ઞતાનો પાર ન રહે.

એવી જ રીતે મારી સુપ્ત અને અજ્ઞાત શક્તિનો મને સાક્ષાત્કાર કરાવે તે ગુરુ.

પણ ગુરુ કેવળ સુપ્ત વસ્તુ જાગ્રત કરવાનું કામ નથી કરતો. એ શિક્ષક પણ છે, કેળવણીકાર, ઉસ્તાદ પણ હોય છે. એ વ્યાયામ કરાવે છે, સંથા આપી રિયાજ કરાવે છે, ધીરજપૂર્વક સાધના કરાવે છે. એક વાર ઝાલેલો હાથ એ છોડતો નથી. એક રીતે કહીએ તો આપણે માટે, આપણી સાથે, એ સાધના પણ કરે છે. એ એના ખરા ઉપકાર.

ગુરુ આદર્શ છે. એની સાથે તદાકાર થવાનો આપણો પ્રયત્ન એ આપણી સાધના. પણ પોતે સિદ્ધ હોવા છતાં શિષ્યને મદદગાર થવા માટે ગુરુ જ્યારે શિષ્ય સાથે તદાકાર થાય છે ત્યારે જ એનું ગુરુપણું સોળે કળાએ પ્રકાશિત થાય છે. ઈશ્વર તો બધાનું બધું છે. એટલે એમાં ગુરુપણું પણ આવી જાય છે. એ ઈશ્વર પોતાના શિષ્યોના ઉદ્ધાર અર્થે એમની સાથે એકરૂપ થઈ જાય છે, શિષ્યોની સાધનામાં ભળી જઈ પોતે સાધનામય થઈ જાય છે. એ ઈશ્વરના સ્વભાવ તરફ સમાજે હજી પૂરતું ધ્યાન આપ્યું નથી. ઈશ્વર દરેક શિષ્યનો સહસાધક છે. તેથી જ શિષ્યને એની સાધનામાં અનાયાસે ઘણી મદદ મળે છે. એ વસ્તુ તરફ આપણું વધારે ધ્યાન જવું જોઈએ.

બાકી બધા દેવતાઓની પૂજા મૂર્તિ મારફતે થઈ શકે છે. ગુરુ દત્તાત્રેયની પૂજા પણ મૂર્તિ મારફતે થાય છે. છતાં —

ગુરુપૂજા એ પોતાના જીવતા ગુરુની પૂજાના રૂપમાં કરવાની પૂજા છે. એ બધી રીતે સ્વાભાવિક છે. છતાં સામાન્ય જીવતી વ્યક્તિની ગુરુ તરીકે પૂજા કરવા જતાં અમુક મુશ્કેલી આવવાની જ.

એવી મુશ્કેલીઓ જોઈને જ ગુરુ ગોવિંદસિંહે શીખ ગુરુઓની પરંપરા દસ ગુરુઓ સુધી ચાલ્યા પછી ડહાપણભર્યો વિચાર કર્યો કે ગુરુપરંપરા આગળ ચલાવવામાં જોખમ છે. તેથી જ તેમણે પુરુષરૂપે એ પરંપરા બંધ કરાવી, ગ્રંથરૂપે પરંપરા ચાલુ રાખવાનો આદેશ આપ્યો. એ વસ્તુ તરફ પણ આપણું ધ્યાન જવું જોઈએ.

૨૪-૭-'૬૪

## ગુરુપૂર્ણિમા

અષાડ સુદ ૧૫ — ૧ સમય

ગુરુપૂર્ણિમાનો તહેવાર જરૂર ઊજવવા જેવો છે. પણ ગમે તે માણસને ઈશ્વર સમજી આંધળી પૂજા કરવાથી ગુરુ કે શિષ્ય કોઈની ઉન્નતિ નથી. હિંદુ ધર્મમાં શ્રી વેદવ્યાસનું સ્થાન અસાધારણ છે. ગુરુપૂર્ણિમાને દિવસે વેદવ્યાસનું સ્મરણ કરી એનું કાર્ય સમજવા જેવું છે.

ઈશુ ખ્રિસ્તના જીવન, કથન તથા બલિદાન વિશે પણ કહેવાય.

શીખ ધર્મમાં બતાવેલું ગુરુનું રહસ્ય, તેના ગુરુઓનું તેજસ્વી જીવન વગેરે દત્તજયંતીના દિવસની જેમ આજે પણ કહી શકાય. આ વિશે 'દત્તજયંતી'માં (પા. ૧૮) ઉલ્લેખ કરેલો છે તે જુઓ.

આ દિવસે વિદ્યાર્થીઓ સંસ્થાને માટે વિશેષ કામ કરે, સેવા આપે. પોતાની સંસ્થા માટે ફંડ ભેગું કરી શકાતું હોય તો તેમ કરે.

# ૨૨. દિવાસો

**અષાડ અમાવાસ્યા**

૦।। દિવસ

આ દિવસનું માહાત્મ્ય આપણે જાણતા નથી. આશ્રમમાં અત્યાર સુધી આપણે એને ઊજવી પણ શક્યા નથી. છતાં આપણે જાણીએ છીએ કે, આમવર્ગમાં આ ઉત્સવ ઘણો પ્રિય છે. એ દિવસે ઘણા લોકો ભેગા થાય છે, ચકડોળે રમે છે. ભર ચોમાસામાં ગામડાંના લોકો આ તહેવાર માટે જ શહેરમાં આવે છે. ગામડાંના લોકોનો ઉત્સવ જોવા જવાથી ઘણું જાણવાનું તો મળે જ છે. એ લોકો વચ્ચે કાંઈ કામ કરવું હોય તો આ દિવસનો ઉપયોગ થઈ શકે એમ છે.

# ૨૩. નાગપંચમી

[શ્રાવણ સુદ ૫]

નાગપંચમીનો ઉત્સવ અમારા પ્રાંતમાં ભારે ધામધૂમથી ઊજવવામાં આવતો. જંગલમાંથી ચીકણી માટી આણીને રોટલી માટે લોટ કેળવાય છે તેમ અમે તેને રૂના પોલ સાથે કેળવીને તેને મોટી ફેણવાળા નાગનો આકાર આપતા. એની પૂંછડી-નો વળાંક એવો તો રૂપાળો બનાવતા! હવે નાગને બિહામણી આંખો જોઈએ જ. એટલે યોગ્ય ઠેકાણે બે ચણોઠીઓ બેસાડી દેતા! નાગને ઈશ્વરે બેવડી જીભ આપેલી હોય છે. એ બક્ષિસ કુદરતે મુત્સદ્દીઓને, વકીલોને અને કોરટમાં સાક્ષી-દારનો ધંધો કરનારને આપી હોત તો ઘણી સગવડ થાત. બિચારા નાગને બોલવાનું જ નથી હોતું ત્યાં સાચા-જૂઠા માટે બે જીભો લઈને એ શું કરે? પણ કુદરતે એને બેવડી જીભ આપી છે એટલે અમે પણ દરોનાં બે પાનાં એના મોઢામાં ખોસી દેતા. એને જનોઈ પહેરાવતા અને પછી એની આગળ દૂધનું પવાલું ધરી એની પૂજા કરતા. પછી તો સાચે જ એ કોઈ કલ્યાણકર્તા જેવો લાગતો.

પણ આ નાગપાંચમ પાછળ ઇતિહાસ શું છે? દરેક તહેવાર કે વ્રત પાછળ તેને લગતો ઇતિહાસ હોય જ છે. નાગપંચમી પાછળ એક નાની સરખી કરુણ લોકવાર્તા છે જ; પણ નાગપૂજા જે આટલી સાર્વત્રિક થઈ હતી તેની પાછળ

તો એક મોટો મહાભારત ઈતિહાસ છે. મહાભારતના આદિ પર્વમાં જ તે છૂપી રીતે વણાયો છે.

જેમ આપણે ત્યાં એટલે કે બ્રાહ્મણોમાં ને આર્યોમાં ગોત્રપ્રવર હોય છે તેમ દ્રાવિડાદિ બીજી કોમોમાં દેવકો રહેતાં. અંગ્રેજીમાં દેવકને totem કહે છે. આજે કેટલીયે પહાડી જાતિઓ અને રાનીપરજો પોતપોતાનાં દેવકનાં નામથી ઓળખાય છે. મહાભારતકાળમાં આર્ય અને નાગજાતિ વચ્ચે યુદ્ધો થતાં. આ નાગજાતિનો તક્ષક નામે રાજા હતો. એણે પરીક્ષિત રાજા ઉપર વેર વાળવા એની નગરીમાં ઘૂસી એનો વધ કર્યો. પછી તો એ બે કોમ વચ્ચે જીવલેણ યુદ્ધ ચાલ્યું જે આખરે એક અહિંસાપરાયણ આસ્તિક ઋષિએ મટાડયું. એ આસ્તિકનો પિતા આર્ય હતો ને માતા નાગકન્યા હતી. આવા આંતરજાતીય વિવાહ વગર એ કોમી ઝઘડો મટે એમ હતું નહીં. આ નાગ લોકો મોટા શૂર, કળારસિક, નગરરચનાકુશળ અને પુરોહિતનું કામ કરી શકે એટલા વિદ્વાન હતા. આર્યો અને નાગલોકો વચ્ચે આંતરજાતીય વિવાહ થાય એટલે સુધી તેઓ એકબીજાના સહવાસમાં રહ્યા હતા. અંતે નાગજાતિ આર્યોમાં ભળી ગઈ અને એમના સંતોષને અર્થે આ તહેવાર આર્યોના તહેવારોમાં નાગપૂજા માટે અંકાઈ ગયો.

આર્યોએ પોતાની કુનેહથી એક આંતરજાતીય વિગ્રહ દૂર કર્યો એની નિશાની તરીકે આ નાગપંચમી તરફ આપણે જોઈ શકીએ છીએ.

કોઈને વિશે બીક, ધાક, અથવા આદર હોય ત્યારે પણ ભોળો પ્રાકૃતિક માણસ પૂજાનો ઉપાય અજમાવે છે. હાલની નાગપૂજા નાગની બીકને લીધે પેદા થઈ હશે તેની ના નહીં પડાય. પણ હિંદુ લોકોએ અંતે એને પણ અહિંસાનું રૂપ આપ્યું લાગે છે. તે ગમે તેમ હોય, હિંદની સંસ્કૃતિ, પરંપરાથી આચરાતાં આવા વ્રતાદિને લીધે અખંડિત રહી શકી છે. અને હિંદુ ધર્મે ઘણા જંગલી રિવાજોને sublimate કર્યા છે, બનાવ્યા છે.

તા. ક. આ વિષય ઉપરનો મારો લેખ 'ઐતિહાસિક કલ્પનાતરંગ' ('કાલેલકરના લેખો' ભા. ૧, પૃ. ૧૧૬) જોઈ લેવો.

## નાગપંચમી

શ્રાવણ સુદ ૫ — ૧ દિવસ

મનુષ્યેતર સૃષ્ટિ સાથેનો સમભાવ, હિંસ્ર પ્રાણીઓ પ્રત્યે પણ અવેરવૃત્તિ અને અહિંસાનું અભયદાન એ ત્રણ વસ્તુઓ આ તહેવારમાંથી ઉપજાવી કાઢી શકાય. નાગપંચમીને દિવસે હીંચકે રમવાની પ્રથા સાર્વત્રિક છે. વેર ગયા પછી કરવામાં આવતા આનંદનું એ પ્રતીક છે. એ પ્રથા રાખવા જેવી છે. નાગપંચમીને દિવસે જાતજાતની મર્દાની રમતો રમવાનો કાર્યક્રમ પણ રાખીએ.

બધા જ સરપો ઝેરી નથી હોતા. ઘણા સરપો ખેતરોમાં રહી ખેતીને નુકસાન

પહોંચાડનાર ઉંદરને ખાઈ જાય છે. એટલા માટે તેમને ક્ષેત્રપાળ કહેવામાં આવે છે. તેમને મારવામાં તો ખેતીનું નુકસાન જ થાય છે. એ વાત પણ સમજાવવી.

## ૨૪. શ્રાવણી સોમવારો

બપોરની અડધી રજા

ઘણા લોકો શ્રાવણી સોમવારનું એકટાણું રાખે છે. એટલા માટે આ રજા રાખવાની જરૂર પડે છે. આ દિવસે મહિમ્ન આદિ અનેક સ્તોત્રો મોઢે કરવાનો કાર્યક્રમ રાખી શકાય. દરેક સોમવારની નોખી નોખી કથાઓ છે એનો સંગ્રહ કર્યો હોય તો સારું.

## ૨૫. શ્રાવણપૂર્ણિમા

૧ દિવસ

આ દિવસ રક્ષાબંધનનો છે. ભાઈબીજ જેમ શુદ્ધ નિષ્કામ પ્રેમનો દિવસ છે, તેવો આ દિવસ નથી. આ તો નિષ્કામ રીતે રક્ષ્યરક્ષક સંબંધ બાંધવાનો દિવસ છે. જેઓ જાતે પોતાનું રક્ષણ કરી શકતા નથી (અથવા કરવા ચાહતા નથી) એવા લોકો, તેમનો જેના પર પૂરેપૂરો વિશ્વાસ હોય એવા માણસ પાસેથી, રક્ષાની અપેક્ષા રાખે છે અને તેનું દ્યોતક તે રાખડી છે. બહેનો, બ્રાહ્મણો (!), ચારણો અને ગાયો એ ચારે વર્ગ રક્ષાના અધિકારી ગણાયા છે.

રાખડીને દિવસે આપણા હાથમાં કોઈ રાખડી બાંધે કે ન બાંધે, પણ રક્ષ્ય વર્ગના હિતનું ચિંતન આ દિવસે કરવું જ જોઈએ. વિદ્યાર્થીઓ મજામાં આવીને પશુપંખીઓને અને પોતાના કરતાં નાનાંઓને ઘણી વાર કનડે છે. રાખડીને દિવસે એ સ્થિતિ સુધારવાનો તેઓ વિચાર કરે તો સારું. માત્ર એ વિચાર તે દિવસ પૂરતો જ ન હોવો જોઈએ. સમાજની ખોટી માન્યતાને લીધે, જડતાને લીધે અથવા તિરસ્કારને કારણે હરિજન વર્ગની કનડગત ઓછી નથી થતી. રાખડીને દિવસે હરિજનો ઉજળિયાત કોમના હાથને રાખડી બાંધતા થાય તો સહૃદય હિંદુઓ પર એની ભારે અસર થશે. સમાજમાં આ રિવાજ દાખલ કરવામાં શાળાઓ મદદ કરી શકે.

અને આ પ્રેમતંતુ તો હાથે કાંતેલા સૂતરનો જ હોઈ શકે છે. બજારુ સૂતર પ્રેમનું વહન શી રીતે કરી શકે?

શ્રાવણી પૂર્ણિમા દ્વિજ લોકોના ઉત્સર્જન અને ઉપાકર્મનો દિવસ થઈ પડયો છે. કુંડળ ગયાં ને કાણાં રહ્યાં એના જેવી આ સ્થિતિ છે. વિદ્યાધ્યયન દીક્ષાનો

આ દિવસ. પણ આજે તો ફક્ત જનોઈ બદલવામાં અને સાથવો અને પંચગવ્ય ભક્ષણ કરવામાં એની પરિસમાપ્તિ થાય છે. જનોઈ પહેરનાર વેદનું અધ્યયન કરતા નથી, અને પોતાની નાતમાં જનોઈ પહેરવાનો નવો રિવાજ દાખલ કરનાર પણ અધ્યયન વિશે આસ્થા રાખતા નથી. જનોઈને કારણે અથવા ગરીબોની રક્ષાને કારણે આ દિવસે ખૂબ સૂતર કંતાય તો શ્રાવણી પૂર્ણિમામાં કંઈ જીવ આવે. શ્રાવણી પૂર્ણિમાનો આખો દિવસ સૂતર કાંતી તે જો ગૌરક્ષા માટે અર્પણ કરવામાં આવે તો યજ્ઞોપવીત અને રક્ષાબંધન બંને કૃતાર્થ થશે.

# ૨૬. જન્માષ્ટમી

[શ્રાવણ વદ ૮]

## ૧. લોકનાયક શ્રીકૃષ્ણ

કહે છે કે જેને કોઈનો આશ્રય નથી તેને મહાદેવ પાસે આશ્રય મળે છે. આંધળાં, પાંગળાં, અપંગ, ગાંડાં, એટલું જ નહીં પણ ભૂતપ્રેત, વિષધર સર્પાદિ પણ મહાદેવ પાસે આશ્રય મેળવી શકે છે. વિષ્ણુની કીર્તિ આવી નથી ગવાઈ, છતાં તે પણ દીનનાથ છે. કૃષ્ણાવતાર તો દીન, દૂબળાં અને દુખિયાંને માટે જ હતો. શ્રીકૃષ્ણ એ પ્રજાકીય અવતાર છે. દાશરથિ રામને આપણે રાજા રામચંદ્ર કહીએ છીએ. શ્રીકૃષ્ણને રાજા શ્રીકૃષ્ણ કહીએ તો કાનને કેવું અડવું લાગે! શ્રીકૃષ્ણ જોકે હતા તો મોટા મોટા સમ્રાટોના પણ અધિપતિ છતાં તે પ્રજાકીય માણસ હતા.

બચપણમાં તેમણે ગોવાળિયાનો ધંધો કર્યો. મોટા થયા ત્યારે સઈસ બન્યા. રાજસૂય યજ્ઞ જેવા રાજદ્વારી ઉત્સવમાં પોતે એઠી પત્રાવળો ઉપાડવાનું કામ પોતાને માટે પસંદ કર્યું. આજે કયો લોકનાયક આટલું નિષ્પાપ યજ્ઞમય જીવન દાખવી શકે? શ્રીકૃષ્ણે ઇંદ્રનો ગર્વજ્વર હણ્યો, બ્રહ્માનો જ્ઞાનગર્વ શમાવ્યો, ધર્મ-શાસ્ત્રોની બંધિયાર હવામાં ઊછરેલા ઋષિઓને પોતાનું રહસ્ય સમજાવ્યું, નારદનો મોહ ટાળ્યો, છતાં પોતે તો અંત લગી ગોપબંધુ જ રહ્યા. ગોપીજનવલ્લભ એ જ નામ એમને પસંદ પડયું; વનમાલા જ એમણે આભૂષણ તરીકે વહાલી કરી; સુદામાના તાંદુલ, વિદુરના ઘરનું ભાજીનું પાંદડું અને દ્રૌપદીની સારી પરોણા-ગતથી જ એમનું હૈયું ઠર્યું. કુબ્જાની સેવા સ્વીકારવામાં જ એમણે કૃતાર્થતા માની. એ તો ગરીબોના બેલી 'દીનન-દુ:ખ-હરન દેવ સંતન-હિતકારી.'

શ્રીકૃષ્ણે ગીતા ઉપદેશી. શા માટે? યુધિષ્ઠિરને સામ્રાજ્યપદ અપાવવાને? ના ના; સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રા: પણ પરમગતિ મેળવી શકે એ આશ્વાસન આપવા માટે; 'અનન્ય ભક્તોનું યોગક્ષેમ હું પોતે ચલાવું છું' એવી ખાતરી આપવા

માટે; દુરાચારી પણ જો પશ્ચાત્તાપ કરે અને ઈશ્વરભજન કરે તો તે મુક્ત થઈ જાય એવું વચન આપવા માટે; ભક્ત પોતાનું હૃદય શુદ્ધ કરે તો તેને બધી જાતનું પાંડિત્ય–બુદ્ધિયોગ પૂરો પાડવાની ખોળાધરી જાહેર કરવા માટે.

અને એ ગીતામાં ભગવાને ફિલસૂફી પણ કઈ ઉપદેશેલી છે? ભગવાન કહે છે, 'તમે જ્ઞાની ભલે થાઓ, પણ તમારાથી લોકસંગ્રહ છોડી ન શકાય. સાચા જ્ઞાની છે તેઓ તો સર્વ-भूत-हिते रता: હોવા જ જોઈએ.'

શ્રીકૃષ્ણે અવતાર લઈને શું કર્યું? કૃત્રિમ પ્રતિષ્ઠા તોડી. અભિમાની પ્રતિષ્ઠિત લોકોને અવમાનિત કર્યા અને નિષ્પાપ હૃદયવાળા દીન જનોને શ્રેષ્ઠ કરી બતાવ્યા. ધર્મને પાંડિત્યની જાળમાંથી બચાવી ભક્તિના શુભ્ર આસન ઉપર બેસાડી દીધો. રાજા ઇંદ્રનો ગર્વ હરણ કરી, એનો કરભાર બંધ કરી પ્રજામાં ગોવર્ધનરૂપી દેશપૂજા દાખલ કરી. રાજાઓને નમ્ર કર્યા અને લોકોને ઉન્નત કર્યા અને તેમ છતાં પોતે લોકોના સરદાર પણ ન બન્યા.

એક વખતે — ફક્ત એક જ વખતે, લોકોની શ્રીકૃષ્ણ ઉપરની શ્રદ્ધા ડગી હતી. લોકોએ માન્યું કે આપણી વચ્ચે શ્રીકૃષ્ણ છે માટે જ જરાસંધ ફરી ફરી આપણા ઉપર ચડાઈ લાવે છે. શ્રીકૃષ્ણે લોકમતને માન આપી મધ્ય દેશનો ત્યાગ કર્યો અને સમુદ્રવલયાંકિત દ્વારિકામાં જઈ નિવાસ કર્યો. એમાં પણ લોકો ઉપર રીસ તો નહોતી જ. એ વખતે આયોનિયન લોકો હિંદુસ્તાન ઉપર ચડાઈ કરવાની તૈયારીમાં હતા. તેમનો હુમલો અટકાવવા માટે પશ્ચિમ કિનારા ઉપર એક જબર-દસ્ત લશ્કરી થાણું બાંધવાથી જ લોકોનું રક્ષણ થઈ શકે એમ હતું. શ્રીકૃષ્ણે દ્વારાવતીમાં જઈ રહી હિંદુસ્તાનના એ દ્વારનું રક્ષણ કર્યું અને આર્યાવર્તને સલામતી બક્ષી. આવા દીનનાથના, સદીઓથી ઊજવાતા, જન્મદિવસનું લોકસત્તાના આ દિવસોમાં બેવડું મહત્ત્વ છે.

૪-૯-૨૧

## ૨. જન્માષ્ટમીનો ઉત્સવ

દેશની રાજદ્વારી સ્થિતિ વિશે એક વૃદ્ધ સાધુ જોડે મારે વાતચીત થઈ હતી. વાતચીત દરમિયાન રાજનિષ્ઠા વિશે હું કંઈક બોલ્યો. સાધુ એકદમ બોલી ઊઠ્યા, 'અરે, હિંદુસ્તાનમાં તો બે જ રાજાઓ થયા છે: મર્યાદાપુરુષોત્તમ શ્રીરામચંદ્ર અને જગદ્ગુરુ શ્રીકૃષ્ણ. હજુ આ બેનું જ આપણા લોકો ઉપર રાજ્ય ચાલે છે. રાજ-નિષ્ઠા તો એમની જ પ્રત્યે સંભવે છે. જમીન ઉપર કે પૈસા ઉપર રાજ્ય કરનાર ગમે તે હોય, પણ હિંદુઓનાં હૃદય ઉપર રાજ્ય ચલાવનાર આ બે જ છે.' મને એ વાત તદ્દન સાચી લાગી. ભજન પૂરું કરીને 'રાજા રામચંદ્ર કી જય' અથવા 'કૃષ્ણચંદ્ર કી જય' બોલાવીને લોકો જ્યારે જયજયકાર કરે છે ત્યારે જે ભક્તિનો ઊભરો ઊઠે છે તેવી ભક્તિ બીજા કોઈ માનવી વિશે ઉત્પન્ન થતી નથી.

શ્રીરામચંદ્રજીનું જીવન જેટલું ઉદાત્ત છે તેટલું જ સુગમ છે. રામચંદ્ર એ

આર્ય પુરુષોનો આદર્શ પુરુષ – પુરુષોત્તમ છે. સમાજના નીતિનિયમોનું, રિવાજોનું તે પરિપૂર્ણ પાલન કરે છે, એટલું જ નહીં પણ કોઈ પણ પ્રજાસત્તાક રાજ્યના રાષ્ટ્રાધ્યક્ષને પણ દાખલો બેસે એવું માન શ્રીરામચંદ્રને લોકલાગણીને વિશે છે. મારું જીવન સમાજને માટે છે એવો નિશ્ચય શ્રીરામચંદ્રજીમાં દૃઢ છે.

શ્રીકૃષ્ણ પણ પુરુષોત્તમ છે, પણ તે ભિન્ન યુગનો પુરુષોત્તમ છે. જ્યારે સમાજબંધારણ પોતે જ આત્મિક ઉન્નતિની આડે આવે ત્યારે એનાં બંધનો તોડવાં અને નવીન નિયમો ઘડવા એ વૃત્તિ શ્રીકૃષ્ણમાં દેખાઈ આવે છે. છતાં શ્રીકૃષ્ણ અરાજક વૃત્તિના ન હતા. લોકસંગ્રહનું મહત્ત્વ તેઓ સારી પેઠે જાણતા. શ્રીકૃષ્ણે ધર્મને એક નવીન સ્વરૂપ આપ્યું. અને તેથી જ શ્રીકૃષ્ણના જીવનનો દરેક પ્રસંગ રહસ્યમય બન્યો છે. કોઈ વ્યાકરણકાર જેમ એક મોટો સર્વવ્યાપી નિયમ બતાવ્યા પછી તેના અપવાદો એક સૂત્રમાં ગ્રથિત કરે તેમ શ્રીકૃષ્ણે જાણે પોતાના જીવનમાં માનવધર્મના બધા અપવાદો સૂત્રબદ્ધ કર્યા છે. ગોપીઓ સાથેનો અત્યન્ત શુદ્ધ, પવિત્ર પણ મર્યાદારહિત પ્રેમ, દુરાચારી રાજા મામો હોવા છતાં તેનો વધ, ભક્તની પ્રતિજ્ઞા સાચી કરવા પોતાની પ્રતિજ્ઞા તોડીને પણ યુદ્ધમાં શસ્ત્રગ્રહણ વગેરે સર્વ પ્રસંગોમાં 'તત્ત્વ જાળવવા ખાતર નિયમભંગ' કર્યાનાં દૃષ્ટાંત છે. શ્રીકૃષ્ણે આર્ય જનતાને વધારે અંતર્મુખ કરી, વધારે આત્મ-પરાયણ કરી ભોગ અને ત્યાગ, ગૃહસ્થાશ્રમ અને સંન્યાસ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ, જ્ઞાન અને કર્મ, ઈહલોક અને પરલોક ઈત્યાદિ સર્વ દ્વંદ્વોનો વિરોધ આભાસરૂપ છે, બધામાં એક જ તત્ત્વ રહેલું છે એમ પોતાના જીવનથી અને ઉપદેશથી સિદ્ધ કરી બતાવ્યું છે. આર્ય જીવન ઉપર વધારેમાં વધારે અસર તો શ્રીકૃષ્ણની જ થઈ છે, છતાં એ અસરનું સ્વરૂપ કેવું છે એ નક્કી કરવું મુશ્કેલ છે. જેમ અત્યંત સરળ ભાષામાં લખેલી ભગવદ્‌ગીતાના અનેક અર્થ કરવામાં આવ્યા છે તેમ કૃષ્ણજીવનમાં રહેલું રહસ્ય પણ વિવિધ રીતે વર્ણવાતું આવ્યું છે. જેમ વાલ્મીકિરામાયણના રામચંદ્ર અને તુલસીરામાયણના રામચંદ્ર વચ્ચે મહદન્તર છે, તેમ મહાભારતનો શ્રીકૃષ્ણ, ભાગવતનો શ્રીકૃષ્ણ, ગીતગોવિંદનો શ્રીકૃષ્ણ, ચૈતન્ય મહાપ્રભુનો શ્રીકૃષ્ણ અને તુકારામ બુવાનો શ્રીકૃષ્ણ એક હોવા છતાં ભિન્ન છે. હાલના જમાનામાં પણ નવીનચંદ્ર સેનનો શ્રીકૃષ્ણ બંકિમચંદ્રના શ્રીકૃષ્ણથી જુદો છે. ગાંધીજીનો શ્રીકૃષ્ણ ટિળકના શ્રીકૃષ્ણથી જુદો છે અને અરવિંદ ઘોષનો શ્રીકૃષ્ણ તો વળી સૌથી ન્યારો છે. આવા સુલભ અને દુર્લભ, એક અને અનેક, રસિક અને વિરાગી, બંડખોર અને લોકસંગ્રાહક, પ્રેમળ અને નિષ્ઠુર, માયાવી અને સરળ એવા શ્રીકૃષ્ણની જયંતી કેવી રીતે ઊજવવી એ નક્કી કરવું મહા કઠણ છે.

દુનિયાની દરેક સ્થિતિ શ્રીકૃષ્ણે ભોગવી છે, દરેક સ્થિતિને માટે શ્રીકૃષ્ણે આદર્શ બતાવેલો છે. શ્રીકૃષ્ણનું બાલપણ અતિ રમ્ય છે. ગાયો અને વાછરડાં ઉપરનો તેમનો પ્રેમ, વનમાલાઓનો તેમનો શોખ, મોરલીનો મોહ, બાલમિત્રો પરનો તેમનો સ્નેહ, મલ્લવિદ્યા વિશેનો તેમનો અનુરાગ બધું અદ્‌ભુત અને આદરણીય

છે. નાનાં છોકરાંઓ જરૂર તેનું અનુકરણ કરે. સુદામાનું ચરિત્ર ધ્યાનમાં લઈને જન્માષ્ટમીને દિવસે આપણે આપણા દૂર રહેતા ગરીબ મિત્રોને બે દિવસ સાથે રહેવા માટે, શ્રીકૃષ્ણનું ગુણગાન કરીને રમવા માટે બોલાવીએ તો તે બહુ જ ઉચિત ગણાશે.

શ્રીકૃષ્ણના મનમાં મોટો કે નાનો, ગરીબ કે તવંગર, જ્ઞાની કે અજ્ઞાની, રૂપાળો કે વરવો કોઈ જાતનો ભેદ ન હતો. ગાયો ચારવા જાય ત્યારે શ્રીકૃષ્ણ સહુ સાથીઓને કહેતા કે દરેક જણે ઘરમાંથી પોતપોતાનું ખાવાનું લેતા આવવું. પછી તેઓ બધા મળીને બધાનું ખાવાનું ભેગું કરીને પ્રેમથી વનભોજન કરતા. આજે પણ આપણે એક નિશાળના વિદ્યાર્થીઓ, એક ઑફિસમાં કામ કરનારા કારકુનો, એક મિલના મજૂરો, એક કલબમાં રમનારા સદસ્યો ભેગા થઈને પોતપોતાને ઘેરથી ખાવાનું લઈને શહેર કે ગામડાની બહાર કોઈ વાવ ઉપર કે નદીને કાંઠે, ઝાડ નીચે વાતો કરતા અને ગાતા, રમતા કે ભજન કરતા દિવસ ગાળીએ એમાં કશુંયે ખોટું નથી. માત્ર આ વનભોજનમાં લાડુ, ભજિયાં કે ચેવડો ન ચાલે. કૃષ્ણાષ્ટમીને દિવસે મુખ્ય આહાર તો ગોરસનો જ હોય. દૂધ, દહીં, માખણ અને કંદ, મૂળ, ફળ એ જ આહાર તે દિવસને માટે યોગ્ય છે. ધર્મસંશોધક જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણનો જે દિવસે જન્મ થયો તે દિવસે તો છોકરાંઓ આવો સાત્ત્વિક જ આહાર કરે. મોટેરાં ઉપવાસ કરે. ઉપવાસની પ્રાચીન પ્રથા છોડવી ન જોઈએ. એમાં ઊંડું રહસ્ય રહેલું છે. ઉપવાસથી મન અંતર્મુખ થાય છે, દૃષ્ટિ નિર્મળ થાય છે, શરીર હલકું રહે છે. વારંવાર ઉપવાસ કરવાની ટેવ હોય તો ઉપવાસને દિવસે મન વધારે પ્રસન્ન રહે છે એવો અનુભવ ઘણાનો છે. ઉપવાસથી વાસના શુદ્ધ થાય છે. સંકલ્પશક્તિ વધે છે. શરીરમાં દોષ ન હોય તો ઉપવાસ કરવાથી ચિત્ત એકાગ્ર થાય છે અને ધર્મનાં ઊંડામાં ઊંડાં તત્ત્વો સ્પષ્ટ થાય છે. ઉપવાસ કરીને, બુદ્ધિયોગ હોય તો ધર્મ-તત્ત્વનું ચિંતન કરવું અને તેટલી શક્તિ ન હોય તેણે શ્રદ્ધાવાન લોકો જોડે ધર્મચર્ચા કરવી. તે પણ ન બની શકે તો ગીતાનું પારાયણ કરવું. નામસંકીર્તન, ભજન વગેરે કરવાં, સાત્ત્વિક સંગીત સાથે ભજનો ગાવાં. ઉપવાસને દિવસે વ્યવહારનાં કામો બનતાં સુધી ઓછાં કરી નાખવાં, પણ નવરાશનો સમય આળસ, નિદ્રા કે વ્યસનમાં ન ગાળવો. ઘણી વાર આપણને સુંદર સુંદર ધાર્મિક વચનો, ભજનો, પદો જડી આવે છે, પણ તે લખી કાઢવાનો આપણને સમય નથી મળતો. આ દિવસે તે લખવામાં સમય ગાળવો એ ઠીક ગણાય.

સાર્વજનિક કાર્ય કરવાની શક્તિ જેમનામાં હોય તેમને માટે ગોપાલના જન્મોત્સવને દિવસે ગોરક્ષણની હિલચાલ કરવી એના કરતાં ઉત્તમ વસ્તુ કઈ હોઈ શકે ? શ્રીકૃષ્ણના સાથીઓને જેટલું દૂધ અને ઘી મળતું તેટલું દૂધ અને ઘી જ્યાં સુધી આપણાં છોકરાં-ઓને ન મળે ત્યાં સુધી આપણે કૃષ્ણજન્મોત્સવ ઠીક ઊજવ્યો ન જ ગણાય. શ્રીકૃષ્ણ અપ્રતિમ મલ્લ હતા, ગૃહસ્થાશ્રમમાં રહીને બ્રહ્મચર્ય પાળતા હતા, શ્રીકૃષ્ણ દીર્ઘાયુ હતા, માટે જ દરેક અખાડામાં જન્મોત્સવ ઊજવવો જોઈએ અને શ્રીકૃષ્ણના જીવન-નો આ ભુલાઈ ગયેલો ભાગ. ફરી પાછો સંભારવો જોઈએ. જેઓ પાંડિત્યમાં જ

જીવન વ્યતીત કરવા માગતા હોય તેમને માટે સરસમાં સરસ કામ એ હોઈ શકે કે જેમ ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપેલો છે તે જ પ્રમાણે શ્રીકૃષ્ણે ભિન્ન ભિન્ન પ્રસંગે કાઢેલા ઉદ્‌ગારો મહાભારતમાંથી કે ભાગવતમાંથી, વિષ્ણુ-પુરાણમાંથી કે હરિવંશમાંથી જેટલા મળી આવે તેટલા બધા એકત્ર કરવા. પછી એવા ઉદ્‌ગારો અને શ્રીકૃષ્ણના ચરિત્રને અનુસારે ગીતાજીનો અર્થ બેસાડવો અને આ મહાન જગદ્‌ગુરુનું તત્ત્વજ્ઞાન (Philosophy of Life) શું હતું, એમનું રાજકારણ કેવું હતું તે નક્કી કરીને પ્રજાની આગળ મૂકવું.

સ્ત્રીઓ જન્માષ્ટમીનો દિવસ કેવી રીતે ઊજવે એ બહુ નાજુક પ્રશ્ન છે. ભક્તિના અતિરેકનું સ્વરૂપ પોતાના ભક્તિસૂત્રમાં નારદે વર્ણવેલું છે, તે ઉપરથી મનોવૃત્તિને ગોપી કલ્પીને પરબ્રહ્મ પરપુરુષ ઉપર તેઓ કેટલી આશક હતી એનું વર્ણન કેટલાક કવિઓએ એટલું બધું કર્યું છે કે શ્રીકૃષ્ણના જીવનનું પરિપૂર્ણ રહસ્ય પ્રજા લગભગ ભૂલી ગઈ છે. શ્રીકૃષ્ણને ગોપીજનવલ્લભ કહ્યા છે. શ્રીકૃષ્ણ અને ગોપીઓ વચ્ચેનો પ્રેમ કેટલો વિશુદ્ધ અને આધ્યાત્મિક બની ગયો હતો તેની કલ્પના જે હૃદયમાં આવી શકતી નથી તેઓએ કાં તો કૃષ્ણને ઉતારી પાડચો છે અથવા તે પ્રેમનું વર્ણન કરનાર કવિઓને હલકી વૃત્તિવાળા અને અસત્યવાદી ગણી કાઢચા છે. કૃષ્ણગોપી વચ્ચેનો પ્રેમ વર્ણવવામાં કવિઓએ ભૂલ કરી નથી, એમ મારું કહેવું નથી. હું તો એમ જ માનું છું કે સમાજની સ્થિતિ જોઈને કવિઓએ વધારે સાવચેતીથી તે પ્રેમનું વર્ણન કરવું ઘટતું હતું. મુસલમાની ધર્મમાં સૂફી પંથના મસ્ત કવિઓને અને ફકીરોને ચુસ્ત મુસલમાન રાજાઓ સજા કરતા ત્યારે કહેતા કે આ સાધુઓ જે કહે છે તે ખોટું નથી, પણ અનધિકારી સમાજમાં આવી રીતે રહસ્યમય વસ્તુઓ મૂકીને તેઓ સમાજને નુકસાન પહોંચાડે છે અને તેથી જ તેઓ શિક્ષાને પાત્ર છે. ગોપીઓનો પ્રેમ આપણે સમજી શકતા નથી એટલા માટે તે પ્રેમને હાલની આપણી નીતિની કલ્પનાઓ સાથે બંધ બેસે એવું સ્વરૂપ આપવાની જરૂર નથી. મીરાંબાઈએ ગોપીઓનો પ્રેમ કેવો હતો તે સ્પષ્ટ કરી બતાવ્યું છે. જ્યારે જ્યારે ધર્મ ઉપરથી લોકોની શ્રદ્ધા ઊઠી જાય છે ત્યારે ત્યારે તે શ્રદ્ધા ફરી સ્થિર કરવા માટે મુક્ત પુરુષો આ દુનિયામાં અવતાર લે છે; અને પોતાના પ્રત્યક્ષ અનુભવ પરથી અને જીવન પરથી લોકોમાં ધર્મ વિશે શ્રદ્ધા ઉપજાવે છે. તે જ પ્રમાણે ગોપીઓની શુદ્ધ ભક્તિ વિશે જ્યારે લોકોમાં અશ્રદ્ધા ઉત્પન્ન થઈ ત્યારે ગોપીમાંથી એકે — વખતે રાધાજીએ — મીરાંનો અવતાર લઈ પ્રેમ-ધર્મ-સંસ્થાપના કરી. જો આપણે ઈશ્વર અને ભકત વચ્ચેનો આ અનિર્વચનીય પ્રેમસંબંધ સ્પષ્ટ કરી શકીએ તો તો ગોપીના પ્રેમનાં અથવા વિરહનાં પદો ગાવામાં હું કશો વાંધો જોતો નથી. મીરાંનો ત્યાગ આપણાથી ન જ થઈ શકે. જમાનો ખરાબ આવ્યો છે એટલા માટે શું મીરાંબાઈને આપણે ભૂલી જવાં? શ્રીકૃષ્ણ સાથે ફક્ત ગોપીઓને જ સંબંધ હતો એમ નથી. યશોદા બાલકૃષ્ણને પૂજતી. કુન્તી પાર્થ સારથિને પૂજતી. સુભદ્રા અને દ્રૌપદી કૃષ્ણને

બંધુ રૂપે પૂજતાં. શ્રીકૃષ્ણનું સંપૂર્ણ જીવન આપણે આપણી સ્ત્રીઓ આગળ મૂકવું જોઈએ. શ્રીકૃષ્ણ કેટલા સંયમી હતા, કેટલા નીતિજ્ઞ હતા, કેટલા ધર્મનિષ્ઠ હતા તે બધું સ્ત્રીઓને સ્પષ્ટ સમજાવવું જોઈએ, અને પછી જ ગોપીપ્રેમનો આદર્શ તેમની આગળ મૂકવો જોઈએ. પ્રેમ અને મોહ વચ્ચે સ્વર્ગ-નરક જેટલો જે ભેદ છે તે સ્પષ્ટ કરી બતાવવો જોઈએ. રાસલીલામાં ગોપીઓના મનમાં મલિન કલ્પના આવતાં વાર શ્રીકૃષ્ણ – અસંખ્યરૂપધારી શ્રીકૃષ્ણ એકદમ અદૃશ્ય થયા, ગોપીઓનું મન પવિત્ર થયું ત્યારે જ તેઓ ફરી પ્રગટ થયા, એવો સુંદર પ્રસંગ પુરાણોમાં – ભાગવતમાં વર્ણવેલો છે તેનું રહસ્ય દરેક જણે જાણવું જોઈએ. તે રહસ્ય કોઈ પણ માણસથી છૂપું રાખવામાં સલામતી નથી. અરધા જ્ઞાનથી ઉત્પન્ન થતા દોષો કાઢી નાખવાનો સાચો ઉપાય સંપૂર્ણ જ્ઞાન છે, અજ્ઞાન નથી. પ્રેમને આપણે એના શુદ્ધ રસ્તે દોરવો જોઈએ. પ્રેમ દબાવ્યો દબાતો નથી, પણ દબાવવા જતાં વિકૃત થઈ જાય છે.

જન્માષ્ટમીને દિવસે આપણે સુદામાચરિત્ર ગાઈએ, શ્રીકૃષ્ણે ગોપીઓને કરેલો ઉપદેશ ગાઈએ. ઉદ્ધવ જોડે શ્રીકૃષ્ણે ગોપીઓને મોકલેલો સંદેશ ગાઈએ, ગીતાજીનું રહસ્ય સમજીએ, રાસ રમીએ, ગરબીઓ ગાઈએ અને ઉપવાસ કરી શુદ્ધ વૃત્તિથી તેમની અંદર રહેલું રહસ્ય સમજીએ.

જન્માષ્ટમીને દિવસે જો આપણે ગાયની પૂજા કરીએ તો તેમાં કશું ખોટું નથી. ગાયની પૂજા કરવામાં આપણે પશુને પરમેશ્વર નથી ગણતા, પણ તે પૂજા દ્વારા પ્રેમ અને કૃતજ્ઞતા વ્યક્ત કરીએ છીએ. નદીની પૂજા, તુળસીની પૂજા, ગાયની પૂજા બરાબર સમજીને જો આપણે કરશું તો તેથી અંતઃકરણની ભારેમાં ભારે કેળવણી મળશે, રસવૃત્તિ ખીલશે અને હૃદય પવિત્ર થઈ કેળવાશે. દરેક પૂજામાં સરખો ભાવ નથી રહેતો. પૂજા કૃતજ્ઞતાથી થઈ શકે છે. વફાદારીને લીધે થઈ શકે છે, પ્રેમને લીધે થઈ શકે છે, આદરબુદ્ધિથી થઈ શકે છે, ભક્તિથી થઈ શકે છે, આત્મનિવેદનવૃત્તિથી થઈ શકે છે અથવા સ્વસ્વરૂપાનુસંધાનથી થઈ શકે છે. આમ જોતાં ગાયની પૂજા કરવામાં એકેશ્વરવાદી કે નિરીશ્વરવાદીને પણ વાંધો ન હોવો જોઈએ. નિરીશ્વરવાદી ઑગસ્ટસ કૉન્ત ક્યાં માનવજાતિનું પૂતળું બનાવીને તેની પૂજા નહોતો કરતો ? શ્રાવણ મહિનામાં ઘણીખરી ગાયો વિયાય છે. ઘરની નાની નાની છોકરીઓ જો કૃતજ્ઞતાથી ગાય અને આમતેમ કૂદતાં નમણાં નાનકડાં વાછરડાંની હરિદ્રાકુંકુમથી પૂજા કરે તો કેટલી પ્રેમવૃત્તિ જાગ્રત થાય !

કન્યાશાળાઓમાં અનેક રીતે કૃષ્ણજયંતી ઊજવી શકાય. ઘરની અંદર જમીન ઉત્તમ રીતે લીંપીને સફેદ પથ્થરના લોટથી તેના ઉપર સાથિયા પૂરવાની હરીફાઈ કરાવી શકાય. છોકરીઓ ગરબીઓ ગાય, રાસ રમે, કૃષ્ણજીવનના જુદા જુદા પ્રસંગોનું ગદ્ય અને પદ્યમાં વર્ણન કરે, ઘેરથી ફલાહાર લાવીને નિશાળમાં સહુ મળીને ખાય. તે દિવસે નિશાળની છોકરીઓને પોતાની સહિયરોને પણ સાથે લાવવાની છૂટ હોય તો વધારે આનંદ આવશે અને વધારે કન્યાઓ શિક્ષણ તરફ

આકર્ષશે. ધાર્મિક શિક્ષણને જો પરિણામદાયી કરવું હોય તો નિશાળને દરેક તહેવારને પ્રસંગે મંદિરનું સ્વરૂપ આપવું જોઈએ. જો આપણે મૂર્તિપૂજાથી બી ન ગયા હોઈએ તો જન્માષ્ટમીને દિવસે નિશાળમાં પારણું બાંધીને હાલરડાં ગાઈએ. આમાં કન્યાઓની માતાઓ પણ જરૂર ભાગ લેશે.

આજે કન્યાશાળાઓ સમાજનું અંગ બનેલી નથી, કન્યાશાળાઓએ સમાજમાં જડ ઘાલી નથી, અને તેથી કન્યાશાળા ચલાવનાર ઉત્સાહી દેશસેવકોનો અર્ધાધિક શ્રમ નિષ્ફળ જાય છે. જન્માષ્ટમી જેવા તહેવારો ઊજવવામાં સમાજની બધી સ્ત્રીઓ જો ભાગ લેતી થઈ જાય તો શિક્ષણ જોતજોતામાં સફળ થશે, શિક્ષણનો લાભ નિશાળમાં ભણનારી કન્યાઓને જ નહીં પણ આખા સમાજને મળશે અને આપણે શિક્ષણનું જે પવિત્ર કાર્ય કરીએ છીએ તેના ઉપર કૃષ્ણપરમાત્માની અમીદૃષ્ટિ વરસશે.

૩૦–૮–’૨૩

## ૩. પ્રતીક્ષા

જન્માષ્ટમી જેવા ઉત્સવો આપણે શા માટે વરસોવરસ ઊજવીએ છીએ? જે દિવસે આપણા હૃદયમાં શ્રીકૃષ્ણનો ઉદય થશે તે દિવસે જ આપણે માટે સાચી જન્માષ્ટમી હશે. ત્યાં સુધીની આવી જન્માષ્ટમીઓ અમસ્તી જ છે. આપણા હૃદયમાં કૃષ્ણજન્મ ક્યારે થશે એ કોણ કહી શકે? એટલે જ આપણે શબરીની પેઠે અખંડ એની પ્રતીક્ષામાં, એની ઇંતેજારીમાં રહેવું જોઈએ. એમ પણ કંઈક ખરું કે આવી ઇંતેજારી વગર હૃદયમાં કોઈ કાળે કૃષ્ણજન્મ થવાનો નથી.

ચોરો સામે આપણે ચોકી કરીએ છીએ એ પણ આખી રાત કરવી પડે છે. ચોર કંઈ કહીને આવે છે? એ તો ગમે ત્યારે આવે. સરહદ પર શત્રુના હુમલા સામે અખંડ ચોકીપહેરો રાખવો પડે છે. વરસો સુધી એ પહેરો એમ ને એમ રાખવો પડે તોયે શું? સરહદ પર ગફલતમાં ન જ રહેવાય. દરિયાઈ તોફાનમાં જહાજ ફૂટી જાય ત્યારે બચી જવા માટે બૂચની બંડીઓ (કૉર્ક જૅકેટ) પહેરીને લોકો દરિયામાં પડે છે. સંકટ પ્રસંગે ગભરાટ અને ક્ષોભમાં કશું સૂઝે નહીં એ બીકે ખલાસીઓ પાસે વખતોવખત એની કવાયત કરાવવામાં આવે છે, જેથી અણીને પ્રસંગે ભૂલ થાય નહીં. ભાઈ મેઘાણીએ એક બહારવટિયાની વાર્તા આપી છે. ઘરમાં મહેમાન ક્યારે આવે એની ખબર ન પડે, આતિથ્યમાં ચૂક્યા તો સત્ ગયું, એવા ખ્યાલથી ગમે ત્યાંથી ધન આણીને એ અખંડ રસોઈ તૈયાર રખાવતો. પેલી ગોપીચંદની મા મેનાવતી પણ ગોસાંઈ મહારાજ ક્યારે આવશે એ કહેવાય નહીં એટલા માટે ગરમાગરમ રસોઈ હાથમાં લઈને સવારથી સાંજ સુધી ઊભી જ રહેતી. ગફલત થાય અને એ જ ક્ષણે સ્વામી મહારાજ આવે તો? ઋષિઓએ

શબરીને કહી રાખ્યું હતું કે શ્રીરામચંદ્ર આવીને તને દર્શન દેશે અને તારો ઉદ્ધાર કરશે. બાળપણથી માંડીને ઘડપણ સુધી આખો જન્મારો એણે રામની પ્રતીક્ષામાં ગાળ્યો. ઋષિનાં વેણ એળે જાય નહીં એટલો એને વિશ્વાસ હતો. શરીર થાકયા છતાં રામદર્શનની આશાએ એ ટકી. અંતે એણે રામનાં દર્શન કર્યાં, રામનું સ્વાગત કર્યું, પછી જીવવા જેવું એને કશું લાગ્યું નહીં. એક આખી જિંદગી એણે ઇંતેજારીમાં ગાળી.

દર્શનના આનંદ કરતાં આ ઇંતેજારીની કૃતાર્થતા કંઈક વિશેષ છે. પ્રાપ્તિ કરતાં પ્રતીક્ષામાં જીવનનો રસ વધારે છે. શ્રદ્ધા, આકાંક્ષા, તપસ્યા, આશા, નિરાશા, — એ જ જીવનની મોંઘી મૂડી છે.

એ મોંઘી મૂડી કેળવવા માટે આવા ઉત્સવોનો ઉપયોગ છે.

દુનિયામાં રાક્ષસોનો રાફડો ફાટયો છે. ગરીબોનો કોઈ બેલી રહ્યો નથી. રાક્ષસો અનેક રૂપો ધારણ કરી પ્રજાને પીડે છે, દંભે છે, પાપને માર્ગે લોકોને લલચાવે છે અને ખાડામાં નાખે છે. માણસની શક્તિ, માણસની બુદ્ધિ બધી ખરચાઈ ગઈ છે. લોકો નિરાશ અને નાસ્તિક થવા લાગ્યા છે. એવે વખતે મંગલ હૃદયે એ કરુણામયની યાચના કરી કે 'હવે તારનાર તું જ છે.' અંતર્યામી જાગ્યા, અને યુગાવતાર પ્રગટ થયો. શ્રદ્ધાથી આ બધું મનમાં આણી એકાગ્ર થવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ, એનું નામ તે જયંતીનો ઉત્સવ. ધરતીની તરસને લીધે જેમ આકાશના મેઘો પાનો છોડે છે તેમ આવી અકળામણ અને ઇંતેજારીની સાથે અવતારી પુરુષનું પ્રાકટય થાય જ છે. એને હૃદયમાં સ્થાન દેવા માટે હૃદયનો પરિષ્કાર કરવો, હૃદય ઊટકીને સાફ કરવું, ત્યાં આસન પાથરી રાખવું અને એની રાહ જોયા કરવી, એટલા ખાતર આ ઉત્સવો છે. પાણી અને બરફ જેમ ભિન્ન નથી, પાણી અને વરાળમાં જેમ તાત્ત્વિક ભેદ નથી તેમ જ આ પ્રતીક્ષા અને એ પ્રાપ્તિ વચ્ચે ભેદ નથી. ભેદ હોય તો કેવળ માત્રાનો છે. દહાડે દહાડે એ માત્રા વધે અને વધતી રહે એટલા ખાતર આવા ઉત્સવો ગોઠવેલા હોય છે.

## ૪. દિવ્ય જન્મ–કર્મ

આપણે સુખમાં હોઈએ કે દુ:ખમાં, જાગતા હોઈએ કે સૂતેલા, સ્વતંત્ર હોઈએ કે પરતંત્ર, જાલિમ હોઈએ કે ગુલામ, સંપીલા હોઈએ કે કુસંપી, જન્માષ્ટમી તો વરસોવરસ આપણે ત્યાં આવવાની જ. સૂરજ ઊગે છે અને આથમે છે, ચંદ્રની વૃદ્ધિ થાય છે અને ક્ષય થાય છે, નદીનું પાણી વહ્યે જાય છે, ઋતુચક્ર ચાલ્યા જ કરે છે, ગ્રહણો થાય છે અને છૂટે છે, કાળપ્રવાહ વહેતો જાય છે, તેમ જન્માષ્ટમી નામસ્મરણ કરાવતી આવે છે અને નામસ્મરણ કરાવતી જાય છે. આપણે સ્વતંત્ર હતા ત્યારે પણ જન્માષ્ટમી આવતી; આપણે પડવા લાગ્યા ત્યારે પણ જન્માષ્ટમી આવતી; આપણે ફરી ઊઠવાનો પ્રયત્ન કરીએ છીએ

ત્યારે પણ જન્માષ્ટમી આવી જ છે. તમે એનો ઉપદેશ સાંભળો કે ન સાંભળો, તે તો આવવાની ને જવાની. જેનું ધ્યાન જાગ્રત હશે તે તેનો ઉપદેશ સાંભળશે અને ધન્ય થશે.

જન્માષ્ટમી પુરાતન છે, સનાતન છે, નિત્યનૂતન છે, કેમ કે તે સંપૂર્ણ છે. જન્માષ્ટમી એ કૃષ્ણાવતારનો તહેવાર છે. કૃષ્ણચરિત્ર અદ્ભુત, વિવિધ અને સંપૂર્ણ છે – ક્ષીરસાગર જેવું છે. જેની પાસે જેટલી શક્તિ હોય તેટલું તેમાંથી તે ગ્રહણ કરી શકે છે. છતાં કોઈ એમ ન કહી શકે કે હું શ્રીકૃષ્ણના ચરિત્રનો પાર પામ્યો છું.

*

શ્રીકૃષ્ણનો જન્મ કારાવાસમાં થયો. માતાપિતાના વિયોગમાં તેમને બાળપણ વિતાડવું પડયું. ગોપીઓ સાથે વિવિધ લીલા રમવામાં તેઓ મશગૂલ રહેતા એવો ચિતાર પુરાણકારોએ આપણને આપ્યો છે. પણ પોતાનાં માતાપિતા પરરાજ્યમાં બંદીવાન છે એ વાત શ્રીકૃષ્ણ ભૂલ્યા ન હતા. શ્રીકૃષ્ણે આખું નાનપણ ગોપીઓ વચ્ચે બેસી મોરલી વગાડવામાં ગાળ્યું ન હતું. કસરત કરી તેઓ મલ્લવિદ્યામાં પ્રવીણ થયા હતા. દુષ્ટોનું દમન કરવાનો વસ્તુપાઠ નાનપણથી જ તેમણે લીધો હતો. મથુરાના રાજ્યપ્રકરણથી તેઓ વાકેફ રહેતા. અનુકૂળ સમય જોઈ તેમણે કંસનું કાસળ કાઢયું, માતાપિતાને છોડાવ્યાં અને ત્યાર પછી જ ગુરુ પાસે ભણવા ગયા.

જે વડે માતાની મુક્તિ થાય, પિતાની મુક્તિ થાય તે વિદ્યા તેમણે પ્રથમ કેળવી. ત્યાર પછી આત્માની ભૂખ મટાડવા, જ્ઞાનની તરસ છિપાવવા અને વિદ્યાનંદ માણવા તેઓ સાંદીપનિના વિદ્યાપીઠમાં ઉજ્જૈન ગયા. 'પ્રથમ માતાપિતાની મુક્તિ, પછી વિદ્યા' આ હતો શ્રીકૃષ્ણનો જીવનમંત્ર. માતાપિતાની મુકિત પાછળ – સ્વદેશની મુકિત પાછળ જુવાનીના દિવસો ગાળવા પડયા એનો શ્રીકૃષ્ણને પશ્ચાત્તાપ કોઈ કાળે ન થયો. કર્તવ્યપાલનની ધગશથી શ્રીકૃષ્ણની બુદ્ધિ એટલી તીવ્ર થઈ હતી કે ગુરુ પાસે વિદ્યા ભણતાં કાળ કે શ્રમ તેમને લાગ્યો જ નહીં. માતાપિતાને છોડાવ્યાં, વિદ્યા પૂરી કરી, ગુરુને લોકોત્તર દક્ષિણા આપી દીધી અને પછી શ્રીકૃષ્ણ પરણ્યા. અને પરણ્યા પછી આખી જિંદગી નિરાસક્તવૃત્તિથી પરોપકાર કરવામાં ગાળી. જ્યારે બીજા બધા પોતાના રાજ્યનો અને પોતપોતાના ઉત્કર્ષનો વિચાર કરતા ત્યારે શ્રીકૃષ્ણ આખા ભારતવર્ષના રાજકારણનો અને ધર્મસંસ્થાપનાનો વિચાર કરતા.

લોકસંગ્રહ એટલે લોકસંખ્યાનો સંગ્રહ એમ શ્રીકૃષ્ણ માનતા ન હતા, અને તેથી જ તેમણે ભયંકર મનુષ્યસંહાર જોતાં છતાં ધર્મને જ વળગી રહેવાની હિંમત બતાવી અને પોતે અપ્રતિમ મલ્લ હોવા છતાં અને દેશમાં આટલું ભારે રાષ્ટ્રક્ષયકારી યુદ્ધ મચેલું હોવા છતાં અશસ્ત્ર અને અયુધ્યમાન રહી શકયા. દુર્યોધન અને અર્જુન બન્ને શ્રીકૃષ્ણની મદદ માગવા આવ્યા ત્યારે તેમણે તે બન્ને રાજપુત્રો આગળ મૂકેલી પસંદગી અર્થપૂર્ણ છે – કાં તો નિઃશસ્ત્ર શ્રીકૃષ્ણને પસંદ કરો, કાં તો યાદવસેના પસંદ કરો. બન્નેએ મનગમતી પસંદગી કરી અને તેનું પરિણામ શું આવ્યું તે આપણે જોઈ શકીએ છીએ.

*

શબરીને કહી રાખ્યું હતું કે શ્રીરામચંદ્ર આવીને તને દર્શન દેશે અને તારો ઉદ્ધાર કરશે. બાળપણથી માંડીને ઘડપણ સુધી આખો જન્મારો એણે રામની પ્રતીક્ષામાં ગાળ્યો. ઋષિનાં વેણ એળે જાય નહીં એટલો એને વિશ્વાસ હતો. શરીર થાક્યા છતાં રામદર્શનની આશાએ એ ટકી. અંતે એણે રામનાં દર્શન કર્યાં, રામનું સ્વાગત કર્યું, પછી જીવવા જેવું એને કશું લાગ્યું નહીં. એક આખી જિંદગી એણે ઇંતેજારીમાં ગાળી.

દર્શનના આનંદ કરતાં આ ઇંતેજારીની કૃતાર્થતા કંઈક વિશેષ છે. પ્રાપ્તિ કરતાં પ્રતીક્ષામાં જીવનનો રસ વધારે છે. શ્રદ્ધા, આકાંક્ષા, તપસ્યા, આશા, નિરાશા, — એ જ જીવનની મોંઘી મૂડી છે.

એ મોંઘી મૂડી કેળવવા માટે આવા ઉત્સવોનો ઉપયોગ છે.

દુનિયામાં રાક્ષસોનો રાફડો ફાટ્યો છે. ગરીબોનો કોઈ બેલી રહ્યો નથી. રાક્ષસો અનેક રૂપો ધારણ કરી પ્રજાને પીડે છે, દંભે છે, પાપને માર્ગે લોકોને લલચાવે છે અને ખાડામાં નાખે છે. માણસની શક્તિ, માણસની બુદ્ધિ બધી ખરચાઈ ગઈ છે. લોકો નિરાશ અને નાસ્તિક થવા લાગ્યા છે. એવે વખતે મંગલ હૃદયે એ કરુણામયની યાચના કરી કે 'હવે તારનાર તું જ છે.' અંતર્યામી જાગ્યા, અને યુગાવતાર પ્રગટ થયો. શ્રદ્ધાથી આ બધું મનમાં આણી એકાગ્ર થવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ, એનું નામ તે જયંતીનો ઉત્સવ. ધરતીની તરસને લીધે જેમ આકાશના મેઘો પાનો છોડે છે તેમ આવી અકળામણ અને ઇંતેજારીની સાથે અવતારી પુરુષનું પ્રાકટ્ય થાય જ છે. એને હૃદયમાં સ્થાન દેવા માટે હૃદયનો પરિષ્કાર કરવો, હૃદય ઊટકીને સાફ કરવું, ત્યાં આસન પાથરી રાખવું અને એની રાહ જોયા કરવી, એટલા ખાતર આ ઉત્સવો છે. પાણી અને બરફ જેમ ભિન્ન નથી, પાણી અને વરાળમાં જેમ તાત્ત્વિક ભેદ નથી તેમ જ આ પ્રતીક્ષા અને એ પ્રાપ્તિ વચ્ચે ભેદ નથી. ભેદ હોય તો કેવળ માત્રાનો છે. દહાડે દહાડે એ માત્રા વધે અને વધતી રહે એટલા ખાતર આવા ઉત્સવો ગોઠવેલા હોય છે.

## ૪. દિવ્ય જન્મ–કર્મ

આપણે સુખમાં હોઈએ કે દુઃખમાં, જાગતા હોઈએ કે સૂતેલા, સ્વતંત્ર હોઈએ કે પરતંત્ર, જાલિમ હોઈએ કે ગુલામ, સંપીલા હોઈએ કે કુસંપી, જન્માષ્ટમી તો વરસોવરસ આપણે ત્યાં આવવાની જ. સૂરજ ઊગે છે અને આથમે છે, ચંદ્રની વૃદ્ધિ થાય છે અને ક્ષય થાય છે, નદીનું પાણી વહ્યે જાય છે, ઋતુચક્ર ચાલ્યા જ કરે છે, ગ્રહણો થાય છે અને છૂટે છે, કાળપ્રવાહ વહેતો જાય છે, તેમ જન્માષ્ટમી નામસ્મરણ કરાવતી આવે છે અને નામસ્મરણ કરાવતી જાય છે. આપણે સ્વતંત્ર હતા ત્યારે પણ જન્માષ્ટમી આવતી; આપણે પડવા લાગ્યા ત્યારે પણ જન્માષ્ટમી આવતી; આપણે ફરી ઊઠવાનો પ્રયત્ન કરીએ છીએ

ત્યારે પણ જન્માષ્ટમી આવી જ છે. તમે એનો ઉપદેશ સાંભળો કે ન સાંભળો, તે તો આવવાની ને જવાની. જેનું ધ્યાન જાગ્રત હશે તે તેનો ઉપદેશ સાંભળશે અને ધન્ય થશે.

જન્માષ્ટમી પુરાતન છે, સનાતન છે, નિત્યનૂતન છે, કેમ કે તે સંપૂર્ણ છે. જન્માષ્ટમી એ કૃષ્ણાવતારનો તહેવાર છે. કૃષ્ણચરિત્ર અદ્‌ભુત, વિવિધ અને સંપૂર્ણ છે – ક્ષીરસાગર જેવું છે. જેની પાસે જેટલી શક્તિ હોય તેટલું તેમાંથી તે ગ્રહણ કરી શકે છે. છતાં કોઈ એમ ન કહી શકે કે હું શ્રીકૃષ્ણના ચરિત્રનો પાર પામ્યો છું.

*

શ્રીકૃષ્ણનો જન્મ કારાવાસમાં થયો. માતાપિતાના વિયોગમાં તેમને બાળપણ વિતાડવું પડયું. ગોપીઓ સાથે વિવિધ લીલા રમવામાં તેઓ મશગૂલ રહેતા એવો ચિતાર પુરાણકારોએ આપણને આપ્યો છે. પણ પોતાનાં માતાપિતા પરરાજ્યમાં બંદીવાન છે એ વાત શ્રીકૃષ્ણ ભૂલ્યા ન હતા. શ્રીકૃષ્ણે આખું નાનપણ ગોપીઓ વચ્ચે બેસી મોરલી વગાડવામાં ગાળ્યું ન હતું. કસરત કરી તેઓ મલ્લવિદ્યામાં પ્રવીણ થયા હતા. દુષ્ટોનું દમન કરવાનો વસ્તુપાઠ નાનપણથી જ તેમણે લીધો હતો. મથુરાના રાજ્યપ્રકરણથી તેઓ વાકેફ રહેતા. અનુકૂળ સમય જોઈ તેમણે કંસનું કાસળ કાઢયું, માતાપિતાને છોડાવ્યાં અને ત્યાર પછી જ ગુરુ પાસે ભણવા ગયા.

જે વડે માતાની મુક્તિ થાય, પિતાની મુક્તિ થાય તે વિદ્યા તેમણે પ્રથમ કેળવી. ત્યાર પછી આત્માની ભૂખ મટાડવા, જ્ઞાનની તરસ છિપાવવા અને વિદ્યાનંદ માણવા તેઓ સાંદીપનિના વિદ્યાપીઠમાં ઉજ્જૈન ગયા. 'પ્રથમ માતાપિતાની મુક્તિ, પછી વિદ્યા' આ હતો શ્રીકૃષ્ણનો જીવનમંત્ર. માતાપિતાની મુકિત પાછળ – સ્વદેશની મુકિત પાછળ જુવાનીના દિવસો ગાળવા પડયા એનો શ્રીકૃષ્ણને પશ્ચાત્તાપ કોઈ કાળે ન થયો. કર્તવ્યપાલનની ધગશથી શ્રીકૃષ્ણની બુદ્ધિ એટલી તીવ્ર થઈ હતી કે ગુરુ પાસે વિદ્યા ભણતાં કાળ કે શ્રમ તેમને લાગ્યો જ નહીં. માતાપિતાને છોડાવ્યાં, વિદ્યા પૂરી કરી, ગુરુને લોકોત્તર દક્ષિણા આપી દીધી અને પછી શ્રીકૃષ્ણ પરણ્યા. અને પરણ્યા પછી આખી જિંદગી નિરાસક્તવૃત્તિથી પરોપકાર કરવામાં ગાળી. જ્યારે બીજા બધા પોતાના રાજ્યનો અને પોતપોતાના ઉત્કર્ષનો વિચાર કરતા ત્યારે શ્રીકૃષ્ણ આખા ભારતવર્ષના રાજકારણનો અને ધર્મસંસ્થાપનાનો વિચાર કરતા.

લોકસંગ્રહ એટલે લોકસંખ્યાનો સંગ્રહ એમ શ્રીકૃષ્ણ માનતા ન હતા, અને તેથી જ તેમણે ભયંકર મનુષ્યસંહાર જોતાં છતાં ધર્મને જ વળગી રહેવાની હિંમત બતાવી અને પોતે અપ્રતિમ મલ્લ હોવા છતાં અને દેશમાં આટલું ભારે રાષ્ટ્રક્ષયકારી યુદ્ધ મચેલું હોવા છતાં અશસ્ત્ર અને અયુધ્યમાન રહી શકયા. દુર્યોધન અને અર્જુન બન્ને શ્રીકૃષ્ણની મદદ માગવા આવ્યા ત્યારે તેમણે તે બન્ને રાજપુત્રો આગળ મૂકેલી પસંદગી અર્થપૂર્ણ છે – કાં તો નિઃશસ્ત્ર શ્રીકૃષ્ણને પસંદ કરો, કાં તો યાદવસેના પસંદ કરો. બન્નેએ મનગમતી પસંદગી કરી અને તેનું પરિણામ શું આવ્યું તે આપણે જોઈ શકીએ છીએ.

*

ભારતીય યુદ્ધ મહાન હતું, પણ કૃષ્ણચરિત્ર તેથીયે મહત્તર છે. મહાભારતમાં ગૌરીશંકર અને ધવલગિરિ જેવાં બે પ્રચંડ શિખરો ચળકે છે. આ બેના પ્રમાણમાં બીજાં બધાં ઉત્તુંગ શિખરો પણ ટેકરી જેવાં દેખાય છે. આ બે શિખરો તે ભીષ્મ અને કૃષ્ણ. તે મહાન યુદ્ધમાં कर्तुम्, अकर्तुम् અને अन्यथा-कर्तुम् શક્તિ આ બે જણની જ. બંને સરખા જ અનાસક્ત, સરખા જ ધર્મનિષ્ઠ, સરખા જ પરોપકારી અને સરખા જ યોગી. છતાં બન્નેમાં કેટલું અંતર ! બન્નેનાં સમાજ-શાસ્ત્ર જુદાં, બન્નેની રાજદ્વારી ફિલસૂફી જુદી અને બન્નેનાં જીવિતકર્તવ્ય જુદાં. ચાલતી રાજ્યવ્યવસ્થા ટકાવવી, તેની મારફતે જ બની શકે તેટલું લોકકલ્યાણ સાધવું અને વર્તમાનકાળને વફાદાર રહેવું એ ભીષ્મનો વિચાર. જ્યારે શ્રીકૃષ્ણ અન્યાયના શત્રુ, પાપપુંજના અગ્નિ અને રૂઢિના વિધ્વંસક. તેમની દૃષ્ટિ ભવિષ્ય તરફ. રાજદ્વારી પ્રશ્નોમાં ભીષ્માચાર્ય ધારાધોરણને વળગનારા હતા. જ્યારે શ્રીકૃષ્ણ જૂના સડી ગયેલા એકેએક ધારાધોરણના મડદાને દાટી દેવા નીકળ્યા હતા. તેથી ભીષ્માચાર્યે સત્તાનો પક્ષ લીધો અને શ્રીકૃષ્ણે સત્યનો.

સમાજશાસ્ત્રમાં પણ બન્નેમાં એક જ ભેદ હતો. ભીષ્માચાર્ય કહેતા, राजा कालस्य कारणम् — રાજા બનાવે તેવો જમાનો. શ્રીકૃષ્ણ કહેતા, રાજા શાનો જમાનો ઘડે? જમાનો તો હું પોતે જ છું અને એકેએક જૂની રૂઢિનો નાશ કરવાને અવતરેલો છું. कालोऽस्मि लोकक्षय-कृत्प्रवृद्धः । ભીષ્માચાર્ય ધર્મ-શાસ્ત્રથી હમેશાં દબાયેલા રહેતા અને ધર્મશાસ્ત્રની આજ્ઞાઓ સાચવવામાં જ કર્તવ્યની સંપૂર્ણતા સમજતા; આથી ઊલટું શ્રીકૃષ્ણ ધર્મની આજ્ઞા પાછળ રહેલું ધાર્મિક રહસ્ય સમજી તેને જ વળગી રહેતા.

*

છતાં શું આશ્ચર્ય! ભીષ્માચાર્યે પ્રતિજ્ઞાપાલન કરી ભારતવર્ષમાં રાજ્યક્રાંતિ થવા દીધી અને જે સમાજવ્યવસ્થાને તે વળગી રહેવા માગતા હતા તેનો જ તેમણે ભારતયુદ્ધ દ્વારા ઉચ્છેદ કર્યો. શ્રીકૃષ્ણે પ્રતિજ્ઞાભંગ કરી પોતાના ભક્તના પ્રાણ બચાવ્યા અને ભીષ્મને જશ આપ્યો.

*

શરીર જેમ અનેક નવાં નવાં વસ્ત્ર ધારણ કરે છે, આત્મા જેમ નવા નવા દેહ ધારણ કરે છે, તેમ ધર્મના સનાતન આત્માએ પણ નવા નવા વિધિ શોધી કાઢ્યે જ છૂટકો. ઈંદ્રની પૂજામાં જ્યારે માલ ન રહે ત્યારે ગોવર્ધનની પૂજા જ ચલાવવી જોઈએ; અને યજ્ઞયાગની ધમાલ કરવા કરતાં શ્રીકૃષ્ણને શરણ જવું એ જ વધારે શ્રેયસ્કર છે એ જન્માષ્ટમી આપણને શીખવે છે.

શ્રીકૃષ્ણનું ચરિત્ર આપણે હજી ધ્યાનપૂર્વક જોયું નથી, શ્રીકૃષ્ણની નાનપણની લીલા અને મોટપણનું જગદુદ્ધારનું અવતારકૃત્ય એટલાં બધાં મોહક અને ઉદાત્ત છે અને શ્રીકૃષ્ણને અવતાર માની આપણે એટલા આશ્ચર્યમૂઢ થયા છીએ કે આ પુરુષોત્તમે આદર્શ માનવી તરીકે જે રીતે પોતાનું જીવન ગાળ્યું તે તરફ આપણું

ધ્યાન જતું જ નથી. આજ સુધી આપણે જેટલાં નરરત્નોનાં ચરિત્ર વાંચ્યાં છે અથવા જોયાં છે તે બધાંથી શ્રીકૃષ્ણનું ચરિત્ર જુદું પડે છે. નાનપણમાં શીંકા ઉપરના માખણનું નૈવેદ્ય આત્મદેવને સમર્પણ કર્યા પછી યશોદા માતા પકડશે એ બીકથી ગભરાયેલા શ્રીકૃષ્ણની નાટકી લીલા છોડી દઈએ તો શ્રીકૃષ્ણના આખા જીવનમાં દુ:ખ કે ભયનો ક્યાંયે લવલેશ સરખો જડતો નથી. આટલું બધું વિવિધ ઘટનાઓથી પરિપૂર્ણ જીવન હોવા છતાં શ્રીકૃષ્ણ કોઈ કાળે દિઙ્મૂઢ થયા નથી, દુ:ખથી દબાઈ ગયા નથી અથવા ઉદાસીનતાથી મોળા પડ્યા નથી. જેને આસક્તિ જ નથી તે ઉદાસીન શાનો થાય? જે બ્રહ્માનંદ જાણે છે તે શાને બીએ? જે સર્વ ભૂતોમાં પોતાને જ જુએ છે તેના મનમાં રાગ, દ્વેષ કે જુગુપ્સા ક્યાંથી હોય? એ જ શ્રીકૃષ્ણનું પૂર્ણત્વ છે. શ્રીકૃષ્ણને એક બ્રાહ્મણે લાત મારી તેને તેમણે અલંકારની પેઠે ધારણ કરી. ગાંધારીએ ઘોર શાપ આપ્યો તેને શ્રીકૃષ્ણે પોતાના અવતારકૃત્યના મદદગાર તરીકે વધાવી લીધો. અભિમન્યુ મરાયો, ઘટોત્કચ મરાયો, દ્રૌપદીના પુત્રોનો વધ થયો, અઢાર અક્ષૌહિણી સેનાનો નાશ થયો, મહાન મહાન આચાર્યો પડ્યા, યાદવકુળનો સંહાર થયો, પણ શ્રીકૃષ્ણ જેવા ને તેવા – અક્ષુબ્ધ, અવિચલિત, ગંભીર; જાણે પ્રલયકાળ પછીનો મહાસાગર.

*

ભારતીય યુદ્ધમાં સંગ્રામભૂમિ પર ઘાયલ થયેલા હજારો મુમૂર્ષુ યૌદ્ધાઓ લોહીના કીચડમાં રોળાઈ ગયા છે અને તેમની વચ્ચે શ્રીકૃષ્ણની કારુણ્યમૂર્તિ દરેકના માથા પર પોતાનો શીતલ વરદ હસ્ત મેલતી ફરે છે એવું ચિત્ર કોઈ સમર્થ ચિત્રકાર કાઢી આપે? છેલ્લી ઘડીએ શ્રીકૃષ્ણનું દર્શન! એ અહોભાગ્ય જે જમાનાને મળ્યું તે જમાનો ધન્ય છે! તે વખતના કવિઓએ 'મરણોન્મુખ વીરોનો વિસામો આ મોરલીધર છે' એવા ભાવનાં ગીતો ગાયાં હશે!

*

ભારે સંકટ દેખાય ત્યારે મોખરે રહે અથવા એકલા જ આખું સંકટ માથે લે અને જ્યારે રાજ્યવૈભવ કે નામના મળવાનાં હોય ત્યારે શરમાળ વહુની પેઠે પાછળ પાછળ રહે, એ શ્રીકૃષ્ણનો સ્વભાવ કેટલો ઉદાત્તમધુર છે! ગોકુળમાં જેટલા રાક્ષસો આવ્યા તેટલા શ્રીકૃષ્ણે પોતે માર્યા. યમુનામાં કાલિનાગ આવીને રહ્યો અને તેણે જ્યારે આખા વૃંદાવનમાં ત્રાસ ફેલાવ્યો ત્યારે પોતાનું શું થશે તેનો વિચાર કર્યા વગર શ્રીકૃષ્ણે કદંબના ઝાડ ઉપરથી સંકટના ધરામાં ભૂસકો માર્યો. ગોવાળ છોકરાઓ બધા ભયભીત થયા. કેટલાક ઘર ભણી દોડ્યા, કેટલાક ત્યાં ને ત્યાં જ મૂઢ બની થંભ જેવા ચોંટી રહ્યા. કોઈને કશું સૂઝ્યું નહીં. એકલા શ્રીકૃષ્ણે કાલિ સાથે યુદ્ધ કર્યું, તેને હરાવ્યો, નમાવ્યો અને જીવતદાન આપી છોડી દીધો. કંસવધમાં પણ આગળ અને જરાસંધના વધમાં પણ અગ્રેસર. જ્યાં જ્યાં સંકટ ત્યાં ત્યાં પોતે હાજર અને મોખરે.

*

ઇંદ્રે પ્રલયકાળનો વરસાદ મોકલ્યો ત્યારે પણ શ્રીકૃષ્ણે ગોવર્ધન ઉપાડી પ્રજાનું રક્ષણ કર્યું; પણ તેની સાથે પ્રજાને એ પણ બોધ આપ્યો કે દરેક માણસ જ્યારે ગોવર્ધન ઊંચકવામાં મદદ કરે ત્યારે જ પ્રભુ શ્રીકૃષ્ણ પોતાની આંગળી ઉઠાવે. શક્તિ પરમાત્માની પણ પ્રયત્ન તમારો.

જન્માષ્ટમીને દિવસે શ્રીકૃષ્ણ પાસે આપણે શું માગીએ? દરેક જણ પોતાની વૃત્તિ પ્રમાણે માગી લે. ભારતકાલીન પ્રમુખ વ્યક્તિઓએ શ્રીકૃષ્ણ પાસે શું શું માગ્યું હતું તે પાંડવગીતામાં શ્લોકાયું છે. કૃપણ કૃપણની પેઠે માગી લે, ભક્ત ભક્તહૃદયથી માગી લે, અભિમાની અભિમાનને છાજે એવાં વચનો કાઢે અને પોતાનું પાપ પણ પરમાત્મા પર ઢોળી દે. પણ માગવું હોય તો વીરમાતા, ધર્મ-માતા, તપસ્વિની કુન્તીએ જે માગી લીધું તે જ માગવું જોઈએ. ભાગવતમાં કુન્તીની પ્રાર્થના કેવા સુંદર શબ્દોમાં આપેલી છે! કુન્તી માતા કહે છે, 'હે ભગવન્! જેમાં તારું વિસ્મરણ થાય તે વૈભવ મારે નથી જોઈતો. જેનાથી હમેશાં તારું સ્મરણ રહે, તારું ચિંતન થાય, શરણાગતતા વધે એવી આપત્તિ અમને આપ. ભગવન્! અમને આપત્તિ આપ. आपदः सन्तु नः शश्वत् । કેમ કે,

विपदो नैव विपदः, संपदो नैव संपदः ।
विपद् विस्मरणं विष्णोः संपन् नारायण-स्मृतिः ॥

પરમાત્માને ભૂલી જવો એ જ ભારે સંકટ અને નારાયણનું અખંડ સ્મરણ રહેવું એ જ સંપત્તિ, એ જ વૈભવ, એ જ શ્રેયપ્રેય, એ જ સ્વરાજ્ય, સ્વારાજ્ય અને વિશ્વ-સામ્રાજ્ય.

૧૩–૮–'૨૨

## ૫. જન્માષ્ટમી

એનો એ જ સૂરજ રોજ રોજ ઊગે છે; છતાં દરરોજ નવો પ્રાણ, નવું ચૈતન્ય, નવું જીવન લઈ આવે છે. સૂરજ જૂનો જ છે એમ ધારી પક્ષીઓ નિરુત્સાહ નથી થતાં. કાલનો જ સૂરજ આજે આવ્યો છે એમ જોઈ દ્વિજગણો ભગવાન દિનકરનો પરિચયને કારણે નિરાદર નથી કરતા. જે માણસનું જીવન શુષ્ક થઈ ગયું છે, જેની આંખોનું તેજ ઊતરી ગયું છે, જેના હૃદયમાં લોહી ફરતું અટક્યું છે, તેને માટે જ સૂરજ જૂનો છે. જેનામાં પ્રાણનો કંઈ પણ અંશ છે તેને હિસાબે તો ભગવાન સૂર્યનારાયણ નિત્યનૂતન છે. જન્માષ્ટમી પણ દર વર્ષે આવે છે. દર વર્ષે આપણે એની એ જ કથા સાંભળીએ છીએ, એ ને એ જ રીતે ઉપવાસ કરીએ છીએ અને એ ને એ જ રીતે કૃષ્ણજન્મનો ઓચ્છવ કરીએ છીએ.

છતાં હજારો વર્ષ થયાં જન્માષ્ટમી દર વર્ષે તે જગદ્ગુરુનો નવો જ સંદેશો આપણને આપતી આવી છે. કૃષ્ણપક્ષની અષ્ટમીના વક્ર ચંદ્રની પેઠે એક પગ

ઉપર ભાર મૂકી એક પગ વાંકો રાખી શરીરને કમનીય વાંક આપી બંકિમચંદ્ર મુરલીધરે જે દિવસે સંસારમાં પ્રથમ પ્રાણ ફૂંક્યો તે દિવસથી આજ સુધી દરેક નિરાશ્રિત માણસને આશ્વાસન મળ્યું છે કે, न हि कल्याण-कृत्त् कश्चिद् दुर्गतिं तात ! गच्छति ।

જે માણસ સન્માર્ગે વળ્યો છે, ધર્મને વળગી રહે છે તેની બાપુ ! કોઈ કાળે દુર્ગતિ નથી.

*

લોકોને લાગે છે કે ધર્મ એ દુર્બળ લોકોને માટે છે. બહુ બહુ તો વ્યક્તિ વ્યક્તિના સંબંધમાં તેની ઉપયોગિતા હશે. પણ રાજાઓ અને સમ્રાટો તો કરે તે ધર્મ. સામ્રાજ્યશક્તિ ધર્મથી પર છે. વ્યક્તિનો પુણ્યક્ષય થતો હશે, પણ સામ્રાજ્ય એક અલૌકિક વસ્તુ છે. ઈશ્વરની વિભૂતિ કરતાં પણ સામ્રાજ્યની વિભૂતિ શ્રેષ્ઠતર. સામ્રાજ્ય જ્યારે હાથમાં વિજયપતાકા લઈને દુનિયા પર ફરી વળે છે ત્યારે ઈશ્વર દિવસના ચંદ્રમાની પેઠે ક્યાંય સંતાઈ રહે છે.

મથુરામાં કંસની ભાવના આવી જ હતી; મગધદેશમાં જરાસંધને આમ જ થતું; ચેદિદેશમાં શિશુપાલની એ જ મનોદશા હતી; જલાશયમાં રહેનાર કાલિનાગ આમ જ માનતો; દ્વારિકા ઉપર હુમલો કરનાર કાળયવનની ફિલસૂફી એ જ હતી; પ્રાગ્જ્યોતિષના મહાપાપી નરકાસુરને એ જ કેળવણી મળી હતી; અને દિલ્હીનો સમ્રાટ કૌરવેશ્વર પણ એ જ વૃત્તિમાં ઊછરેલો હતો. આ બધા મહાપરાક્રમી રાજાઓ અંધ કે અજ્ઞાન ન હતા. એમના દરબારમાં ઈતિહાસવેત્તાઓ, અર્થશાસ્ત્ર-વિશારદો અને રાજધુરંધર એવા અનેક વિદ્વાનો હતા. તેઓ પોતાનાં શાસ્ત્રો નિચોવી તેનો સાર કાઢીને પોતપોતાના સમ્રાટોને સંભળાવતા. પણ જરાસંધ કહેતો, 'તમારા ઈતિહાસના સિદ્ધાંતો ધર્યા રહે; મારો પુરુષાર્થ તો મારા બુદ્ધિબળથી અને બાહુબળથી એ તમારા સિદ્ધાંતો ખોટા પાડવામાં છે.' કાળયવન કહેતો, 'હું એક જ અર્થશાસ્ત્ર જાણું છું : બીજા દેશોને નિચોવીને એમનું ધન હરણ કરવું, ધનવાન થવાનો એ જ એકમાત્ર સીધો, સહેલો — અને તેથી સશાસ્ત્ર — માર્ગ છે.' શિશુપાલ કહેતો, 'ન્યાય-અન્યાયની વાત પ્રજાના આપસના વિખવાદમાં ચાલી શકે. અમે તો સમ્રાટ રહ્યા. અમારી જાતિ જ જુદી. ઈજ્જત અને મોભો એ જ અમારો ધર્મ.' કૌરવેશ્વર કહેતો, 'જેટલાં રત્નો છે તે બધાં અમારો વારસો; અમારી પાસે જ તે આવવાં જોઈએ. 'यतो रत्नभुजो वयम्' (કેમ કે અમે રત્ન-ભોગી છીએ; રત્નનો ઉપભોગ કરવા માટે સરજાયેલા છીએ.) દુનિયામાં જેટલાં તળાવ હોય તેટલાં અમારા જ વિહારને માટે છે. સોયની અણી ઉપર રહી શકે એટલી ભૂમિ પણ અમે લડ્યા વગર કોઈને ન આપીએ.'

પક્ષપાતશૂન્ય નારદે કંસને ચેતવી દીધો હતો કે પારકા શત્રુ સામે તું ભલે ફાવ્યો હોય, પણ તારા સામ્રાજ્યની અંદર — રે, તારા ઘરની અંદર જ — તારો શત્રુ પેદા થશે. જે સગી બહેનને તેં આશ્રિત દાસીની સ્થિતિએ મૂકી છે તેના

જ પુત્રને હાથે તારો નાશ થવાનો, કેમ કે તે ધર્માત્મા હશે. તેનો તેજોવધ કરવાના તું જેટલા પ્રયત્નો કરીશ તેટલા બધાય તેને અનુકૂળ જ થઈ પડવાના. કંસે મનમાં વિચાર કર્યો, ‘Forewarned is forearmed.’ આટલી ચેતવણી વેળાસર મળી, ને પાણી પહેલી પાળ ન બાંધીએ તો આપણે ઈતિહાસજ્ઞ શાના? આપણે સમ્રાટ શાના? નારદે કહ્યું, આ તારી વિનાશ-કાળની વિપરીત બુદ્ધિ છે. હું કહી રહ્યો છું એ ઈતિહાસનો સિદ્ધાંત નથી, એ ધર્મની અનુભવવાણી છે; એ સનાતન સત્ય છે. વસુદેવ-દેવકીનાં આઠ અપત્યોમાંથી એકને હાથે તું જરૂર મરવાનો. તારે માટે એક જ ઉપાય છે. હજી પશ્ચાત્તાપ કર અને શ્રીહરિને શરણે જા.’ માની કંસે તિરસ્કારયુક્ત હાસ્યથી જવાબ આપ્યો, ‘સમ્રાટો સમરભૂમિ ઉપર પરાજય પામ્યા વગર પશ્ચાત્તાપ કરતા નથી.’ ‘તથાસ્તુ’ કહી નિરાશ નારદ ચાલ્યા ગયા. કંસે વિચાર કર્યો, અત્યાર સુધીના સમ્રાટો ફાવ્યા નહીં એનું કારણ તેમની ગફલત; તેઓએ પૂરતા સાવધાન રહેવું ન જાણ્યું. હું પણ જો ગાફેલ બનું તો મારે પણ પરાજય સ્વીકારવો પડે. પણ તેનું કાંઈ નહીં. જે વીર છે તે હમેશાં જયને માટે મથે અને પરાજયને માટે તૈયાર રહે. હારી જઈએ તેમાં ખોટું નથી પણ ધર્મને નામે શરૂઆતમાં જ વશ થઈએ એમાં નામોશી છે. ધર્મનું સામ્રાજ્ય સાધુ-સંત-વેરાગી અને દેવ-બ્રાહ્મણોને મુબારક હો; હું તો સમ્રાટ છું. હું તો એક શક્તિને જ ઓળખું.

ક્રૂર થઈ કંસે વસુદેવનાં સાત નિરપરાધ અર્ભકોનાં ખૂન કર્યાં. કૃષ્ણજન્મ વખતે ઈશ્વરી લીલા ચાલી અને કૃષ્ણ-પરમાત્માને બદલે કન્યાદેહધારી શક્તિ કંસને હાથ આવી. કંસે તેને જમીન ઉપર પછાડી; પણ શક્તિથી કંઈ શક્તિ ઓછી જ મરવાની હતી? વસુદેવે શ્રીકૃષ્ણને ગુપ્તરૂપે ગોકુળમાં આણી રાખ્યા. પણ પરમાત્માને કશી જ વસ્તુ છાની રાખવી ન હતી. પરમાત્માને ક્યાં જાહેરાતની બીક હતી? ભોંઠા પડેલા કંસને શક્તિએ અટ્ટહાસ કરીને કહ્યું, ‘તારો શત્રુ તો ગોકુળમાં દિન દુગુના ઔર રાત ચૌગુના વધે છે.’ મથુરાથી ગોકુળવૃંદાવન બહુ દૂર નથી: ચારપાંચ ગાઉ પણ નહીં હોય. કૃષ્ણને મારવાના જેટલા સૂઝયા તેટલા પ્રયત્નો કંસે કરી જોયા પણ શ્રીકૃષ્ણનું મરણ શામાં છે એ જ તે સમજી શક્યો નહીં. શ્રીકૃષ્ણ અમર તો હતા જ નહીં. તેમ મરણાધીન પણ હતા નહીં. ધર્મકાર્ય કરવા માટે તેઓ આવેલા. ધર્મનું રાજ્ય સ્થાપન ન થાય ત્યાં સુધી તે કેવી રીતે વિરામ પામે? કંસને થયું કે શ્રીકૃષ્ણને આપણા દરબારમાં બોલાવીને તેમનું મોત કરીએ, પણ ત્યાં જ તેની બાજી બગડી, કેમ કે કંસની પ્રજાએ પરમાત્મતત્ત્વ ઓળખ્યું અને પ્રજા પરમાત્માને જ અનુકૂળ થઈ ગઈ.

કંસનો નાશ જોઈ જરાસંધે ચેતવું જોઈતું હતું. પણ જરાસંધને થયું કે ‘ના, કંસ કરતાં હું વધારે સાવચેત છું; મેં અનેક ભિન્ન ભિન્ન અવયવો સાંધીને મારું સામ્રાજ્ય-શરીર પ્રબળ કરેલું છે. મલ્લયુદ્ધમાં મારો બરોબરિયો કોણ છે? મારી નગરીનો કોટ દુર્ભેદ્ય છે. મને બીક શાની?’ જરાસંધના પણ દાતણના

જેવાં બે ફાચરાં થયાં. કાલિનાગ તો પોતાના જલસ્થાનને સલામતીનો નમૂનો માનતો હતો. એનું વિષ અસહ્ય હતું. ફુત્કારમાત્રથી જ મોટમોટી સેનાઓને મારી નાખે. તેના વિષનું પણ કશું ચાલ્યું નહીં. કાળયવન ચડાઈ કરી આવ્યો, પણ સૂતેલા મુચકુન્દના ક્રોધાગ્નિથી વચમાં જ બળી મૂઓ. નરકાસુર એક સ્ત્રીને હાથે પરાભૂત થયો અને મરાયો, કૌરવેશ્વર દુર્યોધન દ્રૌપદીના ક્રોધવહ્નિમાં ભસ્મ થયો; અને શિશુપાલને તેણે કરેલી ભગવન્નિન્દાએ જ મારી નાખ્યો.

ષડ્‌રિપુ જેવા આ છ સમ્રાટો મરી ગયા. સપ્તલોક અને સપ્તપાતાળ સુખી થયાં અને જન્માષ્ટમી સફળ થઈ. છતાં દર વર્ષે આટઆટલા કાળ આપણે એ ઉત્સવ શા માટે ઊજવીએ છીએ? એટલા જ માટે કે હજી આપણાં હૃદયમાંથી તેમ જ સામાજિક જીવનમાંથી ષડ્‌રિપુનો નાશ થયો નથી; તેઓ આપણને અત્યંત પીડે છે; આપણે લગભગ નાસીપાસ થઈએ છીએ. એવે પ્રસંગે આપણાં હૃદયમાં કૃષ્ણચંદ્રનો જન્મ થવો જોઈએ. ‘જ્યાં પાપ છે ત્યાં પાપપુંજહારી પણ છે’ એ આશ્વાસનનો આપણા હૃદયમાં ઉદય થવો જોઈએ. મધ્યરાત્રિના અંધકારમાં કૃષ્ણચંદ્રનો ઉદય થાય તો જ નિરાશ થયેલી દુનિયા આશ્વાસન લઈ શકે અને ધર્મમાં દૃઢ રહી શકે.

૪-૯-’૨૧

## ૬. નારીજીવન અને શ્રીકૃષ્ણ

સ્ત્રી અને પુરુષ મળીને કુટુંબ થાય છે. સ્ત્રી અને પુરુષ મળીને સામાજિક જીવનની શરૂઆત થાય છે. સ્ત્રી અને પુરુષ અનેક રીતે ભિન્ન હોવા છતાં એમનું સહજીવન અભેદ્ય છે.

માનવી જીવનનો — તમામ માનવી જીવનનો — આધાર સ્ત્રી-પુરુષ-સંબંધની સુંદરતા ઉપર નિર્ભર છે.

કોણ કહી શકે કે દુનિયાની અત્યાર સુધી ખીલેલી દસવીસ પ્રધાન સંસ્કૃતિઓમાંથી એક પણ સંસ્કૃતિએ એ સ્ત્રી-પુરુષ-સંબંધની સુંદરતા ખીલવવામાં અથવા જાળવવામાં સફળતા મેળવી છે? આજે તો સ્ત્રી-પુરુષ-સંબંધ એટલે એ બે જાતિ વચ્ચેનું લૈંગિક આકર્ષણ અને એમાંથી ઉત્પન્ન થતા સવાલોની ચર્ચા કે વ્યવસ્થા એટલું જ મનાય છે. પણ એ બહુ સંકુચિત અર્થ થયો. પુરુષોનું જીવન, એની આકાંક્ષાઓ અને એનો પુરુષાર્થ અનંતવિધ હોય છે. સ્ત્રીઓનું જીવન પણ એથી ઓછું સમૃદ્ધ નથી હોતું. પુરુષના જીવન કરતાં વખતે એ વધારે ઊંડું, વધારે વિવિધ અને વધારે ઉત્કટ હશે.

હવે આ બે પ્રકારની જીવનસમૃદ્ધિ પાસે પાસે આવે ત્યારે ફક્ત લૈંગિક આકર્ષણને કારણે જ એ આવે છે એમ માનવું એ તો સમજણશક્તિનું છીછરાપણું જ છે.

જે જે લોકોએ માનવી જીવનની જટિલતા અને એની સમૃદ્ધિ બંનેનું યથાર્થ દર્શન કર્યું છે, તેઓ બધા સ્વીકારે છે કે સ્ત્રી-પુરુષ-સંબંધનો માણસજાતે ઊંડો વિચાર કર્યો જ નથી. સ્ત્રીહૃદયનું ઊંડાણ અને પુરુષનાં પરાક્રમની ઉત્તુંગતા એ બેનો મેળ માણસજાત હજી સાધી શકી નથી. અને તેથી જ માનવી જીવન હજી સુધી એક શોકાંતિકા જ નીવડયું છે. રવીન્દ્રનાથ જેવા જીવનદ્રષ્ટાને પણ અંતે કહેવું પડયું છે કે એક સંસ્થા તરીકે જોતાં લગ્નસંબંધ હજી સફળ નીવડયો નથી. સ્ત્રી-પુરુષ-સમસ્યાનો સમાજે હજી પૂરો ઉકેલ આણ્યો નથી.

સામાજિક વ્યવસ્થાનું વિધાન કરી આપનાર દીર્ઘદર્શી સ્મૃતિકારોએ, સમાજ અને સ્થાપકોએ અને આજના કાયદા ઘડનારાઓએ સ્ત્રી-પુરુષના સહજીવન માટે જે અણઘડ વ્યવસ્થાઓ આજ સુધી સૂચવી છે તે તો આદર સાથે દરગુજર કરીએ. પણ સ્વતંત્રપણે જે લોકોએ સ્ત્રી-પુરુષ-સંબંધની ચર્ચા છેલ્લાં પાંચ હજાર વરસથી દેશદેશાંતરમાં ચલાવી છે, તેઓ એટલે કે કવિઓ, પુરાણકારો અને નવલ-કથાના લેખકો અખંડ ચર્ચા કર્યા ઉપરાંત કશું વધારે કરી શકયા નથી. એ કેટલી નિરાશા ઉપજાવનારી બીના છે, એ તરફ પણ કોઈનું લક્ષ ગયું નથી. અને હવે તો જાણે ચર્ચા કર્યા જ કરવી, એની અંદર જ કૃતાર્થતા છે, એમ એ આખી ન્યાત અને એના અનુયાયીઓ માનતા થયા છે. સનાતની સમાજ વ્યવસ્થાપકો અકળાઈને કહે છે કે ચર્ચા છેડો જ મા, એ ચર્ચા જ તમામ વિટંબણાઓનું મૂળ છે. એની સામે કવિઓ અને નવલિકો જોર જોરથી કહે છે કે 'ચર્ચા કરવાનો અમારો જીવનસિદ્ધ અધિકાર છે.' અધિકાર છે એ વિશે શંકા નથી. શંકા એટલી જ છે કે એ અધિકાર જીવનસિદ્ધ છે કે મરણસિદ્ધ? કોઈ માંદા માણસ આગળ દેશદેશાંતરના વૈદ્યો ભેગા થાય અને અવ્યવસ્થિતપણે એના મંદવાડની મીમાંસા કર્યે જ રાખે અને દવા તો કશી આપે કે સૂચવે નહીં, ત્યારે એ મરીજની જે હાલત થાય તે જ હાલત મનુષ્યસમાજની આ સવાલ પરત્વે થઈ છે.

દેશદેશાંતરના કવિઓએ સ્ત્રી-પુરુષ-સંબંધમાંથી ફલિત થતી જાતજાતની નિષ્ઠાઓ અને એમની સુવાસ વર્ણવી નથી એમ નથી. સ્ત્રી-પુરુષ-સંબંધમાંથી ઉત્પન્ન થતી જીવનવીરતાનાં માહાત્મ્યો, કવિઓએ ગાયાં નથી એમ નથી. સ્ત્રી-પુરુષ-સંબંધની સુભગતા અને સુંદરતા ખીલવીને કેટલાક લોકોએ આ પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારી બતાવ્યું છે એનીયે ના નથી. સ્ત્રી-પુરુષ-સંબંધની નિષ્ઠાએ મનુષ્યજીવનને પામર-તામાંથી ઉગારી, ધવલગિરિના શિખર ઉપર પ્રસ્થાપિત કર્યું છે. એ વસ્તુનો સ્વીકાર કર્યા પછી પણ દુ:ખ સાથે કહેવું પડે છે કે વ્યાપક સમાજની દૃષ્ટિએ વિચાર કરતાં સ્ત્રી-પુરુષ-સંબંધનો પ્રશ્ન હજી અણઉકેલ્યો જ રહ્યો છે.

આવા મૂલગામી સવાલનો ઉકેલ આણવાનું કામ કોઈ શબ્દસ્વામી કે કલ્પના-વિહારીનું નથી. એ તો કોઈ ત્રિકાળદર્શી જીવનઉપાસક વીરનું જ કામ છે. એવો એક પ્રયોગવીર આપણે ત્યાં થઈ ગયો જેની જયંતી આબાલવૃદ્ધ, સ્ત્રી-પુરુષો સૌ કોઈ સૈકાંઓથી ઊજવતાં આવ્યાં છે.

શ્રીકૃષ્ણ આગળ અટપટા એવા કયા પ્રશ્નો નહોતા? જનતાને ત્રાહિ પોકારાવનાર પાંચ સમ્રાટોના સામ્રાજ્યનો નાશ એને કરવો હતો. તત્ત્વજ્ઞાનનાં ભિન્ન ભિન્ન દર્શનોના ઝઘડાઓ મટાડવા હતા. ઋષિઓએ ખીલવેલી તમામ જીવનદૃષ્ટિઓની એકાંગિતા દૂર કરવી હતી. બુદ્ધિબળ, બાહુબળ, ધનબળ અને સંઘબળને ઉતારી પાડી હૃદયબળની પ્રતિષ્ઠા વધારવી હતી. માનવી સંસ્કૃતિનો આખો પાયો કેવળ તાત્ત્વિક ચર્ચાથી નહીં પણ પ્રત્યક્ષ વ્યાવહારિક કાર્યો દ્વારા બદલવો હતો. ભારતીય સંસ્કૃતિના એકેએક અંગઉપાંગની નવેસર રચના કરવી હતી. આવાં આવાં મહાન કાર્યો જેણે પોતાને માથે લીધાં તેને માટે સ્ત્રી-પુરુષ-સંબંધનો પ્રશ્ન ન છેડવો, એ ક્ષેત્રમાં નવા નવા અખતરાઓ ન કરવા, સમાજનેતા અને ધર્મકાર તરીકેની પોતાની પ્રતિષ્ઠા જોખમમાં ન નાખવી એમાં જ ડહાપણ હતું. પણ મનુષ્યજાતિના સદ્‌ભાગ્યે શ્રીકૃષ્ણ જેવા પ્રયોગવીર પાસે એ એક જ ડહાપણનો અભાવ હોય છે. નાનપણમાં માતપિતાને બંદીખાનામાંથી છોડાવવાનું અઘરું કાર્ય નજર આગળ હોવા છતાં, જેણે ગાયોનો સવાલ પોતાનો કર્યો અને ગોપાલનું નામ મેળવી લીધું, એણે જ તમામ દુનિયાની અને અગણિત પેઢીઓની ટીકા વહોરી લઈને પણ સ્ત્રી-પુરુષ-સંબંધનો સવાલ પોતાનો કર્યો અને ગોપીજનવલ્લભનું નામ મેળવ્યું.

એવા એ શ્રીકૃષ્ણના જીવનમાં કઈ કઈ જાતની સ્ત્રીઓ આવી; અને શ્રીકૃષ્ણે એમના જીવનની કદર કઈ કઈ રીતે કરી એનું આજને દિવસે આપણે ચિંતવન કરીએ.

શ્રીકૃષ્ણનું દૈવ પણ કેવું વિચિત્ર કે એના જન્મ પહેલાં જ અને એને જ કારણે એની એક બહેન મરાઈ. 'કોઈ પણ જાતની ભૂલ ન જ થવા દેવાય. બંદોબસ્ત કરવો હોય તો તે અણિશુદ્ધ કરવો જોઈએ' એ સમ્રાટોના વ્યાકરણને અનુસરીને સમ્રાટ કંસે વસુદેવનાં તમામ બાળકોને મારી નાખવાનું નક્કી કર્યું એમાં એની હડફેટમાં એ કન્યા આવી. સ્ત્રીઘાત ન કરાય એ આર્ય નિયમને કોરે મૂકી કંસે એ નિર્દોષ બાળાનું ખૂન કર્યું. પણ એ ખૂન સાથે જ કંસને અનુભવ થયો કે અબળા બાળા પણ વિદ્યુતની શકિત ધરાવે છે. એ કન્યાએ મરતાં મરતાં કંસના હૈયામાં વહેમ અને બીકનો વજ્રાઘાત કર્યો અને એ સ્વર્ગે ગઈ.

શ્રીકૃષ્ણજન્મની આગાહી ભલે નારદે કરી હોય પણ શ્રીકૃષ્ણજન્મની બીક તો કંસના હૃદયમાં એ બાળાએ જ વાવી દીધી. અને તે દિવસથી એ બાળાનાં વચન યાદ કરી કરીને કંસરાજા જળ, સ્થળ અને કાષ્ઠ-પાષાણમાં કૃષ્ણને જોતો થયો.

આમ શ્રીકૃષ્ણના આગમનનું સીધું સૂચન એક બાળાએ જ કર્યું. અને કૃષ્ણાવતારનું રહસ્ય પણ એ બાળાએ જ કંસને સમજાવ્યું. અબળાને મારી નાખવી સહેલું છે પણ એનું ચૈતન્ય અમર જ હોય છે, એમ શ્રીકૃષ્ણની એ ભગિનીએ કંસને પુરવાર કરી આપ્યું.

શ્રીકૃષ્ણનો જન્મ થયો કારાગારમાં, બંદી માતપિતાને પેટે. એ માતાના દૂધનું એક ટીપું પણ શ્રીકૃષ્ણ પી ન શક્યા. છતાં એને બંદીવાસમાંથી છોડાવવાની પોતાની જવાબદારી શ્રીકૃષ્ણે એટલે સુધી માની કે એ માતાનો ઉદ્ધાર કર્યા પછી

જ પોતાની કેળવણીનો વિચાર મનમાં આવવા દીધો.

'પ્રથમ કેળવણી, પછી માતાની સેવા' એ દુનિયાનું નક્કર ડહાપણ માતૃભક્ત શ્રીકૃષ્ણને સૂઝ્યું નહીં.

યશોદાના દૂધે શ્રીકૃષ્ણને દરેક જાતનો યશ આપ્યો. એ કથા એટલી બધી પ્રગટ છે કે એનું વિશેષ ચિંતન કરાવવાનું રહેતું નથી. માતા સાથેનો બાળકનો પહેલો સંબંધ બંડખોરનો હોય છે. બાળક જો જાતજાતનાં તોફાનથી માતાને હેરાન ન કરે તો માતાની વત્સલતા અણખેડાયેલી જ રહી જાય. માતા સાથે ચતુરાઈના દાવ ખેલી ખેલીને શ્રીકૃષ્ણે દામોદરનો ઇલકાબ મેળવ્યો.[૧]

જગદ્ગુરુનું મિશન લઈને આવેલા બાળકને તોફાન કરવા ઉપરાંત પણ માતાની વિશેષ સેવા કરવાની રહે છે. એવી સેવા એણે ગીતાગાન પહેલાં જ ફક્ત મોઢું ઉઘાડીને કરી. પોતાના વહાલસોયા દીકરાના મોઢામાં વિશ્વરૂપનું દર્શન કરનાર માતાનું આશ્ચર્ય વાણીથી વ્યક્ત ન જ થાય એમ સમજીને ગીતાનો અગિયારમો અધ્યાય લખનાર વ્યાસે ત્યાં મૌન ધારણ કર્યું છે. પોતાની માતાનો જ ગુરુ થનાર બીજો અવતારી પુરુષ દુનિયામાં થયો છે? કપિલદેવને અવતારી પુરુષ ગણીએ તો વાત જુદી.

સ્ત્રીજાતિ વિશ્વજનની છે માટે જ એ નિ:સંશય પૂજાપાત્ર છે. પણ સ્ત્રી કાંઈ જન્મે દેવી નથી હોતી. એનામાં આસુરીવૃત્તિ પણ પ્રગટ થઈ શકે છે અને પછી પોતાની જ વિકૃત મનોવૃત્તિને કારણે અથવા કોઈના કહેવાથી એ પૂતના પણ થઈ શકે છે.

અવતારી પુરુષને ક્ષણે ક્ષણે ઝેર પીવું જ પડે છે. સૉક્રેટિસ જેવો કોઈ જીવનને અંતે એ પીએ. મહાદેવ જેવો કલ્પાંતના પ્રસંગે પીએ. શ્રીકૃષ્ણે જીવનના પ્રારંભમાં જ એ પીધું અને પચાવ્યું.[૨]

સ્ત્રી પણ ઝેર પાઈ શકે છે એ વસ્તુસ્થિતિ શ્રીકૃષ્ણના જીવનમાં જાહેર થઈ એ બધી રીતે યથાયોગ્ય જ થયું. પ્રહ્‌લાદની પેઠે શ્રીકૃષ્ણે પણ પુરવાર કરી આપ્યું કે સમજણપૂર્વક પીધેલું ઝેર અમૃતરૂપ થાય છે.

જેમ પૂતનાએ શ્રીકૃષ્ણને ઝેર પાયું તેમ એને અમૃત પાનાર નીવડી એની સખી રાધા. પ્રેમધારા, જે ઘણી વાર નીચે વહે છે તેને ઊર્ધ્વગામી કરનાર તરીકે એ ધારાને રાધાનું નામ મળ્યું.

---

૧. દામ એટલે દોરી અને ઉદર એટલે પેટ. શ્રીકૃષ્ણનાં તોફાનોથી અકળાયેલી યશોદા એને કોક વાર પેટે (કેડે) દોરી બાંધી ખાંડણિયા સાથે બાંધી રાખતી તે ઉપરથી કૃષ્ણનું નામ દામોદર પડ્યું. એમાં પણ માતા ન ફાવી અને દીકરાએ આંગણાનાં બે ઝાડ વચ્ચે ખાંડણિયું ખેંચીને બન્ને ઝાડ તોડી પાડ્યાં એ વાત ભાગવતના વાચકો ઉત્તમ રીતે જાણે છે.

૨. ત્યાર પછી એ નાગર ગિરધરની એક શિષ્યાએ પણ એનું જ અનુકરણ કરી સ્ત્રીજીવન કૃતાર્થ કર્યું અને પોતાનાં ગીતો દ્વારા એ અમર થઈ.

રાધા એ શ્રીકૃષ્ણની બાલસખી, પ્રેમના ક્ષેત્રમાં એની દીક્ષાગુરુ અને અધ્યાત્મની દૃષ્ટિએ એ એની જ ચિચ્છક્તિ છે. ત્રણે દૃષ્ટિએ શ્રીકૃષ્ણના જીવનમાં એનું સ્થાન અનેરું છે. જેમ રામ સાથે સીતાનું નામ અવિભાજ્ય છે તેમ જ કૃષ્ણ સાથે રાધાનું નામ અવિભાજ્ય થઈ ગયું.

અને ત્યાં જ અલ્પપ્રજ્ઞ કવિઓએ ખતા ખાધી. એમણે માની લીધું કે 'રાધાનો શ્રીકૃષ્ણ સાથેનો સંબંધ માનવી દૃષ્ટિએ તો મલિન જ કહેવાય. પણ શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ પરમાત્મા; એને તો કશું પાપ ચોંટે જ નહીં. કાયદો ચાલુ કરનાર રાજાને હાથે જેમ ગુનો થઈ ન શકે તેમ પરમાત્માને હાથે જે કાંઈ થાય તે જ ઉત્તમ આચાર, એને અનાચાર કહેવાય જ નહીં. એ ન્યાયે જ એ સંબંધ શુદ્ધ હતો અથવા સ્પૃહણીય હતો એમ માનવું ઘટે છે.'

ખરું જોતાં રાધા અને કૃષ્ણનો સંબંધ તો પત્ની, માતા, પુત્રી, ભગિની, સખી ઈત્યાદિ તમામ સંબંધોનો નિચોડ કાઢી, એમાંથી તૈયાર કરેલા પ્રેમના સંજીવની રસાયણનો દ્યોતક હતો.

દરેક જાતના સંબંધનું વિશુદ્ધીકરણ એટલે કે દૈવીકરણ થયા બાદ એ બધા સંબંધોમાં પોતપોતાની વિશિષ્ટ ખુમારી કાયમ રહ્યા છતાં એમાં તાત્ત્વિક ભેદ રહેતો નથી. એવા સંબંધને બહુ બહુ તો અભેદ ભક્તિનો સંબંધ કહેવાય પણ એ શબ્દ પણ અહીં અધૂરો જ લાગે છે. ભક્તિમાં જે ઉપાસ્ય-ઉપાસક ભાવ રહે છે તે રહ્યા છતાં કોણ ઉપાસ્ય અને કોણ ઉપાસક એ કહેવું મુશ્કેલ થઈ જાય છે. તેના જેવો એ સંબંધ હોય છે.

એ સંબંધને જો કોઈએ ન્યાય આપ્યો હોય તો તે મહારાષ્ટ્ર કવિ શ્રીજ્ઞાનેશ્વરે પોતાના અમૃતાનુભવના પ્રારંભના પ્રકરણમાં આપેલ છે.

રાધા સ્ત્રીજાતિની પરમ ઉન્નત સ્થિતિની પ્રતિનિધિ છે. રાધા એ શ્રીકૃષ્ણની સર્વોચ્ચ કૃતિ છે.

એ જ રાધાની કાચીપાકી વિભૂતિઓ તે વ્રજની ગોપીઓ છે. દરેક ગોપીમાં રાધા ઓછીવત્તી પ્રતિબિંબિત થયેલી આપણે જોઈ શકીએ છીએ.

રાધા એ કોઈ અદ્વિતીય વ્યક્તિ નથી પણ તમામ સ્ત્રીજાતિની હરેક વ્યકિતએ પોતાની આગળ અંતિમ અનુકરણ માટે રાખવાનો આદર્શ છે એમ બતાવવા માટે જ કવિએ રાધાની આસપાસ અનેક ગોપીઓની સૃષ્ટિ ઊભી કરેલી છે.

જીવનશુદ્ધિ અને પ્રેમની જીવનસમૃદ્ધિ એનું પ્રતીક તે શ્રીકૃષ્ણની રાસલીલા છે. પોતાના પ્રસંગમાં આવેલી સ્ત્રીઓને 'આ તો કેવળ સ્ત્રી છે' એમ એમની અવગણના કર્યા વિના એમની પ્રેમશક્તિની મૂડીને આધારે દરેકને ઉપર ને ઉપર ચડાવવાનો શ્રીકૃષ્ણે સફળ પ્રયત્ન કર્યો. શ્રીકૃષ્ણના અવતારકાર્યનું એ એક મહત્ત્વનું અંગ છે.

શ્રીકૃષ્ણને સિદ્ધાન્ન ખવડાવનાર ઋષિપત્નીઓ, અને સંભ્રમ સાથે શ્રીકૃષ્ણની મહેમાનગીરી કરનાર વિદુરપત્ની એ પણ બધી શ્રીકૃષ્ણનું સ્ત્રીજાતિ પ્રત્યેનું

અવતારકૃત્ય સમજનારી બહેનો જ હતી.

લિંગભેદને કારણે સ્ત્રી-પુરુષોમાં જે વિકાર પેદા થાય છે, આખા શરીરમાં જે કામુકતા પ્રસરે છે તેના ઉપર પ્રેમનો વિજય મેળવી જીવનને શુદ્ધ અને સમૃદ્ધ કરનાર શ્રીકૃષ્ણની દીક્ષાને કૃતાર્થ કરનાર હતી એ બહેનો.

દેવકી અને યશોદા પછી મુરબ્બી જેવી જો કોઈ સ્ત્રીઓ શ્રીકૃષ્ણના પ્રસંગમાં આવી હોય તો તે કુંતી અને ગાંધારી છે. ગાંધારીએ પોતાના દીકરાઓ પ્રત્યેના મોહને વશ થઈ કૃષ્ણને દારુણ શાપ આપ્યો પણ સ્થિતપ્રજ્ઞ અને પક્ષપાતરહિત એવા ધર્મકૃતૂ શ્રીકૃષ્ણને કોઈ પણ શાપ શાપરૂપે લાગે જ નહીં. તેણે તરત જોઈ લીધું કે ગાંધારીનો શાપ પણ પોતાના અવતારકૃત્યનો પોષક જ છે. એક ભક્તે કહ્યું છે: क्रोधोऽपि देवस्य वरेण तुल्यः । ભગવાનનો ક્રોધ પણ તેના વર જેવો કલ્યાણકારી હોય છે. એ જ પ્રમાણે ભગવાનને મળેલો શાપ પણ એના અવતાર-કાર્યને સાધક જ થાય છે. ભગવાન કોઈ કાળે કર્મના તંત્રને આધીન રહેતા નથી. એ તો એ તંત્રના સ્વામી હોય છે.

કુંતી માતા પણ યશોદાની પેઠે શ્રીકૃષ્ણને પોતાના દીકરા તરીકે માનતી હતી. જે યશ યશોદાએ શ્રીકૃષ્ણને આપ્યો તે જ યશ શ્રીકૃષ્ણે કુંતીને અર્પણ કર્યો અને એ દુ:ખિનીને હિંદુસ્તાનના સમ્રાટની માતાની પદવી મેળવી આપી.

સત્યભામા અને રુકિમણી એ બંને બે પ્રકારની પત્નીઓની પ્રતિનિધિ છે અને બંનેની કદર તો શ્રીકૃષ્ણે જ કરી. સત્યભામા માનિની હતી. પોતાના પ્રેમની પોતે જ કદર કરવાની અહંકારી વૃત્તિ એનામાં હતી. શ્રીકૃષ્ણે એનું યત્કિંચિત્ પણ અપમાન ન કરતાં અનેક રીતે એની ખુશામત કરી એના અહંકારનું પોષણ કર્યું. કેમ કે એ જાણતા હતા કે સ્વાભિમાની અહંકારવૃત્તિમાંથી વીરવૃત્તિ ઉગાડી શકાય. એ સાધનામાં અથવા એ શિક્ષણકાર્યમાં શ્રીકૃષ્ણ કેટલા સફળ થયા એ કામરૂપદેશ પર શ્રીકૃષ્ણ ચડાઈ કરી ગયા તે વખતે પુરવાર થયું. અસંખ્ય રાજ-કન્યાઓને પોતાના બંદીખાનામાં પૂરી રાખનાર નરકાસુર સામે કટક લઈ જઈ એ રાજકન્યાઓને છોડાવી લાવનાર શ્રીકૃષ્ણે તે યુદ્ધનું સેનાપતિપદ સત્યભામાને જ આપેલ હતું.

કામરૂપદેશમાં સ્ત્રીરાજ્ય હતું. ત્યાં પોતે લડવા જાય એ કેટલું બેહૂદું છે તે સમજીને જ શ્રીકૃષ્ણે સત્યભામાને સેનાપતિપદે નિયુકત કરેલી હોવી જોઈએ.

પોતાની છોકરીઓને માતપિતા ગમે ત્યાં પરણાવી દે, કે છોકરીઓ પોતાની મેળે પોતાની પસંદગી કરી લે તે પ્રશ્નનો જવાબ શ્રીકૃષ્ણે પોતાના અને પોતાની બહેનના વિવાહ પ્રસંગે પ્રત્યક્ષ આચરણ દ્વારા આપી દીધો.

સુભદ્રા તો એની સગી બહેન પણ સુભદ્રા કરતાં દ્રૌપદી એની વધારે માનીતી બહેન હતી. માનિની દ્રૌપદીનાં લોહી જેવાં આંસુ લૂછી કાઢવા માટે શ્રીકૃષ્ણે શું શું ન કર્યું? શ્રીકૃષ્ણના હૃદયમાં રાધા પછી જો કોઈ સ્ત્રીનું સર્વોચ્ચ સ્થાન હોય તો તે દ્રૌપદીનું હતું. ગાઢમાં ગાઢ સંબંધ પતિપત્નીનો જ હોઈ શકે

એમ માનનારા પ્રેમ-છીછરા લોકોએ જાણવું જોઈએ કે રાધા ને દ્રૌપદી બંને સાથેનો સંબંધ જ શ્રીકૃષ્ણને મન સર્વોચ્ચ સંબંધ હતો. દ્વૈત માનો તો દ્રૌપદીનું ધ્યાન કરો; અને અદ્વૈત માનો તો રાધાનું. શ્રીકૃષ્ણનો ચુકાદો આ છે.

શ્રીકૃષ્ણનો ગૃહસ્થાશ્રમ દીપાવ્યો રુકિમણીએ પણ એમને દીકરી મળી ઉત્તરા. એને માટે પણ શ્રીકૃષ્ણે માનવી શક્તિ કરતાં વધારે શક્તિ પ્રગટ કરી. રાષ્ટ્રના ઉદ્ધાર માટે અને ધર્મની સંસ્થાપના માટે પણ જે અતિમાનુષી શક્તિ શ્રીકૃષ્ણે ન વાપરી તે ઉત્તરા જેવી પોતાની માનેલી દીકરી માટે વાપરી!

સ્ત્રીજાતિ માટે શ્રીકૃષ્ણે શું શું કર્યું તેનું તારણ કાઢતી વખતે શ્રીકૃષ્ણની વૃત્તિનો પરમ ઉત્કર્ષ બતાવવા માટે છેલ્લો કુબ્જાનો દાખલો લેવો જોઈએ. અહીં આપણે ભાગવતકારને પણ પ્રમાણ ગણી શકતા નથી. કુબ્જા ન્યાતે શૂદ્ર, પ્રતિષ્ઠામાં કેવળ દાસી. તેનું ચિત્ર ઉજ્જવળ રીતે કોણ રંગે! ભાગવતકારે એ ચિત્ર જેમતેમ પતાવી દીધું છે.

કૃમિ-કીટ-પતંગ સિક્કે તમામ વિશ્વનો ઉદ્ધાર કરવા નીકળેલા શ્રીકૃષ્ણને મન કુબ્જા કોઈ નગણ્ય પ્રાણી નહોતી. ખરું છે કે એ શૂદ્રા હતી, દાસી હતી, એટલું જ નહીં પણ કુરૂપ, ત્રિવક્રા, કુબ્જા હતી. એનો પ્રેમ પાર્થિવ હતો. કુબ્જા હોવાને કારણે કોઈ એનો સ્વીકાર કરે એમ નહોતું. સ્ત્રીહૃદય અને સ્ત્રીશરીર અતૃપ્ત સ્થિતિમાં કેટલું ભૂખ્યું રહી શકે છે એની એ પ્રતિનિધિ હતી. શ્રીકૃષ્ણે એને ઓળખી પોતાના સર્વગ્રાહી સર્વ-સ્વીકાર-કારી પ્રેમથી અપનાવી એની વક્રતા દૂર કરી. એનું પ્રેમભક્તિનું સૌંદર્ય ઓળખી એની કુરૂપતા દૂર કરી અને એના તદ્દન પાર્થિવ પ્રેમનું અપમાન ન કરતાં એની ઊંચાઈ વધારી અને એને નિર્વિકારી પ્રેમનો સાક્ષાત્કાર કરાવ્યો.

એ હતો પૂર્ણાવતારી શ્રીકૃષ્ણ જેણે — અર્ધી માનવજાતિ — સ્ત્રીનું મહત્ત્વ ઓળખ્યું અને એના ઉદ્ધાર માટે પોતાની તમામ પ્રતિષ્ઠા, તમામ શક્તિ ખર્ચી અને સૈકાંઓ સુધીની ગેરસમજ અને નિંદા વહોરી લીધી. યુગાવતારનું એમનું મહાન કાર્ય એમની સ્ત્રીસેવામાં આડે ન આવ્યું.

શ્રીકૃષ્ણને પૂર્ણપણે ઓળખતાં આપણે કેટલા યુગો વિતાડીશું તેની ખબર નથી. તેથી દર વર્ષે આપણી સ્થિતિ પ્રમાણે એમને ક્રમશઃ ઓળખવા પ્રયત્ન કરીએ.

ઑક્ટોબર, ૧૯૪૫

## ૭. રાજકારણી શ્રીકૃષ્ણ

જે લેખના અંતમાં સત્ય, અહિંસા, સર્વધર્મસમભાવ અથવા તો જુદી જુદી જાતિની એકતા આવે તે લેખ પ્રચાર કરવાની વૃત્તિથી લખેલો છે, લેખક ગાંધીજીના

અવતારકૃત્ય સમજનારી બહેનો જ હતી.

લિંગભેદને કારણે સ્ત્રી-પુરુષોમાં જે વિકાર પેદા થાય છે, આખા શરીરમાં જે કામુકતા પ્રસરે છે તેના ઉપર પ્રેમનો વિજય મેળવી જીવનને શુદ્ધ અને સમૃદ્ધ કરનાર શ્રીકૃષ્ણની દીક્ષાને કૃતાર્થ કરનાર હતી એ બહેનો.

દેવકી અને યશોદા પછી મુરબ્બી જેવી જો કોઈ સ્ત્રીઓ શ્રીકૃષ્ણના પ્રસંગમાં આવી હોય તો તે કુંતી અને ગાંધારી છે. ગાંધારીએ પોતાના દીકરાઓ પ્રત્યેના મોહને વશ થઈ કૃષ્ણને દારુણ શાપ આપ્યો પણ સ્થિતપ્રજ્ઞ અને પક્ષપાતરહિત એવા ધર્મકૃતૂ શ્રીકૃષ્ણને કોઈ પણ શાપ શાપરૂપે લાગે જ નહીં. તેણે તરત જોઈ લીધું કે ગાંધારીનો શાપ પણ પોતાના અવતારકૃત્યનો પોષક જ છે. એક ભક્તે કહ્યું છે: क्रोधोऽपि देवस्य वरेण तुल्यः । ભગવાનનો ક્રોધ પણ તેના વર જેવો કલ્યાણકારી હોય છે. એ જ પ્રમાણે ભગવાનને મળેલો શાપ પણ એના અવતાર-કાર્યને સાધક જ થાય છે. ભગવાન કોઈ કાળે કર્મના તંત્રને આધીન રહેતા નથી. એ તો એ તંત્રના સ્વામી હોય છે.

કુંતી માતા પણ યશોદાની પેઠે શ્રીકૃષ્ણને પોતાના દીકરા તરીકે માનતી હતી. જે યશ યશોદાએ શ્રીકૃષ્ણને આપ્યો તે જ યશ શ્રીકૃષ્ણે કુંતીને અર્પણ કર્યો અને એ દુ:ખિનીને હિંદુસ્તાનના સમ્રાટની માતાની પદવી મેળવી આપી.

સત્યભામા અને રુકિમણી એ બંને બે પ્રકારની પત્નીઓની પ્રતિનિધિ છે અને બંનેની કદર તો શ્રીકૃષ્ણે જ કરી. સત્યભામા માનિની હતી. પોતાના પ્રેમની પોતે જ કદર કરવાની અહંકારી વૃત્તિ એનામાં હતી. શ્રીકૃષ્ણે એનું યત્કિંચિત્ પણ અપમાન ન કરતાં અનેક રીતે એની ખુશામત કરી એના અહંકારનું પોષણ કર્યું. કેમ કે એ જાણતા હતા કે સ્વાભિમાની અહંકારવૃત્તિમાંથી વીરવૃત્તિ ઉગાડી શકાય. એ સાધનામાં અથવા એ શિક્ષણકાર્યમાં શ્રીકૃષ્ણ કેટલા સફળ થયા એ કામરૂપદેશ પર શ્રીકૃષ્ણ ચડાઈ કરી ગયા તે વખતે પુરવાર થયું. અસંખ્ય રાજ-કન્યાઓને પોતાના બંદીખાનામાં પૂરી રાખનાર નરકાસુર સામે કટક લઈ જઈ એ રાજકન્યાઓને છોડાવી લાવનાર શ્રીકૃષ્ણે તે યુદ્ધનું સેનાપતિપદ સત્યભામાને જ આપેલ હતું.

કામરૂપદેશમાં સ્ત્રીરાજ્ય હતું. ત્યાં પોતે લડવા જાય એ કેટલું બેહૂદું છે તે સમજીને જ શ્રીકૃષ્ણે સત્યભામાને સેનાપતિપદે નિયુક્ત કરેલી હોવી જોઈએ.

પોતાની છોકરીઓને માતપિતા ગમે ત્યાં પરણાવી દે, કે છોકરીઓ પોતાની મેળે પોતાની પસંદગી કરી લે તે પ્રશ્નનો જવાબ શ્રીકૃષ્ણે પોતાના અને પોતાની બહેનના વિવાહ પ્રસંગે પ્રત્યક્ષ આચરણ દ્વારા આપી દીધો.

સુભદ્રા તો એની સગી બહેન પણ સુભદ્રા કરતાં દ્રૌપદી એની વધારે માનીતી બહેન હતી. માનિની દ્રૌપદીનાં લોહી જેવાં આંસુ લૂછી કાઢવા માટે શ્રીકૃષ્ણે શું શું ન કર્યું? શ્રીકૃષ્ણના હૃદયમાં રાધા પછી જો કોઈ સ્ત્રીનું સર્વોચ્ચ સ્થાન હોય તો તે દ્રૌપદીનું હતું. ગાઢમાં ગાઢ સંબંધ પતિપત્નીનો જ હોઈ શકે

એમ માનનારા પ્રેમ-છીછરા લોકોએ જાણવું જોઈએ કે રાધા ને દ્રૌપદી બંને સાથેનો સંબંધ જ શ્રીકૃષ્ણને મન સર્વોચ્ચ સંબંધ હતો. દ્વૈત માનો તો દ્રૌપદીનું ધ્યાન કરો; અને અદ્વૈત માનો તો રાધાનું. શ્રીકૃષ્ણનો ચુકાદો આ છે.

શ્રીકૃષ્ણનો ગૃહસ્થાશ્રમ દીપાવ્યો રુકિમણીએ પણ એમને દીકરી મળી ઉત્તરા. એને માટે પણ શ્રીકૃષ્ણે માનવી શક્તિ કરતાં વધારે શક્તિ પ્રગટ કરી. રાષ્ટ્રના ઉદ્ધાર માટે અને ધર્મની સંસ્થાપના માટે પણ જે અતિમાનુષી શક્તિ શ્રીકૃષ્ણે ન વાપરી તે ઉત્તરા જેવી પોતાની માનેલી દીકરી માટે વાપરી!

સ્ત્રીજાતિ માટે શ્રીકૃષ્ણે શું શું કર્યું તેનું તારણ કાઢતી વખતે શ્રીકૃષ્ણની વૃત્તિનો પરમ ઉત્કર્ષ બતાવવા માટે છેલ્લો કુબ્જાનો દાખલો લેવો જોઈએ. અહીં આપણે ભાગવતકારને પણ પ્રમાણ ગણી શકતા નથી. કુબ્જા ન્યાતે શૂદ્ર, પ્રતિષ્ઠામાં કેવળ દાસી. તેનું ચિત્ર ઉજ્જવળ રીતે કોણ રંગે! ભાગવતકારે એ ચિત્ર જેમતેમ પતાવી દીધું છે.

કૃમિ-કીટ-પતંગ સિક્કે તમામ વિશ્વનો ઉદ્ધાર કરવા નીકળેલા શ્રીકૃષ્ણને મન કુબ્જા કોઈ નગણ્ય પ્રાણી નહોતી. ખરું છે કે એ શૂદ્રા હતી, દાસી હતી, એટલું જ નહીં પણ કુરૂપ, ત્રિવક્રા, કુબ્જા હતી. એનો પ્રેમ પાર્થિવ હતો. કુબ્જા હોવાને કારણે કોઈ એનો સ્વીકાર કરે એમ નહોતું. સ્ત્રીહૃદય અને સ્ત્રીશરીર અતૃપ્ત સ્થિતિમાં કેટલું ભૂખ્યું રહી શકે છે એની એ પ્રતિનિધિ હતી. શ્રીકૃષ્ણે એને ઓળખી પોતાના સર્વગ્રાહી સર્વ-સ્વીકાર-કારી પ્રેમથી અપનાવી એની વક્રતા દૂર કરી. એનું પ્રેમભક્તિનું સૌંદર્ય ઓળખી એની કુરૂપતા દૂર કરી અને એના તદ્દન પાર્થિવ પ્રેમનું અપમાન ન કરતાં એની ઊંચાઈ વધારી અને એને નિર્વિકારી પ્રેમનો સાક્ષાત્કાર કરાવ્યો.

એ હતો પૂર્ણાવતારી શ્રીકૃષ્ણ જેણે — અર્ધી માનવજાતિ — સ્ત્રીનું મહત્ત્વ ઓળખ્યું અને એના ઉદ્ધાર માટે પોતાની તમામ પ્રતિષ્ઠા, તમામ શક્તિ ખર્ચી અને સૈકાંઓ સુધીની ગેરસમજ અને નિંદા વહોરી લીધી. યુગાવતારનું એમનું મહાન કાર્ય એમની સ્ત્રીસેવામાં આડે ન આવ્યું.

શ્રીકૃષ્ણને પૂર્ણપણે ઓળખતાં આપણે કેટલા યુગો વિતાડીશું તેની ખબર નથી. તેથી દર વર્ષે આપણી સ્થિતિ પ્રમાણે એમને ક્રમશઃ ઓળખવા પ્રયત્ન કરીએ.

ઑક્ટોબર, ૧૯૪૫

## ૭. રાજકારણી શ્રીકૃષ્ણ

જે લેખના અંતમાં સત્ય, અહિંસા, સર્વધર્મસમભાવ અથવા તો જુદી જુદી જાતિની એકતા આવે તે લેખ પ્રચાર કરવાની વૃત્તિથી લખેલો છે, લેખક ગાંધીજીના

તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરવા માટે પ્રવૃત્ત થયો છે, એમ માની લઈ તેને બાજુએ હડસેલી મૂકવાનું ઘણું સહેલું છે. આજકાલ કેટલીક સાહિત્યકલાપૂર્ણ જાહેરખબરોમાં પણ શરૂમાં એકાદ મજેદાર વાત, ઐતિહાસિક પ્રસંગ અથવા તાત્ત્વિક વિવેચન વાંચવા કયાં નથી મળતું?

લોકોની આવી વૃત્તિ જોઈને લેખકોને પોતાનું કથન મોઘમપણે, આડકતરી રીતે કહેવાનું મન થાય છે. સાહિત્યશાસ્ત્રે એને ઉચ્ચ કાવ્યનું લક્ષણ કહ્યું છે. ઉપનિષદો કહે છે કે દેવોને પણ સીધું કહીએ તો તેમનાથી, ખમાતું નથી. પરોક્ષ રીતે મોઘમ રીતે કહીએ તો જ તેમને ગમે છે. (परोक्ष-प्रियाः इव हि देवाः प्रत्यक्ष-द्विषः !) આવી શૈલીને એક કાળમાં વક્રોક્તિ કહેતા.

છેવટે અમુક અનુમાન આવવાનું છે એમ પહેલેથી ખબર પડે એટલેથી જ સામાન્ય માણસોએ આટલા બધા શું કરવા ભડકી જવું?

અને આ 'સામાન્ય માણસ' હમેશ જોતો આવ્યો છે કે જે વાતને તે 'જાણીએ છીએ' કરીને બાજુએ સેરવી દે છે તે જ કોઈ કોઈ વાર અચૂકપણે મહત્ત્વની થઈ બેસે છે, બધી બાજુએથી તેને ઘેરી લે છે અને છેવટે આસપાસના વાતાવરણને જોરે તેને ચૂપચાપ સ્વીકારી લેવી પડે છે. આ 'સામાન્ય માણસ' સ્વભાવે એવો તો લવચીક અને સમજદાર હોય છે કે પોતે પરિસ્થિતિને વશ થઈને, અને સાવ લાચારીથી, પણ જો એક વાત સ્વીકારી લીધી તો પછી તે તેનો જ અભિમાની બની જાય છે અને તેનીયે વિરુદ્ધ કોઈને એક અક્ષર બોલવા દેતો નથી.

શ્રીકૃષ્ણે પોતાનું જીવન નાનપણમાં મલ્લવિદ્યાથી શરૂ કર્યું. અનેક વીરપરાક્રમો કરી બતાવ્યાં અને છેલ્લે છેલ્લે જે ગૃહયુદ્ધનું પરિણામ હિંદુસ્તાનને હજારો વર્ષ સુધી ભોગવવું પડયું, અને આજે પણ ભોગવી રહ્યું છે તે યુદ્ધમાં તો તેમણે પોતાના હાથમાં શસ્ત્ર સરખાં ધારણ કર્યાં નહીં. આ વાત કાંઈ અહિંસાવાદીઓએ હમણાં હમણાંની યુક્તિ-પ્રયુક્તિથી કૃષ્ણચરિત્રમાં ઘુસાડી દીધેલી નથી.

કંસ, ચાણૂર, શિશુપાલ, વક્રદંત વગેરેનો નાશ કરનાર અને જરાસંધ, નરકાસુર વગેરેનાં સામ્રાજ્યો ધૂળભેગાં કરનાર શ્રીકૃષ્ણ પોતાનું મુખ્ય જીવનકાર્ય સિદ્ધ કરવાની વખતે જ હાથમાં શસ્ત્ર કેમ લેતા નથી, એનો ખુલાસો કોઈ સામાન્ય દાખલો ટાંકીને આપી શકાતો નથી.

માનવચિત્તનો અને સામાજિક વિકારનો ઊંડો અભ્યાસ કરીને શ્રીકૃષ્ણને જીવન-રહસ્યનું કોઈ મહત્ત્વનું અંગ દૃષ્ટિગોચર થયું તેથી, અને પોતાના કાળના-લોકોને ગળે તે ઊતરવાનું નથી, તેમનાથી તે જીરવી શકાવાનું નથી એવી નિરાશા થવાથી 'કંઈ નહીં તો આપણે તો એ તત્ત્વનો અમલ કરીએ, કે જેથી ભવિષ્યકાળે જગત-માં ગમે ત્યાં આપણો સમાનધર્મી જાગશે અને જે વાતને માટે આજનું જગત તૈયાર નથી તે જ વાત ભવિષ્યના 'સામાન્ય માણસ'ને કયારેક તો ગળે ઊતરશે,' એવી સાત્ત્વિક શ્રદ્ધા શ્રીકૃષ્ણે રાખી હશે એવું અનુમાન આપણે કેમ ન કરીએ?

એ જે હોય તે. દર વર્ષે જ્યારે જન્માષ્ટમી આવે છે અને આપણે પૂર્ણાવતાર શ્રીકૃષ્ણના જીવનનું ચિંતન કરીએ છીએ તે વખતે તો ઓછામાં ઓછું જીવનની જુદી જુદી દૃષ્ટિથી શ્રીકૃષ્ણનો કાળ, તત્કાલીન સમાજ, અને તે સમાજમાં રહીને શ્રીકૃષ્ણે કરેલી માનવસેવાનો વિચાર જુદી જુદી બાજુથી કરવો જોઈએ.

શ્રીકૃષ્ણ સમજણા થયા ત્યારથી જ તેમના સોબતીઓએ તેમની આજુબાજુ ગુસપુસ શરૂ કરી હશે અને કેટલાક છોકરાઓએ તો તેમને ખીજવવા અને ઉતારી પાડવા ખાતર કહ્યું પણ હશે કે, "ભાઈ, નંદ ને યશોદા તારાં સાચાં માબાપ નથી. તારાં માબાપ તો પણે કંસની રાજધાનીમાં જેલમાં સબડે છે. નંદ-યશોદા તારા પર ગમે તેટલું વહાલ રાખે છતાં તું છતે માબાપે માબાપ વિનાનો છે." શ્રીકૃષ્ણને આ વાત કેટલી વસમી લાગી હશે! બાળપણમાં તેમને બીજું શું સૂઝે? તેમણે નક્કી કર્યું કે બીજી કોઈ વિદ્યા શીખતાં પહેલાં માતપિતાને છોડાવવા માટે મલ્લવિદ્યા શીખવી જોઈએ. અને તે મલ્લવિદ્યા તેમને કામ આવી પણ ખરી. બળરામ અને શ્રીકૃષ્ણ શરીરનો પરસેવો સૂકવવા માટે સૂકું છાણ લગાડીને બની શકે ત્યારે કુસ્તી કરતા. આમ કરી તેમણે બંનેએ અપ્રતિમ સામર્થ્ય મેળવ્યું. એવો એક પણ મલ્લ કે મસ્ત હાથી નહોતો, જેને શ્રીકૃષ્ણે જેર ન કર્યો હોય. બળરામ શ્રીકૃષ્ણ કરતાં વધારે બળવાન બન્યો હતો પણ તેનામાં બુદ્ધિ ઓછી. શત્રુ માથે ચડી બેસે ત્યારે તેને નીચે પટકીને મારી શકાય છે એ વાત પણ શ્રીકૃષ્ણ સમજાવીને કહે ત્યારે જ તેના ભેજામાં ઊતરતી.

પોતાની માતાને ગુલામીમાંથી મુક્ત કર્યા પછી જ શ્રીકૃષ્ણને સાંદીપનિની યુનિવર્સિટીમાં શિક્ષણ માટે જવાનું સૂઝયું. માળવાની આ યુનિવર્સિટીમાં અભ્યાસ કરતાં કરતાં શ્રીકૃષ્ણને હિંદુસ્તાનના સર્વ પ્રાંતની લોકસ્થિતિનું જ્ઞાન મળ્યું હશે. તેમનું મન હસ્તિનાપુરના રાજકારણ તરફ આકર્ષાયું.

શ્રીકૃષ્ણ મૂળથી જ સામોપચારી. યુદ્ધને ટાળવા માટે તેમણે એકે પ્રયત્ન બાકી ન રાખ્યો. પણ આ યુદ્ધ અટકે એમ નથી એવું લાગતાં જ તેમણે યુદ્ધની તૈયારી પણ કમર કસીને કરવા માંડી. ક્યાંય પણ કોઈ જાતની ખામી રહેવા દીધી નહીં.

શ્રીકૃષ્ણના જીવનમાં બે વાત પ્રધાનપણે દેખાઈ આવે છે; 'ઝઘડો ટાળવો; અને તે ન જ ટળે તો બધી બુદ્ધિ વાપરીને યુદ્ધની પૂરેપૂરી તૈયારી કરવી; ક્યાંય ગફલત રહેવા દેવી નહીં' એ એક વાત અને જનતા જે કાંઈ નિર્ણય આપે તેને માથે ચડાવવો એ બીજી વાત.

શ્રીકૃષ્ણના યાદવોએ મગધ દેશના જરાસંધને અનેક વાર પાછો કાઢયો. પણ જરાસંધ ફરી ફરી વધારે ને વધારે તૈયારી સાથે ચડી આવવા લાગ્યો. યાદવો અંદર અંદર ગુસપુસ કરવા લાગ્યા કે 'આપણામાં આ કૃષ્ણ છે એટલે જ જરાસંધ એક પછી એક ચડાઈ કર્યા કરે છે. જરાસંધ અને કૃષ્ણ બંને મહત્ત્વાકાંક્ષી છે. એ લોકો કદી જંપીને બેસી શકવાના નથી. અને વચમાં નાહકનો આપણો કચ્ચરઘાણ નીકળી જાય છે. આ કૃષ્ણ આપણામાં ન હોત તો આપણે જરાસંધના

ખાંડિયા થઈને પણ સુખે રહ્યા હોત.'

તેમની વાતથી શ્રીકૃષ્ણને લાગી આવ્યું. પોતાના જ માણસો પર ચિડાવાનું શું? દેશત્યાગ કરવાથી સ્વજનોને સંતોષ થાય છે ને? ઠીક ત્યારે; આપણે અહીંથી દૂર ગયેલા સારા.

લોકોએ મારું અપમાન કર્યું, હવે તેમની ખો ભુલાવવી જ જોઈએ, લોકોને બતાવી દેવું જોઈએ કે હું ન હોઉં તો તેમના બૂરા હાલ થવાના છે; – આવો હીન વિચાર શ્રીકૃષ્ણના મનમાં પણ આવ્યો નહીં. તેમણે તરત જ બીજો મોરચો ખોલી દીધો. કાઠિયાવાડ તરફથી જે પરદેશીઓ આવતા હતા તેમનો કાયમનો બંદોબસ્ત કરવાનું કામ તેમણે હાથમાં લીધું. સમુદ્રકાંઠે એક ગેટ ઑફ ઇન્ડિયા હોય તો સારું એમ નક્કી કરીને તેમણે દ્વારિકા બેટ પર ચાંપતો બંદોબસ્ત કર્યો. પાસપોર્ટ વિના કોઈ અંદર આવી ન શકે કે બહાર જઈ ન શકે એવો કડક નિયમ તેમણે કર્યો. (न अमुद्रः गच्छते कश्चित्)

એક વાર તો શ્રીકૃષ્ણને કર્ણાટક—કુન્તલ દેશ—સુધી હિજરત કરવી પડી હતી. ત્યાં જઈને પણ તેમણે પહાડ પર ચડીને આત્મરક્ષણ કેવી રીતે કરવું, શત્રુના સૈન્ય પર ઉપરથી મોટી મોટી શિલાઓ કેવી રીતે ગબડાવી દેવી એ અંગેની યુદ્ધનીતિ વિકસાવી.

જેમ શ્રીકૃષ્ણને સામોપચાર જ પસંદ હતો તેમ તેમને રાજા થવા પ્રત્યે ભારે સૂગ હતી. અને તેમના જેવા ફિલસૂફ સમાજશાસ્ત્રજ્ઞને તેવી સૂગ કેમ ન હોય? કંસ, જરાસંધ, શિશુપાલ, વક્રદંત બધાએ અને નજર સામે જ દુર્યોધને શ્રીકૃષ્ણને રાજાઓ કેવા હોય છે એનું દર્શન કરાવ્યું હતું. જ્યાં બધા જ સરખા છે ત્યાં સારાનરસાની પંચાતમાં પડવા કરતાં જે કોઈને રાજા થવું હોય તેને સુખે થવા દેવો. પણ આપણે પોતે એ હલકા ધંધામાં કદી પડવું નહીં એમ શ્રીકૃષ્ણે પોતાની કારકિર્દીની શરૂઆતમાં જ નક્કી કરી નાખ્યું હતું.

શ્રીકૃષ્ણ પોતાના જમાનાના સર્વશ્રેષ્ઠ રાજકારણી પુરુષ હતા. મહાભારતના યુદ્ધમાં એક બાજુ ધર્મરાજ, અર્જુન અને ભીમ; અને બીજી બાજુ દુર્યોધન અને કર્ણ એ સર્વોચ્ચ પુરુષો દેખાતા છતાં અને યુદ્ધરૂપી નાટકનાં એ જ પ્રધાન પાત્રો હતાં એમ કવિઓએ બતાવ્યું છે તે છતાં દીર્ઘદૃષ્ટિ, અદમ્ય ઉત્સાહ, રાષ્ટ્રવ્યાપી સંરક્ષણ અને અખંડ પુરુષાર્થ એ બધી બાબતમાં શ્રીકૃષ્ણ જ ભારતીય-કાલરૂપી હિમાલયના ગૌરીશંકર છે.

પણ કવિએ તેમના ચરિત્રની સ્વાભાવિકતા તદ્દન નષ્ટ કરી નાખી છે. ગ્રામસંસ્કૃતિમાં ઊછરેલા શ્રીકૃષ્ણનાં સ્વાભાવિક મસ્તીતોફાનને કવિએ વેદાંતી લીલાનું રૂપ આપ્યું, પુખ્ત ઉંમરમાં કરેલી રાષ્ટ્રસેવાને અવતારકૃત્ય કહીને બાજુએ સેરવી દીધી, અને આજીવન ભારતીય સંગઠનનું જે કાર્ય શ્રીકૃષ્ણે કર્યું તેને છેક ગૌણ કરી નાખ્યું.

પાંચેય પાંડવ બલાઢ્ય ખરા, પણ તેમણે ભારતીય યુદ્ધની શી તૈયારી કરી

હતી ? જુગાર રમીને ધર્મરાજે રાજ્ય ખોયું, ઘેર આવેલા પરોણાને ગ્રામ્યપણે હસીને ભીમ અને દ્રૌપદીએ કૌરવો સાથે વેર ઊભું કર્યું, પોતાને ભાગે વનવાસ આવતાં ધર્મરાજ ચાર બ્રાહ્મણોને ભેગા કરીને ધર્મચર્ચામાં મગ્ન થઈ ગયા અને જાતજાતનાં અસ્ત્રો અને તેના મંત્રો સિદ્ધ કરવા માટે અર્જુન હિમાલયમાં જઈને તપ કરવા લાગ્યો. આવે વખતે દ્વારકાથી આસામ સુધી ઠેકઠેકાણેના રાજાઓને મળીકરીને અને તેના રાજકારણમાં જાતે ભાગ લઈને શ્રીકૃષ્ણે જ એક પ્રચંડ સંગઠન ઊભું કર્યું અને દુર્યોધનની સામ્રાજ્યસંઘટનાનો સામનો કરવાની તૈયારી કરી. આસામના બાણાસુર, ભગદત્ત, નરક વગેરે રાજાઓ, સિંધના જયદ્રથ જેવા પંજાબના દ્રુપદ જેવા અનેક રાજાઓ સાથે શ્રીકૃષ્ણે જ મસલત કરી હતી.

યુદ્ધ શરૂ થતાં પહેલાં, તે ચાલુ હોય ત્યારે અને પૂરું થયા પછી સંધિ કરતી વખતે ઘણા લોકો એ યુદ્ધ શા માટે છે અને શા માટે કર્યું એ જ ભૂલી જાય છે. પરિસ્થિતિ બદલાતી જાય તે પ્રમાણે જુદા જુદા શબ્દોમાં યુદ્ધનો હેતુ જાહેર કરવો પડે છે. ભારતીય યુદ્ધ શાને માટે છે એની સ્પષ્ટ કલ્પના માત્ર ભીષ્મ અને કૃષ્ણ એ બે જણને જ હતી. અને તેમાંય ત્રણે કાળની ચિંતા તો શ્રીકૃષ્ણે જ રાખી હતી.

શ્રીકૃષ્ણને હાથે ગફલત થઈ હોય તો અશ્વત્થામાએ દ્રૌપદીના પાંચેય પુત્રોને મારી નાખ્યા તે વખતે થઈ એમ કહેવું જોઈએ. જવાબદારી ભલે ગમે તેની હોય, શ્રીકૃષ્ણને એ સૂઝવું જોઈતું હતું કે નિરાશ થયેલો કૌરવ પક્ષ ધર્મ-અધર્મનો વિચાર બાજુએ મૂકીને ગમે તે ઘાતકી કામ કર્યા વિના રહેવાનો નથી.

શ્રીકૃષ્ણે એકંદર પાંચ સામ્રાજ્યોનો નાશ કર્યો અને જનતાનો પુરસ્કાર કર્યો. મથુરામાં કંસ રાજ્ય કરતો હતો. જરાસંધનું રાજ્ય દક્ષિણ બિહાર તરફ હતું, શિશુપાલ અને વક્રદંત વરાડ અને મધ્ય દેશમાં પોતાની હાક વગાડતા હતા; નરકાસુરે આસામ પ્રાંતમાં હસ્તિ સૈન્યનો દોર જમાવ્યો હતો. કાલયવન, મુચકુંદ વગેરે લોકોએ કાઠિયાવાડમાં ધમાલ મચાવી હતી અને દુર્યોધને તો દિલ્હીના તખ્ત ઉપર બેસીને બધે પોતાનો ધાક બેસાડયો હતો. બળ, કળ બધું જ વાપરીને શ્રીકૃષ્ણે એ બધાં સામ્રાજ્યોના ભુક્કા ઉડાવ્યા અને હિંદુસ્તાનને એકછત્ર રાજ આપ્યું.

આવા આ મલ્લવિદ્યાવિશારદ, રાજકાજધુરંધર, અપ્રતિમ સેનાની મુત્સદ્દીએ બરાબર ભારતીય યુદ્ધને ટાંકણે જ હાથમાં શસ્ત્ર ન લેવાનો નિર્ણય શા માટે કર્યો ?

પોતાની આખી સેના દુર્યોધનના પક્ષમાં મોકલીને શ્રીકૃષ્ણ એકલા જ પાંડવોના પક્ષમાં ગયા અને એ રીતે બંને પક્ષને કોઈ પણ જાતના પક્ષપાત વિના મદદ કરીને તેમણે પોતાની ન્યાયપ્રિયતા સિદ્ધ કરી એમ કહેવું જોઈએ. પણ એટલું કરવા છતાં ન્યાયનું પલ્લું પાંડવો તરફ નમેલું જોઈને તેમણે પોતે હાથમાં શસ્ત્ર ન લેવું એમ ઠરાવ્યું એ ખુલાસો આજ પણ પૂરતો સંતોષકારક લાગતો નથી.

પોતાના કાળનો સમાજ યુદ્ધપરાયણ છે, લડાઈ ન કરો એમ કહેવાથી તે

ખંડિયા થઈને પણ સુખે રહ્યા હોત.'

તેમની વાતથી શ્રીકૃષ્ણને લાગી આવ્યું. પોતાના જ માણસો પર ચિડાવાનું શું? દેશત્યાગ કરવાથી સ્વજનોને સંતોષ થાય છે ને? ઠીક ત્યારે; આપણે અહીંથી દૂર ગયેલા સારા.

લોકોએ મારું અપમાન કર્યું, હવે તેમની ખો ભુલાવવી જ જોઈએ, લોકોને બતાવી દેવું જોઈએ કે હું ન હોઉં તો તેમના બૂરા હાલ થવાના છે; — આવો હીન વિચાર શ્રીકૃષ્ણના મનમાં પણ આવ્યો નહીં. તેમણે તરત જ બીજો મોરચો ખોલી દીધો. કાઠિયાવાડ તરફથી જે પરદેશીઓ આવતા હતા તેમનો કાયમનો બંદોબસ્ત કરવાનું કામ તેમણે હાથમાં લીધું. સમુદ્રકાંઠે એક ગેટ ઑફ ઇન્ડિયા હોય તો સારું એમ નક્કી કરીને તેમણે દ્વારિકા બેટ પર ચાંપતો બંદોબસ્ત કર્યો. પાસપોર્ટ વિના કોઈ અંદર આવી ન શકે કે બહાર જઈ ન શકે એવો કડક નિયમ તેમણે કર્યો. (न अमुद्रः गच्छते कश्चित्)

એક વાર તો શ્રીકૃષ્ણને કર્ણાટક—કુન્તલ દેશ—સુધી હિજરત કરવી પડી હતી. ત્યાં જઈને પણ તેમણે પહાડ પર ચડીને આત્મરક્ષણ કેવી રીતે કરવું, શત્રુના સૈન્ય પર ઉપરથી મોટી મોટી શિલાઓ કેવી રીતે ગબડાવી દેવી એ અંગેની યુદ્ધનીતિ વિકસાવી.

જેમ શ્રીકૃષ્ણને સામોપચાર જ પસંદ હતો તેમ તેમને રાજા થવા પ્રત્યે ભારે સૂગ હતી. અને તેમના જેવા ફિલસૂફ સમાજશાસ્ત્રજ્ઞને તેવી સૂગ કેમ ન હોય? કંસ, જરાસંધ, શિશુપાલ, વક્રદંત બધાએ અને નજર સામે જ દુર્યોધને શ્રીકૃષ્ણને રાજાઓ કેવા હોય છે એનું દર્શન કરાવ્યું હતું. જ્યાં બધા જ સરખા છે ત્યાં સારાનરસાની પંચાતમાં પડવા કરતાં જે કોઈને રાજા થવું હોય તેને સુખે થવા દેવો. પણ આપણે પોતે એ હલકા ધંધામાં કદી પડવું નહીં એમ શ્રીકૃષ્ણે પોતાની કારકિર્દીની શરૂઆતમાં જ નક્કી કરી નાખ્યું હતું.

શ્રીકૃષ્ણ પોતાના જમાનાના સર્વશ્રેષ્ઠ રાજકારણી પુરુષ હતા. મહાભારતના યુદ્ધમાં એક બાજુ ધર્મરાજ, અર્જુન અને ભીમ; અને બીજી બાજુ દુર્યોધન અને કર્ણ એ સર્વોચ્ચ પુરુષો દેખાતા છતાં અને યુદ્ધરૂપી નાટકનાં એ જ પ્રધાન પાત્રો હતાં એમ કવિઓએ બતાવ્યું છે તે છતાં દીર્ઘદૃષ્ટિ, અદમ્ય ઉત્સાહ, રાષ્ટ્રવ્યાપી સંરક્ષણ અને અખંડ પુરુષાર્થ એ બધી બાબતમાં શ્રીકૃષ્ણ જ ભારતીય-કાલરૂપી હિમાલયના ગૌરીશંકર છે.

પણ કવિએ તેમના ચરિત્રની સ્વાભાવિકતા તદ્દન નષ્ટ કરી નાખી છે. ગ્રામસંસ્કૃતિમાં ઊછરેલા શ્રીકૃષ્ણનાં સ્વાભાવિક મસ્તીતોફાનને કવિએ વેદાંતી લીલાનું રૂપ આપ્યું, પુખ્ત ઉંમરમાં કરેલી રાષ્ટ્રસેવાને અવતારકૃત્ય કહીને બાજુએ સેરવી દીધી, અને આજીવન ભારતીય સંગઠનનું જે કાર્ય શ્રીકૃષ્ણે કર્યું તેને છેક ગૌણ કરી નાખ્યું.

પાંચેય પાંડવ બલાઢ્ય ખરા, પણ તેમણે ભારતીય યુદ્ધની શી તૈયારી કરી

હતી? જુગાર રમીને ધર્મરાજે રાજ્ય ખોયું, ઘેર આવેલા પરોણાને ગ્રામ્યપણે હસીને ભીમ અને દ્રૌપદીએ કૌરવો સાથે વેર ઊભું કર્યું, પોતાને ભાગે વનવાસ આવતાં ધર્મરાજ ચાર બ્રાહ્મણોને ભેગા કરીને ધર્મચર્ચામાં મગ્ન થઈ ગયા અને જાતજાતનાં અસ્ત્રો અને તેના મંત્રો સિદ્ધ કરવા માટે અર્જુન હિમાલયમાં જઈને તપ કરવા લાગ્યો. આવે વખતે દ્વારકાથી આસામ સુધી ઠેકઠેકાણેના રાજાઓને મળીકરીને અને તેના રાજકારણમાં જાતે ભાગ લઈને શ્રીકૃષ્ણે જ એક પ્રચંડ સંગઠન ઊભું કર્યું અને દુર્યોધનની સામ્રાજ્યસંઘટનાનો સામનો કરવાની તૈયારી કરી. આસામના બાણાસુર, ભગદત્ત, નરક વગેરે રાજાઓ, સિંધના જયદ્રથ જેવા પંજાબના દ્રુપદ જેવા અનેક રાજાઓ સાથે શ્રીકૃષ્ણે જ મસલત કરી હતી.

યુદ્ધ શરૂ થતાં પહેલાં, તે ચાલુ હોય ત્યારે અને પૂરું થયા પછી સંધિ કરતી વખતે ઘણા લોકો એ યુદ્ધ શા માટે છે અને શા માટે કર્યું એ જ ભૂલી જાય છે. પરિસ્થિતિ બદલાતી જાય તે પ્રમાણે જુદા જુદા શબ્દોમાં યુદ્ધનો હેતુ જાહેર કરવો પડે છે. ભારતીય યુદ્ધ શાને માટે છે એની સ્પષ્ટ કલ્પના માત્ર ભીષ્મ અને કૃષ્ણ એ બે જણને જ હતી. અને તેમાંય ત્રણે કાળની ચિંતા તો શ્રીકૃષ્ણે જ રાખી હતી.

શ્રીકૃષ્ણને હાથે ગફલત થઈ હોય તો અશ્વત્થામાએ દ્રૌપદીના પાંચેય પુત્રોને મારી નાખ્યા તે વખતે થઈ એમ કહેવું જોઈએ. જવાબદારી ભલે ગમે તેની હોય, શ્રીકૃષ્ણને એ સૂઝવું જોઈતું હતું કે નિરાશ થયેલો કૌરવ પક્ષ ધર્મ-અધર્મનો વિચાર બાજુએ મૂકીને ગમે તે ઘાતકી કામ કર્યા વિના રહેવાનો નથી.

શ્રીકૃષ્ણે એકંદર પાંચ સામ્રાજ્યોનો નાશ કર્યો અને જનતાનો પુરસ્કાર કર્યો. મથુરામાં કંસ રાજ્ય કરતો હતો. જરાસંધનું રાજ્ય દક્ષિણ બિહાર તરફ હતું, શિશુપાલ અને વક્રદંત વરાડ અને મધ્ય દેશમાં પોતાની હાક વગાડતા હતા; નરકાસુરે આસામ પ્રાંતમાં હસ્તિ સૈન્યનો દોર જમાવ્યો હતો. કાલયવન, મુચકુંદ વગેરે લોકોએ કાઠિયાવાડમાં ધમાલ મચાવી હતી અને દુર્યોધને તો દિલ્હીના તખ્ત ઉપર બેસીને બધે પોતાનો ધાક બેસાડયો હતો. બળ, કળ બધું જ વાપરીને શ્રીકૃષ્ણે એ બધાં સામ્રાજ્યોના ભુક્કા ઉડાવ્યા અને હિંદુસ્તાનને એકછત્ર રાજ આપ્યું.

આવા આ મલ્લવિદ્યાવિશારદ, રાજકાજધુરંધર, અપ્રતિમ સેનાની મુત્સદ્દીએ બરાબર ભારતીય યુદ્ધને ટાંકણે જ હાથમાં શસ્ત્ર ન લેવાનો નિર્ણય શા માટે કર્યો?

પોતાની આખી સેના દુર્યોધનના પક્ષમાં મોકલીને શ્રીકૃષ્ણ એકલા જ પાંડવોના પક્ષમાં ગયા અને એ રીતે બંને પક્ષને કોઈ પણ જાતના પક્ષપાત વિના મદદ કરીને તેમણે પોતાની ન્યાયપ્રિયતા સિદ્ધ કરી એમ કહેવું જોઈએ. પણ એટલું કરવા છતાં ન્યાયનું પલ્લું પાંડવો તરફ નમેલું જોઈને તેમણે પોતે હાથમાં શસ્ત્ર ન લેવું એમ ઠરાવ્યું એ ખુલાસો આજ પણ પૂરતો સંતોષકારક લાગતો નથી.

પોતાના કાળનો સમાજ યુદ્ધપરાયણ છે, લડાઈ ન કરો એમ કહેવાથી તે

કાંઈ સમજવાનો નથી; એવા સમાજને વાણીથી અહિંસાની દીક્ષા આપવી મિથ્યા છે; માત્ર આપણા પોતાના આચરણમાં અહિંસાનું પાલન કરીને જગતને જે કાંઈ બોધ અપાય તે આપવો એવું તો શ્રીકૃષ્ણે મન સાથે નક્કી નહીં કર્યું હોય ?

એક જૂનો દાખલો લઈએ. શ્રીરામચંદ્રે પોતાના બાળપણમાં જ અનેક પત્ની કરવાનાં કેવાં માઠાં ફળ ભોગવવાં પડે છે તે પોતાના પિતાના જીવન પરથી જોયું. અને તેમાંથી જે કાંઈ બોધ લેવાનો હતો તે મૂગા મૂગા લઈ લીધો. આખા રામાયણમાં અનેકપત્નીત્વની કુપ્રથા સામે રામને મોઢે એક અક્ષર સુધ્ધાં નીકળેલો આપણને મળતો નથી. પણ રામે પોતા પૂરતું નક્કી કરી લીધું કે રાજ-પ્રકરણમાં જેમ એકવચની રહેવું, યુદ્ધકળામાં જેમ એકબાણી વીરની શૂરવીરતા મેળવવી, તેમ દાંપત્યજીવનમાં પણ એકપત્નીવ્રતનું પાલન કરવું. પિતાના જીવન પર રામચંદ્રની એ મૂક ટીકા હતી. સીતાનો ત્યાગ કર્યા પછી રાજાના કર્તવ્ય તરીકે જ્યારે રામે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો ત્યારે યજ્ઞને સાંગોપાંગ પાર પાડવા માટે પણ ઘરમાં નવી પત્ની ન લાવતાં તેમણે પોતાને પડખે સુવર્ણની સીતા જ બેસાડી. પિતાનું જીવન જોઈને રામચંદ્રે જેમ કાંઈ પણ બોલ્યા વિના પોતાના જીવનમાં સુધારો કરી લીધો તે પ્રમાણે શ્રીકૃષ્ણે પોતાના જીવનના પૂર્વ ભાગમાં યુદ્ધમાર્ગી ક્ષાત્રધર્મનો પૂરેપૂરો અનુભવ લઈને નિશ્ચય કર્યો કે ધિક્કાર હજો આ ક્ષત્રિયના ધંધાને !

પણ પોતાના નવા જીવનસિદ્ધાંત વિશે શ્રીકૃષ્ણ કાંઈ બોલ્યા નહીં. ફક્ત મહાયુદ્ધ વખતે શસ્ત્ર ધારણ ન કરીને તેમણે એક નક્કર પાઠ આપી દીધો.

ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને યુદ્ધ ન ટાળવા વિશે ઠેકઠેકાણે ઉપદેશ આપ્યો છે ખરો, પણ ગીતા એમનું સમગ્ર જીવનદર્શન હોવાથી તેમાં ક્યાંય એમણે હિંસાને પ્રોત્સાહન આપ્યું નથી. આદર્શ પુરુષે કેમ વર્તવું એ વિશે કહેતી વખતે શ્રીકૃષ્ણે તે પુરુષે પક્ષપાતરહિત, અપેક્ષારહિત, ફલાશારહિત, વિગતજ્વર થઈને સ્વધર્મ-કર્મનું પાલન કરવું, અને અહિંસાપરાયણ થવું એમ જ કહ્યું છે.

ભારતીય યુદ્ધ પૂરું થયા પછી સ્વજનોમાં જ અંદર અંદર ઝઘડા ચાલતા જોવાનું શ્રીકૃષ્ણને નસીબે આવ્યું. સાત્યકિ જેવા ધર્મનિષ્ઠ અને ન્યાયપરાયણ સેનાપતિને પણ પોતાના જ લોકો સાથે લડતો જોવો પડયો અને શસ્ત્રયુદ્ધો કેવાં વિફળ હોય છે તેનું તેમને ફરી એક વાર દર્શન થયું. શ્રીકૃષ્ણનો અંત પણ તેમની અહિંસા પ્રત્યેની નિષ્ઠા જ બતાવે છે. જે શ્રીકૃષ્ણ 'एतान् न हन्तुम् इच्छामि घ्नतोऽपि मधुसूदन' એમ કહેનારા અર્જુનને હસ્યા હતા તે જ શ્રીકૃષ્ણે પોતાના અંતકાળે તેમના પગમાં બાણ મારનાર વ્યાધને કાંઈ શિક્ષા કરી નહીં.

यदि माम् अप्रतीकारम् अशस्त्रम् शस्त्रपाणयः ।
धार्तराष्ट्राः रणे हन्युः तन् मे क्षेमतरं भवेत् ।।

એવી જ વૃત્તિ શ્રીકૃષ્ણે તે વખતે ધારણ કરી.

શ્રીકૃષ્ણે પોતાના આચરણ દ્વારા આ જે બોધ આપ્યો તે તેમના પછી સેંકડો વર્ષો બાદ બુદ્ધ અને મહાવીર એ બે અવતારી પુરુષોએ ઉજાળ્યો.

અને તે જ ઉપદેશને આજે કૃષ્ણ-ઉપાસક, ગીતાભક્ત, મહાત્મા ગાંધી ભારતની પ્રજાની મદદથી સંપૂર્ણતાએ પહોંચાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે અને માનવજાતિનો આજનો વિકાસ પણ અહિંસાને યુગધર્મ બનાવવા મથે છે.

મરાઠી પરથી, સત્યકથા, જાન્યુ. '૪૮

## જન્માષ્ટમી

શ્રાવણ વદ ૮ ૧ દિવસ

જન્માષ્ટમી એટલે ગીતાગાયક, ગોપાલ, કૃષ્ણની જયંતી. આ દિવસે ગોસેવાનો વિચાર પ્રથમ થવો જોઈએ. ગૌશાળાને અંગે કંઈક સેવા આ દિવસે શોધી કાઢવી જોઈએ. બાળાઓ તો ગાયની પૂજા કરશે જ. આપણે ત્યાં હમેશાં ચાલતું આવ્યું છે તેમ, બધા સાથે બેસી, વારાફરતી એક એક અધ્યાય બોલી, અઢારે અધ્યાયનો પાઠ આજે કરે. ગીતાશાસ્ત્રનું થોડું વિવેચન થાય. શ્રીકૃષ્ણે કંસ, જરાસંધ, શિશુપાળ, નરકાસુર તથા દુર્યોધન આ પાંચ સમ્રાટોનાં સામ્રાજ્યો તોડયાં તેનો ઈતિહાસ આજે રજૂ થાય. એમાંથી જ નાટયભાગ પણ મળે, જેમાંથી એકાદ નાટયપ્રયોગ રાખી શકાય. બપોરે વિદ્યાર્થીઓ અને શિક્ષકો ફરવા જાય અને વન્ય ભોજન કરે. રાત્રે ભાગવતમાંથી એકાદ કથા ચાલે. આ તહેવારોનું વિવેચન અનેક રીતે થયું છે એટલે અહીં વિસ્તાર નથી કરવો.

# ૨૭. ગણપતિ-ઉપાસના

[ભાદરવા સુદ ૪]

આપણો હિંદુ ધર્મ એ અનેક નાનામોટા અને જૂનાનવા સંપ્રદાયોનું મોટું અવિભક્ત કુટુંબ છે. માણસની શક્તિ અને વૃત્તિ પ્રમાણે એક જ સત્ય જુદી જુદી રીતે એને પ્રતીત થાય છે. તેમાં વળી અનુભવ ઉપરાંત માણસ પોતાની કલ્પના અને કાવ્યશક્તિનો ઉમેરો કરી એની વિવિધતા ઘણી વધારી મૂકે છે. કાળના પ્રવાહને લીધે માણસની માન્યતાઓમાં જે ફેરફાર થાય છે તે બધા ફેરફારોમાંથી કાલક્રમનું તત્ત્વ ભુલાઈ જવાથી અથવા ભૂંસાઈ જવાથી પણ અનેક ગોટાળા ઉત્પન્ન થાય છે. આમાંથી અનેક વિરોધો અને ગૂંચો પેદા થાય છે. પણ મનુષ્ય-પ્રાણી સ્વભાવે એવો તો પુરાણપ્રિય છે કે અકળાવનારા એ ગોટાળા પણ સાચવી રાખવાનું એનેં મન થઈ આવે છે; અને એ વૃત્તિમાંથી કંઈ લાભ નથી જ નીકળતો એમ નથી. ઈતિહાસ-દૃષ્ટિવાળા ડાહ્યા લોકોને એમાંથી ઈતિહાસ મળે છે, અને વિકાસનું તત્ત્વ જડે છે; જ્યારે જાડી બુદ્ધિવાળા સામાન્ય લોકો તો

જેવું મેળવી શકાયું તેવું આશ્વાસન લઈને સંતોષ માને છે. વિવિધ વૃત્તિના લોકો, જ્યાં કશી એકવાક્યતા નથી ત્યાં પણ, આવી પરિસ્થિતિમાંથી જ એકતા અનુભવતા થાય છે!

આપણે ગણેશચતુર્થીનો જ ઉત્સવ લઈએ. ગણપતિની ઉપાસના એક યા બીજી રીતે વેદકાળથી ચાલતી આવેલી છે. પણ આજનો ગણેશપૂજાનો પંથ વૈદિક છે એમ કહેવું મુશ્કેલ છે. જેમ હિમાલયના પહાડમાં અનેક ઠેકાણેથી નાનાંમોટાં અનેક ઝરણાં નીકળે છે, અને સંયોગવશાત્ એક થઈને એક નદીનું નામ મેળવે છે, તેમ જ આ ગણેશભક્તિનું થયેલું લાગે છે. એની પૌરાણિક કથાઓ જોવા બેસીએ તો તેમાં ક્યાંયે મેળ ખાતો નથી. જેમ આકાશના તારાઓમાંથી ઉત્પન્ન થયેલી પૌરાણિક વાર્તાઓમાં અને કલ્પનાઓમાં મેળ જેવી વસ્તુ હોતી નથી, તેમ જ અહીં પણ થયેલું દેખાય છે.

અને ગણપતિ પણ આકાશની કોઈ જ્યોતિમાંથી જ બનેલો કોઈ દેવ કેમ ન હોય? રંગે ગણપતિ લાલ હોય છે. એને લાલ ફૂલ પસંદ પડે છે. તો એ આકાશનો મંગળ ગ્રહ જ કેમ ન હોય? ગણપતિની કેટલીક ચતુર્થીઓને અંગારિકી ચતુર્થી કહે છે. અંગારક એટલે મંગળ. એ અંગારિકી ચતુર્થી જો મંગળવારે આવે તો એનું પુણ્ય વધારે ગણેલું છે. ગણપતિને મંગલમૂર્તિ તો કહે જ છે. ગ્રહોમાં મંગળનું નામ મંગળ છે, પણ એ શુભ ગ્રહ ગણાતો નથી. ગણપતિને વિઘ્નહર્તા-વિઘ્નનાશક તરીકે ઓળખાવ્યો છે, છતાં માનવગૃહ્યસૂત્રમાં બતાવ્યું છે કે રુદ્ર તથા બ્રહ્મદેવે વિનાયકને ગણોનો ઉપરી નીમ્યો અને માણસનાં કાર્યોમાં વિઘ્ન ઉપસ્થિત કરવાનું કામ તેને સોંપ્યું! મહાભારતમાં શિવ, સ્કંદ, વિશાખ વગેરે દેવતાઓ જેમ બાળકોને પીડા કરે છે એમ વર્ણવ્યુ છે, તેમ વિનાયક વિશે પણ છે.

જૂના કાળમાં દેવો વિશેની કલ્પના મિશ્ર હતી. દેવો એટલે શક્તિ. માણસને હેરાન પણ કરે અને મદદ પણ કરે. જેમ રાજાની ખુશામત કરીને માણસ એનો અનુગ્રહ મેળવી શકે છે, રાજાની મરજી ખફા થાય તો માણસનું સત્યાનાશ વળે છે, તેવી જ કલ્પના આ દેવો વિશે પણ હતી. ગણપતિ પ્રથમ વિઘ્નકર્તા હશે; પાછળથી ભક્તોએ એને પલાળી વિઘ્નહર્તા બનાવ્યો હશે.

એક ઠેકાણે કહ્યું છે કે ગજાસુરને મારવા માટે વિષ્ણુએ પાર્વતીને પેટે જન્મ લીધો, બીજે ઠેકાણે કહ્યું છે કે મહાદેવે ભૂલમાં પોતાના દ્વારપાળ એવા એક ગણનું માથું ઉડાવ્યું. પોતાની ભૂલ ધ્યાનમાં આવતાં સાચા ગુનેગાર ગજાસુરનું માથું કાપી એ ગણને ખભે બેસાડી દીધું. આ વાર્તામાં કોઈ અનાર્ય પૂજાનું વૈદિક પૂજામાં રૂપાંતર કર્યાનો ઉલ્લેખ વખતે હશે.

ગણપતિ અથવા ગણેશ એ અનેક દેવોનો સરદાર હોવો જોઈએ. જૂના વખતમાં કેટલાંક પ્રજાસત્તાક રાજ્યો ગણરાજ્ય તરીકે ઓળખાતાં હતાં. એમની લોકસભાના દેવતા તરીકે ગણપતિને સ્થાપવામાં આવ્યો હશે. જેમ વ્યક્તિને આત્મા

હોય છે તેમ સંગઠિત સમાજને – સમષ્ટિને પણ આત્મા હોવો જોઈએ. એ સામાજિક આત્મા તે જ ગણપતિ. ગણપતિની પૂજા કરવી એટલે સામાજિક જીવનને પોતાની નિષ્ઠા અર્પણ કરવી, એવો જૂના વખતનો ભાવ વખતે હશે.

એ ગમે તે હો, મહાદેવ અને વિષ્ણુ વચ્ચેનો વિરોધ ટાળવા માટે ગણપતિનો ઉપયોગ સરસ હતો. ગણપતિ શૈવ પણ છે અને વૈષ્ણવ પણ છે. કોઈ શુભ કાર્યની શરૂઆત કરવી હોય કે મકાનનો દરવાજો તૈયાર કરવો હોય, ત્યાં ગણપતિ બેસાડયા એટલે ઝઘડા ટળ્યા.

આપણે લખતાં શીખીએ છીએ ત્યારે અ, આ, ઈ, ઈથી શરૂઆત નથી કરતા. મહારાષ્ટ્રમાં અમે 'શ્રીગણેશ'થી શરૂઆત કરતા. આજે 'શ્રીગણેશ'નો અર્થ જ શરૂઆત એવો થયો છે. સંભવ છે કે આદ્ય લિપિકાર કોઈ ગણેશ નામનો યોજક હશે. એણે લિપિ શોધી કાઢી એટલે લેખનની શરૂઆત કૃતજ્ઞતાપૂર્વક એના નામથી જ થવી જોઈએ એવો રિવાજ પડયો હશે. વ્યાસજીએ મહાભારત પોતાના મગજમાં ગોઠવ્યું, પણ એ લખી કાઢનાર લહિયો કોઈ ન મળે. અંતે ગણેશજીએ એમની એ ભીડ ભાંગી. પુરાણોમાં કહ્યું છે કે ત્રિવિષ્ટપ : (તિબેટ) માં 'લેખા:' નામના દેવગણો રહેતા હતા. તેઓ લેખનકળામાં પ્રવીણ હતા. તેમનો આગેવાન ગણપતિ હતો. શું આપણી લેખનકળા ફિનિશિયામાંથી ન આવતાં તિબેટમાંથી અહીં આવી હશે ? દેવવાણીના ધ્વનિની વ્યવસ્થા કરનારી આપણી વર્ણમાળા શાસ્ત્રીય છે. વર્ણમાળાની યોજના આર્યબુદ્ધિની વ્યવસ્થા સૂચવે છે. આપણી લિપિમાળા તેવી લાગતી નથી. એ શાસ્ત્રશુદ્ધ નથી. એ કયાંક બહારથી આપણે ત્યાં આવેલી હોવી જોઈએ. એ તિબેટમાંથી આવી હોય તો આશ્ચર્ય નથી. લાંબા વખત સુધી બ્રાહ્મણો તો લેખનકળાની અવગણના જ કરતા આવ્યા. અંતે એમને પણ શ્રીગણેશનું શરણ લેવું પડયું.

બીજી એક કલ્પના છે કે ગણેશ એ ખરેખર ગણેશ નથી, પણ ગુણેશ છે. જયારે ઉપનિષત્કાલ પછી ત્રણ ગુણોની વ્યવસ્થા ગોઠવાઈ ગઈ ત્યારે એ ત્રણ ગુણોના સ્વામી તરીકે ईश सर्वा गुणांचा એવા ગણપતિને ગોઠવી દીધો હશે.

જયારે વેદાંતવિદ્યા લોકસુલભ થઈ ત્યારે ઘણા અનાર્ય દેવો અને એમની અનાર્ય પૂજાપદ્ધતિ રૂપક તરીકે ઓળખાવા લાગ્યાં. ૐકાર અથવા પ્રણવમાં સત્ત્વ, રજ, તમ એ ત્રણે ગુણો છે. એ ૐકારમાં હાથીની સૂંઢ જેવો આકાર છે. તે ઉપરથી ગણેશ અથવા ગુણેશ એ ગજાનન ગણાયો. એને માથે અર્ધચંદ્ર છે તે હાથીનો દાંત થયો. ગણપતિ એ જ્ઞાનનો, વેદાંતવિદ્યાનો સ્વામી થયો. મન માર્યા વગર વેદાંત જ્ઞાનનો સાક્ષાત્કાર થાય નહીં. એટલે મનની દેવતા ચંદ્રનું દર્શન ટાળીને જ્ઞાનની આરાધના કરી હોય તો જ ચતુર્થી એટલે કે તુરીયાવસ્થા કૃતાર્થ થવાની. ગણપતિ ઉંદર ઉપર બેસે છે. ઉંદર એટલે કાળ. મનુષ્યજીવનના ધાગા કરડી ખાનાર કાળ તે ઉંદર. એના પર જેની સવારી છે એવો ગણપતિ તે જ મોક્ષદાતા.

આમ જંગલી લોકોની અથવા અનાર્ય લોકોની કોઈ પશુપૂજામાંથી એક

ઉપાસના ઉત્પન્ન થઈ, અને તે બદલાતાં બદલાતાં વેદાન્તવિદ્યા સુધી પહોંચી ગઈ એવું પણ કેટલાકનું માનવું છે.

પણ આજે જ્યારે દર વર્ષે ચીકણી માટી આણી ઘેર ઘેર એના બનાવેલા ગણપતિ પૂજાય છે, ત્યારે શું એ ગણપતિના ઉપાસકના મનમાં એ બધી વેદાન્ત-વિદ્યા જાગ્રત હોય છે? જૂના વખતનો ગાણપત્ય સંપ્રદાય ભયાનક હતો. માણસની ખોપરીઓના આસન પર ગણપતિની સ્થાપના થતી. જારણ, મારણ, ઉચ્ચાટન વગેરે મેલી વિદ્યા ગણપતિની ઉપાસના સાથે જોડાઈ હતી. એ બધામાંથી આજે આપણે ઊગરી ગયા છીએ એ જ ગનીમત. ધર્મવ્યવસ્થાપકો કહે છે કે કળિયુગમાં બાકી બધા દેવો સૂઈ ગયા છે, કેવળ ચંડી અને વિનાયક — એટલે કે કાલી અને ગણપતિ — એ બે જ જાગતાં છે. એમ પણ કહ્યું છે કે દેવોમાં પણ ચાતુર્વર્ણ્ય છે. શંકર વર્ણે બ્રાહ્મણ, વિષ્ણુ ક્ષત્રિય, બ્રહ્મા વૈશ્ય, અને ગણપતિ શૂદ્ર છે. અને એમાં આશ્ચર્ય શું? શંકર અકિંચન અને તપસ્વી યોગી છે; વિષ્ણુ લક્ષ્મીપતિ, ઐશ્વર્યવાન, પ્રજાપાલક છે; બ્રહ્મદેવ તો નિર્માણકર્તા; ગણપતિ શૂદ્ર કેમ ગણાયો તેની ખબર નથી પડતી. એ સામાન્ય પ્રજાનો દેવ છે તેથી? કેટલેક ઠેકાણે ગણપતિને બ્રહ્માના જ એક રૂપ તરીકે સમજાવવાનો પ્રયત્ન થયો છે.

મહારાષ્ટ્રમાં ગણપતિને મોરયા કહે છે. એનું મૂળ પૂના પાસેની એક સ્થાનિક દેવતામાં છે. મોરગાંવના સાધુ મોરયા ગોસાવી ગણપતિના ઉપાસક હતા. એને જ લોકોએ ગણપતિના અવતાર બનાવી દીધા! આજકાલ મહારાષ્ટ્રમાં ઉત્સવ પ્રસંગે કળાને નામે કોઈ કોઈ વાર ગણપતિની એવી તો છાકટી અને બેહૂદી મૂર્તિઓ બનાવે છે કે હિંદુ ધર્મની એના વિરોધીઓ પણ એનાં કરતાં વધારે ભૂંડી મશ્કરી ન કરી શકે. આવી મૂર્તિઓ જોઈ ભક્તિભાવ શી રીતે જાગ્રત થવાનો હતો કે પુષ્ટ થવાનો હતો?

મૂર્તિવિધાનના ગ્રંથોમાં લખ્યું છે કે પૂજાના મુખ્ય દેવોની મૂર્તિઓ શાસ્ત્રોક્ત 'ધ્યાન'માં વર્ણવ્યા પ્રમાણે જ પ્રસન્નગંભીર બનાવવી જોઈએ ક્ષુદ્ર દેવોની અને યક્ષકિન્નરોની મૂર્તિઓની બાબતમાં જ ગમે તે છૂટ લઈ શકાય.

હિંદુ ધર્મની ધાર્મિક માન્યતાઓમાં એવો તો ચકરાવો બાઝી ગયો છે કે એમાં એક વાર પ્રવેશ થયા પછી બહાર નીકળવું સહેલું નથી. જૂના ધર્મકારોએ અને સમાજ-વ્યવસ્થાપકોએ સમાજમાં ઉચ્ચ વેદાંતી વિચાર ધરાવનાર પંડિતોથી માંડીને ભૂત પ્રેત પિશાચાદિ કાલ્પનિક અને ભયાનક શક્તિઓની ઉપાસના કરનાર પ્રાકૃત લોકો સુધી બધાંને સૂત્રબદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો. તેમ કરવામાં તેમણે જાણીબૂઝીને ધૂર્તતા વાપરી એમ કહેવું એ ઐતિહાસિક દૃષ્ટિએ અસત્ય જ લાગે છે. તદ્દન નિરાળી એવી બે વસ્તુઓ એકીવખતે એકસાથે સાચી તરીકે સ્વીકારવી પડે ત્યારે માણસનું કલ્પનાસમૃદ્ધ ભેજું એક યા બીજી રીતે એનો સમન્વય કર-વાનો પ્રયત્ન કરે જ છે. એમાંથી એક કલ્પના સાચી અને બીજી જૂઠી એમ કહેવું ધૃષ્ટતાભર્યું કહેવાય. પરમ સત્ય તો કોણ જાણે મનુષ્યબુદ્ધિથી કેટલું દૂર છે.

હિમાલય આગળ ઊભો રહી દડો કાંકરાને કહે કે તારા કરતાં હું હિમાલયને અધિક મળતો છું, એના જેવી આપણી સ્થિતિ છે. એક કલ્પનાને જંગલી કહીએ, બીજીને સુધરેલી કહીએ, અને કાળે કરીને અનુભવ કરીએ કે બંને સરખી જ ભ્રમાત્મક હતી; એવી સ્થિતિમાં લોકોની કલ્પનાઓ વખોડવા બેસવા કરતાં જીવનમાં સદાચાર, અનાસક્તિ અને નિર્ભયતા દાખલ કરવાનો પ્રયત્ન કરીએ તો લોકો એની મેળે કલ્પનાનું કાવ્ય સેવતાં છતાં એની અસર તળે દબાઈ ન જાય. જ્યાં જ્યાં વહેમો અને ભ્રમાત્મક કલ્પનાઓ માણસને દુરાચાર તરફ લઈ જાય છે ત્યાં ત્યાં લોકોને જાગ્રત કરતા જઈએ તો બાકીનું કામ એની મેળે સિદ્ધ થશે.

બીજી બાજુ આપણે લોકોને ભૌતિકશાસ્ત્રોનાં સિદ્ધાંતો અને પદ્ધતિઓથી વાકેફ કરવાની ઉતાવળ કરવી જોઈએ. ભૌતિક જ્ઞાન અને આધ્યાત્મિક જ્ઞાન પરસ્પર વિરોધી નથી પણ પોષક છે. બંનેમાંથી સાચી ધાર્મિકતા જ જાગ્રત થવી જોઈએ. બંનેની ઉપાસના માનવકલ્યાણની દૃષ્ટિએ જ કરવી જોઈએ. અને ખરું કહીએ તો જ્ઞાનદાતા, વિઘ્નહર્તા સાચા ગણપતિની એ જ સાચી ઉપાસના છે.

૧૪–૧૦–૩૪

## ગણેશચતુર્થી

ભાદરવા સુદ ૪ — ૧ દિવસ

જ્ઞાનસાધનનો દિવસ. આ દિવસે કોઈ પણ નવા શાસ્ત્રનો અભ્યાસ શરૂ કરાય. જુદાં જુદાં શાસ્ત્રોની રૂપરેખા આપનાર વ્યાખ્યાનો આ દિવસે ગોઠવવાં જોઈએ. મોદકનું ભોજન આ દિવસ માટે રૂઢિ પ્રમાણે છે જ. રામનવમી, જન્માષ્ટમી અને ગણેશચતુર્થી એ ત્રણ દિવસે સામાજિક ઉત્સવ ઊજવવાનો રિવાજ ઘણે ઠેકાણે રૂઢ છે. એને અંગે સમાજ ભેગો થાય છે. એનો લાભ લઈ ધર્મસંસ્કરણના અનેક પ્રશ્નો ચર્ચાય તો સારું. આ કામ સારુ ગણેશચતુર્થી વિશેષ અનુકૂળ દિવસ છે.

પજુસણ વિશે પણ વિવેચન થવું જોઈએ.

માનસશાસ્ત્ર ઉપર વિદ્યાર્થીઓ સમજી શકે એવા નિબંધો આજે વંચાય.

# ૨૮. બળદ-પાડાનો ગુનો!

[ભાદરવા સુદ ૫]

'યહૂદીઓને ભારે મોટી ટેવ કે વાતવાતમાં ઈશ્વર પાસે જઈ પોતાનો ધર્મ શો એમ પૂછી લે. માણસ જેમ જેમ ઝીણવટથી સવાલ પૂછતો જાય તેમ તેમ ઈશ્વરને થાય કે આટલી ખણખોદ કરીને પૂછે છે ત્યારે એનું ધર્મનું જ્ઞાન ઊંડું

હોવું જ જોઈએ. અને પછી ઈશ્વર એ પ્રમાણે આકરામાં આકરા ધર્મો બતાવતો જાય. એમ કરીને યહૂદીઓએ પોતાનો ધર્મ બહુ અઘરો કરી મૂક્યો' એમ અમારા ઈમામ સાહેબ અમને કહેતા હતા; અને પૂજ્ય બાપુજી પાસે આશ્રમધર્મની છણાવટ કરાવતાં અમને રોકતા હતા. અને કહેતા કે જેમ પૂછશો તેમ અઘરો ચુકાદો મળશે અને પછી પસ્તાશો. ઈમામ સાહેબની આ વ્યવહારુ સૂચનાથી અમને ઘણી રમૂજ પડતી.

હિંદુઓને પણ ઈશ્વર પાસે જઈ પોતાનો ધર્મ પૂછવાની ટેવ ન હતી એમ નહીં. એ વિશે નાનપણમાં ગ્રામવૃદ્ધો પાસેથી સાંભળેલી એક વાત યાદ આવે છે.

માણસે વિચાર્યું કે દેવાધિદેવ મહાદેવ પાસે જઈ પોતાનો ધર્મ પૂછી લઈએ તો પછી મનમાં વસવસો ન રહે કે આપણે ચાલીએ છીએ તે સાચે રસ્તે છે કે ખોટે રસ્તે. વૃદ્ધો ભેગા થયા, જુવાનિયાઓએ સ્વયંસેવક બની પરિષદની તૈયારી કરી અને પછી વામદેવ અને સોમદેવ, ત્રિશંકુ અને હારિત, દાલ્ભ્ય અને બાષ્કલ ઈત્યાદિ ઋષિઓનું એક શિષ્ટ મંડળ મહાદેવને પૂછવા ઊપડ્યું. જેમતેમ કરતાં સૌ કૈલાસ પહોંચ્યા. ત્યાં શ્રી દેવાધિદેવ ધ્યાનમાં બેઠા હતા. એમને મળવાની લોકોને છૂટ ન હતી. મહાદેવના અંગત સેક્રેટરી પોતાનાં બે શિંગડાં વચ્ચે પોતાનું માથું રાખી પહેરો ભરતા હતા. ઋષિઓ વિશે નન્દીના મનમાં મોટો આદર; એટલે એમણે ઋષિઓને આવવાનું કારણ પૂછ્યું. ઋષિઓએ માણસજાત વિમાસણમાં કેમ પડી છે એનું બયાન કર્યું. નન્દીએ કહ્યું, 'આવડી નાનકડી વાત માટે તમે મહાદેવ પાસે જઈ એમના ધ્યાનમાં વિક્ષેપ કરો એ ઠીક નહીં. તમારા આદરાતિથ્યમાં અને કુશલ પ્રશ્ન પૂછવામાં મહાદેવનો ઘણો વખત જશે. હું જ તમારા વતી અંદર જઈ અનુકૂળ વખત જોઈ પૂછી આવીશ. તમે અહીં નિરાંતે બેસો.'

માથું ધુણાવતા ધુણાવતા નન્દી અંદર ગયા. મહાદેવ ક્યારે ધ્યાનસ્થ થાય છે અને સમાધિનું વ્યુત્થાન ક્યારે થાય છે એની નન્દીને પૂરેપૂરી ખબર. નન્દીના જવાબમાં મહાદેવે કહ્યું : 'માણસને કહેજે કે એ ત્રણ વાર નહાય અને એક વાર ખાય, એ એનો ધર્મ છે.' શિંગડાના ભાર તળે દબાયેલા ભેજામાં મહાદેવનો સંદેશો ગોખતા ગોખતા નન્દી પાછા બારણે આવ્યા. ઋષિઓએ ઉત્કંઠાથી પૂછ્યું, 'દેવાધિદેવે અમારો શો ધર્મ કહ્યો છે?'

અનુપ્રાસ સ્મરણશક્તિને જેમ મદદ કરે છે તેમ કોક કોક વખતે મૂંઝવણ પણ ઉત્પન્ન કરે છે. 'ખાય' અને 'નહાય' તો બરાબર મળી રહ્યું, પણ ગણિતનો ગોટાળો થયો અને નન્દીએ કહ્યું કે 'માણસો ત્રણ વાર ખાય અને એક વાર નહાય એમ મહાદેવની આજ્ઞા છે!' ઋષિઓ રાજી થઈને મૃત્યુલોકમાં આવ્યા. બારણે કોઈ નથી એમ જોઈ ભગવાનનાં દર્શનનો આનંદ લેવા ખાતર નન્દીભાઈ અંદર ગયા. અનુપ્રાસને કારણે મનુષ્યધર્મ એ બબડતા જ હતા. મહાદેવને શંકા ગઈ એટલે એમણે પૂછ્યું : 'તેં શું કહ્યું નન્દી?' નન્દીએ તરત બોલી બતાવ્યું કે 'માણસ ત્રણ વાર ખાય અને એક વાર નહાય એ એનો ધર્મ છે.'

'અર્‌ર્‌ર્‌! શો ગોટાળો કર્યો તેં, નન્દી? મેં તને કહ્યું એથી બરાબર ઊલટું જ તેં કહી દીધું. માણસ ત્રણ વાર નહાય એટલે એનું ચિત્ત શાંત રહે. એનું મન નિર્વિકારી થાય, એનો સ્વાદ એના કાબૂમાં રહે; પછી તો એક વાર ખાઈને આખો દિવસ એ સાધના કરી શકે એવી મેં ગોઠવણ કરી હતી. અને તેં હવે, જો, કેવી પરિસ્થિતિ ઊભી કરી? માણસ એક જ વાર નહાય અને ત્રણ વાર ખાય એટલે એનું મન વિકારી થવાનું જ. એ ત્રણ વાર ખાય એટલે ભૂખ કરતાં વધારે ખાય; એનો સ્વાદ પણ વધે; એ રીતે પણ એના વિકારો વધે. આમ લોકસંખ્યા પણ વધવાની અને એ બધા જ ગોઠવણ કરતાં વધારે ખાવા માંડે એટલે જોતજોતામાં દુકાળ પડવાનો. અને પછી માણસને થશે કે અમને ભગવાને આવો ધર્મ કેમ સુઝાડયો હશે? ધર્મનું પાલન કરતાં અમે જોખમમાં શી રીતે આવ્યા?

'તેં ભૂલ કરી છે તેનું પ્રાયશ્ચિત્ત હવે તારે કર્યે જ છૂટકો. તારી કાંધ આપ અને માણસ માટે હળ ખેંચીને જમીન ખેડવા માંડ. તારી મહેનતથી માણસ ખેતી કરશે ત્યારે જ માંડ એને ખોરાક પૂરો પડશે.'

ત્યાર પછી બળદને માથે હળ ખેંચવાની જવાબદારી આવી ગઈ. અને માણસને જોઈએ તેટલો ખોરાક બળદની મહેનતથી જ પૂરો થાય છે. બળદ પાસેથી માણસ કામ લે એ માણસનો ગુનો ન કહેવાય. એ તો નંદીએ ભૂલ કરી એનું પ્રાયશ્ચિત્ત એની ન્યાત કરે છે!

અંબાજી આગળ પાડાઓ કેમ વધેરાય છે એની પણ આવી જ એક લોકવાર્તા છે.

પડોશના એક ગામમાં એક વૃદ્ધ બ્રાહ્મણ શ્રોત્રિય અને શાસ્ત્રી તરીકે પંકાયેલો હતો. લક્ષ્મી કરીને એને એકની એક દીકરી હતી. અનેક બ્રાહ્મણપુત્રો એની પાસે ભણીને દસ ગ્રંથોમાં પારંગત થતા અને પોતપોતાના દેશમાં જઈ માન પામતા. હવે બન્યું એવું કે એ શ્રોત્રિયને બારણે એક અંત્યજ છોકરો રોજ વાસીદું વાળવા આવતો. કચરો વાળતો જાય અને વેદમંત્ર સાંભળતો જાય. બ્રહ્મચારીઓ અંદર અંદર ચર્ચા કરે તે પણ એક ખૂણે બેસી એ સાંભળે. આમ કરતાં કરતાં અંત્યજ યુવાન પણ યથાકાળે દસ ગ્રંથમાં અને છયે દર્શનોમાં પારંગત થયો.

હવે એને થયું કે આટલી વિદ્યાને જોરે પેલી લક્ષ્મીને કેમ ન મેળવું? એ લક્ષ્મીના પિતા પાસે ગયો અને બ્રાહ્મણ તરીકે પોતાને ઓળખાવી એણે લક્ષ્મી માટે માગણી કરી. લક્ષ્મીપિતાએ એ યુવાનની પરીક્ષા લીધી. જેમ જેમ એ પ્રશ્ન પૂછતો ગયો તેમ તેમ એ યુવાનની પ્રજ્ઞા, મેધા અને પ્રતિભાથી એ ચકિત થતો ગયો. એણે બહુ જ આદરપૂર્વક એ યુવાનને મધુપર્ક અર્પણ કર્યો અને શુભ મુહૂર્તે એણે પોતાની કન્યા પણ આપી. સસરાને ત્યાં ઠાઠમાં થોડા દિવસ રહી પત્નીને લઈને એ ઘેર આવ્યો. ત્યાં લક્ષ્મી શું જુએ છે? બારણે જ હાડકાંનો ઢગલો પડયો છે, ઘરમાં ખરીની દાબડીઓ ગોઠવાઈ છે, તેલ રાખવા માટે દીવાલ ઉપર એક શીંગડું ટંગાયું છે. ગભરાઈને એણે પૂછયું, 'આ બધું શું છે?' હવે તો લક્ષ્મી પોતાની થઈ ગઈ છે એ વિશ્વાસે એણે એને સાચી વાત કહી દીધી.

લક્ષ્મીને તો તમ્મર આવ્યાં. પાણી લાવવા લક્ષ્મીપતિ અંદર ગયો એટલામાં લક્ષ્મીએ ભાનમાં આવીને દોટ મૂકી અને પિતા આગળ આવીને એ ઊભી રહી. કયા શબ્દમાં પિતા આગળ પોતાની થયેલી આ દશા એ વર્ણવી શકે? એણે પિતાને પૂછયું, 'પિતાજી, તમે ધર્મ જાણો છો? વટલાયેલું વાસણ શી રીતે શુદ્ધ થઈ શકે?' વેદિયા પિતાએ તરત જ જવાબ આપ્યો: 'અગ્નિથી, બીજી રીતે નહીં.' દીકરીને આટલો જવાબ બસ હતો. એણે ચિતા સળગાવી; અને એની અંદર કૂદી પડી પ્રાણ છોડયા. લક્ષ્મીનો પતિ હાંફતો હાંફતો એની પાછળ આવી પહોંચ્યો. એટલામાં ગામવાળાઓને એ આખી બીનાની ખબર પડી. તેઓ હાથમાં કુહાડીઓ લઈને દોડયા. હવે પોતે બચવા નહીં પામે એમ જોઈ અંત્યજે લક્ષ્મીની ચિતામાં જ ભૂસકો માર્યો અને આ રીતે લક્ષ્મી અને લક્ષ્મીપતિ એક ભવમાંથી મુક્ત થયાં.

લક્ષ્મી મરીને પોતાના સતને કારણે ગ્રામદેવતા બની ગઈ અને પેલો અંત્યજ બીજે ભવે પાડો બની ગયો.

અને તેથી જ ગ્રામદેવતા લક્ષ્મીની આગળ પાડો વધેરવાની પ્રથા શરૂ થઈ ગઈ.

હવે વાત એમ છે કે માણસ પોતાના સ્વાર્થને માટે પોતાનું જીવન જેમ ફાવે તેમ ગોઠવી દે છે અને તેમ કરતાં ધર્મબુદ્ધિ જયારે આર ભોંકવા માંડે છે ત્યારે તેને શાંત કરવા આવી આવી વાર્તાઓ જોડી કાઢે છે.

માણસને પોતાના સ્વાર્થ માટે બળદને ગુલામ કરી ખેતીમાં જોડવાનો કોઈ હક ન હતો. એ તો નરી જબરદસ્તી કહેવાય. બળદની ઉપયોગિતા એટલી બધી સિદ્ધ થઈ ગઈ છે કે બળદને મુક્ત કરવાનો ધર્મ માણસને ગળે ઊતરે જ નહીં; એટલે એણે આખી જવાબદારી બળદને માથે ઢોળવા માટે મજાની વાર્તા જોડી કાઢી.

દૂધ માટે ગાય અને ખેતી માટે બળદ એવી વ્યવસ્થા કરી માણસજાત સુખી થઈ અને પછી એને માંસાહાર છોડી દેવાનું સૂઝયું. માંસ, લોહી અને હાડકાંના નિચોડ રૂપે પૌષ્ટિક દૂધ માણસને મળ્યું અને ખેતીને કારણે અનાજનો પાક પણ વધ્યો, એટલે માંસાહાર કરવાની ગરજ માણસને ન રહી. ગાયબળદે આમ પોતાના ત્યાગથી, સેવાથી માણસ માટે અહિંસાધર્મ શકય બનાવ્યો.

પછી તો માણસને ભેંસના દૂધનો પણ લોભ લાગ્યો. ભેંસને દૂધ વધારે, અને એમાં માખણનો કસ પણ વધારે, એટલે માણસે ભેંસને પાળવાનું શરૂ કર્યું અને આશા રાખી કે જેમ બળદ પાસેથી કામ લેવાય છે તેમ પાડા પાસેથી પણ લેવાય. પણ પાડો તો કાદવમાં આળોટી જિંદગી પૂરી કરવાનો જ સ્વધર્મ ઓળખે. હવામાં ભેજ જરાક ઓછો થાય કે એના પ્રાણ કંઠે આવી જાય. એવા પ્રાણી પાસેથી નિયમિત કામ કેમ લેવાય? અને એ કામ ન આપે તો એને પાળે પણ કોણ? ભેંસના દૂધને કારણે માણસનો લોભ એવો તો વધ્યો કે ભેંસને પાળવાનું એનાથી છોડાય નહીં અને પાડો પાળવો પોસાય નહીં. માણસે નક્કી કર્યું કે હવે તો પાડાનો નાશ જ કર્યે છૂટકો. પણ નિરપરાધીની હત્યા કરતાં ધર્મબુદ્ધિ આડે આવે છે. એના ઇલાજ તરીકે ઉપર બતાવેલી વાર્તા

જોડી કાઢી અને બિચારા હરિજનો પ્રત્યે જે સૂગ પોતાને મનમાં હતી તે એ રીતે પાડા સાથે જોડી દઈ એણે મનનો વસવસો મારી નાખ્યો. પણ તેમ કરતાં એણે પાડા પ્રત્યે, હરિજનો પ્રત્યે, અને પોતાની ધર્મબુદ્ધિ પ્રત્યે એમ ત્રેવડી હિંસા કરી એ એના ધ્યાનમાં ન આવ્યું.

આપણા રૂઢ ધર્મ પાછળ એવાં સાચાં તત્ત્વો કયાં છે તે શોધી કાઢવાં એ સમાજશાસ્ત્રનું કામ છે.

જૂન, ૧૯૩૯

## ઋષિપંચમી

ભાદરવા સુદ ૫ — ૧ દિવસ

ચાલતી પ્રથા પ્રમાણે આ સ્ત્રીઓનો તહેવાર થઈ પડયો છે, અને તે પણ આધેડ વયની સ્ત્રીઓનો. સાચું જોતાં ઋષિઓનું પૂજન દરેકે કરવા જેવું છે. ઋષિઓમાં સ્ત્રીઓ પણ છે અને પુરુષો પણ છે. તેમનાં જીવનચરિત્રો પુરાણ-ઈતિહાસમાંથી શોધી કાઢી ચર્ચવામાં આવે તો ધર્મજાગૃતિ થાય.

જાનવરો પાસેથી આપણે સ્વાર્થને લીધે મહેનત લઈએ છીએ. પણ એ લેવાનો આપણને હક નથી. જેટલે દરજ્જે ઢોર પાસેથી સેવા કઢાવીએ છીએ તેટલે દરજ્જે આપણે દોષિત છીએ. એ ધ્યાનમાં રહે એટલા માટે, ઋષિપંચમીને દિવસે, ઢોરોની મહેનત વગર જે ખાદ્યપદાર્થો તૈયાર થઈ શકે છે અને મેળવી શકાય છે તેટલાથી જ આ દિવસે નભાવવું જોઈએ. પ્રૌઢ વિદ્યાર્થીઓ આ દિવસે જુદા જુદા ઋષિઓના ભિન્ન ભિન્ન ધર્મસિદ્ધાંતો પ્રાચીન ગ્રંથોમાંથી તારવી કાઢી સમજી લે. આજ સુધી આ કામ કોઈએ કર્યું નથી તેથી આ કેટલું મોટું છે અને મહત્ત્વનું છે તે ધ્યાનમાં ન પણ આવે. કરવાથી ખબર પડશે.

અન્યધર્મી સંતો અને ઋષિઓનાં જીવનચરિત્રોનો અભ્યાસ પણ આજથી આસ્થાપૂર્વક થાય.

## ૨૯. પજુસણ

ભાદરવા સુદ ૫

પજુસણની સમાપ્તિ પણ આ દિવસે થાય છે. તેથી કલ્પસૂત્રોમાંથી અમુક ભાગ પસંદ કરી વિદ્યાર્થીઓને સમજાવવામાં આવે. પશુ, પક્ષી, કીટ, પતંગ, વનસ્પતિ બધાંમાં સરખો જ જીવ છે. બધાં પ્રત્યેનો આપણો વ્યવહાર વિચાર-પૂર્વક હોય, એ સિદ્ધાંત આજે વિશેષ રૂપે સમજાવી શકાય. સ્વપરભાવ દૂર કરવો એમાં જ ધર્મરહસ્ય રહેલું છે એ પણ સમજાવવું.

ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ પૂરી પાડવા માટે આજે ફંડ ભેગું કરાય.

# ૩૦. રેંટિયાબારસ

[ભાદરવા વદ ૧૨]

૧

રેંટિયાબારસ એ પ્રજાકીય તહેવાર થઈ ચૂક્યો છે. સ્વરાજ્ય મળવાનું હશે ત્યારે મળશે. દાદાભાઈથી માંડીને લોકમાન્ય, દાસ અને લજપતરાય સુધીના દેશ-સેવકોએ અત્યાર સુધી એટલી બધી તપશ્ચર્યા કરી છે કે હવે સ્વરાજ્ય ન મળે તો જ આશ્ચર્ય. જો આપણે ભારે ભૂલો ન કરીએ, ફલસિદ્ધિને વખતે જ આડાઈ ન કરીએ, અને પોતપોતાને ફાળે આવતું રાષ્ટ્રકાર્ય ચીવટપૂર્વક અને વખતસર કરતાં ન ચૂકીએ, તો સ્વરાજ્ય ઘરની ગાયની પેઠે પોતાની મેળે ચાલતું આવવું જોઈએ. પણ એ પ્રજાનું જ સ્વરાજ્ય થશે કે કેમ, પ્રજા માટે એ પૂરેપુરું આશીર્વાદરૂપ થશે કે કેમ, એ મોટો સવાલ છે. ખેડૂત જેટલું અનાજ દુનિયાને અર્પે છે તેટલાના પૂરા પૈસા ખેડૂતને નથી મળતા. વચલા લોકો જ એનો મોટો ભાગ ખાઈ જાય છે. એવું જ જો આપણને મળનાર સ્વરાજ્યનું થઈ જાય તો તે રાષ્ટ્રીય આપત્તિ જ ગણાય. તેમ ન થાય, એક હાથે મેળવેલું આપણે બીજે હાથે ગુમાવી ન બેસીએ, સ્વરાજ્યનો અર્થ યાદવાસ્થળી ન થઈ જાય, એટલા માટે ગાંધીજીએ રેંટિયાધર્મ પ્રવર્તાવ્યો છે અને ખાદીનો આટલો આગ્રહ રાખ્યો છે.

સહરાના રણ વિશે એમ કહેવાય છે કે કોક કોક વાર ત્યાં આકાશમાંથી વરસાદની હેલી આવે છે, પણ રણની રેતીનો બફારો એટલો બધો હોય છે કે વરસાદ જમીન સુધી પહોંચતાં પહેલાં જ એની વરાળ થઈ આકાશમાં ઊડી જાય છે. આપણે જો ખાદીની દીક્ષા ન લઈએ તો આપણા સ્વરાજ્યનું પણ ગરીબોની દૃષ્ટિએ તેમ જ થવાનું.

કેટલાક કહે છે કે બહારથી ખાદી પહેર્યે શું થવાનું હતું? અંદરથી હૃદય-પરિવર્તન થાય ત્યારે ખરું. વાત સાચી છે. પણ બાહ્ય આચરણની હૃદય પર અસર નથી પડતી એમ કોણે કહ્યું છે? ચોવીસે કલાક શરીર સાથે સંબંધ ધરાવતી ખાદી પોતાના મૂક પાઠ આપ્યા વગર રહેવાની નથી. ક્રિયાની શક્તિ કોઈ પણ કાળે શબ્દની શક્તિ કરતાં વધારે છે જ.

રેંટિયાબારસનું આ માહાત્મ્ય છે. રેંટિયાબારસ એટલે આમપ્રજા સાથેનું હૃદયનું ઐક્ય. રેંટિયાબારસ એટલે સ્વરાજ્યનિષ્ઠા. રેંટિયાબારસ એટલે નિર્વૈર સ્થિતિની સાધના. રેંટિયાબારસ એટલે રાષ્ટ્રીય સંગઠન.

આ રેંટિયાબારસ ઊજવવાની પદ્ધતિ કંઈક અંશે નિશ્ચિત થવી જોઈએ. છેલ્લાં સાત વરસમાં એનું સ્વરૂપ થોડુંઘણું તો નક્કી થયું જ છે. અત્યાર સુધી આપણે તે દિવસે 'હિંદ સ્વરાજ'નું પારાયણ કરતા. હવે એની સાથે કેટલાક લોકોએ આઠ દિવસની અંદર 'આત્મકથા'ના બંને ભાગ વાંચવાની સૂચના કરી છે. આ હીરક મહોત્સવને માટે તે ભલે ઠીક હોય, દર વરસે 'આત્મકથા'નું પારાયણ સહેલું પડશે કે કેમ એ વિચારવા જેવું છે. 'મંગળપ્રભાત'નું વાચન વખતે વધારે બંધ બેસે.

રેંટિયાબારસને દિવસે અંત્યજો જોડેનું આપણું અનુસંધાન આપણે અનુભવવું જોઈએ. અંત્યજો સફાઈનું જે કામ કરે છે તે આ દિવસે જાતે કરીને કેટલાક લોકોએ એ બાબતમાં દિશા સુઝાડી છે. જે જે જગાઓ આપણે વાપરીએ છીએ તે તે બધી જાતે સાફ રાખી આપણે સામાજિક સ્વચ્છતાનો પાઠ લેવો જોઈએ અને ચાલતી પ્રથામાં સુધારો કરવો જોઈએ. દર વરસે આમ આગળ વધીએ તો આખા રાષ્ટ્રને સેંકડો વરસથી નથી મળી એવી કેળવણી વગર ખર્ચે અને ઓછે પ્રયત્ને મળશે.

પણ રેંટિયાબારસનું મુખ્ય કામ તો એના નામમાં જ સૂચવાયું છે. ઇંગ્લંડનો પ્રાણ જેમ એનાં વહાણો ઉપર નિર્ભર છે તેમ આપણો રેંટિયા પર છે. એ રેંટિયો ચાલે તો આપણું ભાગ્ય ચાલે. રેંટિયો થોભે તો આપણું ભાગ્ય થોભે. રેંટિયાબારસને દિવસે બધા રેંટિયો ફેરવે એ તો જરૂરી છે જ. એના ઉપરાંત નવા રેંટિયા ચાલતા કરવા, જેમને કાંતતાં નથી આવડતું તેમને કાંતતાં શીખવવું, જેમને પૂણી તૈયાર કરતાં નથી આવડતું તેમને તે શાસ્ત્રની દીક્ષા આપવી, એ રેંટિયાબારસનું મુખ્ય કામ છે. જેઓ રેંટિયા ચલાવવા ઇંતેજાર છે પણ રેંટિયો ખરીદવાની જેમની શક્તિ નથી એવાઓને રેંટિયા આપવા માટે ધનિકોએ કેટલાક પૈસા રાષ્ટ્રીય સંસ્થાઓને સોંપવા જોઈએ. રેંટિયો ચાલે એટલા માટે રેંટિયાને પ્રધાનપદ આપતી સંસ્થાઓને પણ ચાલતી કરવી અને ચાલતી રાખવી જોઈએ.

રેંટિયાનું મહત્ત્વ જાણવા છતાં અને ખાદી પહેરવા છતાં કેટલાયે લોકોએ હજી પરદેશી કાપડનો મોહ છોડ્યો નથી. આવી રીતે સંઘરી રાખેલું પાપ બાળી નાખવાનું કામ પણ આ દિવસે પ્રસન્ન મને કરાય. રેંટિયાબારસને દિવસે પરદેશી કાપડની જેટલી હોળી કરી શકાય તેટલા ગરીબોના આશીર્વાદ મળવાના છે. રેંટિયાબારસને દિવસે આજીવન શુદ્ધ ખાદી જ પહેરવાનો સંકલ્પ દેશની બહેનો અને ભાઈઓ કરે તો દેશની કેટલી બધી પ્રગતિ થાય! અને આત્મોન્નતિ તો છે જ.

તહેવાર એટલે માંદા પડાય એટલું ઘીગોળવાળું ગળ્યું ગળ્યું ખાવું અને એકબીજાને તેમ કરવા આગ્રહ કરવો એ ખ્યાલ આપણે છોડી દેવો જોઈએ. વિચાર કરી જોતાં જણાશે કે એમાં નથી સુખ, નથી સામર્થ્ય-વૃદ્ધિ કે નથી પ્રસન્નતા. એ અસંસ્કારી રિવાજ આપણે કાઢી નાખવો જોઈએ. અકરાંતિયાપણાનો વળી પ્રચાર કેવો? એના કરતાં આરોગ્ય અને પુષ્ટિ વધે, કામ કરવાનો ઉત્સાહ વધે, પોતાનાં શરીર અને મન પર બરાબર કાબૂ રહે એ જાતનો અને એ પ્રમાણમાં ખોરાક લેવાની શરૂઆત તે દિવસે કરવી જોઈએ.

રેંટિયાબારસ એટલે સ્વદેશીનો પ્રચાર. તે દિવસે રમતગમતમાં દેશીપણું ખસૂસ હોવું જોઈએ. દેશી સંગીત, દેશી ચિત્રકામ, દેશી ભાષા — એના પુનરુદ્ધાર માટે તે દિવસે કેટલાયે નવા નવા કાર્યક્રમો ગોઠવી શકાય. રેંટિયાબારસ એ રાષ્ટ્રીય એકતાનો તહેવાર છે. તે દિવસે કોઈનો બહિષ્કાર ન હોય. બધી ન્યાતો, બધા ધર્મો અને બધા પંથનાં સ્ત્રીપુરુષો, બાળકો અને વૃદ્ધો એકત્ર સામાજિક જીવન અનુભવે. રેંટિયાબારસ એ આત્મશુદ્ધિનો તહેવાર છે. જીવનમાં ઘર કરી બેઠેલાં વ્યસનો કાઢી નાખવાનો પ્રયત્ન તે દિવસે સવિશેષ થાય. જેની શરૂઆત આડે દિવસે નથી થતી તે કરવાની શક્તિ તે દિવસના માહાત્મ્યને લીધે માણસમાં આવી પણ જાય. રેંટિયાબારસ એ દીનજનોનાં દુ:ખનિવારણ કરવાનો તહેવાર છે. તે દિવસે યથાશક્તિ સંકટનિવારણ ફાળામાં પોતાનો હિસ્સો આપવો જોઈએ. રેંટિયા-બારસ એ સ્વરાજ્યનો તહેવાર છે. માટે તે દિવસે પારતંત્ર્યનો અંત કેમ અણાય એનું ઉગ્ર ચિંતન થવું જોઈએ.

૨૨–૯–'૨૯

## ૨. ગાંધીસપ્તાહ

ભાદરવા વદ ૧૨ અને બીજી ઑક્ટોબરે ગાંધીજીનો જન્મદિવસ ઊજવવામાં આવે છે. દેશી તિથિ અને આ તારીખ વચ્ચે જ્યારે અંતર ઓછું હોય છે ત્યારે એ એકસપ્તાહ તરીકે ઊજવાય છે. મિત્રોએ આ દ્વાદશીને 'સોહનદ્વાદશી' નામ આપ્યું. ગાંધીજીને આ નામ પસંદ ન પડ્યું. તેઓ તો પોતાની જયંતી કોઈ ઊજવે એ જ નથી ઇચ્છતા. પરંતુ કોઈ પણ બહાને દરિદ્રનારાયણની સેવામાં લોકો સામેલ થતા હોય તો દરિદ્રનારાયણ-હિતૈષી એવા તેઓ આ તકને જવા દેવા ઇચ્છતા નથી. એ માટે ગાંધીજીએ એ દિવસનું નામ 'ચરખા દ્વાદશી' રાખ્યું છે. ગુજરાતમાં એને રેંટિયાબારસ કહે છે. કેટલાક ખાદીભક્તો એ દિવસે ચોવીસે કલાક એક આસને રેંટિયો ચલાવતા. સ્વાસ્થ્યની દૃષ્ટિએ આ તપશ્ચર્યા અનુકૂળ ન હોવાથી લોકો આઠથી સોળ કલાક સુધી કાંતવામાં દ્વાદશી અથવા બીજી ઑક્ટોબરનો દિવસ ગાળે છે. કેટલીએક સંસ્થાના સભ્યો ભેગા મળીને વારાફરતી કાંતી ચોવીસ કલાક અખંડ રેંટિયો ચલાવે છે. ખાદીવેચાણનું કામ તો આ સપ્તાહમાં ખૂબ જોશથી થાય છે જ. ઉત્સાહી વિદ્યાર્થી અને મધ્યમ વર્ગનાં સ્ત્રીપુરુષો ખાદી લઈને ઘરે ઘરે જઈ વેચાણ કરે છે અને ખાદીનો પેગામ પણ સંભળાવે છે.

ગાંધીજીનો પેગામ જેમાં સંપૂર્ણ રીતે મળી શકે છે એવા બે ગ્રંથોનું પારાયણ એ દિવસે કરનાર પણ ઘણા માણસો છે; 'હિંદ સ્વરાજ' અને 'મંગળપ્રભાત' આ બંને પ્રબંધોમાં ગાંધીજીની કહેલી બધી વાતો સૂક્ષ્મ રીતે આવી જાય છે. તેનું વિવેચન એ દિવસે ભાષણો દ્વારા કરવામાં આવે છે. આ સપ્તાહમાં કેટલાય

સવર્ણ લોકો હરિજનસેવામાં ખાસ સમય આપે છે અને અસ્પૃશ્યતાનિવારણ માટે પોતાના ગામમાં ફરી વળી સફાઈકામ કરનાર દળનું પણ સંગઠન કરે છે. હરિજનસેવક સંઘ આ સપ્તાહમાં પોતાનું વાર્ષિક 'ફંડ' ઉઘરાવે છે. રાષ્ટ્રભાષાપ્રેમી લોકો આ સપ્તાહમાં હિંદી-હિંદુસ્તાનીનો સંદેશ ઘરઘર પહોંચાડવા સભાઓ, સંભાષણ, ચર્ચા અને વાર્તાલાપનો કાર્યક્રમ યોજે છે.

રાષ્ટ્રીયતાનો સંદેશ મૂકભાવથી લોકોને સંભળાવવાની ઇચ્છા રાખનારાઓ આ સપ્તાહમાં ખાસ રાષ્ટ્રીય ધ્વજના રંગનાં ખાદીનાં ફૂલ ઘણા આદરપૂર્વક છાતીએ ધારણ કરે છે. ગૌસેવામાં રાષ્ટ્રના હિત અને ધર્મપાલન સમજનાર લોકો આ સપ્તાહમાં ગાયનું જ દૂધ અને તેમાંથી બનતી દહીં, ઘી વગેરે વસ્તુઓ જ વાપરવાનું વ્રત લે છે.

આ બધી વાતો સારી છે જ અને વર્ષો થયાં આમ ચાલ્યું આવતું હોવાથી સપ્તાહના કાર્યક્રમમાં રાષ્ટ્રીય સંકલ્પશક્તિ પ્રતિષ્ઠિત થઈ છે.

એની સાથોસાથ આત્મશુદ્ધિની દૃષ્ટિથી બીજું ઘણુંયે આપણે કરી શકીએ. ગીતા, ધમ્મપદ, બાઈબલ, કુરાન, ગ્રંથસાહેબ, અવેસ્તા આદિ ધર્મગ્રંથોમાંથી ચૂંટેલાં વચનોનું વાચન અને મનન જો એ દિવસે કરવામાં આવે તો સર્વ-ધર્મ-સમભાવની ભાવનાને દૃઢ કરવામાં ઘણી મદદ થશે. ગાંધીસપ્તાહના દિવસોમાં ભિન્ન ભિન્ન ધર્મ, પંથ અને ફિરકાના લોકો જો એકઠા થઈને કોઈ સામુદાયિક કાર્યક્રમ રાખી શકે તો એથી ઉત્તમ બીજી કઈ વાત હોઈ શકે?

મનુષ્યસ્વભાવ જ એવો છે કે તેને સત્યનું અને તેની પ્રાપ્તિનું દર્શન એકાંગી થાય છે, એટલે જગતમાં પક્ષભેદ અને મતભેદ અને પંથભેદ રહેવાના જ. જે વ્યક્તિ નિ:સ્પૃહ, નિર્વૈર અને સત્યધર્મી છે તે પોતાના સત્યદર્શનને નિષ્ઠાવાન તો રહેવાની જ, પરંતુ એ જ નિષ્ઠાને કારણે બીજાઓના સત્યદર્શન પ્રત્યે પણ તે પોતાનો આદરભાવ કાયમ રાખશે. આ ભાવનાને વધારવા માટે ગાંધીસપ્તાહના દિવસોમાં ભિન્ન પંથ, પક્ષ, દર્શન અને સાધનાવાળા લોકો જો પ્રેમાદરભાવથી એકબીજાને મળવાનો ઉપક્રમ રાખે તો એ પણ આ છિન્નભિન્ન રાષ્ટ્રની એક ભારે સેવા ગણાશે. પરંતુ આમાં કૃત્રિમતા અને દંભથી કામ ન લઈ શકાય. સાચા હાર્દિક પ્રેમ અને આદરથી જ કામ થઈ શકે છે; અને હાર્દિક પ્રેમાદર યોગ્ય સાધનો દ્વારા વધારવો શકય છે એવો ઘણા સાધકોનો અનુભવ પણ છે.

ગાંધીજયંતીનો દિવસ બહેનોએ ખાસ પોતાનો બનાવી લીધો છે. સ્ત્રીજાતિ મોક્ષની, સ્વાતંત્ર્યની, બ્રહ્મચર્યની અને રાષ્ટ્રસેવાની સંપૂર્ણ અધિકારી છે, એ સિદ્ધાંત ગાંધીજીએ દેશના હૃદય ઉપર એવી દૃઢતાથી અંકિત કર્યો છે કે ગાંધીયુગ સ્ત્રી-ઉદ્ધારનો યુગ કહેવાય છે. આ સપ્તાહમાં જો શિક્ષિત અને સંસ્કારી બહેનો પોતાની અશિક્ષિત બહેનોને કંઈ જ્ઞાન આપે અને એમની પાસેથી પ્રાચીન આર્યસંસ્કાર નમ્રતાથી શીખે તો સ્ત્રીજાતિનો ઉદ્ધાર ઘણી સરળતાથી થશે.

ગાંધીજીએ એક ઘણું મોટું અને સૂક્ષ્મ રાષ્ટ્રકાર્ય ખાસ સ્ત્રીજાતિને જ સોંપ્યું

છે, તે છે મદ્યપાનનિષેધ. મદ્યપાનનિષેધ કોઈ મામૂલી વસ્તુ નથી. સત્ત્વગુણ અને તમોગુણ વચ્ચેનું એ એક ઘનઘોર યુદ્ધ છે. મદ્યપાન જેવા નરકાસુરને સંહારવા સત્યનિષ્ઠ સત્યભામાઓ જ સમર્થ છે.

આવા સંગીન કાર્યક્રમની સાથે આપણે રાષ્ટ્રીય સંગીત, ચિત્રકલા, ઉત્સવનો સમારોહ, ગરીબોને અન્નદાન આદિ રોચક કાર્યક્રમોને પણ ભૂલવા ન જોઈએ. સાત્ત્વિક નૃત્યકલા દ્વારા ને નાટયના અભિનય દ્વારા આપણે ભગવાનની ઉપાસના કરી શકીએ. ગાંધીસપ્તાહ દ્વારા ગરીબોને જો આટલો વિશ્વાસ ન થાય કે પ્રત્યેક ખાદીધારી અમારો સંકટનિવારક હિતકર્તા સેવક છે, તો એ ગાંધીસપ્તાહ નિષ્ફળ જ ગયું સમજવું. ગાંધીજીએ સૌથી શ્રેષ્ઠ વાત એ શીખવી છે કે સતયુગ હો કે કલિયુગ, નિષ્કામ સેવા જ અલૌકિક શક્તિ છે. આપણા રાષ્ટ્રના ગરીબોની સેવા કરીને જ આપણે સ્વાતંત્ર્યની શક્તિ મેળવી શકીશું.

આસુરી સંપત્તિનો આજ જેટલો ઉત્કર્ષ અને પ્રભાવ છે એટલો કદાચ ત્રણે યુગમાં કદી નહોતો થયો. હવે દૈવી સંપત્તિએ પણ એટલો જ, બલકે એથી અધિક, ઉત્કર્ષ અને પ્રભાવ બતાવવો જોઈએ.

આ સપ્તાહમાં ગાંધીજીના રાષ્ટ્રકાર્યના અને સામાજિક તથા વ્યક્તિગત જીવન સંબંધેના સિદ્ધાંતોના પ્રચાર માટે જેટલા સાર્વજનિક કાર્યક્રમોનું આયોજન આપણે કરી શકીશું તેટલું જ એ ઉપયોગી નીવડશે. આત્મદર્શનનો એક મહત્ત્વપૂર્ણ ઉપાય તે શ્રવણ અને કીર્તન છે. મહારાષ્ટ્રમાં ગણપતિ-ઉત્સવમાં જેવી રીતે જ્ઞાનચર્ચા અને વિચાર-પ્રચારનું સત્ર યોજવામાં આવે છે એ જ પ્રમાણે આ સપ્તાહમાં ગાંધીજીના વિચાર, સિદ્ધાંત અને નીતિનું શ્રવણ અને કીર્તન સામુદાયિક રીતે થવું જરૂરી છે.

'રેંટિયાબારસ' આપણે માટે નવ-સંકલ્પ-પોષક અને પૂર્ણ સ્વાતંત્ર્યપ્રેરક બનો !

સં. ૧૯૯૪

## રેંટિયાબારસ

ભાદરવા વદ ૧૨

૧ દિવસ

આ તહેવારનું નામ મોહનદ્વાદશી પાડયું હતું. પણ ગાંધીજીએ ભલામણ કરી છે કે, એ રેંટિયાબારસ તરીકે ઓળખાય.

આ દિવસે 'હિંદ સ્વરાજ'નું એક પારાયણ કરી, રેંટિયા વિશેના ગાંધીજીના કેટલાક લેખો વાંચી, આખો દિવસ કાંતવાપીંજવામાં ગાળવો જોઈએ. જેનાથી બની શકે તે ફળાહાર ઉપર રહે. આ દિવસના ઉત્સવમાં હરિજનોને ખાસ ભેળવવા જોઈએ. આ તહેવારનું પણ અહીં વિશેષ વિવેચન કરવાની જરૂર નથી. અન્યત્ર કરેલું છે જ.

[ગાંધીજીના ધર્મવિચારો સમજવા માટે 'મંગલપ્રભાત'નું અધ્યયન વિવેચન આજે ખાસ થાય. એમનું ધર્મવિષયક લખાણ બે ભાગમાં પ્રસિદ્ધ થયું છે તે જરૂર આજે શિક્ષકો અને પ્રૌઢ વિદ્યાર્થીઓ વાંચે.]

# ૩૧. નવરાત્રિ

## [આસો સુદ ૧ થી ૯]

### ૧. નવરાત્રિ

મહિષાસુર સામ્રાજ્યવાદી હતો. સૂર્ય, ઈંદ્ર, અગ્નિ, પવન, ચંદ્ર, યમ, વરુણ વગેરે બધા દેવોનો અધિકાર અને ખાતાં તે પોતે જ ચલાવતો હતો. સ્વર્ગના દેવોને તેણે ભૂલોકની પ્રજા બનાવ્યા હતા. કોઈને પોતાને સ્થાને સલામતી લાગતી ન હતી. દેવો પરમાત્મા પાસે ગયા. પરમાત્માએ સૃષ્ટિની જે વ્યવસ્થા કરી હતી તે મહિષાસુરે કેટલી બગાડી નાખી છે એ બધું કહી સંભળાવ્યું. બધું સાંભળી વિષ્ણુ, બ્રહ્મા, શંકર વગેરે સર્વ દેવોનાં શરીરમાંથી પુણ્યપ્રકોપ ઊછળ્યો અને તેની એક દૈવી શક્તિમૂર્તિ નિર્માણ થઈ. સર્વ દેવોએ આ સર્વ-દેવ-મયી શક્તિને પોતપોતાનાં આયુધની શક્તિથી મંડિત કરી. પછી આ દૈવી શક્તિ અને મહિષાસુરની આસુરી શકિત વચ્ચે ભીષણ યુદ્ધ જામ્યું. કેટલાં વરસ સુધી ચાલ્યું તે કોણ કહી શકે? પણ આશ્વિન માસની શુકલ પ્રતિપદાથી દશમી સુધી એ યુદ્ધ ચાલ્યું એમ મનાય છે અને તે પ્રમાણે દૈવી શક્તિના વિજયનો ઉત્સવ આપણે નવરાત્રિએ ઊજવીએ છીએ.

દૈવી શક્તિ એ પરમા વિદ્યા છે, બ્રહ્મવિદ્યા છે, આત્મતત્ત્વ, વિદ્યાતત્ત્વ અને શિવતત્ત્વનું શુદ્ધ સ્વરૂપ છે. આ શક્તિ शठं प्रति शुभंकरी છે, 'अहितेषु साध्वी' છે; વેરી પ્રત્યે પણ તે દયા પ્રગટ કરે છે. દુષ્ટ લોકોનો ખરાબ સ્વભાવ શાંત પાડવો એ જ આ દૈવી શક્તિનું શીલ છે. दुर्वृत्तवृत्तशमनं तव देवि ! शीलम् ।

અસુરો આ શક્તિને ન સમજી શકયા. ભક્તો જ્યારે દૈવી શક્તિની જય બોલવા લાગ્યા ત્યારે અસુરો મૂંઝાઈ જઈ 'અરે આ શું? આ શું?' એવી ચીસો પાડવા લાગ્યા. આખરે અસુરોનો રાજા પોતે જ લડવા લાગ્યો. તેણે અનેક જાતની નીતિ ચલાવી, અનેક રૂપો ધારણ કર્યાં, પણ આખરે निःशेष देव-गण-शक्ति-समूहमूर्तिનો જ વિજય થયો. પવન અનુકૂળ વાવા લાગ્યો, વરસાદે ભૂમિને સુજલા સુફલા કરી નાખી, દિશાઓ પ્રસન્ન થઈ અને ભક્ત દેવીનું મંગળ ગાવા લાગ્યા. દેવીએ ભક્તોને આશ્વાસન આપ્યું કે એવી જ રીતે ફરી જ્યારે જ્યારે આસુરી લોકોને લીધે ત્રાસ ફેલાશે ત્યારે હું પોતે અવતાર ધારણ કરી દુષ્ટતાનો નાશ કરીશ.

એ મહિષાસુર દરેક માણસના હૃદયમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપન કરવા મથે છે અને તે તે વખતે દૈવી શક્તિને તેનાં બધાં સ્વરૂપો ઓળખી તેનો સમૂળો નાશ કરવો પડે છે. દરેક હૃદયમાં આ યુદ્ધ કેટલાં વરસ સુધી ચાલે છે એ દરેક જણ

પોતાનું અંતર તપાસી જાણી શકે છે. નવરાત્રિના દિવસોમાં હૃદયમાં અખંડ દીપ પ્રજાળી આપણે તે દૈવી શક્તિની આરાધના કરવી જોઈએ, કેમ કે જ્યારે તે પ્રસન્ન થાય છે ત્યારે તે દૈવી શક્તિ જ આપણને મોક્ષ આપી દે છે.

सैषा प्रसन्ना वरदा नृणां भवति मुक्तये ।

૨૮-૯-'૨૨

## ૨. શારદાનું ઉદ્‌બોધન

કઈ નવમીને દિવસે સુરોએ શારદાનું ઉદ્‌બોધન કર્યું એ આપણે જાણતા નથી. પણ તે અત્યંત શુભ, સુભગ અને કલ્યાણકારી મુહૂર્ત હોવું જોઈએ. સમૃદ્ધિદાયી વર્ષા પછી જે શાંતિ, જે નિર્મળતા, જે પ્રસન્નતા દૃગ્ગોચર થાય છે તેમાં જ દેવોને શારદાનું દર્શન થયું. ધરતીએ લીલો રંગ હજી છોડયો નથી, પરિપક્વ ધાન્ય સુવર્ણવર્ણ ખીલવી રહ્યાં છે, એવે પ્રસંગે દેવોએ શારદાનું ધ્યાન કર્યું. સજ્જનોના હૃદયસમા સ્વચ્છ જળમાં વિહાર કરતાં પ્રસન્ન કમળો અને આકાશમાં અનન્ત કાવ્યના ફુવારા છોડતો રસસ્વામી ચન્દ્ર એ બંને જ્યારે એકબીજાનું ધ્યાન ધરતાં હતાં ત્યારે દેવોએ શારદાનું આવાહન કર્યું. શારદા આવી અને પૃથ્વીના વદનકમળ પર સુહાસ્ય ફેલાયું. શારદા આવી અને વનશ્રીનું ગૌરવ ખીલ્યું. શારદા આવી અને ઘેરઘેર સમૃદ્ધિ વધી. શારદા આવી અને વીણાનો ઝણત્કાર શરૂ થયો; સંગીત અને નૃત્ય સર્વત્ર ફેલાયાં.

શારદાનું સ્વરૂપ કેવું છે? બાલા? મુગ્ધા? પ્રૌઢા? કે પુરંધ્રી? શારદા મંજુલહાસિની બાલા નથી, મનમોહિની મુગ્ધા નથી, વિલાસચતુરા પ્રૌઢા નથી. તે નિત્ય-યૌવના પણ સ્તન્યદાયિની માતા છે. તે આપણી સાથે રમે છે, હસે છે, પણ તે આપણી સખી નથી; તે માતા છે. આપણે તેની સાથે બાલસહજ ગેલ કરીએ, પણ માતા આગળ ઊભા છીએ એ ભૂલી ન જઈએ. માતા એટલે પવિત્રતા, વત્સલતા, કારુણ્ય અને વિશ્રબ્ધતા. માતા એટલે અમૃતનિધાન. 'ન માતુ: પરદૈવતમ્' એ વચન કોઈ ઉપદેશપ્રિય સ્મૃતિકારે કાઢેલું નથી; એ તો કોઈ માતુ:પુત્ર ધન્ય બાળકે કાઢેલું વચન છે.

ચરાચર સૃષ્ટિનું ઐક્ય અનુભવનાર આપણે આર્ય સંતાનો એક જ શબ્દમાં અનેક અર્થ જોઈએ છીએ. શારદા એટલે સરોવરમાં વિરાજતાં કમળોની શોભા. શારદા એટલે માણેકઠારી પૂનમ અને દિવાળીની કાન્તિ. શારદા એટલે યૌવન-સહજ ક્રીડા. શારદા એટલે કૃષિલક્ષ્મી, શારદા એટલે સાહિત્યસરિતા, શારદા એટલે બ્રહ્મવિદ્યા, ચિચ્છક્તિ. શારદા એટલે વિશ્વસમાધિ. એવી એ આપણી માતા છે, આપણે શારદાના બાળક છીએ. કેટલી ધન્યતા! કેટલી સ્પૃહણીય પદવી! કેવડો અધિકાર! અને સાથે સાથે કેવડી મોટી દીક્ષા!

શારદાના સ્તન્યનો જે હોઠને સ્પર્શ થયો તે હોઠ અપવિત્ર વાણી ઉચ્ચારે નહીં, નિર્બળતાનાં વચનો કાઢે નહીં, દ્વેષને ઉદ્ગારે નહીં, પાપને શૃંગારે નહીં, પૌરુષને હણે નહીં અને મુગ્ધ જનોને છેતરે નહીં.

શારદાના મંદિરમાં સર્વોચ્ચ કળા હોય, કળાને નામે વિચરતી વિલાસિતા નહીં. શારદાના ભવનમાં પ્રેમનું વાતાવરણ હોય, માત્ર સૌંદર્યનું મોહન ન હોય. શારદાના ઉપવનમાં પ્રાણનું સ્ફુરણ હોય, વિરહના કે નિરાશાના નિઃશ્વાસ ન હોય. શારદાની લતાકુંજમાં વિશ્વપ્રેમનું સંગીત હોય, પરસ્પર અનુનયનું ઘેલું કલકૂજિત ન હોય. શારદાના વિહારમાં સ્વતંત્રતાનાં ધીરોદાત્ત પગલાં હોય, ઉદ્દેશવિહીન અને સ્ખલનશીલ પદક્રમ ન હોય. શારદાના પીઠમાં બ્રહ્મરસનો પ્રવાહ હોય, વિષયરસનો ઉન્માદ ન હોય.

માતા શારદા! હૃદયમાં તારું અખંડ સ્મરણ રહે એવો આશીર્વાદ અમને આપ, અમે અધિકારી થઈએ ત્યારે અમને તારું દર્શન આપ. જો અમારું ધ્યાન અવિચલ રહ્યું, જો અમારી ભક્તિ એકાગ્ર અને ઉત્કટ થઈ તો અમને તારી દીક્ષા આપ, અને તારી અખંડ સેવાને લાયક બન્યા પછી તારી સેવાનો એકમાત્ર રસ અમને રહે એટલી ભિક્ષા આપ. તને કોટિશઃ નમન કરીએ છીએ.

या देवी सर्व-भूतेषु श्रद्धा-रूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ।।

ઑક્ટોબર, ૧૯૨૪

## સરસ્વતીપૂજન

**આસો સુદ ૮, ૯** **૨ દિવસ**

આઠમ અને નોમ બે દિવસ આ ઉત્સવ ચાલે. એક દિવસ પુસ્તકાલયની ચોપડીઓ સાફસૂફ કરીને ગોઠવવી, સંસ્થાની તેમ જ પોતાની ખાનગી ચોપડીઓ ઢીલી થઈ હોય તો ઠીક કરવી, એવાં એવાં કામોમાં ગાળવો. શારદા મંદિર (પુસ્તકાલય) ઠીક ગોઠવ્યા પછી એને શણગારવું, અને ત્યાં શારદામાતાની પૂજા તરીકે સંગીતનો એક જલસો રાખવો.

બીજો દિવસ ખાસ ચિત્રકળા માટે રાખેલો હોય, આ દિવસે કાગળની કે બીજા પદાર્થોની જાતજાતની વસ્તુઓ તૈયાર કરવામાં આવે, પાટલા પર સાથિયા પૂરવામાં આવે. બની શકે તો ધાર્મિક અથવા બીજી ઉપયોગી ચોપડીઓનું દાન કરવામાં આવે.

# ૩૨. દશેરા

## [આસો સુદ ૧૦]

## ૧. વિજયાદશમી

### સીમોલ્લંઘન પર્વ

આગ્રામાં મોગલ સમયની જે મોટી મોટી ભવ્ય ઈમારતો છે તેમાં એક વિશેષતા એ છે કે તેનો નીચલો મજલો લાલ પથ્થરનો હોય છે અને ઉપરનો સફેદ પથ્થરનો. લાલ પથ્થરનું કામ જહાંગીરના વખતનું અને સફેદ પથ્થરનું શાહજહાંના સમયનું. દરેક ઈમારતમાં આવો કાળક્રમનો ઈતિહાસ વર્ણભેદથી મૂર્તિમંત દેખાય છે. કોઈ પણ જૂના મોટા શહેરમાં જૂની વસ્તી અને નવી વસ્તી પાસે પાસે આવેલી સ્પષ્ટ દેખાય છે. અથવા મોહન જો દડોની પેઠે વસ્તીનાં પડ ઉપર પડ બાઝેલાં પણ દેખાય છે. ભાષાની કહેવતોમાં પણ ભિન્ન ભિન્ન કાળનો ઈતિહાસ સમાયેલો હોય છે. આપણે ઘરમાં જમીન પર જે લાદીઓ જડીએ છીએ તે એક પથ્થર જેવી દેખાય છે ખરી, પણ તેમાં પણ દરેક પડમાં કેટલાંય વરસોનું અને સૈકાઓનું અંતર હોય છે. નદીને કાંઠે દર વર્ષે કાંપના જે થર એક ઉપર એક જામે છે તેનો આખરે ધરતીની ભઠ્ઠીમાં એક પથ્થર બની જાય છે.

દશેરાનો તહેવાર પણ એક જ તહેવાર હોવા છતાં ભિન્નકાલીન ભિન્ન ભિન્ન પડોનો બનેલો છે. દશેરાના તહેવાર સાથે અસંખ્ય યુગોના અસંખ્ય પ્રકારના આર્ય પુરુષાર્થનો વિજય સમાયેલો છે.

માણસ માણસ વચ્ચેની લડાઈ જેટલી મહત્ત્વની છે તેટલી જ અથવા તેના કરતાંયે વધારે મહત્ત્વની લડાઈ માણસ અને કુદરત વચ્ચેની છે. માણસનો કુદરત ઉપરનો મોટામાં મોટો વિજય તે ખેતી છે. ખેડેલી જમીનમાં નવ જાતનું ધાન્ય વાવી, તેને જળનું કૃત્રિમ સિંચન કરી તેમાંથી પોતાની આજીવિકા અને ભવિષ્યના સંગ્રહ જેટલું અનાજ માણસ જે દિવસે મેળવી શક્યો તે દિવસ માણસને માટે ભારેમાં ભારે વિજયનો હતો. કેમ કે ત્યાર પછી જ સ્થિરતામૂલક સંસ્કૃતિ જન્મી. તે દિવસનું સ્મરણ હમેશાં તાજું રાખવું એ કૃષિપ્રધાન આર્ય લોકોનું પ્રથમ કર્તવ્ય હતું.

વીસમી સદી એ ભૌતિક અને યાંત્રિક શોધોની સદી ગણાય છે, અને તે યથાયોગ્ય છે. પણ મનુષ્યપ્રાણીની હસ્તી અને સંસ્કૃતિને માટે જે મહાન શોધો કારણરૂપ થઈ છે તે બધી આદ્યયુગમાં જ થઈ છે. જમીન ખેડવાની કળા, સૂતર

કાંતવાની કળા, દેવતા સળગાવવાની કળા અને માટીમાંથી પાકો ઘડો ઘડવાની કળા — આ ચાર કળા માનવી સંસ્કૃતિના આધારસ્તંભરૂપ છે. આ ચારે કળાનો ઉપયોગ કરીને વિજયાદશમીને દિવસે આપણે કૃષિમહોત્સવ ઉપજાવી કાઢ્યો છે.

નાનપણનો મારી સ્મૃતિમાં રહેલો પહેલો નવરાત્રિનો ઉત્સવ હજી મને સાંભરે છે. પ્રતિપદાને દિવસે શહેરની બહાર જઈ ખેતરોમાંથી સરસમાં સરસ સ્વચ્છ કાળી માટી મારા ભાઈ લઈ આવ્યા. હું પોતે નવ ધાન્યની યાદી લઈ તેમાંથી ઘરમાં જેટલાં ન મળ્યાં તેટલાં મારા નાનાને ત્યાંથી લઈ આવ્યો. મારી દાદીએ નાનકડા ધનુષ વતી રૂ પીંજી તેની ૯૬ આંગળની દિવેટ તૈયાર કરી. મારી બાએ સૂતર કાંતી (રેંટિયા ઉપર નહીં, પણ લોટા ઉપર) તે સૂતરની એક હજાર નાનકડી વાટો બનાવી. બજારમાંથી નાળિયેર અને પંચરત્ન હું લઈ આવ્યો. પંચરત્નમાં સોનું, મોતી, હીરો, પરવાળું અને લીલમ કે માણેક હતાં. આ પંચરત્નના કકડા બહુ જ નાના હતા. મારી ભત્રીજીએ બગીચામાંથી ફૂલો અને જાતજાતનાં પાંદડાં ભેગાં કર્યાં. પિતાશ્રીએ નાહીને દેવઘરમાં ગાયના છાણથી લીંપેલી જમીન ઉપર પેલી કાળી માટી પાથરી એનો સુંદર ચોરસ આકાર બનાવ્યો. આ અમારું ખેતર. આની વચ્ચોવચ એક લોટો મૂકી દીધો. આ લોટામાં પાણી ભરેલું હતું. અંદર એક આખી સોપારી, દક્ષિણા, પંચરત્ન વગેરે વસ્તુઓ નાખેલી હતી. ઉપર આંબાના ઝાડની એક નાની પાંચ પાંદડાંવાળી ડાળી રાખી તેના ઉપર એક નાળિયેર મૂક્યું હતું. સુંદર ઘાટવાળા લોટામાંથી બહાર નીકળતાં કેરીનાં લીલાંછમ પાંચ પાંદડાં અને તેના ઉપર શિખર જેવા નાળિયેરનો આકાર જોઈ અમે ખુશ ખુશ થઈ ગયા. પૂજાની તૈયારી થઈ એટલે અમારા તે નાનકડા ખેતરમાં નવ ધાન્ય વાવવામાં આવ્યાં. તેના ઉપર પાણી છાંટવામાં આવ્યું. વચ્ચે મૂકેલા ઘટની ચંદન કેસર અને કંકુથી પૂજા કરવામાં આવી. આ ઘટ ઉપર એક પુષ્પમાળા ટિંગાડવામાં આવી. યથાવિધિ સાંગ-ષોડશોપચાર પૂજા થઈ. ૯૬ આંગળ વાટવાળો દીવો સળગાવવામાં આવ્યો. પછી આરતી થઈ અને ઘરમાં સૌ કહેવા લાગ્યા કે આજે અમારે ત્યાં નવરાત્રની ઘટસ્થાપના થઈ છે. પેલો નન્દાદીપ નવ દિવસ સુધી અખંડ બળતો રાખવાનો હતો. વચમાં હોલવાઈ જાય તો મહાઅશુભ. બીજે દિવસે પૂજામાં એકને બદલે બે પુષ્પમાળા ટિંગાડવામાં આવી. ત્રીજે દિવસે ત્રણ, એમ માળા વધતી ચાલી. ઉપર માળાઓ વધી અને નીચલા ખેતરમાંથી અંકુર ફૂટી નીકળ્યા. કેટલાક અંકુર તો પોતાના ફોતરાંની છત્રી બનાવીને જ બહાર નીકળ્યા હતા. અમને રોજ મિષ્ટાન્ન મળતું, પણ પિતાશ્રી એક જ વખત જમતા અને આખો દિવસ અબોટિયું પહેરીને પેલો નન્દાદીપ સાચવતા. વાટ તૂટે નહીં, તેલ ખૂટે નહીં અને દીવો હોલવાય નહીં એની સંભાળ રાખવી પડતી. રાત્રે પણ બેચાર વાર ઊઠી તેલ પૂરવું, બહુ જ સંભાળથી ઉપર બાઝેલી મેશ ખંખેરવી વગેરે કામો કરવાં પડતાં.

નવ ધાન્યના અંકુર પૂરેપૂરા ફૂટી નીકળ્યા તે વખતની ખેતરની શોભા અવર્ણનીય હતી. કેટલાંક ધાન્ય વહેલાં ઊગ્યાં, કેટલાંક મોડાં. વહેલાં કોણ છે ને

મોડાં કોણ છે એ હું બરાબર ધ્યાનમાં રાખતો. બધા અંકુર સાવ સફેદ હતા, કેમ કે નવરાત્રનું આ 'ખેતર' ઘરની અંદર હતું, અને અજવાળા વગર લીલો રંગ આવે નહીં. પછી પિતાશ્રી ખેતર ઉપર હળદરનું પાણી છાંટવા લાગ્યા. મેં પૂછ્યું, 'હળદરનું પાણી કેમ છાંટો છો?' 'ઊગેલું અનાજ સોના જેવું દેખાય એટલા માટે.'

સાતમે દિવસે સરસ્વતીનું આવાહન થયું. ઘરમાં જેટલી ધાર્મિક અને સંસ્કૃત ચોપડીઓ હતી તે બધી એક રંગીન પાટલા ઉપર મૂકી અમે તેમની પૂજા કરી. અમને ભણવામાંથી રજા મળી. આને અનધ્યાય કહે છે. સરસ્વતીનું આવાહન, પૂજન અને વિસર્જન એટલું ત્રણ દિવસમાં થયું. નવમે દિવસે ખાંડેપૂજા થઈ. ખાંડેપૂજા એટલે શસ્ત્રાસ્ત્રની પૂજા. આ દિવસે હાથીઘોડા જેવાં યુદ્ધોપયોગી પશુઓની પણ પૂજા કરવામાં આવે છે. આ રીતે નવરાત્ર પૂરી થઈ અને દશેરા આવ્યા. દશેરાને દિવસે હોમ, બલિદાન અને સીમોલ્લંઘન એ મુખ્ય વિધિ હતા. વિદ્યારંભનો પણ તે દિવસ હતો.

વિજયાદશમીના તહેવારમાં ચાતુર્વર્ણ્ય એકત્ર થયેલું દેખાય છે. બ્રાહ્મણોનાં સરસ્વતીપૂજન અને વિદ્યારંભ; ક્ષત્રિયોનાં શસ્ત્રપૂજન, અશ્વપૂજન અને સીમોલ્લંઘન; અને વૈશ્યોની ખેતી; એ ત્રણે આ તહેવારમાં એકત્રિત થાય છે. અને જ્યાં આટલી ભારે પ્રવૃત્તિ હોય ત્યાં શૂદ્રોની પરિચર્યા તો સમાવિષ્ટ છે જ. ગામડાંના લોકો નવરાત્રના અનાજના સોના જેવા જવારા તોડી પાઘડીમાં ખોસી દે છે અને સુંદર પોશાક પહેરી વાજતેગાજતે સીમોલ્લંઘન કરવા જાય છે ત્યારે જાણે આખા દેશનું પૌરુષ પરાક્રમ દાખવવા બહાર નીકળ્યું હોય એવું દૃશ્ય બની રહે છે.

દશેરાનો ઉત્સવ જેમ કૃષિપ્રધાન છે તેમ ક્ષાત્ર મહોત્સવ પણ છે. ભાડાના સૈનિકોને મરઘાની પેઠે લડાવવાની પદ્ધતિ જ્યારે ન હતી ત્યારે ક્ષાત્રતેજ અને રાજતેજ ખેડૂત લોકોમાં જ કેળવાતાં. ખેડૂત એટલે ક્ષેત્રપતિ-ક્ષત્રિય. આખું વરસ ભૂમિમાતાની જે સેવા કરે તે જ પ્રસંગ પડયે તેનું રક્ષણ કરવા નીકળી પડે. નદી, નાળાં, પહાડ, ટેકરી સાથે જેનો દિવસરાત્ર સંબંધ છે, ઘોડાબળદ જેવાં પશુઓને જે કેળવી શકે છે, અનેક મજૂરોને જે આજીવિકા આપી શકે છે અને આખા સમાજને જે ખવડાવે છે તેની અંદર સેનાપતિના અને રાજત્વના બધા ગુણો કેળવાય એમાં આશ્ચર્ય શું? ખેડૂત તે જ રાજા અને રાજા તે ખેડૂત થવો જ જોઈએ.

આવી સ્થિતિ હોવાથી કૃષિનો તહેવાર ક્ષાત્ર તહેવાર થઈ ગયો એમાં ઐતિહાસિક ઔચિત્ય પૂરેપૂરું છે. ક્ષત્રિયોનું મુખ્ય કર્તવ્ય તો સ્વદેશરક્ષણ જ છે. પણ ઘણી વાર શત્રુ સ્વદેશમાં ઘૂસી દેશની ખરાબી કરે એના પહેલાં જ તેનો દુષ્ટ હેતુ કળી જઈ પોતે જ સીમોલ્લંઘન કરી — પોતાની સીમ એટલે સરહદ ઓળંગી શત્રુના જ દેશમાં લડાઈ લઈ જવી એ સલાહભરેલું અને વીરોચિત ગણાતું.

સહેજ વિચાર કરતાં જણાઈ આવશે કે આ સીમોલ્લંઘન પાછળ સામ્રાજ્ય-વૃત્તિ રહેલી છે. પોતાની સરહદ ઓળંગી બીજો દેશ તાબે કરવો, ત્યાંથી ધનધાન્ય

લૂંટીને લઈ આવવું એમાં આત્મરક્ષણ કરતાં મહત્ત્વાકાંક્ષાનો અંશ વધારે છે. આવી રીતે લૂંટીને આણેલું સોનું પરાક્રમી પુરુષો પોતાની પાસે જ રાખે તો વર્તમાનયુગના ક્ષત્રપ્રકોપ (Militarism) સાથે વિટ્પ્રકોપ(Industrialism)ના મેળાપની ભયંકર સ્થિતિ ઊભી થાય. પ્રભુત્વ અને ધનિત્વ જ્યાં એકત્ર થયું ત્યાં સેતાનને જુદું આમંત્રણ કરવાની જરૂર રહેતી નથી. એટલા માટે જ દશેરાને દિવસે લૂંટી આણેલા સોનાને બધા સ્વકીયોમાં વહેંચી નાખવું એ તે દિવસનો મહત્ત્વનો ધાર્મિક વિધિ નક્કી કરેલો છે.*

સુવર્ણ વહેંચી નાખવાના આ રિવાજનો सम्बन्ध રઘુવંશના રાજા રઘુ સાથે જોડાયેલો છે.

રઘુ રાજાએ વિશ્વજિત્ યજ્ઞ કર્યો. સમુદ્રવલયાંકિત પૃથ્વી જીત્યા પછી સર્વસ્વ દાન કરી નાખવું એનું નામ વિશ્વજિત્ યજ્ઞ. આવો વિશ્વજિત્ યજ્ઞ રઘુ રાજાએ પૂરો કર્યો ત્યાર પછી એની પાસે વરતન્તુ ઋષિનો શિષ્ય, વિદ્વાન તેજસ્વી કૌત્સ આવી પહોંચ્યો. કૌત્સે ગુરુ પાસેથી ચૌદે વિદ્યાઓ ગ્રહણ કરી હતી તેની દક્ષિણા તરીકે ચૌદ કોટિ સુવર્ણમુદ્રા ગુરુને આપવાની તેની ધારણા હતી. પણ સર્વસ્વનું દાન કર્યા પછી રહેલા માટીના વાસણથી જ રાજાને આદરાતિથ્ય કરતો જોઈ કૌત્સે રાજા પાસે કંઈ પણ માગવાનો વિચાર માંડી વાળ્યો. રાજાને આશીર્વાદ આપી તે જવા લાગ્યો. રઘુએ આગ્રહપૂર્વક તેને રોકી રાખ્યો અને બીજે દિવસે સ્વર્ગ ઉપર ચડાઈ કરી ઇંદ્ર અને કુબેર પાસેથી ધન લાવવાની ગોઠવણ કરી. રઘુરાજ ચક્રવર્તી હતો તેથી ઇંદ્ર અને કુબેર પણ તેના ખંડિયા રાજા હતા. બ્રાહ્મણને દાન કરવા સારુ તેમની પાસેથી કર ઉઘરાવતાં સંકોચ શાનો ? રઘુરાજની ચડાઈની વાત સાંભળી દેવો ડરી ગયા. તેમણે એક શમીના ઝાડ ઉપર સુવર્ણમુદ્રાનો વૃષ્ટિ કરી. રઘુરાજે સવારે ઊઠીને જોયું કે જોઈએ એના કરતાં વધુ સુવર્ણ આવી ગયું છે. કૌત્સને તેણે તે ઢગલો આપી દીધો. કૌત્સ ચૌદ કરોડ કરતાં વધારે લે

---

* 'ક્ષત્રપ્રકોપ' અને 'વિટ્ પ્રકોપ' એ બે નવાં નામોની સાર્થકતા મારે સિદ્ધ કરવી જોઈએ. ચાતુર્વર્ણ્યનું સમતોલન અથવા સામંજસ્ય એ તો સમાજશરીરની સ્વાભાવિક સ્થિતિ છે. સમાજને માટે આ ચારે વર્ણની જરૂર સ્વીકારાયેલી છે. વ્યક્તિના શરીરમાં જેમ વાત, પિત્ત અને કફ એ ત્રણ ધાતુઓ પ્રમાણસર હોય ત્યારે જ શરીર નીરોગી રહે છે તેમ સમાજશરીરમાં ચાતુર્વર્ણ્ય પ્રમાણસર હોવું જોઈએ. શરીરમાં પિત્તનું પ્રાબલ્ય વધે તો તેને પિત્તપ્રકોપ કહે છે. પિત્તપ્રકોપથી આખું શરીર બગડી જાય છે. એ જ પ્રમાણે વાતપ્રકોપ અને કફપ્રકોપ વિશે છે. સમાજશરીરમાં ક્ષાત્રવર્ગનો અતિરેક થઈ જાય અથવા પ્રાબલ્ય થઈ જાય ત્યારે તે સ્થિતિને ક્ષત્રપ્રકોપ કહેવો એ જ યોગ્ય છે. એ જ પ્રમાણે વિટ્ પ્રકોપ અથવા વૈશ્યપ્રકોપ વિશે. શરીરનો નાશ થવાની ઘડી આવ્યે ત્રણે ધાતુનો પ્રકોપ થઈ જાય છે. એને ત્રિદોષ કહે છે. યુરોપમાં આજે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ત્રણે વર્ણનો સામટો પ્રકોપ ચોખ્ખો દેખાય છે અને ત્યાંના બ્રાહ્મણો આ ત્રણે વર્ગના કિંકર બની ગયા છે!

નહીં અને રાજા દાનમાં આપેલું બાકીનું ધન પાછું રાખે નહીં. આખરે નગરવાસી લોકો પાસે તેમણે તે ધન લૂંટાવ્યું. તે દિવસ આશ્વિન શુક્લ દશમીનો હતો, તેથી જ આજ પણ લોકો દશેરાને દિવસે શમીનું પૂજન કરી તેનાં પાંદડાં સોનું ગણીને લૂંટે છે અને એકબીજાને આપે છે. કેટલાક લોકો શમી નીચેની માટીને સુવર્ણ ગણી લઈ જાય છે.

શમીનું પૂજન પ્રાચીન છે. શમીના ઝાડની અંદર ઋષિઓનું તપસ્તેજ છે એમ મનાય છે. પ્રાચીન કાળમાં શમીના કકડા એકબીજા પર ઘસીને અગ્નિ પેદા કરતા હતા. શમીની સમિધો આહુતિમાં કામ આવે છે. પાંડવો જ્યારે અજ્ઞાત-વાસમાં રહેવા ગયા ત્યારે તેમણે પોતાનાં હથિયારો એક શમીના ઝાડ ઉપર સંતાડી રાખ્યાં હતાં અને કોઈ ત્યાં જાય નહીં એટલા માટે એક હાડપિંજર ઝાડને થડે બાંધી રાખ્યું હતું !

રામચંદ્રે રાવણ ઉપર ચડાઈ કરી તે વિજયાદશમીને મુહૂર્તે. આર્ય લોકોએ – હિંદુ લોકોએ અનેક વાર વિજયાદશમીના મુહૂર્ત ઉપર જ ચડાઈ કરી વિજય મેળવ્યો છે. તેથી વિજયાદશમી એ રાષ્ટ્રીય વિજયનું મુહૂર્ત અથવા તહેવાર થઈ ગઈ છે. મરાઠાઓ અને રજપૂતો એ જ મુહૂર્ત ઉપર સ્વરાજ્યની સીમા વધારવા શત્રુના મુલક ઉપર ચડાઈ કરતા. શસ્ત્રાસ્ત્ર સજ્જ કરી, હાથીઘોડાની સવારી કાઢી સરઘસ વાજતેગાજતે શહેર બહાર લઈ જવાનો રિવાજ આજે પણ છે. ત્યાં શમીવૃક્ષનું તેમ જ અપરાજિતા દેવીનું પૂજન એ સીમોલ્લંઘનનો મુખ્ય ભાગ હોય છે.*

શમીની પેઠે અશ્મંતક વૃક્ષમાં પણ શત્રુનો નાશ કરવાનો ગુણ છે એમ મનાય છે. અશ્મંતક એટલે આપટાનું ઝાડ. શમી ન મળે ત્યારે આ ઝાડનું પૂજન થાય છે. આપટાનાં પાંદડાંનો આકાર સોનાના સિક્કા જેવો ગોળ હોય છે અને જોડેલા જવાબી કાર્ડ(reply card)ની માફક બે પાંદડાં જોડેલાં હોય છે તેથી તે વિશેષ સુંદર દેખાય છે.

દશેરાના દિવસ સુધીમાં ચોમાસું લગભગ પૂરું થયેલું હોય છે. શિવાજીના ખેડૂત સૈનિકો દશેરા સુધીમાં ખેતીની ચિંતામાંથી મુક્ત થતા. ખેતીમાં કશું કરવા-પણું ન રહેતું. એક લણણી જ બાકી રહેતી. પણ તે તો ઘરનાં બૈરાંછોકરાં અને ડોસાઓ સહેજે કરી શકે, એટલે સૈન્ય ભેગું કરી સ્વરાજ્યની સરહદ વધારવા માટે વહેલામાં વહેલું મુહૂર્ત દશેરાનું જ હતું; તેથી મહારાષ્ટ્રમાં દશેરાનો તહેવાર અત્યંત લોકપ્રિય હતો અને છે.

આપણે જોઈ શકયા છીએ કે વિજયાદશમીના એક તહેવાર ઉપર અનેક સંસ્કાર, અનેક સંસ્કરણો અને જાતજાતની માન્યતાઓનાં પડ બાઝેલાં છે.

---

* મહિષાસુર નામના એક પ્રબળ દૈત્યે કાળો કેર વર્તાવ્યો હતો. તેની સાથે શ્રીજગદંબાએ નવ દિવસ યુદ્ધ કરી વિજયાદશમીને દિવસે તેનો નાશ કર્યો એવી પુરાણોમાં કથા છે. તેથી જ અપરાજિતાનું પૂજન અને મહિષનું એટલે પાડાનું (!) બળિદાન કરવાનો રિવાજ પડચો છે.

કૃષિમહોત્સવ ક્ષાત્રમહોત્સવ બન્યો. સીમોલ્લંઘનનું પરિણામ દિગ્વિજય સુધી ગયું. સ્વસંરક્ષણ સાથે સામાજિક પ્રેમ અને ધનનો વિભાગ કરવાની વૃત્તિ દશેરા સાથે જોડાઈ ગઈ. પણ એક ઐતિહાસિક ઘટના દશેરા સાથે જોડવાની આપણે ભૂલી ગયા છીએ. તે જ આજના જમાનામાં વધારે મહત્ત્વની છે. દિગ્વિજય કરતાં ધર્મજય શ્રેષ્ઠ છે, બાહ્ય શત્રુને મારવા કરતાં હૃદયસ્થ ષડ્રિપુને મારવામાં જ પુરુષાર્થ મોટો છે, નવ ધાન્યની લણણી કરવા કરતાં પુણ્યની લણણી વધારે ટકે છે, એવો ઉપદેશ આખી દુનિયાને આપનાર મારજિત્ લોકજિત્ ભગવાન બુદ્ધનો જન્મ વિજયાદશમીના શુભ મુહૂર્તે જ થયો હતો એમ હિંદુઓ માને છે. પંચાંગ પ્રમાણે વિજયાદશમીને દિવસે બુદ્ધ ભગવાનનો જન્મ થયો અને વૈશાખી પૂર્ણિમાને દિવસે બુદ્ધ ભગવાનને શાંતિદાયી ચાર આર્ય તત્ત્વોનો અને અષ્ટાંગિક માર્ગનો બોધ થયો એ આપણે ભૂલી જ ગયા છીએ. વિષ્ણુનો ચાલુ અવતાર તે બુદ્ધ અવતાર છે. માટે વિજયાદશમીનો તહેવાર ભગવાન બુદ્ધના મારવિજયના સ્મરણથી આપણે ઊજવવો જોઈએ.

ઑક્ટોબર, ૧૯૨૨

## ૨. આ તે દશેરા?

शं नो अस्तु द्विपदे, शं चतुष्पदे ।* — વેદવચન

પોતાનાં બેપગાં અને ચોપગાં બાળકોને ભૂમિમાતાએ કહ્યું, 'મારું ઘાસ-અનાજ તમારે માટે જ છે. એ જ મારું દૂધ. જે ધાવે તે પુષ્ટ થાય.'

બેપગાં માણસો તે મોટાં ભાંડુ. ચોપગાં પશુઓ તે નાનાં ભાંડુ. મોટાં નાનાંની સંભાળ રાખે; નાનાં મોટાંની આજ્ઞામાં રહ્યાં. બંનેએ મહેનત કરી, અને જ્યાંત્યાં મલયજશીતલા અને સુજલા ધરતી સુફલા શસ્યશ્યામલા થઈ ગઈ. બધે આનંદ છવાયો.

માણસે કહ્યું, 'ચાલો આપણે વહેંચણી કરી ઉત્સવ કરીએ.' પશુઓએ કહ્યું, 'હાસ્તો, ઉત્સવ કરવો જ જોઈએ!'

માણસે અનાજ લીધું અને પશુઓ ઘાસ ચરવા લાગ્યાં. ઉત્સવ શરૂ થયો. પણ જિહ્વાલૌલ્યથી ધર્મબુદ્ધિભ્રષ્ટ થયેલા માણસને એકાએક કાંઈક સૂઝ્યું. માણસે પશુને ખેંચ્યો, અને એની ગરદન પર છરી ચલાવતાં કહ્યું, 'ઉત્સવ'નો આ પણ એક આવશ્યક ભાગ છે!!

ધરતી ધ્રૂજી. આકાશ રડ્યું. દિશાઓ બોલી ઊઠી; 'આ તે ઉત્સવ?'

---

*બેપગાંઓનું કલ્યાણ થાઓ; ચોપગાંઓનું પણ કલ્યાણ થાઓ.

### દશેરા

આસો સુદ ૧૦ — ૧ દિવસ

વીરત્વનો આ તહેવાર છે. કુસ્તી, ગજગ્રાહ, લકડીપટા વગેરે મર્દાની રમતો રમવાનો રિવાજ ચાલુ રાખવા જેવો છે. દશેરાને દિવસે શહેર બહાર જઈ ત્યાં સામાજિક ઉત્સવ કરવો જોઈએ. માણસ પોતાની કમાણીમાંથી બચાવી શકે તેટલા પૈસા દશેરાને પ્રસંગે સારા કામને માટે દાન કરે.

વરસ દરમિયાન કોઈ મહત્કૃત્ય કરવાનો સંકલ્પ દશેરાને દિવસે કરવો. આ સીમોલ્લંઘનનો દિવસ છે, તે દિવસે એકાદ ડગલું આગળ વધવું જોઈએ.

દશેરાને દિવસે એકલાં વાદ્યોનો જલસો રખાય. વિદ્યાર્થીઓ કવાયત શીખ્યા હોય તો તેનું પણ પ્રદર્શન આ દિવસે કરવા જેવું છે. ગરબા ગાવાની પ્રથા તો છે જ.

દશેરાની શરૂઆત માતૃપૂજામાંથી થઈ છે એ ભૂલી ન જવાય. દેવીપૂજાનું રહસ્ય આ દિવસે સમજાવવું જોઈએ.

અને ધર્મને નામે થતી પશુહત્યા તો કાઢી જ નાખવી જોઈએ.

## ૩૩. સાર્વભૌમ ધર્મ

[આસો સુદ ૧૫]

ઉનાળાના અસહ્ય તાપ પછી જ્યારે વૃષ્ટિ થાય છે ત્યારે બધે કાદવ કાદવ થઈ જાય છે. સૃષ્ટિ જ્યારે આખરે તૃપ્ત થાય છે ત્યારે જ એ કાદવ દબાવી કે સૂકવી જમીન અને જળાશયને અનાવિલ કરવા તરફ એનું લક્ષ જાય છે.

મહાન આપત્તિ સામે ઝૂઝતા માણસને ધર્માધર્મનો બહુ ખ્યાલ નથી રહેતો. એ જોઈને જ ડાહ્યા લોકોએ જૂની શિખામણ આપેલી છે કે ગમે તેવા ધર્મનો આશ્રય કરી ભીડ ભાંગવી અને આપત્તિમાંથી ઊગરી ગયા પછી समर्थो धर्ममाचरेत्.

સ્વતંત્ર, સ્વાયત્ત થયા પછી સૂઝતો શાંતિનો, સમૃદ્ધિનો અને નિર્મળ પ્રસન્નતાનો જે સાર્વભૌમ ધર્મ તે જ શરદ છે.

એ જ ધર્મ જેણે પોતાનો હંમેશનો નિરપવાદ ધર્મ કર્યો તે જ ધર્મરાટ્ થયો. ઉનાળામાંથી તેમ જ વરસાદમાંથી આબાદ રીતે જે પસાર થયા અને શરદની પ્રસન્નતાને પામ્યા તે જ જીવ્યા, તે જ જીત્યા.

માટે જ ઋષિઓએ પ્રાર્થના કરી :

अजिताः स्याम शरदः शतम् ।

૧૯૩૫

## શરદપૂર્ણિમા અથવા માણેકઠારી

**૧ દિવસ**

બ્રહ્માંડ પુરાણમાં કહ્યું છે કે, શરદપૂર્ણિમાને દિવસે શહેરના રસ્તાઓ સાફ કરી સુગંધી જલથી સંમાર્જિત કરવા, ઠેકઠેકાણે પુષ્પો પાથરવાં, અને ચંદરવા તાણવા. શરદપૂનમ એ કુદરતનું કાવ્ય અનુભવવાનો દિવસ છે. આ દિવસે લક્ષ્મી બધે ફરે છે. લક્ષ્મી એટલે ધનદોલત નહીં, પણ નિસર્ગની શોભા, તારાઓ વચ્ચે વિરાજતા ચંદ્રની શોભા, અને એના ચાંદરણાની હૃદય પર થતી જાદુઈ અસર. માણેકઠારી પૂનમ કળાનો દિવસ છે. આ દિવસે સુંદર પ્રદર્શનો ગોઠવવાં, જાત-જાતનાં કાવ્યો રચવાં.

નવું અનાજ પાકચું હોય તેના પૌંઆ તૈયાર કરી નાળિયેરના કોપરા સાથે ખાવા. નાળિયેર એટલે કુદરતનું દૂધ. કુદરતનું દૂધ ન મળે તો ગાયમાતાનું દૂધ છે જ.

સમાજસેવકોએ નળરાજા તેમ જ યુધિષ્ઠિરની વાર્તાઓ લોકોને આ દિવસે સંભળાવી દ્યૂતક્રીડાનો નિષેધ કરવો.

નાનામોટા બધા મળી ચાંદરણામાં અગરપાટા રમે. સ્ત્રીઓ અને છોકરીઓ ગરબે રમે. વૃદ્ધ પુરુષો પોતાના જીવનના બોધરસિક પ્રસંગો વર્ણવે.

બની શકે તો રાત્રે બે વાગ્યે ઊઠી મધ્યરાત્રિની નીરવ શાંતિમાં તારાઓનું દિવ્ય નીરવ સંગીત સાંભળવું. ચોમાસાના વાદળઘેર્યા આકાશ પછી આ પહેલવહેલી નિરભ્ર, નિર્મળ પૂનમ છે. જ્યોતિષીઓના કહેવા પ્રમાણે, આ દિવસે ચંદ્ર પૃથ્વીની વધારેમાં વધારે પાસે આવે છે.

વૈદિક કર્મકાંડ ઉપરનો જેમનો વિશ્વાસ ઊડી ગયો છે, તેમણે પણ વૈદિક બ્રાહ્મણોને બોલાવી તેમની પાસેથી મંત્રજાગર (પારાયણ) કરાવવા. વેદમંત્રોનું શુદ્ધ, સસ્વર ઉચ્ચારણ આજકાલ સાંભળવા પણ મળતું નથી. જૂની સંસ્કૃતિનો એ અવશેષ ખાસ ટકાવવા લાયક છે. આ પૂનમે ગાયનનો જલસો તો થવાનો જ.

## ૩૪. ધનતેરસ અથવા ધણતેરસ

**આસો વદ ૧૩** **૧ દિવસ**

આ તહેવાર દિવાળીની તૈયારીનો છે. લોકવાર્તા પ્રમાણે યુવાનોના અપમૃત્યુથી છૂટેલી દયાનો આ તહેવાર છે. આ દિવસે રાત્રે કાગળની અથવા પાંદડાંની નાની-મોટી હોડીઓ બનાવી, એમાં એક એક દીવો સળગાવી, નદીમાં એ દીવા વહેતા મૂકવા એ મુખ્ય આનંદ છે. જ્યાં નદી ન હોય ત્યાં તળાવમાં પણ દીપ તરતા કરી શકાય. માત્ર શાંત પાણીને જરા હલાવવું પડે. જુવાનોના અકાળ મૃત્યુની સંખ્યા સમાજમાં વધતી જાય છે. એનાં કારણો તપાસી તે દૂર કરવાની યોજના સમાજના આગેવાનો આ દિવસે વિશેષે કરીને ચર્ચે, અને એ બાબતમાં યુવાનોને જે બોધ આપવા જેવો હોય તે આપે.

ગાયોના ધણની પૂજા પણ આ દિવસને માટે કહેલી છે. તે વિશે જે કરી શકાય તે કરીએ.

## ૩૫. કાળીચૌદશ

નરક ચતુર્દશી ૧ દિવસ

આ દિવસે ઉકરડા કાઢીને તેનું ખાતર ખેતરમાં નાખવું, અથવા ખાડામાં દાટી દેવું. ત્યાર પછી તેલથી માલિશ કરી ગરમ પાણીએ નાહવું. પહેલેથી તૈયાર કરાવી ધોળાયેલાં મકાન પર ચૂના હળદર કે બીજા રંગની આછી લીટીઓ દોરવી. દીવાલો ચિતરામણથી શણગારવી.

નરકાસુરની વાર્તા વંચાય.

## ૩૬. દિવાળી

[આસો વદ ૩૦]

### ૧. બળિનું રાજ્ય

બળિરાજાએ દાનનું વ્રત લીધું હતું. માગનાર જે કાંઈ માગે તે બળિરાજા તેને આપતો. બળિના રાજ્યમાં જીવહિંસા, સુરાપાન, અગમ્યાગમન, ચોરી અને વિશ્વાસઘાત આ પાંચ મહાપાપોનું નામ સરખું પણ ન હતું. સર્વત્ર દયા, દાન અને ઉત્સવ પ્રવર્તતાં હતાં. બળિએ આખરે વામનમૂર્તિ શ્રીકૃષ્ણને સર્વસ્વ અર્પણ કર્યું. બળિના આ દાનશૌર્યના સ્મારક તરીકે શ્રીવિષ્ણુએ બળિને નામે ત્રણ અહોરાત્રનો તહેવાર નક્કી કર્યો. એ જ આપણી દિવાળી. બળિના રાજ્યમાં આળસ, મલિનતા, રોગ અને દારિદ્રનો અભાવ હતો. બળિના રાજ્યમાં કે લોકોનાં હૃદયમાં અંધકાર ન હતો. સૌ પ્રેમથી રહેતા હતા. દ્વેષ, મત્સર કે અસૂયાનું કારણ જ ન હતું. બળિનું રાજ્ય એટલું બધું લોકકલ્યાણકારી હતું કે પ્રત્યક્ષ શ્રીવિષ્ણુ તેના દ્વારપાળ થઈને રહ્યા હતા. તેથી જ એમ નક્કી કરવામાં આવ્યું કે બળિરાજાના સ્મારકમાં આ તહેવાર પહેલાં લોકોએ કાદવકીચડ અને ગંદકી કાઢી નાખવાં, જ્યાં જ્યાં અંધારું હોય ત્યાં ત્યાં દીપાવલિની શોભા કરવી, લોકોના પ્રાણ હરનાર યમરાજનું તર્પણ કરવું, પૂર્વજોનું સ્મરણ કરવું, મિષ્ટાન્નભક્ષણ કરવું, અને સુગંધી ધૂપ, દીપ, પુષ્પપત્રની સુંદરતા ભેગી કરવી. આ દિવસોમાં સંધ્યાકાળની શોભા એટલી બધી મનોહારી હોય છે કે યક્ષ, ગંધર્વ, કિન્નર, ઔષધિ, પિશાચ, મંત્ર અને મણિ એ બધાં જ ઉત્સવનું નર્તન કરે છે. બળિરાજાનું સ્મરણ

કરી લોકો ચિત્રવિચિત્ર રંગથી સાથિયા પૂરે છે, સફેદ ચોખા ગોઠવી જાતજાતનાં સુંદર ચિત્રો બનાવે છે, ગાય બળદ વગેરે ગૃહ્ય પશુઓને શણગારી તેમનું સરઘસ કાઢે છે, શ્રેષ્ઠ અને કનિષ્ઠ સઘળા એક થઈ યષ્ટિકાકર્ષણની રમત રમે છે. યષ્ટિકાકર્ષણ એ યુરોપિયન લોકોની દોરડું ખેંચવાની 'ટગ ઑફ વૉર'ની રમત જેવી એક રમત છે. આને જ આપણે 'ગજગ્રાહ'નું નવું નામ આપ્યું છે. જૂના વખતમાં રાજાલોકો દીપાવલિને દિવસે પોતાની રાજધાનીના બધા છોકરાઓને સાર્વજનિક આમંત્રણ આપતા અને તેમને રમાડતા.

સુગંધી દ્રવ્યનું મર્દન કરી નાહવું અને જાતજાતના દીવાઓ હારબંધ ગોઠવવા અને મિત્રો સાથે મિષ્ટાન્નનું ભોજન કરવું એ દિવાળીનો મુખ્ય ભાગ થયો છે. બળિરાજ્યમાં પ્રવેશ કરવો હોય તો દ્વેષ, મત્સર, અદેખાઈ, અપમાન વગેરે સર્વ ભૂલી જઈ બધા સાથે એકદિલ થઈ જવું અને આવી રીતે નિષ્પાપ થઈ નવા વર્ષમાં પ્રવેશ કરવો એ આપણો પ્રાચીન રિવાજ છે.

આ જ દિવસે સત્યભામાએ શ્રીકૃષ્ણની મદદથી નરકાસુરનો નાશ કર્યો હતો અને સોળ હજાર રાજકન્યાઓને મુક્ત કરી હતી.

દીપાવલિના ઉત્સવમાં સ્ત્રીઓની ઉપેક્ષા કરેલી નથી. સ્ત્રીપુરુષ વચ્ચેના સર્વ સંબંધોમાં ભાઈબહેનનો સંબંધ શુદ્ધ સાત્ત્વિક પ્રેમનો અને સમાનતાના ઉલ્લાસનો હોય છે. પતિપત્નીનો સંબંધ અથવા માતાબાળકનો સંબંધ જેવા બીજા સંબંધોમાં વ્યાપકતા, સાત્ત્વિકતા અને ઉલ્લાસ ત્રણે ગુણોનો આટલો એકસામટો ઉત્કર્ષ દેખાતો નથી.

ધનતેરસથી ભાઈબીજ સુધીના પાંચે દિવસ સાથે યમરાજનું નામ જોડાયેલું છે. એનો ઉદ્દેશ શો હશે?

ઇંદ્રપ્રસ્થનો રાજા હંસ મૃગયાને માટે ફરતો હતો. તેનું હૈમ નામના એક નાનકડા રાજાએ આતિથ્ય કર્યું. તે જ દિવસે હૈમને ત્યાં પુત્રોત્સવ હતો. રાજા આનંદ કરે છે એટલામાં ભવિતવ્યતાએ આવીને કહ્યું કે વિવાહ પછી ચોથે જ દિવસે આ પુત્ર સર્પદંશથી મરી જશે. હંસ રાજાએ આ પુત્રને બચાવવાનો નિશ્ચય કર્યો, યમુનાના એક ધરામાં એક સુરક્ષિત ઘર બાંધ્યું અને ત્યાં હૈમ રાજાને રહેવાને નોતર્યા. સોળ વરસ પછી રાજપુત્રનો વિવાહ થયો. ચોથે જ દિવસે આવા દુર્ગમ સ્થાનમાં પણ એક સર્પ પ્રગટ થયો અને રાજપુત્ર મરાયો. આનંદની ઘડી અપાર શોકની થઈ ગઈ. ક્રૂર યમદૂતોને પણ આ કરુણ પ્રસંગે દયા આવી અને તેમણે યમરાજ પાસે માગી લીધું કે દીપાવલિના પાંચ દિવસમાં જેઓ દીપોત્સવ કરે તેમના પર આવો કઠણ પ્રસંગ ન આવે.

આ થઈ ધનતેરશની વાર્તા. કાળીચૌદશને દિવસે તો યમરાજનું અને ભીષ્મનું તર્પણ ખાસ કહેલું છે. દિવાળી તો અમાસનો દિવસ. તે દિવસે યમલોકવાસી પિતૃઓનું પૂજન અને પાર્વણ શ્રાદ્ધ કરવું જ પડે. પડવાને દિવસે યમરાજ સાથેની કંઈ વાર્તા નથી, પણ એમ માનવાને હરકત નથી કે યમરાજ પણ તે

દિવસે નવા ચોપડા શરૂ કરતા હશે. જૂના વર્ષના મૃત્યુમાંથી જ નવું વર્ષ જન્મ લે છે એટલું તો ખરું જ. ભાઈબીજને દિવસે યમરાજ પોતાની બહેન યમુનાને ત્યાં જમવા જાય છે. દીપાવલિના સ્વચ્છંદ સાથે યમરાજનું સ્મરણ રાખવામાં ઉત્સવકારોનો ઉદ્દેશ ગમે તે હોય, પણ તેની અસર બહુ સારી થતી હશે એમાં કંઈ શક નથી. જેણે ઉત્સવમાં પણ સંયમ રાખ્યો હશે એ જ યમરાજના પાશમાંથી મુક્ત રહી શકશે. यमः संयमितो येन यमः तस्य करोति किम् ।

નવેમ્બર, ૧૯૨૨

## ૨. દિવાળી

દીવાનખાનામાં એકાદ સુંદર વસ્તુ રાખવાનો રિવાજ દરેક ઘરમાં હોય છે. બહારનો કોઈ માણસ આવે એટલે સહેજે તે પર એની નજર જાય છે અને તે બોલી ઊઠે છે : કેવી મજાની વસ્તુ ! તમે આ ક્યાંથી મેળવી ? પણ અજાયબઘર(મ્યુઝિયમો)માં તો જ્યાં જુઓ ત્યાં સુંદર જ સુંદર વસ્તુઓ હોય; જોઈને માણસ ખુશખુશ થઈ જાય; પણ સાથે સાથે એ તેટલો જ મૂંઝાય પણ ખરો ! એને થાય કે આમાંથી શું જોવું અને શું ન જોવું ?

આપણી દિવાળી ખરેખર તહેવારોનું એવું જ એક અજાયબઘર છે. અથવા એને બધા તહેવારોનું સ્નેહસંમેલન કહીએ તોપણ ચાલે. દિવાળીનો તહેવાર પાંચ દિવસનો ગણાય છે. પણ સાચું જોતાં છેક નવરાત્રિના ગરબાથી તેની શરૂઆત થઈ જાય છે અને ભાઈબીજની ભેટમાં એનો આનંદ પરિસીમાએ પહોંચે છે.

શાસ્ત્રોમાં દરેક તહેવારનું માહાત્મ્ય અને કથા આપેલાં જ હોય છે. દિવાળી વિશે એટલી બધી કથાઓ છે કે 'દિવાળીમાહાત્મ્ય' લખવા જઈએ તો એક મોટું પુરાણ થઈ જાય. ધનતેરશની કથા જુદી; કાળીચૌદશની જુદી, અમાસ(દિવાળી)ની તો વળી ખાસ કથા છે. ત્યાર પછી નવું વર્ષ બેસે છે અને બીજને દિવસે દરેક ભાઈ પોતાની સગી કે માનેલી બહેનના ઘરનો અતિથિ બને છે. દિવાળી એ ગૃહસ્થાશ્રમી તહેવાર છે, જનતાનો તહેવાર છે. બળેવને દિવસે ધર્મ અને શાસ્ત્ર પ્રધાન હોય છે; દશેરાને દિવસે યુદ્ધ અને શસ્ત્ર પ્રધાન રહે છે; દિવાળીને દિવસે લક્ષ્મી અને મિષ્ટાન્ન પ્રધાનપદ ભોગવે છે; અને હોળી તો રમત અને રંગરાગનો તહેવાર છે. જેમ માણસોમાં ચાર વર્ણ છે તેમ તહેવારોમાં પણ આમ ચાર વર્ણ પડ્યા છે !

જૂના વખતમાં બળેવને દહાડે આપણા લોકો વહાણવટે નીકળતા અને દરિયાપારના દેશોની સફરે જતા. દશેરાને દિવસે રાજાઓ અને યોદ્ધાઓ પોતાની સરહદોના સીમાડા ઓળંગી શત્રુ ઉપર ચડાઈ કરવા નીકળતા. અને દિવાળીને દિવસે રાજાઓ અને વેપારીઓ બંને સ્વદેશ આવી કૌટુંબિક સુખનો લહાવો લેતા.

પુરાણોમાં કથા છે કે નરકાસુર નામનો એક પરાક્રમી રાજા પ્રાગ્જ્યોતિષમાં રાજ્ય કરતો હતો. પ્રાગ્જ્યોતિષ એટલે હમણાંનો ભૂતાનની દક્ષિણે આવેલો આસામ સુધીનો મુલક. નરકાસુર બીજા રાજાઓ સાથે લડતો તે તો ઘડીભર નભાવી પણ લેવાય, પણ તે દુષ્ટે તો સ્રીઓને પણ હેરાન કરવા માંડી. એના કેદખાનામાં સોળ હજાર રાજકન્યાઓ હતી. શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે આ સ્થિતિ આપણને નામોશી લગાડનારી છે. હવે નરકાસુરનો નાશ કર્યે જ છૂટકો છે. સત્યભામાએ કહ્યું, 'સ્રીઓનો ઉદ્ધાર કરવા માટે તમે જાઓ છો! ત્યાં હું કેમ ઘેર રહું? નરકાસુર સામે હું જ લડીશ. તમે મદદમાં ભલે રહેજો.'

શ્રીકૃષ્ણે કબૂલ કર્યું. તે દિવસે રથમાં સત્યભામા આગળ બેઠાં હતાં; શ્રીકૃષ્ણ પાછળ મદદમાં હતા. ચતુર્દશીને દિવસે નરકાસુરનો નાશ થયો, દેશ સ્વચ્છ થયો, લોકોએ આનંદ કર્યો. નરકાસુરનો કાળો કેર દૂર થયો એ બતાવવા ખાતર લોકોએ રાત્રે દીપોત્સવ કર્યો અને અમાસની રાત્રે પણ પૂર્ણિમાની શોભા આણી!

પણ એ નરકાસુર એક વાર માર્યે મરે એવો નથી. એને તો દર વર્ષે મારવો પડે છે. ચોમાસામાં બધે કાદવ થઈ જાય, એમાં ખરેલાં પાંદડાં, છાણ વગેરે પડે, જીવાત પડે અને ગામની આસપાસ આમ નરક ઊભું થાય. વરસાદ પછી ભાદરવાના તડકા તપે એટલે તે નરકની દુર્ગંધ હવામાં ફેલાય ને ઘણા લોકો માંદા પડે. માટે આરોગ્ય-વીરો પાવડા-કોદાળી લઈ આ નરક સામે લડવા જાય, ગામની આસપાસના નરકનો નાશ કરે અને ઘરમાં આવી શરીરે તેલ ચોળી નહાય. ગૌશાળા તો સાફ કરેલી હોય જ. ત્યાંના મચ્છર હાંકી કાઢવા માટે રાત્રે ત્યાં પણ દીવો અને ધુંમાડો કરે અને પ્રસન્ન થઈ મિષ્ટ પકવાનનાં ભોજન કરે.

*

દિવાળી પછી નવું વરસ બેસે છે અને નવું અનાજ ઘરમાં આવે છે. વેદકાળથી આજ સુધી હિંદુ ઘરોમાં આ નવાન્નનો વિધિ શ્રદ્ધાપૂર્વક પાળવામાં આવે છે. મહારાષ્ટ્રમાં આ દિવસે જમતાં પહેલાં એક કડવા ફળનો રસ ચાખવાની પ્રથા છે. એનો ઉદ્દેશ એમ હશે કે કડવી મહેનત કર્યા વગર મિષ્ટાન્ન મળે નહીં. ભગવદ્ગીતામાં પણ લખેલું છે કે જે શરૂઆતમાં ઝેર જેવું અને અંતે અમૃત જેવું હોય એ જ સાત્ત્વિક સુખ. દક્ષિણ કોંકણમાં દિવાળીને દિવસે પૌંઆનું મિષ્ટાન્ન કરે છે અને જેટલા ઈષ્ટમિત્ર હોય તે બધાને તે દહાડે નોતરે છે. એટલે દરેક જણે દરેક ઈષ્ટમિત્રને ઘેર જવું જ જોઈએ. દરેકને ત્યાં ફળાહાર રાખેલો હોય છે. તેમાંથી એક કકડો ચાખી માણસ બીજે ઘેર જાય. વ્યવહારમાં કડવાશ આવી હોય, વેરવિખવાદ થયાં હોય, ગમે તે બની ગયું હોય, પણ દિવાળીને દિવસે બધું મનમાંથી કાઢી નાખી ફરી હેતપ્રીતના સંબંધ જોડવાના. જેમ વેપારી દિવાળી પર ફુલ લેણદેણ પતાવી લઈ નવા ચોપડામાં બાકી નથી ખેંચતા, તેમ દરેક જણ બેસતા વર્ષે હૃદયમાં કશાં વેરઝેર બાકી નથી રાખતો. જે દિવસે વસ્તીમાંથી નરક નીકળી જાય, હૃદયમાંથી પાપ નીકળી જાય, રાત્રિમાંથી અંધારું નીકળી જાય અને

માથા પરનું કરજ દૂર થાય' તે દિવસ કરતાં વધારે પવિત્ર દિવસ બીજો કયો હોઈ શકે?

૩૦–૧૧–'૨૧

## ૩. મોતનો ઉત્સવ

જેની સોળે આના ખાતરી છે, જેને વિશે બિલકુલ શંકા નથી, એવી વસ્તુ જિંદગીમાં કઈ છે? એક જ: અને તે મોત.

રાજા હો કે રંક, ઘરડી કુબ્જા હો કે લાવણ્યવતી ઇન્દુમતી, વાઘ હો કે ગાય, બાજ હો કે કબૂતર, મોતનો ભેટો દરેકને થવાનો જ. હવે સવાલ એ છે કે આમ જેના આવવાની નિશ્ચિતિ છે પણ જેના આવવાની તિથિ નિશ્ચિત નથી એવા આ અતિથિનું સ્વાગત કઈ રીતે કરીએ?

આપણે જેવી રીતે તેને ઓળખીએ તેવી રીતે તેનું સ્વાગત કરવાના. મોતનું સ્વરૂપ ફણસ જેવું છે. ઉપર તો બધે જ કાંટા; અંદરનો સ્વાદ કોણ જાણે! મોત એટલે ઘડીકનો આરામ; મોત એટલે બે આંક વચ્ચેનો પડદો; મોત એટલે વાણીના અસ્ખલિત પ્રવાહમાં આવતાં વિરામચિહ્નો.

ઘરડો ઠૂંઠવાયેલો શિયાળો પ્રફુલ્લ નવવસંતને આંગળીએ ઝાલી લઈ આવે છે એ કેમ ભૂલી શકાય? શિયાળાની કડકડતી ટાઢમાં જ વસંતનો પ્રસવ છે એ વીસર્યે કેમ ચાલે?

દિવાળીને દિવસે વસંતની અપેક્ષાથી, વસંતની માર્ગપ્રતીક્ષાથી જો આપણે દીપોત્સવ કરી શકીએ, મિષ્ટાન્નભોજન કરી શકીએ, આનંદમંગળ અનુભવી શકીએ, તો નવજીવનની તૈયારી કરી આવતા મોતથી આપણે રાજી કેમ ન થઈએ?

દિવાળી આપણને શીખવે છે કે મોતનાં રોદણાં રોશો ના, મોતને વધાવી લો, મોતમાં જ નવયૌવન આપવાની, નવજીવન આપવાની શક્તિ છે. બીજામાં એ નથી.

દિવાળીનો તહેવાર એ મોતનો ઉત્સવ છે; મોતની વધામણી છે; મોત ઉપરની શ્રદ્ધા છે. નિરાશામાંથી ઉત્પન્ન થતી આશાનું સ્વાગત છે.

રુદ્ર તે જ શિવ: મોતનું બીજું રૂપ તે જીવન.

યમ પોતાની બહેનને ત્યાં જાય: મોત નિત્યનૂતનતાના ઘરમાં ઉત્સવ કરે એ કોને ન ગમે?

મોત અગ્નિ નથી, પણ તેજસ્વી રત્નમણિ છે.

ઑક્ટોબર, ૧૯૨૫

## ૪. નાના ભાઈ વગર દિવાળી!

દિવાળીને દિવસે ઘરનાં બધાં કુટુંબીઓ ભેગાં થાય છે.

દૂર દેશ ગયેલાં પણ બની શકે તો દિવાળીને ટાણે પાછાં ઘેર આવવાને

આતુર હોય છે. દિવાળી એટલે મિષ્ટાન્નનો દિવસ. તે દિવસે બધાં ઈષ્ટજન ભેગાં થયાં ન હોય તો મિષ્ટાન્ન મિષ્ટ કેમ લાગે? ભાઈ રિસાઈ ગયો હોય તો તે દિવસે તેને મનાવીને ઘેર પાછો આણીએ છીએ. આપણે ભાઈને માઠું લગાડયું હોય તો માફી માગીને તેને પ્રેમની દોરીથી બાંધીને ખેંચી લાવીએ છીએ. દિવાળીને દિવસે એક પણ ભાઈ દૂર ન રહે એ આપણી મોટામાં મોટી ઈચ્છા હોય છે.

આપણે એક ભાઈને — અને તે પણ સૌથી નાના ભાઈને કયારનો દૂર રાખ્યો છે, જાણીજોઈને દૂર રાખ્યો છે, તેનો તિરસ્કાર કરીને તેને દૂર રાખ્યો છે. છતાં તે રિસાયો નથી. બિચારો કંઈક નિરાશ થયો છે, કંઈક આશાભીની નજરે ઘર તરફ જુએ છે. હજી તે પોતાનો ભાગ માગતો નથી. હક કરતો નથી, તમે રાખો તે સ્થિતિમાં રહેવાને તૈયાર છે; માત્ર તેને ઘરની અંદર સ્થાન જોઈએ છે. 'ભાઈ' કરીને આપણે તેને બોલાવીએ એનો જ તે ભૂખ્યો છે. એના વગર આપણી દિવાળી કેમ ઊજવાય? એના વગર મિષ્ટાન્નમાં રસ કયાંથી આવે? દિવાળીને દિવસે આપણે અન્નકૂટ ભલે કરીએ, પણ ઈશ્વર તેના ઊંચા શિખર તરફ જોતો નથી, પણ નાના ભાઈની પ્રેમભૂખી આંખમાંથી આપણા તરફ જુએ છે. નાના ભાઈને જ્યાં સુધી આપણે 'ભાઈ' કહીને પ્રેમથી અંદર ન બોલાવીએ ત્યાં સુધી ઈશ્વરને त्वमेव माता च पिता त्वमेव કહેવાનો આપણને અધિકાર નથી.

ઑકટોબર, ૧૯૨૫

## દિવાળી

**અમાવાસ્યા** **૧ દિવસ**

આ તહેવાર એટલો બધો જાગતો છે કે તેને વિશે ખાસ નવી સૂચનાઓ કરવાની જરૂર નથી. છોકરાઓ ઘેર જઈ માબાપને મળે. ઈષ્ટમિત્રો એકબીજાને મળી દિલસફાઈ કરે. પ્રિય વસ્તુ એકબીજાને ભેટ મોકલે.

દરેક જણ રાત્રે સૂતા પહેલાં આખા વર્ષના સંકલ્પોમાંથી કેટલું પાર પડાયું એ તપાસે. નવા વર્ષે જીવનમાં શું નવું દાખલ કરવા જેવું છે, જૂનામાંથી શું છોડી દેવા જેવું છે ઈત્યાદિ બધું વિચારીને સૂએ.

દિવાળી એટલે દીપાવલિ, દીપોત્સવી. આ દિવસે દીવાઓનો ઉત્સવ કરવો જ જોઈએ.

## ૩૭. નરસિંહ મહેતા

ગુજરાતના આદિકવિની જયંતી ઉત્કટ ભક્ત તરીકે ઊજવવી જોઈએ. રાસ-દર્શન, મામેરું, હૂંડી, હારમાળા વગેરે ચમત્કારોમાંથી કોઈ આધ્યાત્મિક બોધ કાઢવા બેસે તો તે અશકય નથી. આજ સુધીના લોકહૃદયને એ વાર્તાઓ છે એવી જ, દેખીતા અર્થમાં રોચક થઈ પડી છે. આપણે મહેતાજીની જયંતી ઊજવતી વખતે બોધદોહનની પંચાતમાં ન પડીએ તો સારું. એમની અઢળક ભક્તિ, પવિત્ર જીવન, હરિજનપ્રેમ અને ગરીબાઈમાં સંતોષ એ જ મુખ્ય વસ્તુ વિદ્યાર્થીઓના મન પર ઠસાવીએ. આ દિવસે નરસિંહ મહેતાનાં ઉત્તમ ઉત્તમ પ્રભાતિયાં ગાવાનો રિવાજ રાખવો જ જોઈએ. બીજું પણ એકાદ આખ્યાન વિવેચન સાથે ગવાય. આ દિવસે ઉજળિયાત કોમના લોકોએ હરિજનવાસમાં જઈને ભજનમંડળી રાખવી જોઈએ.

## ૩૮. विषम् अपि अमृतायते

[તા. ૧૧મી સપ્ટેમ્બરને દિવસે મુંબઈમાં મીરાં નામની એક નૃત્યનાટિકા ભજવાઈ. નૃત્ય મારફતે નાટ્યની અસર પેદા કરવાનો એ એક સારોસરખો નવો પ્રયોગ હતો. નૃત્ય અને નાટ્ય એ બંને કળા કેવળ ધંધાદારી લોકોના હાથમાં જ રહે તો સમાજને તે તે કળાઓ મારફતે સંસ્કારિતા મેળવવાની તક ન મળે. એ ઊણપ દૂર કરવા માટે સંસ્કારી સમાજનાં સ્ત્રીપુરુષો શોખ તરીકે એ કળાઓ કેળવવા લાગ્યાં છે એ આનંદની વાત છે. મીરાંની નૃત્યનાટિકા આ જ ઢબનો પ્રયોગ હોઈ, એની ખૂબી સમજાવવાની દૃષ્ટિએ મારા મિત્રો મને એ જોવા લઈ ગયેલા. ત્યાં રાણાજી તરફથી મોકલેલો ઝેરનો પ્યાલો મીરાં હાથમાં લઈ ભગવાનને બારણે રાખે છે, અને રાધેશ્યામની ધૂનમાં તલ્લીન થઈને નૃત્ય કરે છે. અંતે જ્યારે રાધેશ્યામ સાથે તદાકાર થવા સુધી ધૂનની અસર ચડે છે, ત્યારે પ્યાલામાંનું ઝેર તે પી જાય છે. એ નાટિકામાં ભાગ ભજવતી બહેનો સાથે ઉપરના પ્રસંગના રહસ્યની ચર્ચા કરતાં જે વિચાર ઊપજ્યો, તે જ અહીં નોંધેલો છે. મીરાંની જીવનસિદ્ધિનું રહસ્ય આમાં આવી જાય છે એમ માનું છું.]

મીરાંને ખબરે નહીં કે એની પાછળ કેવું ઝેરી કાવતરું રચાયું છે. એને ખબર હતી કે રાણાજીનો પંથ ન્યારો છે, અને પોતાનો પંથ જુદો છે. એને કારણે જે કલેશ પેદા થયો હતો તે તો એ કયારની પી ચૂકી હતી. એણે માન્યું હતું

કે સંસારની અસંખ્ય વહુઓ જેમ સહન કરે છે તેમ આપણે પણ આ કલેશ સહી લઈશું. આપણા માટે તો એ કલેશ જેવો રહ્યો જ નથી. જ્યાં સર્વ જગ ખારું થયું છે, ત્યાં રાણાજીની કડવાશ વધારે શી અસર કરવાની હતી? પણ રાજા લોકો જાણે છે કે એમની પાસે દરેક અગવડ માટેનું છેલ્લું ઓસડ મરણ છે જ. મરણ કેટલું નિર્વીર્ય છે એ સમજી લેવા જેટલી બુદ્ધિ કોઈ કાળે સત્તા આગળ હોતી જ નથી. દુનિયાના પ્રારંભથી આજ સુધી, મરણની મદદથી કોઈએ સારી કે નરસી એકે વસ્તુનો નાશ કર્યો નથી. આવેલું મરણ અથવા આપેલું મરણ બધી રીતે નિષ્ફળ નીવડે છે. સ્વેચ્છાએ સ્વીકારેલું મરણ અને વધાવી લીધેલું મરણ એ જ જીવનની પરિપૂર્તિ છે. એ જ જીવનની કૃતાર્થતા છે. એવું મરણ જ અમરતાનું એકમાત્ર બારણું છે.

રાણાજીએ મરણ માટે મીરાંની અગવડ મટાડવાનો વિચાર કર્યો અને એને માટે ઝેરનો પ્યાલો મોકલી દીધો.

અહીં મીરાં શ્યામસુંદરના ધ્યાનમાં અને રાધેશ્યામની ધૂનમાં મગ્ન હતી. એની આગળ જ્યારે ઝેરનો પ્યાલો આવ્યો ત્યારે એ શું છે એ સમજવા પૂરતી એ નીચે ઊતરી. એને ખબર પડી કે રાણાજી અકળાયા છે, એને મારા પ્રાણ લેવા છે. કોઈ માણસ આપણી પાસે આપણાં ઘરનો કચરો માગવા આવે ત્યારે જેમ "હાશ, સારું થયું, ઘરની અગવડ ગઈ અને કોકને એનો ઉપયોગ થયો," એવી લાગણી પેદા થાય છે, તેવી જ રીતે મીરાંને થયું. એ જાણતી હતી કે એના શરીરમાં રમતા પ્રાણ એ કાંઈ જ વસ્તુ નથી. હવાનું કેવળ ચલનવલન છે. એ તો કોઈના હાથમાંયે આવવાના નથી. એના હૃદયના પંચપ્રાણ તો એણે એના રાધેશ્યામને ક્યારના અર્પણ કર્યા હતા. એ પ્રાણો સુધી દુનિયાના કોઈ પણ રાણાજીની પહોંચ હતી નહીં.

રાણાજીનો હેતુ સમજતાંવેંત મીરાંએ ઝેરનો પ્યાલો હાથમાં લીધો, અને મંદિરની મૂર્તિ આગળ ભક્તિભાવે મૂકી દીધો.

પ્યાલો મૂકીને એણે પોતાનું ધ્યાન, પોતાની ધૂન, અને એની સાથેનું સર્વાંગીણ નૃત્ય ચાલતું રાખ્યું.

એ વખતે મીરાંના ધ્યાનમાં શું ચાલતું હતું? કૃષ્ણની ધૂનથી નીચે ઊતરાય જ નહીં અને રાણાના સંકલ્પના અર્ક રૂપી એ ઝેરને પણ ભુલાય નહીં. એ દ્વૈત વચ્ચે મીરાંએ રસ્તો શી રીતે કાઢ્યો હશે? ધ્યાનમાં દ્વૈત ચાલે નહીં, અને અહીં તો આ બે વસ્તુમાંથી એકેનો તિરસ્કાર કરાય નહીં.

મીરાંએ મનમાં કહ્યું —

'આ રૂપે આવ્યા છો, મારા શ્યામ? આ ઝેરનો રંગ શ્રીકૃષ્ણના રંગથી જરાય જુદો નથી. હળાહળે વિશ્વનો સંહાર કર્યો, શ્રીકૃષ્ણે પણ મારી દુનિયાનો ક્યારનો નાશ કર્યો. એ અદેખાએ મારે માટે કશું જ રહેવા ન દીધું. બસ, એકલા પોતે જ રહેવા માગે છે. મને લાગતું હતું કે અમે બે છીએ — શ્રીકૃષ્ણ અને એની

હું મીરાં. પણ એ તો મીરાંને પણ કેમ રહેવા દે? હોય તો એ કૃષ્ણ જ હોય. આ ઝેર શરીરનો નાશ કરશે અને આત્માને મુક્ત કરશે. શ્રીકૃષ્ણ પણ બીજું શું કરે છે? દુનિયાને નષ્ટ કરે છે. માટે જ તો એને 'હરિ' કહે છે, 'જનાર્દન' કહે છે, 'ભવરોગદન' કહે છે. આમ કરે છે ત્યારે જ તો ભક્તો મુક્ત થાય છે. રાણાજીએ મોકલેલું આ ઝેર ઝેર નથી, પણ પોતે શ્રીકૃષ્ણ જ છે. એની વાટે પણ હું તો મારા શ્યામનું જ ધ્યાન કરવાની. દુનિયાની ધારા ઉલટાવવાનું આનું કામ છે. માટે જ તો રાધાની સૃષ્ટિ થઈ. એ રાધા સાથે હું એકરૂપ થાઉં અને રાધા થઈને શ્રીકૃષ્ણને પી જાઉં. ત્યારે જ હું અમર થવાની.

મીરાંએ રાધા સાથે અભેદ સાધ્યો. રાધા થઈને શ્રીકૃષ્ણ સાથે અભેદ સાધ્યો. આમ એણે ઝેરનું અમૃત કર્યું. મીરાં ઝેરને અમૃત કરીને પી ગઈ ત્યારથી એ તમામ ભક્તહૃદયમાં અવતરી અને અમર થઈને દરેક ભકતહૃદયને રાધેશ્યામની દીક્ષા આપતી રહી છે.

મીરાં એટલે જ અભેદ ભક્તિ, જીવન સાથે મરણ ભેળવીને તૈયાર કરેલું અમૃત રસાયણ.

## મીરાં

હિંદુસ્તાનના સંતકવિઓમાં અધ્યાત્મ-સ્વાતંત્ર્યવાદી મીરાંનું સ્થાન અનેરું છે. સામાન્ય વિવાહસંબંધ ધર્મ, અર્થ અને કામ પૂરતો જ છે, સાચો વિવાહ તો અંતરાત્મા સાથે જ થઈ શકે છે એ વસ્તુ મીરાંએ હિંદુસ્તાનને અર્પી છે. બુદ્ધનો રાજ્યત્યાગ જો કીર્તન કરવા લાયક હોય, તો મીરાંનો પણ અમીરીનો ત્યાગ એટલો જ કીર્ત્ય છે. મીરાંની ભકિત, નિર્ભયતા અને સંસારવિમુખતા વિદ્યાર્થીઓના મન પર ઠસાવવા માટે એનાં એ જાતનાં પદોની પસંદગી કરી તે આ દિવસે ગાવાં જોઈએ. વિપદો નૈવ વિપદઃ એ શ્લોકમાં મીરાંની મનોવૃત્તિ આવી જાય છે.

અમર શહીદોમાં પણ મીરાંનું નામ અમર છે.

## સૂચના

આવી જ રીતે બીજા સંત કવિઓ, સેવાવીરો અને રાષ્ટ્રપુરુષોની જયંતીઓ ઊજવાય, પણ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે આખું વર્ષ તહેવારમય ન થઈ જાય. અમે કુલ સમયનો વિચાર કરી ૫૦ કરતાં વધારે દિવસ તહેવાર પાછળ ન જાય એવું ધોરણ રાખ્યું છે. નવા તહેવારો વધે તો જૂના ઓછા થવા જોઈએ. પણ ઘણાખરા તહેવારો સ્થાયી હોવા જોઈએ. નહીં તો પરંપરા જેવી વસ્તુ જ ન બંધાય અને સંસ્કૃતિ ક્ષીણ થઈ જાય.

# ૩૯. સ્વતંત્રતાનો આદ્યપ્રણેતા

[કારતક વદ ૧૩]

મહારાષ્ટ્રમાં સંતમતનો પ્રચાર કરવાવાળો સૌથી પહેલો પુરુષ અનેક રીતે અદ્વિતીય થઈ ગયો એ ખરેખર સામાન્ય સંજોગ નથી. સનાતન ધર્મે રૂઢિધર્મનું રૂપ લીધું હતું; આ ઊંચો ને પેલો નીચો એવો ઊંચનીચભાવ ચારે કોર વકરી ગયો હતો; અને લોકો જ્ઞાન તેમ જ સદાચારની ઉપાસના છોડી કેવળ કર્મકાંડમાં જીવન-ની સાર્થકતા માનવા લાગ્યા હતા; તે વેળાએ જ્ઞાનેશ્વર પ્રગટ થયા. ઉપર વર્ણવેલી ભૂંડી દશા આગળ ઉપર વધારે વણસતી જવાની હતી અને તેની અવધિ આવી નહોતી. પણ નૈતિક સૃષ્ટિની રચના કંઈક એવી છે કે પાપની શરૂઆતની સાથે જ તેના નિવારણના ઈલાજનો જન્મ થાય છે, બંને તત્ત્વો એક સાથે કેળવાતાં જાય છે, યોગ્ય વખતે પાપ હાર ખાય છે અને ધર્મની સંસ્થાપના થાય છે. જ્ઞાનેશ્વરના જમાનામાં સંતમતનો જે અંકુર ફૂટયો તેનાં રૂડાં ફળ મહારાષ્ટ્રને રામદાસ અને તુકારામના જમાનામાં ચાખવાનાં મળ્યાં.

જ્ઞાનેશ્વર સંન્યાસીનો દીકરો હતો. ધર્મપરાયણ હોવા છતાં ધર્મે તેનો બહિષ્કાર કરેલો. અને ધર્મ વડે બહિષ્કૃત હોવા છતાં તે ધર્મને જાણવાવાળો ને આચરવા-વાળો થયો. સમાજની શાસનસત્તા અને રૂઢિધર્મની મર્યાદા બંને તેને મંજૂર હતાં છતાં સમાજે તેને પોતાનો ન કર્યો અને જે સ્વતંત્રતાની આકાંક્ષા સુધારકો હંમેશ રાખે છે તે સમાજે પરાણે તેને માથે મારી. જ્ઞાનેશ્વર પ્રાયશ્ચિત્ત કરવાને તૈયાર હતા; તેમને પોતાનો ઉપનયન સંસ્કાર કરાવવો હતો; બ્રાહ્મણત્વ દર્શાવનારું યજ્ઞો-પવીત તેઓ ખભે ધારણ કરવા ચાહતા હતા; તેમણે પોતાના સમાજને પોતાની નમ્રતાનો જેવો પરિચય આપ્યો તેવી જ રીતે પાડાને મોઢે વેદ બોલાવી પોતાના સામર્થ્યનો પણ આપ્યો. લોકોમાં કહેવત છે કે ચમત્કાર વગર નમસ્કાર નહીં. જ્ઞાનેશ્વરે ચમત્કાર કરી બતાવ્યા અને રૂઢિથી ઘેરાયેલા સમાજે તેમને નમસ્કાર કર્યા ખરા પણ તેમને જનોઈ પહેરવા ન દીધું. આમ નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાન-દેવ અને મુક્તાબાઈ ચારે ભાઈબહેન શાસ્ત્રધર્મ અને રૂઢિધર્મની પકડમાંથી આપોઆપ છૂટી ગયાં. મીરાંબાઈને જે સ્વતંત્રતા પોતાના પ્રાણ આપીને મેળવવી પડી તે મારે નથી જોઈતી, નથી જોઈતી એવું મુકતાબાઈ કહેતી રહી ને તેને માથે મારવામાં આવી. એથી જ તે સ્વતંત્રતાની ઉપાસક બની, વીજળી જેવી ચમકી ઊઠી અને જડપણે જીવનને વળગી રહેનારા રૂઢિના પ્રતિનિધિ ચાંગદેવના ગુરુને સ્થાને જઈ પહોંચી. ચાંગદેવે પોતાનું ઊંચાપણાનું અભિમાન છોડયું ત્યારે જ તેનો

ઉદ્ધાર થયો. અને વિસોબા ખેચરનું શું? તે ભગવદ્‌ભક્ત નામદેવના જ્ઞાની ગુરુ થયેલા, તેમને પણ આ જ્ઞાની ભાઈબહેન પાસેથી દીક્ષા મળી હતી.

જ્ઞાનેશ્વરના બાપ પણ શાસ્ત્રની મર્યાદા રાખવાવાળા હતા. પત્નીની સંમતિ લીધા વગર કંઈ તેમણે સંન્યાસ લીધો નહોતો. તેમને સંન્યાસની દીક્ષા આપનાર તેમના ગુરુ પણ રૂઢિધર્મ પાળનારા હતા. સુવાસણ બાઈને જોઈ તેમણે તેને આશીર્વાદ આપ્યો. તેમાં પણ તેમણે માત્ર રૂઢિનું પાલન કર્યું હતું. પણ રૂઢિ સ્વભાવે આંધળી હોય છે. તેનું રાજ્ય ગમે તેટલું મોટું હોય તોયે ધોરણસરનું હોતું નથી. જ્ઞાનેશ્વરના આખાયે ચરિત્રમાં જે જે પ્રસંગો છે તે બધાયે રૂઢિને વફાદાર રહેવા માગનારાઓને માટે પણ રૂઢિનું પાલન કરવાનું કેવું અશક્ય બની ગયું હતું તે બતાવનારા છે.

આવા આ જ્ઞાનેશ્વરે ગીતા પર ટીકા લખી તેમાં પણ ભાષ્યકાર શ્રી શંકરાચાર્યને રસ્તો પૂછતા ગયા છતાં તેમને પોતાનું સ્વતંત્ર દર્શન વ્યક્ત કરવું પડયું. અને કેમ જાણે રસેશ્વરના તે ગ્રંથમાં સ્વાતંત્ર્ય પૂરેપૂરું વ્યકત થયું ન હોત તેમ નિવૃત્તિનાથે તેમની પાસે અનુભવામૃત લખાવી લીધું!

આવો આ મહારાષ્ટ્રનો આદ્ય સંતપુરુષ રાજ્યને અને ધર્મને વફાદાર હોવા છતાં સ્વતંત્રતાનો હિમાયતી અને પ્રણેતા બન્યો અને તેણે મહારાષ્ટ્રને જે નવી પ્રેરણા આપી તે રૂઢિના ખડકોને તોડતી તોડતી મહારાષ્ટ્રને સજીવન કરતી આવી છે.

જ્ઞાનદેવ જેવા જ્ઞાનેશ્વર હતા તેવા જ રસેશ્વર પણ હતા. જ્ઞાનેશ્વરી વિચારવાન પણ પરંપરાપરાયણ લોકોના હાથમાં સપડાઈ હોવાથી લોકો તેનો પૂરો અને અસલ ઉપયોગ કરી શકયા નથી. જ્ઞાનેશ્વરીને તેના ખરા વાચકો હવે પછી મળવાના છે.

૧૬–૧૨–’૩૯

મરાઠી પરથી

## જ્ઞાનેશ્વર પુણ્યતિથિ

કારતક વદ ૧૩ — એક દિવસ

સંસ્કૃતમાં જેમ અનુષ્ટુભ તેમ મરાઠીમાં ઓવી છે. કોઈ પણ રસ લો કે કોઈ પણ ભવ્ય કથાવસ્તુ લો, અનુષ્ટુભ અને ઓવી બેમાંથી એકે વૃત્ત તેને સારુ અધૂરો નહીં જણાય. મહારાષ્ટ્રી હોવાથી છેક બચપણથી માના ખોળામાં માથું ટેકવી મેં ઓવીઓ સાંભળી છે. અને હરિદાસપુરાણિકોને મોઢે ઓવી જ્ઞાનેશ્વરાચી —ઓવી તો જ્ઞાનેશ્વરની એ આર્યાનું ચરણ પણ સાંભળ્યું છે. પણ ઓવીનું સંપૂર્ણ દર્શન મને હિમાલયની તળેટીમાં ગંગાને કિનારે હૃષીકેશમાં થયું. ઓવીનો સારગંભીર પ્રવાહ વહેવા માંડે એટલે અચૂક ગમે તે રસ બહેલાવી શકે એ વાતનો સાક્ષાત્કાર તે પવિત્ર સ્થળે મા જ્ઞાનેશ્વરીએ કરાવી આપ્યો અને ત્યારથી મેં મન સાથે ઠરાવ્યું કે જ્ઞાનેશ્વર મહારાજનો ઉત્સવ ઊજવવાનો થાય તો ઓવીનું ભક્તિયુક્ત પારાયણ કરીને ઊજવવો. એક વખતે મહારાષ્ટ્રમાં જ્ઞાનદેવના અભંગ હરેક

મહારાષ્ટ્રીના નિત્યપાઠની વસ્તુ હતી. જ્ઞાનેશ્વરે કેટલાયે વિષયોનાં ટૂંકાં ટૂંકાં નિરૂપણો કર્યાં હતાં અને મહારાષ્ટ્રી વૃદ્ધ સ્ત્રીઓ ભીને વસ્ત્ર તે બોલી જતી. તે બધાં પ્રકરણોનો પાછલી પેઢીની સાથે લોપ થયો છે. હવે તેમાંનાં હાથ લાગે તે બધાંને માત્ર છપાવીને સંતોષ ન માનતાં કંઠે ધારણ કરવાની પ્રથા ફરી શરૂ કરવી જોઈએ.

જ્ઞાનેશ્વરના ઉત્સવને દિવસે ચારે વર્ણોના લોકોને ઉત્સવ ઊજવવાને બોલાવી તેમને જ્ઞાનેશ્વરનું ચરિત્ર સંભળાવવું જોઈએ, અને સૌ કોઈએ મળીને સોગંદ લેવા જોઈએ કે અમે અમારા જીવનમાં કોઈ પણ જાતનો ઊંચનીચભાવ રાખવાના કે પોષવાના નથી. શબરી, મીરાં, મુક્તાબાઈ, સુલભા વગેરે કન્યાઓનાં ચરિત્રોનું કીર્તન પણ તે દિવસે કરવાનું રાખવું. આખી જ્ઞાનેશ્વરીનો પાઠ ન કરતાં તેના પસંદ કરેલા ભાગોનો પાઠ કરવાનું રાખવું.

## ૪૦. સમર્થ સંત

મહા વદ ૯ — **એક દિવસ**

લોકસંગ્રહ રામદાસ સ્વામીનો ધર્મ હતો. જનતામાં વાસ કરતી ધર્મવૃત્તિમાંથી ધર્મતેજ કેમ પેદા કરવું એ વાતની તેમણે હમેશ ફિકર રાખી હતી. બ્રહ્મચારી અને ગૃહસ્થાશ્રમી એવા બે પ્રકારના સેવકો તેમણે કેળવ્યા અને સંસ્થાઓ કેમ ચલાવવી એની વિદ્યા એકડેએકથી તેમણે મહારાષ્ટ્રને શીખવી.

તેમણે સ્થાપીને ચાલુ કરેલી ચાર સંસ્થાઓ અખાડા, મારુતિ, મઠ અને ભિક્ષા; તેમનો યુગધર્મ મર્યાદાપુરુષોત્તમ રામની ઉપાસના; અને રામદાસનું કાર્ય એટલે સંન્યાસીનો વિરાટ સંસાર !

રામદાસનું મિશન આવી જાતનું હતું એટલે લગ્નમાંથી જીવ લઈને નાસી જનારા આ બ્રહ્મચારીને શિષ્યાઓ તૈયાર કરવી પડી અને લોકાપવાદ પણ વેઠવો પડ્યો. બીજા સંતોએ સદાચારનો પ્રચાર કર્યો. રામદાસે સદાચારી લોકોનું સંગઠન કર્યું.

શિવાજીના ઈતિહાસમાં રામદાસનું અને રામદાસી સંપ્રદાયનું સ્થાન કયું છે એ વાતની ચર્ચાએ ભળતું રૂપ લીધું હોવાથી રામદાસના કાર્યનો ઘણો મોટો ભાગ ચાલુ વખતમાં બગડી ગયો છે. એક બાજુથી અતિશયોક્તિ થઈ કે સામી બાજુથી તેટલો જ કટ્ટર અને આંધળો પ્રતિકાર કરવાનો આપણા મહારાષ્ટ્રીઓનો સ્વભાવ-ગુણ છે. તેની મીમાંસા કરી તે નાબૂદ કરવાનો ઈલાજ શોધવાનો દાસનવમીનો પ્રધાન કાર્યક્રમ ઠરાવવો જોઈએ. વારકરી અને ધારકરી એવો વાદ હદ બહાર બહેકાવવામાં રામદાસનું ખૂન કરી તે જ જગ્યાએ બીજા સંતોનો ભોગ ધરવા જેવું છે.

રામદાસના કાર્યમાં ધર્માન્તરની પ્રવૃત્તિને અટકાવવાનો એક ભાગ હોવાથી

તેમણે વર્ણાશ્રમની રૂઢિને, ન્યાતજાત વચ્ચેના ભેદને, અને કંઈક અંશે અસ્પૃશ્યતાને આધાર આપ્યો હશે. પણ તેટલા ખાતર તેટલી જ વાતને મહારાષ્ટ્રધર્મ માનવો એટલે રામદાસને ન ઓળખવા જેવું થાય.

દાસનવમીને દિવસે દાસબોધનું પારાયણ રાખવાને બદલે તેમાંના ચૂંટી કાઢેલા ભાગોનું વાચન કરવાનું રાખવું જોઈએ. કોઈક ગ્રંથનું પારાયણ એટલે તેનું મારણ અને ઉચ્ચાટણ થઈ જાય છે. અર્થ તરફ ધ્યાન આપ્યા વગર ઠરાવેલા વખતમાં તે આખો ગ્રંથ ખેંચી કાઢવો અને પછી નિરાંતે પ્રસાદ આરોગવો તેનું નામ પારાયણ એવી સ્થિતિ થઈ છે. આ રીતે પાપ વધતું નહીં હોય તોયે પુણ્ય તો ખચીત એકઠું થતું નથી.

મનના શ્લોકોનો નિત્યપાઠ મહારાષ્ટ્રમાં ઢીલો પડી ગયો છે. મનાચે શ્લોક સમર્થ સ્વામીની મુખ્ય શીખ છે. તેનો નિત્યપાઠ પાછો ચાલુ થવો જોઈએ. આ સત્પુરુષધર્મ ફરી જાગ્રત થશે તો જ આપણા સમાજનો ઉદ્ધાર થાય એમ છે.

દાસનવમીને દિવસે અખાડાના ઉત્સવની સાથે બાલચર, બાલચમૂ અને વ્રત-ચારી વગેરે સંસ્થાઓના ઉત્સવ પણ રાખવા જોઈએ.

રામદાસની ભિક્ષા-સંસ્થા મૂઠીફંડને રૂપે નવો અવતાર લઈ શકે એમ છે. મૂઠીફંડના વિચારનો મર્મ એ છે કે વધારે આપવામાં આવે તોપણ તે લેવું નહીં. બધાની પેદાશ અથવા આવક સરખી હોવી જોઈએ એવો જેમ એક ખ્યાલ છે તેવી જ રીતે ગરીબોની મદદથી ચાલનારાં સમાજહિતનાં કામો કરવાં હોય તો બધા લોકો પર ભાર સરખો પડવો જોઈએ. એકાદ જણનો ઉત્સવ વધારે હોય તેથી તેના પર જ બધો ભાર પડવો ન જોઈએ એવો ખ્યાલ આ નિયમના મૂળમાં છે.

મૂઠીફંડ મારફતે જે કંઈ મળે છે તેને હિસાબે તેમાં મહેનત વધારે પડતી હોવાથી આપણા પ્રાંતમાં* ઠેકઠેકાણે મૂઠીફંડ શરૂ થયા પછી બંધ પડી ગયાં છે. શરૂઆતનો ઉત્સાહ છેવટ સુધી ટકતો નથી (પણ જે કામો અખંડ ચલાવવાનાં હોય તેના છેવટ જેવું કંઈ હોતું નથી). અને મૂઠીફંડને જોરે જે કામો હાથ પર લેવામાં આવે છે તે કેવળ મૂઠીફંડની આવકમાંથી ચાલે એવાં હોવાં જોઈએ એ મર્યાદા પણ ધ્યાનમાં રાખવામાં આવતી નથી. મૂઠીફંડ એકઠું કરવામાં નિશાળનાં છોકરાંનો ઉપયોગ કરવામાં મોટી ભૂલ થાય છે. જીવનનું રહસ્ય જાણ્યું હોય અને સ્વાર્થત્યાગપૂર્વક દેશસેવા કરવાનું વ્રત લઈ જેમણે દીક્ષિત જીવન સ્વીકાર્યું હોય તેમણે જ મૂઠીફંડ માગવું જોઈએ. નિશાળનાં છોકરાંઓને ભિક્ષા માગવામાં રોકવાથી તેમનો તેજોવધ થયા વગર રહેતો નથી.

વારકરીઓના તત્ત્વજ્ઞાનથી થાકીને રાષ્ટ્રીય વૃત્તિના રજોગુણી લોકોએ રામદાસી સંપ્રદાય ચાલુ કરવાનું ધાર્યું હતું. પણ તેમાં રહેલા તત્ત્વને ઓળખી અને તેને સાચવી તેમાં જમાનાને અનુરૂપ રૂપાંતર કરવાની કળા તેમનામાં ન હોવાથી તેમણે ભૂતની માફક ઊંધે પગલે આગળ જવાની કોશિશ કરી. જીવંત શરીરમાં જેમ ધીમે

* મહારાષ્ટ્રમાં.

ધીમે જીવનને અનુકૂળ ફેરફાર થતા જાય છે તે જ રીતે સામાજિક સંસ્થાઓમાં પણ થવા જોઈએ.

રામદાસી સંપ્રદાયની જડ મહારાષ્ટ્રમાં સારી પેઠે ઊંડી ગઈ હતી. આજના ધર્મપરાયણ રાષ્ટ્રસેવકો તે સંપ્રદાયના વારસદારો છે. પણ સમર્થના ભક્તોમાં સમાજ-શાસ્ત્રનું આકલન નહોતું અને રાષ્ટ્રસેવકોમાં ધર્મનું ભવ્ય દર્શન નહોતું તેથી ધારેલું ઈષ્ટ કામ પાર ન પડયું.

૧૯–૧૨–’૩૯
મરાઠી પરથી

# ૪૧. સંતશિરોમણિ

[ફાગણ વદ ૨]

જ્ઞાનદેવ, તુકારામ અને સમર્થ એ ત્રણ જ મહારાષ્ટ્રના સાચા રાજા છે. તેમણે મહારાષ્ટ્રના હૃદય પર પોતાનું સિંહાસન સ્થાપન કર્યું છે તે આજ સુધી ડગ્યું નથી. એ ત્રણમાંથી પણ મહારાષ્ટ્રના હૃદયેશ્વર તુકારામ છે. જ્ઞાનેશ્વર યોગ-માર્ગમાંથી અને જ્ઞાનમાર્ગમાંથી ભક્તિમાર્ગમાં આવ્યા; રામદાસ કર્મમાર્ગ અને ઉપાસનામાર્ગમાંથી ભક્તિ સમજતા થયા; તુકારામે શરૂમાં, વચ્ચે ને છેવટે એક ભક્તિને જ જાણી અને પછી જ્ઞાન, યોગ, ઉપાસના અને કર્મ બધાં એ ભક્તિની પાછળ પાછળ આપોઆપ ચાલી આવ્યાં.

सत्य असत्याशीं मन केलें ग्वाही । मानियेलें नाहीं बहुमता ।। આ એક લીટીમાં તુકારામનું આત્મચરિત્ર અને તત્ત્વજ્ઞાન સમાઈ જાય છે. मेणाहून मउ असलेला આ વિષ્ણુદાસ કદી લોકોનો દાસ થયો નથી. लोक तैसा ओक धरीतां धरवेना એવું પહેલેથી જોઈ લીધેલું હોવાથી લોકોની બાબતમાં તુકારામ નિઃસ્પૃહ અને નિર્ભય થઈ ગયા હતા. એક વાર જીવ પર આવી જઈ તેમણે કહેલું કે મારું ભલુંબૂરું કરવાનું એ લોકોના હાથમાં થોડું જ છે કે મારે તેમની પરવા રાખવી? એ લોકો મને મુક્ત કહેશે તેથી હું કંઈ મુક્ત થઈ જવાનો નથી અને હું મોક્ષનો અધિકારી થાઉં તો એ બધાયે એકઠા મળીને મને કંઈ બાંધી રાખી શકવાના નથી.

જે હૃદયમાં તે જ મનમાં અને જે મનમાં તે જ જનમાં એવી જેની સ્થિતિ હોય તેનો રસ્તો મોટે ભાગે સહેલો થઈ જાય છે. તુકારામે એ સીધો રસ્તો લીધો હતો તેથી તેને ઝાઝા બોજા ઊંચકવાના આવ્યા જ નહોતા.

તુકારામ જાતના વાણિયા હતા. પણ તે પોતાને શૂદ્ર કહેવડાવતા. એટલું જ નહીં, પણ આગળ જઈને તેઓ કહે છે કે મને શૂદ્રવંશમાં જન્મ મળ્યો તે ઈશ્વરની મોટી કૃપા છે, નહીં તો હું દંભથી મરી જાત. વેદાંતીઓને પણ તેણે એક જ શબ્દ કહીને વિદાય કરી દીધા કે अद्वैतीं तों माझें नाहीं समाधान. આમ

છતાં ચિત્તશુદ્ધિ અને જ્ઞાનની વાતમાં તેમનામાં જરા સરખીયે ઊણપ નહોતી.

તુલસીદાસ, પુંડલીક અથવા વાલ્મીકિ જેવા સંતોના જીવનમાં એકાએક પરિવર્તન થયેલું જોવાનું મળે છે. દુનિયાદારીમાં, સંસારમાં રચીપચી ગયેલા એ લોકો એકાએક ઠોકર લાગવાથી પાછા વળી જાય છે અને તેમના જીવનમાં કાયમનો પલટો આવે છે. નામદેવ, તુકારામ અથવા એકનાથ એ લોકોનું એવું નથી. બચપણથી એ બધાનું વલણ પરમાર્થ તરફ જણાય છે. દુકાળમાં એક પત્નીનું મરણ થવાથી તુકારામનું વૈરાગ્ય દૃઢ થયું હશે ખરું. પણ ભક્તિ તેમને વંશપરંપરાગત સંસ્કાર રૂપે મળી હતી. દુકાળથી એક પત્નીનું અવસાન થવાથી તુકારામના મન પર જે અસર થઈ તેના કરતાં બીજી એક વાતની વધારે ઊંડી અસર તેમના મન પર થઈ હતી. દુકાળના વસમા દહાડા હતા. લોકોને અનાજની ખેંચ હતી. એવે વખતે તુકારામને ભાઈ સાથે મતભેદ થયો. લોકો પાસે બાકી નીકળતી ઉઘરાણી તકાદો કરી વસૂલ કરી તેમાંથી પોતાની ખાધાખોરાકીની સગવડ કરવી એવું ભાઈનું કહેવું હતું. તુકારામને લાગ્યું કે જેવી આપણી મુશ્કેલી છે તેવી જ લોકોની પણ છે. એવે વખતે બાકી ઉઘરાણી વસૂલ કરવાની હોય નહીં. મતભેદનો નિકાલ આવ્યો નહીં એટલે બન્ને ભાઈઓ લેણાનાં ખાતાં અને હિસાબના ચોપડા વહેંચી લઈ જુદા થઈ ગયા. પોતાનો શુભ સંકલ્પ ડગી ન જાય તેટલા ખાતર પોતાને ભાગે આવેલાં ખાતાં અને ચોપડા તુકારામે પોતાની મેળે ઈન્દ્રાયણીમાં ડુબાડી દીધાં. આમ તુકારામે પોતાનો સંસાર સ્વેચ્છાથી ડુબાડી દીધો.

આગળ ઉપર બ્રાહ્મણેતરને શાસ્ત્રવચનો અને તે પણ મરાઠીમાં લખવાનો અધિકાર કેવો એવો સવાલ ઉઠાવી તેમના સમકાલીન લોકઆગેવાનોએ તેમને તેમના અભંગોનાં લખાણની વહીઓ ડુબાડી દેવાની ફરજ પાડી. આથી માત્ર તુકારામનું મન આકુળવ્યાકુળ થઈ ગયું. આપણો સંસાર ડુબાડ્યો અને પરમાર્થ પણ ડુબાડ્યો એટલે હવે આપણે ભાગે રહ્યું શું એવું લાગવાથી તેમને ભારે દુઃખ થયું. રામકૃષ્ણ પરમહંસની જેમ પોતાની બધી મુશ્કેલી અને શંકાકુશંકા પોતાના ઉપાસ્ય દેવતાને અર્પણ કરવાની તુકારામને ટેવ હતી. તેમણે વિઠોબાને બારણે ધરણું ધર્યું અને જ્યારે ખુદ વિઠોબાએ તેમના દિલનું સમાધાન કર્યું ત્યારે જ તેમણે જીવવાની તૈયારી બતાવી. તુકારામના જીવનમાં આ જ પ્રસંગ ખરેખર ક્રાન્તિકારી હતો.

પોતાના દિલનું સમાધાન થયા પછી તુકારામે સમાજસેવા શરૂ કરી. લોકોની તેલની નળી ગળે બાંધી તે ઘેર ઘેર પહોંચાડી આપવાનું કામ તુકારામ પહેલેથી કરતા આવ્યા હતા. પણ હવે તેમણે ઉપદેશ કરવાનું પણ શરૂ કર્યું. તુકારામના શિષ્ય કેટલા હતા એ સવાલનો ઉકેલ નીકળ્યો નથી. પોતાની સેવા કરવાવાળા શિષ્યોને બોધામૃત પાવાની પોતાની જવાબદારી ગણીને જેમ બુદ્ધ ભગવાને ઉપદેશ આપવાની શરૂઆત કરી હતી તેમ જ તુકારામે પોતાની ધર્મપત્નીને દીક્ષા આપી ઉપદેશ કરવાનો પ્રારંભ કર્યો. તુકારામ પત્નીને કહી કહીને આખરે શું કહેવાના

હતા? સંસારના સુખમાં કશો અર્થ નથી – किंचित हैं सुख टाकी वो थंकोनी. પત્નીને પતિનો ઉપદેશ ગળે ઉતારતાં ઝાઝી વાર ન લાગી. ઘરમાં જે હતું તે બધું તેણે બ્રાહ્મણોને દાનમાં આપી દીધું. એટલામાં તુકારામે વંડી પર સુકાવા નાખેલું પત્નીનું લૂગડું પણ બ્રાહ્મણ-પત્નીને આપી દીધું! બદલવા પૂરતું એક લૂગડું પણ રહ્યું નહીં તે જોઈને તે માવડીને 'ઊલટી ઉપરતિ' થઈ.

તુકારામનો સ્વાર્થ પરનો ભરોસો ઊઠી ગયો હતો. જીજાઈનો હવે પરમાર્થ પરનો વિશ્વાસ ઊઠી ગયો. આવાં બે જણનો જીવનક્રમ કેવો નભ્યો હશે તેની કલ્પના કરવી મુશ્કેલ નથી. છૈયાંછોકરાંને જ નહીં, ખુદ તુકારામને પણ ખવડાવવાનો ભાર તે સાધ્વીને માથે આવ્યો. ધણીધણિયાણી વચ્ચે આવો અસહકાર હોવા છતાં એ પ્રેમાળ દંપતીએ ઘણાં વરસ સંસારનું સુખ અનુભવ્યું અને છેવટ સુધી બન્ને પોતપોતાના આગ્રહને વળગી રહ્યાં.

શિષ્ય બનાવવા જતાં થયેલા આવા પહેલા જ અનુભવથી હશે કે કેમ પણ પછી તુકારામે શિષ્યો બનાવવાની ભાંજગડમાં ન પડતાં મેઘવૃત્તિથી ઉપદેશ કરવાનો પ્રારંભ કર્યો. હવે તુકારામ પર જુલમ કરનાર કોઈક સમાજકંટક વૈરાગ આવવાથી તેમનો શિષ્ય બન્યો હોય તેમાં તે શું કરે?

કોઈક સાધુ થાય એટલે તેના સત્ત્વને કસોટીએ ચડાવનાર કોઈ ને કોઈ આવી મળ્યા વગર રહેતું નથી. તુકારામની કસોટી પણ કંઈ ઓછી નથી થઈ. જુલમ કરવાવાળાએ તેમના પર જુલમ કર્યો. તેમની તિતિક્ષાને કસોટીએ ચડાવનારી ઝૅન્ટિપી તો ઘરમાં જ હતી. એક ઘા ને બે ફાડ કરનારા ઉપદેશથી અને દંભને ઉઘાડો પાડવાથી દંભી લોકોની ભૂંડી દશા થઈ હશે ખરી પણ તુકારામને ઝેર આપીને મારવા સુધી એ લોકો પહોંચ્યા નહોતા. કારણ એટલું જ કે હિંદુસ્તાન કંઈ ગ્રીસ નથી. એ લોકો માત્ર ઊકળતું પાણી તુકારામ પર રેડીને પોતાનો ગુસ્સો ઉતારી ધરાયા!

ઘર આગળ આ સત્પુરુષને સુખ નથી તેથી તેમને કંઈક સુખ આપવું એવા ખ્યાલથી મુગ્ધ બનેલી એક સ્ત્રી તેમની પાસે આવી. પણ 'અમે એવા નથી મા, તું બીજે ક્યાંક જા' એવું કહી તેમણે તેને વિદાય કરી. અને 'તારું આવું પતન મારાથી જોયું જતું નથી' એવું કહી તેમણે પોતાના હૃદયની વ્યથા વ્યક્ત કરી.

કામક્રોધની બાબતમાં કસોટી થઈ તેમાંથી તુકારામ પાર ઊતર્યા એટલે તેમની તેથીયે આકરી કસોટી કરવાનું ઈશ્વરને સૂઝ્યું. તેણે શિવાજી મારફતે છત્રી, જોડા, ઘોડા, છત્ર અને દક્ષિણા મોકલાવી તુકારામને રાજદરબારમાં જવાનું આમંત્રણ મોકલાવડાવ્યું. આ આફતથી માત્ર તુકારામ સાચેસાચ ગભરાયા. તેણે તાબડતોબ ઈશ્વરની મદદ માગી અને તેની દયા યાચી તેને કહ્યું કે હે કરુણાળુ, આવી કસોટી કર મા. ઘરઆંગણે આવેલી લક્ષ્મીને તેણે ઊભી ને ઊભી પાછી વાળી અને શિવાજીને કહેવડાવ્યું કે ઘેર ભૂખમરો વેઠવો પડતો હશે તોયે અમે વિષ્ણુદાસ દીન છીએ એવું સમજીશ મા. તું સમર્થને જ શરણે જા અને ઈશ્વરનું કાર્ય

કરતો રહી અનાથને કાજે મદદગાર થજે.

कामः क्रोधस्तथा लोभः એ તગડીનો જેણે ત્યાગ કર્યો તે નરકનું દ્વાર ટાળી સદેહે સ્વર્ગે જાય તેમાં નવાઈ શી ? જેનો દેહ વિકારી હોય તેણે આત્મનાશ ટાળવાને દેહ છોડી સ્વર્ગે જવું પડે! અહીં તો એ મુશ્કેલી રહી નહોતી.

તુકારામે કંઈ નવા પ્રકારનો ઉપદેશ કર્યો નહોતો. સનાતન કાળથી દુનિયાના બધા સંતો જે કહેતા આવ્યા છે તે જ તેણે કહ્યું છે. પણ પહેલાં કરીને પછી તેમણે કહ્યું હોવાથી તેમની વાણીમાં જીવંતપણું આવ્યું, તેમનો ઉપદેશ તેજસ્વી નીવડયો અને ત્યાર પછી લાખો મહારાષ્ટ્રીઓએ વૈરાગ્યની પતાકા આખાયે દેશમાં ફેરવીને ફરકાવી. તુકારામ શાસ્ત્રધર્મના પ્રતિનિધિ નહોતા પણ હૃદયધર્મના પ્રતિનિધિ હતા. સત્ત્વગુણનું તેજ કેવું હોય છે તે બતાવવાને જ તેઓ દુનિયામાં આવ્યા હતા. રાજકારણ સમર્થ અને છત્રપતિને સોંપીને જનતાની મદદથી તેમણે અધ્યાત્મ-કારણ અને સમાજકારણ ચલાવ્યું. રામદાસે શિવાજીને ભગવો ઝંડો આપ્યો. તુકારામે મહારાષ્ટ્રના હાથમાં વારકરીની પતાકા આપી. બંનેએ કામ એક જ કર્યું પણ રીત માત્ર જુદી હતી.

મહારાષ્ટ્રની રાજધાની કઈ? રાયગઢ, સાતારા અને પૂના કે પંઢરપુર, દેહૂ અને આળંદી ? શિવાજીના વખતમાં અથવા પેશવાના કાળમાં આ સવાલનો જવાબ સહેલાઈથી આપી ન શકાત. આજે તેવી સ્થિતિ નથી.

૧૮–૧૨–’૩૯
મરાઠી પરથી

## તુકારામ પુણ્યતિથિ

ફાગણ વદ ૨ — એક સમય

નદીને કાંઠે અથવા સમુદ્રને તીરે એકાદું તીર્થક્ષેત્ર અને મંદિર ન હોય એમ બને નહીં. પણ ગિરિસખ્પાને કાંઠે માત્ર મંદિર નથી એ એક મોટી નવાઈની વાત છે. સંતપુરુષે જ્યાં દેહ છોડયો હોય ત્યાં ભક્તોએ મંદિર બંધાવી તીર્થક્ષેત્ર બનાવ્યું ન હોય એવું ભાગ્યે જ બને છે. દેહૂમાં તુકારામનું મંદિર નથી એ એવું જ એક આશ્ચર્ય છે. તુકારામે બાંધેલું વિઠોબાનું એક નાનકડું મંદિર છે ખરું પણ તે કંઈ તુકારામનું મંદિર કહેવાય નહીં. સદેહે જે સ્વર્ગે ગયા તેની પાછળ મંદિર બાંધવાનું કેવું ? તુકારામની પુણ્યતિથિ ઊજવવાની રીત જુદી છે અને તે જ્ઞાનવા તુકારામનો જયઘોષ કરતી પંઢરપુરની જાત્રા કરનારી ભજનમંડળી કાઢવાની છે.

તુકારામની પુણ્યતિથિ ઊજવવામાં ભજનનો કાર્યક્રમ બધામાં મુખ્ય હોવો જોઈએ; અને તુકારામના અભંગ બોલવા, તેમના પર વિવેચન કરવું, અને સામાજિક સદાચારની ચિંતા રાખવાવાળા લોકોએ વ્યાખ્યાનો કરવાં એ ભાગ મુખ્ય હોવો જોઈએ. વળી, તુકારામની દયાર્દ્ર નજરમાંથી જે બાદ રહ્યાં નથી એવાં પંખીઓને

ચણવાને અનાજ નાખવું એ પણ આ દિવસનો એક મીઠો કાર્યક્રમ હોવો જોઈએ. પણ કબૂતરોને પૂરવાને પાંજરું બાંધી તેમને માટે પાયલી પાયલી દાણા રેડવા એવું કંઈ થવું ન જોઈએ. સ્વતંત્ર વૃત્તિથી રહેનારાં પંખીને પરાવલંબી અને રોગી બનાવવાનું પાપ આપણે શા સારુ વહોરવું? આપણે ખેતી કરીએ છીએ અને સૃષ્ટિમાતા પાસેથી અનાજ મેળવીએ છીએ. તે અનાજ પર તે માતાનાં આ ઊડવાવાળાં બચ્ચાંઓનો હક ઓછો નથી એ વાત ઓળખી-સ્વીકારી તેમને માટે તેમનો ભાગ રહેવા દેવો એ એક ભૂતયજ્ઞ છે એટલી વાત આપણને સમજાવી જોઈએ.

જે મોસમમાં પંખીઓને દાણા ક્યાંયે મળતા નથી અને ઘાસનાં બી પણ કોહી ગયેલાં હોય તેવે વખતે પંખીઓને સારુ દાણા નાખવાની પદ્ધતિ શરૂ કરવી જોઈએ.

ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ હિંદુસ્તાનમાં આવતાવેંત અહીંના રાજાઓ સાથે કરારો કરી અંગ્રેજો સિવાયના બીજા યુરોપિયનોને આ દેશમાંથી ઘણાખરા હાંકી કાઢ્યા. તેવી જ રીતે કાગડા અને ચકલીઓએ બીજાં બધાં ગરીબ અને નાજુક રૂડાંરૂપાળાં પંખીને માણસની વસ્તીમાંથી હાંકી કાઢ્યાં છે. આથી પંખીઓને દાણા નીરવાનો ભૂતયજ્ઞ વસ્તીમાં કે શહેરોમાં ચાલે એવો ન હોઈ તે ખેતરોમાં જ રાખવો જોઈએ. તુકારામાદિને આ સવાલની ચર્ચા કરવાનું ઉપયોગી થાય એવું છે.

મરાઠી પરથી

## ૪૨. પરમ ભાગવત એકા

ફાગણ વદ ૬ — એક દિવસ

અયાચિત દાનવૃત્તિથી રહેનારા ગૃહસ્થાશ્રમ બ્રાહ્મણસમાજના એકનાથ ઉત્તમ પ્રતિનિધિ હોઈ એ સમાજાવલંબી બ્રાહ્મણે બતાવેલી સુધારકની નૈતિક હિંમત લોકોત્તર હતી એમ કહ્યા વગર ચાલે એમ નથી.

ગુરુનો ઉપાસ્ય દેવ જુદો અને ગુરુનિષ્ઠ શિષ્યનો ઉપાસ્ય દેવ જુદો એવી અદ્‌ભુત ઘટના એકનાથના જીવનમાં જોવાની મળે છે. હિંદુ ધર્મનો સાધનાક્રમ કેવો ઉદાર છે તેનો આ એક ઉત્તમ દાખલો છે. દુનિયાના કોઈ પણ ધર્મના ઈતિહાસમાં આવું ઉદાહરણ ભાગ્યે જ જોવાનું મળશે. એકનાથના જીવનમાં શું કે લેખનમાં શું બધે જ ઉત્કટપણું વરતાઈ આવે છે. જે બાજુને બહેલાવશે તેને તદ્દન તદાકાર થઈને બહેલાવશે અને તેમાં આઘુંપાછું જરાયે જોશે નહીં.

એકનાથ ગુરુને ઘેર ગયા. ગુરુએ તેમને શીકા હેઠળ જમવા બેસાડી તેમની પ્રવેશપરીક્ષા લીધી. ઉદ્દેશપ્રાપ્તિની એકાગ્રતા અથવા સાધનનિષ્ઠા એકનાથમાં છે એવું જણાતાંની સાથે જનાર્દન પંતે તેમને નજીક લીધા અને તેમને વહેવારનાં કામોમાં નાખ્યા. આ છોકરો એક પાઈની પણ ભૂલ સહન નહીં કરે એવી ખાતરી

થયા બાદ તેને તેમણે અધ્યાત્મ જ્ઞાનની જાણ કરાવી આપી એટલું જ નહીં, ઉપાસ્ય દેવનું દર્શન પણ કરાવી આપ્યું.

હિંદુ ધર્મમાં અભેદ ભક્તિનું માહાત્મ્ય કહેલું છે. ભક્ત અને ઈશ્વર એ બે વચ્ચેનો અભેદ અનેક સંતોએ પોતાનો કરી અનુભવ્યો છે. પણ શિષ્યે ગુરુ સાથે અભેદ કરી જાણ્યાના દાખલા ઝાઝા નથી. આપણે જે કંઈ લખીએ છીએ તે ગુરુ પોતે આપણી મારફતે લખે છે, જનાર્દન અને એકા એ બે વચ્ચે ઐક્ય છે એવું કહેવાવાળા અને અનુભવવાવાળા એકનાથનો ઉપાસ્ય દેવ જુદો હોય છતાં જનાર્દને તેને તેની પોતાની અભિરુચિ પ્રમાણે જુદા ઉપાસ્યની દીક્ષા આપ્યાની વાત ખરેખર નવાઈભરેલી અને સમાધાનકારક છે.

અભેદ ભક્તિમાં રચીપચી ગયેલા એકનાથને अंत्यज तोंक कडे घेतांना સંકોચ શા સારુ થાય અને શ્રાદ્ધનું અન્ન ભૂખ્યા હરિજનોને સમર્પણ કરવામાં અધર્મ ક્યાંથી દેખાય? સનાતન હિંદુ સમાજે હિંદુ ધર્મનો જેટલો દ્રોહ કર્યો છે તેટલો ઈતર લોકોએ નહીં કર્યો હોય!

એકનાથ હૃદયધર્મને જાણવાવાળા હતા, તેનું પાલન કરવાવાળા હતા અને શાસ્ત્રોનો અર્થ હૃદયધર્મને પૂછીને કરવાવાળા હતા. ધર્મપ્રચારમાંથી અધિકારવાદ કાઢી નાખવાનું જે કામ વ્યાસ-વાલ્મીકિએ કર્યું તે જ જ્ઞાનદેવ અને એકનાથ એ બેએ સંસ્કૃત ગ્રંથોમાંનું હાર્દ સ્વભાષામાં આણીને કર્યું. અને એ બંને મહારાષ્ટ્ર-સંતો પોતે બ્રાહ્મણ હોવાથી તેમના કાર્યનું મહત્ત્વ વિશેષ છે.

સંસ્કૃત વિદ્યાને મરાઠી પહેરવેશ પહેરાવનાર આ લ્યૂથરને કાશીના પંડિતોએ પોતાના ધર્માસન આગળ જવાબ દેવાને બોલાવી મંગાવ્યા. પણ આખરે તેમને એકનાથનું ગૌરવ કરવું પડયું.

મહારાષ્ટ્રની ધાર્મિક કેળવણીમાં એકનાથી ભાગવતને સારુંસરખું મહત્ત્વનું સ્થાન આપવું જોઈશે. ભાષાની દૃષ્ટિથી પણ નાથ ભાગવત મરાઠીના સામ્રાજ્યનો એક મોટો સમૃદ્ધ પ્રાંત છે. રૂઢિધર્મ વિશે ઉદાસીનતા, સદાચારપાલનનો આગ્રહ, ધર્મપ્રચારની તાલાવેલી અને અભેદભક્તિ એ મહારાષ્ટ્રસંતધર્મનું અસલ સાચું સ્વરૂપ છે. તે એકનાથમાં પૂરેપૂરું પ્રતિબિંબિત થયેલું જોવાનું મળે છે.

મરાઠી પરથી

## નાથષષ્ઠિ

ફાગણ વદ ૬

નાથષષ્ઠિનો દિવસ એક રીતે મહત્ત્વનો બન્યો છે. તે દિવસે શ્રી જનાર્દન સ્વામીનું સ્મરણ પણ કરવું જોઈએ અને નાથની શીખને પણ તાજી કરવી જોઈએ.

બંગાળ તરફની ચૈતન્યસંપ્રદાયની ભક્તિ, મધ્ય દેશમાંની રામાનંદ સંપ્રદાયની ભક્તિ, પંજાબમાંની શીખ સંપ્રદાયની ભક્તિ, ગુજરાતમાંની વલ્લભપંથની ભક્તિ, મહારાષ્ટ્રમાંની પંઢરપુરી સંતોની ભક્તિ, અને દક્ષિણ તરફની આળવારોની ભક્તિ

એ બધાંનો સંગ્રહ કરી તેમની તુલના કરવી જોઈએ, અને તે દરેક પ્રકારના સમાજ પર તેમની સારીમાઠી શી અસર થઈ તે તપાસવું જોઈએ; અને પછી એકાદ નવા નારદે નવી જાતનાં ભક્તિસૂત્રો લખી આપવાં જોઈએ. એ કામમાં ન્યાયમૂર્તિ રાનડેની થોડીઘણી મદદ અવશ્ય મળશે.

મરાઠી પરથી

# ૪૩. ચોખામેળા

મંગળવેઢા ગામની ફરતો કોટ બાંધવાનો હતો. બાદશાહ ગરીબોને વેઠે પકડી લાવ્યો અને તેમની પાસે ગામના રક્ષણ માટે કોટ બંધાવ્યો. જેમને ગામમાં રહેવાની રજા નહોતી, જેમને ગામના રસ્તા પર ચોરોની જેમ બીતાં બીતાં ચાલવું પડતું હતું, અને જેમને ગામ બહાર ઉકરડા પર રહેવું પડતું હતું તે હરિજનોને પણ ગામનો કોટ ચણવામાં વેઠ કરવી પડી! જેમ ઈશુ ખ્રિસ્તને પોતે જ જેના પર ચડવાનું હતું, તે ક્રૂસ પોતાને હાથે જ ઉપાડવો પડયો હતો, તેમ પોતાને ગામની બહાર રાખનારો કોટ પણ હરિજનોને પોતાને હાથે ચણવો પડયો.

કડિયાની કંઈ ભૂલ થઈ હશે, અમલદારોએ ઉતાવળ કરી હશે, ગારો પાતળો થયો હશે, ગમે તે કારણ હોય, કોટની દીવાલ પડી ગઈ અને કેટલાક હરિજનો તેની નીચે દબાઈ ગયા. થોડાક લોકોએ દિલગીરી જાહેર કરી, કેટલાક લોકો દુ:ખી પણ થયા, પરંતુ તેમણે તે મરેલાઓને તે માટીના ઢગ નીચે જ પડી રહેવા દીધા. શ્રમજીવીઓની નિદ્રામાં તેઓ શું કરવા ખલેલ પાડે? તે માટી નીચે તેમનાં મડદાં સડી ગયાં, સડેલા માંસની અંતે માટી બની ગઈ અને માત્ર હાડકાં જ બાકી રહ્યાં. પોતાની જ માટી સાથે ભળીને રહેનારાં તે હાડકાંને કેટલી શાંતિ મળી હશે!

પરંતુ તેમની એ શાંતિમાં ખલેલ પાડનારી એક ઘટના બની. કેટલાક સારા 'અભંગ' (દોહા) વાંચીને એક સંતને ખબર થઈ. તે શોધતો શોધતો મંગળવેઢા આવ્યો અને કહેવા લાગ્યો, "ચોખોબાનાં હાડકાં કયાં પડયાં છે? હું એની સદ્ગતિ કરવા માગું છું." તેણે પેલો પુરાણો ઢગ ખોદવાનું શરૂ કર્યું. એક પછી એક હાડકાં મળવા લાગ્યાં. તે સંત પુરુષ એક એક હાડકું લઈ તેને કાન પાસે ધરતો જતો અને જે હાડકામાંથી 'વિઠ્ઠલ! વિઠ્ઠલ!' નામનો અવાજ સંભળાતો તેને જુદાં મૂકતો જતો. એમ કરતાં કરતાં તેણે ચોખામેળાનાં બધાં અસ્થિ ભેગાં કર્યાં અને તે પર એક સમાધિ બનાવી.

આજે તો તે હાડની પણ માટી થઈ ગઈ હશે, પરંતુ અખંડ રૂપે 'વિઠ્ઠલ, વિઠ્ઠલ'નું ગાન કરનાર ચોખોબાના અભંગ આજ પણ મહારાષ્ટ્રની અનાસ્થાના ઢગ નીચે છુપાયેલા મળશે. કોઈ કોઈએ એને ભેગા કરીને પુસ્તકોમાં દાટી દીધા છે, પણ એથી ચોખોબાનું શ્રાદ્ધ થવાનું નથી.

થયા બાદ તેને તેમણે અધ્યાત્મ જ્ઞાનની જાણ કરાવી આપી એટલું જ નહીં, ઉપાસ્ય દેવનું દર્શન પણ કરાવી આપ્યું.

હિંદુ ધર્મમાં અભેદ ભક્તિનું માહાત્મ્ય કહેલું છે. ભક્ત અને ઈશ્વર એ બે વચ્ચેનો અભેદ અનેક સંતોએ પોતાનો કરી અનુભવ્યો છે. પણ શિષ્યે ગુરુ સાથે અભેદ કરી જાણ્યાના દાખલા ઝાઝા નથી. આપણે જે કંઈ લખીએ છીએ તે ગુરુ પોતે આપણી મારફતે લખે છે, જનાર્દન અને એકા એ બે વચ્ચે ઐક્ય છે એવું કહેવાવાળા અને અનુભવવાવાળા એકનાથનો ઉપાસ્ય દેવ જુદો હોય છતાં જનાર્દને તેને તેની પોતાની અભિરુચિ પ્રમાણે જુદા ઉપાસ્યની દીક્ષા આપ્યાની વાત ખરેખર નવાઈભરેલી અને સમાધાનકારક છે.

અભેદ ભક્તિમાં રચીપચી ગયેલા એકનાથને अंत्यज तोक कडे घेतांना સંકોચ શા સારુ થાય અને શ્રાદ્ધનું અન્ન ભૂખ્યા હરિજનોને સમર્પણ કરવામાં અધર્મ ક્યાંથી દેખાય? સનાતન હિંદુ સમાજે હિંદુ ધર્મનો જેટલો દ્રોહ કર્યો છે તેટલો ઈતર લોકોએ નહીં કર્યો હોય!

એકનાથ હૃદયધર્મને જાણવાવાળા હતા, તેનું પાલન કરવાવાળા હતા અને શાસ્ત્રોનો અર્થ હૃદયધર્મને પૂછીને કરવાવાળા હતા. ધર્મપ્રચારમાંથી અધિકારવાદ કાઢી નાખવાનું જે કામ વ્યાસ-વાલ્મીકિએ કર્યું તે જ જ્ઞાનદેવ અને એકનાથ એ બેએ સંસ્કૃત ગ્રંથોમાંનું હાર્દ સ્વભાષામાં આણીને કર્યું. અને એ બંને મહારાષ્ટ્ર-સંતો પોતે બ્રાહ્મણ હોવાથી તેમના કાર્યનું મહત્ત્વ વિશેષ છે.

સંસ્કૃત વિદ્યાને મરાઠી પહેરવેશ પહેરાવનાર આ લ્યૂથરને કાશીના પંડિતોએ પોતાના ધર્માસન આગળ જવાબ દેવાને બોલાવી મંગાવ્યા. પણ આખરે તેમને એકનાથનું ગૌરવ કરવું પડયું.

મહારાષ્ટ્રની ધાર્મિક કેળવણીમાં એકનાથી ભાગવતને સારુંસરખું મહત્ત્વનું સ્થાન આપવું જોઈશે. ભાષાની દૃષ્ટિથી પણ नाथ भागवत મરાઠીના સામ્રાજ્યનો એક મોટો સમૃદ્ધ પ્રાંત છે. રૂઢિધર્મ વિશે ઉદાસીનતા, સદાચારપાલનનો આગ્રહ, ધર્મપ્રચારની તાલાવેલી અને અભેદભક્તિ એ મહારાષ્ટ્રસંતધર્મનું અસલ સાચું સ્વરૂપ છે. તે એકનાથમાં પૂરેપૂરું પ્રતિબિંબિત થયેલું જોવાનું મળે છે.

મરાઠી પરથી

## નાથષષ્ઠિ

ફાગણ વદ ૬

નાથષષ્ટિનો દિવસ એક રીતે મહત્ત્વનો બન્યો છે. તે દિવસે શ્રી જનાર્દન સ્વામીનું સ્મરણ પણ કરવું જોઈએ અને નાથની શીખને પણ તાજી કરવી જોઈએ.

બંગાળ તરફની ચૈતન્યસંપ્રદાયની ભક્તિ, મધ્ય દેશમાંની રામાનંદ સંપ્રદાયની ભક્તિ, પંજાબમાંની શીખ સંપ્રદાયની ભક્તિ, ગુજરાતમાંની વલ્લભપંથની ભક્તિ, મહારાષ્ટ્રમાંની પંઢરપુરી સંતોની ભક્તિ, અને દક્ષિણ તરફની અળવારોની ભક્તિ

એ બધાંનો સંગ્રહ કરી તેમની તુલના કરવી જોઈએ, અને તે દરેક પ્રકારના સમાજ પર તેમની સારીમાઠી શી અસર થઈ તે તપાસવું જોઈએ; અને પછી એકાદ નવા નારદે નવી જાતનાં ભક્તિસૂત્રો લખી આપવાં જોઈએ. એ કામમાં ન્યાયમૂર્તિ રાનડેની થોડીઘણી મદદ અવશ્ય મળશે.

મરાઠી પરથી

## ૪૩. ચોખામેળા

મંગળવેઢા ગામની ફરતો કોટ બાંધવાનો હતો. બાદશાહ ગરીબોને વેઠે પકડી લાવ્યો અને તેમની પાસે ગામના રક્ષણ માટે કોટ બંધાવ્યો. જેમને ગામમાં રહેવાની રજા નહોતી, જેમને ગામના રસ્તા પર ચોરોની જેમ બીતાં બીતાં ચાલવું પડતું હતું, અને જેમને ગામ બહાર ઉકરડા પર રહેવું પડતું હતું તે હરિજનોને પણ ગામનો કોટ ચણવામાં વેઠ કરવી પડી! જેમ ઈશુ ખ્રિસ્તને પોતે જ જેના પર ચડવાનું હતું, તે ક્રૂસ પોતાને હાથે જ ઉપાડવો પડયો હતો, તેમ પોતાને ગામની બહાર રાખનારો કોટ પણ હરિજનોને પોતાને હાથે ચણવો પડયો.

કડિયાની કંઈ ભૂલ થઈ હશે, અમલદારોએ ઉતાવળ કરી હશે, ગારો પાતળો થયો હશે, ગમે તે કારણ હોય, કોટની દીવાલ પડી ગઈ અને કેટલાક હરિજનો તેની નીચે દબાઈ ગયા. થોડાક લોકોએ દિલગીરી જાહેર કરી, કેટલાક લોકો દુ:ખી પણ થયા, પરંતુ તેમણે તે મરેલાઓને તે માટીના ઢગ નીચે જ પડી રહેવા દીધા. શ્રમજીવીઓની નિદ્રામાં તેઓ શું કરવા ખલેલ પાડે? તે માટી નીચે તેમનાં મડદાં સડી ગયાં, સડેલા માંસની અંતે માટી બની ગઈ અને માત્ર હાડકાં જ બાકી રહ્યાં. પોતાની જ માટી સાથે ભળીને રહેનારાં તે હાડકાંને કેટલી શાંતિ મળી હશે!

પરંતુ તેમની એ શાંતિમાં ખલેલ પાડનારી એક ઘટના બની. કેટલાક સારા 'અભંગ' (દોહા) વાંચીને એક સંતને ખબર થઈ. તે શોધતો શોધતો મંગળવેઢા આવ્યો અને કહેવા લાગ્યો, "ચોખોબાનાં હાડકાં કયાં પડયાં છે? હું એની સદ્‌ગતિ કરવા માગું છું." તેણે પેલો પુરાણો ઢગ ખોદવાનું શરૂ કર્યું. એક પછી એક હાડકાં મળવા લાગ્યાં. તે સંત પુરુષ એક એક હાડકું લઈ તેને કાન પાસે ધરતો જતો અને જે હાડકામાંથી 'વિઠ્ઠલ! વિઠ્ઠલ!' નામનો અવાજ સંભળાતો તેને જુદાં મૂકતો જતો. એમ કરતાં કરતાં તેણે ચોખામેળાનાં બધાં અસ્થિ ભેગાં કર્યાં અને તે પર એક સમાધિ બનાવી.

આજે તો તે હાડની પણ માટી થઈ ગઈ હશે, પરંતુ અખંડ રૂપે 'વિઠ્ઠલ, વિઠ્ઠલ'નું ગાન કરનાર ચોખોબાના અભંગ આજ પણ મહારાષ્ટ્રની અનાસ્થાના ઢગ નીચે છુપાયેલા મળશે. કોઈ કોઈએ એને ભેગા કરીને પુસ્તકોમાં દાટી દીધા છે, પણ એથી ચોખોબાનું શ્રાદ્ધ થવાનું નથી.

ચોખોબાની વાણી શુદ્ધ મરાઠી, કરુણરસથી ભરેલી, પોતાની જાતિ પર થતા અત્યાચારોથી દુ:ખી, પરંતુ ઈશ્વરકૃપાની બાબતમાં આત્મવિશ્વાસથી બોલનારી છે. વર્ણ અને જાતિ, શાસ્ત્ર અને પુરાણ વગેરે બધા ઉપરના વાઘા છે, એમાં ન ફસાવું જોઈએ. આંતરિક મર્મને પિછાનવો જોઈએ — આપણા અને પારકા— હા, આપણે સૌ અત્યાચારી સવર્ણ હિંદુ બિચારા હરિજનોને માટે પારકા જ છીએ! — બધા લોકોને આવો ઉપદેશ દેનારી ચોખોબાની વાણી, આપણા કંઠ અને હૃદયમાં અખંડ નિવાસ કરતી થાય એવું કોઈ કાર્ય આપણે કરવું જોઈએ. કહે છે કે ઈશુએ માનવજાત માટે પ્રાયશ્ચિત્ત કર્યું હતું; કર્યું હશે. પરંતુ ચોખોબાની નમ્ર સેવાએ મહારાષ્ટ્રના હરિજનો માટે ચક્રવૃદ્ધિ વ્યાજને હિસાબે પ્રાયશ્ચિત્ત કર્યું છે એમાં કોઈ શક નથી. ચોખામેળાની પુણ્યતિથિને દિવસે બધા હરિજનોને બોલાવીને એમની પાસે ભજન કરાવીએ. અને આપણે સૌ બેસીને ભજન સાંભળીએ. અને હરિજનો આપણને જે પ્રસાદ આપે તે સ્વીકારીને આપણે તેમને ખાતરી કરાવી આપીએ કે હવે તેઓ આપણે માટે પારકા નથી, પરંતુ આપણા પોતાના જ છે.

૧૯–૧૨–’૩૯

# રાષ્ટ્રીય તહેવારો

## ૪૪. સ્વરાજ્યમહાવ્રત

[એપ્રિલ ૬–૧૩]

વ્રત હોય કે તહેવાર હોય તેની પાછળ કોઈ ને કોઈ મહાન સામાજિક અથવા આધ્યાત્મિક તત્ત્વ રહેલું હોય છે. ચૈત્રી પડવાને દિવસે દક્ષિણ હિંદુસ્તાનમાં ભારે ઉત્સવ મનાય છે કે તે દિવસે શ્રી રામચંદ્રે વાલિનો પરાભવ કરી દક્ષિણ હિંદુસ્તાનને સ્વતંત્રતા અને નિર્ભયતા આપી. તે જ દિવસે પ્રજાઉદ્ધારક શાલિવાહને વિદેશી હૂણ અને શક લોકોના તાપમાંથી પ્રજાને મુક્ત કરી. અને તે કેવી રીતે? માટીનાં પૂતળાંઓમાં સંજીવની રેડી તેમને લડવૈયાઓ બનાવીને.

આજનો આપણો સ્વરાજ્ય-સપ્તાહ એવો જ એક મહાવ્રતનો દિવસ છે. સ્વરાજ્યસ્થાપના થયા બાદ તે ઉત્સવનો દિવસ થશે, તેની પાછળ અનેક તારક તત્ત્વો રહેલાં છે. આ સપ્તાહમાં માટીના પૂતળા જેવી બનેલી પ્રજામાં સત્યાગ્રહ-સંજીવની રેડાઈ, જેથી પેટે ચાલતું રાષ્ટ્ર ઊભું થયું. આ જ સપ્તાહની પ્રેરણાને બળે સૈકાંઓથી પરસ્પર લડી હાડવેર કેળવતા હિંદુમુસલમાન એક થયા અને એ જ એકતાને લીધે આટલા દિવસ અશક્ય ભાસતું સ્વરાજ એકાએક પ્રકટ થયું હોય એમ દેખાવા લાગ્યું છે. નિરાશામાં જ ઊછરેલા અનેકોને તો એમ જ થઈ રહ્યું છે કે સ્વરાજ આટલું વહેલું સંભવિત જ કેમ થઈ શકે? પણ સ્વરાજ્યનું

આગમન એટલું બધું પ્રત્યક્ષ છે કે તે માનવાની તૈયારી હોય કે ન હોય, તે માન્યા વગર છૂટકો રહ્યો નથી.

જેઓ આટલા કાળ અશક્ય અશક્ય કહેતા હતા તેઓ આજે આ બધી શી ઇંદ્રજાળ ઊભી થઈ છે એમ કહેવા લાગ્યા છે. પણ એમાં ઇંદ્રજાળ શાની? કલાકે ચાળીસ માઈલના વેગથી ચાલતી રેલગાડીને જો પવનના દબાણથી એકદમ ઊભી કરી શકાય છે તો એક ઉન્મત્ત સલ્તનતને અસહકારને બળે ઠેકાણે લાવવી એમાં કઈ ઇંદ્રજાળ છે?

પોતાને પગે ચાલી આવતા આ સ્વરાજ્યને આપણે કેવી રીતે વધાવીશું? આપણું હૃદયમંદિર સ્વરાજ્ય દેવતાને વસવા જેટલું શુદ્ધ અને પવિત્ર છે કે કેમ એ આપણે તપાસવું જોઈએ, તેથી જ આ અઠવાડિયાને આપણે આત્મશુદ્ધિનું સપ્તાહ કહીએ છીએ.

આ સપ્તાહમાં આપણે સર્વ વ્યસનોનો ત્યાગ કરવાનો નિશ્ચય કરીએ. સ્વરાજ્યફાળામાં યથાશક્તિ દ્રવ્ય આપીએ છીએ. આ કંઈ દાન નથી. સ્વરાજ્યનો એક મરજિયાત કરવેરો છે. સ્વરાજ્ય એટલે જબરાઈનો અભાવ. તેથી દરેક જણ પોતાની શ્રદ્ધા પ્રમાણે વધારેમાં વધારે કરવેરો આપી દે. રામરાજ્ય બીજું કેવું હોઈ શકે? સત્તાનો ઉપયોગ કર્યા વગર રાષ્ટ્રીય મહાસભા હિંદ ઉપર રાજ્ય ચલાવી રહી છે. રામરાજ્યમાં આથી વધારે શું હોય?

આજે આપણે હૃદયસ્થ પરમાત્માની પ્રાર્થના કરીએ કે હે હૃદયસ્થ દેવ! હે જનતારૂપી જનાર્દન! અમને સ્વરાજ્યના સાચા ઉપાસક બનાવ. સ્વરાજ્ય ઉપરની અમારી શ્રદ્ધા ચળે તે પહેલાં જ અમારા શરીરમાંથી અમારા પ્રાણ ચાલ્યા જાઓ! અમે આજ સુધી બહુ દુ:ખ વેઠ્યું છે, તેથી કોઈના ઉપર દુ:ખ ગુજારવાની અમને બુદ્ધિ ન થાઓ; આજ સુધી પરાધીનતામાં સડ્યા છીએ, તેથી કોઈનું સ્વાતંત્ર્ય ખૂંચવી લેવાની વૃત્તિ કે શક્તિ અમારામાં ન આવો. સામ્રાજ્યના અમર્યાદ મદના ભોગ થઈ પડ્યા છીએ, કોઈ કાળે ઐહિક સામ્રાજ્ય સ્થાપવાની લાલસા અમારા હૃદયમાં ઉત્પન્ન ન થાઓ. સામ્રાજ્ય એક તારું જ સ્થપાઓ અને આટલી તપશ્ચર્યાથી પુનિત થયેલું આ રાષ્ટ્રીય સપ્તાહ કોઈ કાળે કલુષિત ન થાઓ. અનંતકાળ આ સપ્તાહ સત્ય, અહિંસા અને સંયમના ઉત્સવરૂપે દુનિયામાં શાશ્વત થાઓ!

૧૨–૪–’૨૧

## રાષ્ટ્રીય સપ્તાહ

**એપ્રિલ ૬ થી ૧૩** **૮ દિવસ**

આ રાષ્ટ્રીય ઐક્યના પર્વને પ્રસંગે સૂતરને તાંતણે બધાં હૃદયો એકત્ર બાંધવાં, એ જ એકમાત્ર કાર્યક્રમ હોઈ શકે. હિંદુસ્તાનવાસી દરેકને માથે સમાન સંકટ

ધર્મને ખાતર પ્રાણ અર્પણ કરનારા હિંદુસ્તાનના લોકોએ આટલી સહેલાઈથી પોતાની સ્વતંત્રતા જતી કરી એ કંઈ નાનુંસૂનું આશ્ચર્ય ન કહેવાય. 'બંદૂકોની કારતૂસોને ચરબી લગાડેલી હોય છે' એટલા કારણસર બળવો કરનારાઓએ પા સૈકાની અંદર જ સરકારનો હુકમ થતાંની સાથે જ પોતાની પાસેનાં બધાં શસ્ત્રો આપી દીધાં. શસ્ત્રસંન્યાસ કરવાને આટલી સહેલાઈથી તૈયાર થનાર રાષ્ટ્રને બાયલાઓનું રાષ્ટ્ર કહીએ કે શું? હિન્દની જનતામાં મર્દાઈ જેવું કશું રહ્યું જ ન હતું એમ માનવું કે શું?

ના. આપણું રાષ્ટ્રીય જીવન બહુ રાજકીય ન હતું. રાજકીય વસ્તુઓનો વેપાર કરવાનું કામ રાજાનું, કે રાજાની ગાદી ચલાવનારા રાજપુરુષોનું. જનતાને તેની સાથે ઝાઝી નિસબત ન હતી. જે કોઈ રાજ્ય કરશે તે છેવટે નરકમાં જશે; જે ધર્મનું પાલન કરે તે જ ખરો રાજા, પછી તે સ્વકીય હો કે પરકીય હો: આવી આપણા લોકોની મનોવૃત્તિ હોય એમ લાગે છે.

રાજસત્તાની પકડ કેવી જબરી હોય છે તેની આપણા લોકોને ઝાઝી કલ્પના જ નહોતી. અંગ્રેજોએ એ ભાન આપણને કરાવ્યું. તેમને અહીં બધું જ પોચું દેખાયું, એટલે તેમણે તેનો ફાવે તેમ ગેરલાભ લીધો. રાજાઓએ પોતાનું રાજપદ વેચી દીધું; લોકોએ હથિયારો છોડી દીધાં. પંચાયતો નાશ પામી. ઉદ્યોગધંધાની પાયમાલી થઈ. વેપારનો સાવ સંકોચ થયો. સામાજિક આગેવાનો પદચ્યુત થયા. કેળવણીની પરંપરા થંભી ગઈ. ધર્મમાં ચાલતી આવેલી નિર્વીર્ય રૂઢિઓને રક્ષણ મળ્યું. સમાજદ્રોહની પ્રતિષ્ઠા વધી. સામાજિક જીવનની વચ્ચે અને લશ્કરની વચ્ચે સંબંધ ન રહ્યો, અને રાજ્ય ચલાવવાને આપણે નાલાયક છીએ એવો સિક્કો કપાળે ચોંટયો. ગમે તેટલા ઐતિહાસિક પુરાવાઓ રજૂ કરવા છતાં એ વાત કેમે કરીને ખોટી પુરવાર થઈ નહીં.

આવી રીતે ચોમેરથી હારેલો અને વેરણછેરણ થયેલો સમાજ જ્યારે જાગ્રત થયો ત્યારે 'સ્વતંત્રતા એ જ માનવજીવનનો પ્રાણ છે' એ વાત તેને ગળે ઊતરી. પરતંત્રતાનું દુઃખ નરકયાતનાઓ કરતાં પણ ખરાબ છે એની તેને ખાતરી થઈ.

આમાંથી ત્રણ ચળવળો પેદા થઈ: એક રાજકીય, બીજી સામાજિક અને ત્રીજી ઔદ્યોગિક.

આમાંની ઔદ્યોગિક પ્રવૃત્તિને ક્યાંક વ્યક્તિગત સ્વાર્થે ઘેરી લીધી, ક્યાંક કૌશલ્યનો અભાવ નડયો, અને ક્યાંક વ્યવસ્થાશક્તિની ઊણપ મારક નીવડી. ઔદ્યોગિક ચળવળ આમજનતાના ઉદ્ધાર માટે છે એ વાત જ લોકોના ધ્યાનમાં આવી ન હતી. આ દોષ હજુ પણ દૂર થયો નથી.

સામાજિક ચળવળની બાબતમાં રૂઢિધર્મ સારી પેઠે નડયો. આંધળી રૂઢિ, ઉચ્ચ-નીચપણાની લાગણી અને સ્વ-પરભાવ એ ત્રણેએ મળીને માણસાઈનો નાશ કર્યો. આપણી સામાજિક ચળવળ છીછરી અને કેવળ દેખાવની નીવડી. આને પરિણામે સામાજિક સંગઠન કેમે કરીને મજબૂત થઈ શક્યું નહીં. આ દોષ પણ હજી આપણને નડયા કરે છે.

રાજકીય ચળવળ ચલાવનારા આગેવાનો ખાનગી રીતે એમ કહેતા કે, શસ્ત્ર-હીન અને ધનહીન પ્રજા કદી માથું ઊંચું કરી શકે નહીં. પરમેશ્વર જ કોઈક સંકટ ઊભું કરીને 'આ લોકોને' ભોંયભેગા કરે ત્યારે ખરું. તો જ આપણે આ લોકોની નાગચૂડમાંથી છૂટી શકીશું.

આપણા લોકોએ બળવાનાં અને દહેશત બતાવવાનાં કાવતરાંના ગુપ્ત પ્રયત્નો કરી જોયા, પણ સ્વાતંત્ર્યપ્રાપ્તિને માટે જેટલી તૈયારી જોઈએ તેના પ્રમાણમાં એ બધા પ્રયત્નો 'દરિયામેં ખસખસ' જેવા હતા.

લોકજાગૃતિ વિના કંઈ પણ થઈ શકે નહીં એ ઓળખીને અરજીઓ અને વિનંતીઓ દ્વારા લોકજાગૃતિ કરવાનું અને જનતામાં અસંતોષ ચેતવવાનું કામ રાષ્ટ્રપુરુષોએ રાષ્ટ્રીય મહાસભા મારફત શરૂ કર્યું, આ પ્રવૃત્તિમાં એક પેઢી વીત્યા પછી મહાત્મા ગાંધીએ એક મોટી શોધ કરી. અને તે એ કે, આપણા રાષ્ટ્રે હથિયારોનો જે ત્યાગ કર્યો હતો તે કેવળ કાયરતાથી નહીં પણ આપણા રાષ્ટ્રનું સામર્થ્ય જ શસ્ત્રેતર ક્ષેત્રમાં રહેલું છે તેથી કર્યો હતો. આને પરિણામે જે વસ્તુનું ભાન લોકોને ન હતું તે ગાંધીજીએ તેમને કરાવી આપ્યું. અહિંસક પ્રતિકારનું સામર્થ્ય રાષ્ટ્રમાં સુપ્તપણે પડેલું હતું એટલે જ ગાંધીજી તેને જાગ્રત કરી શક્યા.

ધર્મનું હાર્દ સત્ય, અહિંસા, ત્યાગ અને બલિદાનમાં રહેલું છે એ વાત ગાંધીજીએ શોધી કાઢી. ધર્મને નામે ચોમેર પ્રવર્તેલી બધી રૂઢિઓને કોરે ઠેલીને, તેમ જ સાંપ્રદાયિક અભિમાનની જાળમાં ન ફસાતાં તેમણે સાચી ધાર્મિકતાનું 'ચયન' કર્યું અને એ શક્તિનો ઉપયોગ સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે શી રીતે કરવો તે તેમણે રાષ્ટ્રને શીખવી દીધું.

રાષ્ટ્રના મૂળભૂત સ્વભાવને અનુકૂળ એવી આ ઉપાય-યોજના હોવાથી થોડા જ પ્રયત્ન વડે કલ્પનાતીત ફળ આપણને મળ્યું. એમાંય વળી આપણા પૂર્વજોએ ભવિષ્ય ભાખ્યું હતું તે પ્રમાણે, રાજકર્તાઓ જગદ્વ્યાપી આપત્તિમાં સપડાયા અને સારી પેઠે ક્ષીણવીર્ય થયા, અને હિંદુસ્તાનને — રાજકીય તેજથી દીપી રહેલા હિંદને — પોતાના તાબામાં રાખવા જેટલું જોર તેમના કાંડામાં રહ્યું નહીં. તેથી આજે આપણે સ્વતંત્ર થઈ રહ્યા છીએ. આપણો રાજકીય પ્રયત્ન, મહાત્મા ગાંધીની લોકોત્તર પ્રેરણા, તેમની બાહોશ આગેવાની અને જગતની પરિસ્થિતિ એ બધાના સંયોગે કરીને આપણે આજે સ્વતંત્ર થઈએ છીએ.

જાગેલા હિંદને પોતાના દોષો સ્પષ્ટપણે દેખાવા લાગ્યા છે અને અસહ્ય થયા છે. અને એ દોષો દૂર કરવાનું કામ કેટલું કપરું છે તેનો પ્રત્યય થવાથી વિજયની ક્ષણે પણ રાષ્ટ્ર બેબાકળું થયું છે. પણ આ જ ક્ષણે આપણે એ પણ ન ભૂલવું જોઈએ કે, આજે જેટલી પ્રજાકીય જાગૃતિ થઈ છે અને આગેવાનોમાં તેમ જ જનતામાં વિશેષ રાષ્ટ્રીય સદ્ગુણોનું જેટલું સંવર્ધન થયું છે તેટલું, આટલા વ્યાપક પ્રમાણમાં, ગયાં દસ હજાર વર્ષમાં કદી થયું હોય એવું ઈતિહાસ પરથી જણાતં નથી.

આજે જયારે સમાજમાંના દુર્ગુણો ડહોળાઈને સપાટી ઉપર આવ્યા છે તે વખતે પણ રાષ્ટ્રીય સામર્થ્યમાં હિંદુસ્તાન એશિયાની આગેવાની કરે છે એ વાત સ્પષ્ટ થઈ છે. અને રાજકીય ધ્યેયવાદમાં તો આખી દુનિયાનું નેતૃત્વ આજે હિંદુસ્તાન પાસે આવ્યું છે.

આપણા ઋષિઓએ સાચું જ કહ્યું છે કે, धर्मस्य त्वरिता गतिः।

પણ આપણે જે મેળવ્યું છે તે ટકાવવું શી રીતે એ સવાલ આજે સૌથી મહત્ત્વનો છે. સામાજિક શુદ્ધિ અને સામાજિક સંગઠનમાં જે કચાશ રહી તેને લીધે સ્વાતંત્ર્ય-ઘરમાં ચીરો પડયો છે. આપણી ઔદ્યોગિક તૈયારીમાં તત્ત્વનિષ્ઠા નથી, કૌશલ્ય નથી, પ્રજાનિષ્ઠા નથી કે સંગઠનચાતુર્ય પણ નથી. તેથી આજના સ્વાતંત્ર્ય-પર્વમાં ભૂખમરો વેઠવાનો વારો આવ્યો છે. અને રાજ્ય ચલાવવા માટે જોઈતી સર્વાંગીણ દૃષ્ટિને અભાવે ડગલે ને પગલે ભૂલો થઈ રહી છે. તેમ છતાં જે પરમેશ્વરની કૃપાથી આપણે જેમતેમ કરીને અહીં સુધી આવી પહોંચ્યા છીએ તેની જ કૃપાથી આપણે બધાં સંકટોમાંથી સલામત પાર પડીશું, અને એ જ કૃપા આપણને દુનિયાની સર્વોત્તમ સેવાને માટે યોગ્ય બનાવશે એવી આસ્તિક શ્રદ્ધાથી આપણે આજનો સ્વાતંત્ર્યદિન ઊજવીએ, અને નમ્રતાથી વિશ્વસેવાની દીક્ષા લઈએ.

૧૫–૮–’૪૭

## ૩. સ્વાતંત્ર્યલક્ષ્મીનું મનન

જે સાલમાં અને જે મહિનામાં કૉંગ્રેસનો જન્મ થયો, તે જ સાલમાં અને તે જ મહિનામાં થોડા દિવસ પહેલાં મારો જન્મ થયો! પૂનામાં કૉંગ્રેસ ભરાઈ ત્યારે મારા બાળ-કાનોએ કૉંગ્રેસનું નામ સાંભળ્યું! ૧૯૦૬ની સાલમાં હિંદુસ્તાનના સ્વાતંત્ર્યપ્રીત્યર્થે આયુષ્ય અર્પણ કરવાની મેં પ્રતિજ્ઞા લીધી. ૧૯૧૪માં પહેલી કૉંગ્રેસ મુંબઈમાં જોઈ. નાગપુરની કૉંગ્રેસમાં સભાસદ થઈને 'સામ્રાજ્યના છત્ર હેઠળનું સ્વરાજ' એ ધ્યેય રદ કરવા માટે હાથ ઊંચો કર્યો. ૧૯૨૨–૨૩ની સાલમાં પહેલી વાર જેલમાં જઈ સ્વાતંત્ર્યનો પહેલો અનુભવ લીધો. ૧૯૪૨ની સાલમાં ઑગસ્ટની આઠમી તારીખે રાત્રે મહાત્માજીને મોઢે, આખા રાષ્ટ્રની સાથે દીક્ષા લીધી, કે આજથી આપણે સ્વતંત્ર છીએ. અત્યારે ૧૯૪૭ની સાલમાં ૧૫મી ઑગસ્ટે હું મુક્તકંઠે ગાઈશ –

सर्व प्रयत्नें, अम्हां देखतां, वसुंधरा सुंदरा
लेई श्रीमत् स्वात्रंत्याचा भुवन-रुचिर विजवरा.

"અમારા બધાના પ્રયત્ને કરીને આ સુંદર વસુંધરા શ્રીમતી સ્વતંત્રતાની ત્રૈલોકયસુંદર દામણી અમારા દેખતાં જ ધારણ કરે છે."

અને પછી દસે દિશાઓ ગાજી ઊઠશે –

आणिक गंधर्वमुखी जिकडे तिकडे हि तननननम् तननम्

"અને પછી ચોમેર ગંધર્વોને મોઢે તનનનનમ્ તનનમ્ સંભળાવા માંડયું."

આવા આ મંગળ પ્રસંગે એક જ વિચાર મનમાં ઘોળાય છે — અખંડ જાગૃતિ સિવાય અને અમર્યાદ ઉદારતા સિવાય આ રાષ્ટ્ર ટકવાનું નથી. લોકશાહીનું રાજ્ય ટકાવવું સહેલું નથી હોતું. લોકરાજ્ય સ્થાપનારા અને ટકાવનારા આપણા પૂર્વજોએ લખી રાખેલું છે —

सर्वे महत्त्वं इच्छन्ति कुलं तद् अवसीदति ।
सर्वे यत्र विनेतारः राष्ट्रं तद् नाशम् आप्नुयात् ॥

"બધા જ જ્યાં મોટાઈ ઈચ્છતા હોય છે તે કુટુંબ બેસી જાય છે. બધાને જ જ્યાં નેતાગીરી માણવાની ચળ હોય છે તે રાષ્ટ્ર નાશ પામે છે."

લોકશાહી ટકાવવી હોય તો લોકોમાં કયા કયા ગુણ પચેલા હોવા જોઈએ તેનું સવિસ્તર વર્ણન શાક્યકુળના રાજપુત્ર ગૌતમે — બુદ્ધ ભગવાને — આપી રાખેલું છે. સ્વરાજ્ય ટકે એવી ઈચ્છાવાળા લોકોએ તે શોધી કાઢીને વાંચવું અને તેનું મનન કરવું.*

---

* ઉપર જેનો ઉલ્લેખ કરેલો છે તે નિયમો બતાવતો ખંડ નીચે ઉતાર્યો છે:

મગધ દેશની ઉત્તરે વજ્જી નામના મહાજનોનું બળવાન રાજ્ય હતું. એમને લિચ્છવી પણ કહેતા. એ રાજ્ય મહાજનસત્તાક હોઈ શાક્યોનાં રાજ્યોની પદ્ધતિ પ્રમાણે ચાલતું હતું. હવે મગધરાજ અજાતશત્રુ એ વજ્જીઓ ઉપર ખૂબ દાઝે બળતો હતો. વજ્જીઓનો નાશ કરવા તે તત્પર થઈ રહ્યો હતો. એક દિવસ તેણે પોતાના વસ્સકાર નામના અમાત્યને કહ્યું કે "રે બ્રાહ્મણ, તું બુદ્ધ પાસે જઈને એમ કહે કે મગધરાજ વજ્જીઓનો ઉચ્છેદ કરવા ઇચ્છે છે. એ સંબંધે બુદ્ધનો શો મત છે તે મારે જાણવું છે."

અજાતશત્રુની આજ્ઞા પ્રમાણે વસ્સકાર બ્રાહ્મણ ગૃધ્રકૂટ પર્વત પર બુદ્ધ રહેતા હતા ત્યાં ગયો, અને પોતાના રાજાનો મનોરથ તેણે બુદ્ધને જણાવ્યો. તે વેળાએ આનંદ ભગવાન બુદ્ધને પંખો નાખતો હતો: તેની તરફ વળીને બુદ્ધ બોલ્યા, "આનંદ, આજ સુધી વજ્જીઓ વારંવાર એકત્ર થઈ રાજકારણનો વિચાર કરે છે કે?"

"હા ભગવન્" આનંદે ઉત્તર આપ્યો.

"આનંદ, વજ્જીઓ જ્યારે એકત્ર થાય છે અને પછી જ્યારે ઘેર જાય છે ત્યારે તેમનામાં એકસરખો સંપ હોય છે કે?"

"હા ભગવન્, એમ મારા સાંભળવામાં આવ્યું છે."

"પોતાના કરેલા કાયદાનો વજ્જીઓ ભંગ કરતા નથી ને? કિંવા કાયદાનો મનમાનતો ગમે તેવો અર્થ કરતા નથી ને? તે કાયદાને અનુસરીને વર્તે છે ને?"

"હા ભગવન્, વજ્જીઓ કાયદાસર વર્તે છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે."

"વૃદ્ધ રાજકારણી પુરુષોને વજ્જીઓ માન આપી તેમની સલાહ વારંવાર લે છે કે?"

"હા ભગવન્, વજ્જીઓના રાજ્યમાં વૃદ્ધ રાજકારણી પુરુષોનું સારું સન્માન થાય છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે."

"તે પોતાના રાજ્યમાં વિવાહિત કે અવિવાહિત સ્ત્રીઓ પર બળાત્કાર કરતા નથી ને?"

"ભગવન્, વજ્જીઓના રાજ્યમાં સ્ત્રીજાતિનું માન બરાબર સચવાય છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે."

આપણે સ્વતંત્ર થયા, સ્વર્ગ હાથમાં આવ્યું, એમ માનીને આપણે સ્વર્ગીય ઉપભોગોની પાછળ ન પડી જઈએ એટલા માટે પરમેશ્વરે આપણા સ્વાતંત્ર્યને ખાસું મોટું બાડું કરી મૂકેલું છે. તે ઉપરથી આપણી આ પછીની સાધના સ્પષ્ટ થઈ ગઈ છે. જાતિ, ધર્મ, ભાષા, અધિકાર, સંપત્તિ, બુદ્ધિમત્તા, એ બધાંના અભિમાનથી સંકુચિત ન બનતાં બધાએ એકમેકનો સ્વીકાર કરવો જોઈએ. તેમ ન કર્યું તો મળેલું સ્વાતંત્ર્ય જોતજોતામાં નાશ પામી જશે.

ઑગસ્ટ, '૪૮

## આઝાદીદિન

**ઑગસ્ટ ૧૫** **૧ દિવસ**

આપણો આઝાદીદિન દુનિયાના ઈતિહાસમાં અદ્વિતીય એવો કરુણભવ્ય દિવસ છે. લોહીનું એક ટીપું રેડયા વગર અને જાલિમો પ્રત્યે છાંટાભાર દ્વેષ વધાર્યા વગર આપણે આઝાદ થઈ શકયા એ આ દિનની ભવ્યતા છે. અને એ આઝાદી સાથે દેશના ભાગલા પડયા તથા અંદર અંદર વેરઝેર વધ્યાં એ એનો કરુણ ભાગ લગભગ અસહ્ય નીવડયો છે. અને એ કરુણ હિસ્સામાંથી જ ભારતની આઝાદીના સર્જક મહાત્મા ગાંધીજીનું બલિદાન નીપજ્યું છે.

તેથી આઝાદીદિન પરમ ઉત્સવનો દિન હોવા છતાં એ દિનની ઉજવણીમાં મોજમજા અને ગાનતાન ન હોઈ શકે.

આ દિવસે કૉંગ્રેસનો ઈતિહાસ અને એમાં ગાંધીજીની અહિંસાએ ભજવેલો ફાળો એનું વિવેચન મુખ્યત્વે આવે. શ્રી દાદાભાઈ નવરોજી અને લોકમાન્ય ટિળકથી માંડીને જે જે રાષ્ટ્રપુરુષોએ આઝાદી મેળવવા માટે અનવરત તપસ્યા કરી હોય અથવા ઉજ્જ્વળ આપભોગ આપ્યો હોય તેમનું ચરિત્રકીર્તન એ આ

---

"વજ્જીઓનાં શહેરમાંનાં કે શહેર બહારનાં જે દેવસ્થાનો છે, તેમની તેઓ યોગ્ય સંભાળ લે છે ને?"

"હા ભગવન્, પોતાનાં દેવસ્થાનોની યોગ્ય સંભાળ તેઓ લે છે, એમ મેં સાંભળ્યું છે."

'આનંદ, પોતાના રાજ્યમાં આવેલા અર્હંત સુખેથી રહે અને ન આવેલા અર્હંતોને પોતાના રાજ્યમાં આવવાનું ઉત્તેજન મળે, એ માટે વજ્જીઓ અર્હંતોને કોઈ પણ પ્રકારે ત્રાસ પહોંચવા દેતા નથી ને?"

"ભગવન્, વજ્જીઓ સાધુસંતો તરફ ઘણો આદર રાખે છે, અને તેમનું યોગ્ય પાલન કરે છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે."

બુદ્ધે વસ્સકાર બ્રાહ્મણને કહ્યું, "હે બ્રાહ્મણ, હું એક વખત વૈશાલીમાં રહેતો હતો, તે વખતે મેં અભ્યુન્નતિના આ સાત નિયમો વજ્જીઓને કરી આપ્યા છે. આ સાત નિયમોને અનુસરીને જ્યાં સુધી વજ્જીઓ વર્તશે ત્યાં સુધી તેમની ઉન્નતિ જ છે, અવનતિ થનાર નથી."

— મહાપરિનિબ્બાન સુત્ત–દીઘ૦–વગ્ગ–૨

દિવસનો એક મુખ્ય ભાગ થવો જોઈએ. સ્વરાજ્ય એટલે સર્વરાજ્ય, સ્વતંત્રતા એટલે સૂર્યોદય એ વસ્તુનું વિવેચન પણ આજને દિવસે વિસ્તારપૂર્વક કરવું જોઈએ. સ્વતંત્રતા એ કેવળ રાજકીય, સામાજિક અથવા આર્થિક હાલત કે આદર્શ નથી પણ એ જીવનના અંગપ્રત્યંગમાં વિલસતી આધ્યાત્મિક સ્થિતિ છે એ વસ્તુ પર ભાર મૂકવો જોઈએ. અને જ્યાં સુધી દુનિયામાં એક પણ દેશ, કોમ, વર્ગ કે વ્યક્તિ પરતંત્ર દશા ભોગવે છે ત્યાં સુધી હિંદુસ્તાન ખરેખર આઝાદ થયું નથી, એ વસ્તુ પર પણ ભાર મૂકતાં ભૂલવું ન જોઈએ.

આઝાદીને દિને, આઝાદી વિશેની આપણી કલ્પના વધુ ને વધુ ઉજ્જ્વળ કરતી પ્રતિજ્ઞા લેવી જ જોઈએ અને ભિન્ન ભિન્ન દેશના લોકો કઈ રીતે આઝાદ થતા ગયા એનું પણ વિવેચન આ દિવસે થાય તો સારું. એક આખા દિવસનો આ તહેવાર છે અને તે પ્રમાણે એનો કાર્યક્રમ અનેકાનેક વસ્તુઓથી ભરેલો હોવો જોઈએ.

હિંદુસ્તાન માટે પૂ. ગાંધીજીએ કેવો સર્વાંગીણ આદર્શ રજૂ કર્યો છે એનો ચિતાર આ દિવસે જનતા આગળ રજૂ થવો જોઈએ.

## ૪૭. ગોખલેજીને શ્રદ્ધાંજલિ*

[ફેબ્રુઆરી ૧૯]

આજનો દિવસ શ્રાદ્ધનો છે. શ્રાદ્ધ એટલે શ્રદ્ધા વડે ભૂતકાળને જીવતો રાખવાનો એક અદ્ભુત ઉપાય. ગોખલેજી આ લોક છોડી ગયા તેને આજ સાત વર્ષ થયાં છે, છતાં હજુ આપણે તેમની પાસેથી પ્રેરણા લઈએ છીએ, સ્ફૂર્તિ લઈએ છીએ, અખંડ સેવાની દીક્ષા લઈએ છીએ અને આ રીતે તેમને આપણે આપણામાં જીવતા રાખીએ છીએ. ૧૯૧૫ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખ સુધી તેઓ પોતાના પ્રાણે જીવતા હતા, આજે તેઓ આપણા પ્રાણે જીવી શકે છે. આપણામાં જેટલો પ્રાણ હશે તેટલા જ તેઓ જીવશે. ગોખલેજીના જીવને આપણામાં જે જીવન રેડયું તે જો આપણામાં જીવશે તો ગોખલેજી હજીયે જીવશે. તે જીવન આપણામાં વધશે તો ગોખલેજી ચડશે. અને જયારે તે જીવન આપણામાંથી સમૂળું ખૂટશે ત્યારે જ ગોખલેજી ગુજરી જશે. આજે આપણે અહીંયાં ભેગાં થઈ ગોખલેજીનું શ્રાદ્ધ કરી રહ્યાં છીએ. તે દ્વારા આપણે કહીએ છીએ કે ભારતસેવક ગોખલે ઘણું જીવો.

કોઈ પણ માણસનું જીવન જુઓ, તેમાં ફેરફાર થતા જ જાય છે. જીવન એટલે જ પરિવર્તન. જીવન એટલે જ પ્રગતિ. પ્રતિવર્ષે, પ્રતિ દિવસે અને પ્રતિ

* ૧૯૨૨ની ગોખલેજયંતી નિમિત્તે મુંબઈમાં ભગિની સમાજ આગળ અર્પેલી શ્રદ્ધાંજલિ.

ક્ષણે માણસનો અનુભવ વધતો જાય છે, માણસની દૃષ્ટિ વિશાળ થતી જાય છે અને માણસનું જીવન વિકસતું જાય છે. વિદ્યાર્થી ગોખલે કરતાં અધ્યાપક ગોખલે આગળ વધ્યા, અર્થશાસ્ત્રી ગોખલે કરતાં નામદાર ગોખલે શ્રેષ્ઠ નીવડ્યા, નામદાર ગોખલે કરતાં રાષ્ટ્રનાયક ગોખલે શ્રેષ્ઠ થયા. આમ ગોખલેજીની શ્રેષ્ઠતા દહાડે દહાડે વધતી જ ગઈ છે. સામાન્ય લોકો માને છે કે મૃત્યુ સુધી જ માણસ વધે છે, પણ એમાં ભૂલ છે. જીવતા ગોખલેજી કરતાં રાષ્ટ્રના હૃદયમાં વસતા આજના ગોખલેજી અનેક દરજ્જે શ્રેષ્ઠ છે. જીવતા ગોખલે સૂતા હતા, કામ કરી થાકતા હતા, કંટાળતા હતા, વખતે ચિડાતા પણ હતા, પણ આજના ગોખલે – હૃદયસ્થ ગોખલે આદર્શ છે, આજની તેમની દેશસેવા અમર્યાદ અને અખંડ છે અને દહાડે દહાડે તે ચડતી જશે અને વિશુદ્ધ થતી જશે.

આ શક્તિ કોની છે? આ શક્તિ શ્રાદ્ધની છે. શ્રાદ્ધ એટલે સ્મૃતિ નથી, શ્રાદ્ધ એટલે ઈતિહાસનું અધ્યયન નથી. શ્રાદ્ધ એ અમૃત સંજીવની છે. સ્મૃતિ દુઃખરૂપ હોય છે અને દુઃખની પેઠે જ તે અલ્પજીવી હોય છે. જેમ દુઃખનો અંત આવે છે તેમ સ્મૃતિ પણ ભૂંસાતી જાય છે. દુઃખ જેમ આપણને દુર્બળ કરે છે તેમ સ્મૃતિ પણ આપણને કરુણાર્દ્ર કરી નાખે છે. ઈતિહાસની પણ એ જ દશા છે. ઈતિહાસ ચાલતો નથી, વધતો નથી. ઈતિહાસની સ્થિરતા મારક હોય છે. ઈતિહાસમાં જીવન નથી હોતું. ઈતિહાસ એ પૂતળું છે, છબી છે. નવ વર્ષની બાળા જ્યારે પ્રસન્નતાથી હસે છે ત્યારે તેમાં કેટલું અપૂર્વ ચૈતન્ય, માધુર્ય અને પાવિત્ર્ય હોય છે! પણ એ જ હાસ્યની છબી પાડો કે મૂર્તિ બનાવો અને જુઓ. એની સ્થિરતા જ બધું મારી નાખે છે. ઈતિહાસનું પણ એમ જ છે. ઈતિહાસ સત્યનું વર્ણન સ્થિર કરવા જાય છે અને તેમાં જ તે અસત્યરૂપ બની જાય છે. ઈતિહાસ એ સત્યનું પ્રેત છે. ઈતિહાસ વ્યક્તિનું અને રાષ્ટ્રનું સ્વરૂપ સ્થિર કરી એક રીતે એને નિર્જીવ કરી નાખે છે.

શ્રાદ્ધ એથી જુદી જ વસ્તુ છે. શ્રાદ્ધ મૃત વ્યક્તિને અમર કરે છે. રામાયણ-મહાભારત ઈતિહાસ નથી પણ શ્રાદ્ધ છે. તેથી જ તે રાષ્ટ્રીય ગ્રંથો યુગે યુગે રાષ્ટ્રમાં પ્રાણ રેડતા આવ્યા છે. ઈતિહાસમાં એ શક્તિ નથી. આપણે વાર્ષિક શ્રાદ્ધ દ્વારા પૂજ્ય વ્યક્તિને દહાડે દહાડે વધારે રાષ્ટ્રીય બનાવીએ છીએ. સને ૧૮૬૬-થી ૧૯૧૫ સુધી જીવતા ગોખલેજી કેવા હતા તેનો યથાર્થ ચિતાર ઈતિહાસ ભલે ચીતરી રાખે, આપણને તેની દરકાર નથી. જે ગોખલે આજે આપણા હૃદયમાં છે તેનું જ આપણે દર્શન કરીએ, તેનું સ્મરણ કરીએ, તેની જ પાસેથી દેશસેવાની દીક્ષા લઈએ. તે વખતના ગોખલે આપણને કહેતા હતા કે 'વધારે પૈસા આપવા પડે તોપણ સ્વદેશી કપડાં જ વાપરો.' તે જ ગોખલે આજે હૃદયમાં પ્રવેશ કરી આપણને કહે છે કે 'પૈસાનો વિચાર કરો જ મા, ખાદી જ વાપરો.' હૃદયસ્થ ગોખલે કહે છે કે હું અર્થશાસ્ત્રનો અધ્યાપક હતો, પણ આજે તમને કહું છું કે ધર્મશાસ્ત્ર આગળ અર્થશાસ્ત્ર શૂન્ય છે. જે ધર્મશાસ્ત્રને વશ રહે છે તે જ સાચું

અર્થશાસ્ત્ર. ખાદી વાપરનાર હિંદુસ્તાનનું કોઈ કાળે આર્થિક અકલ્યાણ થવાનું નથી; કેમ કે ખાદીમાં ધર્મ રહેલો છે.

સરયૂ નદીને કાંઠે રહેતા રામે શું કર્યું, તેનું જીવન કેવું હતું, તે આપણે બરાબર જાણી શકતા નથી; આપણને તેની ગરજ પણ નથી. પણ વાલ્મીકિના પ્રતિભાસ્રોતમાં જન્મેલા અને આર્યાવર્તના હૃદય પર રાજ્ય કરતા રાજા રામચંદ્રને જ આપણે જાણવા માગીએ છીએ; ઐતિહાસિક રામ કરતાં વાલ્મીકિના રાષ્ટ્રીય રામે જ ભારતવર્ષનું વધારે કલ્યાણ કર્યું છે. વિરહી દુષ્યંત જેમ શકુંતલાની ભાવ-ગમ્ય છબી ચીતરતો હતો અને શકુંતલાનું જેમ જેમ ધ્યાન વધે તેમ તેમ 'યદ્યત્સાધુ ન ચિત્રે સ્યાત્ક્રિયતે તત્તદન્યથા' એમ કહી ફેરફાર કર્યે જ જતો હતો છતાં તે શકુંતલાની જ છબી રહેતી, તેમ જ આપણે રાષ્ટ્રીય પુરુષોના શ્રાદ્ધમાં કરીએ છીએ — તેમની રાષ્ટ્રીય આવૃત્તિ કાઢીએ છીએ.

આમ કરવામાં જેટલો લાભ છે તેટલું જોખમ પણ છે જ. પવિત્ર પુરુષની સ્મૃતિ એ એક વારસો છે. તે આપણે વધારી શકીએ છીએ તેમ બગાડી પણ શકીએ છીએ. મોંઘા વારસા સાથે જબરદસ્ત જવાબદારી પણ આપણી ઉપર આવી પડે છે અને તે જવાબદારીનું ભાન જ આપણને પ્રેરક અને તારક થવું જોઈએ.

આજના શ્રાદ્ધને દિવસે ગોખલેજી વિશે મારે કંઈ કહેવું જોઈએ, પણ સાચું કહું તો મેં ઐતિહાસિક દૃષ્ટિએ અથવા અભ્યાસની દૃષ્ટિએ ગોખલેજીનું જીવન જોયું કે વાંચ્યું નથી. ગોખલેજીને મેં ઘણી વાર જોયેલા પણ નહીં. કોઈ ફિરસ્તાનું દર્શન થાય તેમ એમને હું બેચાર વાર જ જોવા પામ્યો હતો. તે વખતની સ્મૃતિ શ્રદ્ધાની ભૂમિમાં મેં સંગ્રહી રાખી છે — ના, સંગ્રહી નથી રાખી, વાવી દીધી છે. એ બીજને વખતોવખત સિંચન મળ્યું છે અને તેથી તે બીજ અંકુરિત થઈ અનેક રીતે ફૂલ્યું છે, ફાલ્યું છે.

ગોખલેજીનું પ્રથમ દર્શન — અવ્યક્ત દર્શન — મને ફર્ગ્યૂસન કૉલેજ મારફત થયું. જ્યારે હું તે કૉલેજમાં ગયો ત્યારે ગોખલેજી ત્યાં ન હતા, પણ ત્યાંનું વાતાવરણ ગોખલેમય હતું. બધે ગોખલેની છાપ દેખાતી હતી.

ફર્ગ્યૂસન કૉલેજ એટલે વાદવિવાદનું કુરુક્ષેત્ર. પૂનામાં જેટલા પક્ષો છે તેટલા જ અથવા તેથીયે વધારે પક્ષો ફર્ગ્યૂસન કૉલેજના વિદ્યાર્થી વસતિગૃહમાં જોવામાં આવે છે. જ્યારે હું પહેલવહેલો ફર્ગ્યૂસન કૉલેજમાં ગયો ત્યારે મારી દશા પહેલી વાર શહેરમાં આવનાર ગામડિયા વિદ્યાર્થી જેવી હતી. છાત્રાલયમાં દરેક પક્ષના હિમાયતીઓ મારી પાસે આવે અને મને મારા મતો નક્કી કરવામાં 'મદદ' કરે. પૂનામાં કોઈ પણ માણસ પક્ષરહિત ન રહી શકે. ત્યાંનું વાતાવરણ એવા માણસને સાંખી જ ન શકે. ફર્ગ્યૂસન કૉલેજના છાત્રાલયમાં મેં ગોખલેજીની નિંદા અને સ્તુતિ બંને એટલાં બધાં સાંભળેલાં કે કશા નિર્ણય પર આવવું મારે માટે અશક્ય હતું. મારા મનમાં એટલું નક્કી થયું કે ગોખલેજી ગમે તેવા હો, પણ જાણવા જેવી વ્યક્તિ તો છે જ. નિંદા અને સ્તુતિએ પરસ્પર વિઘાતક કામ કર્યું તેથી

હું છૂટો રહ્યો. મનમાં એટલો ભાવ રહ્યો હતો કે ગોખલેજી ભારે દેશસેવક છે છતાં તેમણે ગોરા સિપાહીઓની પેલી માફી માગી એ તો એમના પર કલંક જ છે. પુરાવો ન મળ્યો તેથી શું ? જ્યાં સુધી મનની ખાતરી છે ત્યાં સુધી આપણે માફી શા માટે માગીએ? મારો આ અભિપ્રાય ઘણાં વર્ષ સુધી રહેલો. આજે તે નથી. જાહેર જીવનનું સ્મૃતિશાસ્ત્ર હવે હું વધારે સમજતો થયો છું.

કૉંગ્રેસ વતી વિલાયતમાં છપાતું 'ઇન્ડિયા' પત્ર હું કૉલેજમાં ધ્યાનપૂર્વક વાંચતો; તેથી ગોખલેજી વિલાયતમાં ભાષણો આપતા, મદ્યપાનનિષેધની યોજના ઘડતા, પોતાના દેશ માટે કેનેડાના જેવું સેલ્ફ-ગવર્નમેન્ટ માગતા તે બધી વસ્તુઓથી હું વાકેફ રહેતો, અને તેથી ગોખલેજી વિશે મનમાં ધીમે ધીમે શ્રદ્ધા પેદા થતી ગઈ અને સાથે સાથે એક વિશિષ્ટ મૂર્તિ પણ પેદા થતી ગઈ. આખરે એક દિવસ ઊગ્યો અને મેં સાંભળ્યું કે આજે ગોખલેજી કૉલેજમાં આવવાના છે. કયો પ્રસંગ હતો તે તો હું ભૂલી ગયો છું. ગોખલેજીની પ્રસન્નગંભીર મૂર્તિ વ્યાસપીઠ ઉપર ઊભી થઈ. એમની ભાષામાં અથવા એમના અવાજમાં શાસ્ત્રોક્ત વક્તાનો ચમત્કાર કે ચળકાટ ન હતો, પણ તેમની ભાષામાં સંસ્કારિતા, દેશકલ્યાણ અને દેશસેવાની લાગણી ઓતપ્રોત હતાં. તેમના અવાજમાં અંતરની ઉત્કટતાનું ગુંજન હતું. ઉદાત્ત વાતાવરણમાં હંમેશાં વિહરતી આ વિભૂતિ છે એમ સ્પષ્ટ દેખાતું હતું. અને વળી ફર્ગ્યૂસન કૉલેજ તો તેમને જ હાથે ઊછરેલું ગોકુળ; એટલે તેમના ઉપદેશમાં અધિકાર અને વાત્સલ્ય સરખાં જ સમાયેલાં હતાં. તે દિવસનું વ્યાખ્યાન તો હું ભૂલી ગયો છું, પણ વ્યાખ્યાનની અસર કાયમ છે. એક જ વસ્તુ હજી સ્પષ્ટ યાદ છે. તેમણે કહેલું : 'તમે જાણો છો કે દર વર્ષે આયપતવેરો લેનાર અમલદારો તમારે બારણે આવે છે અને સરકારનો કર તમારી પાસેથી ઉઘરાવી લઈ જાય છે. આજે દેશને નામે એવો જ એક ટૅક્સગૅધરર — કર વસૂલ કરનાર હું તમારે બારણે આવી ઊભો છું. મારે સેંકડે પાંચ ટકાનો કર જોઈએ છે. પણ તે પૈસાનો નહીં, નવજવાનોના શ્રદ્ધાવાન જીવનનો. આ મહાવિદ્યાલયમાં ભણનાર જુવાન વિદ્યાર્થીઓમાંથી પાંચ ટકા વિદ્યાર્થીઓ દેશસેવાને અર્થે પોતાની જિંદગી અર્પણ કરે એમ હું ઇચ્છું છું. એમ થાય તો જ મને સમાધાન થાય.' કેટલી મહત્ત્વની માગણી, છતાં કેટલી થોડી! તે દિવસે મારા હૃદયમાં નવો પ્રકાશ પડ્યો, વિચારને એક નવી દિશા મળી અને કંઈક અંશે હું દ્વિજ બન્યો.

એ જ અરસામાં ગોખલેજી બનારસમાં મહાસભાના અધ્યક્ષ થયા. બનારસની ભોળી પ્રજાએ 'પૂનેકા રાજા' કહી તેમનું સ્વાગત કર્યું. તે વખતનું ભાષણ એટલું બધું સંપૂર્ણ હતું કે અનેક વાર મેં વાંચ્યું તોયે સંતોષ ન થયો. ત્યાર પછી બંગભંગ સામેની હિલચાલ વધી. સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ અને સ્વરાજ્યની ચતુર્વિધ હિલચાલ જોરથી જાગી ઊઠી. એની અંદર હું તણાયો. બિપિનચંદ્ર પાલ અને અરવિંદ ઘોષે હૃદયમાં સ્થાન લીધું અને ગોખલેજીની છાપ ભૂંસાઈ ગઈ. હું એ પણ ભૂલી ગયો કે દેશસેવાની જ્યોત મારામાં ગોખલેજીએ જ પ્રથમ

સળગાવી હતી. ત્યાર પછી સુરતમાં જાદવાસ્થળી થઈ. તે વખતનાં બંને પક્ષનાં છાપાંઓ વાંચી હું નિરાશ થયો. બંને પક્ષનાં છાપાંમાં એટલી બધી ક્ષુદ્રતા જોવામાં આવતી કે એને દુર્ગંધની જ ઉપમા આપી શકાય. ત્યાર પછી રાજકારણ વિચિત્ર રીતે વહેવા લાગ્યું. સરકાર ગાંડી થઈ અને આપણા બંને પક્ષો ઈર્ષા, અસૂયા અને હિંસાથી તરબોળ થઈ ગયા. એની અસર પણ મારા ઉપર ખૂબ થઈ. રાષ્ટ્રીય પક્ષનાં તત્ત્વો મને પસંદ હતાં, અરાજક લોકોનો યુક્તિવાદ મને યથાર્થ લાગતો, છતાં નરમ પક્ષના આગેવાનો વિશે જે નિંદાપ્રચુર બીભત્સ લેખો અને ચિત્રો આવતાં તેની તો મને સૂગ ચડતી. અસૂયાવૃત્તિ સમાજમાં એટલી બધી વધી કે ગોખલેજીને 'હિંદુ પંચ' પત્ર સામે નાલેશીની ફરિયાદ કરવી પડી. મહાન્ ગોખલે 'હિંદુ પંચ' જેવા ક્ષુદ્ર પત્ર સામે નાલેશીની ફરિયાદ કરી માફી મંગાવે એ તો મને બિલકુલ રુચ્યું નહીં. બ્રિટિશ સોલ્જરોની ગોખલેજીએ માફી માગી એમાં તેમની મહત્તા વધી એ આજે મને સમજાય છે. પણ 'હિંદુ પંચ' પાસે માફી મગાવવામાં ગોખલેજીએ કશું મેળવ્યું નહીં એમ હું માનું છું. પણ એમાં ગોખલેજીના કરતાં મારા જેવાનો જ વાંક વધારે જોઉં છું. ગોખલેજીની અભદ્ર નિંદા સાંભળી અકળાઈ જતા મારા જેવા ઘણા હશે. પણ અમે મૂંગા રહ્યા. અમે જો તે વખતે જાહેરમાં એવી નિંદાનો નિષેધ કર્યો હોત તો ગોખલેજીને પોતાના સમાજ વિશે આટલું બધું નિરાશ ન થવું પડત.

એ જ અરસામાં મુંબઈમાં પ્રભુ જ્ઞાતિની સ્ત્રીઓએ એક કળાપ્રદર્શન ગોઠવ્યું હતું અને ગોખલેને હસ્તે તે ઉઘાડવાનું હતું. કળા વિશે પણ તેમણે વિચાર કરી રાખેલો. હું તેમનું તે ભાષણ સાંભળવા ગયો અને ગોખલેજીને ત્યાં મેં પહેલવહેલા મરાઠીમાં બોલતા સાંભળ્યા. તે જ વખતે મનમાં વિચાર આવ્યો કે આ રાષ્ટ્રપુરુષ લેજિસ્લેટિવ કાઉન્સિલ કરતાં સમાજમાં અને અંગ્રેજી કરતાં મરાઠીમાં કામ કરે તો એની દેશસેવા વધે અને કીર્તિ પણ વધે. પણ લેજિસ્લેટિવ કાઉન્સિલમાં સંગીન કામ કરનાર લોકો ઓછા હતા તેથી જ મને લાગ્યું કે ગોખલેજીને કાઉન્સિલમાં પોતાનો વધારે વખત આપવો પડયો હશે.

અંત્યજોદ્ધાર વિશેનું એમનું એક ભાષણ એ જ અરસામાં મેં મુંબઈના ટાઉન હૉલમાં સાંભળેલું. ત્યાર પછી દેશમાં અરાજક વધ્યું. લોકમાન્ય માંડલેની જેલમાં 'ગીતારહસ્ય' લખતા હતા અને દેશમાં ગ્લાનિ પ્રસરેલી હતી. હું ગુજરાતમાં આવ્યો અને થોડા દિવસ સુધી અધ્યાપનમાં મશગૂલ રહ્યો. ગોખલેજી ક્યાં છે, શું કરે છે એ હું જાણતો પણ ન હતો. રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, ભગિની નિવેદિતા વગેરેના ગ્રંથોમાં જ મને વધારે રસ પડતો. ૧૯૧૧ કે ૧૨માં ભગિની નિવેદિતા વિદેહ થયાં એ વખતે ગોખલેજીની શ્રદ્ધાંજલિ પ્રગટ થયેલી. તે નાનકડી છતાં એટલી સુંદર હતી કે મારી શ્રદ્ધા ફરી જાગ્રત થઈ. ન્યાયમૂર્તિ રાનડે વિશેનાં તેમનાં ભાષણો અને લેખોનું સ્મરણ થયું અને ગોખલેજી વિશેનો આદર મારા અંતરમાં ફરી જાગ્યો. ગોખલેજીનો હું વધારે અભ્યાસ કરવા લાગ્યો.

વિદ્યાર્થી અને રાજકારણ, હિંદુમુસ્લિમ ઐક્યનો પ્રશ્ન, દુનિયાની સમસ્ત પ્રજાઓની કૉંગ્રેસ આગળનું તેમનું ભાષણ વગેરે વાંચી મારી ખાતરી થઈ કે ગોખલેજી દસ-પાંચ વર્ષનો વિચાર કરનાર 'પૉલિટિશ્યન' નથી, પણ રાષ્ટ્રહિતનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરનાર એક રાષ્ટ્રોદ્ધારક છે. ખાસ કરીને હિંદુમુસલમાનની એકતા વિશે જે નીતિ એમણે સ્વીકારી હતી તે જોઈને જ તેમના ધ્યેયની અને તેમની દીર્ઘદૃષ્ટિની મને ખાતરી થઈ. હિંદુમુસલમાનનું ઐક્ય એ જ હિંદી રાજ્યપ્રકરણનો પાયો છે એ તેઓ જોઈ શક્યા હતા. એ એક જ કામ માટે પણ હિંદુસ્તાને ગોખલેજી પ્રત્યે કૃતજ્ઞ રહેવું લાજમ છે.

દેશનું રાજકારણ પાયાશુદ્ધ અને આધ્યાત્મિક કરવાનો તેમનો આગ્રહ હતો. દેશની સ્થિતિ જોતાં ગોખલેજીને એમ લાગ્યું કે જ્યાં સુધી દેશસેવાનો જ અહર્નિશ વિચાર કરનાર અને પોતાની આખી જિંદગી દેશસેવાને જ અર્પણ કરનાર લોકોનો વર્ગ દેશમાં પેદા ન થાય ત્યાં સુધી દેશનું રાજકારણ રખડવાનું જ. દુનિયાદારીમાં પણ ભળીશું અને નવરાશના વખતમાં દેશસેવા પણ કરીશું એ વૃત્તિથી દેશસેવા થઈ ન શકે, એ વસ્તુ અનુભવથી તેઓ બરાબર જોઈ શક્યા હતા. બીજી એક વસ્તુ જે હિંદી સ્વભાવમાં — હિંદી સંસ્કૃતિમાં અનાદિકાળથી છે તે તેમણે વિશેષ આગ્રહપૂર્વક દેશસેવામાં દાખલ કરી અને દેશ આગળ વિશેષ રૂપે મૂકી દીધી. તે વસ્તુ તે ગરીબાઈનું મહત્ત્વ. દેશસેવામાં પૈસાની જરૂર છે, પૈસા વગર કરેલું કામ અટકી રહે છે, સદુપયોગ કરીએ તો અમુક દરજ્જે સંપત્તિ આશીર્વાદરૂપ થઈ શકે છે એ બધું સાચું છે. છતાં દેશસેવક પોતે જેટલે દરજ્જે નિર્ધન રહે તેટલે દરજ્જે તેની દેશસેવા વધારે સંગીન થવાનો સંભવ હોય છે. આ વાત ગોખલેજી પૂરતી જાણતા હતા. બાવાવેરાગી થઈ યાત્રા કરતા ફરવું એ પ્રમાણમાં સહેલું છે, પણ સમાજમાં ભળવું, સમાજને સાથે લઈ દેશોન્નતિનાં કાર્યો કરવાં, દેશની આગેવાની કરવી અને તે સાથે દારિદ્રનું વ્રત લઈ ઓછામાં ગુજરાન ચલાવી દ્રવ્યલોભને એક કોરે મૂકી દઈ નિઃસ્પૃહતા કેળવવી એ વાત અઘરી છે. વિદ્વાન છતાં નમ્ર, ગરીબ છતાં તેજસ્વી અને તપસ્વી છતાં દયાળુ એવા લોકો જ સમાજ ઉપર અને ખાસ કરીને હિંદી સમાજ ઉપર પ્રભુત્વ મેળવી શકે છે. ધન મેળવવાની શક્તિ હોય છતાં જે માણસ ગરીબાઈ પસંદ કરે છે, લાખો રૂપિયા હાથમાં છતાં જે માણસ પૈસાથી મળતી સગવડો ભોગવવાની લાલચમાં પડતો નથી તે જ માણસ સમાજની સાચી સેવા કરી શકે છે અને પોતે સ્વતંત્ર રહી શકે છે. ગરીબાઈનો આદર્શ ન હોય તો દેશસેવક જોતજોતામાં પૈસાદારનો સેવક, પૈસાદારનો આશ્રિત અને દેશહિતને બેવફા થઈ જવાનો હમેશાં ડર રહે છે.

ગરીબાઈના આદર્શ સાથે જો અખંડ ઉદ્યોગનું વ્રત ન હોય તો ગરીબાઈ જડતાનું સ્વરૂપ પકડે. તમોગુણી ગરીબાઈ કશા કામની નથી. માણસ સમાધાન રાખી પોતાના સ્વાર્થ કે એશઆરામ માટે ભલે મહેનત ન કરે, પણ એણે મહેનત

તો કરવી જ જોઈએ. સકામ હો કે નિષ્કામ પણ કર્મ તો કરવું જ જોઈએ. કર્મ ન કરીએ તો આપણને જીવવાનો હક ન રહે. મહેનત કરવાની તક ન મળવી એ ઈશ્વરનો ભારેમાં ભારે શાપ ગણાય. ઉદ્યોગ એ ઉદરનિર્વાહને માટે જ છે એમ નથી. ઉદ્યોગ એ જીવનનો આનંદ છે, કાયિક, વાચિક અને માનસિક શક્તિઓ ખીલવવાનું સાધન છે અને પવિત્રતાની તેમ જ મોક્ષની તે સાધના છે એમ હું માનું છું. નવરાશનો વખત ગાળવાનો ઉપાય અથવા નામના મેળવવાનો એક પ્રકાર છે એમ માની કોઈ પણ વ્યક્તિ કે સંસ્થા અખંડ દેશસેવા કરી જ ન શકે. દેખાવને માટે કરેલું કામ ભભકાદાર ભલે હોય, પણ તે ઝાઝા વખત સુધી ટકી શકતું નથી.

દેશસેવા કરવાનો મુખ્ય ઉપાય એક જ છે કે આપણે આપણું પોતાનું જીવન નિષ્પાપ કરીએ, સમાજમાં આપણે જે દુઃખો જોઈએ છીએ તેમાંનાં અર્ધા કરતાં વધારે તો માણસે પોતે પેદા કરેલાં હોય છે. દરેક જણ જો પોતાની જિંદગી સુધારવાનો પ્રયત્ન કરે તો સમાજસેવકોનું ઘણું કામ ઓછું થઈ જાય, અને બીજી રીતે જોતાં આપણે પોતે નિષ્પાપ ન બનીએ ત્યાં સુધી આપણને સમાજસેવાનો અધિકાર અથવા સામર્થ્ય ન જ પ્રાપ્ત થઈ શકે. એ જોઈને જ ગોખલેજીએ ભારતસેવક સમાજની યોજનામાં અને કાર્યપદ્ધતિમાં સાદાઈ, ગરીબાઈ, આજ્ઞા-ધારકપણું વગેરે વ્રતો ખાસ રાખ્યાં છે.

ગોખલેજી દક્ષિણ આફ્રિકા ગયેલા તેનો અહેવાલ તો બધા જાણે છે. તે વખતે જનરલ સ્મટ્સ અને ગોખલેજી વચ્ચે જે વાતચીત થયેલી તે વિશે જ્યારે ગેરસમજ પેદા થઈ ત્યારે વિલાયતનાં પત્રોને પણ આપણા ગોખલે જ વધારે વિશ્વાસપાત્ર આપ્ત લાગ્યા. એ જોઈને મારું હૈયું અભિમાનથી ફુલાઈ ગયું અને ગોખલેજીના નિર્મળ ચારિત્રની જ આ અસર છે એવી ખાતરી થઈ. દક્ષિણ આફ્રિકાનું કામ વધ્યું. મહાત્માજીએ ત્યાં જંગનો પોકાર કર્યો અને હિંદુસ્તાનમાં દેશભકત ગોખલેએ આ યજ્ઞને માટે બ્રાહ્મણોચિત ભિક્ષા માગવાનું શરૂ કર્યું એ અપૂર્વ પ્રસંગ હજી સ્મૃતિમાં તાજો જ છે.

તે યજ્ઞ પૂરો થયો. ગાંધીજી હિંદુસ્તાનમાં પાછા આવ્યા અને કવીન્દ્રને મળવા શાંતિનિકેતનમાં પધાર્યા. ગાંધીજીનું સ્વાગત ચાલતું હતું એટલામાં તાર આવ્યો કે ગોખલેજી મૃત્યુલોક છોડી ગયા. શાંતિનિકેતનના એક આંબાના ઝાડ નીચે અમે કેટલાક જણ ગાંધીજીની આસપાસ બેઠા હતા. ગાંધીજીની આંખમાં આંસુ તો ન હતાં, પણ આંસુ કરતાં મૃદુ અને ગંભીર શ્રદ્ધાનો સાગર છલકાતો હતો. તેમણે ગોખલેજીના જીવનની ધાર્મિકતા અમને સમજાવી. રાજ્યપ્રકરણ માટે પણ આપણાથી ખાનદાની ન છોડાય એ ગોખલેજીનો આગ્રહ એમણે અમને સમજાવ્યો અને તે જ ક્ષણે ગોખલેજીની શ્રદ્ધાનિર્મિત મૂર્તિ મારા હૃદયમાં પ્રતિષ્ઠિત થઈ. હું ગોખલેજીનો અનુયાયી નથી, એમનો શિષ્ય નથી, પણ એમના શિષ્યનો શિષ્ય છું, ગોખલેજીનો પૂજક છું અને ગોખલેજીને સમજવાનો પ્રયત્ન કરું છું. ગોખલેજીના સાચા

અનુયાયીઓની દેશસેવા, ધર્મનિષ્ઠા અને નીડરતા જોઈ ધ્યાનમાં ગોખલેજીની મૂર્તિ વધારે ને વધારે સ્પષ્ટ અને દૃઢ થતી જાય છે. તે મૂર્તિનું જ આજે હું શ્રાદ્ધ કરું છું અને તે મૂર્તિ પાસેથી આશીર્વાદ માગું છું.

ભગિની સમાજ એ એ મૂર્તિનું એક મંદિર છે એમ જાણી હું અહીં શ્રદ્ધાંજલિ લઈ આવ્યો છું. ગોખલેજીની દેશભક્તિ એમની દેશસેવા કરતાં મોટી હતી. પચાસ વર્ષ કરતાં પણ ઓછી જિંદગીમાં તેમની દેશભકિતને સંપૂર્ણ અવકાશ કયાંથી મળે? શિક્ષણ અને રાજકારણ એ બે જ દિશામાં તેમણે કંઈક દેશસેવા કરી. જે કરી તે અપૂર્વ અને ઉજ્જવળ કરી. પણ તેટલાથી જ તેમને સંતોષ ન હતો. તેઓ હમેશાં કહેતા કે કામના ડુંગર પડયા છે, તે ઉપાડવા હજારો દેશસેવકોની જરૂર છે. સ્ત્રીશિક્ષણના મહત્ત્વના વિભાગની ગોખલેજીની દેશભાક્ત ભગિની સમાજ મારફતે કાર્યમાં પરિણત થાય છે; માટે જ હું આ મંદિરમાં શ્રાદ્ધ કરવા આવ્યો છું. આ તક મને આપી એ આપ સહુનો પ્રસાદ ગણું છું.

૧૯–૨–'૨૨

## ગોપાળ કૃષ્ણ ગોખલે

ફેબ્રુઆરી ૧૯ — એક સમય

દેશસેવક, અધ્યાપક, અર્થશાસ્ત્રી અને પ્રજાના રાજદરબારી પ્રતિનિધિ તરીકેની ગોખલેની સેવા ભુલાય એવી નથી. હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ વિશેની એમની મીમાંસા હજીયે તાજી છે. ફરજિયાત અને મફત પ્રાથમિક કેળવણી દેશમાં દાખલ કરવાના અને મીઠાવેરો કમી કરાવવાના એમના પ્રયત્નથી ગરીબો સાથેનું એમનું અનુસંધાન સ્પષ્ટ થાય છે. હિંદસેવક સમાજ સ્થાપન કરી રાજદ્વારી હિલચાલને એમણે દીક્ષાનું રૂપ આપ્યું. ગરીબાઈમાં ઊછરેલા છતાં તેઓ દેશને કાજે પ્રસન્નતાથી ગરીબાઈને જ વળગી રહ્યા. આ બધી વસ્તુઓ આજે પણ વિદ્યાર્થીવર્ગના મન પર ઠસાવવા જેવી છે. ગાંધીજીનો એમની સાથેનો સંબંધ પણ વિદ્યાર્થીઓ જાણે એ જરૂરનું છે. ન્યાયમૂર્તિ રાનડેની ગોખલે પર ખૂબ છાપ હતી. એટલે એમનું (રાનડેનું) જીવનચરિત્ર પણ આ દિવસે કહેવું.

દાંડીકૂચને લીધે મીઠાવેરા ઉપર થયેલા પરિણામ વિશે પણ કહી શકાય.

# ૪૮. કસ્તૂરબા પુણ્યતિથિ

ફેબ્રુઆરી ૨૨ — ૧ દિવસ

કસ્તૂરબાદિનને દિવસે કસ્તૂરબાનું પુણ્ય ચરિત્ર અને એમને નામે સ્થપાયેલા ટ્રસ્ટની પ્રવૃત્તિનું વિવેચન તો હોવું જ જોઈએ. પૂજ્ય કસ્તૂરબાનાં નાનાં નાનાં અનેક ચરિત્રો લખાયાં છે. પૂજ્ય બાપુજીના ચરિત્રથી બાનું ચરિત્ર નોખું

પાડી જ ન શકાય. પૂજ્ય બાનું અવસાન પણ એક રીતે બલિદાન જ કહેવાય. પૂજ્ય બાપુજીના બલિદાન પછી બાપુ અને બાનાં જીવન અને મરણ બન્ને એવાં તો ઓતપ્રોત જણાયાં છે કે બાનું ચરિત્ર નોખું કરવું એ ખાદીના કકડામાંથી વાણાના ધાગા અલગ ખેંચી કાઢવા જેવું થઈ જાય છે. માટે આ દિવસે બાના ચરિત્રનું નોખું વિવેચન ન કરતાં સારા લોકકવિઓએ બાપુ-બાનું જીવન લોકભોગ્ય ઢાળમાં લખી કાઢવું જોઈએ અને એ ગીતમય જીવન જ આ પ્રસંગે ગવાવું જોઈએ.

પૂજ્ય કસ્તૂરબાએ આર્ય સ્ત્રીઓનો ભોળો પણ ઉજ્જવળ આદર્શ સહયોગથી જીવી બતાવ્યો. આજે આપણે દબાયેલી નારીને મુક્ત કરી તેની આગળ એક નવો જ તેજસ્વી આદર્શ મૂકીએ છીએ. એ બે આદર્શની તુલના અને સમન્વય કરતી વિવેચના સાથે કસ્તૂરબાદિનને સ્ત્રીજાગૃતિના દિન તરીકે આપણે ઊજવીએ. જૂના આદર્શની સ્વાભાવિકતા અને ભવ્યતા અને નવા આદર્શની અનિવાર્યતા તેમ જ સમૃદ્ધિ બન્નેનો સાક્ષાત્કાર પ્રજાને થવો જોઈએ. સતી સાવિત્રી, દમયંતી, સીતા, દ્રૌપદી, મૈત્રેયી, ઊર્મિલા, ઝાંસીની લક્ષ્મીબાઈ, ચાંદબીબી વગેરે અનેકાનેક સ્ત્રીવિભૂતિનાં ચરિત્રકીર્તન આ દિવસે કરાય. અને એમાંથી નારીઆદર્શના ભિન્ન ભિન્ન પહેલુઓ ભેગા કરી ભવિષ્યના આદર્શનું સંપૂર્ણ રત્ન રજૂ કરાય.

કસ્તૂરબાનું પ્રિય પુસ્તક તુલસીરામાયણ આ દિવસે ન ભૂલીએ. એમાંથી સીતા, મંદોદરી, ઊર્મિલા, કૌશલ્યા આદિનાં વર્ણનો એકત્ર આણી શકાય. કન્યા-શાળાઓમાં આ તહેવાર આખા દિવસનો મનાય. શિવરાત્રિને દિવસે જ જો કસ્તૂરબાદિન પળાતો હોય તો બધી શાળાઓમાં તે આખા દિવસનો તહેવાર મનાય. એમાં એક કલાક કસ્તૂરબાસ્મરણ માટે અપાય. અને પૂજ્ય ગાંધીજીના બલિદાનને દિવસે જે વિવેચન થાય તેમાં કસ્તૂરબાની વિભૂતિનો ઉલ્લેખ જરૂર આવે.

## ૪૯. ત્યાગી દેશબંધુ

[જૂન ૧૬]

'પોતાનું અમૃત દેવોને પાઈ પાઈને ક્ષીણ થયેલો કૃષ્ણપક્ષનો ચન્દ્રમા શુક્લ પક્ષના ચન્દ્ર કરતાં વધારે સુંદર દેખાય છે', એવું કાલિદાસનું વચન છે. દેશબંધુ ચિત્તરંજન દાસ એ સુંદરતાને પહોંચ્યા. વિદ્યાર્થી દશા પૂરી કરી જ્યારે તેઓ ધંધામાં પડ્યા ત્યારે તેમના પર પિતાના વખતનું ભારે કરજ હતું. અવિશ્રાન્ત મહેનત કરી તેમણે તે ફેડ્યું. આ કરજને લીધે તેમને ઘણું ખમવું પડ્યું હતું. જાહેર કામમાં તેઓ ભાગ લઈ શકતા ન હતા. ઋણમુક્ત થયા પછી શુક્લ પક્ષના ચન્દ્રની પેઠે તેમની સમૃદ્ધિ વધી. હમેશાં દાન કરતાં છતાં તેમની આવક વધતી જ ગઈ. જે દિવસે તેમણે પોતાનું આલીશાન મકાન પૂરું કર્યું હશે તે દિવસે તેમને કેટલો આનંદ થયો હશે?

પણ દેશબંધુની દેશલાગણી દાનથી તૃપ્ત થાય એવી ન હતી. તેમને ત્યાગધર્મનો રંગ લાગ્યો. તેમણે પોતાની વકીલાત છોડી દીધી; પોતે ગરીબ બન્યા, અને ગરીબોની સેવા કરવાની તેમણે દીક્ષા લીધી. આજે તેમનું તે ઘર કોરટે લિલામમાં કાઢ્યું છે. દેશબંધુ કમાણીનો વિચાર રાખે તો એક ક્ષણમાં પોતાની મિલકત બચાવી શકે. પણ તેમને ત્યાગધર્મની લગની લાગી. ઘર બાંધતાં તેમણે જે આનંદ અનુભવ્યો તેથીયે વધારે આનંદ ઘર હાથમાંથી જતાં તેમને થતો હશે.

આવા પુણ્યપુરુષોના ત્યાગથી જો હિંદી સમાજની આત્મશુદ્ધિ ન થાય તો તેને માટે કઈ આશા રાખી શકાય? પ્રાચીન કાળથી શિબિ અને હરિશ્ચન્દ્ર જેવા ત્યાગશૂરોએ ચલાવેલી પરંપરા હિંદુસ્તાનમાં હજી કાયમ છે; પણ તેની સાથે સાથે જો દાન ઉપર પરિપુષ્ટ થનાર અને શુદ્ધ સ્વાર્થીને અથવા પામરને છાજે એવા મોહને માટે મલિન જીવન ગાળવાની પરંપરા પણ આપણે ચાલતી રાખીશું તો ઈશ્વરની દયા પણ ખૂટી જશે અને તેના મહાન કોપને આપણે જાગ્રત કરીશું.

૨૫–૧–'૨૩

## દેશબંધુ પુણ્યતિથિ

જૂન ૧૬ — એક સમય

દેશબંધુ એટલે બંગાળની ખાનદાની અને બંગાળનું હૃદય. એમણે જાણે વિશ્વજિત યજ્ઞ જ કર્યો હોય એવું એમનું જીવન હતું. દેશભક્તોની સેવા અને ભક્તિ કરવી એ એમના જીવનનો સૂર હતો. આટલો બોધ દેશબંધુના જીવનમાંથી વિદ્યાર્થીઓને કાઢી આપવો. ગ્રામસંગઠન અને સ્ત્રીઓનો ઉદ્ધાર એ વિશે આ દિવસે વિવેચન કરવું. એમનાં રચેલાં કેટલાંક ભજનો પણ આ દિવસે ગવાય. સાગર સંગીત એ એમનું કાવ્ય આજે વંચાય.

# ૫૦. દાદાભાઈ નવરોજી

જૂન ૩૦ — એક સમય

મહાસભાના ઈતિહાસમાં દાદાભાઈનું નામ હિંદના દાદા તરીકે અમર થયું છે. હિંદુસ્તાનનો મુખ્ય રોગ એનું વધતું જતું દારિદ્ર છે, એનું કારણ અંગ્રેજોનું રાજ્ય છે અને એનો ઉપાય સ્વરાજ્ય છે, એટલું સપ્રમાણ સિદ્ધ કરી દાદાભાઈએ દેશને જાગ્રત કર્યો. 'ઘણી વાર બળવા કરવાનું મન થાય છે' એમ પ્રમુખસ્થાનેથી કહી દેશની દુર્દશા દૂર કરવાનો ઉપાય કેટલો તાકીદનો છે એ એમણે બતાવ્યું. આ રીતે સ્વદેશી અને અસહકારનો જાણે એમણે પાયો જ નાખ્યો. એ માટે દાદાજયંતી ઊજવવી જોઈએ. દાદાભાઈનું આખું જીવન સાદું, નિર્મળ અને અસાધારણ ઉદ્યમી હતું એ વિશે પણ ખૂબ કહી શકાય.

## ૫૧. ટિળક પુણ્યતિથિ

ઑગસ્ટ ૧ — એક દિવસ

આ દિવસે લોકમાન્યની જીવનકથા છોકરાઓને કહેવી. નોકરશાહીનું સ્વરૂપ જનતાને સમજાવવા પાછળ એમણે આખો જન્મારો ગાળી રાષ્ટ્રીય આચાર્યનું સ્થાન મેળવ્યું એ સમજાવવું. સ્વરાજ પ્રજાનો જન્મસિદ્ધ હક છે અને તે મેળવવા માટે દરેક જણે ઈશ્વરનિષ્ઠાપૂર્વક નિષ્કામ કર્મ કરવું જોઈએ, એ ટિળકગીતારહસ્ય ઉપર ખાસ ભાર મૂકવો. 'ગીતારહસ્ય'માંથી ઉત્કૃષ્ટ ફકરાઓનું વાચન કરવું.

સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી સરકારી નોકરી ન કરવાની પ્રતિજ્ઞા લોકમાન્યના સ્મરણને સાક્ષી રાખીને કેટલાક વિદ્યાર્થીઓ આજે લઈ શકે છે.

## ૫૨. શ્રી મહાદેવ દેસાઈ પુણ્યતિથિ

ઑગસ્ટ ૧૫ — એક સમય

જેમ મહાશિવરાત્રિ એ જ કસ્તૂરબાદિન છે તેમ જ મહાદેવભાઈની પુણ્યતિથિને દિવસે જ આઝાદીદિન ગોઠવી વિધાતાએ જાણે મહાદેવભાઈની સ્વામીભક્તિની કદર કરી છે.

મહાદેવભાઈ પણ પૂજ્ય ગાંધીજીમાં એવા તો ઓતપ્રોત થઈ ગયા હતા કે ગાંધીજીના જીવનમાંથી એમનું જીવન નોખું પાડવું લગભગ અશક્ય છે. મહાદેવભાઈ છાયાની પેઠે બાપુજી સાથે જ રહેતા હોવાથી મહાદેવભાઈ ઉપર લખેલા બાપુજીના કાગળો ઝાઝા ન હોય. ગાંધીજી પોતે મહાદેવભાઈનું ચરિત્ર લખવાના હતા તે પણ બનવા ન પામ્યું. મહાદેવભાઈને ગાંધીવિચારદોહન જેવી ચોપડી લખવાની પણ નવરાશ ન મળી. અત્યંત ખંતપૂર્વક એમણે જે વાસરીઓ લખી રાખી છે તે જ્યારે પ્રગટ થશે ત્યારે તે જ મહાદેવભાઈની વાઙ્મયી મૂર્તિ ગણાશે. મહાદેવભાઈની એ વાસરીનું પારાયણ કરાશે. 'યંગ ઈન્ડિયા' અને 'નવજીવન' તેમ જ અંગ્રેજી 'હરિજન' અને ગુજરાતી 'હરિજનબંધુ' ચારેમાં મહાદેવભાઈએ જે સાપ્તાહિક પત્રો લખી બાપુજીનાં પ્રવાસો અને સંભાષણો નોંધી રાખ્યાં છે તેની મારફતે જ મહાદેવભાઈનું વ્યક્તિત્વ હંમેશને માટે પ્રગટ થવાનું છે.

મહાદેવ-દિને પણ બાપુજીના ચરિત્રનું પારાયણ થાય એ જ મહાદેવભાઈના આત્માને સંતોષ આપશે. અને એ રીતે જ મહાદેવ-માહાત્મ્ય પ્રગટ થશે.

આઝાદીદિનનો આ તહેવાર હોવાથી એના વખતમાંથી જ એક કલાક મહાદેવ-સ્મરણ માટે અપાય.

# સર્વ-ધર્મ-સમભાવ અને અન્યધર્મી તહેવારો

## ૫૩. સર્વ-ધર્મ-સમભાવનો પ્રારંભ

બધા જ ધર્મોમાં ઉત્સવો પણ હોય છે અને અપવાસ જેવાં વ્રતો પણ હોય છે. માણસમાત્રના સ્વભાવમાં આ બંને વસ્તુઓ રહેલી છે. અપવાસ કરવા, શારીરિક કષ્ટ ઉઠાવવાં, મૌન એકાંતની ટેવ પાડવી ઈત્યાદિ તપશ્ચર્યા પણ છે, અને મિષ્ટાન્ન ખાવા માટે સ્નેહીઓ અને સંતપુરુષોને નોતરવા, મંડપો શણગારવા, સરઘસો કાઢી, નાટકો ભજવવાં, સંગીતની ઉજાણી કરવી અને સુખસમૃદ્ધિ માણવી એ પણ માણસના સ્વભાવમાં જ છે. કવિએ ભલે કહ્યું હોય उत्सव-प्रिया: खलु मनुष्या: । પણ મૌન, ઉપવાસ, તપ અને કષ્ટ સહન કરવાં એ પણ માણસના સ્વભાવથી વિરુદ્ધ નથી. છતાં બધા જ ધર્મોમાં સ્પષ્ટ કહ્યું છે કે ઉપવાસ વગેરે સાધના નાનાં બાળકો માટે નથી. અને વૈષ્ણવોએ તો ઉપવાસ જેવી કષ્ટકર વસ્તુઓ પણ આકર્ષક કરવા માટે ઉપવાસનો જાણે અર્થ જ ફેરવી નાખ્યો છે. શૈવ લોકો મહાશિવરાત્રિ કરે તે દિવસે કશું ખાવાનું ન હોય. કેટલાક લોકો તો નિર્જળા શિવરાત્રિ કરે. એટલે કે તે દિવસે પાણી પણ ન પિવાય. વૈષ્ણવો એકાદશીને દિવસે ભાત-રોટલી ભલે ન ખાય પણ ફળ ઈત્યાદિ વસ્તુઓ ધરાઈને ખાવામાં તેમણે કશો વાંધો નથી રાખ્યો. મારા નાનપણમાં છોકરાંઓની અંદર એક ગંદી કહેવત સાંભળી હતી જેનો અર્થ એટલો જ હતો — 'કમબખ્ત શિવરાત્રિ, એકાદશી પાસેથી કાંઈક તો બોધ લે.'

અને છતાં કેટલાંક બાળકો નિર્જળા ઉપવાસ કરવામાં શૂરાતન સમજે છે અને મુરબ્બીઓને હાથે માર ખાઈને પણ અપવાસ કરે છે!

હવે ઉપવાસ આદિ વ્રતો પાળવા માટે ઊંડી ધર્મશ્રદ્ધા જોઈએ છે. ઉત્સવો ગોઠવવા માટે ઠીક ઠીક મહેનત કરવી પડે છે અથવા હદ ઉપરાંતનો ખર્ચ. ઊંડી ધાર્મિકતા વિના ઉત્સવ અને અપવાસ બંને સહેલાં નથી. આ બંને માટે ઘરના અને સમાજના મોટેરાઓની શ્રદ્ધા-ભક્તિ જોઈને નાનાઓ અને સામાન્યજનો તૈયાર થાય છે. પોતાના ધર્મના ધર્મનિષ્ઠ લોકો પ્રત્યે સમાજમાં આદર હોય છે. એમને મોઢે નીકળેલાં વચનો સમાજ આદરથી ઝીલે છે. અને તેથી દરેકેદરેક ધર્મનાં વ્રતો અને ઉત્સવો તે તે ધર્મમાં લોકપ્રિય હોય છે. એમના પ્રત્યે બીજા ધર્મના લોકો આકર્ષિત થતા નથી. માટે અમે કહીએ છીએ કે જો બધા ધર્મોનું એક વિશાળ કુટુંબ બનાવવું હોય, તો તે તે સમાજના મુરબ્બીઓએ, સંતોએ

અને ધર્મોપદેશકોએ એકબીજા પ્રત્યે આદર અને આત્મીયતા બતાવવી જોઈએ. પાઠ્યપુસ્તકોમાં કેવળ પાઠ વાંચવાથી આ આત્મીયતા જાગતી નથી.

તેથી સર્વ-ધર્મ-સમભાવ અથવા સમન્વય આપણા દેશમાં તત્ત્વતઃ માન્ય તો બધાને જ થાય છે પણ એને માટે પ્રવૃત્તિ ઊભી નથી થતી. આ કામ સમાજના નેતાઓનું છે. તેથી મેં સૂચવ્યું છે કે દરેક ધર્મના નેતાઓ પોતાના જ વ્રતોત્સવો પ્રથમ હળવા અને આકર્ષક બનાવે અને પછી બીજા ધર્મના લોકોને એમાં ભાગ લેવા નોતરે. લોકો આટલે સુધી આવ્યા તો એને હું સારો પ્રારંભ ગણું. ત્યાર પછીનું બીજું પગલું તે બીજા ધર્મના ઉત્સવો આપણી ઢબે આપણે પાળીએ અને પછી તે તે ધર્મના લોકોને એમાં ભાગ લેવા નોતરીએ. આ કામ અઘરું ખરું. ઈસાઈ લોકોનો કે મુસલમાન લોકોનો તહેવાર હું ઊજવું તો મારે બેવડી કાળજી રાખવાની. મારા ધર્મના લોકોને એ આકર્ષક લાગે અને જે ધર્મનો ઉત્સવ ઊજવવા માગું તે ધર્મના લોકોને એમાં જરાયે માઠું લાગવું ન જોઈએ. બંને બાજુની લાગણીઓ બરાબર સચવાય તો જ આમાં ફાવી શકવાના. એમાં બંને સમાજના ઉદાર મનના પ્રતિષ્ઠિત લોકોને બોલાવવાની નીતિ હોવી જોઈએ. કટ્ટર લોકોને સર્વ-ધર્મ-સમભાવ ફાવતો નથી અને તેથી તેઓ કાંઈ ને કાંઈ વાંધો ઉઠાવવાના જ. એ વાંધો અસરકારક ન થાય એટલું ખાસ જોવાનું. એ ત્યારે જ બને જ્યારે આપણા પોતાના મનમાં તે તે ધર્મ વિશે આદર હોય. અને તે તે ધર્મના આગેવાનો સાથે આપણો મીઠો સંબંધ હોય. (ધર્મના ઉદાર આગેવાનો નોખા હોય છે અને કટ્ટર પ્રચારકો નોખા હોય છે. તેથી આપણું કામ અત્યંત રૂઢિનિષ્ઠ, અભિમાની પ્રચારકોથી શરૂ ન કરાય. અનેક ધર્મસમાજો નોખા નોખા રહે, એકબીજા વિશે અવિશ્વાસ અથવા તિરસ્કાર રાખે એમાં જ જે લોકો ફાવી શકે છે એમનો વિરોધ ટાળીએ એટલે બસ. એમનો સહકાર પ્રારંભમાં નહીં મળે. આગળ જતાં એમને પણ ખાતરી થવાની કે આપણું કામ આદરભાવથી પ્રેરિત થયું છે. ત્યાર પછી જ એમનો વિરોધ શાંત થાય.)

આપણા લોકોએ પોતાનો અનુભવ એક વાક્યમાં સંગ્રહી રાખ્યો છે. यद् यद् आचरति श्रेष्ठः तत् तत् एव इतरो जनः स यत् प्रमाणं कुरुते लोकः तद् अनुवर्तते। એ અનુભવનો લાભ લઈ આપણે આપણું કામ તે તે ધર્મના ઉદાર મતના પ્રતિષ્ઠિત નેતાઓ સાથે દોસ્તી કેળવી, એમને રાજી કરી, નાના પાયા ઉપર શરૂ કરવું જોઈએ. એમાં બીજા ધર્મના લોકોને પોતાના ધર્મમાં ખેંચવાનો જરા સરખો પ્રયત્ન હોવો ન જોઈએ. અને તેથી જ હું કહું છું કે આ કામ હિંદુ સમાજથી જ શરૂ કરવું જોઈએ. આપણે ત્યાં ધર્માંતરની પ્રવૃત્તિ છે જ નહીં. (આર્યસમાજીઓ પોતાના સિદ્ધાંત પ્રમાણે અન્ય ધર્મીઓને આર્ય બનાવવાનો પ્રયત્ન કરી ચૂક્યા. જે વસ્તુ આપણા હાડમાં નથી તેની પાછળ આપણે મરણિયા થવાના જ નથી.) સમન્વયને જો આપણે કુનેહપૂર્વક ચલાવીએ અને પ્રારંભમાં

ફાવ્યા તો એ ઝપાટાભેર ફેલાવાનો છે. અને એનાં ફળો બધા જ ધર્મના લોકોને સરખી રીતે મળવાનાં છે.

મુખ્ય લાભ એ થશે કે દરેક ધર્મમાં જે ઉચ્ચ ઉદાત્ત વિચારો છે, જે માણસજાતે સર્વત્ર સ્વીકારવા જેવાં છે તે તત્ત્વો આગળ આવશે. અને તે તે ધર્મની ઉજ્જ્વળ બાજુનો પ્રચાર થવાથી ધર્મ ધર્મ વચ્ચેનું અંટસ દૂર થશે. આપણે કોઈ પણ ધર્મનો નાશ ઈચ્છતા નથી. તેથી સંકુચિત લોકો ગમે તેટલો વિરોધ કરે તો પણ તે ટકવાનો નથી.

આપણે દરેક ધર્મના, દરેક તહેવાર અપનાવવાની વાત કરતા જ નથી. સામાના ધર્મમાં સુધારો કરવો એ ગમે તેટલું ઈષ્ટ હોય તોયે તે આપણું કામ નથી. સામા ધર્મના ઉદાર લોકો સાથે વાતો કરીએ. તે તે ધર્મના રિવાજની જે વાત આપણને કઠે એવી હોય તેનો ખાનગી રીતે ઈશારો કરી દઈએ એટલે બસ. (મારો નાનકડો અનુભવ કહું. મુસલમાનોની પ્રાર્થનાના મંત્રો મેં મોઢે કર્યા અને મારી સવારસાંજની પ્રાર્થનામાં તે હું બોલવા લાગ્યો. આનું પ્રદર્શન કરવા કોઈ ઠેકાણે ગયો પણ નહીં. ભોગજોગે એ વસ્તુ કટ્ટર મુસલમાનના જોવામાં આવી. એણે કહ્યું, "મંત્ર બોલો એટલું બસ નથી. તમે તમારા કાનને અડો. અમારી પેઠે વચમાં વચમાં ઊભા થાઓ. પછી નીચે બેસો. માથું નીચું કરો. એ પ્રમાણે કરો તો જ તમને એનું પુણ્ય મળે." મેં નમ્રતાથી એને કહ્યું કે, "હું જન્મે હિંદુ છું. તમારી પાસેથી તમારા ધર્મની દીક્ષા લેવા માગતો નથી. મેં એક વખતે કુરાન શરીફ વાંચ્યું છે. એની અસર મારા મન પર થઈ છે. તેથી આ તમારો મંત્ર ભક્તિભાવથી બોલું છું. તમારા સ્વર્ગમાં મને સ્થાન ન મળે તો દુ:ખી ન થાઉં. હું માનું છું કે હૃદયથી હું એક જાતનો મુસલમાન થયો છું. તમારી પાસેથી એનો લાભ માગવા આવ્યો નથી. મને કાફર કહો તો વાંધો નહીં ઉઠાવું. એટલે તમારે અસ્વસ્થ થવાનું કશું કારણ નથી. આગળ જતાં એ ભાઈસાહેબે મારી સાથે દોસ્તી કરી. અને ઈસ્લામમાં સારી સારી વસ્તુઓ શી છે એ સમજાવવા લાગ્યા.)

ઈસાઈ લોકોમાં પણ આવી કટ્ટર વ્યક્તિઓ હશે. પણ તેમનો હજી ભેટો થયો નથી. આપણે જો અહિંસામાં માનતા હોઈશું તો આપણું આ સર્વ-ધર્મ-સમન્વયનું કામ સુંદર રીતે ચાલવાનું જ છે.

અને એમાં વિઘ્ન આવે તોયે શું? ઉદારતા એ પણ એક ધર્મ જ છે. એ ધર્મની સ્થાપનામાં વેઠવું પડે તો આપણે પ્રસન્નતાથી વેઠીએ. આવી રીતે વેઠેલું અત્યંત ફળદાયી થાય છે એવો બધા ધર્મનો અનુભવ છે.

•

## ૫૪. સમન્વયનો કાર્યક્રમ

પોતાના ધર્મમાં માનનારાઓની સંખ્યા વધારવા માટે દરેક જાતનો પ્રયત્ન અખંડ કરતા રહેનારાઓની વાત જુદી છે. પોતાની દુકાનની ગ્રાહકસંખ્યા વધારવાનો

પ્રયત્ન કરનારા દુકાનદારો, એ જ ક્ષેત્રના બીજા દુકાનદારો સાથે સહેજે દોસ્તી નથી કરી શકતા, કારણ કે મુખ્ય વાત પ્રતિસ્પર્ધાની જ હોય છે. છેવટે તો આવા દુકાનદારો પણ સ્પર્ધાની તીવ્રતા આછી કરે છે કેમ કે વેપાર તો શાંતિના વાતાવરણમાં જ ખીલી શકે.

ઈસ્લામ અને ઈસાઈ ધર્મ વચ્ચે યુરોપમાં જે યુદ્ધો ચાલ્યાં એને 'ચંદ્ર અને ક્રૂસ વચ્ચેની પ્રતિસ્પર્ધા'નું નામ અપાયું છે. એ યુદ્ધોમાં લાભ-હાનિ ગમે તેની થઈ હો, એવી લડાઈઓ ત્યાર પછી થઈ નથી. આજે આફ્રિકામાં ઈસ્લામ અને ઈસાઈ ધર્મ વચ્ચે હોડ ચાલે છે—પછી ભલે તે અસમાન હોય; કારણ કે ઈસાઈ ધર્મની પાર્થિવ શક્તિ ઈસ્લામ કરતાં અનેકગણી વધારે છે. આફ્રિકામાં આ બંને ધર્મો વચ્ચે, ક્યારનું શીતયુદ્ધ ચાલ્યું છે અને એ શીતયુદ્ધ જ રહેવાનું.

બધા ધર્મો પ્રત્યે એકધારો તિરસ્કાર રાખનારો સામ્યવાદ, બધા જ ખંડોમાં, બધા જ ધર્મો સામે—પક્ષપાતરહિત—પોતાનું શીતયુદ્ધ ચલાવી રહ્યો છે. એક તરફ 'સામ્યવાદ' અને બીજી તરફ વિજ્ઞાનના ઉપાસકોનો 'બુદ્ધિવાદ' બંને મળીને બધા ધર્મોના જૂના અધિકારોને સમાપ્ત કરતા આવ્યા છે. આ વધતા જતા સંકટની અસર ઈસાઈ ધર્મ અને ઈસ્લામ—બંનેને ચિંતિત કરી રહી છે.

દુનિયાની આવી પરિસ્થિતિમાં આપણી સર્વ-ધર્મ-સમભાવની વાત સાંભળશે કોણ? છતાં અમને ખાતરી છે કે ભવિષ્યકાળ આપણો જ છે. આદર અને પ્રેમ સાથે, પૂરી આત્મીયતાપૂર્વક હું બધા ધર્મોને કહીશ કે શુદ્ધ ધર્મભાવના ને વિજ્ઞાનના બુદ્ધિવાદથી ડરવાની કશી જરૂર નથી. ધર્મને ખરો ભય નાસ્તિકતાનો નહીં, ખરો ભય તો ધર્માભિમાની, રૂઢિવાદી ધાર્મિકોની જીદ, આંધળાપણું અને સંકુચિત દૃષ્ટિને લીધે છે. આ ધર્માભિમાની લોકો આંધળા થઈને, ગૌણ અને તુચ્છ રૂઢ વસ્તુઓને મહત્ત્વ આપે છે અને સાચી—અતિ શ્રેષ્ઠ ધાર્મિકતાને ગૌણ માની લે છે.

આ ધર્મોમાં જે પરસ્પર ઈર્ષા, સ્પર્ધા, પરાયાપણું અને તિરસ્કાર છે એ જો નીકળી જાય તો જુદા જુદા ધર્મના લોકો એકબીજાની કદર કરવા લાગશે, 'તમામ ધાર્મિકતાના વિરોધ'ને ઓળખી લઈ, બધા મળીને એનો વિરોધ કરશે. ધર્માભિમાનમાં જ અધાર્મિકતા રહેલી છે, જેને મનુષ્યજાતિ આજ સુધી ઓળખી શકતી ન હતી. પણ હવે માનવજાતિ એને સહેલાઈથી ઓળખવા લાગી છે.

સાચી ધાર્મિકતાનો જ્યારે પૂર્ણ ઉદય થશે ત્યારે બધા ધર્મોમાં ઉદારતા આવશે, મતભેદના ઝઘડા દૂર થશે અને સમન્વયનું વાયુમંડલ જોર પકડશે. અસલ જરૂર માત્ર ઉદારતાની નથી, પણ બધા ધર્મોમાં પારિવારિક ભાવનાનો ઉદય થાય, એની છે. એક કુટુંબમાં માબાપ, ભાઈબહેન, દાદા-પરદાદા, ભત્રીજા અને ભાણેજો એકત્ર રહેતાં હોય છે, પરસ્પર સેવા આપે છે—લે છે, દરેકના હિતની ચિંતા દરેકને હોય છે, અવિશ્વાસ અને ઈર્ષ્યા માટે સ્થાન જ નથી રહેતું. અને આને કોઈ ઉદારતા નથી કહેતા. બલ્કે સ્વાભાવિક આત્મીયતા જ કહેવાના.

આત્મીયતા માટે પરસ્પર પરિચય ભલે આવશ્યક હોય, પણ માત્ર પરિચયથી

આત્મીયતા કેળવાતી નથી. એ તો પ્રેમની ભાવના છે. જ્યાં પ્રેમ આવ્યો ત્યાં આત્મીયતા, પરસ્પર આદર, મૈત્રી, કરુણા અને મુદિતાનો ઉદય પોતાની મેળે સંભવે છે. આ પ્રેમમાં જે ઊણપ હોય એને જ દૂર કરવાની છે. પ્રેમ અને આત્મીયતા મૂળે એક જ વસ્તુ છે.

મેં વિશ્વ-સમન્વયની વાતો ઠેર ઠેર છેડી, ત્યારથી લોકો પ્રસન્ન થઈને કહે છે: "તમારી વાત ગળે ઊતરે છે. હવે અમે સમજી ગયા છીએ કે આજનું વાતાવરણ (દેશનું અથવા દુનિયાનું) સ્વચ્છ નથી. અળગાપણું, પારકાપણું, અવિશ્વાસ વગેરે ભાવો લોકોના મન ઉપર નકામા સવાર થયા છે. લાભ કોઈને નથી. હાનિ બધાને છે; અને દેશની ભાવાત્મક એકતા હમેશાં જોખમમાં રહે છે.

"આજથી અમે નિશ્ચય કરીએ છીએ કે બીજા ધર્મો પ્રત્યે મનમાં અનાદર નહીં રાખીએ, રોજબરોજના વહેવારમાં જે અળગાપણું રહે છે તેને અમે છોડી દઈશું. પણ આને માટે આપ કયો કાર્યક્રમ સૂચવો છો?"

હું કહું છું કે જ્યારે બે પરિવારોમાં દોસ્તી થાય છે (લગ્ન દ્વારા અથવા માત્ર સહકારને લીધે) ત્યારે શું તેઓ આત્મીયતા માટે કોઈ કાર્યક્રમ માગે છે? આત્મીયતા આવે એટલે એકબીજા પ્રત્યે મનનું આકર્ષણ શરૂ થઈ જ જાય છે. અને વગર શોધ્યે, વગર કહ્યે, કાર્યક્રમો શરૂ થઈ જ જતા હોય છે.

સકારણ અથવા અકારણ એકબીજાને મળવું, એકબીજાને ઘેર આવવું-જવું, નિરાંતે બેસીને કામની (અને કામ વગરની) વાતો કરવી, પોતાના અનુભવો એકબીજાને સંભળાવવા, સારી સારી વસ્તુઓની આપ-લે કરવી, તહેવારને દિવસે એકબીજાને ઘેર બોલાવવા અને એકબીજાને ત્યાં જવું, દુ:ખમાં દોડીને મદદ કરવી, મદદ કરવાની ગુંજાશ ન હોય તોયે સહાનુભૂતિ તો દર્શાવવી જ, એકબીજાના હિતની વાત ધ્યાનમાં આવે તો ઉત્સાહ સાથે એ સુઝાડવી, પોતપોતાના મિત્રો સાથે દોસ્તી કરાવવી — આ બધું શરૂ થઈ જ જવાનું. આ રીતે આત્મીયતાનો અનુભવ થતાં જ વિશ્વાસ વધે છે અને વિશ્વાસ વધવાથી આત્મીયતા વધે છે.

એકબીજાના ઘરના રિવાજો સમજવાની ઇચ્છા થાય છે. એવા રિવાજોની સુંદરતા તરફ ધ્યાન ખેંચાય છે. જે વાત આપણને આરંભમાં સારી લાગતી ન હતી તે હવે સહન તો થવા લાગી જ છે અને સહન થાય કે ન થાય, પરસ્પર પ્રેમમાં, એને લીધે, વિક્ષેપ આવતો નથી. અને મતભેદ, રુચિભેદ અને કંઈક અણગમો હોવા છતાં જ્યારે પ્રેમ ઓછો નથી થતો, આદર ઘટતો નથી, ત્યારે બીજા પર એની વધારે અસર થતી હોય છે.

એક સજ્જન સાથે મારી ઓળખાણ થઈ. પરિચય વધ્યો. ધીરે ધીરે એમના કુટુંબના લોકો સાથે પણ સ્નેહસંબંધ બંધાયો. પછીથી ખબર પડી કે એમને શરાબ પીવાની ટેવ છે. મારા મનમાં શરાબ પ્રત્યે અત્યંત ઘૃણા હોવાથી, પહેલાં હું ચકિત થયો, દુ:ખી થઈ ગયો પણ કરું શું? સ્નેહસંબંધ તોડવો પણ મુશ્કેલ અને શરાબ પ્રત્યેની મારી ઘૃણા સંતાડવી પણ મુશ્કેલ!

આ હાલતમાં મારો આદર ઓછો કર્યા વગર મેં સાચવીને, મારી વાત એમની આગળ મૂકી, એમણે કહ્યું, "તમારી લાગણી હું જાણતો હોવાથી તમારી સામે શરાબ પીને તમને દુ:ખ દેવાનું મેં ટાળ્યું. પછીથી જોયું આપની સામે ન પીવામાં આપની પ્રત્યેનો આદર જ કામ કરતો હતો. પણ મનમાં આવ્યું કે વાત સંતાડવામાં સ્નેહનો દ્રોહ છે. તેથી મારી આ ટેવની વાત, એક મિત્ર દ્વારા મેં આપને કાને નાખી. હવે આપ બધું સમજી ગયા છો. પણ એનો ફાયદો ઉઠાવી આપની આગળ પીવાની ધૃષ્ટતા હું નથી કરવાનો." મેં કહ્યું, "તમારી વાત હું સમજી શકું છું. હું એટલું જ કહીશ કે કોઈ અંગ્રેજ હોત તો એ મારા દેખતાં પી લેત; કારણ કે એના મનમાં છે જ નહીં કે શરાબ પીવામાં કાંઈ દોષ છે. દરેકની અભિરુચિ નોખી હોય છે. જો હું કાંદા ન ખાતો હોઉં અને તમે ખાતા હો તો મારા દેખતાં તમે કાંદો ખાઈ લેત. પણ શરાબની વાત જુદી છે. તમારું હૃદય કહે છે કે શરાબ પીવું ખોટું છે. પણ આ કમજોરીને તમે છોડી શકતા નથી. આનો અર્થ એ થયો કે તમારું હૃદય મારી સાથે છે, મારા જ મતનું છે. પણ ટેવને કારણે તમે લાચાર છો.

"તેથી, જો મારું પૃથક્કરણ સાચું હોય તો મારા પ્રેમનો ઉપયોગ કરી તમારી કમજોરી દૂર કરવાનો પ્રયત્ન તમે અને હું મળીને કરીએ. પણ જો તમે હૃદયથી માનતા હો કે પીવામાં કશું જ ખોટું નથી, તો તમે મારા દેખતાં પણ પી શકો છો. હું માની લઈશ કે આપણી વચ્ચે આદર્શ-ભેદ છે. આ ભેદ સહન કરવા છતાંય આપણે આપણી વચ્ચે અંતર પેદા નહીં થવા દઈએ." મારા સ્નેહી મારી વાત સમજી ગયા, માની ગયા. એમણે શરાબ પીવાનું છોડી દીધું. પણ જ્યારે પણ તેઓ પી લેતા ત્યારે આવીને કહેતા કે 'અમુક પ્રસંગે પીવું પડયું' અથવા 'મારાથી ન રહેવાયું.'

આ વાતને આગળ ન વધારું. આત્મીયતા જામ્યા પછી એ કોઈ પણ શર્ત વગર પોતાનું કામ કર્યે જાય છે. પતિપત્ની વચ્ચે, ભાઈભાઈ વચ્ચે અને સ્નેહીઓ વચ્ચે આત્મીયતા કદી ઓછી થવી જ ન જોઈએ. આત્મીયતાથી વધારે પવિત્ર કોઈ વસ્તુ છે જ નહીં.

આત્મીયતાનો સ્વીકાર કરવો, એને વધારવી, એને માટે ઘણું ઘણું સહન કરવું અને પરસ્પર અસર વિશુદ્ધ થતી જાય એનો પ્રયત્ન કરવો, એ જ છે સર્વ-ધર્મ-સમન્વયનો સાર્વભૌમ કાર્યક્રમ.

૧૫–૯–'૬૯

## સમાનતા દ્વારા વ્યાપક એકતાની મજબૂતી

આપણે ત્યાં સારાં ઘરોમાં એક સુંદર રિવાજ ચાલુ હતો, જે આજે પણ અનેક ઠેકાણે જોવા મળે છે.

નાનામોટા બધા તહેવારોમાં તે તે દિવસે આપણે પોતાનાં નજીકનાં કે દૂરનાં સગાંવહાલાંઓને તો જમવા બોલાવીએ જ છીએ. ઉપરાંત, જેમની સાથે ઊંડો સ્નેહસંબંધ છે અથવા ધંધાઉદ્યોગને કારણે જેમની સાથે લેવડદેવડ છે એવા લોકોને પણ આપણે કોક કોક વાર એકસામટા અથવા વારાફરતી જમવા બોલાવીએ છીએ.

એટલું જ નહીં પણ વારતહેવારને દિવસે ઘરનું બધું કામ કરનારા નોકરો, મુખ્ય ભોજન પછી એક અલગ ભોજનમાં, સાથે બેસીને જમે છે.

ઉપરાંત જેઓ ઘરનું કામ કરતા નથી અને ઘરમાં રહેતા નથી એવા ધોબી, બૂટ-જોડા આદિ સુધારી આપનાર મોચી, ઘરમાં આપણા અને આપણાં બાળકોના (અને ઘરની વિધવાઓના પણ) વાળ કાપનાર હજામ આદિ લોકોને, તે દિવસે જમવા બોલાવવાને બદલે, ઘરમાં બચી ગયેલો બધો ખોરાક અને થોડાં પકવાનો પણ એમને આપી દઈએ છીએ.

હવે આ રિવાજોમાં એક મહત્ત્વનો ફેરફાર કરવા જેવો છે.

ભિન્ન ન્યાતને કારણે કે ધંધાને કારણે (ઘરની આવક અને રહેણીકરણીના ફરકને કારણે) સામાજિક ઉચ્ચનીચભાવ દાખલ થાય છે. પરિણામે ઉચ્ચ ન્યાતના લોકો ગરીબોને અને પછાત લોકોને મુખ્ય ભોજનમાં સાથે બેસાડી શકતા ન હતા, એ રિવાજ હવે આપણે તોડવો જોઈએ. ધંધા કે આવકને કારણે જો સ્વાભાવિક ભેદ હોય છે તે સામાજિક જીવનમાં આવવા ન દઈએ અને ધોબી, હજામ કે મોચીને પણ આપણે ત્યાં બધા સાથે એક જ પંક્તિમાં બેસાડી જમાડીએ.

અને ત્યાર પછી, પરિસ્થિતિ ધ્યાનમાં રાખી ધોબી, હજામ, ચમાર જેવાઓને (જમીને ઘેર જતી વખતે) ખોરાકની વસ્તુઓ અને મિષ્ટાન્નો પણ નાનાંમોટાં પડીકાંમાં બાંધીને ઘેર લઈ જવા આપી દઈએ. (કોક વખતે ધોબી જેવાને બદલે એમની પત્નીઓને જમવા બોલાવીએ, સાથે સાથે એમના ઘરની ગરીબીનો ખ્યાલ કરીને એમને મદદ પહોંચાડીએ. અને છતાં, સામાન્ય વ્યવહારમાં કોઈ પણ ન્યાતને કે ધંધાને અલગ કે બહિષ્કૃત ન રાખીએ.)

આવી નવી નીતિથી એ લોકોને એટલું સારું લાગે છે કે એ લોકોની, મૂળે જે ઉત્તમ છે તે નિષ્ઠા પણ અનેકગણી વધે છે. એ લાભ નાનોસૂનો નથી. કાળે કરીને બધી ન્યાતોમાં અને ધંધાઓમાં સમાનતા રૂઢ થયા પછી ખાસ નિષ્ઠાનો વિચાર રહી શકતો નથી અને એ જ ઉત્તમ સ્થિતિ છે.

આજે આપણા દેશનું સામાજિક સંગઠન પોતપોતાની ન્યાત પૂરતું જ સંકુચિત હોય છે. એને કારણે જે રાષ્ટ્રીય નબળાઈ આપણી સંસ્કૃતિમાં પેસી ગઈ છે તે સ્વાભાવિકપણે દૂર થશે અને પછી રાજદ્વારી ખાસ અધિકારની લાંચ કોઈને આપવી પડવાની નથી.

# ૫૫. પ્રેમવીર બ્રહ્મચારી

[ડિસેમ્બર ૨૫]

પ્રેમમૂર્તિ, ભગવદ્‌ભક્ત, બ્રહ્મચારી ઈશુએ ઈશ્વરની એક અદ્‌ભુત વિભૂતિ વ્યક્ત કરી છે. બુદ્ધ ભગવાનની પેઠે ઈશુનું જીવન પણ કરુણગંભીર અને ઉદાત્ત-કોમળ્ છે. એક સુતારનો અભણ છોકરો પોતાના જમાનાના સાધુપુરુષો અને ધર્માચાર્યો પાસે પ્રશ્નો પૂછી પૂછી સ્વતંત્રપણે ધાર્મિકતા કેળવતો ગયો અને કેવળ શ્રદ્ધા અને ઈશ્વરકૃપાથી ઈશ્વરપરાયણ અનન્ય ભક્ત બન્યો. ઈશ્વર સર્વશક્તિમાન છે એમ તો બધા જ કહેતા હતા પણ ઈશ્વર ક્ષમાવાન છે એટલું જ નહીં પણ 'સર્વસહ' છે એ ઓળખનાર સત્પુરુષોમાં પણ ઈશુનું સ્થાન અનેરું છે. બ્રહ્મચર્યનું માહાત્મ્ય ઓળખીને એ રસાયણને સિદ્ધ કરનાર તપસ્વીઓ ઘણા થયા છે. પણ બ્રહ્મચર્ય જેમને સહજ સિદ્ધ હતું એવા સત્પુરુષોમાં પણ ઈશુ વિશેષ ભાવે તરી આવે છે, કેમ કે એને એ ઈશ્વરી પ્રસાદનો અહંકાર ન હતો, એ કહેતો કે બ્રહ્મચર્ય તો ઈશ્વરે જેને આપ્યું હોય તેને જ સહજ સિદ્ધ છે. બીજા લોકોએ તો લોઢાના ચણા જ ચાવવા રહ્યા. કોઈ બ્રહ્મચારીએ સ્ત્રીજાતિના ઉદ્ધાર માટે પોતાનું હૃદય નિચોવ્યું હોય તો તે ઈશુનું જ હૃદય હતું. આટલી ઉત્તમતા એમનો જમાનો જીરવી ન શકયો એટલે જે ગુનાસર સૉક્રેટિસને દેહાંતદંડ મળ્યો તે જ ગુનાસર પ્રભુ-પુત્ર ઈશુને ક્રૂસ ઉપર ચડવું પડ્યું. અનેક અવતારી પુરુષોએ પોતપોતાના શિષ્યોને અને ભક્તોને ભક્તિધર્મની દીક્ષા આપી છે. ઈશુએ પોતાના શ્રાવકોને અને અનુયાયીઓને આપેલા ઉપદેશમાંથી જે બેચાર સંઘરાયેલા છે તેની અસર સેંકડો વર્ષ થયાં કરોડો લોકો ઉપર થઈ છે. એવા કારુણ્ય-વીરને નામે એક નોખો ધર્મ સ્થપાય એ એક રીતે દુર્દૈવ જ કહેવાય. એના અનુયાયીઓએ નોખો ધર્મ સ્થાપી ખ્રિસ્તના ઉપદેશની વ્યાપકતા મર્યાદિત કરી છે એમ લાગ્યા વગર રહેતું નથી. એ ગમે તે હો. બધા જ ધર્મના લોકોએ આજના કહેવાતા ખ્રિસ્તીઓ તરફ ન જોતાં ખ્રિસ્તના જીવન, ઉપદેશ અને બલિદાન તરફ જોવું જોઈએ. અને એ ઉપદેશ પ્રમાણે ચાલનાર સંતોના જીવન તરફ જોવું જોઈએ.

એ જ દૃષ્ટિ બીજા બધા ધર્મો વિશે પણ રાખવી ઘટે છે.

૯–૬–'૩૮

### નાતાલ

ડિસેમ્બર ૨૫ ૧ દિવસ

હિંદ દેવીના દરબારમાં દરેક ધર્મ, પંથ અને મતને સ્થાન છે. હિંદુ ધર્મને કોઈ ધર્મનો વિરોધ નથી. यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः એ વૃત્તિ હિંદુ ધર્મના હાડમાં છે.

ત્યાગી, બ્રહ્મચારી, ભગવદ્‌ભક્ત નિષ્ઠાવીર ઈશુ ખ્રિસ્તની જયંતી પણ આપણે જરૂર ઊજવીએ. આપણી ઢબે ઊજવીએ. હિંદુ ધર્મમાં સદ્‌ગુરુની ઉપાસનાનો જે માર્ગ છે, यस्य देवे पराभक्तिः यथा देवे तथा गुरौની વૃત્તિ છે, તેનું જ એક સ્વરૂપ ખ્રિસ્તી ધર્મ છે. આ દિવસે ઈશુનું ગિરિપ્રવચન વંચાય. ઈશુના બલિદાનની વાર્તા વિદ્યાર્થીઓને વાંચી સંભળાવાય. આપણા પડોશમાં કોઈ દીનદુખિયાં કે માંદાં હોય તો તેમની સેવા કરીએ. જેની પાસે ઓછું હોય એને કંઈક આપીએ. ખ્રિસ્તી મિત્રોને મળવા બોલાવીએ. એમને ત્યાં જઈએ.

## ૫૬. મોહરમ

શિયા અને સુન્ની વચ્ચે કયો મતભેદ છે, ઈસ્લામના ધર્મપુરુષોમાં હસન અને હુસેનનું કયું સ્થાન છે, તે બાબતમાં હિંદુઓ ભલે ઉદાસીન હોય, પણ એશિયાના પશ્ચિમ પ્રદેશોમાં, અરબસ્તાનની પુણ્ય ભૂમિમાં ધર્મને અર્થે કેવો અપૂર્વ આપભોગ આપવામાં આવ્યો અને પેગમ્બરનાં આજ્ઞા અને ઉપદેશને વફાદાર રહેવા ધર્મનિષ્ઠ મુસલમાનોએ શું શું જતું કર્યું, કેટલું સહન કર્યું અને આખી લડતમાં કેટલી બહાદુરીથી ક્ષાત્રધર્મના એકેએક અંગનું પાલન કર્યું એ બધું આપણે માટે મહત્ત્વનું છે. મોહરમનો તહેવાર એ ઈસ્લામી ભાઈઓ માટે એક શ્રાદ્ધનો દિવસ છે. અને ઈસ્લામના ભારેમાં ભારે શહીદોનું સ્મરણ કરાવવાની શક્તિ આ તહેવારોમાં છે. આપણા ઈસ્લામી ભાઈઓ મોહરમમાં એક જૂના કિસ્સામાંથી ધર્મનિષ્ઠા કેળવે છે, અને એટલે દરજ્જે ભારતવર્ષની ધર્મનિષ્ઠામાં વધારો કરે છે. હિંદુસ્તાન ધર્મભૂમિ છે. એની અંદર દરેક કોમ જેટલે દરજ્જે શુદ્ધ ધર્મનિષ્ઠા કેળવે તેટલે દરજ્જે આ ધર્મભૂમિની શક્તિ વધવાની.

૩–૯–’૨૨

### મોહરમ

૧ દિવસ

ધર્મવીરોનો આ તહેવાર છે. તાજિયામાં આપણે ભલે ભાગ ન લઈ શકીએ; પણ ધર્મને નામે જે કોઈ પ્રાણાર્પણ કરવા તૈયાર થઈ જાય તેના જીવન અને

મરણમાંથી આપણને જરૂર પ્રેરણા મળે એમ છે. ઈમામહુસેનની કથા, ખિલાફતનો પ્રાચીન ઈતિહાસ અને કરબલાનો ભીષણ પ્રસંગ છોકરાઓને આપણે સમજાવીએ. શિયા અને સુન્નીનો ભેદ પણ છોકરાઓ જાણે.

આ દિવસે મુસલમાન મિત્રોને ખાસ મળવા-જમવા બોલાવીએ. એમને ત્યાં તે દિવસે મળવા જઈએ.

## ૫૭. સંપનો તહેવાર

### [બકરી ઈદ]

ઈશ્વરભક્તિ અને કૌટુંબિક મોહ એ બે વચ્ચે પરાપૂર્વથી યુદ્ધ ચાલતું આવ્યું છે. દરેક ધર્મમાં ધર્મપાલનને અર્થે કૌટુંબિક મોહનો નાશ કરનાર ભક્તોના અનેક દાખલાઓ છે.

એકાદશીવ્રતની એક કથા છે કે રાજા રુક્માંગદે પોતાની માનીતી રાણી મોહિનીને એક વરદાન આપ્યું હતું. રાજા પરમ વૈષ્ણવ હતો અને એકાદશીનું વ્રત કરતો. રાણીએ રાજા પાસે વરદાન માગ્યું, કાં તો વ્રત તોડી ભોજન કરો, કાં તો તમારા માનીતા પુત્રનો વધ કરો. વ્રત તોડવું રાજાને માટે અશકય હતું. પિતૃભક્ત પુત્રે રાજાને આગ્રહ કર્યો કે વચન પાળવા માટે મારો વધ કરો એ જ ઠીક; હું મરવા તૈયાર છું. રાજા શસ્ત્ર ઉગામે છે, પણ ભક્તવત્સલ ભગવાન વિષ્ણુ તેનો હાથ ઉપરથી જ ઝાલી લે છે.

સગાળશા શેઠે પણ અતિથિધર્મના પાલનને અર્થે કેલૈયા પુત્રને કુરબાન કર્યો હતો. સ્રીપુત્રને વેચી નાખનાર હરિશ્ચંદ્ર અને સીતાનો ત્યાગ કરનાર રામચંદ્ર એ જ કોટિના માણસ થઈ ગયા. માલિકના પુત્રનું રક્ષણ કરવા ખાતર પોતાના દીકરાનું બલિદાન આપનાર પન્ના પણ એ જ ભક્તકોટિની હતી.

એવા જ એક ભક્તરાજના સ્મારક તરીકે મુસલમાન લોકોમાં બક્ર-ઈદનો તહેવાર પ્રચલિત થયો છે. તે તહેવાર મહમ્મદ પયગમ્બરે શરૂ કર્યો નથી. તે પયગમ્બર પહેલાંના ધર્મમાંથી લીધેલો હોઈ બહુ પ્રાચીન છે.

ઈશ્વરનિષ્ઠ ઇબ્રાહીમને બે પુત્ર હતા. તેમાંના નાનાનું નામ ઈસ્માઈલ. પિતાનું ઈસ્માઈલ પ્રત્યેનું વિશેષ વહાલ દેખી સેતાને ઈશ્વરને કહ્યું, 'જોઈ તારા ભક્તની ભકિત! તું જાણે કે એ તારો ભક્ત છે, પણ તે તો પુત્રભક્ત છે. જો, તે પુત્ર પાછળ કેવો ગાંડો છે!' સ્વપ્નામાં આવી ઈશ્વરે ઇબ્રાહીમને કુરબાની કરવા કહ્યું. કુરબાનીનો કાયદો છે કે જે વસ્તુ આપણને અત્યંત પ્રિય હોય, જેને આપણે કીમતી ગણતા હોઈએ તેને કુરબાન કરવી. ઇબ્રાહીમે બીજે દિવસે ગાય કે બકરાની કુરબાની કરી. પણ રાત્રે પાછું તે જ સ્વપ્નું આવ્યું કે કુરબાની

કર. તેણે વધારે બલિદાન આપ્યું, છતાં એનું એ જ સ્વપ્નું! તેણે નમ્ર થઈ ઈશ્વરની પ્રાર્થના કરી અને પૂછ્યું, 'ઓ માલિક, તું કોની કુરબાની માગે છે?' ઈશ્વરે કહ્યું, 'તારા વહાલા પુત્રની.'

ભક્તશ્રેષ્ઠ ઇબ્રાહીમના હૃદયને આઘાત સરખો પહોંચ્યો નહીં. એણે ઈશ્વરને સર્વસ્વ અર્પણ કર્યું હતું. બીજે દિવસે દીકરાને લઈને ભક્તરાજ કુરબાનીની જગાએ જવા નીકળ્યા. માને અને દીકરાને ઉશ્કેરવાનો સેતાને પ્રયત્ન કર્યો, પણ આ પ્રેમળ કુટુંબમાં ઈશ્વરભકિત એટલી દૃઢ હતી કે ત્રણમાંથી એકે મોહવશ ન થયું. પિતાએ પુત્રની ગરદન પર છરી મૂકી, પણ ઈશ્વરે તે રોકી અને ઇસ્માઈલના બદલામાં એક પશુની જ કુરબાની કબૂલ રાખી. ઇબ્રાહીમ, ઇસ્માઈલ અને ઇસ્માઈલની માતા ત્રણેની પરીક્ષા પૂરી થઈ અને સેતાન ફજેત થયો.

એ ઇસ્માઈલના વંશમાં જ ઇસ્લામી ધર્મના નબી મહમ્મદ પયગમ્બરનો જન્મ થયો.

એવા એ અદ્‌ભુત પ્રસંગના સ્મરણમાં ઇસ્લામી ભાઈઓ બક્ર-ઈદને દિવસે કુરબાની કરે છે. કૌટુંબિક મોહ તજી શુદ્ધ ઈશ્વરભક્તિ કરવી, કર્તવ્ય આગળ મોહને ફના કરવો એ જ ધાર્મિક તત્ત્વ આ તહેવારમાં રહેલું છે. તે તત્ત્વ જેટલું ઇસ્લામને પ્રિય છે તેટલું જ બીજા ધર્મોને પણ પ્રિય છે. સ્વાર્થ, મોહ, લોભ એ બધાનો નાશ કરવા ખાતર પોતાની અને પોતાની પ્રિય વસ્તુની કુરબાની કરવી એ જ સાચી ધાર્મિકતા છે. એ જ મહાન યજ્ઞ છે. એના સ્મારકચિહ્‌ન તરીકે દરેક ધર્મમાં બલિદાનની પ્રથા પ્રાચીન કાળથી ચાલતી આવેલી છે. પણ જેમ જેમ આપણા જીવનમાં દયા વધતી ગઈ તેમ તેમ આપણે આ બલિદાનમાંથી એક એક બાહ્ય વસ્તુ ઓછી કરતા આવ્યા. નરમેધ છોડયો, અશ્વમેધ છોડયો, માંસનો ભોગ છોડયો અને આખરે પાડા કે ઘેટાને બદલે અડદના લોટનું પશુ બનાવી તેનું બલિદાન કરવા લાગ્યા. આખરે કોળું અને નાળિયેર વધેરીને જ આપણે સંતોષ માનવા લાગ્યા. પણ બલિદાનની કલ્પના આપણે જાગ્રત રાખી છે. જેઓ માંસાહારી છે તેઓ બલિદાનમાં પશુ અર્પણ કરે એ આશ્ચર્યકારક નથી. આપણે પશુહત્યાનું પાપ ઓળખી માંસાહાર છોડયો તેથી પશુનું બલિદાન પણ છોડયું.

હિંદુસ્તાનમાં દયાધર્મ છે. જૈનોમાં છે તેમ જ બીજા હિંદુઓમાં પણ છે; અને હિંદુઓમાં છે તેમ જ મુસલમાનોમાં પણ છે. એ દયાધર્મ ઉપર આપણે વિશ્વાસ રાખીએ તો તેની અસર સાર્વત્રિક થયા વગર ન રહે. મુસલમાન ભાઈઓ હમેશ હિંદુઓની લાગણી દૂભવવા ખાતર જ ગોવધ કરે છે એ ખ્યાલ ભૂલભરેલો છે. તે છોડી દઈએ એટલે આપણા કહ્યા વગર કોઈ જાતની શરત કર્યા વગર અથવા કાયદાઓ પસાર કર્યા વગર મુસલમાનો યથાકાળે ગોવધ છોડી દેશે. મુસલમાન કોમમાં ખાનદાની છે. પડોશીધર્મનું પાલન કરવા ખાતર તેમણે આજ સુધીમાં અસંખ્ય વેળા પોતાનો જાન જોખમમાં નાખ્યો છે અને અનેક વેળા સર્વસ્વ જતું કરી ખુવાર થયા છે. મુસલમાન લોકો પણ આપણી પેઠે જ ખેતી ઉપર નિર્વાહ

કરે છે, આપણી પેઠે તેઓ પણ ઢોર ઉપર પ્યાર કરે છે. ગોરાઓની પેઠે ગોમાંસ એ તેમણે હમેશના ખોરાકની વસ્તુ બનાવી નથી. ગોરક્ષાની બાબતમાં મુસલમાનો આપણા શત્રુ નથી, મિત્ર બની શકે છે. આપણે ઈસ્લામ ઉપર વિશ્વાસ રાખીએ તો હિંદુસ્તાનમાં જ નહીં પણ ઈસ્લામી દુનિયામાં પણ તેમની મદદથી આપણે ગોરક્ષા કરી શકીએ.

બક્ર-ઈદને તહેવારે એકલા ઈબ્રાહીમ અને તેનાં સ્રીપુત્રનું જ સ્મરણ કરવાનું નથી. આજ સુધી ધર્મને નામે જેમણે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે તેવા બધા ધર્મવીરોનું આ પવિત્ર દિવસે આપણે સ્મરણ કરીએ. હિંદુઓ પણ બક્ર-ઈદને દિવસે આ ભકતરાજનું સ્મરણ કરે તો તેમની ધાર્મિકતા વધ્યા વગર નહીં રહે અને બક્ર-ઈદનો તહેવાર હિંદુસ્તાનની રાષ્ટ્રીય એકતા વધેરવાને બદલે વધારશે. જેમ જિલ્હજની દસમી તારીખ ઈબ્રાહીમની સ્મારક છે તેમ ખિલાફત અને સ્વરાજ માટે હિંદુ અને મુસલમાન એક થયા (હતા) તેનું પણ તે સ્મારક થશે. ઈબ્રાહીમ જેવા પવિત્ર પુરુષનો સ્મારકદિન હિંદુમુસલમાન વચ્ચેના ઝઘડાથી આપણે મેલો ન કરીએ એટલી કાળજી ધાર્મિક હિંદુમુસલમાનો જરૂર લેશે એવી આપણે આશા રાખીએ. એકબીજાના સાચા હૃદયની પિછાન થયા પછી ઝઘડાનું મૂળ જ રહેશે નહીં.

૬-૮-'૨૨

## બકરી ઈદ

**૧ દિવસ**

ઈબ્રાહીમના પ્રાચીન ધર્મનો આ તહેવાર છે. બલિદાનનો મહિમા સમજાવવા મુસલમાનોના નબી સાહેબે એનું મહત્ત્વ વધારી દીધું. પશુઓને મારવાના શોખથી આ તહેવાર નથી ગોઠવાયો; પણ પોતાને અત્યંત પ્રિય હોય તે વસ્તુ ઈશ્વરને અર્પણ કરવાની તૈયારી કેળવવા માટે આ તહેવારનું પ્રયોજન છે. એ દિવસની વાર્તા છોકરાઓને કહેવામાં આવે.

# ૫૮. જીવંત ઇતિહાસ

હિંદુસ્તાનનો ઈતિહાસ લોકોએ લખેલો નથી એ વિધાનનો આપણે ગમે તેટલો વિરોધ કરીએ, તોપણ પ્રાચીન કાળનો આપણો ઈતિહાસ આપણે હાથે લખાયેલો છે એવું સિદ્ધ થતું નથી. રામાયણ-મહાભારત ઈતિહાસ કહેવાય નહીં. આધુનિક દૃષ્ટિએ તો તે ઈતિહાસ નથી જ. રામાયણ-મહાભારતમાં તેમ જ પુરાણોમાં ઈતિહાસ છે, પણ તે ધર્મનિશ્ચય કરવા માટે યોજેલા દૃષ્ટાંતરૂપે છે. મહાવંશ અને દીપવંશ ઈતિહાસ ગણાય. પણ તે સિલોનના છે, અને તેમાં આવેલો

ઈતિહાસ જૂજ છે. કાશ્મીરની રાજતરંગિણી વિશે પણ એમ જ કહેવું પડે તેમ છે. ત્યારે આપણો ઈતિહાસ કેમ નથી? જીવનનું ગમે તે અંગ લો, તેમાં આપણા લોકોએ અસાધારણ પ્રાવીણ્ય મેળવેલું છે; છતાં આપણામાં ઈતિહાસ કેમ નથી?

ઈતિહાસ એટલે મનુષ્યજાતિ આગળ ઊભા થયેલા સવાલોની નોંધ. આમાંથી કેટલાક સવાલોનું નિરાકરણ થયેલું હોય છે અને કેટલાક સવાલો હજી અનિર્ણીત છે. જે સવાલોનો નિશ્ચય થઈ શક્યો છે તે હવે સવાલો રહ્યા નથી. તેનું નિરાકરણ થયું છે અને તે સમાજમાં — સામાજિક જીવનમાં સંસ્કાર રૂપે દાખલ થઈ ગયા છે. જેમ પચેલા અન્નનું લોહી બની જાય છે તેમ તે સવાલો રાષ્ટ્રીય માન્યતા અથવા સામાજિક સંસ્કારનું રૂપ પામ્યા છે. અન્ન પાચન થયેલું હોય તો કાલે મેં શું ખાધું એનો જેમ મનુષ્ય વિચાર કરતો નથી, તેમ જે સવાલોનો ઉકેલ આવી ગયો છે તે વિશે પણ તે ઉદાસીન રહે છે.

હવે સવાલ રહ્યો અનિર્ણીત પ્રશ્નોનો. આપણા લોકો પરમાર્થી (serious) છે. તેઓ અનિર્ણીત સવાલને કાગળ ઉપર દાખલ કરીને છોડી દેવા નથી માગતા. અનિર્ણીત સવાલોમાં મતભેદ હોય છે. જેટલા મતભેદ હોય તેટલા સંપ્રદાયો આપણે ઊભા કરીએ છીએ. વેદમંત્રોના ઉચ્ચારણમાં મતભેદ પડ્યો તો આપણે ભિન્ન ભિન્ન શાખાઓ ઊભી કરી. જ્યોતિષમાં મતભેદ પડ્યો ત્યાં પણ આપણે સ્માર્ત અને ભાગવત એકાદશી જુદી જુદી માની. દાર્શનિક તત્ત્વભેદ જણાયો તો આપણે દ્વૈતવાદી અને અદ્વૈતવાદી પંથો સરજ્યા. આહારભેદ થયો અથવા ધંધાનો ભેદ પડ્યો ત્યારે આપણે જુદી જુદી ન્યાતો બાંધી. સામાજિક રિવાજોમાં જ્યાં મતભેદ પડ્યો ત્યાં આપણે જ્ઞાતિની પેટાન્યાતો ઊભી કરી. ભૂલથી માણસ રિવાજ તોડે અથવા મોટામાં મોટું પાપ કરે તેને માટે પણ તેને પ્રાયશ્ચિત્ત છે; તેટલા સારુ નવી ન્યાત ઊભી કરતા નથી. મહાન ઐતિહાસિક અને રાષ્ટ્રીય મહત્ત્વની ઘટનાઓનો ઈતિહાસ આપણે તહેવારો મારફત જાગ્રત રાખીએ છીએ. દરેક સામાજિક હિલચાલના ઈતિહાસને તે તે હિલચાલના કેન્દ્રને તીર્થનું રૂપ આપી આપણે જીવતો રાખેલો છે. એ રીતે ઈતિહાસ લખવા કરતાં ઈતિહાસ જીવવો અને જિવાડવો એટલે કે જીવનમાં જીવી બતાવવો એ આપણા સમાજની ખૂબી છે. ચીંથરામાંથી બનેલા કાગળ ઉપર ઈતિહાસ સંઘરવો એ સારું કે જીવનમાં જ ઈતિહાસ સંઘરવો એ સારું? કયો વધારે સુધરેલો માર્ગ છે એ કહેવું શું મુશ્કેલ છે? જ્યાં સુધી પરંપરા તૂટી ન હતી ત્યાં સુધી આપણો ઈતિહાસ આપણા જીવનમાં જીવતો હતો. હજી પણ લોકોના રિવાજ, લોકોની માન્યતાઓ, જ્ઞાતિ-બંધારણો, તહેવારો વગેરે તપાસીએ તો ઘણો ઈતિહાસ મળી શકે એમ છે. માત્ર તે ઘણે ભાગે રાજકીય નહીં હોય, રાજનૈતિક નહીં હોય, પણ સામાજિક અને રાષ્ટ્રીય હશે. ઈતિહાસસંશોધકો આ દિશામાં શું મહેનત નહીં કરે?

# આવશ્યક વાચન

તહેવારોની જે ટૂંકી નોંધો તે તે તહેવાર તળે આપી છે તે કાંઈ તહેવારોનું નિબંધન (code) તૈયાર કરવા માટે નથી, પણ તહેવારો પાછળ રહેલું પરંપરાગત રહસ્ય અને એમાં પૂરી શકાય એવાં નવાં તત્ત્વો તરફ ઊછરતી પેઢીનું ધ્યાન ખેંચવા માટે છે. આને અંગે વાંચવાલાયક સાહિત્ય ઘણું છે અને નથી. તહેવારોનું જ મહત્ત્વ સમજાવે એવી ચોપડીઓ ગુજરાતીમાં ભાગ્યે જ બેચાર હશે. 'આર્યોના તહેવારોનો ઈતિહાસ' એ એક જ ચોપડી આ ક્ષેત્રને વ્યાપે છે. આના મૂળ મરાઠી લેખકે નવી માહિતી ઉમેરીને એની નવી આવૃત્તિ પણ કાઢી છે. આપણે ત્યાં ગુજરાતના તહેવારોની સ્વતંત્ર શોધખોળ કરી, તેમ જ હિંદી ભાષામાં આ વિષય ઉપર જે બે ચોપડીઓ લખાઈ છે તેનો ઉપયોગ કરી, એની નવી આવૃત્તિ કરવાની આવશ્યકતા છે. 'Hindu Fasts and Feasts' જેવી ચોપડીઓ પણ કેટલીક નવી દૃષ્ટિ આપી શકે છે. પ્રજાજીવનના અને સમાજશાસ્ત્રના અભ્યાસી કેટલાક ગોરાઓ જુદા જુદા તહેવારો ઉપર કાંઈક સમભાવપૂર્વક અને કાંઈક રમૂજવૃત્તિથી લખે છે, એમાંથી પણ સરખામણી માટે કેટલાક અંશો મળી આવે છે. બંગાળી લેખકોએ પણ અંગ્રેજી તેમ જ બંગાળીમાં ઘણી માહિતી ભેગી કરી છે. જામનગરવાળા મણિશંકર શાસ્ત્રીની ચોપડી સાવ જૂની ઢબની છે, એમાંથી પણ શોધક કાંઈક તો મેળવી શકશે. એ જ ઢબની મરાઠી ચોપડી 'આર્યોત્સવપ્રકાશ' કરીને છે. લોકમાન્ય ટિળકના 'ઓરાયન' (મૃગશીર્ષ) ઉપરથી સૂઝેલી હોળીના તહેવાર ઉપરની 'શિમગા' કરીને એક મરાઠી ચોપડી છે, તે શોધખોળની દૃષ્ટિએ કીમતી છે એમ કહેવાય છે. સુરતમાં ભાઈ કાજીએ તહેવારો ઉપર એક વ્યાખ્યાન આપ્યું હતું. તે પણ જોઈ જવા જેવું છે. આપણા દેશની આબોહવાનું ઋતુચક્ર, વેપારી અને મુસાફરોની જરૂરિયાતો અને ખેડૂતોનું જીવન એ બધાંનો આપણા તહેવારો સાથે સંબંધ છે. પરદેશીઓમાં હિંદુ જીવનનો ઊંડામાં ઊંડો અભ્યાસ ભગિની નિવેદિતાએ કર્યો છે. એનાં કેટલાંક લખાણો પણ કીમતી સૂચનાઓ આપશે.

આપણું પ્રાચીન રાષ્ટ્રીય જીવન મુખ્યત્વે રામાયણ, મહાભારત અને ભાગવતમાં પ્રતિબિંબિત થયેલું છે. દેવીઉપાસકોની ખાસિયત દેવીભાગવતમાંથી મળી આવે એમ છે. આ મહાગ્રંથોનો પરિચય બધાને જ હોવો જોઈએ. કિશોરલાલભાઈની અવતાર-માળાનાં 'રામ અને કૃષ્ણ', 'બુદ્ધ અને મહાવીર', અને 'સહજાનંદ' બાળકોને ઉપયોગી છે. 'સીતાહરણ' પણ બાળકોને ઉપયોગી છે. કૃષ્ણજીવન માટે ચિંતામણરાવ વૈદ્યનું 'કૃષ્ણચરિત્ર' અને બંકિમ બાબુનું 'કૃષ્ણચરિત્ર' એ બે વિશેષ ઉપયોગી છે.

આ જ વિષયમાં જૈન સાહિત્ય ખાસ તપાસવા જેવું છે. 'ત્રિષષ્ટિશલાકા-પુરુષ'માં તીર્થંકરોની માહિતી તો મળશે જ. જેમ જેમ જૈન આગમોના સુલભ સારાનુવાદ ગુજરાતી વાચકવર્ગ આગળ રજૂ થશે* તેમ તેમ જૈન જીવનપદ્ધતિ વધારે ને વધારે સમજાશે. જૈન એ કેવળ સંપ્રદાય નથી પણ વિશ્વવ્યાપી થઈ શકે એવી જીવનદૃષ્ટિ છે એમ સમજાશે; ત્યારે એની અસર બધા જ તહેવારો ઉપર ઓછીવત્તી પડશે.

આપણે ત્યાં બૌદ્ધ સાહિત્ય થોડુંઘણું તૈયાર થયું છે. 'બુદ્ધલીલા', 'ધમ્મપદ', 'સુત્તનિપાત', 'બૌદ્ધ સંઘનો પરિચય', 'સમાધિમાર્ગ', 'બુદ્ધ, ધર્મ અને સંઘ', 'બુદ્ધચરિત' — આટલી ચોપડીઓ દ્વારા એ ધર્મ અને એના 'અવેર'ના મહાન સંદેશાનું વાતાવરણ સહેજે ધ્યાનમાં આવશે. શાંતિદેવાચાર્યના 'બોધિચર્યાવતાર'માંથી ઉત્તમ શ્લોકો ધર્માનંદજીએ આપણને કાઢી આપ્યા છે તે પારાયણ લાયક છે. દુનિયાની સુરક્ષિત પ્રજાને બૌદ્ધ ધર્મ અને બ્રાહ્મ ધર્મ વધારેમાં વધારે આકર્ષે છે, કેમ કે એમાં માન્યતાઓ અને વાદોનું સામ્રાજ્ય ઓછામાં ઓછું છે. સદાચારની સાધના એ જ એમાં મુખ્ય ભાગ ભજવે છે.

સદાચારની સાધના ઉપર ઉગ્રપણે ભાર મૂકનાર એક મોટો ધર્મ તે ઈસ્લામ છે. છતાં એમાં મનુષ્યસ્વભાવ ઉપર અતિ અંકુશ ન મુકાય એ દૃષ્ટિ ખાસ રાખી છે. ઈસ્લામમાં તહેવાર બહુ નથી. બે ઈદો તો ઈબ્રાહીમના ધર્મમાંથી લીધેલી છે. મોહરમ એ ઐતિહાસિક તહેવાર ગણાય. મહમદ પેગંબરની વફાતનો દિવસ કોક કોક ઠેકાણે ઊજવાય છે. ઈસ્લામી સંસ્કૃતિમાં વિલાસિતાને કેટલો અવકાશ છે એ સવાલ નોખો છે. ઈસ્લામી ધર્મ તો સંયમધર્મી (પ્યૂરિટન) જ છે. કુરાને શરીફ, મહમદ સાહેબનું જીવનચરિત્ર, અને હદીસ એટલું વાંચીએ તો એ સંસ્કૃતિનો ખ્યાલ આવશે. અમીરઅલીનું 'સ્પિરિટ ઑફ ઈસ્લામ' અને આર્નોલ્ડનું 'પ્રિચિંગ ઑફ ઈસ્લામ' આ બે ચોપડીઓ શિક્ષકોએ વાંચેલી હોવી જોઈએ. 'કસસ-અલ-અંબિયા'નું ગુજરાતી ભાષાંતર જો કોઈ કરી આપે તો મોટી સગવડ થાય. ઈસ્લામમાં પ્રતિષ્ઠા પામેલા પેગંબરોનાં જીવનચરિત્રો એમાં આપણને મળશે. 'મુસ્લિમ ઓલિયાઓ' તો ઘણાખરાએ વાંચ્યું હશે જ.

ખ્રિસ્તી ધર્મ માટે 'નવા કરાર' તેમ જ 'સંત જોનનું ભાગવત', ડીન ફેરારનું 'ખ્રિસ્તનું ચરિત્ર', કેમ્પિસનું 'ઇમિટેશન ઑફ ક્રાઇસ્ટ,' અને બનિયનનો 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ', એટલું તો વાંચેલું હોવું જોઈએ. વાલજીભાઈનું 'ઈશુચરિત' પણ કાંઈક

---

* ગૂજરાત વિદ્યાપીઠની શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલામાં આ વિષયનાં નીચેનાં પુસ્તક પ્રગટ થયાં છે:

શ્રી રાજચંદ્ર, મહાવીર સ્વામીનો સંયમધર્મ, મહાવીર સ્વામીનો આચારધર્મ, મહાવીર સ્વામીનો અંતિમ ઉપદેશ, શ્રી કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો, શ્રી ભગવતી-સાર, શ્રી સાંજનો ઉપદેશ, તત્ત્વાર્થસૂત્ર, પાપ, પુણ્ય અને સંયમ, શ્રી મહાવીરકથા, અને

ઉપયોગી થઈ શકે. મણિલાલ પરીખે ખ્રિસ્તી ધર્મનો ઈતિહાસ લખેલો છે. 'ઈમિટેશન ઑફ ક્રાઈસ્ટ'નું ભાષાંતર જૂનાગઢવાળા શ્રી છગનલાલ હરિલાલ પંડયાએ 'ઈશુનું અનુકરણ' કરીને કર્યું છે. સ્વામી વિવેકાનંદે એ જ ચોપડીનું 'ઈશાનુસરણ' કરીને બંગાળી ભાષાંતર શરૂ કર્યું હતું. સંત ફ્રાન્સિસ વિશે થોડુંક તો મહાદેવભાઈની લેખમાળામાંથી મળશે. સેન્ટ પૉલ, ઈગ્નેશિયસ લોયલા, માર્ટિન લ્યૂથર વિશે ગુજરાતીમાં લખવાની જરૂર છે. ટૉલ્સ્ટૉયે બાવન પરિચ્છેદોમાં બાળકો માટે ઈશુનું જીવનચરિત્ર લખી આપ્યું છે એ પણ સરસ છે.

શિક્ષકોએ બ્રાહ્મસમાજ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ, રામકૃષ્ણ મિશન જેવા વ્યાપક અને આધુનિક ધર્મસંસ્કરણના પ્રયોગો વિશે ખૂબ જાણવું જોઈએ, કેમ કે ભવિષ્યની દિશા એમાંથી જ આપણને મળતી આવી છે. થિયૉસૉફીએ પણ અનેક ધર્મોના અભ્યાસ વિશેનું ઉપયોગી સાહિત્ય બહાર પાડયું છે. આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવે તૈયાર કરી આપેલી ચોપડીઓ તો દરેક શિક્ષકે વાંચેલી હશે જ, ખાસ કરીને એમનું 'ધર્મશિક્ષણ', જેમાં બધા ધર્મો વિશે થોડી થોડી માહિતી છે.

શીખ ધર્મનો ફાળો કીમતી છે. એને વિશે આપણે વધારે જાણવું ઘટે છે. મગનભાઈની નવી ચોપડીઓ 'જપજી' અને 'સુખમની' આમાં ખૂબ મદદ કરશે. મહારાષ્ટ્રના સંતો જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ, તુકારામ વિશે મરાઠીમાંથી અને સુરદાસ વગેરે તથા કબીર વિશે હિંદીમાંથી મેળવવું.

ગુજરાતના સંત કવિઓનું અધ્યયન દરેક સંસ્થામાં હંમેશ ચાલવું જોઈએ.

તહેવારોની યોજના ઘડવી એ એક રીતે હિંદુસ્તાનની વિવિધરંગી સંપૂર્ણ સંસ્કૃતિનું પ્રતિબિંબ પાડવા સમાન છે, અને તે પણ સાહિત્ય મારફતે નહીં પણ જીવનના ઉત્સવ મારફતે. એ મોટું કામ પ્રસ્તુત કાર્યક્ષેત્રની બહાર છે અને એ કામ એકસામટું થાય એના કરતાં ધીમે ધીમે વધે એ જ સારું છે, એમ સમજી અહીં વિરમીએ છીએ.

## પરિશિષ્ટ

# ચિંચવડના પત્રો

## ૧

ચિંચવડ
પોષ વદ અમાસ, ગુરુ

ચિ૦ —

...ગોધરેથી મામાસાહેબ આવ્યા છે. સાથે એમનો એક વત્સ છે. તેઓ ગોધરાનાં રીંગણાં લઈ આવ્યા છે. ઈંડાં જેવાં ગોળ અને સફેદ. મામાસાહેબ કહે છે કે આ છોડો બારે માસ રીંગણાં આપે છે.

પોષ માસમાં મહારાષ્ટ્રી મહારાષ્ટ્રીને મળે એટલે સંક્રાન્તિના 'તિલગુળ' તો જરૂર આપે. હરિહરભાઈના પંચાંગ પ્રમાણે મકરસંક્રાન્તિ — ઉતરાણ બાવીસમી ડિસેંબરે થઈ, પણ આપણાં રૂઢ પંચાંગો પ્રમાણે ગયા રવિવારે ઊજવાઈ. તે દિવસે પાઠશાળાના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો તલ અને ગોળના બનાવેલા લાડવા લઈ આવ્યા હતા. પૂનાથી હરિભાઉ ફાટકે પણ તલગોળનાં ચકતાં મોકલ્યાં હતાં. મામા આવ્યા તે પણ તે દિવસે જ નીકળેલા એટલે તેઓ ખાસી મજાની તલસાંકળી લઈ આવ્યા છે. એકબીજાને તલગોળ આપીને અમે બોલીએ છીએ : 'तिळगूळ घ्या आणि गोड बोला' કેમ કે તલમાં સ્નેહ છે અને ગોળમાં મીઠાશ છે. બધા સાથે પ્રેમ અને મીઠાશ રહે એ સંકલ્પની એ નિશાની છે. વેદમાં એક મંત્ર છે :

मित्रस्य मा चक्षुषा सर्वाणि भूतानि समीक्षन्ताम् ।
मित्रस्याहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे ।
मित्रस्य चक्षुषा समीक्षामहे ।

[બધાં પ્રાણીઓ મારા તરફ અવેરથી — સ્નેહભાવથી જુએ, હું બધા તરફ સ્નેહની દૃષ્ટિથી જોઉં છું. આપણે બધા સ્નેહની દૃષ્ટિએ જોઈએ.]

આ વૈદિક મંત્રનું જ મહારાષ્ટ્રના ભાવિક લોકોએ આવું મજાનું અને મિષ્ટ રૂપાંતર કર્યું છે.

મકરસંક્રાંતિની વાત તો ઓચિંતી હાથ આવી, નહીં તો આ ફેરે તમને કઈ બાબતમાં લખવું એ સૂઝતું ન હતું. અને માણસને સૂઝે નહીં ત્યારે શું લખે, પથરા? આમ વિચાર ચાલતો હતો એટલે નક્કી કર્યું કે હવે પથરા ઉપર જ લખવું. ગુજરાતમાં તો પથરા છે જ નહીં. ત્યાં તો બધે ધૂળ ને ધૂળ. પ્રભુદાસને થાય છે કે પોરબંદરી પથરાને હું અન્યાય કરું છું. પણ હું તમને જ પૂછું છું કે કરવત વતી જે વહેરાય તેને પથરાનું નામ શોભે ખરું? અહીંના કેટલાક પથરા એવા તો સખત છે! આજે જ નાળિયેર જેવડો એક પથરો લઈને એક પથ્થર-ફોડા પાસે હું ગયો હતો. મેં એને કહ્યું, 'મારે આની અંદર પોલું છે કે શું તે જોવું છે. આને જરા ભાંગી આપો.' ભલા માણસે એની અધમણની અણિયાળી મોગરી ઊંચકીને ત્રણચાર વાર સખત ઘા કર્યા. પણ પથરો એકનો બે ન થયો. પેલો પથ્થરફોડો કહે, 'મેં તમને નહોતું કહ્યું આ પથરો નક્કર છે? અને જાત એવી કે આમ ફૂટે નહીં.'*

લિ. કાકાના સપ્રેમ શુભાશિષ

૨

મહા સુદ ૭, ગુરુ

આ અઠવાડિયે અનેક વિદ્યાર્થીઓના કાગળો આવ્યા છે. એટલે કોને નામે આ કાગળ લખું તે નક્કી નથી થતું!

* આ પત્રનો બાકીનો ભાગ 'કાલેલકર ગ્રંથાવલિ-૩'માં 'ચિત્રકૂટના પથરા'વાળો લેખ બન્યો હોવાથી અહીં' એટલો ભાગ છોડી દીધો છે.—સં.

સાંજે સૂરજ આથમી ગયો ત્યારે તે સાવ થાકી ગયેલો દેખાતો હતો. એનું તેજ ઝાંખું પડયું હતું. પહાડની પાછળ ઊતર્યા પછી એણે પોતાના રશ્મિનો સમૂહ કર્યો. અંધારું થયું અને પછી રાત્રિનું વિશાળ કદંબવૃક્ષ ફૂલવા લાગ્યું. પારિજાતના ઝાડ પર ફૂલોની જેમ બહાર આવે તેમ નક્ષત્રો ફૂલવા લાગ્યાં. આખી રાત ચકચક, ચકચક, ચળકયાં જ કરે. સવારે સૂરજને આવવાનો વખત થયો, પણ બિચારો તેજ કયાંથી આણે? અને ઝાંખો જ ઊગે તો એની આબરૂ જાય. તમને ખબર છે કે ચંદનઘોને જેમ લાંબી અને દુર્વા જેવી જીભ હોય છે તેમ સૂરજને પણ તેવી અસંખ્ય જીભો હોય છે. એમને કિરણ કહે છે. સાડા ત્રણ ચાર વાગ્યાથી એ પોતાની જીભો બહાર કાઢી તારાઓ ચાટતો જાય છે. પ્રથમ તો ઝીણા ઝીણા તારાઓ એની જીભોને ચોંટી જાય છે. પછી, આકાશના આ છેડાથી બીજા છેડા સુધી જીભ લંબાવી તે બધા તારાઓ વીણી ખાય છે. નવલખ તારાનું તેજ ગળી ગયા પછી એ ફરી તેજસ્વી થાય છે, અને પ્રસન્ન વદને પૂર્વ દિશાને વીંધીને બહાર નીકળી આવે છે. સૂરજ નીકળ્યા પછી પણ કોક કોક વાર શુક્ર બચી જાય છે. શુક્ર આગળ દોડે અને સૂરજ એને પકડવા ચડતો રહે. બધા તારાઓ ગયા છતાં પોતે રહ્યો છે, એ જોઈને પોતાને 'શુક્ર અદા' કરે છે. એટલામાં એ પણ ખવાઈ જાય છે. अहंकारी व्रजत्यधः ।...

અહીંની ઠંડી ગઈ તો હતી. ખૂબ દૂર ગઈ હતી. પણ એનું કંઈક પાછળ રહી ગયું હશે તે લેવા એ ફરી આવી. આઠ દિવસ થયાં એની શોધ ચાલતી હતી, બે દિવસ થયાં વાદળાંઓ અહીંના આકાશનાં મહેમાન છે. અને આકાશે પણ ઉદારતાથી કહ્યું છે કે આખું ઘર તમારું જ છે. ગઈ રાત્રે પૂનમ હતી એટલે ચન્દ્રનો હક આકાશ પર પૂરેપૂરો હતો. પછી શું ચંદ્ર અને વાદળાંઓ ફ્રેંચો અને અંગ્રેજો હિન્દુસ્તાન માટે લડે એમ લડવા લાગ્યાં! એ લડાઈ વચ્ચે રાહુની છાયાનો ભાવ જ ન રહ્યો.

લિ૦ કાકાના સપ્રેમ આશિષ

## ૩

ચિંચવડ, ગુરુવાર,
મહાશિવરાત્રિ

પ્રિય—

...આજે તમે મહાશિવરાત્રિનો તહેવાર કઈ રીતે ગાળતા હશો એના જ વિચાર આવે છે. શિવરાત્રિનો તહેવાર ઉત્સવ નથી પણ વ્રત છે. શિવરાત્રિનો તહેવાર શૈવ સાંપ્રદાયી ગણાય છે તેથી વૈષ્ણવો એને વિશે ઉદાસીન હોય છે. આ શૈવવૈષ્ણવોનો ભેદ એક વખતે આપણા દેશમાં બહુ આકરો હતો. માણસમાં લડવાની વૃત્તિ જ્યાં સુધી છે ત્યાં સુધી ગમે તે ભેદને આગળ કરી તે લડવાનો. છેક દક્ષિણમાં શૈવવૈષ્ણવોએ જૂના કાળમાં એકબીજાનું લોહી ઓછું નથી વહેવડાવ્યું.

શિવરાત્રિનું માહાત્મ્ય તમે બધા જાણો જ છો. 'હરણાંનાં સ્મરણાં' વિશે તમે વાંચ્યું-સાંભળ્યું છે જ. વચન પાળવાની ટેક, માતૃવાત્સલ્ય અને પરાર્થે સ્વાત્માર્પણ એ બોધ તમે એ વાર્તામાંથી લીધો હશે જ. પણ આજે બીજી દૃષ્ટિએ શિવરાત્રિનું મહત્ત્વ મને સ્ફુરે છે.

આપણા ધર્મમાં જીવદયાનો બોધ સર્વોચ્ચ અને શુદ્ધ ભૂમિકા ઉપરથી કર્યો છે. તિર્યંચ એટલે કે મનુષ્યેતર પ્રાણીઓ એ પણ ઈશ્વરનાં જ બાળકો છે. ઈશ્વરના હૃદયમાં એમને વિશે પણ આપણા તરફ છે તેટલું જ વાત્સલ્ય વસે છે. મૂક પશુપક્ષીઓને પણ આપણા જેવી જ લાગણીઓ હોય છે. તેમને દુઃખી કરવાં એ અધમતા છે. પશુઓને પીડવાથી ઈશ્વર વિશેષે કરીને નારાજ થાય છે એ બોધ આપણા ધર્મમાં અનેક સુંદર અને અસરકારક રીતે અપાયો છે. પશુઓ દયાનાં પાત્ર નથી પણ આપણા પ્રેમનાં અધિકારી છે એ આપણો ધર્મસિદ્ધાંત છે. જીવદયા નહીં પણ જીવમાત્ર પ્રત્યે આત્મૌપમ્ય—પ્રેમ એ લાગણી આપણા ધર્મને પસંદ છે, અભીષ્ટ છે.

જીવપ્રેમનો પ્રથમ હિમાયતી તે આપણો વાલ્મીકિ. એણે રામાયણની વાર્તામાં દેવો, રાક્ષસો, મનુષ્યો સાથે પશુપક્ષીઓને પણ સરખું જ સ્થાન આપ્યું છે. તિર્યક યોનિમાં પણ વીરો, મુત્સદ્દીઓ, સાધુઓ અને પ્રેમસેવકો હોય છે એ વિશે—જાણે પોતે કાંઈ નવી વાત કહેતો જ નથી, સ્વાભાવિક વાતો જ લખે છે તેમ—વાલ્મીકિએ ગાયું છે. ભક્તશિરોમણિ હનુમાન, ઉગ્રશાસન સુગ્રીવ, આર્તત્રાણ જટાયુ અને સેતુપતિ જાંબુવાન એમને વિશે મનમાં દયાભાવ નથી ઊપજતો, પણ આદરભાવ જ ઉદ્ભવે છે: એ પશુપક્ષી છે એ વાત પણ આપણે ભૂલી જઈએ છીએ. એટલો સમભાવ એ જ જીવપ્રેમનો સાચો પાયો છે.

વસિષ્ઠ અને કામધેનુ, દિલીપ અને નંદિની, નોળિયો અને રાજસૂય યજ્ઞ, ગજગ્રાહ, વેદમાંની સરમા અને ચોર પણિઓ, ધર્મરાજનો શ્વાન, દમયંતીનો હંસ, નળ અને કર્કોટક, મનુ ભગવાનને બચાવનાર મત્સ્ય, રામને મદદ કરનાર ખિસકોલી—એવા એક કે બે નહીં પણ અસંખ્ય પ્રસંગો આપણા ધર્મગ્રંથોમાં વર્ણવ્યા છે. તેથી પ્રાણીઓ પ્રત્યે સમભાવ દૃઢ થાય છે. આપણા કેટલાક અવતારો પણ મનુષ્યેતર છે. જાતકકથાઓ, પંચતંત્ર, હિતોપદેશની વાર્તાઓ એ બધી એ જ દિશાએ કામ કરે છે.

'હરણાંનાં સ્મરણાં' પણ આપણાંમાં મનુષ્યેતરો પ્રત્યે પ્રેમ અને લાગણી પેદા કરે છે. ત્યારે શિવરાત્રિને દિવસે આપણે શું કરીશું? સિદ્ધૈયા કહેશે, ગોરક્ષા માટે ૨૦૦૦ વાર કાંતીશું. કિશોરલાલભાઈ કહેશે, આપણા આશ્રમમાં નધણિયા કૂતરાઓ છે તેમને કેમ ન અપનાવીએ? દરેક કૂતરાને જો થાય કે આપણને પોતાનો ગણી ખવડાવનાર અહીં કોઈ છે તો તે આર્ય બનશે અને નાલાયક કૂતરાને તે અહીં આવવા દેશે નહીં. ડાહ્યાભાઈ કહેશે કે પ્રથમ ગાડીમાં બનતાં સુધી ન બેસવાની અને બોજો ઓછામાં ઓછો રાખવાની નેમ રાખીએ તો જીવપ્રેમ સાર્થક થશે. મગનલાલભાઈ કહેશે, છોકરાઓ કૂતરાની પાછળ પડીને તેમને મારે છે તેટલું બંધ

કરે તો ભારે થયું કહેવાય. ઠાકોરભાઈ કહેશે, ઓરડીઓ સાફ રાખી જાળાંને પેદા જ ન થવા દેવાં એ જીવદયાનું સુંદર અંગ છે. મારા જેવો કહેશે કે રાતે પાણીમાં પડી નદીનાં માછલાંઓને ન કનડીએ તો શિવરાત્રિને પ્રસંગે માછલાંઓ માટે શિવ-રાત્રિ થશે. શંકર કહેશે, ઉનાળામાં ચકલીઓ માટે પીવાનું પાણી રાખીએ એ જરૂરનું છે. દરેક પ્રસ્તાવમાં કાંઈ ને કાંઈ સુંદરતા છે, અને એ બધા જ નિયમો આશ્રમજીવનમાં શોભે એવા છે.

ત્યારે બોલો શિવરાત્રિનું સ્મરણ કરી તમે કઈ નેમ લો છો ? આ કામ પ્રેમનું છે અને પ્રેમથી કરવાનું છે. એ વ્રત જાહેર કરવાની આવશ્યકતા છે જ એમ નથી. પોતાની પસંદગી કરી લેવી અને તે પ્રમાણે ઉત્સાહપૂર્વક ચાલવું.

લિ૦ કાકાના શુભાશિષ

૪

પ્રિય —

આજે અમારું બેસતું વરસ છે. સાયણ ગણતરી પ્રમાણે બેસતું વરસ આવતી કાલે ગણાય. વાનરરાજા વાલીના ત્રાસમાંથી દક્ષિણની ભૂમિ છૂટી એના આનંદમાં ઘેર ઘેર ઉત્સવ કરી લોકોએ ગુડીઓ (ધજાઓ) ઊભી કરી હતી, એ રિવાજ દક્ષિણમાં આજ સુધી ચાલે છે. બેસતા વર્ષને ગુડી પાડવા કહે છે.

બેસતે વર્ષે નવો સંકલ્પ કરવાનો હોય છે. કેમ કે બેસતા વર્ષનો દિવસ એ એક જાતની સવાર છે. સવારે જેમ થાક ઊતરી જઈને નવી સ્ફૂર્તિ આવે છે, તેમ બેસતા વરસે નવું પાનું ખોલવાનું હોય છે. અત્યાર સુધી થઈ ગયું એ થઈ ગયું, આજથી નવી વાત, એમ પોતાને સમજાવી માણસ નવો સંકલ્પ કરે છે. નવો સંકલ્પ કરતાં પહેલાં સિંહાવલોકન કરવું એ પણ માણસનો સ્વભાવ છે. સિંહાવલોકન એટલે સિંહની પેઠે પાછા વળીને જોવું તે. કહે છે કે ફલંગો ભરી દોડતો સિંહ વચમાં વચમાં થોભીને આપણે કેટલે સુધી આવ્યા, કેટલો રસ્તો કાપ્યો એનું નિરીક્ષણ કરે છે. પ્રગતિશીલ માણસને પણ એ ટેવ કામની છે. અત્યાર સુધી આપણે કયા કયા સંકલ્પો કર્યા, એમાંથી કેટલા પાર પડયા, કેટલા સંકલ્પો સુધારવા પડયા, અને કયા જતા કરવા પડયા એનું તારણ કાઢયા પછી જ નવો સંકલ્પ ઠરાવી શકાય. પ્રથમ પ્રથમ માણસ ઉત્સાહમાં આવીને પોતાનો સંકલ્પ બોલી જાય છે. જાણે બોલ્યા એટલે કરી જ નાખ્યું. બોલવાથી બુદ્ધિ દૃઢ થઈ જાય છે; સ્નેહીઓના સમભાવથી સંકલ્પ પાર પાડવા માટે અનુકૂળતા થાય છે; બોલતાં બોલતાં વિચારો સ્પષ્ટ થાય છે; કાર્યમાં એકાગ્રતા આવી જાય છે, અને પોતાની વાણીનું જ બંધન તૈયાર થાય છે. પણ બોલવામાં સંયમ હોવો જ જોઈએ. નહીં તો જૂના લોકો કહે છે તેમ બોલવાથી વરાળ નીકળી જાય છે, ધ્યાન ઢીલું પડે છે અને સંકલ્પની આવરદા વાણી જેટલી જ થઈ જાય છે. આના જેવો વિચાર કરીને જ પેલો શ્લોક રચાયો છે:

मनसा चिंतितं कार्यं वचसा न प्रकाशयेत् ।
अन्यलक्षितकार्यस्य यतः सिद्धिर्न जायते ॥

આ શ્લોક રચનાર કોઈ વ્યવહારુ માણસ હોવો જોઈએ. એની દલીલ આપણે ગળે ઊતરે નહીં. પણ એની શિખામણ ઠીક છે.

બેસતા વરસે સંકલ્પસિદ્ધિને અર્થે એકાદ વ્રત લેવાનું હોય છે. ઉત્તમ વ્રત તે ચિત્તરક્ષા વ્રત.

चित्तरक्षाव्रतं मुक्त्वा बहुभिः किं मम व्रतैः ।

છતાં એ મહાવ્રતની મદદ તરીકે એક નાનકડું 'વ્રત આપણે બધા લઈ શકીએ છીએ. અને તેને બેસતા વર્ષના કે બીજા મુહૂર્તની આવશ્યકતા નથી.

આપણે આપણો અનુભવ તપાસીએ તો આપણને જણાશે કે ઘણી વાર આપણે વસ્તુસ્થિતિ ઊંધી સમજીને આસપાસના લોકોને ગેરઈન્સાફ આપ્યો છે. જેટલી વાર પોતે કરેલો ગેરઈન્સાફ આપણા ધ્યાનમાં આવે તેટલી વાર જો સામા માણસની માફી માગવા જઈએ તો આપણને ખબર પડશે કે ગેરસમજ કરી લેવાની શક્તિ આપણામાં કેટલી છે. ડગલે ને પગલે માફી માગવાના પ્રસંગ એટલા બધા આવશે કે આપણે પોતે શરમાઈ જઈએ. એ વાત છોડી દઈએ તોપણ સામો માણસ પણ આપણી ચંચળ વૃત્તિ જોઈને અકળાઈ જાય. માફી માગીએ તો પોતાની કિંમત ઘટે એવી બીક રહે છે. એને પહોંચી વળીએ તોપણ માફીની કિંમત ઘટી જશે એ બીક સાચી જ છે. હવે માફીની કિંમત ઘટે એ ઠીક કે સામસામી ગેરસમજ ચાલવા દઈએ એ ઠીક? વ્યવહારકુશળ સમાજ માફીની નિખાલસતા કરતાં પ્રતિષ્ઠાની સ્થિરતા જ વધારે ચાહે છે. પણ એમ કરીને સમાજે શું મેળવ્યું છે?

જેટલી ગેરસમજો આપણા ધ્યાનમાં આવી છે તેમની આ વાત થઈ. પણ જ્યાં આપણને થાય છે કે આ વાત નિશ્ચિત છે, આમાં ગેરસમજને અવકાશ જ નથી, ત્યાં પણ કોક વાર ઘોર ગેરસમજ હોય છે. એનું શું?

ઉપાય એક જ છે કે કોઈને વિશે અભિપ્રાય બાંધવાની ઉતાવળ જ ન કરવી, બે હેતુનો જ્યાં વિકલ્પ સંભવે ત્યાં સારા હેતુની જ કલ્પના કરવી. માણસનો ઠીક ઠીક પરિચય હોવા છતાં એનું બાહ્ય સ્વરૂપ જ આપણી આગળ ઉઘાડું રહે છે. અંતર જાણવું મુશ્કેલ હોય છે. કેટલાક લોકો પોતાનું અંતર ઉઘાડું કરી જ શકતા નથી. વિચારો કે કલ્પના વ્યક્ત કરવાની ભાષા માણસે કેળવી છે. પણ હૃદય વ્યક્ત કરવાની ભાષા હજી અણખેડેલી જ રહી છે. તેથી માણસ પ્રગટ કરે છે એક, અને બીજા સમજે છે બીજું જ. એ દશા બધે ચાલે છે. એટલું ધ્યાનમાં રાખીએ તોયે ઘણું થાય. જે લોકો બહુ બોલે છે, બહુ વાતો કરે છે, વાતૂડિયા તરીકે ઓળખાય છે તેઓ અંદરથી કેટલા દુ:ખી હોય છે એ કોઈ જાણતું જ નથી. બહુભાષી, અંતઃકરણમાં ઘણી વાર એકાકી હોય છે. એ આપણે સમજી લઈએ તોયે ઘણું થાય. આપણે ઈન્સાફ કરનાર કોણ?

આટલો વિચાર કર્યા છતાં બીજા લોકો વિશે કંઈક આકરા અભિપ્રાય આપણે

ધરાવવાના જ. તે વખતે એ જ દોષ આપણા પોતાનામાં કેટલો છે એ તપાસી શકીએ તો કેવું સારું ! જો આપણે પોતાને પોતાના ગમે તેટલા દોષની ક્ષમા કરી શકીએ તો બીજાનો આપણા પૂરતો એકાદ દોષ દરગુજર ન કરીએ ?

જો આટલું કરતાં છતાં અમુક માણસ પ્રત્યે આપણા મનમાં સદ્‌ભાવ ન જ પેદા થાય તો ખટાશના પ્રસંગો લાવવા કરતાં એની સાથેના સંબંધનો સંકોચ કરવો એ જ યોગ્ય છે. જ્યાં સદ્‌ભાવ નથી ત્યાં સહકાર કરવાનો આપણને હક જ નથી. દુનિયામાં શ્રમવિભાગને નામે જે જગદ્‌વ્યાપી સહકાર ચાલે છે તેથી શ્રેય જ થયું છે એમ નથી. આપણા હૃદયનો જેટલો વિકાસ હોય તેટલો જ આપણો વ્યાપ રાખીએ એ યોગ્ય છે. હૃદયથી જ સત્ય સમજાય છે એમ ઋષિઓ કહે છે.

મળીને કામ કરવા માટે 'મહામના: સ્યાત્' એ વ્રત આવશ્યક છે.

આ કાગળની શરૂઆત તો વિદ્યાર્થીઓને ઉદ્દેશીને કરી હતી, પણ હું જોઉં છું કે એ મેં પોતાને જ ઉદ્દેશીને પૂરો કર્યો છે. એટલે આને પ્રાર્થનામાં વાંચવા કરતાં જે ઇચ્છે તેને વાંચવા દેવો એ ઠીક છે.

લિ૦ કાકાના સપ્રેમ શુભાશિષ

## ૨. પ્રજારાજ્ય

આજે રામનવમી છે, આ શુભ દિવસે ભગવાન રામચંદ્રનું સ્મરણ કરી દરેક શુભ પ્રવૃત્તિનો પ્રારંભ થવો જોઈએ.

રામ અને કૃષ્ણ એક પછીના એક અવતાર. શ્રી રામચંદ્રે સમાજમાન્ય સંસ્કૃતિની કદર કરી અને એની આણ સ્વીકારી. તેમ કરતાં રામચંદ્રને પોતાના સર્વોચ્ચ આદર્શોનો અને લાગણીઓનો પણ ભોગ આપવો પડયો.

મેં હંમેશાં માન્યું છે કે રામ અને ભીષ્મ બંને મર્યાદાપુરુષોત્તમ; નિયમ, વચન અને સમાજવ્યવસ્થાનું સર્વોપરીપણું સ્વીકારનારા. ભીષ્મે પ્રતિજ્ઞા કરી અને એથી આવશ્યકતા ન રહ્યા છતાં ન પરણવાનું અને રાજપાટ ન સ્વીકારવાનું વચન પાળ્યું. પરિણામ આપણે જાણીએ છીએ. કૃષ્ણ એથી બરાબર ભિન્ન વૃત્તિ-વાળા. જે વખતે જે યોગ્ય હોય તે જ કરે. એને માટે સિદ્ધાંતમાં સહેજસાજ માંડવાળ કરવી પડે તો તેવો રસ્તો કાઢે. યુદ્ધમાં શસ્ત્ર ધારણ ન કરવાનો નિયમ અર્જુનને બચાવવા માટે એમણે તોડયો. શ્રીકૃષ્ણનું આખું જીવન આવા અપ-વાદોથી ભરેલું છે. (બંકિમચંદ્રે પોતાના શ્રીકૃષ્ણચરિત્રમાં કૃષ્ણના બચાવમાં પોતાની બધી સાહિત્યિક શક્તિ વાપરી છે.)

હવે રામચંદ્રજીનું જીવન જરા તપાસીએ. ગુહક સાથે એમણે દોસ્તી કરી. શબરીની ભક્તિની કદર કરી. એનાં એઠાં બોર ખાધાં. દુર્દૈવગ્રસ્ત અહલ્યાનો ઉદ્ધાર કર્યો. વાનર, રીંછ, વગેરે પ્રતીકોથી ઓળખાતા આદિવાસીઓ જોડે દોસ્તી કરી. અને છતાં આટલા ઉદાર સર્વકલ્યાણકારી રામને પ્રજાના અનુરંજન ખાતર નિર્દોષ સીતાનો ત્યાગ કરવો પડ્યો, અને કેવળ પવિત્રતાના આદર્શને પોતાનું જીવન અર્પણ કરનાર શંબૂકની, સમાજવ્યવસ્થાની આણ ટકાવવા, હત્યા કરવી પડી. શંબૂકને મારતાં રામને જે વેદના થઈ તે એક કવિહૃદય જ પારખી શક્યું. ઉદ્વિગ્ન થઈને રામ પોતાના જમણા હાથને સમજાવે છે: સીતાના ત્યાગ જેવું હીન કૃત્ય કરતાં તને આંચકો ન આવ્યો, હવે બીજું હિચકારું કર્મ કરી નાખ. અંતે રામનો જ હાથ છો ને?

હમણાં એક ઠેકાણે રામભક્તોએ રામના જીવન ઉપર એક વ્યાખ્યાનમાળા ગોઠવી હતી. એ યોજના જોઈને મેં એમને કહ્યું કે આમાં એક ઊણપ છે તે પૂરી કરવી જોઈએ. રામાયણમાં આદર્શ રાજા છે, આદર્શ પિતા છે, આદર્શ માતાઓ છે, સીતા અને બીજી આદર્શ પત્નીઓ પણ છે, આદર્શ ભાઈ, આદર્શ સેવક, બધું જ સુંદર છે. વસિષ્ઠ અને વિશ્વામિત્ર જેવા આદર્શ પુરોહિતો છે. અરે રાવણ જેવો આદર્શ શત્રુ પણ છે. પણ . . . પણ . . . રામાયણમાં આદર્શ પ્રજા મળતી નથી.

દશરથે રામને યુવરાજપદે સ્થાપવા માટે વિચાર્યું અને પ્રજાનો અભિપ્રાય પૂછ્યો. બધાએ પ્રસન્નતાથી એકમતે એ વિચાર વધાવી લીધો. પણ કૈકેયીને એ ફાવતું ન હતું. એણે એક જૂનું વચન આગળ કરી બધી વ્યવસ્થા ફેરવી નાખી અને રામનો વનવાસ અને ભરતનું રાજ્ય માગી લીધાં. ખરેખર પ્રજા એ કૈકેયીના લાગની જ હતી. પ્રજા રોઈ. રામ સાથે વનવાસની યાત્રાએ એક દિવસ ચાલી. બધા સૂઈ ગયા. સવારે રામ વહેલા ઊઠી આગળ ગયા. દુ:ખી પ્રજા રાજનગરીએ પાછી ફરી. એકને પણ સૂઝ્યું નહીં કે રામ અને સીતા સાથે આપણામાંથી થોડા જાય. સીતા તો રામની અર્ધાંગિની એ તો જાય જ. લક્ષ્મણે પોતાની પત્નીને માતાઓની સેવામાં રાખી રામચંદ્ર સાથે જવાનું નક્કી કર્યું. પછી ચૌદ વરસ સુધી એ ત્રણ જણનું શું થયું એની ભાળ પણ પ્રજાએ કાઢી નહીં. દ્રોણાગિરિ લઈ જતાં ઘાયલ થયેલા હનુમાનના મોઢે જે સમાચાર મળ્યા તેટલા ખરા.

હવે સેતુ બનાવી, રાવણને હરાવી, રામચંદ્ર સીતાને લઈ આવ્યા ત્યારે ધર્મપરાયણ પ્રજા અકળાઈ. સીતા છ મહિના સુધી પરઘર રહી. એનું જીવન શુદ્ધ રહ્યું એનો પુરાવો શો? અગ્નિશુદ્ધિની વાત સાંભળીએ છીએ. પણ ચક્ષુર્વૈ સત્યમ્! અગ્નિશુદ્ધિ અમે ક્યાં જોવા ગયા હતા. સાંભળેલી વાત આખરે સાંભળેલી જ.

અહીં પણ ભવભૂતિનું હૈયું ઊકળી ઊઠે છે. એ કહે છે, સીતા રાક્ષસના ઘરમાં રહી એ તો સાંભળેલી જ વાત ને? તમે ક્યાં જોવા ગયા હતા? ભૂંડી વાત ફક્ત સાંભળેલી માનવા તૈયાર અને અગ્નિશુદ્ધિ જેવી વસ્તુ હજારો લોકોએ જોયેલી છતાં પોતે ક્યાં જોઈ છે એ જાતનો વાંધો ઉઠાવવા તૈયાર! . . .

કૈકેયી આગળ નમે અને સીતાની દુર્દશા કરે એવી એ પ્રજા. રામચંદ્રે તો એક વાક્ય કહી પતાવી દીધું. : पाल्याः हि कृपणाः जनाः । પ્રજા પાસેથી વધારેની આશા થી રખાય? સીતાનો ત્યાગ કર્યો. અંતે લક્ષ્મણ અને રામ બંનેએ દેહ છોડયો. ત્યારે એ પ્રજા રામરાજ્યની પ્રજા હોઈ સ્વર્ગે જવાનો પોતાનો અધિકાર આગળ કરી શકી અને એણે સ્વર્ગે જવાની 'થ્રૂ ટિકિટ' મેળવી લીધી.

ભગવાને જોયું કે રામરાજ્યનો દાખલો આપણે બેસાડી આપ્યો, પણ પ્રજાએ એમાંથી કશો બોધ લીધો નહીં. હવે રામરાજ્ય નહીં, પણ પ્રજારાજ્યની તૈયારી કરવી જોઈએ.

એટલે જ આપણે ભાગે હવે રાજાઓના રાજ્યનો અંત થયો છે અને આપણે પ્રજારાજ્યનો પ્રારંભ કર્યો છે. હવે તો આપણે પોતે જવાબદાર થઈ રાજ્યકર્તાઓને આકરી કસોટી ઉપર કસતા રહેવાનો જૂનો સ્વભાવ છોડી દઈએ અને यथा प्रजा तथा राजा એ નવું સૂત્ર ચલાવીએ. આજે રામનવમીને દિવસે રામાયણની કથામાંથી આટલો બોધ લઈ ભગવાન આગળ પ્રાર્થના કરીએ કે ભગવાન, રામરાજ્યની પેઠે આદર્શ પ્રજારાજ્ય ચલાવવાની બુદ્ધિ અને શક્તિ આપ. રામરાજ્યની પેઠે પ્રજારાજ્ય બરાબર સ્થાપી શકયા તો જ આપણે સાચા રામભક્ત ગણાઈશું, અને આપણા સ્વરાજમાં રામ આવશે.

અમદાવાદ: રામનવમી, ૩૧-૩-૧૯૬૬

# ૧. સંસ્કૃતિનો પાયો

એક રીતે આપણી આખી સંસ્કૃતિ સત્યની ઉપાસક છે. ઋષિઓએ કહ્યું, સત્યથી શ્રેષ્ઠ કે સત્યથી વેગળો ધર્મ હોઈ જ ન શકે. सत्यात् नास्ति परो धर्मः । મહારાષ્ટ્રના સંત એકનાથે ગાયું : सत्या परता नाहीं धर्म, सत्य तेंची परब्रह्म, सत्यापाशी पुरुषोत्तम, सर्वकाळ तिष्ठत । "સત્યથી વેગળો ધર્મ નથી. સત્ય તે જ પરબ્રહ્મ છે. સત્ય આગળ પોતે પુરુષોત્તમ સેવા માટે ખડે પગે ઊભા રહે છે. ઉપનિષદના ઋષિઓએ ભારપૂર્વક કહ્યું, सत्यमेव जयते । આપણા હૃદયનો વિચાર કરીએ તો વિજય તો સત્યનો જ હોય છે. જૈનીઓએ આગળ જઈને કહ્યું કે આ દુનિયામાં સાર રૂપ તો સત્ય જ છે. सच्चम् हि सार भूयम् लोकम्हि ।

સત્યનો વિજય થતો હોય તો ભલે, અને વિજય ન થતો હોય તોયે ભલે, સારરૂપ તો સત્ય જ છે. આપણા જમાનામાં ગાંધીજીએ સત્યનું કેવળ ચિંતન ન કર્યું; સત્યની સેવામાં પોતાનું જીવન અર્પણ કર્યું, સત્યનો જ આગ્રહ રાખ્યો. ગમે તે થાઓ, લાભ થાઓ કે હાનિ, આપણાથી સત્યનો દ્રોહ ન જ થઈ શકે, એ નિષ્ઠાથી તેઓ જીવ્યા અને આખો જન્મારો એમણે સત્યના પ્રયોગો કર્યા, અને અનુભવને અંતે કહ્યું, "સત્ય એ જ પરમેશ્વર છે.' માણસ જીવન-સાધક હોય કે મોક્ષ-સાધક, પોતાને સત્યાર્થી કહેવામાં કે કહેવડાવવામાં એને સંતોષ થાય છે. કોઈની સત્યનિષ્ઠા ચરમ કોટિએ પહોંચે તો લોકો એને સત્યમૂર્તિ કહેતા. અને એવો માણસ પોતાને 'સત્ય-ધર્મા' તરીકે ઓળખાવતો.

સત્યની શક્તિ કેટલી અપરંપાર છે એ બતાવવા માટે પુરાણોમાં કેટલીયે કથાઓ લખેલી છે. હમણાં હમણાં સત્યના કોઈ ભક્તે સત્યને 'સત્યનારાયણ' કહી એની ઉપાસના ગુજરાત, મહારાષ્ટ્રમાં રૂઢ કરી. એ કથાને કારણે હો કે એના સ્વાદિષ્ટ પ્રસાદને કારણે હો, સત્યનારાયણની ઉપાસના આજે પણ પશ્ચિમ ભારતમાં ઘણી લોકપ્રિય છે.

આમ સત્યનો મહિમા આપણે અખંડ ગાઈએ છીએ. સત્યનિષ્ઠ થવાનો દાવો પણ કરીએ છીએ. અને છતાં સત્યનિષ્ઠા એટલી સહેલી નથી. ડગલે અને પગલે આપણે સત્યને છોડી દેવા લલચાઈએ છીએ.

સત્યને જીવનમાં ઉતારતાં જે ભૌતિક સૃષ્ટિના અને આધ્યાત્મિક સૃષ્ટિના સાર્વ-ભૌમ નિયમો આપણને જડે છે, તેને સંસ્કૃતમાં ऋतम् કહે છે. ઋતમ્ એટલે સત્યનો સીધો રસ્તો. જે નિયમ પ્રમાણે આખી સૃષ્ટિ ચાલે છે અથવા ચાલવી જોઈએ તે સત્યનું ક્રિયાત્મક રૂપ તે ऋतम्. આપણી સંસ્કૃતિએ ऋतम् અને सत्यम्‌ને જ આ વિશ્વનો અને આપણા જીવનનો પાયો ગણ્યો છે.

આટલું બધું જાણતાં છતાં માણસ સત્યને વળગી રહી શકતો નથી. ડગલે અને પગલે સત્યનો દ્રોહ કરવા લલચાય છે. હૃદયમાં એક અને બહાર બતાવે છે જુદું — એવું આપણું જીવન થઈ જાય છે. પછી સત્યનારાયણના આશીર્વાદ આપણને ક્યાંથી જ મળે ?

દુનિયામાં શૌર્ય-વીર્યના અનેક પ્રકારો છે. યુદ્ધમાં નાસી ન જવું, ન્યાયનું રક્ષણ કરવા જતાં પ્રાણ અર્પણ કરવા પડે તો એને માટે તૈયાર રહેવું. ગમે તે ભોગે આપેલું વચન પાળવું અને સત્યનું પાલન કરતાં જે કાંઈ વિટંબણા ભોગવવી પડે તે ભોગવવા તૈયાર રહેવું. એવા એવા શૌર્યના અનેક પ્રકારો છે. એમાં સત્યને વળગી રહેતાં ગમે તે પરિણામો આવે તોયે એને માટે તૈયાર રહેવું. એ જાતનું શૌર્ય એ જ સૌથી શ્રેષ્ઠ છે. એવા લોકોને જ આપણે સત્યવીર અથવા ધર્મવીર કહીએ છીએ.

આ સત્યનારાયણની સાચી અને ઉગ્ર ઉપાસના કરી હોય તો ગમે તેવી દુર્દશામાંથી આપણે ઊગરી જવાના છીએ, — એ જાતની શ્રદ્ધાથી ગાંધીજીએ આપણું નેતૃત્વ કર્યું અને એમણે આપણને સારા દિવસો કેવા હોય એનો સાક્ષાત્કાર કરાવ્યો. એ સત્યને જો આપણે વળગી રહ્યા હોત તો વ્યક્તિનો અને દેશનો ઉદ્ધાર થાત. હજી પણ 'જાગ્યા ત્યાંથી સવાર' — તૈયાર રહીએ તો જરૂર ઊગરી જઈશું. એ હિંમત અને એ શૌર્ય છોડી દેવાથી આપણે કશું મેળવ્યું નથી એ જોઈને પણ આપણે સત્યને રસ્તે જવા ફરી તૈયાર થઈશું, તો બચી જઈશું અને દેશને બચાવી શકીશું.

૨

પ્રાચીનકાળમાં આપણા દેશના લોકો આખી દુનિયામાં સ્વચ્છતા માટે પંકાયેલા હતા. માણસની ધાર્મિકતા જેટલી વધારે તેટલો એનો સ્વચ્છતાનો આગ્રહ પણ વધારે. આપણા આ ગરમ મુલકમાં કેટલાય લોકો દિવસમાં ત્રણ વાર નાહવાનું પસંદ કરતા. હાથ કે શરીર ગંદાં થાય તો કેટલીક વાર માટી લગાડવી અને કેટલીક વાર ધોવાં એના પણ નિયમો ધર્મશાસ્ત્રમાં આપેલા રહેતા.

મનુ ભગવાને તો સ્પષ્ટ કહ્યું છે કે, કેળવણીનો પ્રારંભ સ્વચ્છતાના નિયમો બાળકોના મન ઉપર ઠસાવીને અને એમની સારી ટેવો મજબૂત કરીને જ થવો જોઈએ. સ્વચ્છતાની અસર મન ઉપર, હૃદય ઉપર, સદાચાર ઉપર અને જીવનના આદર્શો ઉપર ઘણી ઊંડી થાય છે. એ આપણા વડવાઓ બરાબર જાણતા હતા. તેથી જ એમણે શૌચાચાર માટે સ્વચ્છતા અને સુઘડતા ઉપર આટલો ભાર મૂક્યો હતો.

એવા આપણા એ પૂર્વજોના દેશમાં સ્વચ્છતા વિશેની કાળજી ઓછી થતી જોઈને, બેદરકારી વધતી જોઈને, મનને ઘણો કલેશ થાય છે. પણ આપણા લોકો ગંદા, આપણો દેશ ગંદો એમ નિંદા કરવાથી કશું સુધરતું નથી. ફક્ત નિંદા કરવાની આપણી ટેવ વધે છે. એના કરતાં આપણા લોકોને નાનપણથી અને મોટપણમાં પણ સ્વચ્છતા જાળવવાનું મહત્ત્વ સમજાવ્યું હોય, એ સ્વચ્છતાનાં

ક્ષેત્રો કયાં કયાં છે અને કઈ સાવચેતી રાખવી જોઈએ એ બધું જો વિગતે સમજાવ્યું હોય અને કેળવણીના અભ્યાસક્રમમાં એને સ્થાન આપ્યું હોય તો આપણા જીવનમાં અને સમાજમાં જરૂર સુધારો થાય અને આપણે ધારીએ છીએ એના કરતાં જલદી થાય. ઘણી વાર લોકોની સ્વચ્છતા માટેની બેદરકારી અજ્ઞાનને કારણે, આળસ કે ગફલતને કારણે અને એથીય વિશેષ સામાજિક રીતરિવાજની શિથિલતાને કારણે હોય છે.

સ્વચ્છતાનો આગ્રહ જેમ માણસે પોતાની લાગણીને કારણે રાખવો જોઈએ તેમ સમાજ તરફની લાગણીને કારણે પણ રાખવો જોઈએ. સ્વચ્છતા જેટલી વ્યક્તિગત વસ્તુ છે તેટલી જ સામાજિક પણ છે. એટલે આપણે પોતાની જ નહીં પણ પોતાના આસપાસના બધાની સ્વચ્છતા માટે જવાબદાર છીએ. અને તેથી આપણે ઘણી જ કુનેહપૂર્વક સામાજિક સ્વચ્છતાના ચોકીદાર પણ થવું પડે છે.

હું નથી માનતો કે, સ્વચ્છતાનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં ઊંડાણમાં પ્રવેશ કરી આટલી વિગતવાર સૂચનાઓ આપનારી બીજી કોઈ ચોપડી આપણી ભાષામાં હોય. જૂના ગ્રંથો વાંચી અથવા બે-ચાર અંગ્રેજી ગ્રંથોમાંથી સૂચનાઓ તારવી કાઢી આ ચોપડી લખાઈ નથી. આ તો આખી જિંદગી અનેક ક્ષેત્રોમાં સમાજ-સેવા કરતાં કરતાં જે નિરીક્ષણ થયું, જે મનન થયું અને લોકહિતની ઇંતેજારીને કારણે જે જે સૂઝયું તે બબલભાઈએ આ ચોપડીમાં એકત્ર કર્યું છે. ચોપડીની વસ્તુ અને અનુક્રમણિકા વાંચીને પણ ખાતરી થાય છે કે, શ્રી બબલભાઈએ વ્યકિતઓનું અને સમાજનું સમગ્ર જીવન નિહાળીને તેમ જ લોકોની શક્તિ-અશક્તિનો વિચાર કરીને આ સૂચનો સુંદર રીતે રજૂ કર્યાં છે. સરકાર શું કરે, મ્યુનિસિ-પાલિટીઓ શું કરે, અને માટી મોટી સંસ્થાઓ શું કરે એની વિગતોમાં ઊતર્યા વિના અને નાણાંની જોગવાઈ કરવાની તરખડમાં ઊતર્યા સિવાય દરેક માણસ કેવળ ચીવટ અને ખંતથી જીવનમાં કેટલો સુધારો કરી શકે એ જ આમાં બતાવ્યું છે. સ્વચ્છતા એ જો સંસ્કૃતિનો પાયો હોય તો આપણી આજની સંસ્કૃતિને મજબૂત કરવા માટે આ કીમતી ચોપડી છે.

મહંમદ પેગંબરે તો એટલે સુધી કહ્યું છે કે, સ્વચ્છતા એ ધર્મનિષ્ઠાનું જ અંગ છે. એટલે આ ચોપડીમાં આપેલી વિગતો પ્રમાણે માણસ વર્તે તો એનામાં સાચી ધાર્મિકતાનું ઊંડાણ વધશે એ વિશે જરાય શંકા નથી. કેળવણીકારોને, સમાજ-સેવકોને, ગામડાની પુનર્રચના કરવા મથનાર લોકોને અને પોતાનું જીવન સુઘડ-સુગંધિત કરવા ઇચ્છનાર દરેક વ્યક્તિને આ ચોપડી માર્ગદર્શક નીવડશે.

મારો વિશ્વાસ છે કે આ ચોપડીના (શ્રી બબલભાઈ મહેતાએ લખેલી 'માનવતાના સંસ્કારો' ના) વાચકો આમાં કરેલાં સૂચનો અમલમાં મૂકશે અને તેમ કરતાં એમને જે અનુભવ થાય તેને આધારે ભાઈ બબલભાઈને વખતોવખત લખતા રહેશે. એ રીતે આ ચોપડીની નવી આવૃત્તિ અનેક લોકોના સહકારથી સુધારેલી અને

વધારેલી આવૃત્તિ બનશે. આ વિષય રાષ્ટ્રીય મહત્ત્વનો છે. રાષ્ટ્રીય સહયોગથી એ વિષયનું હવે પછીનું ખેડાણ થવું જોઈએ.

# ૨. સંસ્કૃતિનો આધાર

સંસ્કૃતિનો અંતિમ આધાર કુટુંબ-સંસ્થા ઉપર છે એ આપણે ભૂલવું ન જોઈએ. કુલધર્મ એ જ શાશ્વત ધર્મ છે. એ ધર્મના પાયામાં પ્રેમ, સેવા, આત્મીયતા અને આત્મવિલોપન એ જ મુખ્ય હોય છે. માણસ કુલ નામની સંસ્થામાં પ્રવેશ કરે છે તે સુખ અને સેવા આપવા માટે, મેળવવા માટે નહીં. સુખ, સેવા અને સહવાસ આપવાં એ ધર્મ છે. સુખ, સહવાસ અને સેવા મળે છે એ અધિકાર નહીં પણ પ્રસાદ છે. કુલધર્મની અંદર અધિકારની વાત આવતી જ નથી, કેમ કે એમાં મુખ્ય વસ્તુ આપવાની હોય છે. કુલ રૂપી સંસ્થામાં અસમાનતા, ઊંચનીચ ભાવ વસ્તુતઃ હોઈ શકે છે પણ હૃદયમાં ન અસમાનતાને સ્થાન હોય, ન ઊંચનીચ ભાવને. અસમાનતા આવી એટલે જોહુકમી આવી ગઈ, શોષણ આવી ગયું. પછી ત્યાં કુટુંબભાવના રહે શી રીતે? કુટુંબમાં અસમાનતા આવી જાય તો એ કાઢવા માટે સમાનતાની વાત ન કરાય. સમાનતા તો બજારની કે ન્યાયાલયની વાત ગણાય. અસમાનતાને જ્યાં અવકાશ જ ન રહી શકે એવી સ્થિતિ તો એકતાની જ રહે છે. એકતાની ભાવના ઉપર જ કુટુંબસંસ્થા ટકી શકે છે.

'पिंडे पिंडे मतिर्भिन्ना' એ ન્યાયે કુટુંબમાં પણ વિચારભેદ, દૃષ્ટિભેદ અને અભિરુચિભેદ રહેવાના જ, પણ એવા ભેદને કારણે પારકાપણું આવતું નથી. ઊલટું ભેદને કારણે એકતા સિદ્ધ કરવાના, પ્રેમથી નભાવી લેવાના પ્રસંગો મળે છે એ જ આનંદની વાત હોય છે.

કુટુંબભાવના વ્યાપક કરવાની દૃષ્ટિએ કુલધર્મમાં આતિથ્યને મહત્ત્વનું સ્થાન આપ્યું છે. આતિથ્ય દ્વારા આપણે સમાજધર્મનો સ્વીકાર કરીએ છીએ પણ આપણે ત્યાં આતિથ્યધર્મનો વિસ્તાર એકાંગી થયો છે. ગૃહસ્થને જેમ આતિથ્યનો ધર્મ વળગેલો છે તેમ અતિથિને પણ અમુક સજ્જનતાનો ધર્મ વરેલો છે જ.

ગાંધીજી હંમેશાં કહેતા હતા કે સમાજ કુટુંબધર્મમાંથી ઉત્પન્ન થયેલો છે. આજે આપણે સમાજધર્મની ખૂબ ચર્ચા કરીએ છીએ અને કુટુંબધર્મને વિસારે મૂકીએ છીએ એ વાટે સમાજમાં સુસ્થિતિ ન અણાય. પાયો સડી જાય તો સમાજસ્વાસ્થ્ય શી રીતે સધાય? સંસ્કૃતિનો પાયો જ કુલધર્મ છે. એ ઉપરથી જ માનવતાનો ધર્મ ખીલવી શકાય.

અમદાવાદ, ૨૬–૯–૧૯૬૫

# ૩. સંસ્કૃતિની સનાતનતા

[એક પ્રશ્નનો ઉત્તર]

["હિન્દુસ્તાનની સંસ્કૃતિ હજી ટકી છે જ્યારે ગ્રીક, રોમન કે ઇજિપ્શિયન સંસ્કૃતિ નષ્ટ થઈ છે એમ આપણે કહીએ છીએ ત્યારે એનો અર્થ શો?" આ જાતના પ્રશ્નના ઉત્તરમાં લખેલો પત્ર.]

હવે તમારા પ્રશ્નનો જવાબ આપું. જેમ શ્રી રાધાકૃષ્ણને Hindu View of Life કરીને ચોપડી લખી છે, તે જ રીતે એમના પહેલાં The Greek View of Life કરીને એક ચોપડી ઘણું કરીને શ્રી ડિકિન્સને લખી છે. (વિદ્યાપીઠમાં એ ચોપડી છે.) એ જોશો તો ગ્રીક સંસ્કૃતિનો ખ્યાલ તમને આવશે. એ જીવનનો આદર્શ, એ જીવનદૃષ્ટિ. જીવનવ્યવસ્થા અને સમાધાન જ્યાં સુધી ગ્રીક લોકોમાં હતાં ત્યાં સુધી ગ્રીક સંસ્કૃતિ જીવી. આજે એ લોકોએ એ વસ્તુનો ત્યાગ કર્યો છે. એ પરંપરા ટકાવી જો એમણે એમાં ફેરફાર કર્યો હોત તો આપણે કહેત કે ગ્રીક સંસ્કૃતિ જીવે છે.

ખ્રિસ્તી લોકોએ યહૂદી જીવનદૃષ્ટિનો સમૂળગો ત્યાગ ન કર્યો પણ યહૂદી ધર્મગ્રંથનો Old Testament તરીકે સ્વીકાર કર્યો. એ સ્થિતિ ટકી ત્યાં સુધી ખ્રિસ્તીઓ દ્વારા પણ યહૂદી સંસ્કૃતિ જીવિત રહી હતી. આજના ક્રિશ્ચિયનો Old Testament કે New Testament કોઈને જ સાચું જોતાં માનતા નથી. છતાં ખ્રિસ્તનો ઉપદેશ, અમુક હદ સુધી, એમનામાં જીવે છે.

મિશ્ર દેશની — ઇજિપ્તની — સંસ્કૃતિ એટલે એમની પિરામિડકાલની જીવનવ્યવસ્થા અને જીવનદૃષ્ટિ. એ સંસ્કૃતિ કાંઈ ફેંકી દેવા જેવી ન હતી. એમની વચ્ચે પણ વર્ણવ્યવસ્થા હતી.

પણ ઇજિપ્તમાં ઇસ્લામે અને ખ્રિસ્તી ધર્મે પ્રવેશ કર્યો. આજે ઇજિપ્શિયન પ્રજા છે, એ જીવતી પણ છે. ત્રણ ખંડના કેન્દ્રમાં હોવાથી, આગળ જતાં દુનિયા ઉપર ભારે પ્રભાવ પણ પાડશે, પણ પ્રાચીન મિશ્ર દેશની સંસ્કૃતિની એ વારસ નથી.

Readeનું 'માર્ટિર્ડમ ઑફ મૅન' જો વાંચશો તો પ્રારંભમાં જ એમણે જૂની મિશ્ર સંસ્કૃતિનો સહેજસાજ ખ્યાલ આપ્યો છે. હૉલ કેનની નવલકથા 'ધ વ્હાઇટ પ્રૉફેટ' વાંચશો તો આજના ઇજિપ્શિયન લોકોની મહત્ત્વાકાંક્ષાનો કંઈક ખ્યાલ આવશે. અને ખાતરી થશે કે એ પ્રજા જુદી અને આ પ્રજા જુદી, જોકે લોહીની દૃષ્ટિએ પરંપરા એક જ હશે.

'સ્ટોરી ઑફ નેશન સિરિઝ'માં ઇજિપ્ત વિશે જે ચોપડી છે તે વાંચવાથી

પણ હું કહું એ વાત સ્પષ્ટ થશે. જવાહરલાલની પ્રાચીન ઝલક મેં નથી વાંચી. છતાં માનું છું કે એ પરથી પણ તમને ખ્યાલ આવી શકે.

હિંદુસ્તાનમાં જે લોકોએ હિંદુ ધર્મ છોડયો છે તે લોકો પણ ધારે તો ભારતીય સંસ્કૃતિ ટકાવી શકે. હિંદુ ધર્મની અંદર જે ભારતીય જીવનદૃષ્ટિ રહેલી છે તે છોડયા વગર માણસ મુસલમાન અથવા ખ્રિસ્તી થઈ શકે છે, એટલું જ નહીં પણ તે ભારતીય જીવનદૃષ્ટિની ધરતી પર, માણસ ઈસ્લામની કે વિશ્વાસી ધર્મની ભાત પાડવા માગે તો એ બન્ને ધર્મ વધારે ઊજળા થશે અને તેની અસર હિંદુસ્તાન બહારના ખ્રિસ્તી અને મુસલમાન લોકો ઉપર અવશ્ય થશે. પણ જો હિંદુસ્તાનના મુસલમાનો અને ખ્રિસ્તીઓ અને સામ્યવાદીઓ ભારતીય જીવનદૃષ્ટિને તિલાંજલિ આપશે તો ઈન્ડિયાનું અભિમાન રાખતા છતાં તેઓ હિંદુસ્તાની સંસ્કૃતિની ઘોર ખોદશે.

તમારો બીજો સવાલ વ્યાપક છે. સંસ્કૃતિનાં મુખ્ય અંગો કયાં કહેવાય, સંસ્કૃતિનું હાર્દ શું, વગેરે સવાલો ઘણા મહત્ત્વના છે. પણ તે વિશે લખવા જેટલો આજે વખત નથી. આટલો પણ જવાબ ન આપું તો વખતે રહી જાય તે બીકે વખત ચોરીને આ કાગળ લખ્યો છે.

ઉપરના વિવેચનમાં સંસ્કૃતિનાં મુખ્ય અંગોનો ઉલ્લેખ આવી જ ગયો છે. જીવનદૃષ્ટિ, જીવનવ્યવસ્થા, જીવનનો આદર્શ અને જીવનનું સમાધાન એ સંસ્કૃતિનાં મુખ્ય અંગો છે. તમે તમારી કલ્પના ચલાવીને આ વાકયના અસ્થિપંજરમાં ગમે તેટલો માવો ભરી રાખશો.

સર રાધાકૃષ્ણનની 'કલ્કી' ચોપડી હમણાં હમણાં જ (ગુજરાતીમાં) બહાર પડી છે, એમાં આધુનિક સંસ્કૃતિનાં અંગો બીજી રીતે વર્ણવ્યાં છે. કુટુંબવ્યવસ્થા, નાણાવ્યવસ્થા, રાજદ્વારી સંગઠન, આંતરરાષ્ટ્રીય સંબંધ, ધર્મ (જેને હું જીવનવ્યવસ્થા અને સમાધાન કહું છું તે) વગેરે સંસ્કૃતિનાં અંગોનું એમણે વિવેચન કર્યું છે. એ ચોપડીની મારી પ્રસ્તાવના તમે વાંચી હશે જ.

'જીવનસંસ્કૃતિ'માં પણ તમારા પ્રશ્નોનો જવાબ મળી જાય છે. સ્વતંત્ર રીતે પણ અવકાશે તમને ફરી વાર લખીશ.

## ૪. સંસ્કૃતિના પ્રવાહનું વ્યાકરણ

કોક કોક વાર આકાશનાં વાદળાં આપણે એકીટશે જોતા હોઈએ તો લાગે છે કે ઊંઘણશી અડયાં જ રહ્યાં છે, આવતાંયે નથી જતાંયે નથી, જ્યાં છે ત્યાં જ સ્થાવર થઈને પડયાં છે, અને છતાં ધ્યાનપૂર્વક જોવાથી દેખાય છે કે વાદળાંના આકાર તો બદલાય છે – ખબરે ન પડે એવી રીતે બદલાય છે. જે વાદળું ઊંટ જેવું લાગતું હતું તેનો અજગર થઈ ગયો. કોકને કહીએ જો પેલો અજગર,

એટલામાં એની રકાબી બને છે. અને જો એ આકાર કાગળ ઉપર ઉતારવા જઈએ તો એનું ઝાડ બને છે. અને ઝાડ કહેવા જઈએ એટલામાં એનો ધુમાડો બને છે. અને છતાં વાદળાં તો કહેવાનાં જ: અમે છીએ તેવાં છીએ જ.

જેને આપણે સનાતન હિંદુ ધર્મ કહીએ છીએ એનું કાંઈક એવું જ છે. એનો દાવો છે કે એ સનાતન છે, બદલાતો નથી. યુગે યુગે એ ને એ શાસ્ત્રો વંચાય છે. એ ને એ જ વચનોને આધારે ધર્મનિર્ણયો થાય છે અને છતાં દરેક યુગનો સનાતન ધર્મનો આગ્રહ જુદો, એનું રૂપ જુદું અને એની ઉપાસનાઓ પણ જુદી. વેદકાળમાં જે દેવો પૂજાતા હતા તે આજે પૂજાતા નથી. તે વખતના આગ્રહો પણ આજે અર્થ વગરના થયા છે.

આમ કેમ થતું હશે? કારણ એક જ છે. આપણો ધર્મ કોઈ એક સંસ્થાપક સાથે બંધાયેલો નથી. અમુક શાસ્ત્રો જ પ્રમાણ, બીજાં નહીં, એવું પણ નથી. અને આપણાં શાસ્ત્રવચનો પણ એવાં તો લવચીક (ઇલેસ્ટીક) કે જેવો પ્રસંગ અને જેવી ધર્મબુદ્ધિ તેવો ઝોક એ આપી શકે.

જેઓ સમાજસુધારકો, ધર્મસુધારકો, પ્રયોગપરાયણ પરિવર્તનવાદી છે, તેઓ હંમેશાં તકરાર કરે છે કે આપણો સનાતન હિંદુ સમાજ જડ છે, વિચાર કરવાની ના પાડે છે, સમય વર્તીને બદલાતો નથી. ફેરફાર કરે તો પણ મુહૂર્ત ટળ્યા પછી. પરિણામે સુધારાનો લાભ આપણને મળતો નથી. આપણો સમાજ પરિવર્તન કરે છે તે કોક વાર લાચારીથી, કોક વાર જડતાને કારણે, અને કોક વાર કેવળ ગફલતથી. આને પ્રગતિ ન જ કહી શકાય.

અને છતાં છેલ્લાં દસ-પંદર વર્ષમાં જ આપણા વિચારોમાં, રસમરિવાજોમાં, અરે! આદર્શોમાં પણ એટલા બધા ફેરફારો થઈ ગયા છે કે આપણને આશ્ચર્ય થાય છે કે એક જમાનામાં આટલો ફેરફાર શી રીતે થયો. ખરી વાત છે. ઊંટ ગાંગરતાં પલાણે, પણ એક વાર પલાણ્યા પછી કેવું સરસ દોડે છે તે જોઈ લેવું.

હિંદુ ધર્મ વિશે અને હિંદુસમાજ રચના વિશે ગમે તેટલો અસંતોષ સેવીએ, ગમે તેટલા નિરાશ થઈએ, એ ધર્મ અને એ સમાજ હંમેશાં જીવતો છે અને સંસ્કૃતિને મોખરે જ રહ્યો છે. દુનિયા આપણને પછાત કહેતી જશે, અપરિવર્તન-શીલ કહીને વગોવશે અને છતાં એ દુનિયા પ્રગતિનો સાચો માર્ગ આપણી પાસેથી જ લેશે. સંસ્કૃતિના પ્રવાહનું વ્યાકરણ હિંદુ સમાજશાસ્ત્ર જાણે છે અને ધર્મ એને અનુકૂળ થતો જાય છે.

અમદાવાદ, ૩-૫-૬૨

# ૫. આપણી સંસ્કૃતિનાં પ્રતીકો

ભારતીય સંસ્કૃતિ જેટલી પ્રાચીન છે એટલી જ સમૃદ્ધ પણ છે. જેટલી વિશાળ છે એટલી જ ગંભીર પણ છે. જેટલી સર્વસંગ્રાહી છે એટલી જ વૈશિષ્ટ્યપૂર્ણ પણ છે. એ આખી સંસ્કૃતિનું પ્રતીક કયું ?

આટલી સાર્વભૌમ સંસ્કૃતિને એક પ્રતીકથી સંતોષ શી રીતે થાય ? હું માનું છું કે આપણી સંસ્કૃતિને સૂચિત કરવા, વ્યક્ત કરવા અને આટોપી લેવા ત્રણ પ્રતીકોની આવશ્યકતા છે. એમાંથી બે તો આપણે નક્કી કર્યાં છે અને દુનિયાએ પ્રસન્નતાથી એ સ્વીકાર્યાં પણ છે. ત્રીજું પ્રતીક છે તો પ્રાચીન અથવા સનાતન; પણ એનો સાર્વત્રિક સ્વીકાર થવાને, વખતે, હજી વાર છે. આપણો પુરુષાર્થ સર્વતોમુખી અને ભવિષ્યકાળને આવરી લેતો થશે અને પ્રેરણાદાયી નીવડશે ત્યારે જ ત્રીજું પ્રતીક વિશ્વમાન્ય થશે.

પહેલું પ્રતીક છે ધ્યાની બુદ્ધનું. એની અંદર કેવળ મહાવીર સ્વામી જ નહીં પણ તમામ ઋષિમુનિઓ અને જીવનયોગીઓ આવી જાય છે. બુદ્ધ ભગવાનની પદ્માસનસ્થ, પ્રસન્ન ગંભીર મૂર્તિ ચિંતનાત્મક તો છે જ પણ એ આ વિશ્વ સાથે તાદાત્મ્ય અનુભવતી અને છતાં તાટસ્થ્ય કેળવતી જીવનમૂર્તિ છે.

ત્યાર પછીની બીજી મૂર્તિ છે નટરાજ સદાશિવ શંકર મહાદેવની. આ વિશ્વનું સંચાલન જે તાલ પ્રમાણે ચાલે છે તેને આપણે તાંડવ અને લાસ્ય દ્વારા વ્યક્ત કરીએ છીએ. શિવને આપણે સંહારકારી કહીએ છીએ. બ્રહ્મા નિર્માણ કરે, વિષ્ણુ પાલન કરે અને શિવ સંહાર કરે. આ જાતનો શ્રમ-વિભાગ જે લોકોએ કલ્પ્યો એમણે જ મહાદેવને શિવ અને શંકરનું નામ આપ્યું છે. એનું કારણ છે. શિવ દ્વારા જે સંહાર થાય છે તે વિનાશ માટે નથી થતો, શુભંકર નવસર્જન માટે થાય છે. સર્જન તે શુભ અને સંહાર તે અશુભ એવી ગણના લઘુચેતસની છે. જે જે વસ્તુ કાલગ્રસ્ત થઈ, નિઃસાર નીવડી અથવા અશુભ સિદ્ધ થઈ તેનો સંહાર થવો જ જોઈએ. તેમ ન થાય તો સૃષ્ટિને વાર્ધક્ય આવે. અને સૃષ્ટિ તો નિત્યનૂતન અને વર્ધમાન થવા માટે સર્જાયેલી છે. સંહાર દ્વારા જ નવનિર્મિતિને, પ્રગતિને અને ઉન્નતિને અવકાશ મળે છે. આ શિવ જ્યારે તાંડવ દ્વારા કાલગ્રસ્ત નિર્મિતિને, રચનાને અને યોજનાને આટોપી લે છે અને પછી પ્રકૃતિમાતા પાર્વતીનું લાસ્ય એ માણે છે ત્યારે એને પોતાને આનંદ વ્યક્ત કરવા માટે એક નવી જ ઢબે નાચવાનું સૂઝે છે. એમાં પ્રસન્નતા અને મસ્તી બંનેનો સમન્વય હોય છે. એમાં પ્રમત્તતા પણ હોય છે અને સમતુલા પણ હોય છે. શાંતિ પણ હોય છે

અને ઉલ્લાસ પણ હોય છે. નટરાજના આવા શુભંકર યોગ દ્વારા જ ભવિષ્યની નવનિર્મિતિને પ્રેરણા મળે છે અને સૃજનવ્યાપાર કૃતાર્થ થાય છે. નટરાજનું આ નર્તન ભારતીય સંસ્કૃતિએ પોતાના પ્રતીક તરીકે હંમેશાં સ્વીકાર્યું છે.

હું જ્યારે પહેલવહેલો દક્ષિણમાં ગયો ત્યારે અનેક મંદિરોમાં અને અનેક ઘરોમાં મેં જાતજાતની નટરાજની મૂર્તિઓ જોઈ. હાથ, પગ, કમર, ડોક બધાંનું સૌષ્ઠવ અને આખા શરીરની ભંગિમા અદ્‌ભુત હતાં જ. મોહક કહેવાનો લોભ થયા છતાં એ શબ્દ ત્યાં વાપરવાનું મન ન થાય. ચિત્ત-ભેદક કહીએ તોયે એ શબ્દ પર્યાપ્ત ન જણાય. પણ આ આખા નૃત્ય સાથે એકરૂપ થયેલી નટરાજની મુખમુદ્રા જોતાંવેંત દૃષ્ટિ અને ચિત્તવૃત્તિ ત્યાં જ સ્થિર થઈ જતી હતી. દક્ષિણની એ મૂર્તિઓ એક કરતાં એક ચડી જાય. આવી અનેકાનેક મૂર્તિઓનાં દર્શન દ્વારા જે દીક્ષા મળી તે એ મૂર્તિ હોવાને કારણે જ સ્થિરત્વ પામી ગઈ.

એને સજીવન કરવાનું કામ, ચૈતન્યપૂર્ણ કરવાનું કામ મારે માટે મણિપુરના નૃત્યકારોએ કર્યું. એક વાર મણિપુરમાં કેટલાક નૃત્યકારોએ નટરાજ-પાર્વતીનું નૃત્ય દેખાડવાનો કાર્યક્રમ યોજ્યો. નટરાજ વિશેની સમૃદ્ધ ભાવના લઈને જ એ નૃત્ય જોવા હું તૈયાર થયો હતો. જાણે દક્ષિણની એ અનેકાનેક પથ્થરની અને ધાતુની મૂર્તિઓ સજીવ થઈને નજર આગળ નાચતી હતી. નટરાજ સાથેનો પાર્વતીનો યોગ તો અદ્‌ભુત હતો: પુરુષ અને પ્રકૃતિનું એ ચિરંતન, સનાતન યુગલ કેવળ એક નૃત્ય દ્વારા વિશ્વવ્યાપારનું રહસ્ય પ્રગટ કરતું હતું. (નૃત્ય કરનાર કળાકારોના મનમાં એવે વખતે કેવા ભાવો કામ કરે છે એ પ્રશ્ન અહીં અસ્થાને છે. પરંપરા-પ્રાપ્ત નૃત્યકળાની અસર ઝીલવાની જેની જેટલી શકિત હોય તેટલું એ એમાંથી પામે.) ખરેખર નટરાજનું પ્રતીક આપણી સંસ્કૃતિના ઇતિહાસને તેમ જ આદર્શને સફળ રીતે વ્યક્ત કરે છે. પશ્ચિમના કળાકારો અને સંસ્કૃતિધુરીણો આ તત્ત્વ હવે સમજવા લાગ્યા છે.

ત્રીજું પ્રતીક છે તે **કમલાસના લક્ષ્મીનું.** એની અંદર ભારતીય સંસ્કૃતિના ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ ત્રણે સમાયેલા છે.

આપણે હંમેશાં સ્વીકારતા આવ્યા છીએ કે બધાં ફૂલોમાં કમલ એ જ ભારતીય સંસ્કૃતિનું પ્રતીક છે. કમળને આપણે પંકજ, સરોજ વગેરે નામો આપીએ છીએ. એ બધાં નામો સૂચવે છે કે કમળની ઉત્પત્તિ કાદવમાં છે. એની હસ્તી જીવનને, એટલે કે પાણીને આભારી છે. અને એ પાણીમાં ડૂબકી મારીને ન રહેતાં પાણી ઉપર અલિપ્ત ભાવે તરે છે. કાદવમાંથી જન્મી જીવનના ઊંડાણને વીંધી આદર્શ સૂર્યભગવાનનું ધ્યાન કરવા અલિપ્ત ભાવે એ જીવન ઉપર તરે છે.

એવા એ કમળને પોતાનું સુકોમળ આસન બનાવી જે ચૈતન્યમયી માતા પ્રસન્નપણે ઊભી છે તે છે ભારતની લક્ષ્મી. લક્ષ્મી એટલે સૌંદર્ય, પ્રસન્નતા, તાજગી, શુચિસ્મિતા, વૈભવ અને કલ્યાણકારિતા. લક્ષ્મીમાં જીવનના અશેષ આદર્શોનો સમન્વય છે અને એનું ચિરયૌવન ભવિષ્યકાળની બધી આશાઓનું પ્રતીક છે.

કમલાસના લક્ષ્મી એ આપણી સંસ્કૃતિનું સર્વોચ્ચ પ્રતીક છે. સમસ્ત માનવજાતિના હૃદયમાં વસેલા નારાયણ સાથે; તેમ જ માનવજાતિના સમસ્ત સાધકોના પ્રતિનિધિ-રૂપ પુરુષોત્તમ સાથે જેનો વાસ અખંડ છે તે લક્ષ્મી ભારતીય સંસ્કૃતિની સમસ્ત આશા, આકાંક્ષાઓને અખંડ સૂચવતી રહે છે. એ પ્રતીકનો સ્વીકાર એ જ એક સૌથી મહત્ત્વની દીક્ષા છે.

આ પ્રતીક-ત્રયીની ઉપાસના કરવી એ જ આપણી હવે પછીની જીવન-સાધના થજો.

અમદાવાદ : ૯-૧૨-૧૯૬૭

# ૯. પ્રકૃતિમાંથી સંસ્કૃતિ

અનંત આકાશમાં કોણ જાણે કેટલા પાર વગરના તારાઓ કુદરતે ગોઠવી દીધા છે. એમાંનો આપણો સૂર્ય એ એક સામાન્ય તારો છે. આપણે જાણીએ છીએ તેવા તારાઓમાં આપણો સૂર્ય સૌથી મોટોયે નથી અને સૌથી નાનોયે નથી. છે એ મધ્યમ કોટિનો એક તારો.

અને છતાં એ સૂર્ય આપણા સૂર્યમંડળનું જબરદસ્ત કેન્દ્ર છે. એનું સર્વસ્વ છે. બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, ગુરુ, શનિ, વરુણ આદિ બધા ગ્રહો એ સૂર્યની આસપાસ ફરે છે. કેટલાક ગ્રહોને પોતાની આસપાસ ફરનારા એક અથવા વધારે ઉપગ્રહો હોય છે. (પૃથ્વીના ઉપગ્રહને આપણે ચંદ્ર તરીકે ઓળખીયે છીએ. એ આપણને કેટલો વહાલો છે!)

આજે આપણે જેને સૂર્યના સૌથી દૂરના જે ગ્રહ તરીકે ઓળખીયે છીએ એનું નામ પશ્ચિમના લોકોએ પાડયું છે પ્લૂટો. એટલે યમરાજ. (આપણે એને નામ આપ્યું છે પ્રાંતક. એ નામ આપીને આપણે બે અર્થ સાધ્યા કે એ ગ્રહ સૌથી છેલ્લો છે અને (૨) અંતક = અંત કરનાર યમરાજ.)

આવા ગ્રહો અને ઉપગ્રહો સાથે લઈને ફરનાર સૂર્ય. એ આપણા સર્વેસર્વા છે. આપણે જે હતા, જે છીએ અને હવે થઈશું એ બધું સૂર્યને આભારી છે. સૂર્યની ત્રણ શકિતઓ આપણે જાણીએ છીએ — એનું ખેંચાણ, એની ઉષ્ણતા અને એનો પ્રકાશ. પણ એ ઉપરાંત સૂર્યની બીજી કેટલીયે અજ્ઞાત શક્તિઓ આપણા ઉપર કામ કરતી હશે!

આ સૂર્યનો એક વચલો નાનો ગ્રહ તે આપણી પૃથ્વી. આ પૃથ્વી ઉપર વનસ્પતિ-સૃષ્ટિ અને પ્રાણી-સૃષ્ટિ પેદા થયાને લાખો વર્ષ થયાં હશે. એ પ્રાણીઓમાં કુદરતે કેટલાયે પ્રયોગો કર્યા હશે. એ પ્રયોગોમાંથી કુદરતને બુદ્ધિશાળી માણસને પેદા કરવાનું સૂઝયું.

શરીર-શક્તિનો વિચાર કરતાં માણસ મધ્યમ કોટિનું પ્રાણી છે. બીજાં પશુપક્ષી અને માછલાંઓનાં પ્રમાણમાં એનો આકાર, એની શક્તિ બધું જ મધ્યમ કોટિનું, પણ એને કુદરતે બુદ્ધિ આપી અને એથી એને, છે એ પરિસ્થિતિનો લાભ લેવા. ઉપરાંત પરિસ્થિતિમાં ફેરફાર કરવાનું સૂઝયું. એ એની બુદ્ધિની કરામત. જળ-જગતનાં માછલાંઓ અને પૃથ્વી પરનાં પશુપક્ષીઓ, બધાં પ્રાણીઓને થોડી તો બુદ્ધિ છે. આસપાસની પરિસ્થિતિનો લાભ લઈ જીવવાની અને ફાવવાની કળા એ પ્રાણીઓએ કેળવી છે. પણ પરિસ્થિતિમાં ગમે તેવા ફેરફાર કરવાનું સૂઝે છે ફક્ત મનુષ્યને. એટલે એણે ત્રણ શબ્દો ઉપજાવી કાઢયા—

કુદરતમાં જે ચાલે છે, જેનો લાભ લઈ આપણે જીવીએ છીએ, ફૂલીફાલીએ છીએ એને કહે છે પ્રકૃતિ. (કુદરતની શક્તિ, સૂઝ અને ગોઠવણ એ બધું પ્રકૃતિમાં જ આવી જાય છે.) એમાં ફેરફાર કરવા જતાં માણસે જોયું કે કેટલાક ફેરફારો ગમે તેટલા મજાના લાગે તો પણ સરવાળે એ આપણને હિતકર નથી. આખું જીવન બગડી જાય એવા ફેરફાર શા કામના? બીજા કેટલાક ફેરફારો માણસને બધી રીતે ફાવતા આવ્યા. કેમ કે એ ફેરફારો દ્વારા માણસ પોતાની શક્તિ વધારી શકયો, એની ઉંમર વધી, કુદરત ઉપરનો કાબૂ વધ્યો અને સૌથી વધારે એ પોતાના મન અને બુદ્ધિ ઉપર પણ કાબૂ મેળવી પોતાનું જીવન વધારે હિતકર બનાવી શકયો. એટલે એણે નક્કી કર્યું કે જે પ્રવૃત્તિથી સરવાળે નુકસાન થાય છે તેને 'વિકૃતિ' કહેવાય. એથી વિરુદ્ધ જે પ્રવૃત્તિથી માણસને સરવાળે લાભ છે, ઉન્નતિ છે, ઉત્કર્ષ છે તે પ્રવૃત્તિને 'સંસ્કૃતિ' કહેવાય. આ રીતે માણસના જીવનમાં પ્રકૃતિ, વિકૃતિ અને સંસ્કૃતિની રમત ચાલ્યા કરે છે. એ છે સરવાળે મનુષ્ય-જીવન. માણસને મન મળ્યું એટલે એને વિચાર કરવાની ટેવ પડી. એને જ આપણે 'મનન' કહીએ છીએ. એ મન ઉપરથી જ 'મનુષ્ય' શબ્દ માણસે પોતાને માટે ચલાવી લીધો. (मननात् मनुष्य:) માણસોમાં સૌથી પ્રભાવશાળી, મનનશાળી જે પૂર્વજ થયો તેને માટે એણે નામ રાખ્યું 'મનુ'. આપણે બધા એ મનુના વંશજો. તેથી 'માનવો.'

માણસે જોયું કે બધાં પ્રાણીઓ માટે શ્વાસ લેવો, ઊંઘ આવે ત્યારે ઊંઘી લેવું, તરસ લાગે ત્યારે પાણી પીવું એ ઉપરાંત ભૂખ લાગે ત્યારે કાંઈક ખાઈ લેવું, એ ત્રણ પ્રવૃત્તિઓ સાર્વભૌમ છે. એણે જોયું કે કેટલાંક પ્રાણીઓ બીજા પ્રાણીને ખાઈ જાય છે. વનસ્પતિઓ જમીન અને પાણીમાંથી પોષણ ચૂસી લે છે. કેટલાંયે પશુઓ ઘાસ અને બીજી વનસ્પતિઓ ખાય છે. પણ આહાર વગર કોઈ જીવી શકતાં નથી. માણસ પણ એક પ્રાણી છે. એટલે કુદરતની પ્રેરણા પ્રમાણે એણે પણ આહાર મેળવવાનું ચાલું રાખ્યું. આસપાસ આહાર ન મળે, આહાર ખૂટી જાય એટલે માણસ એ સ્થાન છોડી બીજે જાય. બીજાં પ્રાણીઓની પેઠે માણસે 'ફળ' ખાવાનું શરૂ કર્યું. જમીન ખોદીને 'કંદ' અને 'મૂળ' પણ એ ખાવા લાગ્યો. કેટલાંક ફળો પણ પોષણ આપી શકે છે એ એણે જોયું. અને આગળ

જતાં અમુક જાતના ઘાસમાંથી ઊગતું 'ધાન્ય' પણ ફળની ગરજ સારે છે. એટલે એણે કંદમૂળ, ફળફૂલ અને ધાન્ય દ્વારા પોતાનું પોષણ ચલાવ્યું.

પછી એ તપાસ કરવા લાગ્યો કે ઘાસ શી રીતે ઊગે છે? ઝાડ પર ફળ શી રીતે પેદા થાય છે? અનાજ કેમ પાકે છે? એ બધાની તપાસ કરતાં એના ધ્યાનમાં આવ્યું કે એ બધી શક્તિ સૂર્યની ઉષ્ણતામાંથી પેદા થાય છે. આપણે પણ સૂર્યની ગરમીથી જ ઠંડી સામે શરીરને ટકાવીએ છીએ. જ્યાં સૂર્યની ઉષ્ણતા પહોંચતી નથી ત્યાં, વનસ્પતિ શું અને પ્રાણી શું, જીવી શકતાં નથી. ફૂલીફાલી શકતાં નથી. એટલે માણસે નક્કી કર્યું કે આપણા જીવનનો અંતિમ આધાર, એ તો બધાને પેદા કરનાર, સવિતા એટલે સૂર્ય જ છે.

માણસના મનમાં જેમ વિચાર ઊગે છે તેમ ભાવના પણ જાગે છે. ગમો-અણગમો, પ્રેમ અને દ્વેષ, આદર અને તિરસ્કાર બંને એનામાં છે. એટલે એણે ભગવાન સવિતાની ભક્તિ શરૂ કરી. તમામ સૃષ્ટિને પેદા કરનાર, એને પોષણ આપનાર, કાચાને પાકું કરનાર અને નિષ્પ્રાણ થયેલાઓને સૂકવી નાખનાર એ સૂર્ય જ છે. એની ભક્તિ કરવી, એનો પ્રસાદ મેળવવો અને એની પ્રેરણાને અનુકૂળ રહેવું એ થયો માણસનો ઉત્તમ સ્વભાવ અથવા ધર્મ. સૂર્યની ઉપાસના, સૂર્યની ભક્તિ અને સૂર્યની પ્રેરણા પ્રમાણે ચાલવાની તૈયારી એ થયું ધર્મનું સૌથી પહેલવહેલું સ્વરૂપ. ઉષ્ણતા અને પ્રકાશ આપનાર (અને સંતાન પેદા કરવાની શક્તિ આપનાર પણ) સૂર્ય જ છે. એમ શોધી કાઢી માણસે અનુમાન બાંધ્યું કે આપણી બુદ્ધિઓને પ્રેરનાર (धियो यो नः प्रचोदयात्) પણ એ સૂર્ય જ છે. આ તમામ સૃષ્ટિને પેદા કરનાર, ચલાવનાર એમાં ફેરફાર કરનાર સર્વશ્રેષ્ઠ શક્તિ તે સૂર્ય જ છે. એમ નક્કી કરી, એની ભક્તિ ચલાવી એટલે માણસને એક પ્રશ્ન ઊઠયો કે 'આ સૂર્યને પણ પેદા કરનાર કોઈ હશે કે નહીં?' સર્વત્ર કુદરતની શક્તિ જોઈએ છે, એ માણસ જેમ પોતાની બુદ્ધિ વાપરી, પોતાની આસપાસ ધારી સૃષ્ટિ ગોઠવે છે, તેમ જ આ આખી સૃષ્ટિને અને આપણા સૂર્યદેવને પેદા કરનાર અને ચલાવનાર કોઈ પરમ તત્ત્વ હોવું જોઈએ. માનવી-સૃષ્ટિ પેદા કરીને ચલાવનાર જેમ માણસ અથવા પુરુષ છે તેમ જ આ આખી સૃષ્ટિ પેદા કરનાર, પ્રકૃતિને ચલાવનાર કોઈ શ્રેષ્ઠ તત્ત્વ હોવું જોઈએ. એને પણ આપણે પુરુષ કેમ ન કહીએ? અથવા પુરુષોત્તમ કહીએ તો સૌથી ઉત્તમ.

આમ ધર્મચિંતન કરતાં કરતાં માણસ પુરુષોત્તમ સુધી પહોંચી ગયો.

[આ જ રીતે માણસ નર શબ્દ પરથી 'નારાયણ' શબ્દ સુધી કેમ પહોંચ્યો એ મેં અનેક ઠેકાણે લખ્યું છે. એની વાત અહીં ફરી ન કરીએ.]

હવે માણસમાં જીવનવિકાસનું તત્ત્વ જરા શોધી લઈએ.

માણસે જોયું કે ગરમી અને પ્રકાશ સૂર્ય પાસેથી આપણને મળે છે. એવી જ રીતે જ્યારે જંગલમાં ઝાડો સુકાઈ જાય અને પવન જોરથી વાઈને તોફાન શરૂ થાય ત્યારે કોક વાર સુકાયેલાં ઝાડોની ડાળો એકબીજા સાથે જોરજોરથી ઘસાય

છે. એમાંથી પ્રથમ ધુમાડો અને ગરમી ઉત્પન્ન થાય છે. અને એ જ ક્રિયા આગળ ચાલે તો એમાંથી ફક્ દઈને જવાળા પેદા થાય છે. આ રીતે માણસને અગ્નિનાં દર્શન થયાં. જેમ સૂર્ય ગરમી અને પ્રકાશ આપે છે તેમ જ અગ્નિ પણ પ્રથમ ગરમી અને પછી પ્રકાશ આપે છે. આકાશમાં સૂર્ય અને પૃથ્વી પર અગ્નિ આ બે જ પૂજનીય પરમ તત્ત્વ છે. ત્યારે આપણે પણ લાકડાં ઘસી ઘસીને અગ્નિ પેદા કરી શકીશું ? કેમ નહીં ? માણસે એ પ્રયોગ ચલાવ્યો. એમાં એ ફાવી ગયો. પ્રકૃતિમાંથી સંસ્કૃતિ આગળ આવી. અને પ્રગતિનો પ્રારંભ થયો. (અગ્નિ પેદા કરવા માટે બે લાકડાં અનુકૂળ ઢબે વાપરવાનું માણસે ગોઠવ્યું. લાકડાના એ બે કકડાને 'અરણી' કહે છે.)

સુકાયેલાં લાકડાં ઘસીઘસીને એમાંથી અગ્નિ પેદા કરવાની કળા માણસના હાથમાં આવી ત્યારથી સંસ્કૃતિનો પ્રારંભ થયો એમ કહી શકાય. હવે આટલી મુશ્કેલીથી પેદા કરેલો અગ્નિ ટકાવી કેમ રાખવો ? એના પ્રયોગો ચાલ્યા. અગ્નિને પણ ભૂખ હોય છે. એને ઘી, માખણ, સુકાયેલાં પાંદડાં વગેરે ખવડાવતાં રહીશું તો અગ્નિ કાયમને માટે જાગતો રાખી શકાય. આમ અગ્નિની ઉપાસનામાંથી 'યજ્ઞ'નો ધર્મ શરૂ થયો. યજ્ઞધર્મ એ જૂનામાં જૂનો ધર્મ છે.

यज्ञेन यज्ञं अयजन्त देवाः;
तानि धर्माणि प्रथमानि आसन् ।

આકાશનો સૂર્ય અને ઘરનો અગ્નિ બે વચ્ચે હવામાં વીજળી પણ પ્રકાશ અને ગરમી આપે છે તેની પણ પૂજા આપણા પૂર્વજોએ ચલાવી પણ એની સેવા કઈ રીતે લેવી તે એમને સૂઝયું નહીં. તે પશ્ચિમના વૈજ્ઞાનિકોને સૂઝયું ! તેમણે વીજળીની પૂજા ન કરી પણ સેવા લેવાના અસંખ્ય પ્રકારો શોધી કાઢયા !!

૨

વેદકાળના આપણા ઋષિઓએ, એટલે કે આપણા પૂર્વજોએ, ધાર્મિક અને આધ્યાત્મિક જીવનનો વિકાસ કેમ કર્યો એની તપાસ કરવા માટે અને વેદમાંથી વેદાન્ત કેમ ઉત્પન્ન થયો એનો ક્રમ નક્કી કરવા માટે વેદોનું અધ્યયન કરવાનો સંકલ્પ મેં સેવ્યો પણ તે પ્રમાણે અધ્યયન કરવાની નવરાશ મને મળી નહીં. એક વાર આખા ઋગ્વેદનું મરાઠી ભાષાંતર જેમતેમ વાંચી ગયો. તે પરથી જે કલ્પનાઓ સૂઝી તે મનમાં સેવી પણ તે કલ્પનાઓ પાકી કર્યા વગર અને એ કલ્પનાઓ જ સાચી છે એમ સિદ્ધ કરવા માટે પૂરતો પુરાવો એકત્ર કર્યા વગર એ વસ્તુનો પ્રચાર હું ન કરી શકું; એ હું જાણતો હતો.

મનમાં એમ પણ થતું હતું કે ઇસ્લામ અને ઈસાઈ ધર્મના આક્રમણ સામે હિંદુ ધર્મને (આર્યધર્મને) બચાવવા માટે સ્વામી દયાનંદે જે કામ કર્યું તે જ કામ મારે બીજી ઢબે કરવું જોઈશે. મારી ભૂમિકા વધારે શુદ્ધ હશે એમ પણ મનમાં લાગતું કેમ કે,

'ધર્મોના સંઘર્ષ'માં હિંદુ ધર્મ શ્રેષ્ઠ છે એમ સિદ્ધ કરવાની દયાનંદ સરસ્વતીની

ભૂમિકા આપણા લોકોને ભલે પ્રિય હોય. એ ભૂમિકા મારે લેવી ન હતી. હું પણ મનમાં માનતો હતો કે ઈસ્લામ કરતાં અને ઈસાઈ ધર્મ કરતાં ભારતીય સનાતન ધર્મ શ્રેષ્ઠ છે. પણ મારે ધર્મકુટુંબ-ભાવના છોડવી ન હતી. સંઘર્ષ ટાળીને બધા ધર્મો એક કુટુંબના સદસ્ય છે એ ભૂમિકા મારે ચલાવવી હતી.

એથીએ વધારે મહત્ત્વની વાત એટલી જોરાવર હતી કે તેમાં આર્યસમાજી કે સનાતની મારી સાથે રહી ન શકત. વેદાન્તીઓ મારી ભૂમિકાથી મનમાં રાજી થાત. પણ મારી ભૂમિકા સ્વીકારવા તૈયાર ન થાત. એ ભૂમિકા ટૂંકાણમાં મારે અહીં લખવી જોઈએ.

'વેદો ઋષિઓએ ઉપજાવ્યા નથી. પણ વેદમંત્રો ઈશ્વરે પ્રેર્યા અને ઋષિઓએ સાંભળ્યા માટે જ વેદગ્રંથોનું ઈશ્વરની વાણી તરીકે પ્રામાણ્ય સ્વીકારવું જોઈએ.' એ જાતની ભૂમિકા મને માન્ય ન હતી.

મુસલમાનો કુરાનશરીફનું પ્રામાણ્ય માનવા બંધાયેલા. ઈસાઈઓ બાઈબલનું (ખાસ કરીને નવા કરારનું એટલે કે ઈન્જીલનું) પ્રામાણ્ય સ્વીકારવા બંધાયેલા. અને આપણા લોકો વેદોનું અને બીજા બધા અમુક ગ્રંથોનું પ્રામાણ્ય સ્વીકારવા બંધાયેલા છે એ હું જાણું પણ એ ભૂમિકા મને માન્ય ન હતી. આજે પણ નથી.

(સ્વામી વિવેકાનંદ જેવા વેદાંતીઓ મનમાં મારા જ મતના ભલે હોય. પણ તેઓ સનાતની કે આર્યસમાજી લોકો જોડે આ વિષયમાં ઝઘડો કરવા તૈયાર નહીં. પણ મારી ભૂમિકા પ્રાર્થનાસમાજ અને બ્રહ્મસમાજ જેવી. અને છતાં હું પોતાને સનાતની કહેવડાવું. એટલે બધાનો જ મારા ઉપર હુમલો ચાલી શકે.)

આવા ઝઘડા વહોરી લેવાની ઈચ્છા ન હોવા છતાં, આવી પડે તો સ્વીકારી લેવાની હિંમત મારામાં હતી. મારી ભૂમિકા હું ન છોડું. પણ મારી ઉપર હુમલો આવ્યા વગર લોકોને જવાબ ન આપું.

પૂ. બાપુજીની મને બીક ન હતી. કેમ કે તેમને હું કહી શકત કે "સત્યનિષ્ઠા' મને જેમ પ્રેરે તેમ ચાલવા હું બંધાયેલો છું. દેશની ધર્મચર્ચા અને ધર્મભાવના ખૂબ આગળ વધ્યાં છે એટલે મારી ભૂમિકા દેશને પૂરેપૂરી માન્ય ન થાય તોયે, એ સહન થવાની અને એટલાથી હું આગળ વધી શકું છું." એ જાતનો મારો બચાવ હું બાપુજીને કહી શકત અને એમના આશીર્વાદ મેળવી શકત.

પણ વેદવિદ્યાનું મારું અધ્યયન કાચું. એ પૂરું કરવાની હિંમત મારામાં હતી. પણ બીજા જરૂરી કામો કોરે મૂકીને આને જ પ્રધાનતા આપવાની ઈચ્છા ન હતી.

આટલી પ્રસ્તાવના કરી ઉપરનું વિવેચન આગળ ચલાવું છું.

સૂર્ય અને અગ્નિ એ બન્નેની ઉપાસના જીવન જીવવાના પ્રયાસમાંથી જ ઉત્પન્ન થઈ એવી વિકાસવાદની ભૂમિકા હું સ્પષ્ટ કરી શકત. પણ મારી આગળ મુખ્ય મુશ્કેલી હતી ઈન્દ્ર અને વરુણની. તેમાં વરુણ દેવે મારા ઉપર કૃપા કરી અને વરુણનું રહસ્ય હું સમજી શક્યો. પણ બધા દેવોમાં ઈન્દ્ર સર્વશ્રેષ્ઠ કેમ? એની ભૂમિકા હું મારા મન સાથે ગોઠવી ન શક્યો. બ્રહ્મસમાજીઓની પેઠે મારી

ભૂમિકા રજૂ કરવી અઘરું ન હતું. પણ મારે વેદકાળના પૂર્વજોના માનસ સાથે એકરૂપ થવું હતું. તેમનું માનસ, તેમનો જીવનક્રમ, તેમના વહેમો એ બધાનો સ્વીકાર કરી મારે ઐતિહાસિક ઢબે, વેદમાંથી વેદાંતનો વિકાસ બતાવવો હતો.

વરુણની ઉપાસના હું સમજી શક્યો. વરુણદેવ જેમ સમુદ્રનો દેવ હતો તેમ ઈન્દ્રની પેઠે એને પણ વરસાદનો દેવ સ્વીકારી શકાય. ખેતી માટે અને તમામ પ્રાણીઓના જીવન માટે પાણી વગર ચાલે નહીં. જીવવા માટે હવા પછી મુખ્ય વસ્તુ પાણી. તે આપણને વરસાદથી મળે છે, નદીઓમાંથી મળે છે. કૂવા ખોદવાથી જમીનમાંથી મળે છે. તેથી સમુદ્ર તો વરુણ ઘર જ. ખેતી માટે જેમ પાણીની આવશ્યકતા છે તેમ ખેડેલી જમીનનો કસ કાયમ રાખવા માટે સૂર્યપ્રકાશ અને સૂર્યની ઉષ્ણતાની આવશ્યકતા છે. એ વાત પદાર્થવિજ્ઞાન સ્વીકારે જ છે. એટલે સૂર્ય અને અગ્નિ સાથે પાણીનો દેવ વરુણ એની મેળે આવવાનો એટલે જીવનમાંથી જ આ ત્રણે દેવો ઉત્પન્ન થયા છે એમ હું સિદ્ધ કરી શકત.

પણ વરુણની મહત્તા એથીએ વધારે છે. વરુણ દેવ કુદરત અને માનવી જીવન બંનેના સાર્વભૌમ નિયમનનો દેવ. એ કેવળ પાણીનો નહીં પણ સમસ્ત પ્રાકૃતિક જીવન અને માનવીય જીવનનો સાર્વભૌમ દેવ છે. એ સાર્વભૌમ વૈદિક ઋષિઓની ભૂમિકા મને માન્ય હતી. અને તેથી વરુણને બધા દેવોના દેવ તરીકે હું રજૂ કરી શકત. એ જ આત્મા છે. એ જ પરમાત્મા છે. એ ભૂમિકા મારે માટે સ્વાભાવિક અને સહજ માન્ય હતી.

પણ એવા વરુણરાજાને પણ ગૌણ કરી સ્વર્ગના રાજા અને ઇન્દ્રાણીનો પતિ એ સર્વશ્રેષ્ઠ દેવ કેમ બન્યો અને આપણા પૂર્વજોએ વૈદિક દેવોનું નેતૃત્વ ઈન્દ્રને કેમ આપ્યું એ મન સાથે બેસતું ન હતું. અને તેથી જ હું થોભી ગયો.

મેં મારા મન સાથે કહ્યું કે વરુણ સાથે ઈન્દ્ર શ્રેષ્ઠ કેમ એ મારે વૈદિક સાહિત્યના અધ્યયનથી જાણી લેવું જોઈએ. અથવા ઈન્દ્રને શ્રેષ્ઠ બનાવ્યો એ વૈદિક ઋષિના જીવનની નબળાઈમાંથી ઉત્પન્ન થયું છે એમ સિદ્ધ કરવાની મારી પાસે તૈયારી હોવી જોઈએ. એ અધ્યયન મારે ક્યારે કરાય? પૂ. બાપુજીના રચનાત્મક કાર્યક્રમને અને રાષ્ટ્રીય કેળવણીને બાજુ પર રાખી વૈદિક સાહિત્યનું અધ્યયન લઈને બેસું એ મારે માટે અશક્ય હતું.

મારે તો પશ્ચિમનો વિકાસવાદ, સિદ્ધાંત તરીકે સ્વીકારી, પશ્ચિમની સંકુચિતતા છોડી દેવી હતી. અને મનોવિજ્ઞાન, ભૌતિકવિજ્ઞાન અને અધ્યાત્મ વિજ્ઞાન ત્રણેનો સમન્વય કરી એમાંથી બિલકુલ સ્વતંત્ર સ્વદેશી વિકાસવાદ ઉપજાવી દયાનંદ સરસ્વતીની ભૂમિકા સુધારવી હતી. અને જે કામ આર્યસમાજે કે બ્રહ્મસમાજે ન કર્યું તે મારે કરવું હતું—મને પોતાને સ્વામી વિવેકાનંદ, શ્રી રવીન્દ્રનાથ અને શ્રી અરવિંદ ઘોષ એ ત્રણ પ્રેરક તત્ત્વો આદરણીય હતાં. એમાંથી મારે વૈદિક વિકાસ, સ્વદેશી ઢબે સિદ્ધ કરવો હતો. જેને આધારે સર્વધર્મસમભાવ માટે પણ ઉત્તમોત્તમ ભૂમિકા તૈયાર થઈ જાત. આ કામ આ ઉંમરે હું ન કરી શકું,

તોપણ કોકે કર્યા વગર ચાલે નહીં. કેમ કે પરમ સત્ય એ દિશાએ જ આપણને મળવાનું છે એ મારી આંતરિક શ્રદ્ધા છે.

ફરી કહું કે મનોવિજ્ઞાન, ભૌતિક પદાર્થવિજ્ઞાન, સમાજવિજ્ઞાન, સાંસ્કૃતિક વિકાસ વિજ્ઞાન અને એ બધાં વિજ્ઞાનોને આવરી લેતું અધ્યાત્મવિજ્ઞાન એમનો વિકાસ કર્યા પછી સર્વધર્મ-કુટુંબભાવ જેમાંથી નીકળી શકે એવું સાર્વભૌમિક વિજ્ઞાન કેમ કામ કરતું આવ્યું છે, એ સમજાવવાનું હવે પછીનું યુગકાર્ય છે. એ જે કરી આપે તે જ ઋષિઓના ઋષિ થશે. તે જ સાચો સર્વસંગ્રાહક વિજ્ઞાનવેત્તા થશે. એણે સત્યાર્થી અને ઋતાર્થી થવું ઘટે છે. અને અત્યાર સુધીના જાગતિક જ્ઞાન અને કૌશલ્યનો ઉપયોગ કરવાની યોગ્યતા એની હોવી જોઈએ. એવો પરમ ઋષિ આવવાનો જ છે એ વિશે શંકા નથી.

## ૭. ભારત વિશેની મારી કલ્પના

ભારત વિશેની મારી કલ્પના મારે આપવી છે. આનો વિચાર બેત્રણ રીતે કરી શકાય :

(૧) હું ભારતમાં જન્મ્યો છું. ભારતની સમન્વયમૂલક સંગમ સંસ્કૃતિમાં ઊછર્યો છું. મારો જન્મ, મારું શરીર, મારી કેળવણી, પરંપરાગત મારા સંસ્કારો બધું મળીને હું બન્યો છું. આ રીતે મારા હાડમાં, માંસમાં, લાગણીઓમાં અને પુરુષાર્થમાં જે ભારતીયતા સમાયેલી છે, ઓતપ્રોત છે તેનું સ્વરૂપ હું કહી દઉં અથવા —

(૨) ભારતના ધર્મો, ભારતની અસંખ્ય જાતિઓ, અહીંના લોકોનો પુરુષાર્થ વગેરેનું મેં જે દર્શન કર્યું હોય, આ સેતુહિમાચલ, સિંધુથી બ્રહ્મપુત્રા સુધી બે નદી વચ્ચે જે દેશ ફેલાયેલો છે અને જેની મેં અનેક વાર સંસ્કારયાત્રા કરી છે તેનું જે ચિત્ર મારા હૃદય પર અંકિત છે એનો ચિતાર હું આપું અથવા —

(૩) ભારતનો રાજનૈતિક, ધાર્મિક, સામાજિક અને સાંસ્કૃતિક ઈતિહાસ વાંચ્યા પછી આ દેશને અને અહીં વસતી પ્રજાને સ્વતંત્ર, સમૃદ્ધ અને સમર્થ બનાવવા માટે સેવાનું વ્રત લઈ, મેં જે જે પ્રવૃત્તિઓ આદરી અને સેવા દ્વારા જે ભારતની મેં ભક્તિ કરી, એનું જે ઉજ્જવળ ભવિષ્ય હું જોવા માગું છું એનો ચિતાર થોડા શબ્દોમાં હું આપી દઉં.

મારા જીવનમાં જે ભારતને મેં અનુભવ્યો છે, જે ભારતનો વારસો મને મળ્યો છે અને યાત્રા દ્વારા અને ઈતિહાસ વાંચીને જેનું મેં દર્શન કર્યું છે અને વિવિધ પ્રકારની સેવા રૂપી ભક્તિ કરતાં કરતાં ભવિષ્યના ભારતનું જે ચિત્ર હું જોઈ શક્યો છું એ બધું મારે એક ચિત્ર રૂપે રજૂ કરવાનું છે. આ સર્વ ભારત-પૂજાનો જ એક પ્રકાર છે. એ ભેદ જાણતો હોવાથી પૂર્ણ આદર અને ભક્તિ સાથે ભારત વિશેની મારી કલ્પના અહીં રજૂ કરું છું.

જે સ્થાને હું ઊભો છું અથવા જ્યાં હું રહું છું એ જ મારી દુનિયાનું કેન્દ્ર હોઈ શકે છે, એ ન્યાયે હું માનું છું મારે માટે મારો દેશ જ આખી દુનિયાનું સૌથી મોટું કેન્દ્ર છે અને તેથી મારો વિશ્વાસ છે કે ભારત મારફતે દુનિયાની અને આખા વિશ્વની અસાધારણ સેવા થવાની છે.

નહીં તોયે આ પૃથ્વી પરના અનેક દેશોનો ઈતિહાસ અને તે તે પ્રદેશની પ્રજાનો પુરુષાર્થ જોતાં મને લાગ્યું છે કે માનવી સંસ્કૃતિમાં ભારતની સંસ્કૃતિને મહત્ત્વનું અને આદરણીય સ્થાન છે અને સેંકડો અને હજારો વર્ષની વિટંબણાને અંતે સ્વતંત્ર થયેલા ભારતના ભવિષ્યનો જ્યારે વિચાર કરું છું ત્યારે મન એક મહત્ત્વાકાંક્ષા અને વિશ્વાસ સેવે છે કે આખી દુનિયાની મોટામાં મોટી સેવા ભારત દ્વારા જ થવાની છે.

આજકાલના લોકોને હું કહેતો આવ્યો છું કે બીજા જે દેશોમાં બધા લોકો એક જ વંશના છે, એક જ ધર્મ પાળે છે, એક જ ભાષા બોલે છે અને જેમણે મળીને એક જ સંસ્કૃતિ ખીલવી છે એવા દેશોનો વિકાસ ઝપાટાભેર થાય છે. એના પરાક્રમથી આખી દુનિયા અંજાઈ જાય છે.

એવા દેશોએ માનવી ઈતિહાસ ઉપર ઊંડી છાપ પણ પાડી છે. પણ ઈતિહાસ-વિધાતા કહે છે કે "મારી દુનિયા તો એકવંશી, એકધર્મી કે એકભાષી નથી. આ જ દુનિયામાં અનેક વંશી લોકો વસે છે. કાળા, ધોળા, ઘઉંવર્ણા, લાલ અને પીળા, અનેક વર્ણના લોકો મેં સર્જ્યા છે. એ લોકોએ અનેક ધર્મો ખીલવ્યા છે. મારી દુનિયામાં અનેક ભાષાઓ પ્રચલિત છે. અને સંસ્કૃતિના પ્રકારો પણ અસંખ્ય છે. બહુવંશી, બહુધર્મી અને બહુભાષી આ માનવો, અંદર અંદર લડી મરે નહીં પણ માનવી ઈતિહાસમાં પોતપોતાનો ફાળો રજૂ કરી, સમન્વય અને સહયોગ દ્વારા એક ઉજ્જવળ, સર્વકલ્યાણકારી, સમર્થ સંસ્કૃતિ કેમ પેદા કરી શકે ? એના પ્રયોગો મારે કરાવવાના છે. એટલા માટે મારે એક પ્રયોગશાળા (લૅબોરેટરી) જોઈએ છે."

હવે એની પ્રયોગશાળા ક્યાં ચલાવવી ? અને એ કામ કોને સોંપવું ? એનો વિચાર કરતાં ભગવાનને ભારત દેશ પસંદ આવ્યો. તેથી એણે પ્રારંભમાં જ આ ભારતભૂમિ પર કાળા, ધોળા, પીળા અને ઘઉંવર્ણા આમ અનેક જાતના લોકોને આણી છોડયા. એમની અનેકતામાં (વિવિધતામાં) એકતા સ્થાપન કરવાના પ્રયોગો અહીંના લોકોએ કરી જોયા છે. તેથી જ ઈતિહાસના સ્વામીએ અહીંથી ધર્મવિચારો ચારે ખંડમાં ફેલાવા દીધા. અને અનેક ધર્મના લોકોને અહીં આણી છોડયા છે. આ વિશાળ દેશના લોકો અનેક ભાષાઓ બોલે છે અને સંસ્કૃતિની બાબતમાં તો પછાતમાં પછાત અથવા સાવ પ્રાકૃત આદિવાસી લોકોથી માંડીને અત્યંત વિકસિત અને ઘડાયેલા લોકો સુધી બધાને અહીં વસાવ્યા છે. અને અહીંના લોકો ઈચ્છે કે ન ઈચ્છે એમનો સંપર્ક દુનિયાની બધી જાતિઓ અને વંશો સાથે કરાવ્યો છે. અત્યાર સુધી આ કામ ભગવાને નવરાશે થોડું થોડું થવા દીધું. પણ હવે આ ભરતભૂમિ ઉપર ભગવાનની ઉત્તમ પ્રયોગશાળા (લૅબોરેટરી) બની છે. ભગવાન

કહે છે "વિશ્વસમન્વયનું કામ મેં આ દેશને સોંપ્યું છે. તેથી જ મેં આ દેશને મારા એક મહાત્માની સેવા આપી. આ દેશની પ્રજામાં એક એક જાતિમાં પણ કેટલાક હાથીદાંત જેવા ધોળા છે, તો કેટલાક શાલિગ્રામ જેવા કાળા લોકો જોવાને મળે છે. પરિપકવ પાંદડાં જેવા પીળા લોકો પણ અહીં છે અને લાલાશ પડતી ચામડીવાળા લોકો પણ અહીં જોવાને મળશે."

ભગવાન કહે છે કે બધા ધર્મોને અહીં ભેગા કરી મેં એમને છૂટ આપી છે કે "અંદર અંદર લડી મરો અને એ રીતે પોતપોતાની એકાંગિતા અને નબળાઈ ઓળખી લો." આત્મશુદ્ધિ કરશો ત્યારે તમને ધર્મસમન્વયની ખૂબી સમજાશે. અને ત્યાર પછી જ તમે તમામ માનવજાતિની ઉત્તમ સેવા કરી શકશો.

સંસ્કૃતિની એક એક બાજુ ખીલવા દઈ મેં અહીં સૂંઝવણ ઉત્પન્ન કરનારી વિવિધતા વિકસવા દીધી છે. હવે તમારે એ વિવિધતામાંથી એક પારિવારિક અથવા કૌટુંબિક એકતા ઉત્પન્ન કરવાની છે. માનવજાતિએ અત્યાર સુધી હરીફાઈ, સંઘર્ષ અને યુદ્ધોનો અનુભવ લીધો તે એટલે સુધી કે એક પછી એક જાગતિક આત્મઘાતી યુદ્ધો ચલાવી માનવે ભયાનક અનુભવ મેળવ્યો છે. અને હવે માણસ-જાતની ખાતરી થવા લાગી છે કે હવે પછી યુદ્ધોને અંતે કોઈને વિજય મળવાનો નથી. યુદ્ધ એટલે જાગતિક યુદ્ધ અને તેને અંતે વિનાશ, સર્વનાશ અને માનવ-જાતિનું દેવાળું એ માણસને સ્પષ્ટ દેખાવા લાગ્યું. હવે તો એક જ રસ્તો છે, બધા મળીને સમન્વય દ્વારા એક પરિવાર બનો અને અનંતવિકાસ સાધતા જાઓ અને એમ ન કરવું હોય તો બધા વંશના લોકો માનવવ્યાપી વિરાટયુદ્ધ લડી લઈ આખી પૃથ્વીને સ્મશાન બનાવી દો. માનવજાતિનું ભવિષ્ય મારી આ પ્રયોગશાળા જેવી ભારતની ભૂમિ ઉપર નક્કી થવાનું છે. અહીંના લોકોને એમની આગળનું મિશન સમજાવવા માટે મેં એક "સર્વનું કલ્યાણ ઈચ્છનાર" સર્વોદયી મહાત્મા મોકલ્યો. અન્યાય, અત્યાચાર અને શોષણ સામે થતાં શસ્ત્રયુદ્ધો અને પરસ્પર કતલ ટાળી, ન્યાય ખાતર નૈતિક યુદ્ધ ચલાવવા માટે એણે તમને સત્યાગ્રહની દીક્ષા આપી. ભારતમાં સર્વધર્મી લોકો તમારી આગળ અત્યંત ઊજળું ભવિષ્ય મેં પાથર્યું છે. તમે આત્મશુદ્ધિ કરશો તો સર્વસમર્થ બનશો અને પછી "વિજ્ઞાન અને અધ્યાત્મનો સમન્વય કરી" સર્વોદય સમાજની સ્થાપના કરી શકશો. ત્યાર પછી વિશ્વસેવા કર્યાનું સમાધાન તમને મળશે.

આ છે ભગવાનનો આદેશ. આ આદેશ અમલમાં આણવા માટે જૂનો ઘણો બોજો ફેંકી દેવો પડશે. સર્વકલ્યાણકારી પ્રગતિને વરેલી સંસ્કૃતિ ઉપજાવવી પડશે. એને માટે સેવા દ્વારા અમલમાં આવતી યોજના તૈયાર કરી વિરાટ પુરુષાર્થ કરવો પડશે. આ કામમાં આખું રાષ્ટ્ર ખપી જાય તોય શું? આ છે ભગવાનનો સંદેશ. આ સંદેશ પરથી જ મેં મારી ભારત વિશેની કલ્પના ઘડી છે. આજે કલ્પનાથી હું અંતરબાહ્ય સર્વાંશે રંગાયેલો છું. અને તેથી જ આ વિચારનો પ્રચાર કરતાં અને યથાશક્તિ સેવા કરતાં મને થાક જણાતો નથી. શરીરધર્મ પ્રમાણે થાકેલું શરીર

કોક દિવસ થોભી જશે. પણ આત્મા તો તમામ ભારતવાસીઓના આત્મા સાથે એકરૂપ થઈ ભારતનું મિશન, ભારતનું યુગકાર્ય સિદ્ધ કરવા પુરુષાર્થની પરાકાષ્ઠા કરશે.

આશા રાખું છું કે આ જમાનામાં એકેએક ભારતવાસી સ્ત્રીઓના તેમ જ પુરુષોના હૃદયમાં ભારતની આ કલ્પના વવાઈ જશે અને તેઓ બધાં મળીને ઈશ્વરે સોંપેલું ભવ્ય મિશન પૂરું કરશે, કેમ કે ત્યાર પછી ભગવાનને માનવજાતિ મારફતે વિશ્વની રંગભૂમિ ઉપર નવા નવા નાટચપ્રયોગો કરી જોવા છે.

# ૮. આપણી સંસ્કૃતિનો પ્રભાવ

ઈશ્વર આપણા દ્વારા માનવજાતિના સૌથી મોટા પ્રશ્નો હલ કરાવવા માગતો હતો; એ પ્રશ્નો હતા માનવજાતિઓની વચ્ચે સંપર્ક, સંઘર્ષ અને સમન્વયના. આપણા પ્રાચીનતમ પૂર્વજોએ એ શોધી કાઢયું હતું કે માનવજાતિઓનો આધાર હિંસા નહીં, અહિંસા છે. અને જો આપણું રાષ્ટ્ર એ શોધ ઉપર અભિમાન કરે તો એ અનુચિત નહીં ગણાય. આ આદર્શના આધારે આપણે વિરોધી જાતિઓનું નિકંદન કાઢવાની રીત છોડી દીધી અને બીજાઓના દૃષ્ટિકોણની સાથે પોતાના દૃષ્ટિકોણનો કંઈ ને કંઈ મેળ બેસાડવાનું શીખ્યા. જ્યાં સહેજ પણ આપણે એકબીજાના વિચારો સમજવામાં અસમર્થ રહ્યા ત્યાં ત્યાં આપણે ‘જીવો અને જીવવા દો’ની નીતિનો આશ્રય લેવાનું સ્વીકાર્યું; એને આજે સાહચર્ય (કો-એક્ઝિસ્ટન્સ) કહે છે. એણે આપની સામે ઊંચી અને નીચી સંસ્કૃતિઓ વચ્ચે સમાધાન કરવાનો પ્રશ્ન ખડો કર્યો. પોતે ઈશ્વરની વિશેષ કૃપાપાત્ર અને ઊંચી જાતિ છે, એવા અભિમાનથી મુક્ત દુનિયાની કોઈ પણ જાતિ નથી અને પોતાની સંસ્કૃતિનું રક્ષણ કરવાનું અમારું પવિત્ર કર્તવ્ય છે એવું પ્રત્યેક જાતિએ હંમેશ વિચાર્યું છે. પ્રત્યેકે પોતાની સંસ્કૃતિને બીજી સંસ્કૃતિઓ સાથેના સંબંધ દ્વારા ભ્રષ્ટ થતી રોકી છે, કે એને બીજાઓ પર લાદવાનો પ્રયત્ન કર્યો છે.

પોતાની સંસ્કૃતિ શુદ્ધ રહે એવું કેટલાક લોકો ઇચ્છે છે. આવા લોકો સર્વ પ્રકારના મિશ્રણથી બચતા રહે છે. બીજા પ્રકારના લોકો ઇચ્છે છે, કે અન્ય લોકો પોતાની સંસ્કૃતિનો સ્વીકાર કરે અને જો બીજાઓ વિરોધ કરે તો તલવાર અને ભાલાના બળથી એને બીજાઓ પર લાદવાનો પોતાની બળવાન જાતિને અધિકાર છે, એમ તેઓ માને છે. આથી ઊલટું આપણે ‘જીવો અને જીવવા દો’ના પુરસ્કર્તા રહ્યા છીએ. આપણે ભિન્ન ભિન્ન પ્રકારની સંસ્કૃતિઓને એકસાથે કોઈ ને કોઈ પ્રકારનો મેળ બેસાડીને અને પરસ્પરનો સમન્વય કરીને જીવિત રહેવાની તક આપી છે. પરિણામ એ આવ્યું કે, ભારત ભિન્ન ભિન્ન પ્રકારની પ્રાચીન અને નવીન સંસ્કૃતિઓના સંગ્રહસ્થાન જેવું બની ગયું છે. આ વિભિન્ન મૂળ જાતિ(રેસીસ)-ને આપણે ‘વંશ’ કહીએ છીએ, ચાહે એ દેશી હોય કે વિદેશી; આપણે સર્વ

જાતિને સુરક્ષિત રાખવાનો પ્રયત્ન કર્યો છે. એને માટે આપણે અનેક પ્રયોગો કરવા પડયા. પહેલવહેલાં આપણે લોકોને જુદાં જુદાં સ્થાનોમાં અલગ રાખવાનો પ્રયત્ન કર્યો. બહુ દિવસ સુધી આ ચાલ્યું નહીં. મનુષ્યસ્વભાવ જિજ્ઞાસુ હોય છે. એ પ્રયોગ કરવાનો શોખીન હોય છે. એટલા માટે એ જાતિમાં પરસ્પર મિશ્રણ થયું અને વચ્ચેનું અંતર ઓછું થઈ ગયું. આપણા પૂર્વજોએ એના ઉપર આધિપત્યનું નિયમન કરવા બંધન લાદ્યું.

અનુલોમ અને પ્રતિલોમ લગ્નોના નિયમ વગેરે બનાવવામાં આવ્યા. જેમાં છોકરો હલકી જાતનો અને છોકરી ઊંચી જાતિની હોય છે એ પ્રતિલોમ લગ્ન છે; અને અનુલોમ લગ્નમાં છોકરી હલકા વર્ણની હોય છે, આ વ્યવસ્થા ઘણા દિવસ સુધી ચાલુ રહી. અભિમાની આર્યો અનુલોમ લગ્નો તો માન્ય કરી લેતા હતા, પરંતુ પ્રતિલોમ લગ્નનો વિરોધ ને તિરસ્કાર કરતા હતા. કયાં સુધી આ ચાલવાનું હતું? આત્માભિમાની અનાર્યો આ ભેદભાવને સહન કરી શકયા નહીં. પરિણામે એમણે નિશ્ચય કર્યો કે, આવાં લગ્ન બિલકુલ ન થાય. એટલે તો સમાજ અનેકાનેક જાતિઓ અને કુટુંબોમાં વહેંચાઈ ગયો, એની વચ્ચે લગ્ન કે ખાવા-પીવાનો સંબંધ ન રહ્યો. વૈદિક કાળથી જ આર્યોએ જે એક પ્રયોગ કર્યો હતો તે આહારમાં અહિંસા પાળવાનો. એ પ્રયોગ પણ વત્તાઓછા ઉત્સાહ સાથે ચાલી રહ્યો છે. આપણા લોકો હંમેશાં ગંભીર પ્રકૃતિવાળા રહ્યા છે. એમણે જીવનના કોઈ પણ મહાન સિદ્ધાંતના વૈજ્ઞાનિક પ્રયોગો માટે કોઈ પણ જાતિને ઉચ્ચોચ્ચ માની નથી. શાકાહાર પ્રત્યે જે પહેલું પગલું ઉઠાવવામાં આવ્યું એ ગોમાંસનો ત્યાગ કરવાનું, આ પ્રકારે સૌથી પહેલાં ગાયને મુક્તિ કે અભય મળ્યું. આર્યો ગાયનું ઋણ માનતા હતા. કારણ કે એ એમને દૂધ આપતી હતી. બળદનું ઋણ માનતા હતા, કારણ કે એ એમને ખેતીમાં મદદ કરતો હતો, એટલા માટે એમણે નિયમ કર્યો કે, ભલેને ગાય કે બળદનું પાલન આર્થિક રીતે ભારરૂપ કેમ ન હોય, પરંતુ એને આહાર માટે તો મારવામાં ન જ આવે. આપણે આ સિદ્ધાંતનો સરળતાપૂર્વક સ્વીકાર કર્યો નહીં; યુગો સુધી સંઘર્ષ ચાલ્યા કર્યો અને એનાથી આપણ-ને ઈતિહાસના અનેક આશ્ચર્યજનક પ્રકરણની સામગ્રી મળી.

જેમ જેમ આપણું સમાજશાસ્ત્ર સુધરતું ગયું તેમ તેમ આપણે જાતિ કરતાં વર્ણનું મહત્ત્વ વધારતા ગયાં. પરિણામે વિભિન્ન વંશોમાં લગ્નો એ શરતે થયાં કરતાં હતાં કે સમાજના કાર્ય-વિભાગનું મૂળરૂપ અર્થાત્ વર્ણવ્યવસ્થાનો ભંગ ન થઈ જાય.

આપણા ઈતિહાસનો એક મોટો ભાગ વર્ણવ્યવસ્થાના પ્રયોગનો છે. આ ક્ષેત્રમાં પણ આપણે મોટા મોટા પ્રયોગો કર્યા છે. આપણે ચાર વર્ણોનો કાયદાની રીતે સ્વીકાર કરી લીધો, પરંતુ વિવિધ વર્ણોમાં લગ્નો અંગે અનેક અપવાદ કરવામાં આવ્યા. મનુષ્યની માનસિક વૃત્તિઓને સત્ત્વ, રજસ અને તમસના ત્રણ ભાગમાં વહેંચીને, વર્ણોની આ વ્યવસ્થામાં સમાઈ જનાર ભિન્ન ભિન્ન જાતિઓ અને

પરિવારોને આ જ ત્રણ ગુણો અનુસાર ચાર વર્ગોમાં વહેંચી નાખવામાં આવ્યાં. આ ત્રિગુણ વિભાજન એટલું વ્યાપક બનાવવામાં આવ્યું કે એમાં ન કેવળ સમાજ-નું શારીરિક કે માનસિક જીવન સામેલ થયું, પણ નગરના આયોજનની વાતો આવી ગઈ. વર્ણવ્યવસ્થાના ભિન્ન ભિન્ન પ્રકારના પ્રયોગો આપણા ઈતિહાસમાં હજારો વર્ષ સુધી થતા રહ્યા.

## ૯. ભારતીય સંસ્કૃતિની પ્રતિભા

જે કોઈ ભારતવાસી પોતાના દેશ પ્રત્યે પ્રેમ ધરાવે છે તે સમાજશાસ્ત્ર પ્રત્યે ઉદાસીન રહીં શકતો નથી. ઈશ્વરે ભારતને પોતાની સહુથી ઊંચી સમાજશાસ્ત્ર વિષયક પ્રયોગશાળા બનાવી છે. આપણા દેશના લોકોની મનોવૃત્તિ પણ પરમેશ્વરની આ ઈચ્છાને અનુકૂળ જ બની છે. આપણે ભૂતકાળની એવી પકડમાં છીએ કે એમાં જ જીવ્યા કરીએ છીએ. આપણે સાચો અને મહત્ત્વપૂર્ણ ઈતિહાસ ભૂતકાળના લેખો અથવા પ્રાચીન અવશેષોમાં શોધવાની જરૂર નથી, એ આપણા જીવનમાં જ મોજૂદ છે.

આપણને માલૂમ ન હોય એવો કોઈ સમાજશાસ્ત્રવિષયક પ્રયોગ નથી, જેમાંથી બીજાં રાષ્ટ્રો પસાર થયાં છે યા તો થઈ રહ્યાં છે. એવી બધી પરિસ્થિતિમાંથી આપણે પસાર થઈ ચૂકયા છીએ.

સૌથી પહેલાં આપણે મૂળ જાતિ(अं. રેસ)નો પ્રશ્ન ઉકેલવો પડયો. ભારતવર્ષની અતિથિસત્કાર કરનાર ભૂમિએ પ્રાગ્ઐતિહાસિક કાળથી જ ભિન્ન ભિન્ન મૂળ જાતિને આમંત્રણ આપ્યું. હરપ્પા અને મોહન-જો-ડરોની સંસ્કૃતિને ભારતની પ્રાચીનતમ પ્રાગ્ઈતિહાસની પરિચાયક સંસ્કૃતિ તરીકે ન માનવી જોઈએ. એનાથીયે વધુ પ્રાચીન ચિહ્ન કોઈ ને કોઈ સ્થળે અવશ્ય મળી શકે. ભારતમાં વસવાટ કરવા માટે બહારથી જે ભિન્ન મૂળ વંશો અને આદિમ જાતિઓ આવેલ તેનાં દ્રાવિડ અને આર્ય તો કેવળ સામાન્ય નામ હોવાં જોઈએ. પ્રાચીનમાં પ્રાચીન આવનારા અને જનારાઓનું જ્ઞાન તો માત્ર ભૂગર્ભશાસ્ત્રવિષયક ચિહ્નોથી જ પ્રાપ્ત થઈ શકે. પ્રાચીનતમ કાળમાં આપણો દેશ અને એની આસપાસના દેશો તથા પર્વતોના આકાર આજની રચનાથી બિલકુલ ભિન્ન હતા એ આપણે ભૂલવું જોઈએ નહીં. પ્રશાંત મહાસાગરના દ્વીપો અને આફ્રિકાના મહાખંડ સાથે આપણને જે સંબંધ હતો એથી આપણા પ્રાચીનતમ ઈતિહાસનો પાયો રચાયો હતો. એટલા માટે આપણા સમાજશાસ્ત્રનો આરંભ જ પ્રાચીન પ્રાગ્ઐતિહાસિક કાળથી હોવો જરૂરી છે, મૈસૂર અને હૈદરાબાદની ભૂમિની બારીકાઈથી તપાસ કરવામાં આવે તો દુનિયાનાં પ્રાચીનતમ ચિહ્નો ગણાય એવાં કોઈ ને કોઈ ચિહ્નો આપણને એમાં અવશ્ય મળશે.

એ તો જે કંઈ હોય તે ખરું, પણ એમાં તો કોઈ સંદેહ નથી કે ઈશ્વર આપણા દ્વારા માનવજાતિના સૌથી મોટા પ્રશ્નો હલ કરાવવા માગતો હતો. એ પ્રશ્નો હતા માનવજાતિઓની વચ્ચે સંપર્ક (अं. થેસીસ), સંઘર્ષ (अं. એન્ટી-થેસીસ) અને સમન્વય(अं સિનથેસીસ)ના. આપણા પ્રાચીનતમ પૂર્વજોએ એ શોધી કાઢયું હતું કે માનવજાતિઓનો આધાર હિંસા નહીં, અહિંસા છે અને જો આપણું રાષ્ટ્ર એ શોધ પર અભિમાન કરે તો એ અનુચિત નહીં ગણાય. આ આદર્શને આધારે આપણે વિરોધી જાતિઓનું નિકંદન કાઢવાની રીત છોડી દીધી અને બીજાઓના દૃષ્ટિકોણની સાથે પોતાના દૃષ્ટિકોણનો કંઈ ને કંઈ મેળ બેસાડવાનું શીખ્યા. જ્યાં જ્યાં સહેજ પણ આપણે એકબીજાના વિચાર સમજવામાં અસમર્થ રહ્યા ત્યાં ત્યાં આપણે 'જીવો અને જીવવા દો'ની નીતિનો આશ્રય લેવાનું સ્વીકાર્યું. એને આજે સાહચર્ય (अं. કોએકિઝસ્ટન્સ) કહે છે. એણે આપણી સામે ઊંચી અને નીચી સંસ્કૃતિઓ વચ્ચે સમાધાન કરવાનો પ્રશ્ન ખડો કર્યો. પોતે ઈશ્વરની વિશેષ કૃપાપાત્ર ને ઊંચી જાતિ છે એવા અભિમાન-થી મુક્ત દુનિયાની કોઈ પણ જાતિ નથી અને પોતાની સંસ્કૃતિનું રક્ષણ કરવાનું અમારું પવિત્ર કર્તવ્ય છે એવું પ્રત્યેક જાતિએ હમેશ વિચાર્યું છે. પ્રત્યેકે પોતાની સંસ્કૃતિને બીજી સંસ્કૃતિઓ સાથેના સંબંધ દ્વારા ભ્રષ્ટ થતી રોકી છે કે એને બીજાઓ પર લાદવાનો પ્રયત્ન કર્યો છે.

પોતાની સંસ્કૃતિ શુદ્ધ રહે એવું કેટલાક લોકો ઇચ્છે છે. આવા લોકો સર્વ પ્રકારના મિશ્રણથી બચતા રહે છે. બીજા પ્રકારના લોકો ઇચ્છે છે, કે અન્ય લોકો પોતાની સંસ્કૃતિનો સ્વીકાર કરે અને જો બીજાઓ વિરોધ કરે તો તલવાર અને ભાલાના બળથી એને બીજા ઉપર લાદવાનો પોતાની બળવાન જાતિને અધિકાર છે એમ તેઓ માને છે.

આથી ઊલટું આપણે 'જીવો અને જીવવા દો'ના પુરસ્કર્તા રહ્યા છીએ. આપણે ભિન્ન ભિન્ન પ્રકારની સંસ્કૃતિઓને એકસાથે કોઈ ને કોઈ પ્રકારનો મેળ બેસાડીને અને પરસ્પરનો સમન્વય કરીને જીવિત રહેવાની તક આપી છે. પરિણામ એ આવ્યું કે, ભારત ભિન્ન ભિન્ન પ્રકારની પ્રાચીન અને નવીન સંસ્કૃતિઓના સંગ્રહસ્થાન જેવું બની ગયું છે. આ વિભિન્ન મૂળ જાતિ(अं. રેસીસ)ને આપણે 'વંશ' કહીએ છીએ, ચાહે એ દેશી હોય કે વિદેશી. આપણે સર્વ જાતિને સુરક્ષિત રાખવાનો પ્રયત્ન કર્યો છે. એને માટે આપણને અનેક પ્રયોગો કરવા પડ્યા. પહેલ-વહેલાં આપણે લોકોને જુદાં જુદાં સ્થાનોમાં અલગ રાખવાનો પ્રયત્ન કર્યો. બહુ દિવસ સુધી આ ચાલ્યું નહીં. મનુષ્ય સ્વભાવથી જિજ્ઞાસુ હોય છે. એ પ્રયોગ કરવાનો પણ શોખીન હોય છે. એટલા માટે એ જાતિમાં પરસ્પર મિશ્રણ થયું અને વચ્ચેનું અંતર ઓછું થઈ ગયું. આપણા પૂર્વજોએ એના ઉપર આધિપત્યનું નિયમન કરવા બંધન લાદ્યું.

અનુલોમ અને પ્રતિલોમ લગ્નોના નિયમ વગેરે બનાવવામાં આવ્યા. જેમાં છોકરો હલકી જાતિનો અને છોકરી ઊંચ જાતિની હોય છે એ પ્રતિલોમ લગ્ન છે. અને અનુલોમ લગ્નમાં છોકરી હલકા વર્ણની હોય છે. આ વ્યવસ્થા ઘણા દિવસો સુધી ચાલુ રહી. અભિમાની આર્યો અનુલોમ લગ્નો તો માન્ય કરી લેતા હતા; પરંતુ પ્રતિલોમ લગ્નોનો વિરોધ ને તિરસ્કાર કરતા હતા. ક્યાં સુધી આ ચાલવાનું હતું? આત્માભિમાની અનાર્યો આ ભેદભાવને સહન કરી શક્યા નહીં. પરિણામે એમણે નિશ્ચય કર્યો કે આવાં લગ્નો બિલકુલ ન થાય. એટલે તો સમાજ અનેકાનેક જાતિઓ અને કુટુંબોમાં વહેંચાઈ ગયો; એમની વચ્ચે લગ્ન કે ખાવા-પીવાનો સંબંધ ન રહ્યો.

વૈદિકકાળથી જ આર્યોએ જે એક મોટો પ્રયોગ કર્યો હતો તે હતો આહારમાં અહિંસા પાળવાનો. એ પ્રયોગ આજે પણ વધતા ઓછા ઉત્સાહ સાથે ચાલી રહ્યો છે. આપણા લોકો હમેશાં ઘણી ગંભીર પ્રકૃતિવાળા રહ્યા છે. એમણે જીવનના કોઈ પણ મહાન સિદ્ધાંતના વૈજ્ઞાનિક પ્રયોગ માટે કોઈ પણ જાતિને ઉચ્ચોચ્ચ માની નથી. શાકાહાર પ્રત્યે જે પહેલું પગલું ઉઠાવવામાં આવ્યું એ હતું ગોમાંસનો ત્યાગ કરવાનું. આ પ્રકારે સૌથી પહેલાં ગાયને મુક્તિ કે અભય મળ્યું. આર્યો ગાયનું ઋણ માનતા હતા, કારણ કે એ એમને દૂધ આપતી હતી. બળદનું ઋણ માનતા હતા, કારણ કે એ એમને ખેતીમાં મદદ કરતો હતો. એટલા માટે એમણે નિયમ કર્યો કે ભલેને ગાય કે બળદનું પાલન આર્થિક દૃષ્ટિથી ભારરૂપ કેમ ન હોય, પરંતુ એને આહાર માટે તો મારવામાં ન જ આવે. જાતિએ આ સિદ્ધાંતનો સરળતાપૂર્વક સ્વીકાર કર્યો નહીં, યુગો સુધી સંઘર્ષ ચાલ્યા કર્યો અને એનાથી આપણને ઈતિહાસના અનેક આશ્ચર્યજનક પ્રકરણની સામગ્રી મળી.

જેમ જેમ આપણું સમાજશાસ્ત્ર વિકસિત થતું ગયું તેમ તેમ આપણે જાતિ કરતાં વર્ણનું મહત્ત્વ વધારતા ગયા. પરિણામે વિભિન્ન વંશોમાં લગ્નો એ શરતે થયાં કરતાં હતાં કે સમાજના કાર્ય-વિભાગનું મૂળ રૂપ અર્થાત્ વર્ણવ્યવસ્થા ભંગ ન થઈ જાય.

આપણા ઈતિહાસનો એક મોટો ભાગ વર્ણવ્યવસ્થાના પ્રયોગનો છે. આ ક્ષેત્રમાં પણ આપણે મોટા મોટા પ્રયોગો કર્યા છે. આપણે ચાર વર્ણોનો કાયદાની રીતે સ્વીકાર કરી લીધો; પરંતુ વિવિધ વર્ણોમાં લગ્નના અનેક અપવાદો કરવામાં આવ્યા. મનુષ્યની માનસિક વૃત્તિઓને સત્ત્વ, રજસ, અને તમસના ત્રણ ભાગોમાં વહેંચીને, વર્ણોની આ વ્યવસ્થામાં સમાઈ જનાર ભિન્ન ભિન્ન જાતિઓ અને પરિવારોને આ જ ત્રણ ગુણો અનુસાર ચાર વર્ગોમાં વહેંચી નાખવામાં આવ્યાં. આ ત્રિગુણ વિભાજન એટલું વ્યાપક બનાવવામાં આવ્યું કે એમાં ન કેવળ સમાજનું શારીરિક કે માનસિક જીવન સામેલ થયું, પરંતુ નગરના આયોજન જેવી વાતો પણ આવી ગઈ. વર્ણવ્યવસ્થામાં ભિન્ન પ્રકારના પ્રયોગો આપણા ઈતિહાસનાં હજારો વર્ષો સુધી થતા રહ્યા.

આપણા દેશના લોકોને સુંદરતમ કલ્પનાશક્તિનું વરદાન મળેલ છે. જ્યારે એ કોઈ સિદ્ધાંતનું પ્રતિપાદન કરે છે ત્યારે એના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિવરણ સુધી પહોંચી જાય છે અને ક્યારેક ક્યારેક તો એ વિવરણ બાલિશ જેવું નહીં તોય વિચારહીન જરૂર થઈ જાય છે.

આપણા દેશના લોકોના પ્રાણરૂપ દાર્શનિક ચિંતનથી દર્શનની મહાન પ્રણાલીઓનો વિકાસ થયો અને આપણા સમાજશાસ્ત્રને એક ત્રીજો સિદ્ધાંત મળ્યો. એ સિદ્ધાંત છે તાત્ત્વિક યા દાર્શનિક 'વાદ'નો. એનાં ત્રણ અંગો છે: દ્વૈતવાદ, અદ્વૈતવાદ અને વિશિષ્ટાદ્વૈતવાદ. આ બધાનો આપણા જીવન પર પ્રભાવ પડયો છે, જોકે આ પ્રભાવ આજે ઉપલબ્ધ સ્મૃતિઓમાં દેખાતો નથી. વંશ, વર્ણ અને વાદ પછી વળી વધુ એકનો વિકાસ થયો, એ હતો ઈષ્ટ દેવનો. કોઈ લોકો શિવની પૂજા કરતા હતા, કેટલાક વિષ્ણુની અને કેટલાક રક્ષક અને સંહારક બંને રૂપમાં દેવી કે માતૃસ્વરૂપા આદિ શક્તિની. આ પ્રકારે શૈવ, વૈષ્ણવ અને શાક્ત સંપ્રદાયોથી ભિન્ન પ્રકારની સંસ્કૃતિઓનો ઉદય થયો. એનો પ્રભાવ કેવળ પુરાણો અને ભકિતકાવ્યમાં નહીં પરંતુ પછીનાં ઉપનિષદોમાં પણ મળી આવે છે.

નજીકના પશ્ચિમમાંથી મુસલમાનોનો અને દૂર દૂરના પશ્ચિમથી ખ્રિસ્તીઓના આગમનથી ભારતીય ઈતિહાસ અને સમાજશાસ્ત્રમાં એક નવું પરિવર્તન આવ્યું. વંશવિષયક સંઘર્ષના ઈતિહાસનું હવે ધાર્મિક સમુદાયોના આધિપત્યના સંઘર્ષરૂપે પુનરાવર્તન થયું. વાસ્તવિક સંઘર્ષ આધ્યાત્મિક અથવા ધાર્મિક આધિપત્યને માટે નહોતો, એ તો રાજનૈતિક સંઘર્ષ હતો. પરંતુ ધાર્મિક સમુદાયો વચ્ચે તે થયો. અંતે ચોથા એક સમન્વયને ગતિ મળી, તોપણ એને સફળ થવા માટે પૂરતો સમય મળી શક્યો નહીં, છતાંયે ધાર્મિક સમન્વયનો આ મહાન પ્રયોગ સંતો અને ઓલિયાઓએ જારી રાખ્યો. આપણા સમાજશાસ્ત્રના આ અંગમાં ભારતની દેણગી એક અગત્યના શિક્ષણથી ભરેલી છે. એને સ્વીકારવાથી બીજા મહાખંડો અને જાતિઓ ખૂબ લાભ ઉઠાવી શકે છે. આફ્રિકામાં ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે જે ભારે પણ મૂંગો સંઘર્ષ ચાલી રહ્યા જેવો લાગે છે, તે એક પ્રકારનું 'ઠંડું યુદ્ધ' જ કહી શકાય. એ સંઘર્ષ કેવળ ભારતના સમન્વયના સિદ્ધાંતનો સ્વીકાર કરવાથી જ મટી શકે તેમ છે. આપણો વિશ્વાસ છે કે બધા જ ધર્મો છેવટે તો મનુષ્યના અંતિમ ભાગ્યોદય માટે ઉપયોગી અને ન્યાયસંગત સાધન છે. એટલા માટે આપણે સર્વ ધર્મોને સમાન અને સરખા રૂપમાં સાચા માનીએ છીએ અને સર્વ ધર્મોનું શ્રદ્ધાપૂર્વક અધ્યયન કરવામાં આવે એવી આપણી ભલામણ છે.

ધર્મની પ્રાચીન પરંપરાને પૌરાણિક માની શકાય છે અને બીજા ધર્મના પ્રગતિશીલ ને સુધારક અંશોનો સ્વીકાર કરીને એને જુદા પ્રકારના સ્વભાવો અને વિચારોને અનુકૂળ બનાવી શકાય છે.

એ પછી વંશ, વર્ણ અને વાદની મૂળ યાદીમાં સમાજના આર્થિક વિભાજનનો એક બીજો સિદ્ધાંત જોડવામાં આવ્યો. એને વર્ગ કહેવાય છે. આપણે આર્થિક

સપાટીએ વર્ગ-સંઘર્ષના ઈતિહાસ ઉપર વિચાર કરીએ છીએ અને આપણે આપણા પોતાના સમસ્ત ઈતિહાસને આર્થિક સંઘર્ષના પરિણામરૂપે આગળ કરવા માગીએ છીએ. મારા વિચાર પ્રમાણે ઈતિહાસનો આ અર્થ અત્યંત સંકુચિત અને કંઈક વિકૃત પણ છે અને ભારતીય ઈતિહાસની વિશદતાની દૃષ્ટિએ એ પૂરેપૂરો ન્યાયયુક્ત ઠરતો નથી. પશ્ચિમે કદાચ આપણા ઈતિહાસના સાંસ્કૃતિક વારસાની ઉપેક્ષા કરી છે.

છતાં મનુષ્યનું મન એટલું ઢીલું હોય છે કે કોઈ પણ રાષ્ટ્ર પર ભલેને તેનો ઇતિહાસ અને માનસિક વૃત્તિ ગમે તેટલાં પ્રતિકૂળ કેમ ન હોય તોપણ સતત પ્રચાર દ્વારા સંઘર્ષ લાદી શકાય છે. પરંતુ આ વાત બહુ દિવસ ચાલતી નથી. જાતિની મૌલિક પ્રતિભા ફરીથી ઉગ્ર થાય છે. આપણી જાતિની મૌલિક પ્રતિભા અહિંસા અને પરસ્પર સમન્વયના મહાન સિદ્ધાંતનો સ્વીકાર કરનારી છે. 'જીવો અને જીવવા દો'ની ભાવના તરફ લઈ જનાર પ્રેમના કેન્દ્રીય સિદ્ધાંતને જો આપણે મજબૂત રીતે પકડી રાખીએ તો આપણે સાર્વલૌકિક સમન્વયની સ્થાપના કરવામાં સફળ થઈ શકીશું અને એ સમાજશાસ્ત્રનો એક સુંદરતમ, સંપૂર્ણ અને ભવ્ય સ્વરસંયોગ કે રાગ હશે.

## ૧૦. સંસ્કૃતિ-સમન્વય*

મહાત્મા ગાંધીજીએ સ્થાપેલી આ ગૂજરાત વિદ્યાપીઠના એકવીસમા પદવીદાન સમારંભનું માંગલિક પ્રવચન આપવા આવ્યો છું તે વખતે મારી કલ્પના મને આ વિદ્યાપીઠના સ્થાપનાના દિવસો તરફ લઈ જાય છે. એટલે એ વિશે પ્રારંભમાં બે શબ્દો કહું તો તે અસ્થાને ન ગણાય.

પૂ. બાપુજીએ સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. એમાં દાખલ થવાને મને જ્યારે આમંત્રણ આપ્યું ત્યારે જ કહેલું, કે "આ આશ્રમ સાથે એના એક સ્વતંત્ર અંગ તરીકે એક રાષ્ટ્રીય શાળા સ્થાપન કરવાની છે. એને માટે તમને હું બોલાવું છું. આગળ જતાં આપણે આખા દેશની કેળવણીનું તંત્ર સુધારવા માગીએ છીએ. એના પ્રયોગો આશ્રમમાં કરીશું. પ્રયોગોને અંતે જે વસ્તુઓ રાષ્ટ્રના હિતની સિદ્ધ થાય તેનો પ્રચાર અને અમલ આખા રાષ્ટ્રમાં થાય એવા પ્રયત્નો કરવાના રહેશે. આશ્રમમાં આપણે આશ્રમની મર્યાદામાં રહી પ્રયોગ કરીશું. પણ અંતે રાષ્ટ્રીય કેળવણીનો પ્રયોગ રાષ્ટ્રવ્યાપી થવો જોઈએ, એ આદર્શ મનમાં રાખી આપણે આપણું કામ કરવાનું છે."

ગાંધીજીએ કેળવણીના એ પ્રયોગને નામ આપ્યું હતું: 'રાષ્ટ્રીય ગુજરાતી શાળા'.

* ગૂજરાત વિદ્યાપીઠના એકવીસમા પદવીદાન પ્રસંગે દીક્ષાન્ત પ્રવચન.

આગળ જતાં મારી સૂચનાથી એનું નામ ફેરવાયું અને એને અમે 'રાષ્ટ્રીય વિદ્યામંદિર' કહેવા લાગ્યા.

ત્યાર પછી અસહકારના દિવસો આવ્યા. અંગ્રેજોએ સ્થાપેલી સરકારી હાઈસ્કૂલો, કૉલેજો અને યુનિવર્સિટીઓનો બહિષ્કાર કરવાની હાકલ ગાંધીજીએ દેશને કરી.

સન ૧૯૨૦ના ઑગસ્ટમાં અમદાવાદમાં ચોથી રાજકીય ગુજરાતી પરિષદ ભરાઈ. એમાં સરકારથી સ્વતંત્ર ધોરણ પર રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ રચવાની જરૂર પરિષદે સ્વીકારી. અને આવી બધી સંસ્થાઓનો સમન્વય કરવાને ગૂજરાત વિદ્યાપીઠ સ્થાપવાનો પરિષદે નિશ્ચય કર્યો. અને એ અમલમાં મૂકવા માટે બાર જણની સમિતિ નીમી. રાજદ્વારી લોકોમાંથી ખાસ ઉત્સાહ ધરાવનારા શ્રી ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિકના આગ્રહને લીધે જ આ પ્રવૃત્તિને વેગ મળ્યો. આમ આશ્રમ-વાસીઓમાંથી બે જણનાં નામ (શ્રી કિશોરલાલભાઈનું અને મારું) એ સમિતિમાં હતાં. અમે બંને જણાએ ઇંદુલાલને સારો સહકાર આપ્યો. અને ગુજરાતમાં બધે ફરી અનેક સારી સારી સંસ્થાઓનો સહયોગ મેળવી, ૧૮મી ઑક્ટોબરે આ વિદ્યાપીઠની સ્થાપના કરી. સાથીઓએ મારી પાસેથી વિદ્યાપીઠ માટે ધ્યાનમંત્ર માગ્યો. મેં સૂચવેલો મંત્ર "सा विद्या या विमुक्तये" ગાંધીજીને અત્યંત ગમ્યો. અને અમે 'ગુજરાત મહાવિદ્યાલય' સાથે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી. શ્રી શંકરલાલભાઈ બૅંકરે અમને વધારેમાં વધારે મદદ કરી, એની પણ નોંધ લેવી જોઈએ. નાનાભાઈ ભટ્ટ, ગોકુળભાઈ ભટ્ટ વગેરેને પણ ભૂલી ન જવાય. તે વખતનો આખો ઇતિહાસ યાદ કરવાની આવશ્યકતા નથી. આગળ જતાં, અમે આશ્રમવાસીઓએ વિદ્યાપીઠમાંથી નીકળી જઈ આશ્રમની શાળામાં જ અમારી શક્તિ કેન્દ્રિત કરી. સરદાર વલ્લભભાઈના આગ્રહને કારણે હું, મારા મિત્ર જીવતરામ કૃપાલાનીને વિદ્યાપીઠમાં લઈ આવ્યો. એમણે વિદ્યાપીઠની ઉત્તમ સેવા કરી. પણ બાપુજીને થયું કે કૃપાલાનીની ઉપયોગિતા ખાદીને અંગે વિશેષ છે. શંકરલાલ બૅંકરનો પણ એ જ અભિપ્રાય થયો. માંદગીને કારણે મારે થોડા દિવસ નિવૃત્તિ લેવી પડી, અને નાનાભાઈ ભટ્ટે વિદ્યાપીઠના કુલનાયકનું સ્થાન શોભાવ્યું.

આગળ જતાં પૂ. બાપુજીને થયું કે હવે સ્વરાજ્યની લડત ઉત્કટતાથી ચલાવવા માટે દેશની બધી શક્તિ કેન્દ્રિત કરવી જોઈએ. શાંતિના દિવસોનો વિદ્યાપીઠનો વિસ્તાર રોકીને પણ સ્વરાજ માટે રાષ્ટ્રને તૈયાર કરવું જોઈએ.

હું સમજી ગયો અને એમના કહેવાથી ફરી વિદ્યાપીઠમાં દાખલ થયો. બાપુજીએ વિદ્યાપીઠનું બંધારણ પણ ફેરવ્યું. ઘણી સત્તા મને સોંપી. અને મેં રોજ બબ્બે, ત્રણ ત્રણ પ્રાર્થનાઓમાં સ્વરાજની લડત માટેનું માનસ તૈયાર કરવાનું શરૂ કર્યું. જે 'પુરાતત્ત્વ મંદિર'ના વિકાસમાં મારો મોટામાં મોટો ફાળો હતો, એનો પણ મેં સંકોચ કર્યો. આ નવી નીતિથી જેમને અસંતોષ થયો એવા મારા કેટલાક માનીતા સાથીઓ છૂટા પણ પડયા. મેં મારા મનને મનાવ્યું કે મારો હેતુ શુદ્ધ હોય, અને મારો સ્નેહ અખંડ હોય તો એમાંથી કોઈને હું ખોવાનો નથી. મારી

ઇચ્છા હતી કે શ્રી નરહરિભાઈ જ વિદ્યાપીઠના આચાર્ય થાય. પણ નરહરિભાઈએ ધસીને ના પાડી. અમારી વચ્ચે એટલો મતભેદ હતો કે એક વિદ્યાર્થીએ ટોળમાં કહ્યું, "Queen Anne reigns, but Queen Sara governs." બધું કામ નરહરિભાઈ કરતા હતા. પણ એકેએક વસ્તુ ખાનગીમાં મને પૂછી રાખતા હતા. પરિણામે વિદ્યાપીઠ ચલાવવાનો ભાર નરહરિભાઈને માથે રહ્યો અને હું મારો આખો વખત અને આખું ધ્યાન વિદ્યાર્થીઓને આપી શક્યો. તે વખતે આ મકાનમાં મહાવિદ્યાલયના બધા વિભાગો અને વિનયમંદિર પણ ચાલતાં હતાં. પછી જ્યારે બાપુજીએ બ્રિટિશ રાજ્ય સાથે આખરી ફેંસલો કરવા માટે છેલ્લી લડત ઉપાડી, ત્યારે કામ કરનારાઓ અમે અધ્યાપકો ચાળીસ હતા. એમાંના ૩૯ લડતમાં જોડાયા. સો-બસો વિદ્યાર્થીઓમાંથી પણ એક જ વિદ્યાર્થીને ઘરની મુશ્કેલી નડી. બાકી બધા, બહુ ખુશીથી, લડતમાં જોડાયા. પછી જ્યારે બાપુજીએ નવજીવનમાં લખ્યું કે ગૂજરાત વિદ્યાપીઠ પાછળ જે મહેનત થઈ અને નાણાં ખર્ચાયાં તે આજે ઊગી નીકળ્યાં છે, ત્યારે અમારે માટે, વિદ્યાર્થીઓ અને અધ્યાપકો માટે, એ દિવસ જીવનનો ધન્ય દિવસ હતો.

હવે એ સંસ્મરણો વધારે નહીં લંબાવું. હું જે સેવા કરતો હતો તેની પૂર્તિને અર્થે જ મેં વ્યાપક ક્ષેત્ર પસંદ કર્યું. નરહરિભાઈએ પણ ગામડાંની સીધી સેવા સ્વીકારી. મને મોટામાં મોટો સંતોષ એ છે કે અમારા નીકળી ગયા પછી વિદ્યાપીઠે સતત પ્રગતિ જ કરી છે. અને રાષ્ટ્રભાષાનું જે કામ બાપુજીએ મને સોંપ્યું, તેમાં પણ વિદ્યાપીઠનો ઉત્સાહ જરાયે ઊતરતો ન હતો. ગાંધીજીના શબ્દમાં કહું તો વિદ્યાપીઠની સ્થાપના કરી ગાંધીજીએ જે ઋષિનું કાર્ય કર્યું તે સુંદર રીતે ફૂલ્યું છે, ફાલ્યું છે, અને ગુજરાતની તેમ જ ગુજરાત મારફતે ભારતની કીમતી સેવા આ સંસ્થા દ્વારા થતી આવી છે.

ગાંધીજીએ જ્યારે વિદ્યાપીઠની પુનર્ઘટના કરી ત્યારે એમની પાસેથી અમે વિદ્યાપીઠનાં ધ્યેયોની સ્પષ્ટતા માગી લીધી, અને ૧૯૩૦માં આ જ વિદ્યાપીઠમાં જ્યારે 'અખિલ ભારતીય રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ' અમે બોલાવી હતી ત્યારે એ જ આદર્શોનો અને ધ્યેયોનો અમે રાષ્ટ્રવ્યાપી પ્રચાર કર્યો.

તે વખતે મેં બે વસ્તુની સ્પષ્ટતા કરેલી, તેનો ઉલ્લેખ અત્યારે કરવા જેવો છે. મેં કહ્યું હતું, "દુનિયાની સામાન્ય યુનિવર્સિટીઓનો ઉદ્દેશ, વ્યાપક અર્થમાં, જ્ઞાનની ઉપાસના અને વૃદ્ધિ કરવાનો તો હોય જ છે, પણ એનું કામ વિદ્વાન, કુશળ, ચારિત્ર્યસંપન્ન એવા સંસ્કારી નાગરિકો તૈયાર કરવાનું હોય છે. અમારો ઉદ્દેશ આ બધા ગુણોવાળા કેવળ અસંખ્ય નાગરિકો તૈયાર કરવાનો નહીં, પણ એક યા બીજા ક્ષેત્રમાં પોતાનું જીવન રાષ્ટ્રસેવામાં અર્પણ કરનાર સેવકો તૈયાર કરવાનો છે."

તે વખતે ગાંધીજીના રાજદ્વારી ગુરુ નામદાર ગોખલેનું એક વચન મેં ટાંકેલું. ફર્ગ્યૂસન કૉલેજના અમ વિદ્યાર્થીઓ આગળ ભાષણ કરતાં એમણે કહ્યું હતું,

"ઇન્કમટૅક્સ ઉઘરાવનારા સરકારના નોકરો પ્રજા પાસે અમુક ટકા નાણાં કર – Tax તરીકે માગવા આવે છે. હું તમ વિદ્યાર્થીઓ પાસેથી દસ ટકા રાષ્ટ્રસેવકોની માગણી કરવા આવ્યો છું." ઉત્તમોત્તમ ભારતસેવક ગોખલેનું આ વચન ટાંકી મેં કહ્યું, "ગોખલેના શિષ્ય ગાંધીજી વિદ્યાપીઠ પાસેથી દસ ટકા નહીં પણ નેવું ટકા રાષ્ટ્રસેવકોની માગણી કરવાના. માગવાનો એમનો હક છે અને આટલા સેવકો પૂરા પાડવાનું આપણું કર્તવ્ય છે."

વિદ્યાપીઠનાં ધ્યેયોની બાબતમાં પણ થોડો ઉલ્લેખ કરવો જરૂરનો ગણું છું.

વિદ્યાપીઠનો પ્રારંભ સરકાર સાથેના અસહકારમાંથી થયેલો હોવાથી ધ્યેયોના પ્રારંભમાં જ સ્પષ્ટ કરેલું હતું કે, વિદ્યાપીઠ સરકારનો કોઈ પણ પ્રકારનો આશ્રય નહીં લઈ શકે.

તે વખતે જ મેં કહેલું કે આ નિયમ કેવળ અસહકાર પૂરતો અથવા બ્રિટિશ રાજ્ય પૂરતો નથી. સ્વરાજ મળ્યા પછી પણ આ વિદ્યાપીઠ સરકારની આશ્રિત ન જ થઈ શકે. સ્વરાજ થયા પછી પ્રજાનાં રાજ્ય પાસેથી એટલે કે સરકાર પાસેથી વિદ્યાપીઠ ચલાવવા માટે, પ્રજાનાં નાણાં માગવાનો વિદ્યાપીઠને હક હશે. પણ સ્વરાજ સરકારનો પણ અંકુશ આ વિદ્યાપીઠ ન સ્વીકારે. નાણાંનું ખર્ચ બરાબર થયું છે કે નહીં એ જોવાનો અધિકાર સરકારને હોવો જ જોઈએ. પણ વિદ્યાપીઠની નીતિને અંગે કે સેવકોની પસંદગીને અંગે, સરકારનો કોઈ પણ અંકુશ વિદ્યાપીઠ માન્ય ન જ કરે. હું માનું છું કે વિદ્યાપીઠે આજે પણ એ ટેક જાળવી છે અને હંમેશ માટે જાળવશે.

આ તો બધી જૂની વાતો થઈ, જે આજે પણ કાંઈક ઉપયોગી ગણાય.

૨

મારે મન ગૂજરાત વિદ્યાપીઠની આજની પ્રવૃત્તિઓમાં સહુથી મહત્ત્વનું કામ છે શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયનું. ગુજરાતના આદિવાસીઓ અને પછાત વર્ગોને અંગે જે સંશોધન થાય છે તેને હું ગુજરાતના જીવન સમસ્ત માટે કીમતી ફાળો ગણું છું.

સ્વભાષા, રાષ્ટ્રભાષા, અન્ય ભારતીય ભાષાઓ વગેરેને અંગે જે પ્રવૃત્તિઓ ચાલે છે તે પણ મહત્ત્વની છે.

અને જે સવાલનો ઉકેલ ભગવાન પોતે ભારત પાસે માગે છે તે — સર્વધર્મ-સમન્વય અંગેનું વિદ્યાપીઠનું કામ પણ ઓછું મહત્ત્વનું નથી. આને વિશે જ હું થોડું વિશેષ કહેવા માગું છું.

આજકાલ પશ્ચિમના મનીષીઓએ અને કેળવણીકારોએ સમાજવિદ્યાનો અદ્ભુત વિકાસ સાધ્યો છે. એમાં પણ બે ક્ષેત્રો તરફ હું સહુનું વિશેષ ધ્યાન ખેંચવા માગું છું.

સૃષ્ટિક્રમે માણસજાતે જે પ્રગતિ કરી છે, તેનું રહસ્ય આપણે ત્યારે જ ઉત્તમ રીતે સમજી શકયા, જ્યારે ડાર્વિનનો વિકાસવાદનો સિદ્ધાંત વ્યાપક કરી, જીવન-સમસ્તને આપણે એ લાગુ કરી શકયા.

આ સાર્વભૌમ વિકાસવાદનું એક ક્ષેત્ર છે એકોલૉજી (Ecology). આ વિદ્યાનો સ્વતંત્ર વિકાસ શરૂ થયે સો વર્ષ પણ થયાં નથી. પણ એણે ઝપાટાભેર પ્રગતિ કરી છે. એકોલૉજી એટલે "જીવસૃષ્ટિની જીવનસાધનાનો વિકાસક્રમ." આ શાસ્ત્ર હજી એક બચ્ચું છે. પણ છે બધી રીતે પ્રાણવાન. આ એકોલૉજીનો છેલ્લો વિભાગ છે Human Ecology. જીવસૃષ્ટિમાં માનવની ઉત્પત્તિ થઈ, એનો પ્રાણ પરિપુષ્ટ થયો, અનેક ઈન્દ્રિયોની બક્ષિસ મળવાથી પ્રાણની મદદમાં એણે મન અથવા ચિત્ત કેળવ્યું; એની બુદ્ધિનો અસાધારણ વિકાસ થયો. બુદ્ધિ સાથે લાગણીઓ અને ભાવનાઓ કેળવાઈ. સામાજિક જીવન વિકસિત થયું. એમાંથી માનસવિજ્ઞાન, સમાજવિજ્ઞાન અને અધ્યાત્મ પ્રગટ થયાં. આ બધો વિકાસક્રમ જાણી લેવો, એની બધી ખૂબીઓ તપાસવી અને ભવિષ્ય માટેની માણસના આધ્યાત્મિક વિકાસની દિશા કઈ, એનું સંશોધન કરવું, એ આજના યુગનું મહત્ત્વનું કાર્ય છે.

બીજું એક ક્ષેત્ર છે, ધર્મ અને અધ્યાત્મની સામાજિક પ્રગતિને અંગેનું શાસ્ત્ર. (Sociology of religion and spirituality).

આ જિજ્ઞાસાને જર્મનીના શ્રી મૅક્સ વેબરે વ્યવસ્થિત રૂપ આપ્યું. પણ એ શાસ્ત્ર ખીલવવાની ખાસ જવાબદારી આપણી છે. આપણા અધ્યાત્મે વ્યક્તિગત મોક્ષનું જ વિશેષ ચિંતન કર્યું છે. મહાયાન બૌદ્ધધર્મે સામુદાયિક મોક્ષ પર ભાર મૂક્યો ખરો, પણ આજે એની અસર બહુ ઓછી દેખાય છે. જેમાં ગાંધીજીએ ભારપૂર્વક કહ્યું કે "વ્યક્તિગત ઉદય એ સાચો ઉદય નથી. એ પાપરૂપ અને શાપરૂપ પણ થઈ શકે છે. ઉદય એટલે સર્વોદય." એ જ રીતે હવે આપણે સમજવું જોઈએ કે મુક્તિ એટલે સર્વ-મુક્તિ. કેવળ વ્યક્તિની મુક્તિ એક નશો બની શકે છે. વ્યક્તિની મુક્તિને સાધના તરીકે જ સ્થાન અપાય. અંતિમ ધ્યેય તો સર્વમુકિત જ હોઈ શકે છે.

આ વાતનો સાક્ષાત્કાર થાય ત્યાર પછી જ આપણું અધ્યાત્મ સામાજિક ક્ષેત્રે પ્રગતિ કરશે. અને સર્વમુક્તિના આદર્શને ખીલવશે. ત્યાર પછી "આત્મોન્નતિ કે સમાજસેવા?" એ જાતનો સવાલ મનમાં ઊઠે જ નહીં. અને લોકસંગ્રહનો જેમતેમ બચાવ કરવાપણું પણ રહે નહીં.

ઈશ્વરે આપણને આ દુનિયામાં મોકલી પુરુષાર્થ કરવાની પ્રેરણા આપી, ત્યારે એણે આપણને જે મૂડી આપી, તે છે આપણું જીવન. જીવનભર આપણે એક જ સાધના કરવાની છે—જીવનશુદ્ધિ, જીવનસમૃદ્ધિ, જીવનવિકાસ અને વિશ્વાત્મૈકય ભાવનાની સિદ્ધિ. મનોવિજ્ઞાન, આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન બધું જ જીવનવિકાસ માટે છે. તમામ યોગોના સમન્વયરૂપે કામ કરતો, જીવનયોગ પણ આપણે જીવન-સાધના માટે જ કેળવવાનો છે.

આ આપણું પ્રસ્થાન ધ્યાનમાં રાખી, આપણે સ્વતંત્રપણે, તમામ વિદ્યાઓનો વિકાસ કરીએ. પશ્ચિમના વૈજ્ઞાનિકો પાસેથી આપણે પ્રેરણા જરૂર મેળવીએ, પણ આજે ચાલે છે તેમ એમનું અનુકરણ અને અનુસરણ કરવાથી આપણી જીવનસિદ્ધિ

કૃતાર્થ થવાની નથી. આપણું પ્રસ્થાન તો આપણું પોતાનું જ હોવું જોઈએ. પ્રસ્થાનને અંતે, શિખર ઉપર બધી સંસ્કૃતિઓ ભેગી થવાની છે એ વિશે શંકા નથી. પણ આપણું પ્રસ્થાન એ જ આપણી ખાસ મૂડી છે. આપણો વેપાર એ મૂડીને આધારે જ ખીલી શકે.

અને તેથી આપણું 'ધર્મપરાયણ સમાજશાસ્ત્ર' કઈ રીતે ખીલતું આવ્યું છે, એની સિદ્ધિઓ કઈ, ખામીઓ કઈ, એમાં કઈ કઈ વિકૃતિઓ આવી ગઈ, એ બધું આપણે તપાસવું જોઈએ. આ દિશાએ પ્રયત્ન શરૂ કરતાંવેંત આપણને આપણા પ્રાણનો પરિચય થશે અને આપણે આપણું પ્રસ્થાન પણ દુનિયાને સમજાવી શકીશું. વેદકાળથી જે સાહિત્ય આપણે સાચવી રાખ્યું છે, એમાંથી આપણને પૂરતો મસાલો મળવાનો છે.

આપણાં ગૃહ્યસૂત્રો, આપણી સ્મૃતિઓ (અને એ તમામ સાહિત્ય પરનાં ભાષ્યો) જે ધર્મશાસ્ત્રો તરીકે ઓળખાય છે, તેમાંથી આપણને કીમતી મસાલો મળશે. પુરાણોમાંથી તો, વિવેક વાપરનાર માણસને, અખૂટ મદદ મળવાની છે. કામશાસ્ત્ર, અર્થશાસ્ત્ર — એ બંનેનો પણ સમાજવિજ્ઞાનમાં ઘણો ઉપયોગ થઈ શકે. અને મોક્ષશાસ્ત્ર તો દોરવણી માટે જરૂરનું છે જ.

આપણે પ્રારંભ કરવો જોઈએ 'સ્ત્રીપુરુષસંબંધ'થી. પતિ અને પત્ની, માતપિતા અને અપત્યો, એમનો પરસ્પર સંબંધ આપણી સંસ્કૃતિએ કેમ ખીલવ્યો, એ તપાસવા જતાં આપણે કુલધર્મ સુધી પહોંચીશું. પશ્ચિમના લોકોએ પક્ષીઓનું અનુકરણ કરી સંકુચિત કુળો ખીલવ્યાં. આપણે અવિભક્ત કુટુંબપદ્ધતિ પસંદ કરી વિશાળ કુળો ચલાવ્યાં. એના ગુણદોષોનો ઈતિહાસ સમૃદ્ધ છે.

કુલ અને ગોત્ર લગભગ સમાન છે. સમાન્તર તો છે જ. એની સાથે સાથે જાતિ આવે છે. ભગવદ્‌ગીતાએ કહ્યું છે — કુલધર્મ અને જાતિધર્મ શાશ્વત છે — એટલે કે સમાજસંસ્થાનાં પાયારૂપ છે. કુલ અને જાતિ જીવનગત (biological) હોઈ, એ બંને આદ્યસંસ્થાઓ છે. વર્ણ અને આશ્રમ ત્યાર પછી આવ્યાં. એ biological હોવા ઉપરાંત વિશેષભાવે cultural છે. વર્ણ અને આશ્રમ કેવળ પ્રાણધારણની સંસ્થા નથી. પણ સાંસ્કૃતિક વિકાસની સંસ્થાઓ છે અને ભારતીય સમાજ નિરંતર માનતો આવ્યો છે કે વર્ણવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થા, એ જ આપણી સંસ્કૃતિનો પાયો છે.

અને તેથી જ, હું માનું છું કે, આ બંને સંસ્થાઓનો ઈતિહાસ અને વિકાસ આપણે, ઊંડાણમાં ઊતરી, તપાસવો જોઈએ. (અહીં આપણા સમાજશાસ્ત્રીઓનું ધ્યાન એક વસ્તુ તરફ ખેંચવા માગું છું: વર્ણવ્યવસ્થાનું ઉત્સાહપૂર્વક ઉપરાણું લેનાર શ્રીકૃષ્ણની ગીતામાં 'આશ્રમ' શબ્દ ક્યાંય આવ્યો નથી. આશ્રમવ્યવસ્થાનો અછડતો ઉલ્લેખ છે જરૂર, પણ ભગવદ્‌ગીતાએ જનક રાજાની સંન્યસ્તવૃત્તિનો ઉત્સાહપૂર્ણ પ્રચાર કર્યો છે. સંન્યાસઆશ્રમ પ્રત્યે કોઈ વિશેષ ઉત્સાહ કે આદર બતાવ્યો નથી, સંન્યાસ આશ્રમની ચડતીપડતીનો ઈતિહાસ ઘણો બોધપ્રદ નીવડશે.)

જાતિસંસ્થા દુનિયામાં બધે હોય છે. આપણે ત્યાં બેટીવ્યવહારની જ નહીં, પણ રોટીવ્યવહારની પણ મર્યાદાઓ વધારીને આપણે એ સંસ્થા ઘણી અક્કડ કરી નાખી. તે એટલે સુધી કે દરેક જાતિ એ એક અલગ સમાજ અને અલગ રાષ્ટ્ર જેવાં બની ગયાં. जन्मना जाति તે ન્યાયે જાતિઓ વંશપરંપરાગત થવાની જ. એ વસ્તુ ટાળીને અથવા ટાળવાની દૃષ્ટિએ વર્ણવ્યવસ્થાની સાંસ્કૃતિક રચના આગળ કરવામાં આવી. ગીતાના ભગવાન કહે છે કે ગુણકર્મ પરત્વે મેં જ ચાતુર્વર્ણ્ય ચલાવ્યું છે.

આપણી સંસ્કૃતિના ભેજામાં ચાર વર્ણ અને એના ગુણકર્મો ખૂબ ઊંડે સુધી પહોંચી ગયા છે. હિંદુ ધર્મનો અર્થ જ વર્ણવ્યવસ્થા એમ મનાય છે. છતાં વર્ણોની રચના જાતિભેદ જેટલી દૃઢમૂલ થઈ હોય એમ લાગતું નથી. વર્ણનો આગ્રહ કેવળ પ્રતિષ્ઠા પૂરતો જ છે. રોટી-બેટીવ્યવહારની કડકાઈ જાણે ઓછી હતી એમ સમજીને આપણા લોકોએ અસ્પૃશ્યતાનું તૂત ઊભું કર્યું અને એ પણ ‘અમુક જાતિનાં દર્શન પણ અશુભ.’ એટલે સુધી ચોખલિયા લોકોએ આપણી સંસ્કૃતિને લઈ જવાનું પસંદ કર્યું. આપણા લોકોનાં માથાં ઉપર કોઈ વિચાર કે આદર્શ સવાર થયો એટલે એ કયાં સુધી યોગ્ય છે અથવા વ્યવહાર્ય છે એનો પણ વિચાર કરતા નથી. એ લોકોને સરળ જીવનની પણ પડી નથી હોતી. સિદ્ધાંતને ઘેલછા સુધી લઈ ગયા વગર એમને સંતોષ થતો જ નથી !

‘ભગવાન એક જ છે’ એ વિશે કોઈનો મતભેદ નથી. કેટલાક કહે છે કે ભગવાને અનેક નામરૂપ ધારણ કરવાં ન જોઈએ. એણે એક જ રહેવું જોઈએ. બીજા કહે છે કે ભગવાન અનેક નામ અને રૂપ ધારણ કરે તો એમાં બગડયું શું ? કેટલી બધી સગવડ છે. જેને જેવો જોઈએ છે એવો ભગવાન તેને મળે છે. જે અનેક રૂપે પ્રગટ ન થઈ શકે તે ભગવાનને તમે સર્વસમર્થ કહી જ શી રીતે શકો ? આપણે ત્યાં દેવદેવીઓની સંખ્યા કરોડો સુધી પહોંચી. તેત્રીસ કરોડ દેવોની ગણતરી લોકોના મોઢામાં બેસી ગઈ છે. એમાંથી સમાજને ઉગારવા માટે સમાજ-વ્યવસ્થાપક શંકરાચાર્યે પાંચ દેવો મુખ્ય ગણ્યા. બાકીના બધા દેવો આ પાંચનાં જ રૂપો અથવા અવતારો. (શંકરાચાર્યે જે પાંચ દેવોને પ્રમુખ ગણ્યા તે આ છે: શિવ, નારાયણ, ગણપતિ, રવિ એટલે કે સૂર્ય અને છેલ્લે દેવી. એને માતા કહો, કાલી કહો, સરસ્વતી અથવા મહાલક્ષ્મી.)

પંચાયતનપૂજા દ્વારા શંકરાચાર્યે ભારતીય સંસ્કૃતિની પાંચ ઉપાસના એકત્ર આણી. અને જાહેર કર્યું કે બધા દેવો અને દેવીઓ આ પાંચના પેટામાં આવી જાય છે. હિંદુ સંસ્કૃતિ સર્વસંગ્રાહક અને સમન્વયવૃત્તિવાળી હોઈ એણે અનાર્ય લોકોનાં અને આદિવાસીઓનાં દેવદેવીઓ પણ અપનાવ્યાં. અને એમને પણ પંચાયતનપૂજામાં ગોઠવી દીધાં. એ કાળે દુનિયાના બધા જ લોકો અને એમના વંશો ધર્મપરાયણ હતા. તેથી જ સામાજિક અને વાંશિક સમન્વય ધર્મ મારફતે જ થઈ શકતો. અને ધાર્મિક વિશાળતાનું રૂપ લેતો હતો. ખરું જોતાં એક એક

ઉપાસના જાણે એક એક અલગ અલગ સંસ્કૃતિનું જ પ્રતીક હતી.

ધર્મસમન્વય અને સંસ્કૃતિસમન્વયની વૃત્તિએ અને આદર્શે પૂજા ઉપરાંતનું એક નવું રૂપ લીધું જે બધી રીતે ઇષ્ટ હતું. તીર્થયાત્રાનું મહત્ત્વ દરેક ધર્મમાં છે જ. મુસલમાનો મક્કા-મદીનાની યાત્રા કરે, ઈસાઈઓ યરૂસલેમની અથવા રોમની યાત્રા કરે, બૌદ્ધો લુંબીની-દેવી, બોધિગયા, સારનાથ અને કુશીનારાની યાત્રાથી ધન્યતા અનુભવે; એ બધા આ જ વૃત્તિના દાખલા છે. ભારતીય સંસ્કૃતિએ આખા દેશમાં અનેક તીર્થો ગોઠવ્યાં, અથવા સ્વીકાર્યાં. આ રીતે આપણા પૂર્વજોએ પોતાની જન્મભૂમિને પુણ્યભૂમિ તરીકે સ્વીકારી. અને 'દેશભક્તિ' અને 'ઈશભક્તિ'નો સમન્વય સાધ્યો. ચારધામની યાત્રા કરે તે ભારતીય સંસ્કૃતિનાં તમામ પાસાંઓ સાથે પરિચય કેળવે અને એની દૃષ્ટિ વિશાળ, સમૃદ્ધ, ઉદાર અને સર્વસંગ્રાહક બને.

આવી આ આપણી સંસ્કૃતિને સમાજનાં બધાં અંગો સુધી પહોંચાડવાનું કામ વૈષ્ણવ-સંપ્રદાયની ભક્તિએ કર્યું. ન્યાતજાતના અને વર્ણોના ભેદો ભૂલી જઈ બધા વૈષ્ણવો કેટલા બધા એક-હૃદય બની જાય છે, એ આપણે જોઈ શકીએ છીએ.

જે વૃત્તિથી આદ્ય શંકરાચાર્યે પંચાયતનપૂજા ચલાવી અને કહ્યું કે, તમારા ઈષ્ટદેવને વચમાં રાખો, અને બાકીના ચારને એની આસપાસ ગોઠવી દો, અને એ પાંચેની એકત્ર પૂજા કરો; એ જ વૃત્તિ અથવા રીત સ્વીકારી આપણે હવે બધા ધર્મોની પૂજાઓ એકત્ર આણવી જોઈએ. આપણા લોકોએ ધર્મપ્રચાર દ્વારા વાંશિક ભેદો લગભગ ભૂંસી નાખ્યા અને આગળ જતાં આદિવાસીઓને પણ અપનાવવા માટે એ જ રસ્તો આદર્યો. પશ્ચિમના લોકોએ જાણે આપણી આ સાંસ્કૃતિક એકતા તોડવા માગતા હોય તેમ આપણો જૂનો ઈતિહાસ ઉલેચવાના પ્રયત્નો કર્યા. પશ્ચિમના મિશનરીઓ અને સમાજશાસ્ત્રીઓ આપણે ત્યાંની વિવિધતા ઉપર ભાર મૂકે છે. જ્યારે આપણી પરંપરા બધાને એક વિશાળ સંસ્કૃતિની અંદર ગોઠવી દેવાનો પ્રયત્ન કરે છે. આપણી સંસ્કૃતિની આ પદ્ધતિ સ્વીકારી બધા આદિવાસીઓને આપણી સંસ્કૃતિમાં ગોઠવી દેવાના પ્રયત્નને વૈજ્ઞાનિક માન્યતા આપી છે — મુંબઈ યુનિવર્સિટીના ડૉ. ઘૂર્યેએ. એને જ આગળ વધારવાનું કામ કરવાને બદલે, આપણા ઠક્કરબાપા જેવા સેવકોએ તટસ્થતાનો માર્ગ સ્વીકાર્યો, કેટલે દરજ્જે તે પોષક કે બાધક નીવડયો છે એ આપણે તપાસવાનું રહ્યું. કેમ કે ઈસાઈઓએ અંગ્રેજ રાજ્યના દિવસોમાં આપણા લોકોને આદિવાસીઓ વચ્ચે પહોંચતા રોકયા. અને પોતાને માટે મૉનોપૉલી મેળવી. આજે ઈસાઈ બનેલા આદિવાસીઓ ભારતીય એકતાના જાણ્યેઅજાણ્યે વિરોધી બને છે. હવે આપણે ડૉ. ઘૂર્યેની પદ્ધતિ અપનાવી શકીશું કે શું એ શંકાસ્પદ છે. હવે આપણે આપણી સંસ્કૃતિના સાર્વભૌમ સ્વભાવને આગળ કરી, બધા જ ધર્મોનો સમન્વય કરવો રહ્યો. એ વાટે આપણે ભારતની સાંસ્કૃતિક એકતા મજબૂત કરી શકીશું. એટલું જ નહીં પણ દુનિયાના પ્રસરણશીલ ધર્મો વચ્ચે જે શીતયુદ્ધ ચાલે છે તેને પણ શાંત કરી શકીશું.

ગૂજરાત વિદ્યાપીઠના સમાજવિદ્યાના ઉપાસકોએ સાંસ્કૃતિક એકતાનું મિશન અપનાવી ભારતની તમામ યુનિવર્સિટીઓ આગળ એક ઉત્તમ દાખલો રજૂ કરવો જોઈએ.

સાંસ્કૃતિક-શુદ્ધિને જોરે જાતિવ્યવસ્થાનો ઉચ્ચનીચ ભેદ તોડવાનો પ્રયત્ન પોતપોતાની ઢબે બૌદ્ધ, જૈન, શીખ, લિંગાયત આદિ સંપ્રદાયોએ કર્યો. એનો ઈતિહાસ સમાજવિદ્યાની દૃષ્ટિએ પ્રથમ લખી કાઢી, પેઢી-દર-પેઢીએ એ ઈતિહાસની વિગતો સંશોધનપૂર્વક પૂરી દેવી જોઈએ. પશ્ચિમની અસર તળે આવીને, અને ઈસ્લામના અનુભવને કારણે પણ, રાજા રામમોહનરાય જેવા સાંસ્કૃતિક નેતાઓએ બ્રહ્મસમાજની સ્થાપના કરી. આપણે ત્યાંના સમાજસુધારકોએ ધર્મસમાજને પ્રાર્થના-સમાજનું સ્વરૂપ આપ્યું. એથી ઊલટું વૈદિક આધારને વળગી રહી સમાજશુદ્ધિનો પ્રયત્ન કરનાર આપણા સ્વામી દયાનંદ સરસ્વતીએ આર્યસમાજની સ્થાપના કરી.

આ બધા અનુભવોનો લાભ મેળવી સ્વામી વિવેકાનંદે એ જ પ્રવૃત્તિને સનાતન ધર્મમાં દાખલ કરીને ભવિષ્યને માટે યોગ્ય દિશા સૂચવી. અને એ જ પ્રવૃત્તિને વધારે વ્યાપક કરવા માટે અને એનાં મૂળિયાં સમાજની રગેરગ સુધી પહોંચાડવા માટે ગાંધીજીએ પોતાનો આશ્રમ સ્થાપ્યો.

ગાંધીજીના આશ્રમમાં બધા ધર્મના અનુયાયીઓ એકસાથે બેસીને સર્વધર્મની પ્રાર્થનાઓ બોલે છે. આશ્રમોમાં બધા એકત્ર જમે છે. એટલું જ નહીં પણ રાંધવાનું કામ તેમ જ જાજરૂ સાફ કરવાનું કામ પણ સ્ત્રીપુરુષો બધા એકત્રપણે કરે છે. નોકરો ન રાખવાનો નિયમ આગ્રહપૂર્વક પાળી આશ્રમોમાં ગાંધીજીએ શ્રમપ્રતિષ્ઠા વધારી. ઉચ્ચનીચભાવ તોડયો. અને બધા વચ્ચે રોટીબેટીવ્યવહારનો માર્ગ ખુલ્લો કર્યો. સામાજિક, ધાર્મિક અને સાંસ્કૃતિક સમન્વય દ્વારા રાષ્ટ્રીય એકતા મજબૂત કરવાનું કામ ગાંધીજીએ જે કર્યું એનું રહસ્ય સમાજ આગળ મૂકવાની જવાબદારી ગૂજરાત વિદ્યાપીઠના સમાજવિજ્ઞાનની છે.

હવે અહીં એક અતિ મહત્ત્વની વાતનો ઉલ્લેખ કરવો જોઈએ. આપણા જમાનામાં પ્રત્યક્ષ સહજીવન દ્વારા સંસ્કૃતિ-સમન્વયનું કામ સાધવાના પ્રયત્નો આપણા રાષ્ટ્રપુરુષોએ કર્યા છે. સ્વામી વિવેકાનંદ, દયાનંદ સરસ્વતી, રવીન્દ્રનાથ ટાગોર (ઠાકુર), માલવિયાજી, શ્રીઅરવિંદ ઘોષ, શ્રીમતી ઍની બેસન્ટ, મહાત્મા ગાંધી આદિ ભિન્ન આદર્શ અને ભિન્ન અભિરુચિવાળા નેતાઓએ પોતપોતાની આશ્રમ-સંસ્થા ચલાવી એક મહાન કામ ઉપાડયું છે. આપણા સમાજવિજ્ઞાને આ મહાન પ્રયત્નોની નોંધ લેવી જોઈએ.

આ બાબતમાં એક વસ્તુ તરફ સહુનું ધ્યાન ખેંચવાનું મન થાય છે.

આ બધી જીવનસંસ્થાઓમાં બધી જાતિના, બધા પ્રાંતના, બધા ધર્મના અને પાંચે ખંડના લોકોને આવકાર હોવા છતાં એમાં મોટે ભાગે હિંદુઓ જ દાખલ થયા છે. અને એમાં હિંદુ સંસ્કૃતિનું જ વાતાવરણ જોર કરી શક્યું છે. હિંદુ સંસ્કૃતિની સર્વસમન્વયકારિતા એ રીતે સિદ્ધ થઈ છે.

પણ હવે આપણા દેશના તેમ જ બહારના હિંદુ-અહિંદુ બધાને દાખલ થવાનું મન થઈ શકે એવું નવું આશ્રમજીવન આપણે ગોઠવવું જોઈએ. એ દિશાએ કામ કરવા જતાં પહેલું પગલું શું હોય એવા સવાલો મને પૂછવામાં આવ્યા. મેં કહ્યું, "હું પોતે શુદ્ધ નિરામિષાહારી છું. પશુપક્ષીનું માંસ, માછલાં કે ઈંડાં કશું લેતો નથી. શરાબ પીતો નથી, પણ બધાના હાથનું ખાઉં છું. પ્રાણીઓને મારીને ખાવાં એ પાપ સમજું છું. છતાં હું જાણું છું કે દુનિયાના માણસો મોટે ભાગે માંસાહારી છે. એ બધાને પાપી કહેવા કે માનવા હું તૈયાર નથી. એટલું જ નહીં પણ એમને સાથે બેસાડી ભોજન કરવામાં મને વાંધો નથી. મારા જેવા શુદ્ધ શાકાહારી સ્વજનો જ્યારે પરદેશ જાય છે ત્યારે માંસાહારી લોકોના ઘરમાં અને હોટેલોમાં રહે છે, જમે છે અને છતાં માંસાહાર ન કરવાનો પોતાનો આગ્રહ જાળવી શકે છે. સ્વરાજ્યના દિવસોમાં જ્યારે આપણે બ્રિટિશ રાજ્યની જેલો ભરી દીધી હતી ત્યારે ત્યાં આપણે ભેગા મળીને શાકાહારી અને માંસાહારી બંને રસોડાં સાથે જ ચલાવતા હતા. ત્યારે એ જ અનુભવને માન્ય રાખી આપણે હવે પછીના આપણા આશ્રમોમાં બંને આહારને અવકાશ આપવો જોઈએ. 'બે રસોડાં અલગ, પણ જમવાનું સાથે બેસીને' એટલો સુધારો આપણે દાખલ કર્યે જ છૂટકો. આ જાતની વ્યવસ્થા કેટલાંયે સંસ્કારી સ્થાનોએ ચાલતી મેં જોઈ છે. બંગાળ તરફના આશ્રમોમાં માછલાં ખાવાનો રિવાજ પ્રથમથી ચાલતો આવ્યો છે. એવો જ નિયમ હવે સર્વત્ર માન્ય થવો જોઈએ. ભિન્ન ધર્મી લોકો વચ્ચે અળગાપણું હવે આપણે સહન ન જ કરવું જોઈએ. 'ધર્મભેદને કારણે બધી રીતે જીવનભેદ થાય' એ તે તે ધર્મની ઊણપ ગણવી જોઈએ.

ભિન્ન ધર્મી વિવાહોનો પ્રચાર આજે આપણે ન કરી શકીએ. પણ ભિન્ન ધર્મી વિવાહો જ્યારે જ્યારે થતા હોય ત્યારે ત્યારે એમના પ્રત્યેનો સામાજિક વિરોધ શમાવવાની પહેલ આપણે કરવી જોઈએ. આ જાતના સુધારા પાછળની 'સમાજ વૈજ્ઞાનિક દૃષ્ટિ', સમાજમાં ફેલાવવાની જવાબદારી, આપણી આ વિદ્યાપીઠની છે એમ હું નમ્રતાપૂર્વક પણ દૃઢતાપૂર્વક સૂચવવા માગું છું. રાષ્ટ્રીય એકતા — કલ્ચરલ ઈન્ટિગ્રેશન એ ભારત આગળનો (અને દુનિયા આગળનો પણ) સૌથી મહત્ત્વનો સવાલ છે. આજની વિદ્યાપીઠો એ સવાલ જો હાથ ન ધરી શકે અને એનો સંતોષકારક ઉકેલ ન આપી શકે તો વિદ્યાપીઠોની હસ્તી હવે પછી સમર્થનીય થઈ ન શકે.

*

એટલો જ મહત્ત્વનો એક બીજો સવાલ આપણી પાસેથી ઉકેલ માગે છે, એ ઉકેલ મેળવવાની વિશેષ જવાબદારી ગુજરાતની છે એમ હું માનું છું.

આપણા લોકો પ્રાચીન કાળથી વિદેશયાત્રા ખેડતા આવ્યા છે અને વિદેશમાં જઈ વસ્યા પણ છે.

કહેવાય છે કે બધા જ દેશોના લોકો જ્યારે સમુદ્રકિનારે પહોંચે છે ત્યારે કિનારે કિનારે ચાલતી સમુદ્રયાત્રા નાનાંમોટાં વહાણોમાં બેસી ખેડે જ છે. કિનારે

કિનારે ચાલતી આવી સમુદ્રયાત્રાને અંગ્રેજીમાં Cabotage કેબોટેજ કહે છે. આવી કેબોટેજ માણસજાત પરાપૂર્વથી ચલાવતી આવી છે. પણ કિનારો છોડી સમુદ્ર અથવા મહાસાગર જાણે વીંધીને દરિયાપાર પહોંચી જવાની હિંમત જે થોડા લોકોએ પહેલ-વહેલી કરી તેમાં આપણા પૂર્વજો મોખરે હતા. પૂર્વ સમુદ્ર, પશ્ચિમ સમુદ્ર, હિંદી મહાસાગર અને પ્રશાંત મહાસાગર ઓળંગવાની કરામત એમણે કરી હતી.

આ પુરુષાર્થમાં ગોરા લોકો સૌથી વધારે નિષ્ણાત નીવડયા. તેમણે ઉત્તર અમેરિકા, દક્ષિણ અમેરિકા બંને શોધી કાઢયા. એટલું જ નહીં પણ કબજે કરી લીધા. એમણે આફ્રિકાને ઘેરો ઘાલ્યો. એશિયા ખંડની પ્રજાઓ અત્યંત સંસ્કારી, એમની રહેણીકરણી ઠરેલ, જીવન-સાધના ઊંડી અને લોકસંખ્યા તો ગોરાઓના હૈયામાં ધ્રાસકો પેદા કરી શકે એવી. એટલે એમણે આ ખંડમાં વસવાટ કરવાનો વિચાર માંડી વાળ્યો. પણ અહીંની પ્રજાની રાજદ્વારી નબળાઈ ઓળખી અહીંના વેપારમાં પગપેસારો કર્યો. વેપાર અને ધર્મ ફેલાવતાં ફેલાવતાં એમણે રાજદ્વારી અધિકાર મેળવ્યા. અને દુનિયાએ ન કલ્પેલો એવો અદ્‌ભુત સામ્રાજ્યવાદ સિદ્ધ કરી બતાવ્યો.

આપણે જાણવું જોઈએ કે સામ્રાજ્યવાદ એવે ઠેકાણે જ ફેલાય છે જ્યાં બંને પક્ષ ઠીક ઠીક સંસ્કારી હોય, સુધારામાં આગળ વધેલા હોય અને છતાં એક પક્ષની લશ્કરી અથવા રાજદ્વારી સરસાઈ હોય. જે પઠાણ, મોગલ, પોર્ટુગીઝ કે અંગ્રેજ આક્રમણકારીઓ ભારતમાં કે ચીનમાં સામ્રાજ્યો સ્થાપન કરી શકયા તેમને એ જ અરસામાં આફ્રિકા અને અમેરિકા જેવા ખંડોમાં સામ્રાજ્યનો વિસ્તાર કરવાનું ન સૂઝયું એ વાત જ ઉપરના સિદ્ધાંતને પુરવાર કરે છે. (એ જ સિદ્ધાંત આપણને એ પણ સુઝાડે છે કે જો આપણે આપણી રાજદ્વારી કમજોરી દૂર કરી શકીએ અને આપણા સાર્વભૌમ અધ્યાત્મને સર્વોદય જેવું સામાજિક સ્વરૂપ આપી શકીએ તો પશ્ચિમનું નેતૃત્વ અને ગુરુપદ એમના હાથમાંથી આપણે છીનવી શકીશું અને આખી માનવજાતિને શાંતિપરાયણ સર્વોદયને રસ્તે વાળી શકીશું.)

આ જ્યારે થવાનું હશે ત્યારે થશે. પણ આપણા સમાજવિજ્ઞાન મંદિરે એવા પુરુષાર્થ પાછળની ઐતિહાસિક તાત્ત્વિક ભૂમિકા વિગતવાર સ્પષ્ટ કરવી જોઈએ.

*

આવડો મોટો આત્મવિશ્વાસ આપણે આપણા લોકોમાં ત્યારે જ ઉત્પન્ન કરી શકીશું જ્યારે આપણે આપણું સાંસ્કૃતિક ઘડપણ ફગાવી દઈ પ્રયોગ-પરાયણતાનું યૌવન અથવા નવજીવન ધારણ કરી શકીશું.

આપણે એક વખતે સત્યનિષ્ઠ, જ્ઞાનનિષ્ઠ, અનુભવનિષ્ઠ અને કૌશલ્ય-પરાયણ હતા. તે વખતે આપણે ગમે તેટલી ભૂલો કરી હોય છતાં આપણે પ્રગતિને અને સંસ્કૃતિને મોખરે હતા. આજે એને ઠેકાણે આપણે પૂર્વજોનાં ગુણગાન કરીને સંસ્કૃતિ-નિષ્ઠા સિદ્ધ કરવા માગીએ છીએ. આપણી સંસ્કૃતિનું ઉજ્જવળ રૂપ ભૂતકાળમાં હતું. આપણે ફરી ત્યાં જ જવું જોઈએ એમ સમજી આપણે આપણા

પૂર્વજોને ત્રિકાળ-જ્ઞાની, સર્વજ્ઞ બનાવ્યા. 'પ્રયોગ-પરાયણ થઈ જ્ઞાનમાં અને કૌશલ્યમાં ઉત્તરોત્તર ઉમેરો કરવાને બદલે' આપણે શાસ્ત્રોને નામે પૂર્વજોના ગ્રંથોની ઉપાસના કરવા લાગ્યા. વિશાળ સૃષ્ટિમાંથી અને અદ્‌ભુત જીવનમાંથી જ્ઞાન અને પ્રેરણા મેળવવાને બદલે આપણે ભૂતકાળના ગ્રંથોની પૂજા કરવા માંડયા. જ્ઞાન મેળવવાનાં સાધનો સૂક્ષ્મ અને તેજ કરવાને બદલે આપણે શાસ્ત્રાર્થ કરવાની કળામાં પટુતા મેળવી. જીવનક્ષેત્રે વિજય મેળવવાને બદલે આપણે સભાજય કરવાની અહમહમિકા કરવા લાગ્યા. (અને એ જ આપણે, આજે ચૂંટણીનો જંગ જીતવા માટે પડાપડી કરી, દુનિયા આગળ હાસ્યાસ્પદ બનવા લાગ્યા છીએ.)

હું કહેતો હતો કે ગુજરાતના લોકો અને બીજા ભારતીયો પણ આ બાજુ બર્મા, થાઈલૅન્ડ અને ફીજી સુધી અને પશ્ચિમની બાજુ મોરિશિયસ, માડાગાસ્કર (માલગાસે), પૂર્વ અને દક્ષિણ આફ્રિકા, પશ્ચિમ આફ્રિકા જઈ વસ્યા છે. એટલું જ નહીં પણ દક્ષિણ અમેરિકામાં ત્રિનિદાદ, બ્રિટિશ ગિયાના અને સૂરીનામ (ડચ ગિયાના) સુધી પહોંચ્યા છે. જ્યાં બ્રિટિશ સામ્રાજ્ય ફેલાયું ત્યાં આપણા વેપારીઓ ધનલોભને લોભે પહોંચી ગયા છે. (જ્યાં શિકારીઓ જાય ત્યાં એમની પાછળ પાછળ એમના બાહોશ કૂતરાઓ પણ જવાના જ.)

પણ ન્યાતજાતના વિચારથી બંધાયેલા આપણને પરદેશ વસતાં અને આપણાં મૂળિયાં ત્યાં મજબૂત કરતાં ન આવડયું અને હવે 'સ્વરાજ્ય મેળવી દુનિયામાં પ્રતિષ્ઠિત થયા છતાં' આપણને તે તે દેશોમાંથી પોતાનો પગ ઊંચકી સ્વદેશ પાછા આવવાની લાચારી સ્વીકારવાનો વારો આવ્યો છે.

જાપાનીઓ દક્ષિણ અમેરિકામાં જઈને વસ્યા અને ત્યાંના થઈ ગયા. ચીનાઓ પણ લાખોની સંખ્યામાં વિદેશ જઈ વસે છે. અને, આશ્ચર્યની સીમા, કે ભારત સાથે દુશ્મની કર્યા છતાં એ જ ચીની રાષ્ટ્ર આજે પોતાના ચીની નાગરિકોને ભારતમાં સ્થિરપણે રહી વેપાર કરતા જોવાનો આનંદ મેળવી શકે છે!!

દુનિયામાં પછાત કોમ તરીકે પંકાયેલા અને સેંકડો વર્ષ સુધી ગુલામીની દશામાં રહેલા નિગ્રો લોકો પણ વિદેશમાં પોતાના પગ મજબૂત કરી શકે છે. ફક્ત ભારતીય લોકો જ્યાં જાય ત્યાં ઉપયોગી જીવન ગાળતાં છતાં કોઈ પણ ઠેકાણે દૃઢમૂળ થઈ શકતા નથી! રાજદ્વારી આવડતનો અભાવ એ એક કારણ છે જ. ઉપરાંત આપણા સામાજિક આદર્શો પણ કેટલીક બાબતમાં ભૂલભરેલા છે એ આપણે સ્વીકારવું જ જોઈએ. જે દેશમાં જઈને વસ્યા તે દેશનો અને ત્યાંની પ્રજાનો પરિચય કેળવવા માટે જોઈતી વૈજ્ઞાનિક દૃષ્ટિ આપણા લોકો પાસે નથી. (ચૌદ વર્ષ પહેલાં પૂર્વ આફ્રિકા ગયો હતો, ત્યારે ત્યાંની પરિસ્થિતિ વિશે નિરીક્ષણ કરી આપણા ગુજરાતી લોકોને જે સલાહ મેં આપેલી તે, તે વખતે એમને ગળે ઊતરી નહીં. કેટલાક જુવાનિયાઓએ તે વખતે મારી વાત સાંભળી હતી. તેઓ આજે કહે છે કે અમારા મુરબ્બીઓએ આપની વાત તરફ ધ્યાન આપ્યું હોત તો કેટલું સારું થાત.) આપણે દરેક ઠેકાણે અંગ્રેજોના મદદગાર, એમના ઉપયોગી સેવકો,

અને બધી રીતે એમના આશ્રિત થઈને રહ્યા, પણ આનું વિશ્લેષણ હવે ન કરું. વિદ્યાપીઠને એટલું જ સૂચવીશ કે પરદેશ જનારા લોકોને તમે નવી ઢબે કેળવો. તે તે દેશનો ઈતિહાસ સમજાવો. આપણા લોકો કેવળ અંગ્રેજી શીખે એ બસ નથી. કેટલાક લોકોએ ફ્રેંચ, જર્મન અને ખાસ કરીને સ્પૅનિશ પણ શીખવું જોઈએ. સ્પૅનિશ શીખવાની સગવડ આજે આપણે ત્યાં ન હોય તો તે તરત ઉપજાવવી જોઈએ. અને ત્યાં સુધી આપણે પોર્ટુગીઝ શીખીએ તોપણ ચાલે એમ છે. દક્ષિણ અમેરિકામાં કેટલાયે જાપાનીઓ જઈને વસ્યા છે. આપણે માટે ત્યાં અવકાશ આજે દેખાય નહીં. પણ અંગ્રેજોના આશ્રયે નહીં પણ સ્વતંત્ર રીતે સ્પૅનિશ ભાષા કેળવી ત્યાં કેટલાક લોકો જઈને વસે તો તે અશક્ય નથી. (આપણા કેટલાક ખ્રિસ્તીઓ તેમ કરે પણ છે.) ભવિષ્ય કાળ માટે તે જરૂર ઘણું ફળદ્રૂપ નીવડે. બ્રિટનમાં આપણા લોકો, પાકિસ્તાની લોકો અને અમેરિકાના નિગ્રો લોકો ભલે થોડી સંખ્યામાં જઈ વસ્યા પણ ત્યાંના લોકોથી એ સહન થતું નથી.

આપણા મુસલમાનો જ્યારે પરદેશ જાય છે ત્યારે કોક કોક વાર એમની વફાદારી હોય છે પાકિસ્તાન પ્રત્યે અને પોતાનો બોજો નાખે છે ભારત સરકાર ઉપર. એથી ચિડાઈ જવા માટે મેં એનો ઉલ્લેખ કર્યો નથી. સ્વધર્મની આત્મીયતા અને ધર્મભેદનું અળગાપણું આપણે ત્યાંના હિંદુ મુસલમાન બંને કેળવે છે. એ સ્થિતિમાં માણસ સ્વાર્થ અને લાગણી બંનેને વશ થવાનો જ. ભારતીય નાગરિકોને ઊતરતા નાગરિકો ગણવાને બદલે આપણે એમને પૂરા ભારતીય થવા માટે કેળવવા રહ્યા. આ કામ આજના રાજદ્વારી લોકો કરી શકવાના નથી. એ તો 'ભારતીય સમાજવિદ્યા વિશારદ' લોકો જ કરી શકે. (કેળવણી એટલે ખુશામત નહીં, પક્ષપાત નહીં, વિશેષ અધિકાર નહીં, પણ માણસને એનું સાચું અને કાયમી હિત શામાં રહેલું છે એ એને ગળે ઉતારવું એ ખરી કેળવણી.)

હું જાણું છું કે દરેક વિદ્યાપીઠ આજના ભૌતિક વિજ્ઞાનની સંપૂર્ણ જોગવાઈ કરી ન શકે. પણ સામાન્ય કેળવણીના ભાગ તરીકે આપણે દરેક વિદ્યાર્થીને વિજ્ઞાનની તર્કપદ્ધતિ, પ્રયોગ-પરાયણતા અને સંશોધનના આદર્શો વિશે જ્ઞાન આપવું જ જોઈએ. અને દુનિયાના વિજ્ઞાનશાસ્ત્રીઓએ અત્યાર સુધી જે જ્ઞાન મેળવ્યું છે તેના પરિચય વગર તો સર્વસામાન્ય ઉચ્ચ કેળવણી પૂરી થઈ ન જ ગણાય. સરદાર વલ્લભભાઈ પટેલ વિદ્યાપીઠે જ્ઞાનગંગોત્રીની જે યોજના અમલમાં મૂકી છે તેનું આપણે અભિનંદન કરવું ઘટે છે. એના મુખ્ય સંપાદક આપણી આ વિદ્યાપીઠના સ્નાતક છે એ વસ્તુ આપણને હર્ષ પમાડે એવી છે.

હું તો સૂચવીશ કે ગૂજરાત વિદ્યાપીઠે ભૌતિક વિજ્ઞાનનો પરિચય ફેલાવવા સારુ શું કરવું જોઈએ એની સૂચનાઓ મેળવવા શ્રી વિક્રમ સારાભાઈ જેવા શ્રેષ્ઠ લોકોની એક કમિટી નીમી તે દિશામાં આગળ વધવું જોઈએ. એને માટે પશ્ચિમની બેત્રણ ભાષાઓ કેળવવી પડે તો એને માટે તૈયાર થવું જોઈએ. વિદ્યાપીઠનો

એક ધ્યાનમંત્ર છે જ કે તમામ જ્ઞાન આપણી જ ગુમ થયેલી વસ્તુ ગણીને વગરસંકોચે તે ગમે ત્યાંથી લઈ લેવું.

ભાષાના ક્ષેત્રમાં વિદ્યાપીઠે જે પ્રવૃત્તિઓ ચલાવી છે તેનું હું હાર્દિક અભિનંદન કરું છું. એક બાજુ સ્પૅનિશ જેવી યુરોપિયન ભાષા અને બીજી બાજુ જાપાની જેવી એશિયાઈ ભાષા, કેવળ સ્વાર્થની દૃષ્ટિએ આપણે ખેડવી જોઈએ. આ થઈ લાભ મેળવવાની દૃષ્ટિ. એની સાથે સાથે લાભ આપવાની દૃષ્ટિ પણ જાગરૂક અને સતેજ હોવી જોઈએ. આપણા પછાત લોકો અને આદિવાસીઓ ભાષાજ્ઞાનમાં પછાત રહે તો તેઓ ઉન્નતિના શિખર સુધી પહોંચી ન શકે. એમને, એમની ભાષા મારફતે, ગુજરાતી અને હિંદી શીખવવાના ખાસ પ્રયાસો થવા જોઈએ. આ કામ, દેખાય છે તેટલું અને મનાય છે તેટલું, અઘરું નથી.

ભારત બહાર જઈને વસતા ગુજરાતીઓના સવાલોનો ઉકેલ આણતી વખતે એ જ હિંમતથી તે તે દેશમાં વસતા સિંધીઓની, શીખ લોકોની અને મદ્રાસી લોકોની સલાહ પણ આપણે લેવી જોઈએ. બંગાળ, મહારાષ્ટ્ર અને કેરળના લોકો પરદેશ જાય છે ખરા, પણ તેમનો સવાલ નોખો છે. ઑફિસ ચલાવનાર કુશળ કર્મચારી તરીકે જ તેઓ મોટે ભાગે પરદેશ જાય છે. તેઓ પોતાનું ફોડી લે છે અને વખતસર સ્વદેશ પાછા ફરે છે. એટલે એમનું નામ મેં મારી યાદીમાં ઉમેર્યું નથી. મેં તો ભવિષ્યના પુરુષાર્થની કેવળ સૂચના કરી છે, અને તે પણ શ્રી રામલાલ જેવા બાહોશ મહામાત્રને એ ઉપયોગી નીવડશે એ આશાએ. એક આખી યોજના આપવાનો મારો વિચાર હતો જ નહીં.

શ્રી વિનોબાએ બિહાર અને ઉત્તર પ્રદેશના કુલનાયકોને ‘આચાર્યકુલ’ની એક યોજના આપી છે. અને તે ત્યાંની યુનિવર્સિટીઓ અજમાવવા તત્પર થઈ છે એટલે એ તરફ પણ આપ સહુનું ધ્યાન ખેંચવા માગું છું. ગાંધીજીની કેળવણીની નીતિનો જ એ વિસ્તાર છે. એટલે ગુજરાતે તો એ યોજના વિશેષ આત્મીયભાવે અપનાવવી જોઈએ. અમદાવાદની ગુજરાત યુનિવર્સિટી તો ગૂજરાત વિદ્યાપીઠની જ એક પરિણતિ છે. સ્વતંત્ર ભારતના સર્વાંગીણ વિકાસની દૃષ્ટિએ આ બંને પ્રયોગો સમાન્તર રીતે ચાલે અને આપણે ઉદારતાથી બંને પ્રયોગોને પોતપોતાને રસ્તે જવામાં પ્રોત્સાહન આપીએ તો તે ગુજરાત માટે અને ભારત માટે અને આજના સમન્વયયુગ માટે આશીર્વાદરૂપ નીવડશે. મતભેદોને સંપૂર્ણ અવકાશ આપી, એમાંથી સમન્વય ઉપજાવવાની અને વિશ્વકલ્યાણ સાધવાની ખૂબી અને શક્તિ ભારતીય સંસ્કૃતિમાં છે જ. એ જ ખૂબી અને એ જ શક્તિ આપણને પ્રેરણાદાયી અને આશીર્વાદરૂપ નીવડો એ જ મારી અંતિમ પ્રાર્થના છે.

૧૮–૧૦–૬૮

## ૧૧. સંઘર્ષ નહીં, પણ સમન્વય

હિંદુ સંસ્કૃતિના ચાર આશ્રમમાંથી 'સંન્યસ્ત આશ્રમ' સ્ત્રીઓ માટે હોઈ જ ન શકે એ જાતની અન્યાયી વ્યવસ્થા હિંદુ સમાજે એટલે કે એમના 'પરંપરાગત નેતાઓએ' ચલાવી જોઈ. એમાંથી મેળવ્યું શું? ગીતાએ સ્ત્રીઓને, વૈશ્યોને અને શૂદ્રોને પછાત વર્ગ તરીકે એકત્ર ગણી એમને વિશે દયા અને આશા બતાવી છે. એમાંથી વૈશ્યોનું નામ બાતલ કરવું જોઈએ. ઉદ્યોગ અને વેપાર, કૌશલ્ય અને ધન, વૈશ્યોના હાથમાં રહ્યાં. અને આજે તો આખી દુનિયામાં વૈશ્ય લોકો જ મોખરે છે. એ ન્યાતે લડાઈના ક્ષેત્રમાં પણ પોતાની કુશળતા બતાવી. વિદ્વત્તાનું ક્ષેત્ર પણ છોડયું નહીં. અને આપણા જમાનામાં એક વૈશ્ય જ દુનિયાના મહાત્મા બની ગયા. એટલે વૈશ્યોની દયા ખાવા જેવું રહ્યું નથી.

આપણા સમાજના નેતાઓએ શૂદ્રોની મોટી સંખ્યા જોઈ, એમને અજ્ઞાન રાખ્યા. એમની સેવાનો ગેરલાભ ત્રણે વર્ણોએ લીધો. શૂદ્રો પાસે 'હાથપગ ચલાવવાની શક્તિ' અને 'એમની સંખ્યા' એ બે જ એમની તાકાત.

એ તાકાતને જોરે રશિયામાં તેમ જ આખી દુનિયામાં શૂદ્રો (મજૂરો) પોતાનું સંગઠન મજબૂત કરતા જાય છે અને પ્રજારાજ્યમાં સંખ્યા અને પરિશ્રમને જોરે તમામ સત્તા પણ તેઓ કબજે કરવા લાગ્યા છે.

હવે સવાલ રહ્યો સ્ત્રીજાતિનો. કુદરતની રચના પ્રમાણે સ્ત્રી અને પુરુષનું એકબીજા વગર ચાલે નહીં. સ્ત્રી અને પુરુષ વ્યક્તિશઃ અર્ધા માણસ ગણાય. બે મળીને જ પૂર્ણ માણસ બને છે. એટલા અન્યોન્યાવલંબી હોવા છતાં પુરુષજાતિએ સ્ત્રીજાતિને ઊતરતી ઠરાવી. અને આશ્ચર્ય એ કે સ્ત્રીજાતિએ આખી દુનિયામાં એ સ્થિતિ માન્ય રાખી.

પણ કોઈ પણ મહાન અન્યાય ક્યાં સુધી ટકી શકે? જેને સહન કરવું પડે છે તે તો અન્યાય સામે થવાના જ. પણ અન્યાય દ્વારા લાભ મેળવનાર પક્ષનું પણ અંતે નુકસાન જ થાય છે. અને એ નુકસાન આંતરિક હોવાથી એટલું બધું આકરું અને ઊંડું હોય છે કે એ નુકસાન દૂર કરવાનો નિશ્ચય એણે કર્યો તોયે એ સહેજે દૂર થાય નહીં. સ્ત્રીજાતિની સ્થિતિ હીન બનાવીને પુરુષે માનવસંસ્કૃતિને જ નબળી, વિકૃત અને અલ્પજીવી બનાવી છે.

કોઈ પણ સ્ત્રી હિંમતપૂર્વક એકલી મુસાફરી ન કરી શકે. ધારે તોયે સુરક્ષિતપણે એકલી નહીં રહી શકે. એ સ્થિતિ વિચિત્ર તો છે જ. પણ અસહ્ય પણ થવી જોઈએ.

'પુરુષોનો સ્વભાવ જ આવો હોય છે. સ્ત્રીસ્વભાવ એથી ઊલટો હોય છે,' વગેરે મતલબી સિદ્ધાંતો બાંધી પુરુષજાતિએ પોતાની પ્રતિષ્ઠા લાંબા વખત સુધી સુરક્ષિત રાખી અને સ્ત્રીજાતિએ આવા બધા સિદ્ધાંતો સાચા માની, પુરુષોએ ગોઠવેલી વ્યવસ્થા કુદરતી ગણી, સ્વીકારી અને એ રીતે માણસજાતે અત્યાર સુધી નભાવ્યું. પણ હવે એ વાત ચાલે એમ નથી.

એ વાત માન્યે જ છૂટકો કે સ્ત્રી અને પુરુષની શરીરરચનામાં જ અમુક ભેદ છે અને બંનેને ભાગે એકબે કર્તવ્યો જ એવાં ભિન્ન આવ્યાં છે કે શરીર દ્વારા મારામારી કરવાનું સ્ત્રીઓથી થાય નહીં. બાળકોને જન્મ આપવો, એમને માટે ઘર ચલાવવું, અને એ ઘર માટે પ્રેમ અને સેવાની સંસ્કૃતિ મજબૂત કરવી એ કાર્ય સ્ત્રીઓને ભાગે આવ્યું છે.

સમાજવિજ્ઞાન જાણનારા વિદ્વાનો કહે છે કે સ્ત્રીઓને ભાગે આ જે ખાસ કામો આવ્યાં છે તે માનવીકલ્યાણની દૃષ્ટિએ એટલાં શ્રેષ્ઠ છે, કે 'એમને જોરે સ્ત્રીઓ પાસે જ માનવીસમાજનું નેતૃત્વ પહોંચવું જોઈતું હતું.' જાનવરની પેઠે લડી લેવાથી જ માણસોનું શ્રેષ્ઠત્વ નક્કી થતું હોય, તો પુરુષો આજે કરે છે તેવો 'પોતે શ્રેષ્ઠ હોવાનો દાવો' માન્ય કરી શકાત. પણ માણસની માણસાઈ જેના ઉપર આધાર રાખે છે એ ગુણોમાં અત્યંત ઉત્તમ ગુણો છે પ્રેમાળ સેવા, સ્વાર્થ-ત્યાગ અને વ્યાપક આત્મીયતાનું સંગઠન. 'સ્વાર્થ નહીં પણ પરમાર્થ' એ જ માનવતાનું મુખ્ય લક્ષણ છે. પોતાનાં બાળકોને પેટમાં હોય છે ત્યાં સુધી પોતાનું લોહી આપવું, પછી હૈયાનું દૂધ આપવું; સેવા અને સંસ્કારિતા આપવી અને બાળકોને પ્રેમથી નવડાવી આત્મીયતાના વાતાવરણમાં નાનાના મોટા કરવા એ છે સ્ત્રીઓનું કામ. અને તેથી સ્ત્રીઓનું નેતૃત્વ સ્વીકારી તેઓ સંસ્કૃતિનો જેવો વિકાસ કરે તેમાં સંતોષપૂર્વક રહેવામાં પોતાના જીવનની કૃતજ્ઞતા છે એ પુરુષજાતિએ સ્વીકારવું જોઈતું હતું.

પણ પુરુષજાતિએ જાનવરોનો ધર્મ જ મુખ્ય માની, સંસ્કૃતિનું નેતૃત્વ પોતાની પાસે રાખ્યું અને સ્ત્રીને એની મોટાઈને કારણે જ નબળી ઠરાવી અને આશ્રિત બનાવી.

સ્ત્રીજાતિની આ લાચારી આખરે માનવી સંસ્કૃતિને જ નડી છે. સ્ત્રીજાતિ પર લાદેલું આ પછાતપણું માનવી-સંસ્કૃતિને પોતાનો ઉત્કર્ષ કરવાના પ્રયત્નમાં બાધક નીવડે છે.

(જાનવરો કરતાં માણસોની શ્રેષ્ઠતાની વાત તો ઉપર કરી. આ આખી ચર્ચા આગળ ચલાવતાં પહેલાં મનુષ્યોત્તર જાનવરોને અન્યાય ન થાય એટલા માટે એટલી વાત નોંધી રાખવી જોઈએ કે —

જાનવરોમાં માદા, બાળકને જન્મ આપે છે, બાળકને ઉછેરે છે એટલા ખાતર પોતાને નબળી નથી માનતી. પણ બાળકો માટે, અને પોતાને માટે પણ, લડી લેવાની જવાબદારી માદાએ પોતાની માની છે. શિકારીઓ જાણે છે કે 'સિંહ કરતાં સિંહણ લડાઈમાં ઓછી બહાદુર નથી હોતી. જ્યાં સુધી સિંહ થાકીને હારી જાય, અને

નાસી છૂટે, ત્યાં સિંહણ આખર સુધી બહાદુરીભરી લડત ચલાવે છે. અને પોતાનાં બાળકોને બચાવવા માટે પોતાના પ્રાણ અર્પણ કરે છે.) નર જોરાવર અને માદા નબળી એવી સ્થિતિ ફક્ત મનુષ્યજાતિમાં જ દેખા દે છે. મનુષ્યેતર પ્રાણીઓમાં આવો ભેદ ધ્યાનમાં આવતો નથી.

સ્ત્રીની શારીરિક નબળાઈ અને માનસિક નરમાશ જોઈ કેટલાયે પુરુષો સ્ત્રીને એકાંતમાં લલચાવવા પ્રયત્ન કરે છે અને તેમાં ન ફાવ્યા, તો કોક વાર સ્ત્રીની લાચારીને કારણે એના ઉપર અત્યાચાર કરવા પણ તૈયાર થાય છે.

કેમ કે, એ જાણે છે કે જો સ્ત્રી, પુરુષની નીચતા અને ઉદ્દંડતા જાહેર કરવા જાય તો સમાજ સૌથી પ્રથમ એ સ્ત્રીને ભ્રષ્ટ થયેલી ગણે છે. અને તેથી એની સામાજિક પ્રતિષ્ઠા એ કાયમને માટે ખોઈ બેસવાની છે, એટલે પોતાની 'લજ્જા'ના રક્ષણ માટે પણ એ બિચારી સ્ત્રી સમસમીને પણ મૌન જ રહેવાની છે.

આવી પરિસ્થિતિનો ઈલાજ શો ?

મેં તો એક ઠેકાણે લખ્યું છે કે 'પુરુષ મર્યાદા છોડી અતિપ્રસંગ કરવા તૈયાર થયો છે એવું જરાસરખું પણ દેખાઈ આવે, તો તરત જ એ સ્ત્રીએ પોતાના પગમાંથી ચંપલ કાઢી એ પુરુષના ગાલ લાલ કરવા જોઈએ.' પછી પોતાની 'લજ્જા'નું રક્ષણ કરવા માટે એ પુરુષ પેલી બહેનનું નામ લેવાનો નથી.

આવી સલાહ આપ્યા પછી મેં ત્યાં જ ઉમેર્યું છે કે, "સ્ત્રીનું આવું પગલું હિંસાનું નહીં પણ અહિંસામાં જ ગણાશે."

સ્ત્રી-તેજસ્વિતાનો આવો દાખલો કોક ઠેકાણે મળે પણ ખરો. પણ સ્ત્રીસ્વભાવમાં આટલી બહાદુરી હજી કેળવાઈ નથી. પરિણામે સ્ત્રી એકલી મુસાફરી કરવાની હિંમત કરે નહીં. સગાંવહાલાંઓમાંથી અથવા જેમનો પોતાના કુટુંબ સાથે ઉત્તમ પરિચય છે એવો કોઈ સજ્જન પુરુષ સાથે હોય તો જ સ્ત્રી યાત્રાએ જઈ શકે છે. અથવા એક કરતાં વધારે સ્ત્રીઓ ભેગી થઈને મુસાફરી કરે તો તો એ સહેલું જ છે.

રેલવેમાં સ્ત્રીજાતિઓ માટે અલગ ડબ્બાઓ હોય છે. એટલે કોક વખતે ટ્રેનમાં એક જ સ્ત્રી મુસાફર હોય તો તે સ્ત્રીઓના ડબ્બામાં સુરક્ષિતપણે જઈ શકે છે. ત્યાં પુરુષો પહોંચવાની હિંમત ન કરે. કેમ કે તેઓ જાણે છે કે પુરુષો સામે જરા પણ તકરાર થાય તો એ સાચી મનાશે અને એને સજા થશે. અને સામાજિક પ્રતિષ્ઠા એને કાયમની ખોવી પડશે.

આવી વ્યવસ્થા જેમ રેલવેમાં હોય છે તેમ જ શહેરમાં અને ગામડામાં એવું સ્થાન કેમ ગોઠવવામાં ન આવે કે જ્યાં કેવળ સ્ત્રીઓ જ રહી શકે છે. ત્યાં એકાદ નાની ઓરડી અને એકાદ મોટો હૉલ મળી શકે તો સ્ત્રીઓ મુસાફરી દરમિયાન અથવા મુસાફરીને અંતે એવે ઠેકાણે રહેવા જઈ શકે. એવા મકાનની વ્યવસ્થા સ્થાનિક સ્ત્રીઓના હાથમાં હોય એટલે બસ.

આવી વ્યવસ્થા ગોઠવ્યા પછી જે બહેનોનાં ઓળખીતાં કે સગાંવહાલાં એ

ગામમાં હોય, તેઓ પણ એવો રિવાજ જ માન્ય કરે કે રાત્રે સૂવા માટે સમાજે ગોઠવેલા સ્ત્રી-ઘરમાં જ જવું એ સમાજમાન્ય રિવાજ છે.

આપણા રીતરિવાજો, આપણા સાંસ્કૃતિક વિચારો અને આદર્શોને અનુકૂળ જરૂર કરી શકાય. એટલે આ સૂચના થોડા પ્રચાર સાથે સર્વમાન્ય પણ કરી શકાય. પછી તો આવી સગવડો દરેક ઠેકાણે થઈ જાય.

પણ મુખ્ય ઈલાજ એ છે કે સ્ત્રીજાતિએ એકલી મુસાફરી કરવાની હિંમત કેળવવી જોઈએ. અને સમાજે જનતાનો અભિપ્રાય અને રિવાજ એ પ્રમાણે કેળવવો જોઈએ.

# ૧૨. સંઘર્ષ અને સમન્વય

આ જગતમાં ત્રણ પ્રકારના માણસો વસે છે. આમાંના શ્રેષ્ઠ પ્રકારના માણસો ગૂઢદર્શી કહેવાય. આવા માણસો ભાવિના સંકટને સમજીને અગાઉથી જ સવેળા જ વિચારે છે અને આ સંકટનિવારણ માટે આવશ્યક પગલાં લેવા માંડે છે અને પાણી પહેલાં જ પાળ બાંધે છે. જોકે આવા લોકો બહુ થોડા હોય છે. બીજા પ્રકારના લોકો હંમેશાં જાગ્રત હોય છે અને તેમની દૃષ્ટિ ભાવિમાં ડોકિયાં કરવાને બદલે વર્તમાન સામે જ રહે છે. આવી પડેલી મુશ્કેલી–આપત્તિમાંથી ઊગરવાનાં પગલાં લે છે પણ મુશ્કેલીમાં પોતે ઘસડાઈ જતા નથી. આવા લોકોમાં સંકટ પારખવાની સૂઝ સારી હોય છે. ત્રીજા પ્રકારના અને છેલ્લી કક્ષાના માણસો જોતા હોય કે આપત્તિ આવી રહી છે, જાણતા હોય કે તેના ઉપાય શું છે અને કેવી રીતે યોજી શકાય, છતાં તેઓ આવાં પગલાં લેતા નથી હોતા. આમ આ લોકો જુએ, જાણે પણ વિચારે નહીં. થવાનું હોય તે થશે અને થાય જ એમ માનીને બેસી રહેવાની તેમની આવી પ્રમાદી વૃત્તિ વિનાશકારી જ નીવડે છે. અંગ્રેજો આપણા દેશમાં આવ્યા પણ ભળ્યા નહીં. કારણ કે એમને ખાતરી હતી કે ભવિષ્યમાં આપણે અહીંથી જવું જ પડશે. આમ તેમણે ભાવિ સંકટ જાણી લીધું હતું પણ રજવાડાંઓની પરિસ્થિતિ જોઈએ તો તેમની આંખ છેલ્લી ઘડી સુધી ઊઘડી જ નહીં. રજવાડાંઓને બુદ્ધિ સૂઝી, તેમણે તો ચૂપચાપ વલ્લભભાઈ આગળ નમતું મૂકી દીધું. જ્યારે બીજા પ્રકારના માનવીનો દાખલો પૂરો પાડ્યો જૂનાગઢના નવાબે. પાછળથી કંઈ વળશે નહીં એનું ભાન થતાં તે ભારત છોડીને ભાગ્યા . . . ! ત્રીજા પ્રકારના આવા એક રાજવી પણ હતા. છ મહિનામાં વલ્લભભાઈ જ અવસાન પામશે એવી તેમના જ્યોતિષિઓની ભવિષ્યવાણી પર મદાર રાખીને બેઠા રહ્યા અને આખરે આપત્તિ વહોરી લીધી !

આજે આપણા દેશ સમક્ષ જે પરિસ્થિતિ છે તેમાં સંકટ પણ છે અને તક પણ છે. કેટલાક રૂઢિચુસ્ત લોકો તકથી પ્રોત્સાહિત થવાને બદલે તેને પણ શાપ

સમજે છે અને તેથી જ તેમનું કલ્યાણ થતું નથી. આવા લોકો પોતાની મેળે પરિવર્તન કરવા તૈયાર હોતા નથી અને આપમેળે આવે તેની ટીકા કરવામાંથી પરવારતા નથી, જોકે આવા લોકો પણ ફેરફાર જૂના થાય ત્યારે તેને આવકારી લે છે.

આ સંબંધમાં એક ઉદાહરણ રસપ્રદ થઈ પડશે. ન્યૂયૉર્ક શહેરનો ઈતિહાસ જાણવા જેવો છે. ડચ લોકો ત્યાં પહેલવહેલા પહોંચ્યા અને તેમણે આખું મોટું શહેર રચવાનો — તેનું આયોજન કરવાનો — નિર્ણય કર્યો. રોજ તેમનું પંચ ચૉરે બેસે અને કોકો-કૉફી પીતાં-પીતાં એના નશામાં જ નગરના આયોજનની — મકાનો કેમ બાંધવાં અને રસ્તા કેવી રીતે બાંધવા તેની ચર્ચાવિચારણા કર્યા કરતા. પેલી બાજુ તો ગોવાળિયાઓ તેમનાં ઢોર-ઢાંખરને ચારવા રોજ ગામ બહાર લઈ જતા. તેમણે જ કેડી-રસ્તા નક્કી કર્યા અને આખરે ભરવાડોએ આ રસ્તાની બંને બાજુ ઝૂંપડાં બાંધીને નગરનું આયોજન કર્યું. તોપણ પેલા ડચ આયોજકોની ચર્ચાવિચારણા પૂરી થઈ નહોતી!!! આ જ રીતે આપણે ત્યાં પણ કેટલાક લોકો વિચાર કર્યા કરે છે અને આવેલા સંકટના ઉપાય વિચારતા નથી.

આપણા દેશની પરિસ્થિતિનો વિચાર કરીએ તો આજે આપણે સંઘર્ષ વચ્ચે આવી પડ્યા છીએ. જોકે આ સંઘર્ષમાં ઝઝૂમવું તેમાં પુરુષાર્થનું જ લક્ષણ છે. વિશ્વનો ઈતિહાસ જોઈએ તોપણ થીસિસ-ઍન્ટિથીસિસ અને સિન્થેસિસ એ તો ક્રમ કાયમનો છે. યુરોપમાં ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે સંઘર્ષ ચાલ્યા જ કર્યો છે. આજ બંને ધર્મો ક્રૉસ અને ચાંદ વચ્ચેના ઉગ્ર સંઘર્ષ છતાં આમાંથી એક પણ ધર્મ નાશ પામ્યો છે ખરો? નહીં જ. કારણ કે એ શકય જ નથી. ધર્મ તો અમર છે. આજે પણ કોલ્ડ વૉર — ઠંડું યુદ્ધ ચાલ્યા જ કરે છે. આ યુદ્ધ ઉગ્રરૂપ પણ ધારણ કરે છે. છતાં આ સંઘર્ષથી નાશ થનાર નથી. સમન્વયની જ જરૂર છે એ વાત જગતે આજે સ્વીકારી લીધા સિવાય છૂટકો જ નથી.

આજે પણ આફ્રિકામાં આ બંને ધર્મો વચ્ચે ગજગ્રાહ ચાલ્યા જ કરે છે અને આ ગજગ્રાહ ધર્મ-ધર્મ વચ્ચેની ખેંચતાણ તેનું જ નામ સંઘર્ષ. હિંદુસ્તાનમાં ઈસ્લામ ધર્મનો પ્રચાર કંઈ ઓછો નથી થયો. આ જ રીતે ઈસાઈ ધર્મનો પ્રચાર વિદેશી શાસનકાળ દરમ્યાન નહીં થયો હોય તેટલો આજે થાય છે. છતાં હિંદુઓની બહુમતી મટી ગઈ છે? આ હકીકત જ એ વાતનો પુરાવો છે કે કોઈ પણ ધર્મનો સદંતર નાશ થઈ શકે જ નહીં. આ વાત હવેથી ઈસાઈઓ અને ઈસ્લામીઓ પણ સમજ્યા છે.

હવે વખત આવી ગયો છે કે ધર્મની સાર્થકતા સ્વીકાર્યા વગર છૂટકો જ નથી. આમ છતાં સ્વરાજ્ય મળ્યા પછી તો ભારતમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા આવતા મિશનરીઓની સંખ્યા બમણી થઈ છે. અત્યાર સુધી તો એમને કદાચ બીક હતી કે આપણું શાસન હોય ત્યારે આવો ધર્મપ્રચાર કરવા જતાં એનાં વિપરીત પરિણામ આવે. અને હવે તો એવી કોઈ બીક જ નથી. વળી, ભારત બિનસાંપ્રદાયિક રાજ્ય છે તે જોઈને જ ધર્મપ્રચાર વધ્યો છે. પણ તેવા પ્રચારને

પરિણામે ધર્મપ્રસાર વધી શકે ખરો? આ સંજોગોમાં હિંદુ ધર્મને જ ઈસાઈ શા માટે નથી બનાવતા? ઈસાઈ ધર્મનો ઉપદેશ એક જ છે કે ઈશ્વર કરતાં ઈશુ પર વધુ વિશ્વાસ રાખો અને ઈશુ કરતાં ચર્ચ પર વધુ વિશ્વાસ રાખો. ઈશુ ભગવાનના ત્રણ મહાગુણ મુખ્ય છે. એક તો પરમ ભાગવત, બાળ બ્રહ્મચારી અને પ્રેમ. આનો વિચાર કરીને જ હિંદુ ધર્મે જે રીતે ગૌતમ, તીર્થંકર વગેરેને ઈશ્વરઅવતાર માનીને જ અપનાવ્યા છે તેમ ઈશુને પણ અપનાવી લેવામાં વાંધો શો છે?

હિંદુઓમાં પણ આજે જાતિભેદ ઘણા છે. એક અંગ્રેજે કહ્યું હતું કે હિંદુસ્તાનમાં વૈશ્ય છે, બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે છે પણ હિંદુ તો છે જ નહીં. આ વાત તદ્દન સાચી છે. આપણામાં એકતા નથી અને દોષો અનેક છે.

હવે આપણે બધા જ ધર્મના લોકોને અપનાવી લેવાની જરૂર છે. સંઘર્ષ ચાલવાનો નથી અને તેથી જ અન્યોન્યનો સમન્વય સાધવાની આજે ઘણી જ જરૂર છે. લોકોમાં રાગદ્વેષ એટલા તીવ્ર થયા છે કે થીસિસ અને ઍન્ટિથીસિસનું પરિણામ એકબીજાના નાશમાં જ આવે. આ સમન્વય એટલે શું? એ પણ સમજવું જરૂરી છે. બંનેના — એકબીજાના — સત્યનો સ્વીકાર કરવો તેનું જ નામ સમન્વય. પણ આજે તો આવા સત્યના આગ્રહને નામે હઠાગ્રહ અને દુરાગ્રહની વૃત્તિ જ જોર પકડતી જાય છે.

ગાંધીજી તો પ્રખર સમન્વયવાદી હતા અને એટલે જ તેઓ સૌમાં એકતા જાળવી શક્યા. આજે આપણે જો અન્ય ઝઘડાની જેમ ધર્મના ઝઘડા પણ ચાલુ જ રાખશું તો તેનાથી દેશની એકતા ટકે નહીં. ધર્મયુદ્ધનો વિજય બંને પક્ષે હોય એ વાત ભૂલવી ન જોઈએ.

સર્વ ધર્મ પ્રત્યે સમાન દૃષ્ટિ રાખવાની વાત કરીએ ત્યારે પ્રશ્ન એ ઊભો થાય છે કે હિંદુ દાનવીરોએ મુસ્લિમ ભાઈઓ માટે કેટલી સ્કૉલરશિપો આપી? તેમની સગવડો માટે કેટલાં નાણાં ખર્ચ્યાં? આ ઉપરાંત બૌદ્ધ ધર્મનું મૂળ ભારતમાં અને આજે આપણે જ એ ધર્મને ખોયો. જૈન અને બૌદ્ધ ધર્મ એક જ વૈદિક મૂળની શાખાઓ છે, એક જ પરંપરાના છે એ હકીકત પણ શી રીતે વીસરી શકાય? પણ વાંધો એ છે કે ઈસ્લામ અને ઈસાઈ ધર્મનો જેમ વ્યવસ્થિત પ્રચાર થાય છે તેમ આપણા ધર્મનો થતો નથી. પ્રચાર માટે નહીં તો બચાવ માટે પણ વિદેશોમાં શાખાઓ ખોલવી એ આપણો ધર્મ છે. જૈન ધર્મગુરુઓ — મિશનો વિદેશ જઈને ધર્મને કેમ ન સમજાવી શકે? આ પ્રશ્ન સૌએ વિચારવા જેવો છે.

આ પ્રસંગે બીજી એક મહત્ત્વની વાત યાદ આવે છે અને તે પારસીઓની. ઈસ્લામ અને ઈસાઈ ધર્મનો પ્રચાર તલવારની અણીએ થયો ત્યારે આપણે એ ધર્મો વિશે કંઈક જાણવા પ્રેરાયા અને જાણ્યે-અજાણ્યે પણ માહિતી મેળવી. જ્યારે છેક ઈરાનથી અહીં આવેલા અને વચન પ્રમાણે દૂધમાં સાકરની જેમ ભળી ગયેલા પારસીઓના ધર્મ વિશે આપણે કેટલું જાણીએ છીએ? બહુ ઓછા જાણતા હશે

અને તે જ આપણી ક્ષતિ છે. અત્યારથી આ પ્રશ્ન હાથ પર ધરીને તેમના ધર્મ-ગ્રંથોનું શુદ્ધ ગુજરાતીમાં ભાષાંતર કરવાની દિશામાં પ્રગતિ થાય તે જરૂરી છે. સમન્વયની શરૂઆત પારસી ધર્મથી જ આપણે કરવી જોઈએ એમ મને લાગે છે.

ટૂંકમાં આજે સર્વધર્મસમભાવ નહીં પણ સર્વધર્મમમભાવની ભાવના રાખીને સમન્વય સાધીશું તો જ આપણો ઉદ્ધાર શક્ય છે એ વાત હવે સમજી લેવાવી જોઈએ.

## ૧૩. સમન્વયયાત્રા

સમન્વય એ અત્યાર સુધી તો દાર્શનિક લોકોની ચર્ચાનો માત્ર વિષય જ હતો. સમન્વય એટલે સંભાળીને ચાલે તે. અત્યાર સુધી સમન્વય વગર આપણું ચાલતું હતું પણ હવે તે ચાલે એમ રહ્યું નથી. કારણ કે આપણે બધા સનાતની છીએ. પછી ભલે આર્ય સમાજવાદીઓ હોય, જૈનો હોય કે બૌદ્ધો, ઈસાઈઓ હોય, સૌ કોઈ આવા સનાતની જ છે. આ સનાતની એટલે શું? સનાતનનો મૂળ અર્થ તો જે સદાને માટે છે તે—એવો થાય છે. પણ અનુભવથી આનો અર્થ જુદો થાય છે. સનાતની માણસની સરળ વ્યાખ્યા આજે એવી કરી શકાય કે કાળ ભગવાન કહે તેમ પ્રગતિ કરે. જૂનું છોડે અને નવું ગ્રહણ કરે. પણ હકીકત એવી છે કે કાળ ભગવાન કહે એનાથી ઓછું કહીને જ આપણે સંતોષ માનવાના. કાળ ભગવાન ચાર ડગલાં ચાલવાનું કહે તો આપણે બે-ત્રણ ડગલાં ભરીને અટકી જઈએ છીએ અને તેથી જ બાકીનું જે રહે એ આપણું સનાતની તત્ત્વ. પ્રગતિ કરવા આપણે તૈયાર છીએ પણ કાળ ભગવાન કહે એનાથી ઘણી જ ઓછી. પરિણામે આપણે કહેવાની પ્રગતિ કરી હોવા છતાં મેળવ્યું કશું જ નથી.

સનાતનીની બીજી પણ એક વ્યાખ્યા છે: બધાને સાથે લઈને ચાલવું, પણ કમનસીબે આપણે કદી કોઈને સાથે લઈને ચાલતા જ નથી. બ્રાહ્મણો વેદાન્તનું રટણ કરે પણ ઘરના નોકરનો વર્ગ જુદો જ. આ જ રીતે હું જૈન હોઉં તો કલકત્તાનો જૈન મારો ભાઈ કહેવાય, હું કાયસ્થ હોઉં તો પંજાબના કાયસ્થ માટે મને લાગણી હોય પણ ઘરના ધોબીને હું આજન્મ પરાયો, પારકો જ ગણું. આવો વિચિત્ર આપણો સ્વભાવ છે: આપણા એક જ દેશમાં અનેક પ્રકારની સંસ્કૃતિઓ છે પણ સૌ પોતપોતાનો જ વિચાર કર્યા કરે છે. અન્યનો વિચાર કોઈ નથી કરતું. આપણો દેશ ઘણો જ વિશાળ—વ્યાપક છે પણ આપણી વૃત્તિ, આપણું માનસ ઘણું જ સંકુચિત છે.

મેં ચાર વખત જાપાનયાત્રા કરી છે. આ દરેક યાત્રા વખતે હંમેશ એક જ વાત મનમાં વસી ગઈ છે અને તે એ કે જાપાનીઓ બધા એકસામટી પ્રગતિ કરે છે—એકસાથે. આપણે ત્યાં આવું નથી. પ્રગતિ તો આપણે પણ કરીએ

છીએ પણ તે વિચારપૂર્વકની નથી. કાળબળે જ પ્રગતિ થાય છે. વિશ્વ પ્રગતિ કરે છે અને આપણે વિશ્વ સાથે ઘસડાયા કરીએ છીએ. આખી દુનિયાના ઈતિહાસ અને વિજ્ઞાનના વાચન ઉપર જ આપણી પ્રગતિ આધારિત છે. હકીકતમાં તો પશ્ચિમના લોકોના નેતૃત્વ હેઠળ જ આપણે આગળ વધીએ છીએ. માણસની પ્રગતિના ત્રણ તબક્કા છે. થીસિસ, ઍન્ટિથીસિસ અને સિન્થેસિસ. આજે આ જાતની પ્રગતિ થાય છે. પણ હવે આ સ્થિતિ રહી નથી એ વાત આપણને સમજાતી નથી. આ બદલાયેલી પરિસ્થિતિ જોવાની નજર બહુ ઓછા લોકો પાસે છે. બે દેશ વચ્ચે વિવાદ થાય અને લડાઈમાં હાર-જીતનો ફેંસલો થાય એ વાત હવે જૂની થઈ ગઈ છે. આજે લડાઈનો અર્થ રહ્યો નથી. હવેનાં યુદ્ધોમાં હાર-જીત રહી નથી. લડાઈમાં પણ ફેરફાર થયા છે. હવેની લડાઈમાં તો બંને પક્ષોનો નાશ જ નિશ્ચિત છે. આનો પુરાવો આજે મોજૂદ છે. અમેરિકા કે રશિયા બંને પાસે પૂરતા પ્રમાણમાં અણુશસ્ત્રો હોવા છતાં તેઓ એ વાપરતા નથી. કારણ કે તેઓ જાણે છે કે એ વાપરવાથી અંતે વિશ્વનો વિનાશ જ નિશ્ચિત છે. યુદ્ધ શરૂ થયા પછી રોકી નહીં શકાય એ વાત તેઓ સારી રીતે સમજે છે. પણ જેઓ આ વાત સમજતા નથી તેઓ ઍટમબૉમ્બ વાપરી બેસે એવો ભય સતત આપણા ઉપર તોળાતો રહેવાનો જ. અર્થાત્ રશિયા અને અમેરિકામાં પોલિટિકલ મૅચ્યોરિટી—રાજકીય પરિપકવતા છે. અને આ પરિસ્થિતિમાં આરબ-ઈઝરાયલ યુદ્ધ થાય, અમેરિકા અને રશિયા વચ્ચે યુદ્ધ થાય નહીં.

આ પરિસ્થિતિમાં વચલો રસ્તો કાઢવો જોઈએ એવી શિખામણ ડાહ્યા માણસોની—સજ્જન પુરુષોની હતી. પ્રશ્ન એ છે કે સૌએ જીવવાનું છે, જીવવું જોઈએ. તત્ત્વજ્ઞાન, સત્યજ્ઞાન આ જ છે. તત્ત્વજ્ઞાન જીવવાનું છે. અદ્વૈતયોગ કે દ્વૈતયોગ નહીં ચાલે માત્ર જીવનયોગ જ ચાલશે. ગીતાનો સાચો ઉપદેશ આ જ છે. જીવન સમૃદ્ધ, સમર્થ અને કૃતાર્થ ત્યારે જ થાય જ્યારે આપણે આ જીવનયોગ સમજતા થઈએ. અને આજે હવે માણસ પોતાના વિચારો આ જીવનયોગ તરફ વાળતો થયો છે.

પ્રશ્ન એ છે કે આ જીવનયોગ કોણ સમજી શકે? જવાબ એ જ છે કે જે લોકો ભૂતકાળને સમજીને ભવિષ્ય માટે વિચારી શકે એ જ લોકો આવી દૃષ્ટિ કેળવી શકે.

શંકરાચાર્ય, જ્ઞાનેશ્વર વગેરે મહાપુરુષોને સમજી શકે તેવી દૃષ્ટિ હોવી જોઈએ. આ દૃષ્ટિ ગાંધીજી પાસે હતી અને તેથી જ તેઓ આપણને જીવનયોગ સમજાવી શક્યા. આમ ભૂતકાળનો ઉપાસક હોય ને સનાતની અને વર્તમાનની મર્યાદા સમજી શકે અને એ રીતે આગળ વધી શકે એ સાચો જીવનયોગી. ભવિષ્યનું જે ચિંતન કરતા નથી તે ભૂત. નાનપણમાં સાંભળ્યું હતું કે જેને આંખો પાછળ હોય અને પગ પણ પાછળ હોય તેનું નામ ભૂત. અર્થાત્ જે માણસ પાછળ જુએ અને પાછાં પગલાં ભરે તે જ ભૂત કહેવાય. આજે આપણામાં આવા ભૂત ઘણા

હશે. આ પ્રશ્ન આપણે હૃદયને પૂછવાનો છે. અને આપણે ભૂત છીએ કે જીવન-યોગી તે નક્કી કરવાનું છે.

આપણે આટલું વિચારીએ તો એક વાત તરત સમજાઈ જશે કે હવે યુદ્ધો નહીં ચાલે. વિજય અને પરાજય બંને આપણા માટે મોટા શાપ છે. આ બંને શાપમાંથી બચી જવાનો ઉપદેશ ભગવાન બુદ્ધે આપ્યો છે એ આપણે ભૂલવો ન જોઈએ. આ માટે આપણી સમક્ષ જાપાન અને જર્મનીનાં ઉદાહરણ મોજૂદ છે. આ બંને દેશ વિજય અને પરાજયનાં જીવંત દૃષ્ટાંત છે. વિજયની પરંપરામાંથી પસાર થયા પછી જાપાને આણુબૉમ્બોનો ભયંકર વિનાશ પણ જોયો છે છતાં આજે ટોકિયો વિશ્વનું મોટામાં મોટું શહેર છે. અમેરિકા, રશિયા કે બ્રિટનની નહીં પણ જાપાનની એ મોટામાં મોટી સિદ્ધિ છે. જર્મનીનો પણ આવો જ અનુભવ છે અને આપણે આ બંને દેશોના અનુભવ ઉપરથી જે ઉપદેશ લેવાના છે તે એ કે દુનિયાના સેવક-સાથી બનીને ચાલો.

આ અંગેનો વિચાર કરવાની શક્તિ ભારતમાં છે. આપણું એ સદ્ભાગ્ય છે કે ઈશ્વરે ભારતને મહાન નેતાઓ આપ્યા છે. સારા સારા લોકોને ઈશ્વર આપણી પાસે જ મોકલે છે. પણ હવે તો ઈશ્વર પણ આપણી પાસે હાર્યો છે! આવા મહાપુરુષો મળવા છતાં આપણે હજુ સનાતની જ રહ્યા છીએ. હવે આપણે સંકુચિત મનોવૃત્તિ છોડીને સમન્વય સાધવાનો જ વિચાર કરવાનો છે. અને હવે જો આપણે સમન્વય નહીં સાધીએ તો હારી ગયા એટલું જ નહીં પણ મરી જ ગયા એ વાત અત્યારથી સમજી લેવાની જરૂર છે.

આપણા દેશમાં સંખ્યાબંધ ધર્મો છે, — જૈન, બૌદ્ધ, બ્રાહ્મણ, ઈસાઈ વગેરે. આ બધામાંથી જૈનો અને બૌદ્ધોએ શું મેળવ્યું અને શું ખોયું ? આ પ્રશ્નનો જવાબ સમાજશાસ્ત્ર જ આપી શકે. ધર્મની અસર સમાજ ઉપર શું થઈ ? સમાજ ઉન્નત થયો ? વ્યક્તિગત નહીં પણ સામુદાયિક ઉદ્ધાર થયો કે નહીં ? સામુદાયિક ઉદ્ધાર કરવાની ધર્મની શક્તિથી જ તેની કસોટી-સમીક્ષા થઈ શકે અને આ માટે જ સોશિયોલોજી ઑફ્ રિલિજિયન્સનું મહત્ત્વ અમાપ છે. દર્શનશાસ્ત્ર આપણને આવી સમીક્ષા કરાવી શકે છે.

ભારતમાં જન્મેલો બૌદ્ધ ધર્મ કેટકેટલા દેશોમાં થઈને જાપાન ગયો અને ત્યાં તેમાં યોગ્ય ફેરફાર થતા જ રહ્યા. આ દરમ્યાન ભારત આવેલા સંત ફ્રાન્સિસ ઝેવિયર્સ કોઈ જાપાની ચેલાને લઈને જાપાન ગયા. આ સંત ઈસાઈ ધર્મ ભારતથી જ લાવ્યા છે એમ માનીને લોકોએ એમને આવકાર્યા પણ જ્યારે લોકોને ભાન થયું કે આ ધર્મ ભારતનો નથી ત્યારે એમણે બળપૂર્વક ઈસાઈઓને હાંકી કાઢવાનો પ્રયાસ કર્યો. એમાં તેઓ સફળ ન થયા અને અંતે બંનેને એ વાત સમજાઈ કે એમણે અપનાવેલા માર્ગ ખોટા હતા. આ વાત સમજાયા પછી શાંતિ સ્થપાઈ અને આજે તેઓ સંપથી સમન્વય સાધીને પ્રગતિ કરી રહ્યા છે. આજે ત્યાં બૌદ્ધો અને ઈસાઈઓ દેશભક્તિમાં સરખા જ છે. મળીને રહે છે. આનું નામ

તે જ સમન્વય. જાપાને યુરોપ અને અમેરિકાની સંસ્કૃતિઓ અપનાવી, ભોગવી છતાં આજે તેઓ એશિયાઈ સંસ્કૃતિ હૃદયમાં ઉતારીને બેઠા છે અને યુદ્ધ ન જોઈએ તે વાત સમજી શક્યા છે. એમના બંધારણમાં પણ એવી કલમ છે કે અમને સેના — લશ્કર ન જોઈએ.

આ સમન્વયનો પ્રસાર દુનિયાભરમાં થવો જોઈએ એનું નામ જ સમન્વય-યાત્રા. જડવાદીઓ અને રૂઢિચુસ્ત લોકો પોતાના જ ધર્મોની ઘોર ખોદે છે એ વાત આપણે બરાબર સમજી લેવી ઘટે. આપણે ધર્મનું હાર્દ પકડીને, તે સમજી,— અપનાવીને આગળ ધપવાનું છે. તો જ આપણે સમન્વયયાત્રી બની શકીએ અને આપણે, આપણા ધર્મનો — વિશ્વનો ઉદ્ધાર કરી શકીએ.

## ૧૪. ભારતીય સંસ્કૃતિ-સમન્વય

આપણે આગ્રા જઈએ અને તાજ ન જોઈએ એ તો બની ન શકે. શહાજહાં બાદશાહની પત્ની-ભક્તિ સાથે આપણને મતલબ નથી, પરંતુ તાજમાં ભારતીય સંસ્કૃતિ અને અરબસ્તાન-ઈરાનની ઈસ્લામી સંસ્કૃતિનો સમન્વય અને એના અંદરની નિર્મિતિમાં સપ્રમાણ અને સંયમની કલાત્મકતાનાં દર્શન કરી ચિત્તમાં આનંદની વિપુલતા પ્રગટે છે.

ભારતમાં આદિમ જાતિઓની લોકસંસ્કૃતિ અને આર્યોની તથા સુસંસ્કૃત જીવન-પદ્ધતિનો આપણા પૂર્વજોએ જે સમન્વય કર્યો એમાં એમનું સમાજ-વિજ્ઞાન કેટલું ઊંડું હતું એ તો આપણે જાણીએ જ છીએ. પરંતુ એ કેટલું એકાંગી હતું અને વ્યાપક સમન્વય માટે કેટલું બાધક હતું એ પણ આપણે જોઈ રહ્યા છીએ.

સમગ્ર રીતે જોઈએ તો ભારતીય સંસ્કૃતિ પાસે જગતને આપવા માટે અનેક સારી સારી વસ્તુઓ છે, પરંતુ સાથે સાથે જીવનની સામાજિક, રાષ્ટ્રીય સફળતામાં આપણે હાર્યા છીએ અને આપણા રાષ્ટ્રને હજારો વર્ષ ગુલામીમાં રહેવું પડયું હતું. આ સાંસ્કૃતિક નિષ્ફળતા આપણા લોકોએ અને દુનિયાના ચિંતકોએ કદાચ પૂરી રીતે જાણી નથી. નહીં તો આપણી આ નિષ્ફળતાને ધ્યાનમાં રાખી જીવનની સફળતા માટે સમાજવિજ્ઞાને કઈ કઈ ભૂલો ટાળવી જોઈએ એવો વિષય લઈ એક અદ્‌ભુત માનવ-સમાજવિજ્ઞાન મનુષ્ય જાતિ સામે તેઓએ રાખ્યું હોત.

વેદાન્તના 'અધ્યાત્મ-વિજ્ઞાન'માં જેમ આપણે અદ્વિતીય છીએ તેમ જ માનવ-કલ્યાણના 'સામાજિક વિજ્ઞાન'માં આપણો સમગ્ર પ્રયોગ કેટલો નિષ્ફળ સાબિત થયો એ જોઈ આમાં પણ આપણે અદ્વિતીય છીએ એ કબૂલ કરવું જ પડશે.

આપણી સંસ્કૃતિનું સર્વસ્વ રોટી-બેટીવ્યવહારની સંકુચિતતાનું સર્વત્ર ફેલાગેલા પ્રયોગોમાં આવી જાય છે.

આપણા ઢંગથી નહીં પરંતુ પોતાના જ ઢંગથી પશ્ચિમના ગોરા લોકોએ પણ વંશભેદ અને સંસ્કૃતિભેદનો પાયો કાયમ કરવાના પ્રયોગ કર્યા છે. એમની એક પ્રકારની હાર પણ માનવજાતિના ઈતિહાસમાં ફરીથી વર્ણિત થશે, પરંતુ રોટી-બેટીવ્યવહારની અતિ સંકુચિતતા દ્વારા જે જાતિભેદ અને વર્ણભેદ આપણે ઊભા કર્યા છે એ કારણે આપણી હાર પરિપૂર્ણ થઈ શકી. પશ્ચિમના ગોરા લોકોના સમાજમાં એવી આંતરિક કમજોરી દૃઢમૂળ નથી થઈ, તેથી એમના પુરુષાર્થને આખી દુનિયામાં એક પ્રકારનો વિજય જ મળતો રહ્યો છે.

૨

અરબી અને ઈરાની ભાષાની અને ત્યાંની સંસ્કૃતિની આપણા ઉપર જે અસર થઈ અને પોર્ટુગીઝ, ફ્રેન્ચ અને અંગ્રેજી ભાષા, સાહિત્ય અને સંસ્કૃતિની પણ જે અસર આપણી ઉપર થઈ (અને હજી પણ થઈ રહી છે), આ બંનેની તુલના કરતાં પશ્ચિમી સંબંધનું ઊંડાપણું તરત ધ્યાન ખેંચે છે.

પશ્ચિમની ઈતિહાસ-નિષ્ઠા, એમનું ઊંડું નિરીક્ષણ અને એ પરથી કરેલું ચિંતન બંને મહત્ત્વનાં છે જ.

આ સાથે પશ્ચિમના લોકોએ જગતનો પરિચય શોધતા વિજ્ઞાનમાં જે પ્રગતિ કરી અને સત્યપરાયણ પ્રયોગ પદ્ધતિનો જે ઉત્કર્ષ કરી બતાવ્યો એ ખરેખર અલૌકિક છે.

પશ્ચિમનું વિજ્ઞાન એકાંગી છે. એ વાતને માન્ય કરવી જ પડશે, પરંતુ એણે જે સફળતા પ્રાપ્ત કરી છે એ સામે તો માથું નમાવવું જ જોઈએ. અને અંતમાં કહેવું જ જોઈએ કે અંગ્રેજોના સહવાસથી આપણને એમના સાહિત્યનું અધ્યયન કરવાનો જે અવસર મળ્યો એને આપણું મહદ્ ભાગ્ય માનવું જોઈએ.

(તેઓની પ્રયોગનિષ્ઠા અને આપણી યોગનિષ્ઠાનો સમન્વય કરવો અત્યંત જરૂરી છે. આપણી યોગનિષ્ઠાએ જે પ્રાપ્ત કર્યું છે એ પણ અદ્ભુત છે. માનવ-જાતિના કલ્યાણ માટે અત્યંત પ્રેરક-પોષક છે. એટલું કબૂલ કર્યા પછી પણ આપણે માનવું પડશે કે પશ્ચિમના લોકોએ પોતાના પદાર્થ-વિજ્ઞાન વગેરે દરેક વિજ્ઞાનમાં સત્યનિષ્ઠાની જે પરમાવધિ કરી એવી આપણે લોકોએ યોગવિદ્યામાં નથી કરી. આપણી યોગ-સાધનામાં કેટલી ભૂલો અને કેટલા ભ્રમ આપણે લોકોએ સાચવી રાખ્યા છે! પશ્ચિમની વૈજ્ઞાનિક પ્રયોગ પદ્ધતિથી ઘણુંબધું શીખીને આપણે આપણી યોગસાધના ફરીથી શરૂ કરવી જોઈએ. એ પછી જ 'યોગ અને પ્રયોગનો ઉત્તમોત્તમ સમન્વય' થઈ શકશે અને આપણે દુનિયાને એક નવો પ્રયોગ — શુદ્ધ જીવનયોગ આપી શકીશું.)

૩

ભારતીય સંસ્કૃતિ પાસે માનવતાને આપવા લાયક મુખ્ય બે વાતો છે :

રાજયોગ અને હઠયોગના રૂપમાં જે મનોવિશ્લેષણ આપણે લોકોએ કર્યું અને તમામ આંતરિક શક્તિઓ વિકસિત કરવા માટે જે પ્રયોગ કર્યા એ છે આપણી મૂડીનો એક હિસ્સો.

અને દ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત વગેરે જે દાર્શનિક ચિંતન આપણે લોકોએ કર્યું અને એ પ્રમાણે જે ધ્યાન-ચિંતનાત્મક જીવનપ્રયોગ કર્યા એને જ આપણે નામ આપ્યું અધ્યાત્મ વિદ્યા. આ અધ્યાત્મ આપણી અલૌકિક સંપત્તિનો બીજો હિસ્સો છે.

આપણી મૂડીના આ બંને વિભાગોને આપણે આપણી જીવન-સાધનાના પ્રયોગાલયમાં ફરીથી દાખલ કરવા પડશે. એને એમાંથી (૧) 'નવમાનસ-વિજ્ઞાન' (૨) તદ્દન નવું જ 'સમાજ-વિજ્ઞાન' અને (૩) આવા સમાજ-વિજ્ઞાનને વિશુદ્ધ, સમર્થ અને સમૃદ્ધ બનાવવા માટે જીવનસમૃદ્ધિનો આદર્શ માન્ય કરવાવાળો 'નવ અધ્યાત્મ' આપણે લોકોએ ચલાવવો જોઈશે.

આપણા જૂના અધ્યાત્મે આત્મા-પરમાત્માની ઉત્તમ સાધના કરી, પરંતુ અનેક રીતે સમૃદ્ધ જીવનની ઉપેક્ષા કરતાં કરતાં જીવન-દ્રોહ સુધી એ પહોંચી ગયા. દુન્યવી જીવન તુચ્છ છે, આની ઉપેક્ષા કરીને એની પૂરેપૂરી નિંદા કરીને અધ્યાત્મનું ગુણગાન કરવું એ જ જાણે એમની જીવન-સાધના બની. એનું જ અંતિમ રૂપ માયાવાદ હતું.

આનાથી હવે બચવું જોઈશે. પદાર્થ-વિજ્ઞાન, કલાત્મક જીવન-વિજ્ઞાન અને વિશુદ્ધ સમૃદ્ધ સમાજ-વિજ્ઞાન ત્રણેય સાથે સંગઠન-ચાતુર્ય, આનો વિકાસ કરવો પડશે ત્યારે આપણી સંસ્કૃતિ સજીવન, પ્રાણપૂર્ણ અને સમૃદ્ધતમ થશે; ત્યારે જ આપણે સમસ્ત માનવતાની ઉત્તમોત્તમ સેવા કરવાને લાયક બનશું.

આ માટે આપણે 'નવી સામાજિક, રાષ્ટ્રીય સર્વ સમન્વિત જીવન-સાધના' ચલાવવી પડશે.

૪

આવા પ્રયોગ કરતાં જે કંઈ હિતકારક સાબિત થશે, એનો પ્રચાર આપણે કઈ ભાષામાં કરશું?

આજે તો લાગે છે કે આ માટે અંગ્રેજી ભાષાની સહાયતા પણ લેવી પડશે.

આવું કબૂલ કરતાં શરમ તો લાગે છે, પરંતુ વસ્તુસ્થિતિ માન્ય કર્યા વગર બીજો ઉપાય નથી. આજે આપણે યુરોપ-અમેરિકા સાથે આપણા વિચાર-વિનિમય અંગ્રેજી મારફત કરી રહ્યા છીએ. આમાં આશ્ચર્ય નહીં. (આપણે આપણો પુરુષાર્થ પશ્ચિમી ગોરાઓના પુરુષાર્થની મદદથી વિકસિત કરતા આવ્યા છીએ) પરંતુ જાપાન, ચીન, એશિયા અને આફ્રિકાના બધા દેશ સાથે પણ આપણો સમગ્ર વ્યવહાર અંગ્રેજી ભાષા દ્વારા જ આપણે સ્થાપિત કરતા આવ્યા છીએ. આમાં તો અંગ્રેજોએ આપણા પર જબરદસ્તી નથી કરી. એમનો પુરુષાર્થ જોઈને આપણે એમનું 'અનુકરણ' કરવાની સાધના નથી કરી. આપણે એમનું 'અનુસરણ' કરતા આવ્યા છીએ. તેથી આપણા વિકાસ અને પ્રચાર માટે અંગ્રેજી ભાષાની પૂરેપૂરી મદદ લેવી જોઈશે. આપણે જ આ વાતને અપરિહાર્ય બનાવી છે. જાગતિક ભાષા બનાવવાનો આદર્શ આપણે સંસ્કૃતની સામે રાખ્યો. કોઈ આધુનિક પ્રાદેશિક

ભાષાને સર્વત્ર ફેલાવવામાં આપણે ક્યારેય પ્રયાસ નથી કર્યો. (હિંદીને આપણે કેવળ અખિલ ભારતીય ભાષા બનાવવા માગીએ છીએ, પરંતુ એટલો પુરુષાર્થ પણ આપણે આજ સુધી નથી બતાવી શક્યા.)

ભારતની બહાર અનેક દેશોમાં જઈને આપણે જોયું અંગ્રેજી ભાષા કઈ હદ સુધી જાગતિક ભાષા બનવાનો પ્રયાસ કરી રહી છે. એ પ્રયાસ ભલેને અત્યલ્પ હોય. એની સાથે સ્પર્ધા કરવાવાળી બીજી ભાષા દેખાતી નથી. જર્મન અને ફ્રેન્ચ અને રશિયનમાં ભલે ગમે તેટલી શક્તિ હોય, એમાં એટલો પુરુષાર્થ નથી દેખાતો જેટલો અંગ્રેજી ભાષામાં છે.

હવે આ ચિંતન અહીં જ અટકાવવું ઠીક છે.

## ૧૫. સમન્વયનું મિશન

દરેક દેશ, દરેક સમાજ, દરેક ધર્મ અને દરેક વંશ (Race) આગળ કોઈ એક ખાસ આદર્શ હોય છે જેને અંગ્રેજીમાં મિશન–Mission — કહે છે. આપણા દેશ આગળ ઈતિહાસવિધાતાએ એક ભવ્ય મિશન મૂક્યું છે — તે છે સમન્વયનું.

વૈજ્ઞાનિકો કહે છે કે લાખો વર્ષ પહેલાં ભારતનો આકાર આજે છે એવો ન હતો. જ્યાં આજે સિંધ, પંજાબ, રાજસ્થાન, ઉત્તર પ્રદેશ, બિહાર અને બંગાળ જેવા સમતલ પ્રદેશ છે ત્યાં એક મોટો સમુદ્ર હતો. હિમાલયની નદીઓ હિમાલય-માંથી બહાર નીકળી કે તરત જ હિમાલયના પગ ધોનાર આ સમુદ્રમાં પહોંચી જતી હતી. જેને આપણે દક્ષિણ કહીએ છીએ એ મહારાષ્ટ્ર — કર્ણાટકનો પ્રદેશ એક મોટો બેટ હતો. એનો છેડો લગભગ આફ્રિકા સુધી પહોંચેલો. આજનો માડાગાસ્કર ટાપુ એ દક્ષિણનો પશ્ચિમ છેડો હતો. એટલે જેને અરબીસમુદ્ર કહીએ છીએ તે તે વખતે એવો ન હતો. આફ્રિકાના લોકો આ દક્ષિણના ટાપુમાં આવતા, જતા અને રહેતા.

ત્યાર પછી ધીરે ધીરે આજનો ભારતનો આકાર તૈયાર થયો. લાખો વર્ષ પહેલાંની આ વાત છે — જ્યારથી આ દેશમાં કાળા, પીળા, ધોળા અને ઘઉંવર્ણા લોકો વસતા આવ્યા છે. ભારતની ભૂમિ ઘડાઈ તે આવી બહુવંશી પ્રજા માટે જ ઘડાઈ. આપણા ધર્મો તો ત્યાર પછીના છે. ભાષાઓ, જાતિઓ અને ધર્મો એકત્ર આવ્યા તેથી આપણો દેશ બહુવંશી, બહુજાતિ, બહુધર્મી અને બહુભાષી પહેલેથી જ છે.

એ સ્થિતિ જ બતાવે છે કે ઈતિહાસવિધાતા ભગવાનની યોજના છે કે આપણે ત્યાં અનેક જાતની વિવિધતા હોવા છતાં એમાં આપણે એક સાર્વભૌમ એકતા સ્થાપી દઈએ.

ભારતીય સંસ્કૃતિની ખૂબી એ છે કે આપણે અનેકતા સાચવવા છતાં એકતાને પ્રધાનપદ આપવું જોઈતું હતું. આપણે ત્યાં આપણી સાંસ્કૃતિક એકતા અમુક

અંશે સ્થાપન કરી શકયા પરંતુ રાજદ્વારી એકતા સ્થાપન કરવાની જવાબદારી ક્ષત્રિયોની અને રાજ્યોની. તેઓએ આપસમાં ઈર્ષા ચલાવી એકબીજાની અદેખાઈ કરી પરિણામે આપણા દેશમાં રાજનૈતિક એકતા કોઈ કાળે સ્થાપન ન થઈ.

કેટલાક મહત્ત્વાકાંક્ષી રાજાઓ આખા દેશ પર પોતાનું રાજ્ય થાય એમ ઈચ્છે પણ પ્રજાકીય સાંસ્કૃતિક એકતા દ્વારા નહીં. પ્રજા જો આપસમાં ઓતપ્રોત થઈ જાત તો પ્રજા પોતે જ કહેત કે અમોને આવાં નાનાં નાનાં રાજ્યો પોસાય નહીં. પણ પ્રજાને રાજદ્વારી એકતાની પડી ન હતી. મહત્ત્વાકાંક્ષી રાજા સેનાને જોરે આસપાસનાં રાજ્યોને હરાવી અને પોતે સમ્રાટ થઈ જાય એને માટે એ એક ઘોડો છોડી દેતો. એ ઘોડો જ્યાં જાય ત્યાંના રાજાઓ કાં તો શરણે આવે અથવા ઘોડા પાછળની ફોજ સાથે લડી લે. આને કહેતા હતા અશ્વમેધ. આની સાથે રાજસૂય યજ્ઞ પણ થતો. આ રીતે ફોજને જોરે સ્થાપન થયેલું સામ્રાજ્ય એક પેઢી કરતાં વધારે ટકતું નહીં. બે પેઢી કરતાં વધારે ચાલ્યું હોય એવાં સામ્રાજ્યોનો ઈતિહાસ આપણી પાસે નથી.

ભારતના આખા ઈતિહાસમાં આ વિશાળ દેશમાં નાનાં નાનાં રાજ્યો પોતપોતાનું સાચવતાં. બહારથી કોઈ હુમલો લઈ આવે તોપણ બધાં રાજ્યો એકત્ર ન થાય. દરેક રાજા લડે અને હારે; એમ કરતાં કરતાં મુઠ્ઠીભર પઠાણોએ કાશ્મીરથી કન્યાકુમારી સુધી પઠાણ રાજ્યો સ્થાપ્યાં. એમના પછી મુગલ રાજ્ય સ્થપાયું છતાં આપણે રાજકીય એકતા માટે કશું ન કર્યું.

પછી આવ્યા પોર્ટુગીઝ, ડચ, ફ્રેન્ચ અને અંગ્રેજ. યુરોપના ગોરા લોકોને જમીનના માર્ગે ભારત આવી અહીં વેપાર કરવાની તક મુસલમાન રાજ્યોએ આપી નહીં એટલે તેઓએ સમુદ્રને રસ્તે આવવાનું ગોઠવ્યું. આફ્રિકાની પ્રદક્ષિણા કરી તેઓ ભારત આવ્યા. આપણા જ લોકોએ એમને રસ્તો બતાવ્યો. હવે આ જહાજમાં આવનારા લોકો આવી આવીને કેટલા આવે છતાં પોર્ટુગીઝ લોકોનું રાજ્ય આ દેશમાં ૪૦૦થી ૫૦૦ વર્ષ પહોંચ્યું અને આખા ભારત પર ખરેખરું સામ્રાજ્ય અંગ્રેજોએ સ્થાપ્યું. બહારના લોકોને આપણે રાજકીય એકતા સ્થાપન કરવા દઈએ છતાં અંદર અંદરનો ભેદભાવ મટાડીએ નહીં; મોળો પણ કરીએ નહીં એ સ્વભાવ હજુ પણ આપણે છોડયો નથી. સત્તા ને સંપત્તિ હાથમાંથી ભલે જાય પણ આપણી પવિત્રતા અને પોતપોતાનો આદર્શ કેમ છોડી દઈએ ! રોટી-બેટી-વહેવારમાં કડક મર્યાદા, જે માણસ બીજા કોઈના હાથનું ન ખાય, અરે ! દીકરા-દીકરીના કે પત્નીના હાથનું ન ખાય તે સૌથી પવિત્ર ! ધર્મ એટલે શું ? શાસ્ત્રો ગમે તે વ્યાખ્યા આપે. ભારતની જનતા કહેશે કે રોટી-બેટીવહેવારની મર્યાદા કડક રીતે પાળવી એનું નામ તે ધર્મ. આ પ્રમાણે આપણે ચાલ્યા છીએ. હવે આપણને સાચી બુદ્ધિ સૂઝી તેથી નહીં પણ કાળબળે આપણું ચાલ્યું નહીં તેથી હોટલોમાં જઈ ગમે તેના હાથનું ગમે તે ખાઈએ છીએ અને છતાં જ્ઞાતિભેદ અને ઉચ્ચનીચ ભાવ આપણે છોડયો નથી.

સ્વરાજ્ય થયું પણ તેથી કંઈ આસામ અને બંગાળ એક થઈ શકે? એની વાત નહીં કરતા. દક્ષિણના દ્રવિડ લોકો સ્વરાજ્ય માનવા તૈયાર થયા પણ કોઈ પણ એક દેશી ભાષા આખા દેશની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવા તૈયાર ન થયા. એકતા તો અંગ્રેજોએ અર્પી તેથી એ વખતની રાજભાષા અંગ્રેજીને જ આપણે ચલાવીશું.

આમાં દક્ષિણના લોકોનો વાંક જોવાની મારી હિંમત જ નથી.

ઉત્તર ભારતના કરોડોની સંખ્યાના હિંદુઓએ પઠાણોનું રાજ્ય સ્વીકાર્યું. એ રાજ્ય દક્ષિણમાં ફેલાવવા એમણે જ પુરુષાર્થ કર્યો અને મોગલોનું રાજ્ય તો કાયસ્થ લોકોએ જ ચલાવ્યું. છતાં સ્વરાજ્ય થતાંવેંત અથવા તે પહેલાં પચાસ-સો વર્ષ પહેલાં હિંદીમાંથી આરબી-ફારસી શબ્દો કાઢી નાખીને 'દેશી' શબ્દો દાખલ કરવાની પ્રવૃત્તિ ચાલી. પણ આ બ્રાહ્મણ-કાયસ્થ વગેરે ઉચ્ચવર્ણી લોકો 'હીન' જાતિના શબ્દો જાણે ક્યાંથી? એટલે એમણે જડબાતોડ સંસ્કૃત શબ્દો તૈયાર કર્યા અને વિશુદ્ધ આર્યભાષા હિંદી ચલાવી. (હિંદીનો પ્રચાર કરવા પાછળ મેં મારી જિંદગીનાં કીમતી વર્ષો ખર્ચ્યાં છે એટલે અંદરની એકેએક વસ્તુ જાણું છું.) મુસલમાનો મને કહે કે હિંદી તો હિંદુઓની ભાષા, હિંદીમાંથી અમારા શબ્દો હાંકી કાઢીને અમને વિદેશીલોકો કહો પછી અમે અંગ્રેજોના પક્ષમાં જઈએ તો એમાં અમારો વાંક શું? અમે તો અમારી ધર્મભાષા અરબી અને સાંસ્કૃતિક ભાષા પર્શિયન બંને છોડીને ભારતીય 'દેશી' ભાષા અપનાવી જેને તમે ખડી બોલી કહો છો અને અમે ઉર્દૂ કહીએ છીએ. આખા દેશમાં જે લિપિ ચાલતી હતી તે લિપિમાં અમે એક રાષ્ટ્રીયભાષા ચલાવી — ઉર્દૂ. હવે એ રાષ્ટ્રભાષા છોડીને હિંદુ રાષ્ટ્રભાષા અમારા પર લાદવા માગો છો. એ હતી એમની દલીલો.

મારે આ બધું ફરી જગાડવું નથી. સ્વરાજ થતાંવેત આપણે હિંદુની બહુમતીની વાતો કરવા લાગ્યા છીએ ત્યારે અલ્પમતિવાળા દેશી લોકો ક્યાં જાય? એમને નવો જવાબ સુઝાડવાની જરૂર નથી. આખા હિંદુસ્તાનના ઈતિહાસમાં એ જવાબ લખેલો છે, અજમાવેલો છે. જેમની બહુમતી નથી એમને દેશની બહુમતી પાસેથી ઉદારતાની અને હાર્દિક એકતાની આશા ન જ રાખવી. બહારના દેશોમાંથી મદદ મેળવી પોતાની શક્તિ વધારવી એ ધંધો આપણે હંમેશાં કરતા આવ્યા છીએ.

મહાત્માજીએ સ્વરાજ મેળવવા માટે અને તે ટકાવવા માટે રચનાત્મક કાર્યક્રમ દેશ આગળ રાખ્યો અને પોતાના આશ્રમમાં એનો અમલ કરી બતાવ્યો.

ધર્માત્મા મહાત્મા ગાંધીના આશ્રમમાં અમે બધી જ્ઞાતિના, બધા ધર્મના અને અનેક ભાષાના લોકો એકત્ર એક કુટુંબ થઈને રહેલા. બ્રાહ્મણ કે હરિજન, હિંદુ કે મુસલમાન એવો ભેદ મનમાં આણ્યા વગર અમે બધા મળીને રાંધી લેતા, બધા બધાને પીરસે, બધા સાથે બેસીને ખાય અને બધા રોજ સવારે નહાતાં પહેલાં આશ્રમનાં બધાં જાજરૂ સાફ કરે. એમાં વિનોબા કે કાકા જેવા બ્રાહ્મણનો

અપવાદ નહીં, મહાત્મા પણ અપવાદ નહીં. ઊલટું મેં વિચાર્યું વર્ણાનામ્ બ્રાહ્મણો ગુરુ: ॥ હરિજનોને જાજરૂ સાફ કરવા કેમ રાખવા તે અત્યાર સુધી આપણે શીખવ્યું નહીં, એ કામ હવે હું કરીશ. એટલે આશ્રમનાં જાજરૂ કેમ સાફ રાખવાં, વાસણો કેમ ધોવાં, જાજરૂમાંથી મળતા ખાતરનો ઉપયોગ કેમ કરવો એ બધું બધા આશ્રમ-વાસીઓને શીખવવાનું કામ મારું.

આશ્રમમાં એક હરિજન કુટુંબ આવ્યું, તેની દીકરી ઉંમરલાયક થઈ ત્યારે એને પરણાવ્યે જ છૂટકો. બીજા એક આશ્રમમાંથી એક બ્રાહ્મણ છોકરાને તૈયાર કર્યો. ગાંધીજી મને પૂછે કે કાકા, બ્રાહ્મણ-હરિજન વિવાહમાં પુરોહિત થશો ને? હસતાં હસતાં ગાંધીજી ઉમેરે કે બ્રાહ્મણ છો એટલે પૂછું છું.

મેં પણ મારાં નખરાં ચલાવ્યાં. મેં કહ્યું બાપુજી રૂઢિ ભલે ન માને પણ શાસ્ત્રો આવા અનુલોમ વિવાહ માન્ય કરે છે એટલે પુરોહિત થવા માટે સારો સરખો બ્રાહ્મણ સંસ્કૃત પંડિત પુરોહિત તરીકે આણી આપું પછી કાંઈ છે? જ્યારે હરિજન છોકરા સાથે બ્રાહ્મણ છોકરીને પરણાવવી હોય ત્યારે મને પૂછો તો સેવક પુરોહિત જરૂર બનશે.

આવો પણ પ્રસંગ અમને મળ્યો ખરો, પરંતુ તે વખતે આશ્રમ ન હતો અને મહાત્મા પણ ન હતા અને અભિમાનપૂર્વક કહું છું કે એ વિવાહ વખતે આશીર્વાદ આપવા હું હાજર રહ્યો પણ પુરોહિત તરીકે એક રૂઢિવાદી બ્રાહ્મણને જ આણી શક્યો. (હિંદુ ધર્મે દસવીસ વર્ષમાં આટલો સુધારો કર્યો હતો.)

હવે તો આપણે જાતિભેદ જ તોડી નાખવા માગીએ છીએ. એમાં મારો પ્રચાર એ નથી કે ભિન્ન જ્ઞાતિ વચ્ચે વિવાહ થાય તો હિંદુલોકોએ એ માન્ય રાખવા. ના, મારો પ્રચાર આટલો મોળો નથી. ગાંધીનો હું શિષ્ય છું, હું લોકોને કહેતો ફરું છું કે અત્યાર સુધી જે લોકો પરણી ચૂકયા તેમને માફ પણ હવે પછી કોઈ હિંદુ પોતાની નાતમાં પરણે જ નહીં. પરણવું હોય તો નાત બહાર જ પરણાય. આમાં હું કશો અહિંદુ સિદ્ધાંત આણતો નથી. ઋષિમુનિઓએ ધર્મને જાળવવા નિયમ કર્યો કે ભાઈબહેન પરણે નહીં; મા-દીકરો પરણે નહીં; પિતા-દીકરી પરણે નહીં; ત્યાર પછી ઋષિઓ આગળ વધ્યા. એમણે કહ્યું કે નજીકના સગામાં પરણાય નહીં. એથી આગળ જઈ એમણે નિયમ કર્યો જે આજે આખા હિંદુસ્તાનમાં પળાય છે કે પોતાના ગોત્રમાં પરણાય નહીં, એ જ નિયમ આજની ભાષામાં હું ચલાવવા માગું છું કે કોઈ પણ માણસ પોતાની નાતમાં પરણે એ હડહડતો અધર્મ છે.

હવે હું ગુજરાત પર આવું છું. ગુજરાતમાં સનાતની હિંદુઓ પણ રહે છે અને જૈનો પણ રહે છે. બંનેનો ધર્મ ભિન્ન મનાય છે છતાં સનાતની હિંદુઓ અને જૈનો પરણતા નથી એમ નથી. મને એ બધી રીતે ગમે છે. ગુજરાતમાં બ્રાહ્મણથી માંડીને અંત્યજ સુધી અનેક જાતિના હિંદુઓ રહે છે. જૈનો છે. વેદકાળના આપણા ભાઈબંધ પારસીઓ ઈરાન છોડીને આપણે ત્યાં આવીને વસ્યા

છે. એમણે ત્યાંની ભાષા છોડી ગુજરાતી ભાષા અપનાવી છે. એ લોકો સાથે આપણો ખાનપાનનો વહેવાર છડેચોક કેમ ન ચાલે? આપણે એમને પોતાના ઘરમાં જમવા બોલાવીએ. આપણી પડખે બેસીને તેઓ જમે. તેમના ઘરમાં આપણે જમવા જઈએ; તેમના હાથનું રાંધેલું ખાઈએ (આટલું સાંભળતાવેંત કેટલાય હિંદુઓ ભડકીને મને પૂછશે, માંસાહારનું શું? જવાબમાં હું કહું છું કે હું શુદ્ધ શાકાહારી છું અને એમ જ રહેવા માગું છું. માંસ, માછલાં કે ઈંડાં મેં ખાધાં નથી, ખાવાનો નથી, શરાબ પણ ન પીઉં પણ માંસાહારી માણસ મને શુદ્ધ શાકાહારી ભોજન આપે તો એના ઘરનું કેમ ન ખાવું?)

એક જૈને મારી કસોટી કરવા મને પૂછ્યું, કે કાકાસાહેબ તમારી પાસે જમવાનાં બે આમંત્રણ આવે, એક શાકાહારીનું અને એક માંસાહારીનું તો બેમાંથી કયું પસંદ કરશો? મેં કહ્યું, આવું કંઈ પૂછવાનું હોય? હું તો સીધો માંસાહારીને ત્યાં જમવા જઈશ. એને કહીશ મારે હેરાનગતિ વેઠવી પડશે, તમારા ઘરની બહેનોને પણ શાકાહારી ખોરાક મારે માટે આપતાં ઠીક ઠીક અકળાવું પડશે પણ મને એ મંજૂર છે. હેરાન થાઉં અને તમને હેરાન કરું પણ તમારા ઘરની બહેનોના હાથનો શુદ્ધ શાકાહારી ખોરાક જ ખાઈશ. બંગાળમાં આવું ચાલે છે. કાશ્મીરમાં પણ મને એવો અનુભવ થયો છે.

હવે મૂળ મુદ્દા પર આવું. આજે આપણે રાજકીય અખિલ ભારતીય એકતા ચલાવીએ છીએ પણ આપણે હૃદયથી એક થયા નથી. આપણે ભેદ કાયમ રાખીને ઊંચનીચ ભાવ ચલાવતા રહીને ફક્ત ઈલેક્શનમાં જ ચૂંટણી પૂરતી રાષ્ટ્રીય એકતા ચલાવવા માગીએ છીએ અને જેમની સાથે હાર્દિક એકતા નથી એમને વિશેષ અધિકાર આપવાની વાત કરીએ છીએ. આજે આપણે વાણિયાને વિશેષ અધિકાર કેમ નથી આપતા અને હરિજનોને કેમ આપવા પડે છે? દ્વૈત-અદ્વૈત એવો દાર્શનિક ભેદ આપણને નડતો નથી. એક માણસ વિષ્ણુ પૂજે છે, એક દેવીને પૂજે છે, બીજો સૂર્યને પૂજે છે. છતાં એ ત્રણેયમાં સામાજિક એકતા કાયમ છે. જૈનો અને વાણિયાઓ એકબીજાને ત્યાં જમે, એકબીજાને ત્યાં દીકરીઓ આપે ત્યાં ધર્મભેદ નડતો નથી. ત્યારે આપણે સાંસ્કૃતિક એકતા મજબૂત કરી ગુજરાતી ભાષા બોલનારા બધાય મળીને એક સમાજ થાય છે એવો અનુભવ કેમ ન કરાવીએ. આજે આપણે એકબીજાના હાથનું ખાવા તૈયાર થયા છીએ પણ સામાજિક જીવનમાં હિંદુ અને ઈસાઈઓ એક સમાજ થયા છીએ? હિંદુઓ અને જૈનો એક થઈ શક્યા ત્યારે હિંદુ અને ઈસાઈઓ એક કેમ ન થાય? ગુજરાતના બ્રાહ્મણો બંગાળામાં ત્યાંના બ્રાહ્મણોને ત્યાં જમે છે છતાં માછલાં ખાતા નથી, એટલી જ ઉદારતા હિંદુઓ અને ક્રિશ્ચિયન વચ્ચે કેમ ન ચલાવીએ? ગાંધીજી આથી આગળ જવા માગે છે. તેઓ કહે છે કે હિંદુસ્તાનમાં જેટલા ધર્મો પળાય છે એ ધર્મનું એક મોટું કુટુંબ કેમ ન બનાવીએ? આશ્રમમાં અમારી

રોજની પ્રાર્થનામાં સવાર-સાંજ અમે વૈદિક મંત્રો બોલીએ, સંતોનાં વચનો બોલીએ, કુરાનેશરીફની એકાદ આયત પણ એમાં હોય જ. આવી રીતે દરેક ધર્મમાંથી થોડું થોડું લઈને અમે અમારી સર્વધર્મીય પ્રાર્થના બનાવી છે. એક વખતે હિંદુ અને ખ્રિસ્તી એકત્ર ભેગા થયા હતા અને મેં ઈશાભગવાનનાં ગુણગાન શરૂ કર્યાં. મેં કહ્યું કે ઈશાભગવાન પરમ ભાગવત બાલ બ્રહ્મચારી, પતિતોદ્ધારક – એમના કરતાં શ્રેષ્ઠ વૈષ્ણવ મેં જોયો નથી. જેવા વશિષ્ઠ, વામદેવ કે યાજ્ઞવલ્કય આપણા ઋષિ છે તેમ જ ઈશા પણ છે.

સમાજમાંથી એક ઈસાઈ ઊઠીને મને પૂછે: તમે ખ્રિસ્તી છો? મેં બરાબર જવાબ આપ્યો – જી હા, હું ખ્રિસ્તી છું કેમ કે (બધાના કાન જાગ્યા) હું ઉત્તમ હિંદુ છું. મારો હિંદુ ધર્મ એ એક ધર્મ છે નહીં. એ એક મોટું ધર્મકુટુંબ છે. એમાં બધા ધર્મોને આવકાર છે, આદરનું સ્થાન છે તેથી હું મુસલમાન પણ છું, ઈસાઈ પણ છું, પારસી અને યહૂદી પણ છું અને તેથી ઉત્તમમાં ઉત્તમ હિંદુ છું.

હમણાં જ મુંબઈમાં અમે પારસી લોકોના ધર્મસંસ્થાપક ભગવાન જરથુસ્ટ્રનો જન્મદિવસ ઊજવ્યો. એમાં મેં કહ્યું કે ભગવાન જરથુસ્ટ્ર આપણા એક જૂનામાં જૂના ઋષિ છે. આપણે એનો ધર્મોપદેશ યાદ કરીએ. એમણે કહ્યું છે કે સારું છે તે લ્યો, નઠારાનો ત્યાગ કરો. તમારાં વિચાર, વાણી અને આચરણ ત્રણેમાં સારાપણું જ કેળવો. એથી વધારે આપણને શું જોઈએ છે? હવે પછી આપણે આપણા ઘરમાં પારસી, યહૂદી, ઈસાઈ અને ઈસ્લામી એકાદ તહેવાર આપણી ઢબે પાળતા થઈએ. એમને આપણે ત્યાં બોલાવીએ, એમના ઘરમાં આપણે જઈએ. આ રીતે સામાજિક અળગાપણું તોડીને આત્મીયતા વધારી દઈએ. હું માનું છું બધા આ વાત સ્વીકારી લેશે.

તેથી મને એક ડગલું આગળ જવા દો. આપણી પાસે દરેક જ્ઞાતિનાં અલગ અલગ ફંડ છે તો આપણે નિયમ કરવો જોઈએ કે જ્ઞાતિફંડની આવકમાંથી અમુક ટકા ભિન્ન જ્ઞાતિનાં છોકરા-છોકરીઓની કેળવણી માટે અંકિત રાખી, અમુક ટકા પારસીઓને, અમુક ટકા યહૂદીઓને આપીએ. આવી રીતે દરેક જ્ઞાતિના ફંડમાંથી બધાને થોડો થોડો ભાગ મળવો જોઈએ. (અને સ્વરાજ સરકારને હું વીનવીશ કે જ્ઞાતિફંડમાં ભિન્ન જ્ઞાતિ અને ભિન્ન ધર્મોને થોડીવધતી મદદ આપવાની સગવડ ન હોય તે જ્ઞાતિફંડને સરકારી કોઈ પણ સગવડ મળે જ નહીં. આગળ જતાં એવા સ્વાર્થી જ્ઞાતિફંડને જપ્ત કરવાનો કાયદો થઈ જાય તો મને આનંદ આનંદ થશે. આપણે ધર્મભેદ તેમ જ અળગાપણું તોડી નાખીએ. જ્ઞાતિ-ભેદ તો જવા જ જોઈએ. જે પછાત છે એને ખાસ અપનાવીએ. જે દૂર છે તેને નજીકનો બનાવીએ તો જ આપણી ધાર્મિકતા શુદ્ધ અને પરિપુષ્ટ થશે અને આપણે એક સમર્થ રાષ્ટ્ર બની દુનિયાની ઉત્તમ સેવા કરવાને સમર્થ બનીશું.)

# ૧૬. સંસ્કૃતિ અને સંગઠનનો પાયો

ભારતીય સંસ્કૃતિમાં સંસ્કારિતાનો અધિકાર બધાને એક સરખો હતો જ નહીં. જાતિવ્યવસ્થામાં ઊંચનીચપણું તો હતું જ; પણ વર્ણવ્યવસ્થામાં એ ભેદને દૂર કરવાને બદલે વધારે મજબૂત બનાવવામાં આવ્યો. બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યોને ત્રૈવર્ણિક કહેતા હતા, કારણ કે જન્મથી શરૂ કરીને મરણ સુધીમાં એમના ઉપર જાતજાતના સંસ્કારો કરવામાં આવતા હતા; જ્યારે શૂદ્રોને માટે તો એક પણ સંસ્કાર ન હતો. તેઓ સંસ્કૃત ભાષા પણ શીખી શકતા ન હતા. એક જમાનો એવો પણ હતો, જ્યારે એમને સંસ્કૃત ભાષા સાંભળવા જેટલો પણ અધિકાર ન હતો. જ્યારે સંસ્કૃત બોલનારાઓ આપસ-આપસમાં વાતચીત કરતા, ત્યારે શૂદ્રોને ઈશારાથી આઘે જવાનું સૂચવવામાં આવતું (આવો કઠોર નિયમ કયા જમાનામાં કરવામાં આવ્યો હતો એ અત્યારે સાંભરતું નથી.)

હવે આપણે ત્રૈવર્ણિકોની વાત વિચારીશું. એમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બંને શ્રેષ્ઠ હતા. 'વૈશ્ય' શબ્દનો અર્થ જ 'સામાન્ય માનવ' એવો કરવામાં આવતો, કે જેમાં શ્રેષ્ઠતા હોઈ ન શકે.

(એક ઉત્તમ વૈદિક ઋષિ બ્રાહ્મણ જ હોવાનો. વરુણની સ્તુતિ કરતાં વૈશ્ય કહે છે: 'હે દેવ વરુણ! ગમે તેવા તોય અમે તો સામાન્ય વૈશ્ય રહ્યા! અમારાથી તમારા નિયમોનું ઉલ્લંઘન થઈ જાય છે, એ માટે અમને સજા ન કરશો, અમને દુશ્મનોના હાથમાં સોંપી ન દેશો.')

જે ગીતામાં પંડિતોને સમદર્શી બનવાનું ફરમાવ્યું છે, એમાં જ બ્રાહ્મણો અને ક્ષત્રિયોને જુદા કરીને શ્રેષ્ઠ કહ્યા છે.

किम् पुनर् ब्राह्मणाः पुण्याः
भक्ता राजर्षयः तथा ।

આ શ્રેષ્ઠ લોકોની વાતો જ શી કરવી? ગીતા કહે છે, જેમનામાં કશું જ શ્રેષ્ઠપણું નથી એવી બીજી ત્રણ જાતિના અધમ માનવીઓ પણ ભગવાનની સ્તુતિ કરવાથી મુક્ત થઈ જાય છે. આ ત્રણ જાતિઓ કઈ?

स्त्रियो वैश्याः तथा शूद्राः
तेऽपि यान्ति परां गतिम् ।

કોઈ સ્ત્રી બ્રાહ્મણ જાતિની હોય કે ક્ષત્રિય જાતિની, એને માટે સંસ્કાર હતા જ નહીં. સ્ત્રીઓ અને શૂદ્રો વચ્ચે કશો ફરક જ ન હતો. સ્ત્રી પોતાના પતિની સેવા કરે અને શૂદ્ર ત્રણે વર્ણની સેવા કરે એમાં જ એમણે સંતોષ માનવો જોઈએ.

આપણા સ્મૃતિગ્રંથોમાં સ્ત્રીઓની દશા કેવી કરવામાં આવી હતી, અને પૌરાણિક કથાઓમાં સ્ત્રીઓની દશા કેવી દયાજનક હતી, એનું વર્ણન તો ન કર્યું જ સારું!

સ્ત્રીજાતિની પ્રશંસા કરવાવાળાં વચનો આપણા ધર્મગ્રંથોમાં અને પુરાણોમાં મળી આવે છે. થોડીક સ્ત્રીઓએ ભગવાનના મુખથી વૈદિક મંત્રો પણ સાંભળ્યા હતા. કોઈક જમાનામાં સ્ત્રીઓ (બ્રાહ્મણ સ્ત્રીઓ) મોટા મોટા ઋષિઓ તથા પંડિતોની સાથે શાસ્ત્રાર્થ પણ કરતી હતી. આ બધું આપણે જાણીએ છીએ. એ બધું ધ્યાનમાં રાખ્યા પછી પણ કહેવું પડે છે કે, આપણા સમાજમાં એકંદર સ્ત્રી-જાતિની સ્થિતિ લગભગ શૂદ્રોના જેવી જ હતી. અને જો સ્ત્રી વિધવા થઈ, તો તો પછી પૂછવું જ શું? આપણા સ્મૃતિગ્રંથોમાં સ્ત્રીઓને માટે સમયે સમયે જે નિયમો કરવામાં આવ્યા, એમાં શરૂઆતથી તે અંત સુધી અન્યાય જ અન્યાય છે! ક્યારેક ક્યારેક એમના તરફ દયા બતાવવામાં આવે છે, જે સ્ત્રીઓની દુર્દશાને વધારે પુરવાર કરે છે.

જો સ્ત્રીજાતિને પુરુષોની જેમ બધી જાતનું શિક્ષણ મળી શક્યું હોત તો એને ઓછા અધિકાર મળે કે વધારે, એની ચિંતા કરવાનું કારણ ન રહેત. સ્ત્રીઓને એક જ વિદ્યા સારી રીતે શીખવવામાં આવતી — ઘરની સેવા કરવાની. અને આના કરતાં પણ વધારે ખરાબ વાત તો એ હતી, કે સ્ત્રીને આશ્રિતની હાલતમાં જ રહેવું પડતું હતું. મનુએ સાફ સાફ લખ્યું કે : 'न स्त्रीः स्वातंत्र्यमर्हति ।' સ્ત્રીને સ્વતંત્રતાનો અધિકાર છે જ નહીં; ન હોવો જોઈએ!

આ હતી ભારતીય આર્યોની સમાજવ્યવસ્થામાં સ્ત્રીની સ્થિતિ. પરંતુ દુનિયાની બધી સંસ્કૃતિઓના ઇતિહાસ જોઈશું તો જણાશે કે, પ્રાચીન કાળથી તે આજ સુધી સમાજમાં પ્રધાનપણું પુરુષોનું જ રહ્યું છે. આનું કારણ અમે એક લેખમાં સૂચવ્યું જ છે. સ્ત્રીઓનું રક્ષણ પુરુષો કરે અને સ્ત્રીઓનાં ભરણપોષણની જવાબદારી પણ પુરુષોને માથે જ રહે. આવી વ્યવસ્થા ધરતી ઉપરના બધા વંશોમાં અને બધી સંસ્કૃતિઓમાં એકસરખી હતી. અને આ વ્યવસ્થાને આખી માનવજાતિએ (પુરુષો-એ તથા સ્ત્રીઓએ) પૂરેપૂરી માન્ય રાખી હતી. પુરુષોનું શ્રેષ્ઠપણું અને સ્ત્રીઓનું આશ્રિતપણું ક્યાંક સ્પષ્ટ રૂપે, ક્યાંક અસ્પષ્ટ રૂપે માન્ય થયેલું છે જ. આ આશ્રિતપણું ભૂંડું ન દેખાય એટલા માટે સામાજિક રીતરિવાજોમાં સ્ત્રીઓ તરફ વિશેષ આદર દેખાડવાનો રિવાજ ક્યાંક ક્યાંક માન્ય થયેલો છે જ, જેને આપણે 'સ્ત્રી-દાક્ષિણ્ય'ના નામથી ઓળખીએ છીએ. આને જ અંગ્રેજીમાં શિવલ્રી (Chivalry) કહે છે.

આ સમગ્ર વ્યવસ્થા બધા દેશોમાં હજારો વર્ષ સુધી ચાલુ રહી હશે; તોપણ શું અન્યાયનું સ્થાન ક્યારેય ન્યાય ન લઈ શકે? — ભલેને પછી એ અન્યાય બંનેને માન્ય હોય અને હજારો વર્ષોથી ચાલ્યો આવતો હોય!

હવે તો માનવ-સંસ્કૃતિનું સ્વરૂપ જ ખૂબ ઝડપથી બદલાઈ રહ્યું છે. શિક્ષણનો પ્રચાર વેગથી વધી રહ્યો છે; અને એને સર્વવ્યાપક કર્યા વગર છૂટકો

નથી. દરેક પ્રકારનું વિજ્ઞાન પણ ઝડપથી વધી રહ્યું છે; અને હવે આખા સમાજ-માંથી ઊંચનીચપણાનો ભાવ પણ તૂટી રહ્યો છે. દરેકને શિક્ષણ મળે અને દરેકને માટે શરીરશ્રમ કરવાનું ફરજિયાત બની જાય; પછી તો શ્રેષ્ઠ-કનિષ્ઠનો ભેદ જ ન રહી શકે; તો પછી સામાજિક અન્યાય ક્યાંથી ટકી શકે?

પણ દુનિયાની પરિસ્થિતિ ગમે તેટલી બદલાઈ ગઈ હોય, તોપણ આખો સમાજ જે અન્યાયને માટે ટેવાઈ ગયો છે, એ અન્યાયને ચાલુ રાખવાનો પ્રયત્ન જરૂર થવાનો જ. (ભારતમાં શૂદ્રોએ હજારો વર્ષથી અન્યાય સહન કર્યો અને એની સાથે બળવો પોકારવાનું એને સૂઝયું જ નહીં. આ એક જ ઉદાહરણ આપણને જાગ્રત કરવા માટે પૂરતું છે.)

હવે આપણી સામે મુખ્ય સવાલ એ જ છે, કે આખી દુનિયામાં સ્ત્રીજાતિ તરફનો અન્યાય સર્વસામાન્ય બની ગયો છે, એને દૂર કરવા માટે શું કરવું?

'જ્ઞાનનો પ્રચાર અને સામાજિક રીત-રિવાજોમાં પરિવર્તન' આ જ એકમાત્ર ઈલાજ છે. આમાં અન્યાય કરનારાઓને સુધારવા માટે સારા એવા પ્રયત્નો કરવા પડે છે. અન્યાય કરનાર વ્યક્તિ પોતાને મળતો લાભ સહેલાઈથી જતો નહીં કરે. અને જે અન્યાય લાંબા વખતથી ચાલતો આવ્યો છે અને સંસ્કૃતિને માન્ય થઈ ગયો છે, એને જતો કરવાનો વિચાર અન્યાય કરનારના મનમાં ઊગશે જ નહીં.

અન્યાયને કારણે જે પક્ષને સહન કરવું પડે છે, એ પક્ષે જ પોતાની દુર્દશાની સામે લડવા તૈયાર થવું જોઈએ. માનવઈતિહાસનો સૌથી મોટો ભાગ એ વાતે જ રોક્યો છે, કે જેને અન્યાય સહન કરવો પડ્યો હોય એણે જ છેવટે હિંમત દાખવીને એનો સામનો કર્યો છે; અને આ માટે જે કંઈ (અને જેટલું) સહન કરવું પડ્યું એ માટે એ પક્ષ તૈયાર થતો રહ્યો છે. આને યુદ્ધ કહો, વિરોધ કહો, સંઘર્ષ કહો કે સત્યાગ્રહ કહો; 'અમે જાન આપવા અને બધા પ્રકારનાં કષ્ટો સહન કરવા તૈયાર છીએ, અમે અન્યાયને બરદાસ્ત નહીં કરીએ.' આટલો નિશ્ચય કરવો અને દેખાડવો જ જોઈએ.

એટલે જ્યારે જુદા જુદા સમાજો (જુદી જુદી જાતિઓ કે જુદાં જુદાં રાષ્ટ્રો) એક ઠેકાણે ભેગા થાય છે, ત્યારે એ કાં તો આપસઆપસમાં અસહકારનું વલણ અપનાવે છે, અથવા સમાન કે અસમાન સહકારને માટે તૈયાર થાય છે. જરૂર લાગતાં યુદ્ધને માટે તૈયાર છે, પણ સ્ત્રીજાતિ અને પુરુષજાતિની બંનેની કુદરતી રચના જ એવી છે, કે બંનેને માટે એકબીજા વગર જીવવું જ અશક્ય છે. આર્યો અને અનાર્યો જુદા રહી શકે છે. અને જીવી શકે છે. ગોરા લોકો અને કાળા લોકો અસહકાર કરીને પોતપોતાના સ્થાનમાં રહી શકે છે. અને વિકાસ પણ સાધી શકે છે; પણ પુરુષજાતિ અને સ્ત્રીજાતિનું જુદા જુદા રહીને જીવવું બિલકુલ અશક્ય છે. કુદરતની રચના જ એવી છે કે નર અને માદાના સંયોગ વગર વંશ ચાલુ રહી નથી શકતો.

એટલા માટે સ્ત્રીજાતિએ અન્યાયની સામે લડવાનો કોઈ નવો પ્રકાર જ શોધી

કાઢવો પડશે. અત્યારની સમાજવ્યવસ્થામાં જ્યાં લગી સ્ત્રી પોતાને આશ્રિત માને છે, ત્યાં લગી પુરુષોની શ્રેષ્ઠતા સાબિત થાય છે, અને સ્ત્રીઓને જ સહન કરવું પડે છે. બંનેને જીવવું છે, કોઈને દુશ્મનાવટ નથી નોતરવી, અને એમ છતાં અન્યાયને દૂર કરવો છે. આ છે અત્યારની જરૂરિયાત.

આના બે ઈલાજ છે. પરિસ્થિતિને કારણે બંનેએ પોતાના જીવનમાં ફેરફાર કરવો જ પડે છે. આમાં જો સ્ત્રીઓ કેવળ નિશ્ચય કરે કે અન્યાયને દૂર કરવો જ છે, તો ધીમે ધીમે — બહુ જ ધીમે ધીમે — અનેક પેઢીઓ પછી અન્યાય દૂર થઈ જ જવાનો પણ શરૂઆતમાં સો-પાંચસો વર્ષ લાગી જાય તો નવાઈ નહીં.

બીજો ઉપાય છે ગાંધીજીના સત્યાગ્રહનો. ગાંધીજીએ એને 'અહિંસક પ્રતિકાર' એવું નામ આપ્યું છે. આમાં 'અહિંસા' અને 'પ્રતિકાર' બંને તત્ત્વોનું સરખું મહત્ત્વ છે. ઈતિહાસમાં જેટલા ઝઘડાઓ જાગ્યા એમાં જ્યાં પ્રતિકાર આવી પડ્યો ત્યાં અહિંસા ન ટકી અને જ્યાં લાચારીને કારણે અહિંસાનો સ્વીકાર કર્યો, ત્યાંથી પ્રતિકારનું તત્ત્વ નાબૂદ થઈ ગયું અને અન્યાય ચાલુ રહી ગયો!

આપણે અહીં જે અન્યાયના પ્રતિકારની વાત કરી રહ્યા છીએ, એમાં સ્ત્રી-જાતિ અને પુરુષજાતિ બન્નેની વચ્ચે અહિંસાનું તત્ત્વ અનિવાર્ય છે; ફક્ત જોર જોઈએ અન્યાયનો પ્રતિકાર કરવાનું.

પુરુષો ભલેને એમ કહે કે, સ્ત્રીજાતિ આશ્રિત છે, અમે એના આશ્રયદાતા છીએ અને સ્ત્રીઓ પુરુષોના આ દાવાનો સ્વીકાર કરી લે તોપણ વસ્તુસ્થિતિ આથી સાવ ઊલટી છે. મૂળે તો, પુરુષ જ આશ્રિત છે. પુરુષો વિના સ્ત્રીઓ ચલાવી લઈ શકશે; સ્ત્રીઓની સેવા વગર પુરુષોને માટે જીવવું સહેલું નથી.

(યુરોપ—અમેરિકાના છેલ્લાં એકસો વર્ષના સામાજિક અને આર્થિક જીવનનો ઈતિહાસ જુઓ. ત્યાં શ્રમજીવી અને મૂડીજીવી એ બન્ને વચ્ચે જે સંઘર્ષ ચાલ્યો, એમાં શરૂઆતમાં બન્ને પક્ષોએ એમ માની લીધું કે 'ધનજીવી, એટલે કે મૂડીજીવી શ્રેષ્ઠ છે. એમની સામે શ્રમજીવી મજૂર લાચાર છે. પણ આ કેવળ એક ભ્રમ જ હતો, કે જે જૂની ટેવને લીધે જ મજબૂત બન્યો હતો. હવે આખી દુનિયા જાણે છે કે શ્રમજીવી અને મૂડીજીવીના સંઘર્ષમાં સાચી સ્વતંત્રતા અને શ્રેષ્ઠતા શ્રમજીવીની છે. મૂડીજીવી પોતાની સંગઠનની હોશિયારીને કારણે પોતાની શ્રેષ્ઠતા કાયમ રાખવા ભલેને પ્રયત્ન કરે, ધીમે ધીમે શ્રમજીવીને પોતાની ઈચ્છા મુજબ વિજય મળે છે.)

હવે જો હુન્નર — કારખાનાંઓની સંસ્કૃતિને તજીને જૂનું ખેતીપ્રધાન ગ્રામ-જીવન ફરી લાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો શ્રમજીવી અને મૂડીજીવી એવા બે વર્ગ જ રહેવા પામે નહીં.

ધનજીવી જો શ્રમજીવી બને અને શ્રમજીવી પોતાના શ્રમને બીજાને વેચાણ આપવાને બદલે પોતાના શ્રમનો લાભ પોતે જ લેવા લાગે તો, બે વર્ગના ભેદ જ નહીં રહે, અને બંનેને સહકાર પણ નહીં સાધવો પડે. બંને જુદા રહી શકશે.

પણ સ્ત્રીજાતિ અને પુરુષજાતિ આ બે જાતિઓનું સર્જન કુદરતે કરેલું છે.

બંનેની શરીરરચનામાં ફેર છે, અને એકબીજાનો સહકાર અનિવાર્ય છે. તેથી આ બેમાંનો એક પણ પક્ષ એમ નથી કહી શકતો કે 'તમે તમારા રસ્તે જાઓ, અમે જઈશું અમારા રસ્તે; હમેશને માટે કટ્ટા !'

આ અનિવાર્ય અને કુદરતી પરાવલંબન હમેશાં સ્ત્રીઓના જ લાભમાં છે. તેથી જ સ્ત્રીઓ જે કંઈ કહેશે, એનો સ્વીકાર કરવા પુરુષોએ તૈયાર થવું જ પડશે.

આજે સ્ત્રીઓ શિક્ષણનું મહત્ત્વ સમજી ગઈ છે. લખવું, વાંચવું અને ગણિત ગણવું (આને અંગ્રેજીમાં Three Rs કહે છે. (રીડિંગ, રાઈટિંગ, એરીથમેટિક ત્રણમાં 'ર'નું ઉચ્ચારણ આમાં છે.) આ પ્રાથમિક શિક્ષણને આપણે 'અંકલિપિનું શિક્ષણ' કહ્યું છે. 'અંક'માં આખું ગણિત આવી જાય છે અને 'લિપિ'માં લખવું, વાંચવું અને બધું સાહિત્ય સમાઈ જાય છે. શહેરની સ્ત્રીઓ 'મધ્યમ વર્ગની અને ઉચ્ચ સ્ત્રીઓ' – હવે શિક્ષણ વગર નથી રહી શકતી. આજ શિક્ષણ હવે ગામડાંની સ્ત્રીઓ સુધી પહોંચવું જોઈએ. અને એની સાથે સાથે એમના વર્તમાન જીવનમાં શી શી મુશ્કેલીઓ છે? કઈ લાચારી છે? એ કેવી રીતે દૂર થઈ શકે? એની પણ ચર્ચાવિચારણા કરવી જોઈએ. એક વાર વર્તમાનસ્થિતિ પ્રત્યે એમનામાં અસંતોષ જાગી ઊઠે અને 'પ્રયત્ન કરવાથી સ્થિતિમાં સુધારો થઈ શકે છે.' એટલો આત્મ-વિશ્વાસ જન્મે તો બસ છે. પછી સ્થિતિ સુધરવાની જ.

ગામડાંની સ્ત્રીઓ સાથે આવી જાતની વાતો કરવાનું કોઈને સૂઝતું જ નથી. ચૂંટણીના દિવસોમાં 'સ્ત્રીઓના મત મેળવવાના લોભથી' જ્યારે ચૂંટણીજંગના વીરો ગામડાંમાં જાય છે, ત્યારે સ્ત્રીસમાજની સામે, પોતાની ઢબે, એક-બે ભાષણો આપે છે. પણ એમનો ઉદ્દેશ એનામાં અસંતોષ જગાડવાનો કે નવજાગૃતિ લાવવાનો નહીં, પણ એમના મત પોતાને મળે એ જ હોય છે.

મત મળી ગયા એટલે બીજી ચૂંટણી સુધી નિરાંત થઈ ગઈ! જો મત મળી ગયા પછી આપણા ચૂંટણીવીરોના પક્ષના હાથમાં રાજ્ય ચલાવવાની સત્તા આવી ગઈ, તો પછી તેઓ ગામડાંમાં જઈને લોકોને કહેશે કે 'તમારા માટે અમે આટલી આટલી બાબતો કરી રહ્યા છીએ અથવા કરવાના છીએ. એટલા માટે તમે હમેશાં અમારા પક્ષના જ રહો.' ટૂંકમાં, આ ચૂંટણીવીરો લોકોને આશ્વાસન આપે છે કે 'ગામડાનું હિત શામાં છે, એ અમે જાણીએ છીએ. એ બધું અમે સરકાર મારફત કરીશું. તમે અમને મત આપો અને બાકીનું બધું અમારા ઉપર છોડી દો.' આમાં ગામડાંની સ્ત્રીઓને એવું શિક્ષણ નથી મળતું, જેનું સૂચન અમે ઉપર કર્યું છે.

અમે જે કંઈ કહ્યું છે એમાં સ્ત્રીઓ તરફ થતા કોઈ એકાદ અન્યાયના પ્રતિકારની વાત નથી. સામાજિક અને રાષ્ટ્રીયજીવનમાં સ્ત્રીઓનું શું સ્થાન હોવું જોઈએ, એ એમને સમજાવીને, એ માટેની લાયકાત એમનામાં આવે, એવા પ્રયત્નો આપણે કરવાના છે. આને હું લોકશિક્ષણ અને લોકજાગૃતિ કહું છું. આનાથી સ્ત્રીજાતિમાં જે ચીજ આવવી જોઈએ એને અત્યારે 'સ્ત્રીજાગૃતિ' કહે

છે. પણ એ શબ્દથી અમારા કહેવાનો ભાવ સ્પષ્ટ નથી થતો.

અમે ઈચ્છીએ છીએ કે આજે સમાજની સ્થિતિ કેવી છે, એમાં કયા દોષો છે, એ દોષોને દૂર કરવા શું શું કરવું જોઈએ, કઈ ભૂલોને ટાળવી, આ બધું સ્ત્રીજાતિને સમજાવીને નવા નવા ઉપાયો રજૂ કરવાની અને સ્ત્રીજાતિમાં એવા ઉપાયોને સમજવાની શક્તિ અને આત્મવિશ્વાસ જગાડવાના પ્રયત્નો આપણે કરીએ, જેથી એ બધું કામ સ્ત્રીસમાજ પોતાના જ સંગઠનના આધારે કરી શકે. બધાં કામ સરકાર મારફત કરાવવાની વાત આમાં નથી. સરકાર ઉપર કાબૂ મેળવવા-નું કામ તો ચૂંટણીવીરો કરે જ છે. અમે તો સૂચન અને સંગઠન ખુદ પોતાની જ સૂઝ અને પોતાના જ સંગઠન દ્વારા સેવા કરવાવાળી સરકાર પોતે જ બનવાની (નવી ઢબની સરકાર પોતે જ બને એવી) યોજના સ્ત્રીજાતિની સામે મૂકવા ઈચ્છીએ છીએ, જેથી એમની આવી યોજના મારફત સમાજનું અને રાષ્ટ્રનું સાંસ્કૃતિક સંગઠન પણ બદલાઈ જાય અને નવી સૂઝ સ્ત્રીજાતિની મારફત જ જાગવા લાગે.

જો આટલું એક વાર થઈ ગયું તો પછી કોઈ અન્યાયની સામે લડવાની યોજના ઘડવી નહીં પડે. ઘર ચલાવવાની, દુકાન વગેરે પ્રવૃત્તિઓ ચલાવવાની, સામાજિક સંગઠન ચલાવવાની અને રાષ્ટ્રની સેવા કરવાની શક્તિ સ્ત્રીજાતિમાં જાગી ઊઠયા પછી સ્ત્રી-પુરુષના બધી જાતના અધિકારો સમાન હશે. પરંતુ સંસ્કૃતિ અને સંગઠનનો પાયો જ બદલી નાખવાની ક્રાંતિકારી સૂઝ સ્ત્રીજાતિના માનસમાં જાગી ઊઠે: આટલું પરિવર્તન કર્યા વગર આપણને સંતોષ ન થવો જોઈએ.

# ૧૭. સર્વધર્મી સંસ્કૃતિનાં મૂળ

હું જ્યારે જ્યારે અહીં* આવ્યો છું ત્યારે ત્યારે મેં પ્રસન્નતા અનુભવી છે. આજે પણ હું ખૂબ પ્રસન્નતા અનુભવી રહ્યો છું.

અહીંના કામની માહિતી મને વાર્ષિક હેવાલો મારફતે અને કાંતણના આંકડાઓ મારફતે મળ્યા કરે છે. અને જ્યારે જ્યારે એ માહિતી મને મળે છે ત્યારે ધ્યાન-પૂર્વક હું તે વાંચું છું. એ ઉપરથી હું એટલું તો જોઈ શક્યો છું કે અહીં કાંતણનો વિસ્તાર ખૂબ થયો છે. બાળકો કાંતણ તરફ ધગશ ધરાવે છે અને ચીવટથી કાંતે છે એ આનંદની વાત છે. જ્યારે મુસાફરીનો હિસાબ ગાંધીજીને આપીશ ત્યારે તેમને અહીંની વાત કરીશ. ગાંધીજીને કાંતણ પ્રત્યે ખૂબ રસ તો છે જ, પણ તેમની પાસે જ્યારે નક્કર ભાષા અને ચોક્કસ આંકડા રજૂ કરવામાં આવે છે ત્યારે તેઓ ખૂબ રાજી થાય છે. કારણ કે જેઓ સંગીન કામ કરે છે તે જ આંકડા રાખી શકે છે. એવા આંકડામાંથી મને પણ પ્રેરણા મળે છે.

---

* શ્રી કાકાસાહેબે નૂતન ગ્રામ વિદ્યાલય, ગંભીરામાં પ્રાર્થના પછી કરેલું પ્રવચન. તા. ૨૬-૧-૧૯૪૦.

મારે માટે હમણાં એમ કહેવામાં આવ્યું કે મારામાંથી પ્રેરણા મળો. પરંતુ આ સંસ્થાનો તો મંત્ર જ 'आत्मदीपो भव।' છે. જ્યારે જ્યારે હું અહીંનો હેવાલ જોઉં છું અને તેની ઉપર आत्मदीपो भवનું સૂત્ર વાંચું છું ત્યારે ત્યારે મને એમ લાગે છે કે જે કાર્ય અહીં આત્મવિશ્વાસથી અને આંતરપ્રેરણાથી શરૂ કરવામાં આવ્યું છે તેની પાછળ આધ્યાત્મિક વૃત્તિ રહેલી છે. એવી આધ્યાત્મિક વૃત્તિ વિના કોઈ પણ કામ સારી રીતે થઈ શકે નહીં અને લાંબો કાળ ટકે પણ નહીં. ભગવાન બુદ્ધે કેવળ આત્મવિશ્વાસ અને આત્મબળ વડે જ આત્મસાક્ષાત્કાર કર્યો હતો. ગામડાગામમાં આવાં કામ કરતાં ઘણી કઠણાઈનો સામનો કરવો પડે છે, પણ જેઓ આ રીતે આધ્યાત્મિક વૃત્તિથી કામ કરે છે તેઓ આમ કઠણાઈ-ઓને ઓળંગી જાય છે.

હું અહીંની કળામાં પણ એ જ વૃત્તિ જોઈ રહ્યો છું, અને તેથી આ કળા એ માત્ર વિલાસ નથી પણ કળાનો વિકાસ છે. કળાના આવા વિકાસમાંથી જે અકૃત્રિમ વાતાવરણ પેદા થયેલું છે તે જોઈને હું રાજી થયો છું.

*

અત્યારે જગતમાં અનેક જાતના ફેરફારો થઈ રહ્યા છે. અને તેમાં હિંદુસ્તાન કઈ દિશાએ જશે એની ચિંતા ઘણા જણને થાય છે. જે દેશો સ્વતંત્ર છે તે અત્યારે જુદી જુદી જાતના નવા પ્રયોગો કરી રહ્યા છે. આપણે પણ એ સંક્રાન્તિ કાળમાંથી પસાર થઈએ છીએ. આપણી પાસે જૂની આધ્યાત્મિક મૂડી છે, પણ જેઓ માત્ર ભૂતકાળ તરફ જ નજર રાખી રહે છે અને તેને જ વળગી રહે છે તે ભૂતના ઉપાસક છે. એની ઉપાસનાથી માણસ આંધળો બની જાય છે, એની નજર ટૂંકી થઈ જાય છે, અને પારકાનું કમાયેલું ખાનાર માણસની જેમ એ જડ-આળસુ — બની જાય છે. જૂનું એટલું સારું કહીને તેને જ સંઘરીને બેસી રહેવાની વૃત્તિ સારી નથી. માણસે દુનિયાની બધી સારી વસ્તુઓને અને શુભ તત્ત્વોને સત્કારતાં શીખવું જોઈએ. પોતાના ભવિષ્યના ધ્યેયને ભૂલ્યા વિના જે ભૂતકાળને ધ્યાનમાં રાખીને ચાલે છે તે જ આગળ વધી શકે છે. જે ભૂતકાળને વફાદાર છે, વર્તમાનમાં જીવે છે અને ભવિષ્ય તરફ પ્રયાણ કરે છે તે જ આસ્તિક છે અને તે જ ધાર્મિક પણ છે.

વેદકાળમાં રામ-કૃષ્ણની ઉપાસના ન હતી અને ત્યારે આપણા દેશમાં જ્ઞાતિ-ઓના વાડા પણ નહોતા. રામ, કૃષ્ણની ઉપાસના પાછળથી શરૂ થઈ અને જ્ઞાતિઓ પણ પાછળથી જ ઉત્પન્ન થઈ. આજે અનેક નાતો પેદા થઈ છે તેથી પરસ્પર ભેદભાવ વધ્યો છે. આ ભેદભાવ ટાળવા માટે આપણે આજે એ પેટા નાતોના વાડા તોડવા પડશે. હિંદુ ધર્મનો વિકાસ એ જ રીતે જૂનું તોડીને નવાનું સર્જન કરતાં કરતાં અને સારું હોય તે સત્કારવાથી થયો છે. એક વડમાંથી જેમ અનેક વડવાઈઓ નીકળીને તેનું વિશાળ વટવૃક્ષ થાય છે તેમ હિંદુ ધર્મ પણ જીર્ણ છોડીને નવું સ્વીકારતાં-સત્કારતાં ફાલ્યો-ફૂલ્યો છે. હિંદુ ધર્મ તો અશ્વત્થ છે. તેનો વિકાસ

થવાનો નથી એમ જે માને છે તે તેનો દ્રોહ કરે છે. હવે આજે એવો કાળ આવી લાગ્યો છે કે જ્યારે હિંદુ ધર્મ ફરી જાગ્રત બનીને જીવશે. કારણ કે હિંદુ ધર્મે આજ સુધીના ઈતિહાસથી એમ બતાવી આપ્યું છે કે દુનિયાના બધા ધર્મો ઈશ્વરના જ ઉપાસક છે અને તેથી સર્વ ધર્મો એક જ કુટુંબી છે. ધર્મોમાં પરસ્પર યુદ્ધ જ ન હોય. માણસ માણસ સાથે વખતે લડે પણ ધર્મ કદી ન લડે. કોઈ ધર્મે આપણને લડતાં શીખવ્યું નથી. ધર્મ માત્ર આત્માના વિકાસ અર્થે છે. ઈશ્વરપ્રાપ્તિ માટે છે; અને જે પ્રજા આ સિદ્ધાંત સ્વીકારે છે તે જ જગતમાં બંધુત્વ વધારે છે. હું કેટલાક ખ્રિસ્તી પાદરીઓને પૂછું છું ત્યારે થોડીક શરમથી પોતાનો ધર્મ જ સાચો છે એમ કહે છે. એમ છતાં પણ તેમને હવે આપણી આ ધર્મકુટુંબની વાત સાચી લાગવા માંડી છે. હું તેમને કહું છું કે જો તમે હિંદની યાત્રાએ આવ્યા છો તો પોતાનું જ સાચું એવી ભાવના છોડી દો અને હિંદુ ધર્મ પાસેથી એટલું તો શીખો જ કે બધા ધર્મો અંતે તો એક જ છે, અને તેમનું અંતિમ લક્ષ્ય ઈશ્વરપ્રાપ્તિ છે.

અત્યારે આપણા દેશમાં સર્વ ધર્મનો સમન્વય કરનાર નવી સંસ્કૃતિ પેદા થઈ રહી છે. આપણે ત્યાં આજ સુધીમાં જગતની જેટલી પ્રજાઓ અને જેટલા ધર્મો આવ્યા તેમને સહુને પોતામાં સમાવીને હિંદી સંસ્કૃતિ પુષ્ટ બની છે. અને એમ છતાં હિંદી સંસ્કૃતિએ પોતાનું મૂળ નથી છોડયું. આજના કઠિન કાળમાં જ્યારે જગતની અન્ય પ્રજાઓ હિંસક સાધનો વડે એકબીજાનો વિનાશ કરી રહી છે ત્યારે આપણે એક એવી અમર સભ્યતા ઘડવાની છે કે, જેના વડે આખું વિશ્વ શાંતિ અને સ્વાતંત્ર્ય અનુભવે, તથા હિંસક યુદ્ધોનો અને પરસ્પરના શોષણનો અંત આવે.

આપણે બીજી પ્રજા ઉપર પ્રભુત્વ મેળવવાની, તેમની સંસ્કૃતિ કે ધર્મનો નાશ કરવાની વૃત્તિ કદી દાખવી જ નથી. દરેક પ્રજાનાં અને ધર્મનાં શુભ તત્ત્વોને આપણે હમેશાં સત્કાર્યાં છે અને પોતાની સાંસ્કૃતિક સમૃદ્ધિમાં વધારો જ કર્યો છે. આમ કરવાથી આર્ય સંસ્કૃતિ પુષ્ટ બની છે અને હવે આપણે તેને પરિપૂર્ણ કરવાની છે. જો આપણે આ વિશાળ અને જાગ્રત દૃષ્ટિથી આજે વર્તીશું તો તેમાંથી એક એવી મહાન સંસ્કૃતિ પેદા થશે કે જેની આગળ હિમાલયનું સર્વોચ્ચ શિખર પણ નાનું લાગશે.

*

બાળકેળવણીના મૂળમાં હું આ બધાં તત્ત્વોનો વિકાસ જોઉં છું. તેથી જ માનું છું કે બાળકેળવણી લઈ બેઠેલા લોકો ઉપર ઈશ્વરનો વરદ હસ્ત હમેશાં હોય છે. એ જ લોકો માનવજાત ઉપર વિશ્વાસ રાખીને ભાવિ ભણી પ્રયાણ આદરે છે. આ જ લોકો બાળકોમાં ઈશ્વરનો વાસ જુએ છે અને બાળકોની સેવા દ્વારા ઈશ્વરની સેવા કરે છે — ઈશ્વરી યોજના અને ઈચ્છાઓને ફળીભૂત કરે છે. જેમણે આવું પવિત્ર કામ હાથમાં લીધું છે તેમને સફળતા મળો. આશિર્વાદ

એ જ આશાઉમેદથી વર્ધા યોજનાની અમૂલ્ય ભેટ પોતાના જીવનના ઉત્તરાર્ધમાં જગતને ચરણે ધરી છે. તેમની આજ સુધીની બીજી ભેટો કરતાં વર્ધા યોજનાની આ ભેટ સહુથી મોટી અને પરિપકવ ભેટ છે. સર્વધર્મ સંસ્કૃતિના મૂળમાં નક્કર બીજ હોવું જોઈએ. અને તેમાંથી અમર સંસ્કૃતિ પેદા થવી જોઈએ. આ બીજ વર્ધાયોજનાની અંદર પડેલું છે. એ તમે બરાબર સમજો અને બાળકોની આંતર પ્રવૃત્તિ કર્મ દ્વારા થાય એમ કરો. માત્ર શબ્દોનો વિલાસ નહીં કરતા અને બાળકોને માત્ર ચોપડીઓમાં નહીં રોકી રાખતા. તેમને કુદરતનું અને જીવંત વસ્તુઓનું નિરીક્ષણ-પરીક્ષણ કરવા દેજો. કારણ કે એ ચીજો ઈશ્વરે જ પેદા કરી છે. બાળકો એ આજના યુગનાં ફૂલ છે, તેમાંથી જ ફળ તૈયાર થશે. માટે આ કામ કરનારે પ્રેમપૂર્વક અને યોગવૃત્તિથી તેનું રહસ્ય સમજી લેવું જોઈએ અને તેમાંથી અખૂટ પ્રેરણા મેળવવી જોઈએ.

## ૧૮. દૈવી સંસ્કૃતિનું બ્રહ્માસ્ત્ર

સંસ્કૃતિ એટલે માણસે પ્રયત્નપૂર્વક કેળવેલું સારાપણું. એમાં અનેક વસ્તુઓ આવે છે. વ્યાપક અર્થમાં રૂપાળાપણું એ એનું પ્રધાન અંગ કહેવાય. રીતભાતનું સુઘડપણું એ સંસ્કૃતિનું સહેજે વર્તી શકાય એવું બાહ્ય લક્ષણ છે. આપણું બોલવું-ચાલવું, હરવુંફરવું, લેવુંદેવું, કરવું ન કરવું, કોઈને કઠે નહીં, બધાને અનુકૂળ આવે, જીવન સમસ્તને પોષક નીવડે એ જાતનો આગ્રહ, એની સ્વાભાવિકતા અને એમાંથી નીતરતી સાર્વભૌમ પ્રસન્નતા એને આપણે સંસ્કૃતિ કહી શકીએ. શરીરમાં આરોગ્ય સ્ફુરતું હોય છે ત્યારે તે ચહેરા ઉપર દેખાય જ છે એવી જ રીતે જો જીવન સંસ્કારી હોય તો બાહ્ય રીતભાત કેળવીએ કે ન કેળવીએ, સુઘડ અને સુંવાળી થાય જ છે. પણ માણસજાતની મતિ અવળી છે. એણે આંતરિક સંસ્કારિતા કેળવવાને બદલે અંદરની અસંસ્કારિતા ઢાંકવાની અને ઉપર ઉપરથી રૂપાળાપણું અને ભલાઈ ઓઢવાની કળા કેળવી અને તે એટલે સુધી વધારી છે કે એનો વિસ્તાર અને વિગતો જોઈ પ્રત્યક્ષ વિધાતા પણ ચકિત થઈ જાય.

માણસજાતની આ ઢોળાવની સંસ્કૃતિએ જેટલાં દુ:ખો પેદા કર્યાં છે અને મુશ્કેલીઓ વધારી છે તેટલાં દુ:ખો અને તેટલી મુશ્કેલીઓ કુદરતને પણ પેદા કરતાં નહીં આવડયાં હોત.

માણસજાતની આ અવળી મતિ ઉઘાડી પાડી એને સાચી સંસ્કૃતિનું ભાન કરાવવાનું કામ પ્રાચીન કાળથી જે મહાભાગ કરતા આવ્યા છે તેમને દુનિયા અવતારી પુરુષ કહે છે. એ કામ એટલું બધું મહત્ત્વનું છે કે એને માટે ઈશ્વરી શક્તિની જ જરૂર છે. અને તેથી જ એ કામ કરનારાઓને આપણે ઈશ્વરના અવતાર કહીએ છીએ. અને તેમનાં કાર્યને ધર્મસંસ્થાપનાનું કાર્ય કહીએ છીએ.

કેટલેક ઠેકાણે આવા અવતારી પુરુષોના અનુયાયીઓએ જૂના ધર્મોમાં અવકાશ મેળવવાની મુશ્કેલી જોઈને નવા સંપ્રદાયો સ્થાપ્યા અને એ સંપ્રદાયોને ધર્મનું નામ આપ્યું. હિંદુ ધર્મમાં એવું નથી થયું. હિંદુ ધર્મ જૂનામાં જૂનો ધર્મ હોવાથી એનામાં અસાધારણ રૂઢિચુસ્તપણું છે અને છતાં એણે વખતોવખત કાયાપલટ કરવાની શક્તિ પણ બતાવી છે. એટલું જ નહીં પણ જે સંપ્રદાયો હિંદુ ધર્મથી નોખા પડીને વેગળા થયા એમને પણ, કાળે કરીને, પોતાની અંદર ક્રમે ક્રમે સમાવી દીધા છે.

એટલું જ નહીં પણ ભિન્ન પરંપરાના જે સંપ્રદાયો અને ધર્મો આ દેશમાં આવીને વસ્યા તેમનો ઉપદ્રવ સહન કરીને પણ એમની સાથે અવિરોધ સાધ્યો છે. અને અંતે એમની સાથે એક-કુટુંબભાવ કેળવવાની મહત્ત્વાકાંક્ષા રાખી છે.

હિંદુ ધર્મે એ મહત્ત્વાકાંક્ષા લગભગ સિદ્ધ કરી હતી. એટલામાં ધનલોભી રાષ્ટ્રો પશ્ચિમથી અહીં આવી પહોંચ્યાં. એ લોકોનો હિંદુ સમાજ પર ત્રણ દિશાએ હુમલો થયો. હિંદુઓની સામાજિક સંગઠનની કમજોરી અને એ સંગઠનના પાયામાં રહેલું પાપ જોઈ પશ્ચિમના કેટલાક લોકોએ હિંદુ સમાજમાંથી મળી શકે તેટલા લોકોને ખ્રિસ્તી ધર્મમાં ખેંચી લેવાનો પ્રયત્ન કર્યો. બીજા રાજદ્વારી ટોળાએ જાતિભેદ અને ધર્મભેદને કારણે સહેજે પેદા કરી શકાય એવો અવિશ્વાસ અને સંકુચિત સ્વાર્થ — બન્નેને પ્રોત્સાહન આપ્યું અને એમાંથી સમાજદ્રોહી અને રાષ્ટ્રદ્રોહી અનેક બળો પેદા કર્યાં. જ્યારે ત્રીજા સાહિત્યિક કેળવણીકાર ટોળાએ ધર્મમાત્ર વિશે અનાદર પેદા કરવાનું કામ કર્યું. પણ એની સાથે આખા હિંદુસ્તાનમાં એક જાતની રાષ્ટ્રીયતાની ભાવના પોષવાનું કામ પણ આ ટોળાએ કર્યું. આ ત્રણે ટોળાં બ્રિટિશ સામ્રાજ્યને વફાદાર હતાં. તેથી એ સામ્રાજ્ય ફૂલ્યુંફાલ્યું. પણ એની સાથે હિંદુસ્તાનમાં અનેક આદર્શોનું કુરુક્ષેત્ર જામ્યું. એમાં સંસારસુધારાવાળાઓએ સામાજિક દોષો દૂર કરવાનું બીડું ઝડપ્યું પણ એની સાથે ધર્મની બાબતમાં અને સદાચારની બાબતમાં શિથિલતા આવે છે એવો અનુભવ લોકોએ કર્યો. મુસલમાન સમાજે પરકીય સત્તા પ્રત્યેનો તિરસ્કાર શમાવી દઈ વહેવારની કેળવણી અને કોમી સ્વાર્થ ખીલવ્યાં. બધે જ પશ્ચિમની કેળવણી વિશે, એમાંથી પ્રાપ્ત થતા લાભને કારણે, મોહ ઉત્પન્ન થયો. અને હિંદુ સમાજે મિશનરીઓનાં આક્રમણોનો સફળ વિરોધ કર્યા પછી નવા અદ્યતન પાયા ઉપર હિંદુ ધર્મનો પુનરુદ્ધાર કરવાનું બીડું ઝડપ્યું. આ હિલચાલ પ્રથમ પ્રથમ કેવળ સાંસ્કૃતિક હતી. કાંઈક આત્મ-રક્ષાની હતી. પણ જેમ જેમ સામ્રાજ્યવાદી સરકારે મુસ્લિમોના કોમીવાદને પ્રોત્સાહન આપ્યું, તેમ તેમ હિંદુ પુનરુદ્ધારની હિલચાલ સાંસ્કૃતિક મટી એણે રાજકીય રૂપ પકડ્યું અને સંકુચિતતામાં મુસ્લિમ લીગ અને હિંદુ સભા વચ્ચે હરીફાઈ ચાલી.

આવી વિષમ અને અસાધારણ જટિલ પરિસ્થિતિમાં ગાંધીજીએ રસ્તો શોધી કાઢવાનું માથે લીધું. લડાયક કોંગ્રેસે જોયું કે હિંદુસ્તાનનો મુખ્ય શત્રુ અંગ્રેજોનો

સામ્રાજ્યવાદી સ્વાર્થ છે. એની સામે લડવા માટે આંતરિક એકતા કેળવ્યા વગર છૂટકો ન હતો. કૉંગ્રેસે જોયું કે સાચી વ્યાપક રાષ્ટ્રીયતા હિંદુ સમાજમાં ફેલાઈ છે. મુસલમાનોનું અનુકરણ કરનારા હિંદુઓ થોડા છે. તેથી જો એ હિંદુઓની ઉપેક્ષા કરાય અને મુસલમાનોનો વિરોધ શમાવવા માટે એમને તૃપ્ત કરવામાં આવે તો એકતા સધાય. અને એકતા સુધી ન પહોંચ્યા તોયે આંતરિક વિગ્રહ તો ટળે. लुब्धम् अर्थेन गृह्णीयात् —લોભી હોય એને ધન આપીને પોતાનો કરવો — એ જૂની નીતિ ચલાવી જોઈ. પણ લોભી બળો આવે સમયે બજારમાં ઊભાં રહે છે અને પોતાની નિષ્ઠા વેચવા કાઢે છે અને જ્યારે હરાજીમાં રસાકસી આવે છે ત્યારે તેમને લાંચના બદલામાં નિષ્ઠા પણ આપવી નથી પડતી. તેઓ કહે છે 'અમારી નિષ્ઠા તો કોઈને મળવાની જ નથી. તમારા વિરોધી પક્ષમાં ન ભળીએ એટલા માટે શું આપો છો તે બોલો.' આ હરાજીમાં એક બાજુ કૉંગ્રેસનો રાષ્ટ્રવાદ અને બીજી બાજુ બ્રિટિશોનો સામ્રાજ્યવાદ, બે વચ્ચે રસાકસી ચાલી. અને અંતે બંને હાર્યા. જગતની પરિસ્થિતિ જ એવી થઈ અને કૉંગ્રેસનું બળ એટલું વધ્યું કે સામ્રાજ્યવાદને હાર કબૂલ કરી હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય કબૂલ કરવું પડયું અને કૉંગ્રેસના હાથમાં સત્તા સોંપવી પડી. સામી બાજુ કૉંગ્રેસને પણ બ્રિટિશ નીતિ સામે હાર ખાઈને સ્વાતંત્ર્ય મેળવતી વખતે હિંદુસ્તાનના ભાગલા સ્વીકારવા પડયા અને એકતા સધાઈ નહીં — તે નહીં જ.

આનું મુખ્ય કારણ સાંસ્કૃતિક સમન્વયની હિલચાલ જોર પકડી ન શકી એ છે.

રાજદ્વારી હોડમાં મુસલમાન સમાજે પોતાની ધાર્મિકતા અને વિશ્વવ્યાપકતા ખોઈ અને એનું અનુકરણ કરવા જતાં હિંદુ સમાજે પણ પોતાની ઉદારતા અને સર્વસંગ્રાહકતા ખોઈ, બંનેના સાચા ઉદ્ધાર માટે પ્રવર્તેલી સર્વસમન્વયકારી સાંસ્કૃતિક શક્તિથી બન્ને આંધળા સમાજો ગભરાયા અને બંને માનવા લાગ્યા કે આ સમન્વયની પ્રવૃત્તિના સર્વશ્રેષ્ઠ ઋષિ, આચાર્ય અને વિશ્વકર્મા એ જ આપણા પ્રથમ પંક્તિના શત્રુ છે. દુનિયા જોઈ શકી હતી કે આ બે બળો વચ્ચે સંઘર્ષ જામવાનો અને જવાળામુખી ફાટી નીકળવાનો.

ખિલાફતના દિવસોમાં મુસલમાનો ગાંધીજી પ્રત્યે એટલા બધા ખુશ હતા કે તેઓ કહેવા લાગ્યા કે 'ગાંધીજી મુસલમાન થાય તો એમને જ અમારા ખલીફા બનાવીશું.' ગાંધીજીની આવી કદર કરવામાં તેમણે પોતાની સંકુચિત દૃષ્ટિ પણ જાણ્યેઅજાણ્યે વ્યક્ત કરી હતી કે સમન્વયનો માર્ગ તેઓ હજમ કરી શકતા નથી. પોતાનો સ્વાર્થ સાધી આપે તેની કરેલી કદર સાચી અને ઊંડી નથી હોતી. ખિલાફતકાળના મુસલમાનોએ ગાંધીજીની સેવાનો સ્વીકાર કર્યો હતો. ગાંધીજીનો સ્વીકાર કર્યો ન હતો.

સમન્વયને અર્થે અને પોતાના સામર્થ્યના ભાનને જોરે હિંદુ સમાજે ઉદારતા બતાવવી જ જોઈએ. એ ગાંધીજીની શિખામણ કૉંગ્રેસની પાછળ પાછળ ચાલનાર હિંદુ બહુજનસમાજ મનેકમને સ્વીકારી શકયો. પણ 'હિંદુ' નામનો ઠેકો લેનાર

અને સંકુચિત રાષ્ટ્રીયતાને ખીલવનાર નાનકડો પણ કડવો હિંદુ સમાજ એથી અકળાયો.

બંને બાજુનાં સમન્વયવાદી બળો એટલાં બધાં દુર્બળ નીવડયાં કે તેઓ ગાંધીજીને પૂરતો ટેકો આપી ન શકયાં. રાષ્ટ્રીય કહેવડાવનારા મુસલમાનોની પામરતા ઉઘાડી પડી. અને કડવા સંકુચિત હિંદુ રાષ્ટ્રવાદીઓને કાબૂમાં રાખવાને સમન્વય-વાદી રાષ્ટ્રનેતાઓ અસમર્થ નીવડયા. એટલે આ બે નબળાઈઓ વચ્ચે ગાંધીજીની સ્થિતિ અસહાય એકલવીરની થઈ. દ્વેષનું વાતાવરણ ઝેરી બન્યું. પાકિસ્તાની નાપાક સ્વાર્થ સિદ્ધ કરવા માટે એ લોકોએ માણસાઈ છોડી અને એમાંનાં તોફાની તત્ત્વોએ હત્યાયુગનો પ્રારંભ કર્યો. સામી બાજુએ એ પડકારનો સ્વીકાર કર્યો અને સર્વનાશની તૈયારી થઈ. સામ્રાજ્યવાદે જે વિષવૃક્ષ વાવ્યું હતું તે ફાલ્યુંફૂલ્યું અને ફળદ્રૂપ થયું. ઘડીકમાં લાગતું કે મુસલમાનોને હાથે ગાંધીજીનું ખૂન થશે. તેમ થાત તો હિંદુસ્તાનમાં તે જ ક્ષણે લોહીની નદીઓ વહેત. પણ ગાંધીજીએ સર્વનાશને પ્રસંગે કૉંગ્રેસ પક્ષને ન્યાયના નિર્મળ માર્ગે જવાની સલાહ આપી અને કાંઈ નહીં તો સંઘ રાજ્યમાં ઉજ્જવળ ન્યાયકારિતાનું વાતાવરણ સ્થાપ્યું. સત્યા-ગ્રહનું આ બ્રહ્માસ્ત્ર હતું. આની અસર એટલી દિવ્ય થાત કે એ બ્રહ્માસ્ત્રને બળે પાકિસ્તાનનાં તમામ પાપો બળીને ભસ્મ થાત.

આપણા પુરાણકારોએ આપણને 'બ્રહ્માસ્ત્ર' શબ્દ તો આપ્યો પણ એમને એ અસ્ત્રના સ્વરૂપનો સાક્ષાત્કાર ન થયો. બ્રહ્માસ્ત્ર એટલે સર્વથી મોટું, સર્વસમર્થ, પ્રલયંકારી અસ્ત્ર એવો અર્થ એમણે કર્યો. પણ એ અર્થમાં એ અસ્ત્રનું અપમાન અને બ્રહ્મતેજ વિશેની નાસ્તિકતા રહેલી છે. બ્રહ્માસ્ત્રનું તેજ આગ કે વીજળી જેવું ભૌતિક નથી. એ રુદ્રના ક્રોધ જેવું તામસિક નથી. વિશ્વવિજય કરનારા ક્ષાત્રતેજની પેઠે એ રાજસિક નથી. બ્રહ્માસ્ત્ર સર્વકલ્યાણકારી, પાપપુંજહારી સાત્ત્વિક તેજ છે. એ તમામ અગ્નિને અને ઝેરને પોતાના ઉપર લઈને પોતે પોતાનું બલિદાન આપે છે અને ચરાચર વિશ્વને શીતળતા બક્ષે છે. નોઆખાલીમાં ગાંધીજી-એ આ બ્રહ્માસ્ત્રનું પ્રથમ આહ્વાન કર્યું. ત્યાંના ઘવાયેલા, દબાયેલા અને ગભરાયેલા હિંદુઓને તેમણે ક્ષમાયુક્ત, તેજસ્વી નિર્ભયતાનો પાઠ આપ્યો. ત્યાંથી તેઓ બિહારમાં ગયા. ત્યાં એમણે વિફરેલા હિંદુઓના ભયાનક તામસી ક્રોધ ઉપર વિજય મેળવી મુસલમાનોને અભયદાન આપ્યું. એની અસર એટલી બધી સુંદર થઈ કે દેશના ભાગલા પડયા પછી અને પશ્ચિમ બંગાળમાં કૉંગ્રેસનું રાજ્ય થયા પછી કલકત્તાના મુસલમાનો ઉપર જે પ્રાણાંતિક સંકટ ઝઝૂમતું હતું તે ટાળવા માટે ગુંડાઓના સરદાર ગણાતા. સુહરાવરદીએ ગાંધીજીની મદદ યાચી. એમાં ગાંધીજી ફાવ્યા. પણ જનતા એ અસ્ત્રનું સ્વરૂપ સમજી ન શકી.

હિંદુ-મુસ્લિમ ઝઘડાનું ઝેર સેંકડો વરસથી જેટલું પંજાબે સંઘરી રાખ્યું છે એટલું બીજા કોઈ પણ પ્રાંતે સંઘર્યું નહીં હોય. પાકિસ્તાનની આત્મઘાતી અને સર્વવિનાશી નીતિને અહીં જ વધારેમાં વધારે પોષણ મળ્યું છે. અહીંના હિંદુ શીખો પણ મારવું અને મરવું એથી જુદું કશું સમજી શકતા નથી. એનો પડઘો

જ્યારે દિલ્હી ઉપર પડવા માંડયો ત્યારે ગાંધીજીએ પોતાનું બ્રહ્માસ્ત્ર, પાકિસ્તાનમાં અજમાવવાને બદલે, દેશના હૃદયરૂપી રાજધાનીના શહેરમાં જ મંત્ર્યું. એવી તો બ્રહ્મશક્તિ એમણે દિલ્હીમાં પ્રગટ કરી કે એને જોરે મુસલમાનોના વિરોધનો વજ્ર કિલ્લો ઓગળવા માંડયો. જો હિંદુ કોમમાં જરા સરખું જ્ઞાન હોત, જરા સરખી આસ્તિક ધીરજ હોત તો એણે જોયું હોત કે ગાંધીજીના આ બ્રહ્માસ્ત્રને જોરે મુસલમાનોમાં લગભગ સો વરસથી ઘર ઘાલીને બેઠેલા વિરોધ, સંશય અને તિરસ્કાર ધીમે ધીમે ઓગળી જાત. આંધળો સ્વાર્થ દેખતો થાત અને એ સમજણો સ્વાર્થ જ પાકિસ્તાની મુસલમાનોને ઠેકાણે આણત. મુસલમાન કોમ વિનાશમાંથી બચી જાત અને એને હાથે શરૂ થતો સર્વનાશ પણ અટકી જાત. અને હિંદુ કોમને તો આખી દુનિયાને એક નવો અને શાન્તિનો રસ્તો દેખાડયાનું શ્રેય મળત.

અને હજીયે પણ શું બગડયું છે? ગાંધીજીનું કાર્ય એમનો શ્વાસ અટકયાથી અટકી નથી ગયું. એમનો દેહ પડયો પણ એમનું કાર્ય તો ચડયું જ છે. જે ક્ષણે મહાત્મા ગાંધી ગુજરી ગયા, તે જ ક્ષણે મુક્તાત્મા ગાંધીજીએ, અસંખ્ય હૃદયોમાં જન્મ લીધો છે. અને હવે તેઓ અસંખ્ય બળે, અસંખ્ય હૃદયોમાં, અનંત રીતે કામ કરવાના. બ્રહ્માસ્ત્ર એક પવિત્ર હૃદયમાં જન્મ્યું. હવે એ અસંખ્ય તેજસ્વી, સાત્ત્વિક હૃદયો દ્વારા પોતાનું કામ કરશે અને પોતાનું અવતાર-કાર્ય સિદ્ધ કરીને જ જંપશે.

વર્ધા, ૨૧-૨-૪૮

## ૧૯. ચિંતન અને પુરુષાર્થમાં સમન્વય*

ગુજરાતની એક જૂનામાં જૂની અને પીઢ સાહિત્યસંસ્થા તરફથી વ્યાખ્યાન આપવાનું આમંત્રણ મળે એનો આનંદ કોને ન થાય? ગાંધીજીના આશ્રમમાં રહેવા માટે અને નમ્રપણે બનતી સેવા કરવા માટે જ્યારે હું ગુજરાતમાં આવ્યો, ત્યારે મને ગુજરાતી લખતાં કે બોલતાં પણ બરાબર આવડતું ન હતું. તે અરસામાં શ્રી નરહરિભાઈની જોડે હું કોઈક વખતે શ્રી રમણભાઈ નીલકંઠ, શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, શ્રી ડાહ્યાભાઈ દેરાસરી અથવા આચાર્ય આનંદશંકર ધ્રુવને મળવા જતો, ત્યારે એ મહાન સાહિત્યસેવીઓ પ્રત્યે માનની લાગણી સાથે કંઈક બીક પણ અનુભવતો. ગાંધીજીએ જોડણીકોશ તૈયાર કરવાનું કામ જ્યારે મને સોંપ્યું ત્યારે પ્રથમ તો હું હેબતાઈ જ ગયો, પણ કામ માથે આવી પડયું એટલે હિંમત કરી અવારનવાર આ લોકોને મળવા જવા લાગ્યો. એ રીતે શ્રી નરસિંહરાવભાઈ અને કવિ નાનાલાલ જેવાઓનો પણ પરિચય થયો.

* તા. ૨૯-૪-૧૯૬૧ના રોજ ગુજરાત વિદ્યાસભાના આશ્રયે આપેલું શ્રી વિદ્યાબહેન સ્મારક વ્યાખ્યાન.

એ બધા લોકોના સંકલ્પથી, સહયોગથી અને આશીર્વાદથી ચાલેલી આ સંસ્થા પ્રત્યે મારા મનમાં વિશેષ આદર હોય એ સ્વાભાવિક છે.

આજની વ્યાખ્યાનમાળા લેડી વિદ્યાગૌરીના સ્મારક તરીકે યોજાયેલી છે. એમનું સ્મરણ કરું છું ત્યારે મનમાં એક વિષાદપૂર્ણ પ્રસંગ યાદ આવે છે. એમણે મને ભગવદ્ગીતા કે એવા જ કોઈ વિષય ઉપર, આ સભા આગળ, થોડાંક વ્યાખ્યાનો આપવા માટે આગ્રહપૂર્વક આમંત્રણ આપ્યું હતું. સ્વરાજની કટોકટીની હિલચાલના દિવસોમાં એમનું એ આમંત્રણ સ્વીકાર્યા છતાં એ વચન હું પાળી ન શક્યો. કોઈક દિવસે એમની માફી માગીશ એમ માન્યું હતું, પણ આજે એમની ક્ષમા બીજી રીતે માગવા ઊભો થયો છું.

અમારા જમાનામાં જે બહેનોએ સાહિત્યની અને સમાજની ઉત્કટ સેવા કરી બધાંનો આદર મેળવ્યો, તેમાંનાં જ શ્રી વિદ્યાગૌરી અને શ્રી શારદાગૌરી બહેનો છે. એમની સાથે સહેજ વાતો કરતાં પણ એમની સંસ્કારિતા, એમનો સંયમ અને એમનો આત્મવિશ્વાસ આપણું ધ્યાન ખેંચ્યા વગર રહેતાં નહીં. વિદ્યાબહેનના સ્મારકની એક અંજલિ તરીકે અને મારા ક્ષમાપન તરીકે બે વ્યાખ્યાનો આપવાનું મેં સ્વીકાર્યું અને એમની આ વિદ્યાસભા આગળ ઊભો થયો છું.

આ સાહિત્યસંસ્થા આગળ સાહિત્યવિષયક અથવા તત્ત્વજ્ઞાનવિષયક ચાર શબ્દ કહેવાનો આદર્શ મને મળ્યો છે. પણ સાહિત્યમાં શું શું નથી આવી શકતું? લોકજીવન, ધર્મજીવન, સામાજિક તેમ જ રાજદ્વારી પુરુષાર્થ, પૃથિવીપર્યટન તેમ જ જ્ઞાનપર્યટન ઈત્યાદિ માનવીજીવનની અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી સાહિત્ય નિર્માણ થાય છે, એટલે જ સાહિત્ય એ જીવનના અનુભવનો સંગ્રહ, જીવનનું પ્રતિબિંબ અને જીવનની પ્રેરણા, આમ ત્રિવિધ રૂપે વિકસે છે. સાહિત્યનું ક્ષેત્ર જીવનના ક્ષેત્ર જેટલું જ સાર્વભૌમ, વિશાળ અને ગંભીર છે; જીવનનાં જેટલાં પાસાં અને પડ કલ્પી શકાય તે બધાં જ સાહિત્યમાં જડવાનાં. માણસનું ચિંતન જ્યાં થાકી જાય છે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह એવા ગૂઢ અનુભવોને પણ વ્યક્ત કરવાની હામ સાહિત્યે ભીડી છે. સાહિત્યની જીવનનિષ્ઠા એટલી બધી ઉત્કટ છે કે જીવન આડે રસ્તે જાય, વિકૃત થાય અને આત્મઘાતી પ્રયોગો કરે તો તેનું પણ પ્રતિબિંબ પાડવાની જવાબદારી સાહિત્યે ઉઠાવી છે.

અને તત્ત્વજ્ઞાન તો જીવનની ઉપાસનામાંથી આપણને જે કાંઈ રહસ્ય જેવું મળે તેનું નવનીત હોવું જોઈએ. આત્મા, પરમાત્મા અને જગત વિશેના રૂઢ કે નવા વિચારોની છણાવટ એટલે તત્ત્વજ્ઞાન, એવો સંકુચિત અર્થ આપણે શા માટે કરીએ? સત્ય શું છે, એ સત્ય જાણવા માટે આપણી પાસે આંતરિક કે બાહ્ય સાધનો કયાં છે અને એ સાધનો સૂક્ષ્મ અને સમર્થ બનાવવા માટે શું શું કરવું જોઈએ, એની મીમાંસા તે પણ તત્ત્વજ્ઞાન છે, એમ જરૂર કહી શકાય. વ્યાખ્યાઓ હંમેશાં વ્યાપક હોય છે. એમની અંદર ગમે તે ભાવ મવડાવી શકાય. પણ હું તો આપણી આજની મુખ્ય આવશ્યકતાનો વિચાર કરીને કહીશ કે 'જીવન અને જીવન પરત્વેના પુરુષાર્થના દોહનમાંથી આપણને જે દુગ્ધામૃત મળે છે તેનો તેના સેવનને

અંગે અત્યંત ઉપયોગી એવો નિષ્કર્ષ તે તત્ત્વજ્ઞાન. એ તત્ત્વજ્ઞાને સૃષ્ટિપરિચય તેમ જ મનુષ્યસ્વભાવપરિચય, અને એ બેમાંથી નીતરતું પદાર્થવિજ્ઞાન અને મનોવિજ્ઞાન, તેમ જ સમાજશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્ર, એ બધાંનો વિચાર કરી સમગ્ર જીવનદર્શન તારવવાનું હોય છે. ઈતિહાસનું તત્ત્વજ્ઞાન, વિજ્ઞાનનું તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્રનું તત્ત્વજ્ઞાન એવા નોખા નોખા પ્રયત્નોમાંથી સમન્વયરૂપે જે ફલિત થાય છે તેવું જીવનતત્ત્વજ્ઞાન આજે આપણને જોઈએ છે, અને તે પણ એવી ભાષામાં કે સામાન્યમાં સામાન્ય માણસ પોતાના જીવનાનુભવને જોરે એને સમજી શકે અને ઉપયોગમાં આણી શકે.

હવે પછીના ચિંતનમાં તેમ જ સાહિત્યમાં સામાજિક દૃષ્ટિ રાખવી અને માનવતાનો વિકાસ જે પગથિયે પહોંચ્યો છે તેનો ખ્યાલ કરવો એ વિશેષ મહત્ત્વનું છે.

પ્રાચીનકાળથી માનવપ્રગતિ કયા ક્રમે અથવા પગથિયે થતી આવી છે એનો ઈતિહાસ — સંતોષકારક ઈતિહાસ હજી સુધી લખાયો નથી. વખતે એ પ્રયત્ન માટે આપણી પૂર્વતૈયારી જ અત્યાર સુધી ન હતી, આજે પણ પ્રાગ્-ઐતિહાસિક અથવા પુરાણકાળનું સાચું અને સ્પષ્ટ ચિત્ર આપણી પાસે નથી, પણ એની કંઈક કલ્પના કરવાની સ્થિતિએ આપણે પહોંચ્યા છીએ. એ કાર્ય હવે ધીમે ધીમે આગળ વધવા માંડશે.

જે જમાના સાથે આપણો સીધો અને પ્રત્યક્ષ સંબંધ છે તેનો વિચાર કરતાં કહેવું પડે છે કે માણસે પ્રથમ આત્મવિસ્તારનો પુરુષાર્થ આદર્યો. એમાંથી પ્રથમ સ્થાનિક અને પછી વ્યાપક સંઘર્ષો જામ્યા, અને હવે તો આપણે સાર્વભૌમ સંઘર્ષના યુગની ટોચે પહોંચ્યા છીએ. આ યુગના પ્રત્યક્ષ કાર્યકર્તાઓ લોકોત્તર પુરુષાર્થના પ્રતિનિધિ છે અને છતાં કહેવું પડે છે કે તેઓ લગભગ હેબતાઈ ગયા છે અને તેથી ચિંતનપરાયણ ચિત્ત સમજી ગયું છે કે સમન્વયયુગના પ્રારંભનાં એ લક્ષણો છે.

જ્યારે સમસ્ત માનવજાતિના વિકાસનો કે કલ્યાણનો વિચાર કરીએ છીએ, ત્યારે આપણી આગળ જે માનવીએકમો પ્રગટ થાય છે તેમાં મુખ્ય છે મહાજાતિ અથવા વંશ (race), ધર્મ, રાષ્ટ્ર અને વર્ગ. અને હવે જેમ આપણે રાજનીતિમાં વાદો અથવા 'ઇઝમો'નો વિચાર કરવા લાગ્યા છીએ, તે જ પ્રમાણે વ્યાપક રીતે સંસ્કૃતિઓનો પણ વિચાર કરવા લાગ્યા છીએ.

જૂના કાળમાં ધર્મ અને સંસ્કૃતિનો અભેદ હતો; હવે એ સ્થિતિ રહી નથી.

સૌથી પ્રથમ આપણે લઈએ વંશરૂપી માનવજીવનના એકમો. ગોરાઓએ એશિયા, આફ્રિકા અને અમેરિકાના મૂળ વતનીઓને પોતાનાં ભાઈભાંડુ તરીકે સ્વીકારવાને બદલે એમનું શોષણ કરવામાં, એમને નિચોવવામાં જ પોતાનો પુરુષાર્થ માન્યો અને પોતાનો અસાધારણ વિકાસ સાધ્યો. वर्धंति अधर्मेण नरः। એમની એ શક્તિનો હવે અંત આવ્યો છે. રંગીન દુનિયાને નિચોવવા જતાં આ ગોરાઓ પોતાની આંતરિક એકતા ખોઈ બેઠા છે. એમણે દુનિયામાં જે ત્રાસ ફેલાવ્યો,

તે ત્રાસને પરિણામે જ બાકીની દુનિયા જાગ્રત થઈ છે અને કંઈક અંશે, ગોરાઓના પુરુષાર્થનો વારસો પણ એને મળ્યો છે.

આ નવી પરિસ્થિતિમાં વંશ વંશ વચ્ચે સહકાર કે સહયોગ સ્થાપન કરવો એ હવે પછીનો યુગધર્મ છે. એ યુગધર્મનું નેતૃત્વ કરવાની શકિત કે યોગ્યતા જૂની કે નવી દુનિયાના ગોરાઓ પાસે કેટલે દરજ્જે છે એ જ એક મોટો સવાલ છે, પણ યુગધર્મ જૂના નેતૃત્વને વળગવાને બંધાયેલો નથી હોતો. દુનિયાની મહાજાતિઓ અથવા વંશો, બધાં મળીને માનવપરિવાર બનેલો છે, તેથી વિકસિત કે અવિકસિત તમામ અંશો વચ્ચે સમાનતાની ભૂમિકા હવે સ્વીકાર્યે જ છૂટકો. અને નાનકડા પરિવારના ઘટકો જેમ એકબીજાના ઉત્કર્ષ માટે એકબીજા સાથે સંકળાયેલા હોય છે, જવાબદાર હોય છે, તેમ જ આ બધા માનવવંશો પણ બંધાયેલા હોઈ એમની વચ્ચે પારિવારિક સહયોગ શરૂ કરવાના દિવસો આવી ગયા છે.

આને માટે દુનિયાના બધા વંશોના જીવનક્રમનો અને ભાગ્યક્રમનો ઇતિહાસ આપણા સાહિત્યમાં તરત ઉપલબ્ધ થવો જોઈએ. વ્યાપક સહયોગ માટે પરિચય-સાહિત્ય આપણી પાસે હોવું જ જોઈએ.

વંશરૂપી એકમ પ્રાકૃતિક ગણાય છે. એ વંશભેદની અસર ભૂંસી નાખવા જેટલી ઉદારતા માણસ જાતે કેળવી નથી, છતાં એ ભેદના પાયા ઉપર ચિંતન કરતાં માણસજાત હવે શરમાવા લાગી છે. જંગલનાં પશુઓ જેમ જાતિમૂલક સંગઠન કરે છે અને એમની ભિન્ન જાતિ જાતિ વચ્ચે તો વિગ્રહનો જ સંબંધ હોઈ શકે એમ માને છે તેમ સ્પષ્ટ યા અસ્પષ્ટ રીતે માનવી વંશો કરતા આવ્યા, પણ હવે તેઓ એ વસ્તુનો સ્વીકાર કરતાં શરમાય છે.

વંશનું એકમ છોડવાનું પહેલવહેલું સૂઝયું ભિન્ન ભિન્ન ધર્મસંસ્થાઓને. જીવનના પુરુષાર્થનો વિચાર કરી, અલગ અલગ સાધનાઓ ઊભી કરવાનું ધર્મે સ્વીકાર્યું અને એ પ્રમાણે જાતજાતનાં સંગઠનો સ્થાપ્યાં. એ ધર્મોને કારણે સહ-ધર્મીઓના આંતરિક જીવનમાં ઘણી ઉન્નતિ સધાઈ, પણ ધર્મ ધર્મ વચ્ચે તો પશુઓની પેઠે જંગલનો ન્યાય જ પ્રવર્ત્યો. ઈસ્લામ અને ઈસાઈ ધર્મ વચ્ચે દીર્ઘકાલ સુધી જે જીવનકલહ ચાલ્યો અને વધ્યો તે કોણ નથી જાણતું! એ સંઘર્ષનો અંત તો ન જ આવ્યો, પણ એ ધર્મ અંદરથી ક્ષીણ થયા, વિકૃત થયા અને નિર્વીર્ય થયા. ધર્મો વચ્ચેનો જીવનકલહ હજી શમ્યો નથી, પણ એમને માટે હવે ભવિષ્ય રહ્યું નથી એટલું તો વિચારવાન લોકો સમજતા થયા છે.

ધર્મ એક રીતે જોતાં ચિંતન અને સાધનાનો વિષય છે. જ્યારે બીજી બાજુએ ધર્મો હવે સંગઠન, સંઘર્ષ, જિદ્દ અને જીવનકલહના વિષય બની જાય છે. જ્યારે જ્યારે ધર્મસમૂહો જીવનકલહમાં પરાસ્ત થાય છે ત્યારે ત્યારે તેમને અંતર્મુખ થવું પડે છે, પરસ્પર પરિચય કેળવવો પડે છે અને એમાંથી સારઅસારનો ભેદ ધ્યાનમાં આવ્યે ધર્મસમન્વયનું વાતાવરણ જાગે છે. જિદ્દી લોકો ઉદારતાને શિથિલતા ગણે છે અને શિથિલ લોકો આત્મસમર્થનમાં ઉદારતાને અપનાવે છે.

આ રીતે પણ સમન્વય માટે પ્રાથમિક અનુકૂળતા પેદા થાય છે. ધર્મસમન્વય જ્યારે સ્પષ્ટ રૂપ પકડશે ત્યારે તે એક નવા જ વ્યાપક સમાજવિજ્ઞાનને જન્મ આપશે.

ધર્મ અને ધર્મસંસ્કરણનું વાતાવરણ આજે કાંઈક મોળું પડયું છે, ગૌણ બન્યું છે, પણ તે કાલગ્રસ્ત થયું નથી. ધર્મ ધર્મ વચ્ચેનો સહયોગ અને એમાંથી નીતરતો ધર્મસમન્વય નવસંસ્કૃતિને રૂપે યથાસમયે મોખરે આવશે.

આજે તો દુનિયા આગળ પ્રધાનપણું ભોગવે છે રાષ્ટ્રવાદ. આ રાષ્ટ્રવાદ યુરોપની ખાસ શોધ અથવા 'ઈજાદ' છે. એની ઉંમર પણ ઝાઝી નથી, પણ એટલામાં એ ખૂબ જામ્યો, ફેલાયો, માત્યો અને એને યુરોપ બહાર અનુયાયીઓ પણ મળ્યા; પણ એ છીછરા એકમ હવે લગભગ ઉઘાડા પડયા છે. કોઈક કોઈક ઠેકાણે રાષ્ટ્ર કરતાં વંશભેદ વધારે જોરાવર નીવડયો, કોઈક ઠેકાણે ધર્મસંગઠનોએ વધારે જોર કર્યું, પણ રાષ્ટ્રવાદનું મોત તો આંતરિક સતત વિગ્રહમાંથી જ નિર્માણ થયું.

યુરોપના ગોરા લોકોએ દુનિયાના તમામ ખંડોમાં ફેલાઈ વેપાર વધાર્યો, ધનપરાયણતા વિકસાવી અને માનવજીવનને અર્થપ્રધાન બનાવી દીધું. આ આર્થિક વિસ્તારને લીધે જ રાષ્ટ્ર રાષ્ટ્રમાં વર્ગવિગ્રહ શરૂ થયો. એની પહેલાં દરેક સમાજમાં અને રાષ્ટ્રમાં, સ્પષ્ટ કે અસ્પષ્ટ, વર્ણવ્યવસ્થા હતી જ, પણ તે જીવનનાં પાસાંઓને અનુલક્ષીને હતી. એ વાટે સંસ્કૃતિનાં અંગઉપાંગોનો વિકાસ થતો અને સમન્વયને સ્વાભાવિક અવકાશ રહેતો.

પણ ચતુર્વિધ પુરુષાર્થમાં અર્થને પ્રાધાન્ય મળવાથી માણસજાતનું આરોગ્ય તૂટયું અને જ્યાંત્યાં અર્થપ્રકોપનાં લક્ષણો દેખાવા લાગ્યાં.

જૂના વખતમાં શિષ્ટ સમાજ અને સામાન્ય અથવા ઈતરેજન Classes અને masses એવો ભેદ રહેતો. એ હતો તો અન્યાયમૂલક, પણ અર્થપ્રકોપ ફાટયા પહેલાં એ એટલો નડતો નહીં. બધા વર્ગો જ્યાં સુધી ઓતપ્રોત રહેતા હતા ત્યાં સુધી વર્ણમૂલક અન્યાય કઠતો નહીં. સંસ્કૃતિ સંતોષપ્રધાન હોવાથી અને સ્થાનિક જીવનના બધા ઘટકો પરસ્પર ઓતપ્રોત રહેવાથી જીવન સુખી હતું.

અર્થપ્રકોપ શરૂ થયા પછી પશ્ચિમમાં આંતરરાષ્ટ્રીય પાયા પર રચાયેલો વર્ગવિગ્રહ જન્મ્યો અને હવે એ વિકરાળ થતો જાય છે, ચેપી રોગની પેઠે આખી દુનિયામાં એ ઓછોવત્તો ફેલાયો છે.

અને આપણે ત્યાં તો (૧) ઊજળી ન્યાતો તરીકે ઓળખાતા શિષ્ટ વર્ગો તેમ જ (૨) શ્રમજીવી અને અસંસ્કારી ગણાતા masses ઈતરેજન ઉપરાંત, (૩) જેઓ વિરાટ સમાજમાં રીતસર ભળ્યા નથી એવા આદિમજાતિ લોકોનો એક ત્રીજો વર્ગ પણ છે. આપણે ત્યાં અનેક ઠેકાણેથી ભેગા થયેલા વંશો, ધર્મો અને સંસ્કૃતિઓનો ખીચડો તો છે જ. એમાં વળી વર્ગવિગ્રહનો સન્નિપાત ડોકિયું કરવા લાગ્યો છે. આપણે ત્યાં ભેદનાં તત્ત્વો એટલાં બધાં ભેગાં થયાં છે કે આપણી પાસે સ્પષ્ટ કે અસ્પષ્ટ સમન્વય દૃષ્ટિ અથવા વૃત્તિ ન હોત તો આપણો ક્યારનો ભુક્કો ઊડી ગયો હોત. આપણી એ સમન્વયદૃષ્ટિને નવા

નવા આગંતુક ધર્મો તરફથી પોષણ મળ્યું નહીં. તેમાં વળી ઘોર રૂઢિવાદનું સામ્રાજ્ય ચાલ્યું, ધર્મભેદમાં રાજકારણ પેસી ગયું, અને તેથી આપણી પરિસ્થિતિ એવી તો મૂંઝવણભરી થઈ છે કે હવે સમન્વયના સમર્થ અવતાર માટે આર્ત પ્રાર્થના કર્યા વગર ચાલે જ નહીં.

વંશ, ધર્મ, વર્ણ, વર્ગ વગેરે બધા ભેદોને ગૌણ કરી માનવતાની સાર્વભૌમ ઉપાસના આપણે ત્યાં હવે શરૂ થવી જોઈએ. એને માટે નવું માનસ ઊભું કરવાની જરૂર છે અને એને કાજે, અત્યાર સુધી આંધળા આદરથી સંઘરેલાં પણ કાલગ્રસ્ત થયેલાં અનેક મૂલ્યોને તિલાંજલિ આપવી પડશે.

આત્મા અને પરમાત્માના ચિંતનમાંથી ઉત્પન્ન થયેલા અને પોતપોતાના પેગંબરોને વરેલા ભિન્ન ભિન્ન ધર્મો દુનિયામાં અત્યાર સુધી ગુરુસ્થાને વિરાજતા હતા; હવે એમને ઈતિહાસના વિષય બનાવી એમનું મૂલ્યમાપન થવું ઘટે છે. એમને ઠેકાણે વ્યાપક તેમ જ કૃતાર્થ જીવનને પ્રધાનપદ આપનાર સંસ્કૃતિઓનો પરિચય હવે વધારવો જોઈશે.

આપણે જો વર્ણવ્યવસ્થા ચલાવવા અને એને અદ્યતન બનાવવા માગત તો જીવનવિકાસ સાથે ચારને બદલે સાત વર્ણ સ્થાપવા પડત; પણ આપણે વર્ણ-વ્યવસ્થાને હવે આવશ્યક નથી માની, પણ ચાર પુરુષાર્થને ઠેકાણે આપણે હવે સપ્ત પુરુષાર્થનો વિચાર કર્યે જ છૂટકો. એમને માટે નામો પણ નવાં જ યોજવાં પડશે. જીવનનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રો, એને અંગેના જુદા જુદા આશ્રમો અને એને અંગે ઉત્પન્ન થતા જ્ઞાનનાં ક્ષેત્રોનો એક નવો નકશો સમાજ આગળ રજૂ કરવો રહ્યો.

આમ આપણું ચિંતન જેમ વધતું જાય તેમ આપણો પુરુષાર્થ પણ તેટલી જ ઝડપથી વધવો જોઈએ, ચિંતન અને પુરુષાર્થ પરસ્પર પોષક થવાં જોઈએ અને એવા વર્ધમાન પુરુષાર્થ માટે હવે નવાં નવાં સાધનો પણ આપણે ખીલવવાં જોઈએ.

મુસાફરીનાં સાધનો અને સગવડો વધારવાં એ આપણું પ્રધાન કામ છે. ઐતિહાસિક કારણોને લીધે આપણાં લાખો ભાઈભાંડુઓ દૂરદૂરના દેશોમાં જઈને વસ્યાં છે, તેમનું વિખૂટાપણું આપણે તરત મટાડવું જોઈએ. તેમની સંખ્યા ભલે ઓછી હોય, પણ તેમનું સાંસ્કૃતિક અને આન્તરરાષ્ટ્રીય મહત્ત્વ ઘણું છે. ભારતના હિંદુ, મુસલમાન, ઈસાઈ આદિ લોકો જ્યાં જ્યાં જઈને વસ્યા છે, ત્યાં ત્યાં વિશ્વસંસ્કૃતિની એક એક પ્રયોગશાળા સ્થપાઈ છે એમ માનીને આપણે આપણા એ લોકોનું સેવન કરવું ઘટે છે. આપણા દૂતાવાસોનું જેમ રાજનૈતિક મહત્ત્વ છે તેમ આ પ્રવાસી ભારતવાસીઓનું સાંસ્કૃતિક મહત્ત્વ છે.

અત્યાર સુધી જીવન-ચિંતનની અને રાષ્ટ્રીય પુરુષાર્થની જે કલ્પના અહીં રજૂ કરી છે એનો વિચાર કરતાં દુનિયાની ભૂગોળ અને માનવવંશોનો પરિચય એ આપણી કેળવણીના રાષ્ટ્રીય મહત્ત્વના વિષયો થવા જોઈએ. આપણે ઇતિહાસમાં

ભલે ઊંડા ન ઊતરીએ, પણ વર્તમાનકાલીન વિશ્વપરિચયમાં પછાત રહ્યે આપણને ન જ પાલવે.

અને સ્વતંત્ર થયા પછી સ્વદેશરક્ષાના વિષયની ઉપેક્ષા આપણાથી ન જ થાય. આ વિષય એક રીતે રાજનીતિનો ગણાય છે અને બીજી રીતે યુદ્ધનીતિનો; છતાં આપણા ઋષિમુનિઓએ પ્રાચીન કાળમાં જેનાં બીજ વાવ્યાં અને ગાંધીજીએ તેમ જ જવાહરલાલજીએ જેનું સિંચન કરી સ્પષ્ટ વિકાસ કર્યો, એ અહિંસામૂલક પ્રેમ અને સહયોગમૂલક શાંતિનીતિને જો વફાદાર રહેવું હોય તો સ્વદેશરક્ષાનો સવાલ પણ જાગતિક સહયોગનો અને વિશ્વકુટુંબી સંસ્કૃતિવિકાસનો બનાવવો જોઈએ.

આપણા દેશમાં ઉત્તરે તેમ જ વાયવ્ય અને ઈશાન્ય દિશાઓએ ઉત્તુંગ પહાડો ફેલાયા છે, પણ આઠમાંથી બાકીની પાંચ દિશાએ આપણી ભૂમિ સમુદ્રવલયાંકિત છે. પૂર્વે, પશ્ચિમે અને દક્ષિણે હિંદી મહાસાગર અખંડ ઘૂઘવે છે એની શિખામણ પણ આપણે સાંભળવી જોઈએ.

જેને આપણે હિંદી મહાસાગર કહીએ છીએ તેનો આપણ હિંદીઓને પરિચય નથી. હિંદી મહાસાગર ઓળંગનાર આપણી પાસે એક જહાજ નથી. કુદરતે ભારતનો મોટો ભાગ—કલકત્તા, કન્યાકુમારી અને કંડલા જેના છેડા છે—એવો મોટો ભાગ હિંદી મહાસાગરમાં ધુસાડ્યો છે અને છતાં દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા કે એન્ટાર્ટિકા જનારાં જહાજો આપણી પાસે નથી. લગભગ ત્રણ હજાર માઈલના સમુદ્રકિનારાના રક્ષણના સવાલની ચર્ચા કરતું સાહિત્ય આપણી ભાષામાં આપણી પાસે છે? આ હિંદી મહાસાગરના ઉત્તરને છેડે આપણે છીએ, દક્ષિણને છેડે એન્ટાર્ટિકા નામનો એક મોટો ભૂખંડ છે. એ ભૂખંડ ઉપર ખરું જોતાં કોઈનો જ કબજો નથી, પણ હમણાં હમણાં વીસ રાષ્ટ્રોએ અંદર અંદર સંતલસ કરી છે કે એ ખંડ સહુ મળીને ખેડીશું, એમાં લશ્કરી મથકો સ્થાપીશું નહીં, પણ એ વાટે સહિયારો સ્વાર્થ સાધીશું. એ વીસ રાષ્ટ્રોમાં ઇંગ્લંડ, જાપાન, રશિયા વગેરે છે. આપણને એમાં આમંત્રણ સરખું પણ ન હતું. આપણામાંથી કેટલા લોકોને આ નામોશીભરી સ્થિતિની જાણ છે?

જો આપણે ભારતનું અહિંસક ઢબે, શાંતિને માર્ગે રક્ષણ કરવા માગતા હોઈએ તો હિંદી મહાસાગરને કિનારે વસેલા તમામ દેશો અને રાષ્ટ્રો સાથે ઘનિષ્ટ પરિચય અને સ્નેહનો સંબંધ આપણે કેળવવો ઘટે. એ બધા સાથે વેપાર ખેડવા આપણે આપણાં જહાજોમાં ત્યાં જઈ પહોંચીએ, ત્યાંના વેપારીઓને આપણે ત્યાં બોલાવીએ અને પરસ્પર સ્વાર્થ અને સમૃદ્ધિના આધાર પર આપણે આપણી વિદેશનીતિ ચલાવીએ તો જ આપણું ભૌગોલિક મિશન અને રાષ્ટ્રીય જીવન કૃતાર્થ થાય.

કુદરતે કચ્છ, સૌરાષ્ટ્ર અને ખંડસ્થ ગુજરાતને મળીને ખાસો લાંબો સમુદ્રકિનારો બક્ષ્યો છે. મહાગુજરાતના ખલાસીઓ સેંકડો અને હજારો વર્ષ થયાં સમુદ્ર ખેડતા આવ્યા છે. પ્રાચીન ઈતિહાસ કહે છે કે ઊંડા મહાસાગર ખેડવાની કળા

સૌથી પ્રથમ હિંદી મહાસાગરમાં જ કેળવાઈ હતી. એ આપણો વારસાહક આપણે અત્યાર સુધી ભૂલી ગયા હતા, ખોઈ બેઠા હતા; સ્વરાજ્ય સાથે આપણે એ ફરી વાર અખત્યાર કરવો જોઈએ. એને માટે કેવળ હિંમત અને પુરુષાર્થની જ જરૂર છે. કોઈ સાથે લડવા-ઝઘડવાની વાત આમાં છે જ નહીં.

ગુજરાતની દરિયાપરજ, ખેતીપરજ અને રાનીપરજ ત્રણે વર્ણનો સંતુલિત વિકાસ કરવાની યોજના તૈયાર કરવા માટે જરૂરી ચિંતન અત્યારથી શરૂ થવું જોઈએ. જે સમાજમાં પચાસથી વધુ ટકાની લોકસંખ્યા પછાત છે તે સમાજને લકવો થયો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આપણે કહીએ છીએ કે ભારતની લોકસંખ્યા ચાળીસ કરોડની છે. જો શોધવા બેસીએ કે એમાં જાગરૂક, સજ્ઞાન, સમર્થ અને પુરુષાર્થી પ્રજા કેટલી છે તો જ આપણી શક્તિ-અશક્તિનો ખ્યાલ આપણને આવશે.

સ્વતંત્ર થયા પછી દુનિયાના દરબારમાં આપણું સ્થાન લેવા માટે કઈ કઈ દિશામાં આપણું ચિંતન ચાલવું જોઈએ અને કયો કયો પુરુષાર્થ આપણે ખેડવો જોઈએ એની આછી રૂપરેખા અહીં આપી છે. એ કાંઈ સંપૂર્ણ યોજના નથી. સમન્વયદૃષ્ટિ ક્યાં ક્યાં પહોંચવી જોઈએ એનું ફક્ત દિશાદર્શન કર્યું છે. આને અંગે ભાષા અને સાહિત્યનું ખેડાણ કઈ રીતે થવું જોઈએ એનો સહેજસાજ વિચાર આવતી કાલે કરીશું. (જુઓ ગ્રંથ ૯, પૃ. ૫૭૭)

મારી વાત આપ સૌએ ધ્યાનપૂર્વક સાંભળી એને માટે મારે ધન્યવાદ આપવા જ જોઈએ, પણ મનને સંતોષ તો ત્યારે જ થશે જ્યારે આ વસ્તુ પર ધ્યાન દઈ પ્રજાનો એ દિશામાં સંકલ્પ જાગ્રત થશે અને સામાન્ય પ્રજાને ઉત્થાનયુગ માટે તૈયાર કરાશે.

આપણે કવિ નર્મદનું સ્વપ્નું યાદ કરીએ :

"તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત.'

તા. ૨૯-૪-૧૯૬૧

## ૨૦. એક કલ્પના

પૂર્વ આફ્રિકામાં હિંદી લોકો આવીને વસ્યા એને હવે અનેક પેઢીઓ થઈ ગઈ. આટલા દિવસોમાં જેમ અંગ્રેજોએ અહીંના લોકોમાં ઓછીવત્તી જાગૃતિ ઉત્પન્ન કરી અને એમનું જીવન ઘડ્યું, તે જ પ્રમાણે આપણા લોકોએ પણ પોતાનો ધંધો ચલાવતાં અહીંનું જીવન ઘડવામાં પોતાનો ફાળો આપ્યો છે.

ચાલુ પરિસ્થિતિ અને ભવિષ્યના પ્રવાહની યથાર્થ કલ્પના ન હોવાથી આપણા લોકો પોતાનું વલણ કેવું હોવું જોઈએ એ બરાબર નક્કી ન કરી શક્યા. અંગ્રેજોની નીતિને કારણે પણ અનેક રાજકીય, સામાજિક અને આર્થિક પ્રશ્નો ઉત્પન્ન થયા છે.

માઉ માઉના તોફાનને કારણે જેમ અંગ્રેજો પરિસ્થિતિ સમજતા થયા છે તેમ આપણા લોકો પણ પરિસ્થિતિની ગંભીરતા ઓળખી શકયા છે. શુદ્ધ નીતિ જો અખત્યાર થાય તો આમાંથી રસ્તો નીકળશે.

છતાં આપણે આફ્રિકન લોકો વિશે અસંતોષ સેવતા રહીશું તો એમની પરિસ્થિતિ અને એમનું માનસ સમજવાની શક્તિ આપણામાં ન આવે, સહાનુભૂતિ ન કેળવાય.

આપણી નિષ્ઠા કેવળ અહીંની ભૂમિ પ્રત્યે ન હોય, એ તો સ્વાર્થ ગણાય. પણ એની સાથે અહીંના લોકો પ્રત્યે નિષ્ઠા પણ કેળવ્યે જ છૂટકો. અને આખરે અહીંના લોકો સાથે આપણું Integration થાય. ભેદમાં અભેદ શોધી આપણે બંને એક હૃદય થતાં જઈએ, તો જ આપણું અહીંનું જીવન કૃતાર્થ થઈ શકશે.

એ બધું સાધવા માટે ભારતીય સંસ્કૃતિના દોષો ટાળી આપણે એનું જે ઉજ્જવળ સ્વરૂપ ખીલવવા માગીએ છીએ તેનો એક જીવતો નમૂનો આ ભૂમિમાં સ્થાપન કર્યે જ છૂટકો.

ટાંગાનિકા જેવા સુરક્ષિત પ્રદેશમાં—જ્યાં રાજ્યતંત્ર ઉદાર મતવાદી છે, એક સાંસ્કૃતિક કેન્દ્ર સ્થાપીએ તો એનો ઘણો ઉપયોગ થાય. પ્રારંભ ભલે નાના પાયા ઉપર હોય પણ ધીમે ધીમે એનો વિકાસ થશે. એવા કેન્દ્રમાં ભારતીય તત્ત્વજ્ઞાનનો અને બધા ધર્મોનો અભ્યાસ ચાલે, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર આ જીવનવ્યાપી શાસ્ત્રોમાં અધ્યાત્મ દાખલ કેમ કરાય એની કલ્પના જેની પાસે છે એવા લોકો પાસેથી પ્રેરણા મેળવી આ કેન્દ્ર ચાલે. જીવનનાં ભિન્ન ભિન્ન પાસાંઓનું અધ્યયન કરનારા પાંચ-દસ લોકોને એકત્ર રહેવાની આમાં સગવડ થાય. ચુનંદી ચોપડીઓનું એક પુસ્તકાલય હોય. દુનિયાનાં મહત્ત્વનાં માસિકો પણ ત્યાં આવતાં હોય. આફ્રિકા વિશે બધું જ જાણી લેવાની સગવડ હોય. મૂળ આફ્રિકન સંસ્કૃતિ કેવી હતી, એનું રૂપાંતર કેમ થતું જાય છે, એ જાણી લેવાની જરૂર છે.

આ કેન્દ્રમાં આવી રીતે ઊંડું અધ્યયન કરનાર લોકોનો સહવાસ જે લોકોને જરૂરનો લાગે, તેઓ અહીં પોતાને ખર્ચે મહિનો બે મહિના અથવા વધુ સમય રહેવા માગે તો તેમને તેમ કરવાની સગવડ હોવી જોઈએ.

સંસ્કૃતિ-સમન્વયનો આદર્શ નજર આગળ રાખી અનેક તહેવારો અહીં ઉજવાતા હોય. ઉત્સવો, પ્રદર્શનો, વ્યાખ્યાનસત્રો, સંગીતના જલસાઓ, નાટકો વગેરે અહીં ચાલે, Documentary Filmsના સિનેમા પણ હોય.

આવા સંસ્કૃતિ-કેન્દ્રમાં અભ્યાસની પ્રવૃત્તિ સાથે સેવાની પ્રવૃત્તિ પણ હોવી જોઈએ. અહીં આવી રહી, પોતપોતાને ઠેકાણે જનાર લોકો જુદાં જુદાં સેવાકાર્યો ઉપાડી લે અને એ રીતે આ દેશમાં એક નવસંસ્કૃતિની સ્થાપના થાય.

# ૨૧. સર્વોદય યુગની કળા

ભારતીય રાષ્ટ્રીય રંગમંચ(Indian National Theatre)ની પ્રવૃત્તિ વધતી જાય છે. એક વખતે એમનું 'મીરાં' નાટક જોયું હતું. બીજી વખતે બાબુલનાથ પર એમની બૅલે — નૃત્યનાટિકાની તૈયારી જોઈ હતી. તે વખતે મારા મિત્ર સ્વ. શ્રી લાડ સાથે બેત્રણ વાર જોવા ગયો હતો.

આ વખતે મુંબઈ આવતાં, અનાયાસે રાસગરબાં આદિ નૃત્યોની હરીફાઈ ચાલતી જોવાને મળી.

રંગમંચ વચ્ચોવચ રાખી ચારે બાજુએ પ્રેક્ષકોને બેસવાની સગવડ કરેલી હોવાથી આખી જગાનો ઉત્તમમાં ઉત્તમ અને વધારેમાં વધારે લાભ મેળવ્યો છે. પ્રેક્ષકો માટે તો આ ભારે સગવડ હતી. વધારેમાં વધારે લોકો, પૂરા આરામથી બેસી નૃત્યો પૂરતા નજીકથી જોઈ શકતા હતા. આવવાજવાની મુશ્કેલી પણ ઓછી. કહે છે કે આપણા પ્રાચીનકાળનાં નાટકો પણ આવી રીતે પ્રેક્ષકો વચ્ચે થતાં હતાં. એક અપટી (પડદો) ખસેડી એટલે પાત્રો છતાં થયાં.

લોકયુગની ખાસિયત આ રંગમંચ પર સારી રીતે જોવાઈ. ભરતનાટ્ય, કથકલી, મણિપુરી વગેરે શિષ્ટ નૃત્યો તો હવે ચારે કોર ખીલવા લાગ્યાં જ છે. બીજી બાજુ લોકસમુદાયમાં જૂના કાળથી પ્રચલિત એવાં લોકનૃત્યો પણ, પોતપોતાની પ્રાદેશિક ખૂબીઓ સાથે આગળ આવવા લાગ્યાં છે. શિષ્ટ નૃત્ય અને લોકનૃત્ય બંનેને એક જ મંચ ઉપર આણવાનું રાષ્ટ્રીય કામ આ ભારતીય રંગમંચ કરે છે.

અત્યારે આપણો પુનરુદ્ધાર અને પુનર્જીવન દ્વારા આત્મપરિચય મેળવવાનો સમય છે. આ કાર્ય પૂરું થતાંવેંત એની મેળે નવસર્જનનો યુગ બેસશે.

રાષ્ટ્રીય અસ્મિતા જાગતાંવેંત જેમ આપણે અજંટા, કાંગડા, નાથદ્વારા વગેરે ચિત્રકળાની પીંછી કે શૈલીનું મહત્ત્વ સમજી શક્યા અને તે તે શૈલીનું અનુકરણ કરવા લાગ્યા, તેમ જ સંગીત અને નૃત્યકળામાં આપણે આપણી જૂની થાપણ અપનાવીએ છીએ. ચિત્રકળામાં હવે રાષ્ટ્રીયતાનો આગ્રહ ગૌણ થવા લાગ્યો છે અને આપણે આંતરરાષ્ટ્રીય અનુકરણમાં પહોંચી ગયા છીએ. આ ભૂમિકા પણ લાંબી ટકવાની નથી. સ્વતંત્ર ભારતનો મુક્ત પ્રાણ હવે નવસર્જનથી જ વ્યક્ત થઈ શકે છે, સંતોષ પામી શકે છે.

સ્થાપત્યમાં અંગ્રેજોના કાળમાં એમનું જ અનુકરણ ચાલ્યું ત્યાર પછી આપણે આપણું પ્રાચીન અને મુગલકાલીન સ્થાપત્ય સજગ કરવાનો પ્રયત્ન કર્યો. હવે શ્રી જવાહરલાલજી નવસર્જનની હાકલ કરતા જાય છે અને તૈયારીરૂપે પશ્ચિમની અતિનવીન શૈલીને દાખલ કરતા જાય છે. સ્થાપત્યનો જીવન સાથે અતિ ઘનિષ્ઠ

સંબંધ હોવાને કારણે અંધ અનુકરણ મરણ સમાન નીવડે છે. આપણા જીવન સાથે ન ભળવાથી અતિનવીન શૈલી જ્યાં ત્યાં કઢંગી જેવી જ લાગે છે. પણ આ વિષ્કંભકમાંથી પસાર થયે જ છૂટકો. આપણી આબોહવા દહાડે દહાડે વધુ ને વધુ માતતાં શહેરોની હાજતો અને આપણી નવી નવી આવશ્યકતાઓ, એ બધાનો વિચાર કરી નવું સ્થાપત્ય નિર્માણ કરવું પડશે. અવિભક્ત કુટુંબપદ્ધતિની ગૃહરચના જુદી અને માળો બાંધી તેમાં રહેતાં ચકલા-ચકલીની ગૃહરચના જુદી; અને હાર્દિક એકતા સામંજસ્ય ખીલવ્યા વગર સમૂહજીવન પૂરું પાડનારી બૅરેક્સ અને હૉસ્ટેલોની રચના જુદી.

મારો વિશ્વાસ છે કે નવું સ્થાપત્ય અને નવી સ્થાપત્યકળા યથાકાળે ખીલશે જ. પણ તેમ થવા માટે આપણી નવી કુટુંબરચના અને સમાજરચના સ્થિર થવી જોઈએ. આપણે જ્ઞાતિવ્યવસ્થા નથી છોડી શકતા, નથી એનો બચાવ કરી શકતા, કેમ કે આપણે ત્યાં આદર્શનું આંધળું અરાજક છે. નવા આદર્શો હૃદય સુધી પહોંચ્યા નથી અને પહોંચ્યા હોય તોયે એમાં પ્રાણનો સંચાર થયો નથી. એ ઊણપ દૂર થશે કે તરત નવી સ્થાપત્યકળા વગર વિલંબે જાગશે.

સંગીત, નૃત્ય અને સ્થાપત્ય — ત્રણે બાબતમાં સમન્વય સાધવો ઘણો સહેલો છે. ધર્મસામંજસ્ય અને સામાજિક સામંજસ્ય પ્રમાણમાં અઘરાં છે.

આપણા દેશમાં હિંદુ-મુસ્લિમ રાજનૈતિક ઐક્ય થઈ ન શક્યું. પણ સંગીતમાં સમન્વય જોતજોતાંમાં સુંદર રીતે થઈ શક્યો. કપડાંની બાબતમાં, વાસણકૂસણમાં, ખાવાની વાનીઓમાં, રહેણીકરણીની પદ્ધતિમાં આદાનપ્રદાન ઘણું થયું અને કાયમ ટક્યું. અંગ્રેજો સાથે પણ એમ જ થયું છે: કપડાં, વાસણકૂસણ, સંડાસ, સૅનિટેશન, ઇસ્પિતાલ વગેરે બાબતોમાં અંગ્રેજો પાસેથી આપણે ઘણું લીધું. એ લોકોએ આપણા ખોરાકમાંથી પણ કેટલીક વસ્તુઓ સુખેથી લીધી.

આ તો થઈ બીજાં ક્ષેત્રોની વાત. સંગીત અને નૃત્યની બાબતમાં સમૂહ-સંગીત ઘણું ખીલશે. નૃત્યની બાબતમાં એક સામંજસ્ય અને સમન્વય થશે, જેમાં અતિશય સૂક્ષ્મ દૃષ્ટિ રાખવી પડશે, એનો થોડો વિચાર કરીશું.

કોઈ પણ સમાજ જ્યારે કેવળ શુદ્ધ, નીરોગી, કુદરતી જીવન ગાળે છે ત્યારે એનામાં વીર્યશક્તિ, પ્રાણશક્તિ વધારેમાં વધારે હોય છે. એ જ સમાજ જ્યારે વધુ સુખલાલસામાં પડે છે અને સાથે સાથે રસિકતા, કલાભિરુચિ વગેરે કેળવે છે ત્યારે એનામાં જાતજાતની સંસ્કારિતા આવી જાય છે, પણ સાથે સાથે પ્રાણ-શક્તિ કાંઈક ઓછી થાય છે. બુદ્ધિશક્તિ, યોજનાશક્તિ અને દૂરંદેશી વધી જવાથી, જીવનકલહમાં એવો સમાજ વધારે ફાવી જાય છે, જાતજાતની સફળતા મેળવે છે, પ્રભાવશાળી થઈ અનેક શક્તિઓનો ઉપયોગ કરી શકે છે, કેવળ પ્રાણવાન પ્રજાને કાબૂમાં પણ રાખી શકે છે; પણ સુખપરાયણતા, અતિરસિકતા, વિલાસિતા અને આમાંથી ઊપજતી 'સંસ્કારિતા'નો સ્વભાવ જ એવો છે કે એમાંથી અમુક ઠાવકાઈ વધતાં જીવનનાં મૂળિયાં સુધી કૃત્રિમતા પહોંચી જાય છે અને પ્રાણશક્તિ ક્ષીણ થતી જાય છે અને જેમ જેમ પ્રાણશક્તિને અભાવે યૌવન ફીકું પડતું જાય છે તેમ

તેમ કૃત્રિમ રીતે રંગરોગાનની મદદ લેવા તરફ ચિત્ત લલચાય છે. આમાં ગમે તેટલી બેમાલૂમ સફાઈ સાધ્ય થઈ હોય તોપણ પ્રાણશક્તિની સહજ કાન્તિ એમાં પ્રગટ થઈ શકતી નથી અને અંતે આવી ફીકી 'સંસ્કારિતા' પ્રાણશક્તિ આગળ ધીરે ધીરે હારી જાય છે. ઉત્સાહ, જોમ, જુસ્સો, ચીવટ, નિશ્ચય વગેરે ગુણો તો પ્રાણને જ વરેલા હોય છે અને જીવનસંઘર્ષમાં આ ગુણો વગર ટકાતું નથી.

ઉપર કરેલું પૃથક્કરણ જો સાચું હોય તો એ સ્પષ્ટ છે કે પ્રાણને ભોગે મેળવેલી સંસ્કારિતા ખોટનો વેપાર છે. એની સાથે એ પણ એટલું જ સાચું છે કે સંસ્કારિતાને અભાવે કેવળ પ્રાણશક્તિ કૃતાર્થ થતી નથી. ઊંડામાં ઊંડી જીવનાનુભૂતિ સંસ્કારિતા વગર કેળવાતી નથી. માટે પ્રાણ અને સંસ્કારિતા બેનો યોગ્ય પ્રમાણમાં મેળ ખવડાવી, સુભગ સમન્વય સાધ્યો હોય તો જ જીવન સર્વાંગસંપૂર્ણ અને કૃતાર્થ થઈ શકે છે.

માણસજાતે આજ સુધી પ્રાણ અને સંસ્કારિતા વચ્ચે અસંખ્ય વાર ઝોલાં ખાધાં છે. લંબકની પેઠે કોક વખત આ છેડે અને કોક વખત બીજે છેડે જવાના પ્રયોગો કર્યા છે, અને જ્યારે જ્યારે આ બે છેડા વચ્ચેના સમધાત બિંદુ ઉપર માણસજાત આવી છે અને પ્રાણ તથા સંસ્કારિતા વચ્ચે કંઈક સુમેળ સધાયો છે, ત્યારે ત્યારે માણસ-સ્વભાવને એ સ્થિતિ અલૂણી લાગી છે. કેમ કે એમાં સફળતા અને સંતોષ વધારેમાં વધારે હોવા છતાં, પૂરતી ઉત્તેજના મળતી નથી. એ એક ઊણપ છે. અને બીજો દોષ એ કે એ સ્થિતિ લાંબા વખત સુધી ટકી શકતી નથી.

સમન્વયનો આદર્શ મન, બુદ્ધિ, હૃદય દ્વારા જ્યારે સંપૂર્ણપણે સ્વીકારાય અને એ સમન્વય સાધીને ટકાવવાની જીવનકળા હાથ આવે ત્યારે જ યોગયુક્ત સ્થિતિ વિશે માણસજાતમાં ઉત્સાહ જામશે.

આજે ગામડાંઓની સ્થિતિ ગમે તેટલી કફોડી હોય, આહારથી માંડીને તમામ જરૂરી ચીજોમાં એની હાડમારી વધી હોય, તોયે ગામડાંનું જીવન વધારેમાં વધારે પ્રકૃતિનો આશીર્વાદ મેળવી રહ્યું છે અને તેથી એણે પ્રાણ ખોયો નથી. અને શહેરીજીવન અનુભવ-ચિંતનની અને વિજ્ઞાનની મદદ મેળવીને ગમે તેટલું સુરક્ષિત, સુવ્યવસ્થિત અને સગવડભરેલું થયું હોય તોયે કૃત્રિમતા એ જ એક એવડો મોટો રોગ છે કે એને કારણે એની સ્વાભાવિકતા ક્ષીણ થઈ છે, તેની સંસ્કારિતા નિષ્પ્રાણ થતી જાય છે. શહેરમાં ખીલતાં શિષ્ટ નૃત્યો અને ગામડાંમાંથી આવતાં જોમદાર લોકનૃત્યોની સરખામણી કરતાં આ સહેજે ધ્યાનમાં આવે એમ છે.

જે ખામી કે ઊણપ કે એકાંગિતા એક વાર સ્પષ્ટપણે દેખાઈ આવી, તે દૂર કરવાનો ઉપાય માણસજાતને જડવો જ જોઈએ. એવો ઉપાય જડવો એ ઉત્સાહી બુદ્ધિશક્તિ માટે અઘરું ન થવું જોઈએ.

તેથી હવે કળાની શક્તિ ઓળખનાર અને એની પાછળનાં તત્ત્વજ્ઞાનનું ચિંતન કરનાર સમાજનેતાઓએ એ બે છેડા વચ્ચે સુભગ અને વીર્યવાન સમન્વય શોધી કાઢવો જ જોઈએ. આ કામ માંડવાળવૃત્તિથી, અથવા વચલો રસ્તો શોધવાની કુનેહથી

થવાનું નથી. બંને બાજુનું મહત્ત્વ જે લોકો યથાપ્રમાણ સમજી ગયા છે, તેમનામાં જ્યારે નવસર્જનનો ઉત્સાહ ઉદય પામે અને એ સિસૃક્ષા અદમ્ય થઈ જાય ત્યારે જ લોકસમાજ અને શિષ્ટસમાજ બંનેને એક કરનારી સર્વહિતકારી પ્રાણવાન સંસ્કારિતા અથવા સંસ્કારી પ્રાણશક્તિ પ્રગટ થઈ સમાજનો કબજો લેશે. સર્વોદય યુગની એ માગ છે તેથી એ પૂરી થવાની જ.

## ૨૨. જીવનદૃષ્ટિ અને અધ્યયનદૃષ્ટિ*

તમારા આચાર્ય યશવંતભાઈના આમંત્રણથી વર્ષાસત્રનું માંગલિક પ્રવચન આપવા આવ્યો છું. તેથી આ વર્ષાઋતુના સ્વાગતથી જ પ્રારંભ કરવો જોઈએ. પણ તે પહેલાં પોતાને વિશે બે શબ્દ કહેવાની આવશ્યકતા ઊભી થઈ છે.

તમે જાણો છો કે કેટલાંય વરસો થયાં મારા જમણા કાને રાજીનામું આપી દીધું છે, અને એ નિવૃત્તિ ભોગવે છે. હમણાં બે દિવસ થયા ડાબા કાને હડતાળ પાડી છે. એની સાથે સમાધાનની વાતો ચાલે છે. એ કાન વાતો સાંભળે અને માની જાય તો ઠીક. પણ આજે તો મારે વિશે કોઈ કાંઈ બોલે તો તે હું સાંભળી શકવાનો નથી. યશવંતભાઈએ મારા વિશે કંઈક સારું સારું કહ્યું હોય તો તે ન સાંભળવામાં લાભ જ છે. શાસ્ત્રો કહે છે કે પોતાનાં વખાણ સાંભળવાં ન જોઈએ, પણ હું જોઉં છું કે યશવંતભાઈએ કંઈક કહ્યું ત્યારે તમે લોકો ખૂબ હસ્યા. એ ઉપરથી અનુમાન કરું છું કે એમણે મારી નિંદા કરી હશે! એ પણ હું સાંભળી ન શક્યો, એટલે હું નિંદા-સ્તુતિથી પર થઈ ગયો. એ પણ લાભ જ છે.

મારી એક વ્યાખ્યા છે. જે માણસ કોઈનું કશું સાંભળતો નથી, પણ પોતાની વાતો બધાને સંભળાવ્યા કરે છે તે પેગંબર — પ્રોફેટ કહેવાય. મારા બે કાનની મહેરબાનીથી હું આવો પેગંબર બન્યો છું; એટલે તમને, મનમાં આવે તે, સંભળાવવાનો છું.

ભાઈ ઉમાશંકરે મારે વિશે ઘણી વાર કહ્યું છે કે હું એક ઘુમક્કડ છું — એક રખડુ છું. એમની વાત સાચી છે. સ્વદેશમાં તો ઘણું રખડ્યો જ છું, પણ સ્વરાજ પછી દેશબહાર પણ ઓછું રખડ્યો નથી. જે માણસ ઘણી મુસાફરી કરે તેણે સ્વદેશ આવી અન્યત્ર શું શું જોયું અને જાણ્યું તેનો અહેવાલ સ્વજનોને આપવો જ જોઈએ. હમણાં હમણાં ભારતના ચારે ખૂણા ફરી આવ્યો છું. પૂર્વમાં રવીન્દ્ર-શતાબ્દીને અંગે શાંતિનિકેતન ગયો હતો. ત્યાંથી ઉત્તરે મસૂરી ગયો. ત્યાં હિમાચ્છાદિત શિખરોનું દર્શન તો કર્યું જ, પણ આપણા ભાવિ રાજ્યકર્તાઓને ગાંધીજીની શિખામણ વિશે થોડું કહી આવ્યો. ત્યાંથી ગયો છેક દક્ષિણે કન્યાકુમારી સુધી!

*કાકાસાહેબ કાલેલકરે હ. કા. આર્ટ્સ કૉલેજના સત્રારંભે અધ્યાપકો અને વિદ્યાર્થીઓ સમક્ષ આપેલું મંગલપ્રવચન.

અનેક તીર્થસ્થાનો, આશ્રમો અને સંસ્થાઓ જોયાં, નારીજીવનનું ચિંતન કર્યું, અને હવે આવ્યો છું પશ્ચિમ ભારતના એક રાજનગરમાં — નવભારતના દર્શને!

બધે વરસાદ સારો છે. જોઈએ તેના કરતાં કાંઈક વધારે જ હશે. ભગવાનને કે કુદરતને થયું હશે કે આ માનવીઓ નદીનાં પાણી માટે અંદર અંદર લડે છે. એમને અક્કલ ત્યારે જ આવશે જ્યારે નદીના પાણીમાં તેઓ એક વાર ડૂબી જશે.

છાપાંઓમાં સમાચાર તો ઘણા આવે છે, પણ સહુથી મહત્ત્વના સમાચાર તો વરસાદના જ ગણાવા જોઈએ. વનસ્પતિ, પશુ, પક્ષી બધાંનું જીવન વરસાદ પર જ અવલંબેલું છે. વર્ષા પ્રમાણસર થઈ તો જ વરસ સારું જવાનું. એટલે જ તો આપણા પૂર્વજોએ વર્ષા ઉપરથી વરસ શબ્દ ઉપજાવ્યો છે (અને કેટલેક ઠેકાણે બે વાર વર્ષા થતી હોવાથી બાર મહિનાનાં બે વરસ ગણાતાં હતાં. ઈતિહાસ-સંશોધકો એ જાણે છે.)

ખેર. વર્ષાસત્રના પ્રારંભમાં આપણે ખુદાતાલાની વર્ષાની મહેરને માટે શુક્ર-ગુજાર થઈએ અને વર્ષાનાં સ્તોત્રો અને ગીતો ગાઈએ.

આપણી ઋતુઓ પણ મોળી નથી. શિયાળામાં કડકડતી ટાઢ વાય છે, ઉનાળો એવો તો સખત હોય છે કે આપણે જીવતા માણસ છીએ તેથી જ આપણે સુકાઈને ભૂકો થતો નથી અને ચોમાસાનું તાંડવ તો જાણો જ છો. આવી પૂર-જોસ ઋતુઓનું વર્ણન પણ મોળી ભાષામાં ન જ થવું જોઈએ. આપણે ભગવાનને કહેવું જોઈએ કે ઉનાળાથી જ્યારે જીવન સુકાઈ જાય ત્યારે તારી કરુણધારા રુદ્ર-વેશે આવી જાય એમાં અમે રાજી છીએ.

પ્રકૃતિ સાથે તાદાત્મ્ય અનુભવનાર વ્યાસ અને વાલ્મીકિએ ઋતુઓનાં જે વર્ણનો કર્યાં છે તે કોઈ સંસ્કૃતના અભ્યાસીએ એકત્ર કરી આપવાં જોઈએ. આપણા માનીતા કવિ કાલિદાસે 'ઋતુસંહાર' લખી પોતાપૂરતું એ કામ કર્યું જ છે. આપણા આજના કવિઓએ એ પરંપરા આગળ ચલાવી પોતાની પ્રતિભાનો પરિચય આપવો જોઈએ. કોઈ એમ ન કહે કે ઋતુઓ તો દર વરસે આવે જ છે, એમાં નવું કહેવાનું શું હોય? સૂરજ રોજ ઊગે છે અને આથમે છે, તેથી કંઈ તે વાસી થતો નથી. તે જ પ્રમાણે ઋતુઓ દર વરસે આવે છે, તેથી વાસી શી રીતે થાય? આપણું જીવન જ એમના ઉપર નિર્ભર હોય છે. अतिपरिचयाद् अवज्ञાનો નિયમ આપણે જો આપણા શરીર માટે, માબાપ માટે, સ્વદેશ માટે કે પોતાની સંસ્કૃતિ માટે લાગુ નથી પાડતા, તો જીવનદાયી વર્ષાઋતુને આપણે અણગાયેલી કેમ જવા દઈએ? અને ખાસ કરીને જ્યારે જ્યાંત્યાં નવજીવનના અંકુરો નજરે પડતા હોય! સાહિત્યના ઉપાસકોએ તો વરસનું મંગલાચરણ વર્ષા-ગાનથી જ કરવું જોઈએ.

અને તમારી તો 'આર્ટ્સ' કૉલેજ છે. આર્ટ્સ કૉલેજ કોને કહીશું? જીવન સંસ્કારી ઢબે અને સમર્થપણે જીવવાની કળા જે શીખવે — જીવનકળામાં પ્રવેશ કરાવે — તે આર્ટ્સ કૉલેજ, એવી મારી વ્યાખ્યા છે. કુદરતનો અને માનવમાનસનો

પરિચય ઉત્તરોત્તર વધારી જીવન વધુ સુઘડ, વધુ આનંદદાયી અને વધુ આશીર્વાદ-રૂપ બનાવવાની કળા કેળવવાનું આ સ્થાન છે. અહીં તમે એવા શુભસંકલ્પ સાથે દાખલ થયા છો, માટે તમારું અભિનંદન કરું છું.

હું જોઉં છું કે આજકાલ તમે આવા મહાવિદ્યાલયમાં વિનયનનો જ અભ્યાસ કરો છો, પણ મારી દૃષ્ટિએ, જીવનકળા સંપૂર્ણપણે કેળવવી હોય તો તેમાં વિજ્ઞાન-નો પણ ઠીક ઠીક પરિચય હોવો જ જોઈએ. નિરીક્ષણ, પરીક્ષણ, પ્રયોગ અને નવનિર્મિતિ — આમ ચતુર્વિધ જીવનકળા ખીલવ્યા વગર માણસમાં બાહોશી આવતી નથી અને એની આકલનશક્તિ પણ ખીલતી નથી. માટે વિનયનમાં ગણિત, જ્યોતિષ, પદાર્થવિજ્ઞાન, રસાયણ, વનસ્પતિવિજ્ઞાન અને પ્રાણીવિજ્ઞાન પણ યથાપ્રમાણ હોવાં જોઈએ. કેવળ સાહિત્ય, ઈતિહાસ, માનસશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજનીતિ અને સમાજ-વિજ્ઞાનથી વિનયન પૂરું થતું નથી. વિનયનમાં કાયદાનું અને વૈદકનું જ્ઞાન પણ થોડું થોડું આવવું જોઈએ. સર્વાંગસંપૂર્ણ વિનયન પછી ધંધાકીય તાલીમ લેવાની હોય છે. કાયદા, વાણિજ્ય, વૈદક, યંત્રવિદ્યા વગેરે ધંધાઓનું ખાસ જ્ઞાન જ્યાં અપાતું હોય તે, મારે મન, કેળવણીની સંસ્થાઓ નથી, પણ તે તે ક્ષેત્રમાં વિજ્ઞ બનવા માટે તાલીમ આપતી સંસ્થાઓ છે. તેમની ઉપયોગિતા ઘણી છે, પણ પાયાની ઉચ્ચ કેળવણીમાં આજકાલનાં સમૃદ્ધ જીવનનાં મહત્ત્વનાં અંગો બાતલ ન જ રહેવાં જોઈએ.

આ બધા વિષયોમાં સાહિત્યનું મહત્ત્વ સહુથી વધારે છે, કેમ કે વિશાળ અર્થમાં સાહિત્ય આ બધા વિષયોને આવરી લે છે.

માનવજાતિ પાસે જીવન-અનુભવની જે મૂડી ભેગી થતી જાય છે તેને તે બે રીતે સાચવતી આવી છે: (૧) કૌટુંબિક, સામાજિક, આર્થિક, રાજનૈતિક અને ધાર્મિક સંસ્થાઓ, રસમરિવાજો, વ્રતો અને તહેવારો દ્વારા જીવન સમૃદ્ધ કરીને; એટલે કે જીવનવ્યવસ્થા અને જીવનના આદર્શો દ્વારા આપણે આપણા અનુભવોની મૂડી સાચવીએ છીએ. પણ એથીયે વિશેષ તો (૨) સાહિત્ય દ્વારા આપણે આપણો તમામ અનુભવ, એ મેળવવાની પ્રક્રિયા, એમાં કરેલી ભૂલો અને મેળવેલી સિદ્ધિઓ— બધું જ એમાં ઉપયોગી અને સુંદર રીતે સંઘરી રાખીએ છીએ. યુગપરંપરાના પુરુષાર્થ દ્વારા જે જ્ઞાનરાશિનું પૈત્રિક ધન સંચિત થાય છે તેનો વારસો સાહિત્ય દ્વારા આપણને મળે છે. માટે સાહિત્યનું અધ્યયન એ જીવનસાધનાનો ઉત્તમ પ્રારંભ છે. સેવાનું કે અસેવાનું ગમે તે ક્ષેત્ર પસંદ કરો, સાહિત્યનો પરિચય એમાં મદદગાર થવાનો જ.

સેવા સાથે મેં અસેવાનો પણ ઉલ્લેખ કર્યો છે એથી આશ્ચર્ય નહીં પામતા. આપણે ત્યાં ચૌદ વિદ્યા સાથે ચોસઠ કળાઓ ગણાતી. એમાં ચૌર્યકળાનો પણ સમાવેશ થતો! આ સુધરેલા જમાનામાં ચોરો અનઘડ હોય તો ન ફાવી શકે. (એક વાર્તામાં મેં વાંચેલું કે ઝવેરાતની દુકાનમાં પહોંચી રાત્રે ચોરી કરવા માટે એક ચૌર્યવિદ્યાનિષ્ણાતે ઈજિપ્તની સંસ્કૃતિનો ઉત્તમ અભ્યાસ કર્યો અને પોતે

'મમી' તરીકે પેટીમાં સૂઈ જઈ ઝવેરાતની દુકાનમાં પ્રવેશ મેળવ્યો !)

આ બધું અત્યારે જવા દઈએ. મારે જે તમને ખાસ કહેવું છે તે એ છે કે તમારા વિનયનના વિષયો ભલે એ ને એ જ હોય, પાઠ્યપુસ્તકો અને અધ્યાપકો પણ ભલે એ ને એ જ હોય, તોયે તમારે તમારી અધ્યયનની દૃષ્ટિમાં સમૂળો ફેરફાર કરવો જોઈએ. જે ઢબે અત્યાર સુધી શીખતા-શીખવતા આવ્યા છો તે હવે પછી નહીં ચાલે. કેળવણીની પદ્ધતિમાં ક્રાંતિ થશે ત્યારે થશે, પણ કેળવણી લેવાની દૃષ્ટિ અને પદ્ધતિ તમારા હાથમાં છે. એમાં તમારી પાસેથી હું સમૂળી ક્રાંતિ માગું છું.

સમાજનું આખું ઘડતર હવે ઝપાટાભેર બદલાતું જાય છે. જેને આપણે ઉપલો વર્ગ કહેતા હતા — પછી એ રાજવીઓનો હોય, પંડિતો અને પુરોહિતોનો હોય કે ગર્ભશ્રીમંતોનો હોય — તે વર્ગ હવે તૂટી ગયો છે અથવા તૂટવાની અણી ઉપર છે. એમાં મુખ્ય વસ્તુ તો એ વર્ગની જીવટ જ ક્ષીણ થઈ તે છે. હવે પછીની સમાજવ્યવસ્થામાં એમને સ્થાન નથી રહ્યું. (અમેરિકન લેખિકા મારગ્રેટ મિચેલની નવલકથા Gone With the Windમાં એક ઉમરાવનો નબીરો શરૂઆતમાં કથાનાયક તરીકે રજૂ થાય છે. તે એ સ્થાને શોભે પણ છે, પણ સમાજમાં ક્રાંતિ થતાવેંત એ જ નબીરો સાવ તેજોહીન, માયકાંગલા જેવો બને છે. આદરને ઠેકાણે એને માટે દયા મેળવવી પણ મુશ્કેલ થાય છે. એ જ સ્થિતિ ઉપર ગણાવેલા આપણા ઉચ્ચ વર્ગોની અને ઉચ્ચ વર્ણોની થઈ છે.)

હવે રહ્યો આપણો ભણેલોગણેલો મધ્યમ વર્ગ. દેશમાં સહુથી પ્રભાવશાળી વર્ગ એ જ છે. તમે બધા, મોટે ભાગે, એ જ વર્ગના છો. દેશના ભાવિ વિશે અને શરૂ થયેલી ક્રાંતિ વિશે સજગપણે એ જ વર્ગે વિચારવાનું છે. અને તે એ કે હવે પછી ઉજળિયાત વર્ગ અને શ્રમજીવી વર્ગ વચ્ચેનો ભેદ ટકવાનો નથી. સાર્વત્રિક કેળવણીને કારણે મજૂરિયાત વર્ગના કેટલાક હોશિયાર અને તેજસ્વી યુવાનો ઝપાટાભેર ઉજળિયાત વર્ગમાં દાખલ થવા લાગ્યા છે. પણ એ પ્રક્રિયા એટલેથી અટકવાની નથી. ઉજળિયાત વર્ગ આજ સુધી બેઠાડુ રહ્યો છે. એને હિંદીમાં 'સફેદપોશ' કહે છે. એ બધું કામ છાયામાં અને બેસીને કરે છે. મોટે ભાગે કામ કરવા કરતાં કરાવવાની જવાબદારી એની હોય છે. એ મજૂરી પર નભતો નથી, પણ બાહોશી માટે પગાર લઈને પોતાની પ્રતિષ્ઠા સાચવે છે. આવો વર્ગ લોકવસ્તીમાં દસ કે બાર ટકાથી વધારે અત્યારે નથી. વિલાયતમાં પણ, ગઈ કાલ સુધી, ઉજળિયાત વર્ગ ચૌદ ટકાનો જ હતો.

આપણા દેશમાં આપણે ન્યાતને હિસાબે વિચાર કરતા આવ્યા છીએ. આપણે ત્યાં નાનીમોટી, જૂની-નવી કુલ ત્રણ હજાર ન્યાતો ગણાઈ છે. એ ખણખોદિયો હિસાબ છોડી દઈએ તોયે આપણા દેશમાં ત્રણસો સાડી ત્રણસો ન્યાતો છે. એમાં મુસલમાન, ખ્રિસ્તી, યહૂદી વગેરે બધા આવી ગયા. એ પણ ન્યાતો જ છે. હવે તપાસને અંતે આપણે જોયું છે કે દેશની તમામ જમીન, મૂડી, કારીગરી,

કેળવણી, ઉદ્યોગહુન્નર, ઉજળિયાત ધંધાઓ, વિદ્વત્તા, સત્તા અને લાગવગ આ ત્રણસોમાંથી ફક્ત બાર-પંદર ન્યાતના લોકોના જ હાથમાં છે. બધી શક્તિ, સંપત્તિ સત્તા, કુનેહ અને આવડત આ લોકો પાસે જ, મોટે ભાગે, છે. બાકીના બધા લોકો ધનહીન, ભૂમિહીન, વિદ્યાહીન, સત્તાહીન એટલે કે, ટૂંકામાં, સર્વવિહીન છે. એ લોકો જ્યાં સુધી સૂતેલા, દૈવવાદી અને તેથી સંતુષ્ટ હતા ત્યાં સુધીની વાત નોખી, હવે એ 'સર્વવિહીન' વિશાલ વર્ગના હાથમાં ત્રણ ક્રાંતિકારી વસ્તુઓ પહોંચી છે. એક છે જાગૃતિ, બીજી છે અસંતોષ, અને ત્રીજી, સ્વરાજ થયા પછી એમને જે મળી છે તે છે મતાધિકાર અથવા વૉટ. આ ત્રણે વસ્તુઓ કઈ રીતે વાપરવી એનું જ્ઞાન એ બહુજનસમાજને નથી. એ જ સહુથી મોટું સંકટ છે. જાગૃતિ, અસંતોષ અને મતાધિકાર — એમાંથી એકે વસ્તુ આપણે હવે લોકો પાસેથી છીનવી શકવાના નથી. તેથી આપણી પાસે એક જ ઉપાય છે કે આપણે એ લોકોને કેળવીએ, સમાજમાં અધિકારનું માનભેર સ્થાન એમને આપી દઈએ. પણ એથીયે વધારે મહત્ત્વની અને તાકીદની વસ્તુ છે એ લોકોને અપનાવવાની. વારતહેવારે જેમ આપણે સગાંસંબંધીઓને જમવા બોલાવીએ છીએ, તેમ આપણી સેવા કરનાર ધોબી, વાળંદ, ઘાંચી, મોચી, ભંગી — બધાનાં બાળકોને પોતીકાં સમજી, સમાનભાવે વારાફરતી બોલાવવાં જોઈએ. શિષ્યવૃત્તિ, વજીફા કે સ્કૉલરશિપ આપતી વખતે કે મેળવતી વખતે પણ બધી ન્યાતના બનેલા આપણા વિશાલ પરિવારનાં હોશિયાર બાળકોનો સમાનભાવે વિચાર કરવો જોઈએ.

ન્યાતજાત સામે જબરદસ્ત ઝુંબેશ ચલાવનાર આપણા મિનિસ્ટરો — મંત્રીઓ, સચિવો અને અમલદારો પોતાના રહસ્યમંત્રી (પ્રાઈવેટ સેક્રેટરી) નીમતી વખતે પોતાના સિદ્ધાંતો ઘણી વાર ભૂલી જાય છે. બંગાળી માણસ બંગાળીને જ નીમે, મહારાષ્ટ્રી મહારાષ્ટ્રીને નીમે, કાયસ્થ કાયસ્થને નીમે, મુસલમાન મુસલમાનને જ પોતીકો ગણે. આ જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી ન્યાત સામે અને અસ્પૃશ્યતા સામે આંદોલન ચલાવવા પાછળ પ્રજાનો પૈસો છૂટે હાથે ખરચવાથી દહાડો વળવાનો નથી. રાષ્ટ્રપતિથી માંડીને ઠેઠ તલાટી સુધી એવો જ નિયમ આપણે કેમ ન કરીએ કે પરણવું હોય તો ન્યાતબહાર અને સેક્રેટરી પસંદ કરવો હોય તો પોતાના ડાયરા બહારનો જ હોય. જેઓ દૂરના છે અથવા ગણાય છે તેમને નજદીક આણીએ, પોતીકા ગણીએ અને અપનાવીએ — એ જ આપણી નીતિ હોવી જોઈએ.

આ જ નીતિ પાકે પાયે સ્વીકારી વિદ્યાર્થીઓ જો છાત્રાલયોમાં રહે, અંગત દોસ્તીઓ કેળવે તો ભણવાના વિષયો પર પણ નવું અજવાળું ફેલાશે અને એમનું ભણતર તેજસ્વી થશે.

આપણે ત્યાં જીવનનું સંગઠન ન્યાતવાર થતું આવ્યું છે અને એનું સમર્થન આપણે વર્ણવ્યવસ્થાને નામે કરીએ છીએ. સમાજશાસ્ત્રીઓ જાણે છે કે ન્યાત અને વર્ણ એક નથી; હોય તો પરસ્પર વિરોધી છે. પણ આજે વર્ણો છે જ ક્યાં?

પ્રત્યક્ષ આચારમાં કેવળ ન્યાતો જ છે. નામશેષ વર્ણવ્યવસ્થા મિથ્યાભિમાન પોષવા પૂરતી જ રહી છે. આપણે કેમ ભૂલીએ કે જ્યાં કેળવણી નિર્વર્ણી છે, ખાનપાનના રિવાજો સર્વસામાન્ય થતા જાય છે, ત્યાં વિવાહસંબંધમાં પણ વર્ણ-વ્યવસ્થા ટકવાની નથી. પોતપોતાની ન્યાતનાં નોખાં નોખાં ફંડો ઊભાં કરવાં, અલગ અલગ છાત્રાલયો કાઢવાં, ન્યાત પરત્વે છાત્રવૃત્તિ આપવી, દરેક ન્યાતનું એક મુખપત્ર ચલાવવું અને રહેવાય નહીં ત્યારે પરિષદો બોલાવવી, એટલી જ વસ્તુઓમાં આજે ન્યાત દેખાઈ આવે છે અને દુર્ગંધી ફેલાવે છે. ન્યાત પરત્વે કેળવણીની સંસ્થાઓ અને રુગ્ણાલયો (હૉસ્પિટલો) હવે પછી નથી ચાલવાનાં એમ માની લઈએ.

પણ હું તો તમને કહેવા માગું છું કે વર્ણવ્યવસ્થા અને જ્ઞાતિવ્યવસ્થાનો કટ્ટર દુશ્મન છે સર્વોદય. ગાંધીજીએ પોતાના આશ્રમમાં અને આશ્રમની પ્રેરણાથી થોડા વખત સુધી ચાલેલા અસંખ્ય આશ્રમોમાં જાતિભેદ અને ધર્મભેદનો છેદ ઉડાડી દીધો હતો. અસ્પૃશ્યતાનિવારણ તો એમાં ચંચુપ્રવેશમાત્ર હતો.

જે યુવાનો અને યુવતીઓ કૉલેજમાં ભણે છે એમને માટે આવી ક્રાંતિ અઘરી જણાતી નથી, પણ એનું મહત્ત્વ પણ તેઓ બરાબર સમજતાં નથી. સમજે તો આ ક્રાંતિને તેઓ પોતાનું જીવનકાર્ય જ ગણે. અને મિશનની નિષ્ઠાથી એને ચલાવે.

પણ અત્યારે તો હું તમને ભણતી વખતે જીવનદૃષ્ટિ સાથે અધ્યયનદષ્ટિ પણ ફેરવવાની સૂચના કરવા આવ્યો છું. અર્થશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર જ્યારે શીખશો ત્યારે એના સિદ્ધાંતો તમારી આ શુદ્ધ જીવનદૃષ્ટિની કસોટી પર કસી જોશો. માનસશાસ્ત્ર બદલવું પડશે, વિવાહસંસ્થા નવા પાયા ઉપર ઊભી કરવી પડશે અને સાહિત્યનાં મૂલ્યો પણ જીવનમૂલ્યો હોઈ એમાં પણ ક્રાંતિ કરવાની રહેશે. આનો પ્રારંભ નવા સાહિત્યસેવીઓએ કર્યો છે. એ અભિનંદનીય અને શુભ વસ્તુ છે. કરોડો નવશિક્ષિતોને ફાવે એવી સહેલી, સીધી અને સોંસરી શૈલી આપણે કેળવીશું, આપણા અલંકારો અને આપણી ઉપમાઓમાં પણ નવ-જીવનની તાજગી હશે, અને દરેક તબક્કે માનવતાની સુગંધી આપણને પ્રસન્ન કરશે. માનવતાની આજની હાલત તરફ સમાજનું ધ્યાન ખેંચતા કેટલાક વાસ્તવવાદી પ્રયત્નપૂર્વક દુર્ગંધીનો જ આસ્વાદ સેવે છે અને પીરસે છે. એ સ્થિતિ આપણે જાણીએ છીએ, પણ એ અભિરુચિ લાંબા વખત સુધી ટકવાની નથી. જે હરિજનો, ગિરિજનો કે સ્ત્રીજનો પ્રત્યે સહાનુભૂતિ કેળવવા માટે આ લોકો સામાજિક નરકને ઉલેચે છે તે ઉપેક્ષિત વર્ગો જ સ્વમાન સાચવવા આવી દુર્ગંધરસિકતાનો વિરોધ કરશે. જ્યાં પ્રાણ જાગ્રત થયો, શુદ્ધ હવા વહેવા લાગી ત્યાં તાજગી અને સુગંધી આવવાની જ.

અનેક વાર કહેલી વસ્તુ અહીં પણ કહું છું કે માનસપરિવર્તન, જીવનપરિવર્તન અને સમાજપરિવર્તનનો આ જમાનો છે. અંત્યોદય દ્વારા સર્વોદય એ એની સાધના

છે. આ દૃષ્ટિ કેળવ્યા પછી તમે જોશો કે તમારા ભણતરમાં તમને નવો રસ જાગશે અને ભણેલી વસ્તુઓ પોથીમાંનાં રીંગણાં ન રહેતાં તમને નવો નવો ઉત્સાહ આપશે.

આવા નવા સંકલ્પ સાથે અને નવા જીવનવલણ સાથે વર્ષાઋતુના પ્રારંભમાં, મહાવિદ્યાલયીન ભણતરમાં પ્રવેશ કરશો એવી મારી ભલામણ છે.

મેં ઉપર હરિજન અને ગિરિજન સાથે સ્ત્રીજનની પણ ગણતરી ઈરાદાપૂર્વક કરી છે, કેમ કે હવે સ્ત્રીજાતિનો માથું ઊંચું કરવાનો જમાનો આવી ગયો છે. ઝઘડાળુ, યુદ્ધખોર પુરુષોએ સમાજનું, પોતપોતાના દેશનું અને આખી દુનિયાનું તંત્ર હાથમાં લઈ જે દશા ઉત્પન્ન કરી છે તેનો અનુભવ થતાં માણસજાત ગાંધીજીનો અહિંસાનો અને અવેરનો સંદેશો સાંભળવા — ફક્ત સાંભળવા તૈયાર થઈ છે. એ સંદેશો દુનિયાના વહેવારકુશળ નેતાઓને ગળે ઝટ નહીં ઊતરે, પણ જેમને બબ્બે, ત્રણ ત્રણ યુદ્ધ દરમ્યાન વધારેમાં વધારે વેઠવું પડયું, શોષવું પડયું, તેઓ હવે વિચાર કરતા થયા છે. સામ્રાજ્યવાદી શાસ્તાઓનો મદ ઊતરે કે ન ઊતરે, શાસિત લોકો મરણિયા થવા લાગ્યા છે. એવે વખતે દુનિયાનું તંત્ર હાથમાં લેવા માટે નવી કેળવણી તમે લઈ રહ્યા છો એટલું યાદ રાખશો અને તમને જોઈતું નવું નવું તમારા અધ્યાપકો પાસેથી માગી લેશો અને નવસૃષ્ટિરચના માટેની તૈયારી કરશો.

સરકારે સમાજસત્તા સ્થાપન કરવાની દૃષ્ટિએ 'પ્રાઈવેટ સેક્ટર' અને 'પબ્લિક સેક્ટર'નો ભેદ જારી કર્યો છે. એ તરફ સમાજનું પૂરતું ધ્યાન ગયું નથી. ખાનગી ઉદ્યોગપતિઓ માત્ર એ વસ્તુનો ઝોક સમજવા લાગ્યા છે, પણ જો આપણે સમાજસત્તાવાદ સાથે સર્વોદયને આગળ ધપાવીશું તો બેને ઠેકાણે ત્રણ સેક્ટર ઊભા થશે — ખાનગી સેક્ટર, સરકારી સેક્ટર અને પ્રજાકીય સહકારી જાહેર સેક્ટર. એની કેળવણી તમે માગતા થશો ત્યારે જ એ રચાશે અને અપાશે. એ નવયુગને ઓળખો, આવકારો અને સ્થાપવામાં પહેલ કરો તો જ આ યુગમાં જીવ્યાનું સાર્થક થશે.

## ૨૩. અન્યાયમૂલક સંસ્કૃતિ

સ્વરાજ્ય મળ્યા પછી આપણા રાષ્ટ્રસેવકોએ આર્થિક અસમાનતા દૂર કરવા તરફ પોતાનું ધ્યાન વાળ્યું છે. સમાજસત્તાવાદ અને સામ્યવાદની ચર્ચાને કારણે બધા લોકોનું લક્ષ આર્થિક બાજુ તરફ ઢળ્યું છે. સ્વરાજ્ય મળ્યા પછી દરેક જાતનો અન્યાય નાબૂદ થવો જોઈએ, એ વિશે શંકા નથી. એમાંયે આર્થિક અન્યાય પેટ ઉપર પ્રહાર કરતો હોવાથી ગરીબોને વધારે સાલે છે એટલે એ પ્રથમ દૂર કરવો

સ્વરાજ સાચવવાના કામમાં અને હરિજનોને રાહત પહોંચાડવાના કામમાં રોકાયેલા છે. સવર્ણો વચ્ચે તેઓ ભાગ્યે જ આવે છે. તેથી સામાજિક ક્રાંતિ મોળી પડે છે અને સામાજિક અન્યાય માથું ઊંચું કરીને ફરે છે.

હમણાં હમણાં રાજકોટ ગયો હતો. ત્યાં એક હરિજન સેવક સાથે વાતચીત કરતાં અસ્પૃશ્યતાનિવારણની બાબતમાં સૌરાષ્ટ્ર કેટલું પછાત છે એનો સ્પષ્ટ ખ્યાલ આવ્યો. "કર્તવ્યપરાયણ બની પ્રબળ પુરુષાર્થ કરી રહેલ" એ ભાઈ નમ્રતાપૂર્વક જણાવે છે —

"અસ્પૃશ્યતાનિવારણના માર્ગમાં મને કયાં કયાં મુશ્કેલીઓના પહાડો નડે છે તેનું થોડુંક વર્ણન કરું:

૧. રજપૂતો, ગરાસદારો, બ્રાહ્મણો, વૈષ્ણવો, સ્વામીનારાયણ-સંપ્રદાયના ખેડૂતો અને બીજા સવર્ણો, મંદિરોના સાધુ કે બ્રાહ્મણ પૂજારીઓ, વહેમ અને પાખંડને વધારતા ને નભાવતા ભૂવા તથા ડાકલીઆઓ આપણી સામે ઠીક ઠીક વિરોધ કરે છે. જાહેર અને પ્રત્યક્ષ વિરોધ કરવાની એમનામાં તાકાત જણાતી નથી પણ પડદા પાછળ રહીને હરિજનોને ભયભીત કરવાની અથવા રાખવાની પ્રવૃત્તિઓ કરતા જ રહે છે. પ્રત્યક્ષ મુકાબલો કે ચર્ચા કે લડાઈ સારી. કારણ તેનો તરત નિકાલ આવે પણ આ અપ્રત્યક્ષ પ્રચાર કે દોરીસંચાર તે લોકો થાકે અથવા હારે ત્યારે બંધ કરે. પણ એટલું તો પ્રત્યક્ષ છે કે ઉપલા બધા વર્ગો નૈતિક તાકાત વગરના છે. બહુમતીની અને હિંસા કરવાની શક્તિ તેઓ ધરાવે છે પણ તેનો જાહેર પ્રચાર કરવાની હિંમત કરતા તેઓ જણાતા નથી.

૨. સવર્ણોનો સ્ત્રીવર્ગ અસ્પૃશ્યતાને ધર્મ સમજીને પકડી રહ્યો છે અને તેનો ચેપ બાળકોને લાગ્યો છે. આ સ્ત્રીઓ અને બાળકોને સત્ય ધર્મ કોણ સમજાવે? સાક્ષાત્ જગદંબા જેવી માતાઓ તે સમજાવી શકે. ક્યાંક છુપાયેલી તેવી માતાઓ બહાર આવે અને ગામડાંની બહેનોમાં કામ કરે તો આપણું કામ ભારે સફળ થાય.

૩. સૌરાષ્ટ્રના શિક્ષકોમાં મુઠ્ઠીભર જરૂર સારા હશે. પણ મોટા ભાગના રૂઢિચુસ્ત છે. સરકારની અથવા કેળવણીખાતાની વફાદારીપૂર્વક સેવા કરતા જણાતા નથી. સરકારના એકમોની અવગણના કરી તેઓ શાળામાં અસ્પૃશ્યતા ટકાવી રાખતા હોય છે. તેમની શિક્ષણ આપવાની રીત પણ ખોટી છે. મહેનત કરી બાળકોને તેજસ્વી શિક્ષણ આપતા શિક્ષકો ભાગ્યે જ જોવામાં આવે છે. હાલ અપાતા શિક્ષણની સંસ્થાઓ બંધ થાય તોય સારું; પણ તેવી હિંમત કોઈ સરકાર કરી શકતી નથી. કારણ પ્રજા આવું શિક્ષણ પણ અપાય તેમ ઇચ્છે છે.

૪. હરિજનો જમીન વગરના, ધંધામાં સવર્ણોને અધીન, અતિશય બીકણ અને લઘુમતીમાં છે. તેઓમાં નિર્ભયતા રેડવાની ઘણી જરૂર છે."

સૌરાષ્ટ્રની સરકાર કરતાંયે જનતાએ ઉપરના કાગળનો ગંભીરતાથી વિચાર કરવો જોઈએ. શું આપણી સંસ્કૃતિ આવા અન્યાય અને અત્યાચાર ઉપર આધારેલી છે કે આટલા બધા વર્ગનાં સ્ત્રીપુરુષો બધાં મળીને હરિજનોનો તિરસ્કાર કરે છે

જોઈએ. દબાયેલા લોકો જો એક વાર પૈસેટકે પગભર થાય તો એમના પ્રત્યેનો સામાજિક અન્યાય મોળો પડશે અને એ લોકો એવા અન્યાયનો વિરોધ કરવા કંઈક શક્તિશાળી થશે, એ પણ ખરું છે.

પણ આ બધી વિચારણા શહેરોની બાબતમાં સાચી છે. ગામડાંઓનો સવાલ જેટલો આર્થિક છે એના કરતાંયે વિશેષે સામાજિક છે. ત્યાંની આખી સમાજરચના દૃઢમૂલ એવા સામાજિક અન્યાય ઉપર રચાઈ છે. એ સામાજિક અન્યાય દૂર થયા વગર ત્યાંની આર્થિક સ્થિતિ સુધરવાની નથી. અને સુધરે તોયે એનો લાભ દબાયેલા વર્ગને મળવાનો નથી. માટે સૌથી પહેલે આપણું ધ્યાન સામાજિક અન્યાય દૂર કરવા તરફ જવું જોઈએ. સ્વરાજપ્રાપ્તિની લડત એક રીતે સ્વાર્થની લડત હતી. દબાયેલી પ્રજાનું ઉપરાણું લઈ એને સામાજિક તેમ જ આર્થિક ન્યાય અપાવવાની લડત પરોપકારની, માનવતાની, એટલે કે ધર્મની લડત છે. આજકાલ શહેરના હરિજનો પણ કહેવા લાગ્યા છે કે અમારો સવાલ ધાર્મિક નથી, પણ આર્થિક છે. આ એમની ભૂલ છે. અસ્પૃશ્યતાનિવારણના સવાલનો ઉકેલ, કાયદાની રૂએ, ભલે આવ્યો હોય, પણ ગામડાંઓમાંથી અસ્પૃશ્યતા હજી ગઈ નથી. સરકારી તંત્ર ગામડાંઓ સુધી, આવી બાબતમાં પહોંચી શકતું નથી. સરકારી અમલ ગામડાંઓમાં મેલે હાથે થાય છે. એટલે હું કહું છું કે આપણને મળેલું સ્વરાજ દલિતો સુધી પહોંચ્યું નથી.

ગામડાંના સરકારી અમલદારો હરિજનોનું રક્ષણ કરતા નથી. ત્યાંની શાળાના શિક્ષકો રૂઢિવાદી હોય છે. પણ સરકારી કાનૂન હોવા છતાં તેઓ અસ્પૃશ્યતા ટકાવે છે. ગામડાના શિક્ષકો સ્વરાજ્યનો પાયો મજબૂત કરવાને બદલે નબળો પાડે છે. રશિયા જેવા દેશમાં આવા શિક્ષકો નભી જ ન શકત. આપણા દેશમાં માથું ખોઈ બેસવાની બીક કોઈને નથી તેથી જ તેઓ આવો સ્વરાજદ્રોહ કરી શકે છે. કાયદાકાનૂનથી આ રોગ દૂર થવાનો નથી, કાયદાકાનૂન જરૂરી હતા તે આપણે કરી ચૂકયા. હવે અસ્પૃશ્યતાનિવારણની હિલચાલ સમર્થમાં સમર્થ લોકોએ ગામડાંઓ સુધી લઈ જવી જોઈએ. ધર્મતેજ વિના આ કાર્ય થવાનું નથી. ગાંધીજીના ગયા પછી લોકજાગૃતિનું કામ રાષ્ટ્રસેવકોએ જાણે છોડી દીધું છે. હરિજનસેવકો અને એમનો હરિજનસેવકસંઘ હરિજનોને રાહત અને કેળવણી આપવાનું કામ કરે છે. પણ સવર્ણો વચ્ચે જઈને અસ્પૃશ્યતાનિવારણનું કામ તેઓ કરતા નથી. કોક વાર એકાદ હરિજનસેવક હરિજનોવતી લઢીને એમને કાયદાનું રક્ષણ અપાવે છે. પણ સવર્ણોમાં પ્રચાર કરવાનું કામ કોઈ કરતું જ નથી. સવર્ણોના અન્યાય સામે સત્યાગ્રહ કરવાની જવાબદારી હજી મટી નથી.

લોકોને ખાતરી છે કે જેમ ભૂખ્યા-લોકો વિફરીને સામે થાય છે અને તક મળતાં સામ્યવાદમાં ભળી જાય છે, તે બિચારા હરિજનો કરી શકવાના નથી. નથી એમની પાસે સંખ્યાબળ, નથી દ્રવ્યબળ. એમનું સંગઠન પણ નહીં જેવું છે. સ્વરાજ સરકાર હરિજનોની રક્ષક છે પણ એની પહોંચ ગામડાંઓ સુધી નથી. ગાંધીજીના માણસો

સ્વરાજ સાચવવાના કામમાં અને હરિજનોને રાહત પહોંચાડવાના કામમાં રોકાયેલા છે. સવર્ણો વચ્ચે તેઓ ભાગ્યે જ આવે છે. તેથી સામાજિક ક્રાંતિ મોળી પડે છે અને સામાજિક અન્યાય માથું ઊંચું કરીને ફરે છે.

હમણાં હમણાં રાજકોટ ગયો હતો. ત્યાં એક હરિજન સેવક સાથે વાતચીત કરતાં અસ્પૃશ્યતાનિવારણની બાબતમાં સૌરાષ્ટ્ર કેટલું પછાત છે એનો સ્પષ્ટ ખ્યાલ આવ્યો. "કર્તવ્યપરાયણ બની પ્રબળ પુરુષાર્થ કરી રહેલ" એ ભાઈ નમ્રતાપૂર્વક જણાવે છે—

"અસ્પૃશ્યતાનિવારણના માર્ગમાં મને કયાં કયાં મુશ્કેલીઓના પહાડો નડે છે તેનું થોડુંક વર્ણન કરું:

૧. રજપૂતો, ગરાસદારો, બ્રાહ્મણો, વૈષ્ણવો, સ્વામીનારાયણ-સંપ્રદાયના ખેડૂતો અને બીજા સવર્ણો, મંદિરોના સાધુ કે બ્રાહ્મણ પૂજારીઓ, વહેમ અને પાખંડને વધારતા ને નભાવતા ભૂવા તથા ડાકલીઆઓ આપણી સામે ઠીક ઠીક વિરોધ કરે છે. જાહેર અને પ્રત્યક્ષ વિરોધ કરવાની એમનામાં તાકાત જણાતી નથી પણ પડદા પાછળ રહીને હરિજનોને ભયભીત કરવાની અથવા રાખવાની પ્રવૃત્તિઓ કરતા જ રહે છે. પ્રત્યક્ષ મુકાબલો કે ચર્ચા કે લડાઈ સારી. કારણ તેનો તરત નિકાલ આવે પણ આ અપ્રત્યક્ષ પ્રચાર કે દોરીસંચાર તે લોકો થાકે અથવા હારે ત્યારે બંધ કરે. પણ એટલું તો પ્રત્યક્ષ છે કે ઉપલા બધા વર્ગો નૈતિક તાકાત વગરના છે. બહુમતીની અને હિંસા કરવાની શક્તિ તેઓ ધરાવે છે પણ તેનો જાહેર પ્રચાર કરવાની હિંમત કરતા તેઓ જણાતા નથી.

૨. સવર્ણોનો સ્ત્રીવર્ગ અસ્પૃશ્યતાને ધર્મ સમજીને પકડી રહ્યો છે અને તેનો ચેપ બાળકોને લાગ્યો છે. આ સ્ત્રીઓ અને બાળકોને સત્ય ધર્મ કોણ સમજાવે? સાક્ષાત્ જગદંબા જેવી માતાઓ તે સમજાવી શકે. કયાંક છુપાયેલી તેવી માતાઓ બહાર આવે અને ગામડાંની બહેનોમાં કામ કરે તો આપણું કામ ભારે સફળ થાય.

૩. સૌરાષ્ટ્રના શિક્ષકોમાં મુઠ્ઠીભર જરૂર સારા હશે. પણ મોટા ભાગના રૂઢિચુસ્ત છે. સરકારની અથવા કેળવણીખાતાની વફાદારીપૂર્વક સેવા કરતા જણાતા નથી. સરકારના એકમોની અવગણના કરી તેઓ શાળામાં અસ્પૃશ્યતા ટકાવી રાખતા હોય છે. તેમની શિક્ષણ આપવાની રીત પણ ખોટી છે. મહેનત કરી બાળકોને તેજસ્વી શિક્ષણ આપતા શિક્ષકો ભાગ્યે જ જોવામાં આવે છે. હાલ અપાતા શિક્ષણની સંસ્થાઓ બંધ થાય તોય સારું; પણ તેવી હિંમત કોઈ સરકાર કરી શકતી નથી. કારણ પ્રજા આવું શિક્ષણ પણ અપાય તેમ ઇચ્છે છે.

૪. હરિજનો જમીન વગરના, ધંધામાં સવર્ણોને અધીન, અતિશય બીકણ અને લઘુમતીમાં છે. તેઓમાં નિર્ભયતા રેડવાની ઘણી જરૂર છે."

સૌરાષ્ટ્રની સરકાર કરતાંયે જનતાએ ઉપરના કાગળનો ગંભીરતાથી વિચાર કરવો જોઈએ. શું આપણી સંસ્કૃતિ આવા અન્યાય અને અત્યાચાર ઉપર આધારેલી છે કે આટલા બધા વર્ગનાં સ્ત્રીપુરુષો બધાં મળીને હરિજનોનો તિરસ્કાર કરે છે

અને એમનું જીવન કષ્ટ અને અપમાનભર્યું જોવામાં ધર્મ સમજે છે? અસ્પૃશ્યતા-નિવારણનું કામ ગુજરાતમાં સ્ત્રીજાતિએ કેટલું કર્યું છે એનો પણ હિસાબ જોવાનો વખત આવ્યો છે. શિક્ષકો જો હરિજનો પ્રત્યે તિરસ્કાર રાખે તો તેઓ શિક્ષક ન રહી શકે એટલું તો સ્પષ્ટ છે.

હું તો જોઉં છું કે આ સ્થિતિ જો હવે વધુ ચાલે તો હરિજનો ગામડાં છોડીને શહેરમાં ચાલ્યા જશે અને ત્યાં જેવી મળે તેવી કેળવણી પામીને પોતાના પ્રત્યે ગામડાંના લોકોએ કરેલા અન્યાય, અત્યાચાર અને અપમાનનું વેર વાળવાનો સંકલ્પ કરશે. હું તો ગામડાના લોકોનો એટલો દોષ નથી જોતો, જેટલો સમાજ-હિતચિંતક નેતાઓનો જોઉં છું. એમને આ અન્યાયની ચીડ નથી. હરિજનસેવક-સંઘ માટે થોડાં નાણાં આપી દીધાં એટલે ઘણું કર્યું એમ જ તેઓ માનતા લાગે છે. સામ્યવાદીઓ અને સમાજસત્તાવાદીઓ પોતાના માનીતા સૂત્રની ઢાલ પાછળ બચી જવા માગે છે કે આ બધો, મૂળમાં, આર્થિક સવાલ છે. એ સવાલનો ઉકેલ આવે એટલે અસ્પૃશ્યતા એની મેળે દૂર થવાની. હિંદુસભાવાળા બાકી બધું કરશે પણ આ હિંદુ ધર્મી અસ્પૃશ્યોની સ્થિતિ સુધારવા માટે કશું કરતા લાગતા નથી. ધર્માંતર કરેલા લોકોને હિંદુ ધર્મમાં પાછા આણવા માટે તેઓ પ્રયત્ન કરશે પણ જેઓ હિંદુ ધર્મમાં છે જ એમના પ્રત્યેનો અન્યાય અને અત્યાચાર મટાડવાનું કામ તેઓ કેમ ન કરે?

આપણે અસ્પૃશ્યતાના સવાલનો ઉકેલ દસ વરસની અંદર આણવાનો સંકલ્પ કર્યો છે. એમાંથી ત્રણ વરસ તો ગયાં. બાકી સાત વરસ રહ્યાં. એ મુદત દરમ્યાન અસ્પૃશ્યતાનો ભેદભાવ નષ્ટ થવો જ જોઈએ. એને માટે સાત વરસની યોજના અમલમાં આણવી જોઈએ.

સવર્ણ છોકરાઓ માટે શાળાઓ બંધ કરીને ફક્ત હરિજનો માટે જ શાળાઓ કેમ ન ચલાવીએ કે સાત વરસમાં એમની નિરક્ષરતા દૂર થઈ જાય? તમામ સ્કૉલરશિપો હરિજનો માટે જ રાખી હોય તોયે એની સારી અસર થાય. પણ આ બધા સરકારી ઉપાયો થયા. જનતાના હૃદયપરિવર્તન માટે તો સામાજિક પ્રચાર અને આદર્શ દાખલાઓ એ જ અસરકારક ઉપાય છે. સાત વરસને અંતે સત્યાગ્રહ માટે પરિસ્થિતિ તૈયાર થઈ હશે. હત્યાગ્રહ ટાળવાનો એ એક જ ઉપાય છે.

# ૨૪. જનોઈ દેવું આવશ્યક છે?

## [ પત્રાત્મક ચર્ચા ]

[ નોંધ: પોતાના પુત્રને જનોઈ આપવું કે ન આપવું એવી દ્વિધામાં પડેલા ને પોતાનો બુદ્ધિયુક્ત તાર્કિક નિર્ણય સુયોગ્ય હશે કે કેમ તેની શંકામાં પડેલા શ્રી ગણપતરામ વ્યાસે વિદ્વાન સાહિત્યકાર ને ચિંતક શ્રી કાકા કાલેલકરને આ સંબંધમાં પુછાવેલું તેના જવાબમાં જે મનનીય પત્ર તેમને મળ્યો છે તે અહીં પ્રસિદ્ધ કરતાં અમને આભારયુક્ત હર્ષ થાય છે.–]

ભાઈશ્રી ગણપતલાલ વ્યાસ,

જનોઈની ઉપયોગિતા વિશે તે દિવસે તમે મને પૂછયું. આજના જમાનામાં યજ્ઞોપવીત-સંસ્કાર કરવાની જરૂર છે કે કેમ એ તમારો સવાલ બરોબર છે. એક વખતે મનાતું કે હું આર્ય સંસ્કૃતિનો અભ્યાસી અને અભિમાની સનાતની બ્રાહ્મણ હોવાથી આવા સંસ્કાર અને આચાર વિશે પ્રશ્નોનો ઉકેલ મને પૂછીને અણાય. હું ગુજરાતમાં હતો ત્યાં સુધી આવા સવાલો મારી આગળ આવતા.

હાલમાં હું ગુજરાતમાં નથી તેથી અને હું ચુસ્ત રૂઢિવાદી નથી એવી શોધ થવાથી પણ હવે મારી પાસે આવી પૂછપરછ નથી થતી. એટલે તમારો પ્રશ્ન સાંભળીને મને સહેજ આશ્ચર્ય થયું. છતાં ધર્મ અને સંસ્કારની દૃષ્ટિએ મને જે લાગે છે તે સ્પષ્ટ કહેવાનો મારો રિવાજ હોવાથી મારો જવાબ નીચે આપું છું.

યજ્ઞોપવીતનો-સંસ્કાર પ્રાચીન છે. સોળ સંસ્કારમાં મુખ્ય ગણાય છે. અને કેટલીક ન્યાતોમાં એ આગ્રહપૂર્વક પળાય છે. કેટલાક ધાર્મિક સંસ્કારો આપણે છોડી દીધા હોવા છતાં જનોઈ અને વિવાહ એ બે સંસ્કારો ટકયા છે એટલે જનોઈ આપવામાં કાંઈ ખાસ મહત્ત્વ હોવું જ જોઈએ એમ મનાય છે. મેં પોતે મારા બંને દીકરાઓને જનોઈ આપી, પણ તે તેમના આગ્રહથી અને તેમની ઉંમર લગભગ સોળ વરસની થઈ ત્યારે. હવે હું જોઉં છું કે એમના એ આગ્રહ પાછળ કોઈ ખાસ ઊંડાણ ન હતું. ઊંડાણ હોય તો એમની માતાની લાગણીનું હતું.

એ બંનેને જનોઈ આપ્યા પછી મેં પોતે જનોઈનો ત્યાગ કર્યો. પણ એનાં કારણો જુદાં હતાં.

હવે એ સંસ્કાર વિશેની શાસ્ત્રીય ચર્ચામાં ન ઊતરતાં, મારો સ્પષ્ટ અભિપ્રાય જ કહી દઉં તો સારું. હું માનું છું કે જનોઈનો સંસ્કાર કરવાની કશી જરૂર

નથી, એ સંસ્કાર પાછળ કાંઈ રહસ્ય હોય તો તે ધ્યાનમાં આવતું નથી, અને મોટી સગવડ એ છે કે એ સંસ્કાર પાછળ કાંઈક ઉપયોગી અધ્યાત્મતત્ત્વ છે એમ જડી આવે તો જનોઈનો રિવાજ ફરી શરૂ કરતાં કોઈ પણ મુશ્કેલી આવે એમ નથી. મારો અભિપ્રાય એક દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરું. આપણા ઘરમાં કે આંગણામાં એકાદ દીવાલ કે બારી અનાવશ્યક જણાય તો તેને દૂર કરતાં આપણે સંકોચ નથી કરતા. એટલા માટે કે એની ફરી સ્થાપના કરતાં મુશ્કેલી નથી પડતી. પણ એકાદ ઝાડનો સવાલ હોય, તો એને તોડી નાખતાં આપણે દસ વાર વિચાર કરીએ છીએ, કેમ કે એક વાર કાપી નાખ્યા પછી એવું જ ઝાડ ત્યાં ફરી ઉગાડવું, એ સહેલું નથી. એને માટે તો વરસો સુધી રાહ જોવી પડે.

વિવાહ-સંસ્કારમાંથી કૌટુંબિક જીવન ઉત્પન્ન થાય છે. તેવી જ રીતે જો જનોઈ ધારણ કર્યા પછી ગુરુગૃહવાસ, અગ્નિપૂજા અને વેદાધ્યાયન શરૂ થતું હોત તો વાત વિચારવા જેવી હતી ખરી. આર્યસમાજનાં ગુરુકુળોમાં જનોઈનો આગ્રહ રખાય તો હું સમજી શકું છું. જોકે ત્યાં પણ હવન વખતે જનોઈ ધારણ કરી પછી તે ઉતારીને મૂકવામાં આવે તો પ્રાચીન કાળનું અનુકરણ કર્યું કહેવાય.

મારો જનોઈ સામે મુખ્ય વાંધો એ છે કે જનોઈને કારણે હિંદુઓમાં દ્વિજ અને બીજો એવો એક અનાવશ્યક ભેદ ઉત્પન્ન થાય છે. બ્રાહ્મણથી માંડીને હરિજનો સુધી બધાને જનોઈ આપીને એ ભેદ મટાડી શકાય ખરો, તેમ કરવામાં કશો દોષ નથી એ પણ ખરું, પણ એ નાહકનો બોજો બધી ન્યાતો ઉપર શા માટે નાખીએ? એ સંસ્કાર પાછળ અમુક ખરચ તો થાય જ છે, અને બ્રાહ્મણ અને ગુરુને શોધવાપણું પણ રહે છે. એ કડાકૂટમાંથી બચી જઈએ એ જ આજના જમાનામાં ઇષ્ટ છે.

હું તો માનું છું કે આચારની દૃષ્ટિએ એક જ ભેદ રાખવા જેવો છે, પણ તે કારણે હિંદુ સમાજમાં બે તડ પાડવાની જરૂર નથી.

માંસાહાર કરનારા અને માંસાહાર ન કરનારા, એવો ભેદ મહત્ત્વનો છે અને તે ટકાવવા જેવો છે. પણ માંસાહાર કરનારને ત્યાં ન જ જમાય, એમના હાથનું ન જ ખવાય, એવો આકરો નિયમ કરવાની જરૂર નથી. માંસાહાર ન કરનાર લોકોને સ્વચ્છ વાસણોમાં, સ્વચ્છ હાથે, નિરામિષ અન્નાહાર મળવાની સગવડ થતી હોય, અને પીરસવામાં ગોટાળો ન થતો હોય, ત્યાં ખાવામાં કશો બાધ ન હોવો જોઈએ.

આમ કરવાથી કેટલાક શુદ્ધ અન્નાહારી માંસાહારમાં લપસી પડવાની બીક રહે છે. એની ના ન પડાય, પણ માંસાહારનો ત્યાગ હૃદયધર્મી માણસને ગળે ઊતરવાનો સંભવ એટલો બધો છે કે બંને વચ્ચે રોટીવ્યવહાર વધારવાથી માંસાહારનો ત્યાગ વધારે વ્યાપક થવાનો સંભવ હું વધારે જોઉં છું.

ખાનપાન અને આચારવ્યવહારના ભેદને કારણે આપણે એટલું બધું અતડાપણું કેળવ્યું છે કે એ અતડાપણું એ જ એક મોટો ધર્મદ્રોહ છે, નબળાઈનું મુખ્ય

કારણ છે, એ સમજવાની શક્તિ જ આપણે ખોઈ બેઠા છીએ. આપણો એ દોષ આપણને તો નડે જ છે, પણ આપણા સહવાસમાં આવેલાં લિંગાયત જૈન, શીખ, ખ્રિસ્તી, મુસલમાન વગેરે વર્ણવ્યવસ્થામાં ન માનનારા પંથોમાં પણ એ દોષ ઘૂસી ગયો છે.

અતડાપણું અને ઉચ્ચનીચ ભાવ એ સમાજવ્યાપી અધર્મ છે. એ હિંદુ ધર્મનો કાટ છે, અને એમાં જ હિંદુ સમાજનું મોત છે.

લિ. કાકા કાલેલકરના
સપ્રેમ વંદે માતરમ્

## ૨૫. હિમાલયનો પ્રદેશ

આપણા દેશની ઉત્તરે તૃતીયાના ચંદ્ર જેવો સુદીર્ઘ અને ઉત્તુંગ હિમાલય પર્વત ફેલાયેલો છે. ખાસ્સો બે-અઢી હજાર માઈલ લાંબો અને બસો-ત્રણસો માઈલ પહોળો. આ પહોળાઈમાં ત્રણ પર્વતમાળાઓ સમાંતર ફેલાઈ છે. હિંદુસ્તાની એટલે કે આપણી બાજુની, પર્વતમાળાની પ્રતિનિધિ શિવાલિક માની શકાય. હિમાલયની વચલી મુખ્ય પર્વતશ્રેણી ઓળંગ્યા પછી ઉત્તરે તિબેટની બાજુ હિમાલયને સમાંતર જે પર્વતમાળા છે તેનો પ્રતિનિધિ છે માંધાતા પર્વત.

આવા આ ચંદ્રની કોર જેવા હિમાલયના બે છેડાઓએ બે દક્ષિણોત્તર પર્વતમાળાઓ ફેલાઈ છે. અફઘાનિસ્તાન, બલૂચિસ્તાન તરફની પર્વતમાળાનાં બેત્રણ નામો છે. આસામ તરફની બ્રહ્મદેશ તરફ દોડતી પર્વતમાળાનાં પણ એવાં જ નાનાંમોટાં નામો છે.

હિમાલયને પેલે પાર આપણે માટે અત્યંત પવિત્ર એવાં ત્રણ સરોવરો છે. માનસ સરોવર (માનસરોવર), રાવણહ્રદ (રાકસતાલ) અને ગૌરીકુંડ. એની આસપાસનો પ્રદેશ તે દેવભૂમિ ત્રિવિષ્ટપ. એને જ આજે તિબ્બત કહે છે. એ જ પ્રદેશમાં શિવજી – મહાદેવનું નિવાસસ્થાન કૈલાસ પર્વત છે.

ભૌગોલિક દૃષ્ટિએ આ પ્રદેશ હિમાલયની ઉત્તરે હોઈ ભારતનો વિભાગ ન ગણાય. પણ કૈલાસ, માનસ સરોવર, ગૌરીકુંડ અને રાવણહ્રદ જેવાં નામો સાંભળ્યા પછી કયો ભારતીય એને વિદેશ ગણવા તૈયાર થાય ?

આપણા લોકો, આપણો જૂનો ઈતિહાસ ઝપાટાભેર ભૂલતા જાય છે. રામાયણની કેવળ વાર્તા વાંચી સંતોષ માનનાર લોકો એટલું જ જાણે છે કે સીતાનું જેણે હરણ કર્યું અને જેને મારવા માટે હનુમાન, રામ અને લક્ષ્મણને દક્ષિણની યાત્રા કરવી પડી, તે રાવણ લંકાનો રાજા હતો. બાળકો માને છે કે રાવણ અને કુંભકર્ણ રાક્ષસો હતા અને તેથી લંકા રાક્ષસભૂમિ હોવી જોઈએ. બાળકોને ભણાવનાર શિક્ષકો પણ જાણતા નથી કે રાવણે લંકા જઈ ભલે ત્યાંનું રાજ્ય ચલાવ્યું હોય

પણ મૂળે એ રહીશ તિબેટનો. રાવણ હતો કુબેરનો ભાઈ. જમીન માટે અને રાજ્ય માટે ભાઈ ભાઈ લડે એ આપણો પ્રાચીન રિવાજ. (કૌરવો-પાંડવોએ એ રિવાજ જગજાહેર કર્યો છે.) એ જ રિવાજ પ્રમાણે કુબેર અને રાવણ — ભાઈ ભાઈ આપસમાં લડયા. રાવણે કુબેરને હરાવ્યો. આ રીતે એનો ગર્વનાશ કર્યા પછી રાવણે કુબેરને તિબેટનું રાજ્ય સોંપી દીધું અને પોતે ભારત ઓળંગીને લંકાનો રાજા થયો.

તેથી જ મેં કહ્યું છે કે આપણા લોકોના પ્રદેશનું ચિંતન કરવું હોય તો એની અંદર તિબેટ અને લંકા બંનેને લીધે જ છૂટકો. રાવણહ્રદ, માનસ સરોવર અને કૈલાસ પર્વતથી જ આપણે ભારત વર્ણનનો પ્રારંભ કરવો જોઈએ.

તિબ્બત ભલે હિમાલયને પેલે પાર હોય પણ ત્યાંના લોકો સાથેનો આપણો સાંસ્કૃતિક સંબંધ ઘણો જ જૂનો અને જીવનવ્યાપી. બિહારમાં જ જન્મેલો બૌદ્ધ ધર્મ નેપાળને રસ્તે તિબ્બત ગયો. ત્યાં એ મહાન બૌદ્ધ ધર્મનો વિકાસ થયો. પછી એ ત્યાંથી ચીનમાં ફેલાયો. ચીનમાંથી તે મંગોલિયા મારફતે કોરિયા ગયો અને ત્યાંથી જાપાની લોકોએ એને અપનાવ્યો.

એ બૌદ્ધ ધર્મ તે વખતે ભારતમાં બધે ફેલાઈ ગયો પણ આખરે હિન્દુ ધર્મે તેમાંથી ઘણો ભાગ પોતાનો કરી બૌદ્ધ ધર્મ તરીકે એને અલગ રહેવા ન દીધો.

આ થયો પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ. પણ હવે એ તિબ્બતમાં લોકો અને બૌદ્ધધર્મ સાથે આપણો સંબંધ નવી ઢબે બંધાવા જાય છે. એનું મહત્ત્વ ભવિષ્ય માટે ઘણું છે.

જાપાની લોકોએ નક્કી કર્યું છે કે ભારતનો બૌદ્ધ ધર્મ જે એમને તિબ્બત, ચીન, મંગોલિયા અને કોરિયા મારફતે મળ્યો તેને ફરી ભારતમાં લઈ જવો અને ફરી એને 'નવું જીવન' આપવું. જાપાની લોકોએ મુંબઈ તરફના લગભગ એક લાખ હરિજનોને બૌદ્ધ ધર્મની દીક્ષા આપી છે (જોકે એમાં પુરુષાર્થ જાપાની લોકોનો ઓછો, અને હરિજન નેતા આંબેડકરના અનુયાયીઓનો વધારે છે.)

એ જાપાની લોકોએ બિહારમાં જ્યાં બુદ્ધ ભગવાને પોતાનું આખરી પ્રવચન આપ્યું એ જ ટેકરી ઉપર (રત્નાગિરિ પર) એક મોટો સ્તૂપ બાંધ્યો છે. એ સ્તૂપના દર્શને ટેકરીની ટોચે જવા માટે નીચેથી ઉપર સુધી વીજળીની એક ટ્રામ ગોઠવી દીધી છે. થોડા જ દિવસોમાં જાપાનના બૌદ્ધ લોકો એ ઠેકાણે એક બૌદ્ધ વિશ્વવિદ્યાલય (યુનિવર્સિટી) સ્થાપવાના છે, આમ બિહારમાંથી બહાર જઈ એશિયાના મોટા ભાગ પર ફેલાયેલો બૌદ્ધ ધર્મ સુદૂર જાપાનથી પાછો હિન્દુસ્તાનમાં આવવા માગે છે. એના સ્વાગત માટે આપણે તૈયાર રહેવું જોઈએ. કેમ કે સનાતન ધર્મે ક્યારનું જાહેર કર્યું છે કે પરશુરામ, રામ અને શ્રીકૃષ્ણ પછીનો વિષ્ણુનો અવતાર એ ગૌતમ બુદ્ધ છે. (એના પછી દસમો અવતાર કલ્કિનો આવશે ત્યારે આવશે. ત્યાં સુધી નવમો બુદ્ધાવતાર એ જ આપણો ચાલુ અવતાર છે.)

પણ તિબ્બત સાથેનો આપણો સંબંધ એક રીતે તૂટયો છે કેમ કે ચીનની

સામ્યવાદી સરકારે આપણા યાત્રીઓને કૈલાસ અને માનસ સરોવર તરફ જવાની બંધી કરી છે. પણ એ જ સામ્યવાદી ચીની સરકારના અત્યાચારથી અકળાયેલા સંખ્યાબંધ તિબેટી લોકો ભારતમાં આવીને વસ્યા છે. એમના ધર્મગુરુ દલાઈ લામાએ ધર્મશાળા નામના શહેરમાં પોતાનો મઠ સ્થાપ્યો છે અને કેટલાય તિબેટી લોકો દહેરાદૂન-મસૂરીથી માંડી ધર્મશાળા સુધી આવીને વસ્યા છે.

એ લોકો ભલે માનતા હોય કે 'પરિસ્થિતિ સુધર્યા પછી પોતે તિબ્બતમાં પાછા જઈ શકશે' પણ એ સહેલું નથી. ચીનની સામ્યવાદી સરકાર તિબ્બતમાંથી બૌદ્ધ ધર્મનો એકડો કાઢી નાખવા માગે છે, અને ધર્મપરાયણ તિબ્બતી લોકો પોતાનો ધર્મ છોડવા માગતા નથી તેથી જ તો તેઓ શરણાર્થી થઈને ભારતમાં આવ્યા છે.

થોડો વિચાર કરીએ તો આપણને જણાશે કે આમાં એક રીતે ઈતિહાસનું પુનરાવર્તન થાય છે.

ઈ. સ. ૬૦૦ની આસપાસ ઈસ્લામ ધર્મ અરબસ્તાનમાં જન્મ્યો. એ ત્યાંથી એક બાજુ ઈજિપ્તમાં ફેલાયો અને બીજી બાજુ તુર્કસ્તાન, ઈરાક (મેસોપોટેમિયા) અને ઈરાન તરફ ફેલાયો. આ લોકોએ ઈરાનમાં વસતા લોકોને તેમનો ધર્મ છોડાવવા જબરદસ્તી કરી. કેટલાક લોકોએ પ્રાણ ગુમાવ્યા છતાં ધર્મ ન છોડયો. કેટલાક પોતાનો ધર્મ બચાવવા સ્વદેશ છોડી ભારત આવ્યા. તે છે આપણા પારસી લોકો. (આ પારસીઓ ઈરાન છોડી ગમે તે દેશમાં જઈ શકત પણ એમણે હિન્દુસ્તાન આવવાનું પસંદ કર્યું. આપણા દેશના લોકો પર એમનો એ વિશ્વાસ અથવા Vote of Confidence સૂચવે છે.)

આમ, પોતાના ધર્મની રક્ષા અર્થે સ્વદેશ છોડી, ભારત આવવાનું એમણે પસંદ કર્યું. એટલું જ નહીં પણ ઈરાનની ભાષા છોડી દઈ અહીંની ગુજરાતી ભાષા અપનાવી અને એ લોકો કાયમને માટે અહીંના થઈ ગયા. આ પારસીઓ આપણે માટે બોજારૂપ નથી પણ પોતાની બાહોશીથી એમણે અહીંની સમૃદ્ધિ વધારી છે, અને આપણે માટે કોઈ સવાલ ઊભો કર્યો નથી. પારસીઓને હિંદુઓ સાથે, મુસલમાનો સાથે, ઈસાઈઓ સાથે—બધાં સાથે બને છે. એમણે કૉંગ્રેસના પ્રારંભમાં રાજદ્વારી ક્ષેત્રે દાદાભાઈ નવરોજી, ફિરોજશાહ મહેતા અને દિનશા એદલજી વાચ્છા જેવા આગેવાનો દ્વારા દેશની સેવા કરી. તાતા ખાનદાને ભારતની ઔદ્યોગિક ઉન્નતિનો સંગીન પાયો નાખ્યો. (આ પારસીઓ—વેદકાળના આપણા જ ભાઈભાંડુઓ આપણે ત્યાં આવી આપણા થઈ ગયા.)

એ જ રીતે રશિયાથી ચીન ગયેલા સામ્યવાદના આક્રમણમાંથી પોતાના ધર્મને બચાવવા તિબ્બતના લોકો ભારતમાં આવી વસવા લાગ્યા છે. આ રીતે ઈતિહાસનું પુનરાવર્તન થાય છે. જેમ આપણે પારસીઓને અપનાવ્યા એ જ રીતે, એના કરતાંય વધુ સહેલાઈથી, તિબ્બતી લોકોને અપનાવી શકીશું તો આપણને પસ્તાવું નહીં પડે. તિબેટથી આવેલા આ લોકોનો ધર્મ, નામે ભલે બૌદ્ધ હોય, પણ હિંદુ

સંસ્કૃતિથી તરબોળ છે. જેમ જૈન ધર્મ, શીખ ધર્મ, બ્રહ્મસમાજ કે પ્રાર્થનાસમાજ તેમ જ તિબ્બતન લોકોનો મહાયાન બૌદ્ધ ધર્મ છે. ભારતમાં સનાતની હિંદુઓએ, જૈનોએ અને નવા બૌદ્ધોએ પરિસ્થિતિ ઓળખી તિબ્બતથી આવેલા આપણા ભાઈ-ભાંડુઓને બધી રીતે અપનાવવા જોઈએ. ભારતભાગ્યવિધાતા ભગવાનના આશીર્વાદ આપણને જરૂર મળશે.

હિમાલયના સામાન્ય રીતે પાંચ ભાગ કરાય છે. છેક ઉત્તર પશ્ચિમ તરફનો ભાગ તે કાશ્મીર. તે વટાવી પૂર્વ તરફ આવ્યા કે આજે જેને કુલુ ખીણ કહીએ છીએ તે સિમલાની આસપાસનો પ્રદેશ આવે છે. આની પૂર્વે હિમાલયની મધ્યમાં જે પ્રદેશ છે તેને યાત્રીઓ ઉત્તરાખંડ કહે છે. એનીય પૂર્વે જઈએ એટલે આવે છે નેપાળ. એનીય પૂર્વે સિક્કીમ, ભૂતાન અને આસામનો ઉત્તર પ્રદેશ, જેને આપણે બ્રહ્મપુત્રનો પ્રદેશ કહીશું.

કાશ્મીરનો પ્રદેશ સિન્ધુ અને સતજલનો બનેલો છે. ઉત્તરાખંડના પ્રદેશમાંથી સિન્ધુ, સતલજ, બ્રહ્મપુત્ર, ગંગા, યમુના આદિ પવિત્ર નદીઓ નીકળે છે. ત્યાર પછીના મુલકમાં તીસ્તા, ગંડકી વગેરે નદીઓનો પ્રદેશ અને સૌથી છેડે છે લોહિત-કુમાર અને બ્રહ્મપુત્રનો પ્રદેશ.

હવે આપણે પ્રારંભ કરવો રહ્યો કાશ્મીરથી. એક વખતે અહીં આર્ય સંસ્કૃતિ ઉત્તમ રીતે ફેલાયેલી હતી. પણ આપણી સંસ્કૃતિની કેટલીક નબળાઈઓ જ્યાં ને ત્યાં નડી છે. આપણા જ સમાજના કેટલાક લોકોને આપણે હીન ગણ્યાં, પરાયાં બનાવ્યાં, એમનો તિરસ્કાર કર્યો. અંતે એ લોકો અકળાયાં અને 'તેમને માણસ જેવાં માણસ ગણનાર અને આદરથી અપનાવનાર' ધર્મમાં તેઓ દાખલ થયાં અને મુસલમાન બન્યાં. આજે કાશ્મીરની જનતા મોટે ભાગે ભલે ધર્મે મુસલમાન હોય અને આપણાથી જુદી થઈ હોય પણ સ્વભાવે અરબસ્તાન, ઈરાન કે અફઘાનિસ્તાનનાં લોકો જેવાં તેઓ નથી. કાશ્મીરી મુસલમાન સ્વભાવે ભારતના હિંદુ જેવા સૌમ્ય છે. એમની સંસ્કારિતા ભારતની સંસ્કારિતા સાથે મળતી આવે છે. ધર્મના, શુદ્ધિના અનેક વિચિત્ર ખ્યાલોને લીધે આપણે એ લોકોને તરછોડયાં, અલગ ગણ્યાં. એમનો સહવાસ આપણને કઠયો અને એ રીતે આપણે એક સુંદર ફળદ્રૂપ વિશાળ દેશ અને ત્યાંના બુદ્ધિમાન, સંસ્કારી, સૌમ્ય. પ્રકૃતિ લોકોને ખોયાં. હવે કાશ્મીર પ્રદેશ આપણે માટે એક મોટો કોયડો બન્યો છે.

*

હિમાલયની પર્વતમાળા આ બાજુ શિવાલિક અને પેલી બાજુ માંધાતા વચ્ચે ફેલાયેલી છે. એ હિમાલયની પર્વતમાળા એટલી બધી ઊંચી અને દુર્લંઘ્ય છે કે આપણે ત્યાંથી હિમાલયને પેલે પાર જવું હોય તો અમુક ઘાટો અથવા ખીણો મારફતે થઈને જવું પડે. પ્રાચીન કાળથી આ ખીણો મારફતે જ ભારતનો ઉત્તરી પ્રદેશ સાથે વેપાર ચાલતો આવ્યો છે. અને વેપાર સાથે સંસ્કૃતિની પણ આપલે ચાલતી આવી છે. એ તમામ ઘાટો(અંગ્રેજીમાં એને Pass કહે છે.)નાં ઈતિહાસ અને ભૂગોળ આપણે ખાસ જાણવાં જોઈએ.

## માણસ જાતનો પ્રારંભ કેવો અને ક્યાંથી થયો ?

હિંદુસ્તાનનું પ્રાંતવાર અધ્યયન કરતાં પહેલાં હિંદુસ્તાનનો બહારની દુનિયા સાથેનો સંબંધ કેવો હતો અને આપણા લોકો બહાર જઈને કેમ વસેલા અને અહીંની સંસ્કૃતિ કેવી રીતે લઈ ગયા તેનો જેટલો ઈતિહાસ મહામુશ્કેલીથી મળે છે તેટલો જ પ્રથમ જાણી લેવો જોઈએ. ત્યાર પછીથી જ, એ ઈતિહાસના પ્રકાશમાં, ભારતના લોકોના પ્રાંતવાર, જાતિવાર, વંશવાર અને ધર્મવાર ઈતિહાસનું રહસ્ય આપણે સમજી શકીશું.

આજકાલના ઈતિહાસ-સંશોધકે (ઘણાખરા તો બહારના સંશોધકોએ) ભારપૂર્વક કહ્યું છે કે આર્ય લોકો બહારથી ભારત આવ્યા. એ લોકો ઉત્તર ધ્રુવથી આવ્યા હશે. (લોકમાન્ય ટિળક એ ઉપપત્તિમાં માને છે. એમણે અંગ્રેજીમાં બે ચોપડીઓ લખી છે. Orayan અને Arctic Home in the Vedas.) બીજા કેટલાક માને છે કે આર્ય લોકો મૂળે સ્વિટ્ઝર્લૅન્ડની આસપાસ રહેતા હશે. ત્યાંથી ચોમેર ફેલાયા. એમાંની એક શાખા ઈરાનમાં રહી ગઈ. (તે આજના પારસીઓ) બીજી ભારતમાં આવી ઈત્યાદિ.

વળી બીજા લોકો કહે છે કે ભારતીય લોકોના પૂર્વજો કાસ્પિયન સમુદ્ર(કશ્યપ સમુદ્ર)ની આસપાસ રહેતા હતા અને તેઓ તુર્કસ્તાન, મેસોપોટેમિયા, ઈરાક ને અફઘાનિસ્તાનને રસ્તે આવ્યા.

જ્યારે કેટલાક એવા પણ કટ્ટર સ્વદેશવાસીઓ છે, જેઓ કહે છે કે આપણે કોઈ પણ ઠેકાણેથી, બહારથી આવ્યા જ નથી. આપણા પૂર્વજો હિમાલયના પ્રદેશમાં જ રહેતા હતા. (ભાષાના સામ્યના જોરે ગમે તેટલાં વિચિત્ર અનુમાનો કાઢી શકાય. પશ્ચિમના લોકો કલ્પનાઓ ચલાવે છે અને આપણા લોકો વગર વિચાર્યે બધું સ્વીકારે છે તે બધું આપણે છોડી દેવું જોઈએ.)

આપણા પૂર્વજો અહીં ક્યાંથી આવ્યા એ સવાલ કરતાં પણ વધારે મહત્ત્વનો અને જૂનો સવાલ છે માણસજાતનો જન્મ અને વિકાસ કેવી રીતે થયો તે.

વિકાસવાદ(evolution)ની ઉપપત્તિ માનનારા લોકો કહે છે કે માણસ જાતના પૂર્વજો વાંદરામાંથી માણસ થયા હતા કે બીજી રીતે એમનો વિકાસ થયો તે આપણે જાણતા નથી પણ આખી માનવજાત એક જ વંશમાંથી ઉત્પન્ન થઈ હશે અને હજારો-લાખો વરસને અંતે એ લોકો જ્યાંત્યાં જઈને વસ્યા. ત્યાંની આબોહવાની અસરથી કાળા, ધોળા, ઘઉંવર્ણા, લાલ અને પીળા — એવા વંશો એક જ મૂળ વંશમાંથી જુદા પડયા હશે. (જ્યારે એવા લોકો પણ છે જેઓ માને છે કે માણસજાતનો પ્રારંભ અનેક વંશો(races)ના અલગ અલગ પ્રારંભથી જ થયો હોવો જોઈએ.)

ટૂંકામાં, સવાલ એ છે કે 'કુદરતી રીતે માણસજાત પ્રથમ એકવંશી હતી અને તેમાંથી અનેક વંશો પેદા થયા કે પ્રારંભથી જ માણસજાત અનેકવંશી પેદા થઈ છે ?'

આનો જવાબ આપવા જેટલી ઐતિહાસિક માહિતી અત્યાર સુધીનાં સંશોધન પરથી આપણે ભેગી કરી શક્યા નથી. માનવજાતિ એક જ વંશની હશે એમ માનવા તરફ વિદ્વાનોનો ઝોક છે. આને વિશે આપણે ત્યાં શ્રી રાજગોપાલાચારીએ થોડું ચિંતન કર્યું છે. જૂનાં ઈતિહાસ-પુરાણોમાંથી આ સવાલ પર પ્રકાશ પડવાની સંભાવના ઓછી છે.

આજકાલના નૃવંશશાસ્ત્રીઓએ અનુમાન કર્યું છે કે માણસજાતિનો જન્મ આફ્રિકા ખંડમાંથી થયો હશે. આને માટે પણ સંતોષકારક ઐતિહાસિક પુરાવો છે જ નહીં.

આફ્રિકન લોકોમાં એક પુરાણી વાર્તા પ્રવર્તે છે. કેટલીક પુરાણી છે કે નવી ઉપજાવી છે તે વિશે પણ વિશ્વાસપૂર્વક કહી શકાય એવો પુરાવો આપણી પાસે નથી. પણ એક વાર્તા પ્રચલિત છે. રસ પડે એવી છે એટલે એને કશું મહત્ત્વ આપ્યા વગર એને અહીં નોંધી રાખીએ છીએ.

આફ્રિકન લોકોમાં એક એવી માન્યતા ફેલાયેલી છે કે માણસજાતનો જન્મ આફ્રિકામાં જ થયો અને પ્રારંભમાં એને કુદરતે અત્યંત રૂપાળો કાળો રંગ આપ્યો હતો. એ લોકો ત્યાંથી ઉત્તરમાં ફેલાયા અને યુરોપમાં જઈ વસ્યા. ત્યાં પણ પ્રારંભમાં એ પ્રજા કૃષ્ણવર્ણી જ હતી.

એ લોકો યુરોપમાં સ્થિર થયા. એમણે ખૂબ પ્રગતિ કરી એટલે એમની પાસેથી મદદ મેળવવા ઈતિહાસના ભગવાને નવા આફ્રિકન લોકોને આદિ યુરોપિયન લોકો પાસે મદદ લેવા માટે મોકલ્યા. એ જૂના લોકોએ નવા લોકોનો ભાઈભાંડુ તરીકે સ્વીકાર કરવાને બદલે નવા લોકોને પોતાના ગુલામ બનાવ્યા. અને એમની સેવાનો લાભ ઉઠાવીને પોતે માલદાર બની ગયા.

આ સ્થિતિ જોઈ ઈતિહાસના ભગવાન યુરોપના આદિવાસી પાસે ગયા. ભગવાને કહ્યું: 'તમને યુરોપમાં મોકલી આગળ વધવાની મેં તક આપી, તમે એનો લાભ ઉઠાવી દુનિયાના આગેવાન બન્યા.

'ત્યાર પછી તમારાં જ ભાંડુની નવી ટોળી આફ્રિકાથી મેં તમારી પાસે મોકલી. પોતાનાં જ ભાઈભાંડુઓની તમે કેવી દશા કરી મૂકી છે?'

ભગવાનનો આ સવાલ સાંભળતાંવેંત યુરોપના આદિવાસીઓનાં મોઢાં ઊતરી ગયાં. શરમના માર્યા તેમનો રંગ ફીકો પડ્યો. લજ્જાથી આખું શરીર રંગવિહીન ગંદું ધોળું થઈ ગયું. તે આ આજના યુરોપના ગોરા.'

અમે નથી માનતા કે આફ્રિકામાં પ્રચલિત આ વાર્તા બહુ પ્રાચીન હોય. યુરોપના ગોરા લોકોની ગોરી ચામડીની મશ્કરી કરવા માટે આ વાર્તા ઉત્પન્ન થઈ હશે.

બીજા પણ એવા કેટલાક લોકો છે જેઓ માને છે કે માણસજાતનો મૂળ રંગ આપણા જેવો – ઘઉંવર્ણો – જ હતો. ગોરાઓ જેમ શરમના માર્યા ફીકા ગોરા થઈ ગયા તેમ આફ્રિકાના લોકો નિરાશાના માર્યા કાળા થઈ ગયા. મૂળ ઉત્તમ રંગ તો ઘઉં જેવા જ.

# ૨૯. સિંધ પ્રાન્ત

અલેક્ઝાન્ડર અથવા સિકંદર ભારત પર ચડાઈ કરવા આવ્યો. જગજ્જેતાની કીર્તિ એને મેળવવી હતી. આજનું યુરોપ, ઉત્તર આફ્રિકા, પશ્ચિમ એશિયા અને મધ્ય એશિયા એની મહત્ત્વાકાંક્ષી આંખો તળે આવ્યાં જ હતાં. પણ એ જાણતો હતો કે આખી દુનિયામાં લોકસંખ્યાની દૃષ્ટિએ, ધનદોલતની દૃષ્ટિએ અને ખાસ કરીને સંસ્કૃતિની દૃષ્ટિએ સૌથી મોટા દેશો હતા ચીન અને ભારત. વિજયી વીરોમાં પણ અલેક્ઝાન્ડરની મહત્ત્વાકાંક્ષા સર્વોપરી હતી. પોતાની ફોજ પર એનો અસાધારણ કાબૂ હતો. (એના પછીના યુગમાં એના જેવી જ મહત્ત્વાકાંક્ષા રાખનારો નેપોલિયન અલેક્ઝાન્ડરની અદેખાઈ કરતો હતો કે ફોજના માનસ પર કાબૂ મેળવવો હોય તો અલેક્ઝાન્ડરનો આદર્શ નજર સમક્ષ રાખવો જોઈએ.)

અલેક્ઝાન્ડરે ભારત પર ચડાઈ કરવા માટે જબરદસ્ત તૈયારી કરી અને એનો મુકાબલો કર્યો ભારતના પૌરસ રાજાએ. અલેક્ઝાન્ડરનો ઈતિહાસ ભલે નોંધે કે ગ્રીક વિજેતા દ્વારા પૌરસનો પરાજય થયો. વાત સાચી પણ હોય. પણ ખરેખર બંને બાજુનો સરખો જ પરાભવ થયો એમ સમજવું જોઈએ. અલેક્ઝાન્ડરને ખબર પડી કે સિંધુ નદીનો પ્રદેશ તો ભારતનો એક ખૂણો છે. આગળ જતાં પાટલિપુત્રનું સામ્રાજ્ય છે. જેની ફોજ આગળ એના ગ્રીક સૈનિકો ટકી જ ન શકે.

એટલે ડહાપણ વાપરી અલેક્ઝાન્ડરે પાછા ફરવાનું નક્કી કર્યું પણ જે રસ્તે આવેલો તે રસ્તે નહીં. સિંધુ નદીના બન્ને કિનારાનું રક્ષણ કરવા માટે પોતાની ફોજના એણે બે વિભાગ ચલાવ્યા. અને પોતે નૌકામાં બેસી દક્ષિણ દિશાએ યાત્રા કરી. આજે જેને આપણે પંજાબ, મુલતાન (દરેવાળી ભૂમિનો પ્રદેશ) અને સિંધ કહીએ છીએ તે મુલકની યાત્રા કરતાં કરતાં અલેક્ઝાન્ડર સમુદ્રકિનારે પહોંચ્યો અને ત્યાંથી એ સુરક્ષિતપણે સ્વદેશ પહોંચ્યો. સિંધ વિશે આપણું પહેલવહેલું ઐતિહાસિક જ્ઞાન અલેક્ઝાન્ડરની છેલ્લી યાત્રામાં જ મળે છે. તે વખતના ગ્રીક લોકોએ જોયેલા પ્રદેશોનું જે વર્ણન લખી રાખ્યું છે તે આજે અત્યંત મહત્ત્વનું છે.

પંજાબની પાંચ-સાત નદીઓ આસપાસના પ્રદેશોનું પાણી ભેગું કરી સિંધુને અર્પણ કરે છે અને અંતે હિમાલયને પેલે પારથી આવતી લોકમાતા નદીને મહાનદની પ્રતિષ્ઠા અપાવે છે. એ જ પાણીથી સિંધુ નદી જે પ્રદેશને ફળદ્રૂપ કરે છે તે છે આપણો સિંધુ દેશ.

આ વિશાળ નદી પોતાના પાણીનો મોટામાં મોટો જથ્થો સિંધ પ્રદેશને વહેંચી આપે છે.

જ્યાં રાજાઓ પહોંચે ત્યાં રાજ્ય ચલાવનાર રાષ્ટ્રપુરુષો પણ પહોંચી જવાના. અને આખી દુનિયાનો વેપાર ખેડનાર વણિકો પણ પહોંચવાના. અને ધર્મોપદેશકો તો નવાં નવાં ક્ષેત્રો ખેડયા વગર રહે જ કેમ?

સિંધુ નદીના વિશાળ સુદીર્ઘ પ્રદેશનું વિદેશીઓએ નામ રાખ્યું સિંધુ દેશ. અહીંના લોકોને તેઓ કહેવા લાગ્યા 'સિંધુ લોકો' ગ્રીક જેવી અનેક ભાષાઓમાં 'સ'નો 'હ' થઈ જાય છે. ['સ'નો 'પ' થઈ ગયેલાના દાખલા પણ ઓછા નથી. પાપડમાંથી દક્ષિણનો શબ્દ 'હાપડ' તૈયાર થયો કે મૂળ 'હાપડ'માંથી પાપડ શબ્દ તૈયાર થયો તે આપણે જાણતા નથી.] પણ સિંધુ નદીને કિનારે રહેનાર લોકોને વિદેશીઓ હિંદુ કહેવા લાગ્યા. અને ત્યાંની સંસ્કૃતિને હિંદુ સંસ્કૃતિ તરીકે ઓળખવા લાગ્યા. આ રીતે 'પંજાબ' અને 'સિંધ' બંને પ્રદેશો વિદેશીઓ માટે હિંદુ સંસ્કૃતિના પહેલવહેલા પ્રતિનિધિ હતા.

ભારતીય સંસ્કૃતિ એના અધ્યાત્મ માટે અને વિશાળ સાહિત્ય માટે જ પ્રખ્યાત ન હતી. અહીંની 'રાજ્યવ્યવસ્થા' દુનિયામાં બધે જાણીતી હતી અને અહીંની 'કારીગરી' વિશે તો પૂછવું જ શું? હિંદુસ્તાનનો માલ યુરોપ અને આફ્રિકાના રાજદરબારોમાં ગમે તે કિંમત ચૂકવીને ખદીદાતો હતો. ગ્રીસ અને ઈટલીના અર્થશાસ્ત્રીઓએ પોતાના ઈતિહાસમાં નોંધી રાખ્યું છે કે હિંદુસ્તાન તો પોતાની કારીગરી દ્વારા આખી દુનિયાનું સોનું પોતાને ત્યાં ખેંચી જવા મથે છે. સોનાના નાણાના પગ ભારત સુધી પહોંચીને જ આરામ લેવા માગે છે.

આપણે ત્યાંના બ્રાહ્મણોએ સામાજિક આદર્શો જાળવી રાખવા અને સમાજની વ્યવસ્થા સ્થિર કરવા માટે સ્મૃતિઓ લખી. સંસ્કૃતિની દૃષ્ટિએ એનું મહત્ત્વ ઘણું છે પણ સંઘર્ષમાં માનનાર દુનિયા માટે એ કેટલે દરજ્જે હિતકારી હતી, કોણ જાણે?

આપણે સમાજની સુવ્યવસ્થા માટે ન્યાતો બાંધી આપી. ગીતાએ 'કુલધર્મ' સાથે 'જાતિધર્મ'ને પણ 'શાશ્વત' કહ્યો છે.

સેંકડો જાતિઓમાં સાંસ્કૃતિક વ્યવસ્થા દાખલ કરવા માટે, અને શ્રમવિભાગનું તત્ત્વ સ્થિર કરવા માટે વેદકાળના ઋષિઓએ 'વર્ણવ્યવસ્થા' બાંધી આપી.

એનું પરિણામ શું આવ્યું? દેશરક્ષા માટે દરેક માણસે લડવું જોઈએ એ સાર્વભૌમ નિયમ આપણે કોરે મૂકયો અને શ્રમવિભાગનું વૈજ્ઞાનિક તત્ત્વ સ્વીકારી દેશરક્ષા માટે અને ધર્મરક્ષા માટે ક્ષત્રિયો લડે એમ આપણે ગોઠવ્યું. 'ક્ષત્રિયો પાછી પાની ન કરે, શત્રુનો ઘા પીઠ પર ખાવાનો વારો ન આવે' વગેરે ઉત્તમ નિયમો કર્યા, પણ એની સાથે લોકોએ માની લીધું કે 'ક્ષત્રિયો હાર્યા એટલે આખો દેશ હાર્યો.' પછી તો વિજેતાઓનું રાજ માન્ય કરવું એટલું જ નહીં; પણ વિજેતાના ધર્મ આગળ દબાયેલા રહેવું એ પણ સંસ્કૃતિનો સ્વભાવ થઈ ગયો.

આવી જ એક વિકૃતિનો કિસ્સો સિંધના ઈતિહાસમાં વાંચ્યો હતો તે કેમે કરીને ભુલાતો નથી.

સિંધનો એક બ્રાહ્મણ રાજા નામે દાહિર સમૃદ્ધપણે રાજય કરતો હતો. અફઘાનિસ્તાન, ઈરાન, અરબસ્તાન, ઈરાક તરફના વેપારીઓ સિંધમાં આવી અહીંની કારીગરીના ઉત્કૃષ્ટ નમૂનાઓ ખરીદી યુરોપમાં લઈ જઈ વેચે અને કલ્પનાતીત કમાણી કરે.

વચમાં એમ બન્યું કે બગદાદના કેટલાક વેપારીઓ ભારતનો માલ ખરીદવા સિંધ આવતા હતા. વચમાં દાહિરના રાજયના એક મોટા જંગલમાં ડાકુ લોકોએ એમને લૂંટયા. બિચારા રોતા રોતા પાછા ગયા. અને બગદાદના ખલીફા આગળ પોતાની હાડમારીનું વર્ણન કર્યું.

બગદાદના ખલીફાએ સિંધના રાજા દાહિરને વિવેકસર કાગળ લખ્યો હશે કે "આપણી વચ્ચે સારો સંબંધ છે. અમારા વેપારીઓ તમારે ત્યાં આવીને માલ ખરીદે છે. તમારા કારીગરો કમાય છે, અમારા વેપારીઓ કમાય છે, પણ હમણાં હમણાં તમારા રાજયમાં થતા ઉપદ્રવનો બંદોબસ્ત કરો. અમે આભારી થઈશું."

આવું આવું કંઈક ખલીફાએ લખ્યું હશે. (શું લખ્યું હતું તે વાંચવા મળ્યું નથી.) પણ બગદાદના ખલીફાનો કાગળ દાહિરને ગમ્યો નહીં. 'મોટો આવ્યો છે મને ઉપદેશ આપવા' કહીને એણે જવાબ લખ્યો. રાજા બ્રાહ્મણ એટલે બ્રાહ્મણને છાજે એવી જ દલીલ કરે ને?

દાહિરે જવાબમાં લખ્યું : "દાહિર શરીફ લોકોનો રાજા છે. ડાકુઓનો નથી. ડાકુઓના ઉપદ્રવ માટે મને શી રીતે જવાબદાર ગણો છો?" [સિંધના ઈતિહાસમાં દાહિરનો આખો જવાબ આપેલો નથી. પણ ઉપર લખેલો ભાગ જ મળે છે.]

બગદાદનો ખલીફા બ્રાહ્મણશાહીનું માનસ સમજી ગયો. એણે કહ્યું : "ઠીક છે. આપણે શરીફ લોકોના પણ રાજા છીએ અને બદમાશોના પણ રાજા છીએ. દાહિર જો ડાકુઓનો બંદોબસ્ત ન કરે તો આપણા વેપારીઓની સુરક્ષિતતા માટે બંદોબસ્ત કરવાનું કામ આપણું." ખલીફાએ પોતાની ફોજ મોકલી. ડાકુઓને માર મારી ઠીક કર્યા અને દાહિરના મુલકમાં આવેલું એ જંગલ પોતાના રાજમાં શામિલ કર્યું.

બ્રાહ્મણ રાજા દાહિરને એનું જરાયે માઠું ન લાગ્યું. એણે વિચાર કર્યો હશે: 'જંગલ લઈને આપણે શું કરત?'

સિંધ વિશે લખવા જતાં પહેલવહેલો આ કિસ્સો યાદ આવ્યો. આનાથી પ્રારંભ કરવા માટે સિંધી લોકોની મારે માફી માગવી જોઈએ.

સિંધમાં જ બનેલો પણ સિંધ સાથે પ્રત્યક્ષ સંબંધ નહીં એવો એક કિસ્સો અથવા સંવાદ અહીં પ્રસ્તુત છે:

એક વાર કરાંચી ગયો હતો. દક્ષિણ ભારતના એક બાહોશ સંસ્કારી વિદ્વાન એન્જિનિયરને મળવું હતું, એટલે એમના આમંત્રણથી એમને ત્યાં જ રહ્યો હતો. અધ્યાત્મથી માંડીને પ્રાદેશિક સ્વચ્છતા સુધી અનેક વિષયોની ચર્ચા અમે કરી. એમાં પ્રસંગવશાત્ હરિજન અને જેને હું 'ગિરિજન' કહું છું તે આદિવાસીઓની વાત નીકળી. મેં કહ્યું : 'આપણા આદિવાસીઓની આપણે ભારે ઉપેક્ષા કરી છે. એ પાપ

વખતસર નહીં ધોઈ કાઢીએ તો એ લોકોને આપણે ખોઈ બેસીશું. આપણે એમનું ધર્માંતર અટકાવી નહીં શકીએ. એવો જ બીજો વર્ગ અસ્પૃશ્યોનો, જેને ગાંધીજી 'હરિજન' કહે છે. એમને અપનાવી સાંસ્કૃતિક સેવા દ્વારા એમનો ઉદ્ધાર કરવાને બદલે આપણે એમને અસ્પૃશ્ય ગણ્યા. કેટલાક અકળાઈને મુસલમાન થયા. અંગ્રેજોના આવ્યા પછી કેટલાક ઈસાઈ થયા. છતાં ઘણાખરા હિંદુ ધર્મ પ્રત્યે નિષ્ઠા રાખીને હજુ સુધી હિંદુ રહ્યા છે. હું તો આપણા કરતાંય એમના હિંદુત્વને વધારે શ્રેષ્ઠ માનું છું.'

અમારા એન્જિનિયર યજમાન મારી સાથે સહમત ન હતા. એમણે વાત ટૂંકાવીને કહ્યું: "છો ને આ બધા તમારા ગિરિજનો અને હરિજનો ધર્માન્તર કરતા! એટલો કચરો આપણા સમાજમાંથી ઓછો થશે! હું સંખ્યાનો વિચાર કરતો જ નથી. આપણી સંસ્કૃતિ વિશુદ્ધ હશે તો આપણું શ્રેષ્ઠત્વ કાયમ રહેવાનું. છોને આપણા ઘરનો કચરો બીજા ઊંચકી જાય!"

હું તો સડક થઈ ગયો. જૂની બ્રાહ્મણી સંસ્કૃતિનું માનસ આજના અને ઉત્તમ ભણેલા એ બ્રાહ્મણ એન્જિનિયરે અસંદિગ્ધ શબ્દોમાં વ્યકત કર્યું હતું. તે વખતે તો હું કશું બોલ્યો નહીં. બીજે દિવસે એ જ વસ્તુ લઈને મેં એમની વાત આગળ ચલાવી.

"વેદકાળથી આપણા આર્યપૂર્વજો સિંધુને કિનારે આવીને વસ્યા. સિંધુની પશ્ચિમની બે નદીઓ અને પૂર્વ તરફની પાંચ નદીઓનો ઉલ્લેખ વેદમાં મળે છે. એ જ સિંધુ નદીને કિનારે બેસીને આપણે વાતો કરીએ છીએ. આજે આ સિંધ પ્રદેશમાં મુસલમાનોની બહુમતી છે. તેમાંના કેટલાય જબરદસ્તીથી મુસલમાન થયા હશે, એની ના નહીં પાડું, પણ ઘણા ખરા હિંદુઓ આપણા સામાજિક-ધાર્મિક અપમાનથી અને અત્યાચારથી અકળાઈને મુસલમાન થયા હશે. જયારે એમની ઉપર ધાર્મિક જબરદસ્તી થઈ હશે ત્યારે એમનું રક્ષણ કરવાનું કર્તવ્ય તમારા સંસ્કારી આર્ય દ્વિજોએ (બ્રાહ્મણ-ક્ષત્રિયોએ) કર્યું નહીં. અને એ પછાત લોકોને અપનાવવાની ધાર્મિકતા પણ આપણામાં હતી નહીં. અદ્વૈતમાં માનનારા અને દરેક મનુષ્યહૃદયમાં પરમાત્માનું દર્શન કરનારા આર્ય લોકોએ અહીંના પછાત લોકોને સ્વધર્મમાં ટકાવી રાખવાનો પ્રયત્ન કર્યો નહીં. ભગવાનના નામનો જયઘોષ કરનારા સંતમાર્ગી હિંદુઓની ભક્તિની મસ્તી આપણે જાણીએ છીએ પણ એ ભક્તિમાંથી કારુણ્ય ઊપજયું નહીં અને આપણે સિંધ પ્રદેશની બહુમતી ખોઈ.

હવે આજકાલ આપણે પોતાના બચાવમાં મુસલમાનોના જુલમની વાત કરીએ છીએ. તેને વિશે પણ હિંદુઓને મોઢે સાંભળેલી એક વાત કહું.

મને યાદ નથી, કોટરીમાં કે શિકારપુરમાં સિંધના કેટલાક હિંદુઓ મને મળ્યા હતા. તમે જાણો છો કે અહીંના જ હિંદુઓમાં થોડાક સરકારી નોકરી કરનારા અને રાજયકર્તા સાથે ભળેલા સિંધી હિંદુઓ 'આમિલ' તરીકે ઓળખાય

છે. તેમને આપણે ક્ષત્રિય ગણીશું. બીજા ઘણાખરા હિંદુઓ 'ભાઈબંધ' તરીકે ઓળખાય છે. તેઓ વૈશ્ય છે. નાણાં ધીરવાં વગેરે વૈશ્યોચિત ધંધા તેઓ કરે છે.

અહીંના મુસલમાન રાજાઓએ આમિલ લોકોની રાજ્ય ચલાવવાની કુશળતા જોઈ તેમને અપનાવ્યા અને પોતાનું રાજ્ય જાણે તેમના જ હાથમાં સોંપી દીધું. સિંધની પ્રજાની બહુમતી મુસલમાન થયેલી. તેઓ તો બધા ખેડૂતો, ગાયો રાખનાર, ભરવાડો અને હસ્તઉદ્યોગ ચલાવનાર કારીગરો હતા.

એમને ડગલે ને પગલે નાણાંની જરૂર પડે, એટલે કરજ લેવા જાય હિંદુ ભાઈબંધ પાસે.

હવે જો કોઈ સરકારી અમલદાર તરફથી અથવા મુસલમાની ધર્મપ્રચારક તરફથી હિંદુઓની (આ ભાઈબંધોની) જરા પણ કનડગત થાય અથવા એમના ધર્મપાલનમાં વિઘ્ન આવે તોપણ આ ભાઈબંધો સીધા સિંધના અમીર પાસે જઈને કહે કે અમારો ધર્મ આ રાજ્યમાં સુરક્ષિત નથી, તેથી અમે સિંધ છોડીને આ બહાર ચાલ્યા.

આટલું કહેવું તો બસ. અમીર તરફથી એમને બધી જાતનું આશ્વાસન મળતું. પોતાના લોકોને ધમકાવીને પણ આ મીર લોકોને — ભાઈબંધોને — રાજી રાખતા અને ધાર્મિક જબરદસ્તી બિલકુલ ન થાય તેની બાંયધરી આપતા.

હિંદુઓને મોઢે જ આ બધું સાંભળેલું એટલે મુસલમાની રાજમાં ધર્માંતર માટે હંમેશાં જબરદસ્તી થતી હતી એમ કોઈ કહે તો તે સો ટકા સાચું છે એમ મેં માન્યું નથી.

સિંધનો મારો એક બીજો અનુભવ કહી દઉં. હું સિંધમાં છએક મહિના રહ્યો. ત્યાંના મારા મિત્રો એક 'બ્રહ્મચર્યાશ્રમ' ચલાવતા હતા. એ ચલાવવામાં ત્યાં રહી મેં બધી મદદ આપી. બધી વ્યવસ્થા મારા જ હાથમાં હતી. બધા જ શિક્ષકો મારી સાથે શિષ્યભાવે રહેતા હતા તે વખતનો અનુભવ —

આશ્રમની ગાયો દૂધ દેતી બંધ થાય ત્યારે તેમને શહેરમાં રાખવી પોસાય નહીં. તેમને ગામડામાં ખેડૂતો પાસે રાખ્યે જ છૂટકો. એ પ્રમાણે વ્યવસ્થા કરી. પણ ગામડાના ખેડૂતો બધા જ મુસલમાન. એમને ગાયો કેમ સોંપી દેવી એવી શંકા મારા મનમાં જાગી. તે શંકા દૂર કરવા એ ખેડૂતોએ મારી આગળ જે વાત કરી તેનાથી એમની ગૌભકિત હું સ્પષ્ટ જોઈ શકયો. હિંદુ વ્યવસ્થાપકોએ પણ મને ખાતરી આપી કે આ ગાયો એ મુસલમાન ખેડૂતોના હાથમાં પૂર્ણપણે સુરક્ષિત છે. આ ખેડૂતો પોતાની ગાયોને પણ મારી નાખતા નથી. ગૌભક્તિ એમની વૃત્તિમાં જ છે.

*

સને ૧૯૧૪માં પહેલું જાગતિક યુદ્ધ શરૂ થયું હતું. તે પહેલાંની વાત હશે. હું હિમાલયમાં ખૂબ રખડયો હતો. એ પ્રમાણે ઇચ્છા થઈ કે ભારતથી અફઘાનિસ્તાન-

ઈરાનને રસ્તે પગપાળો રશિયા જાઉં. જૂની રાજધાની મૉસ્કો અને નવી રાજધાની સેંટ પિટસબર્ગ જોઈ આવું.

આપણા લોકો જહાજમાં બેસીને વિલાયત જાય છે. ત્યાંથી અમેરિકા જાય છે. રસ્તામાં એથેન્સ, રોમ, બર્ન, બર્લિન, પૅરિસ વગેરે જોઈને આગળ જાય છે. એ પ્રદેશો વિશે ઘણું સાહિત્ય જોવા મળે છે (અર્થાત્ અંગ્રેજીમાં). પણ મધ્ય એશિયા કે પશ્ચિમ એશિયા. કાસ્પિયન સમુદ્ર વગેરે પ્રદેશો જોવા આપણે લોકો જતા જ નથી. ત્યાં પ્રાચીનકાળની સંસ્કૃતિના અવશેષો ઘણા છે. મધ્યકાલીન માણસનો પુરુષાર્થ એ પ્રદેશમાં વેરાયેલો છે. નેપોલિયન જેવા બાહોશ વીરને હંફાવવાની અને અધમૂઆ કરવાની શક્તિ રશિયાની જનતામાં દેખાઈ હતી. આ બધું જાણતો હોવાથી એવો વિચાર કર્યો કે હિમાલયની મુસાફરી કરી છે તો યુરેશિયાના મધ્ય ભાગની મુસાફરી પગપાળા કેમ ન કરું ?

હું પૂર્ણપણે શાકાહારી, માંસ ન ખાઉં, માછલાં ન ખાઉં, ઈંડાં પણ આપણને ન ખપે અને શરાબની ગંધ પણ સહન ન થાય. "વિદેશની યાત્રા કરી શકશો ?" એમ કેટલાયે મિત્રોએ પૂછ્યું હતું. મેં કહ્યું : "જ્યાં સુધી ફળ અને દૂધ મળી શકે તેમ હોય ત્યાં સુધી હું દુનિયામાં ક્યાંય ભૂખે મરવાનો નથી. વળી, માંસાહારી માણસે ધાન્યનો ત્યાગ કર્યો જ નથી. એટલે ઘઉં, ચોખા અને કઠોળ ન મળે એ તો બને જ નહીં."

મારો બીજો પણ અનુભવ છે કે જેમ આપણને નવા નવા દેશો, ત્યાંના લોકો, તેમની રહેણીકરણી, એમના રિવાજો જાણવાનું કુતૂહલ હોય છે તેમ દૂર દૂરના દેશથી પગપાળા આવેલા મુસાફર વિશે મનુષ્યના હૃદયમાં કુતૂહલ હોય જ છે. તેથી ગમે ત્યાં જઈએ, એકબે દિવસ રહેવાનું આમંત્રણ મળવાનું જ, અને એક ઠેકાણે ગયા અને લોકો સાથે જરાક પરિચય થયો તો એવા શીઘ્ર સ્નેહીઓ આગળના ઠેકાણા માટે ભલામણચિઠ્ઠી પણ આપવાના. ભાષાની મુશ્કેલી તો ખરી જ. વિદેશમાં ન મદદ કરી શકે 'હિંદી' અને ન પૂરી મદદ કરી શકે 'અંગ્રેજી'. છતાં જેમતેમ કામ ચાલી શકશે એમ હું માનતો હતો. પણ આટલે દૂર વિદેશમાં જવાનું છે તો નાણાંની થોડી સગવડ તો હોવી જ જોઈએ. અને તે પણ ભારતનાં નાણાં વિદેશમાં ક્યાં સુધી ચાલવાનાં. જ્યાં જઈએ ત્યાં સ્થાનિક નાણાં મળવાં જોઈએ. એ મુશ્કેલી સૌથી મોટી.

આ મૂંઝવણનો ઇલાજ શો ? એનો વિચાર કરતો હતો ત્યાં સિંધ જઈ પહોંચ્યો. જેમ સિંધના 'આમિલ' લોકોનું મુખ્ય શહેર હૈદરાબાદ તેમ 'ભાઈબંધ' લોકોનું મુખ્ય શહેર શિકારપુર. સક્કર અને શિકારપુર બે શહેરોનાં નામ સાથે જ લેવાય છે. એ જોડિયા શહેરનો જૂનો વેપાર હજી પણ રશિયા સુધી ચાલે છે, એમ સાંભળ્યું. અને ત્યાં જઈને ત્યાંના કેટલાક વેપારીઓને પૂછ્યું (તે વખતે કેટલાક સિંધી લોકો મને 'સાધુ દત્તાત્રેય' તરીકે ઓળખતા હતા.) રશિયાની યાત્રા કરવાનો મારો સંકલ્પ સાંભળી પ્રથમ એમને આશ્ચર્ય થયું. પણ તરત જ એમણે એ

સિંધથી આપને આમંત્રણ આવશે. હૈદરાબાદ સિંધમાં 'સિંધુ બ્રહ્મચર્યાશ્રમ' નામની એક રાષ્ટ્રીય સંસ્થા ચાલે છે. એ સંસ્થાના મહેમાન થઈને આપ એ સંસ્થાનું નિરીક્ષણ કરો એમ હું ઇચ્છું છું. ડૉ. ચોઈથરામ ગિદવાણી એ આશ્રમના મુખ્ય સંચાલક છે. પંડિત લોકરામ શર્મા એમાં રસ ધરાવે છે. વિષ્ણુ શર્મા નામના એક યુવાન સારાથી આકર્ષિત થઈને એ સંસ્થામાં જોડાયા છે. સિંધના આગેવાનો આપને ત્યાં મળશે. આપ હા પાડો એટલે બધું બરાબર ગોઠવાશે."

બાપુજીએ હા પાડી. તેઓ હૈદરાબાદ અને કરાંચી જઈ આવ્યા. ત્યારથી સિંધ પ્રાંત જાણે ગાંધીજીનો થઈ ગયો.

આચાર્ય કૃપલાની, પ્રો. નારાયણ મલકાની, ઘનશ્યામદાસ, દૌલતરામ ઉપરાંત સિંધના કેટલાય નેતાઓ ગાંધીજીથી પ્રભાવિત થયા. સિંધમાં ગાંધી-વિચાર ફેલાયો. સ્વરાજ્યની લડતમાં સિંધનો ફાળો ઓછો ન હતો.

અને છતાં સ્વરાજ આવતાંવેંત કેવળ લોકસંખ્યાને જોરે સિંધ પ્રદેશ પાકિસ્તાનમાં શામિલ થયો. સિંધી હિંદુઓને સિંધ છોડી સૌરાષ્ટ્ર, ગુજરાત, મુંબઈ, મહારાષ્ટ્ર તરફ આવવું પડયું. કેટલાક સિંધીઓ અજમેર તરફ પહોંચી ગયા. એ બાહોશ કોમ આમ તિતરબિતર થઈ ગઈ છતાં હારી નહીં.

સિંધના મુસલમાનો પાકિસ્તાનના વતની ગણાય છે પણ એમને પંજાબના મુસલમાનોથી દબાઈને રહેવું પડે છે. અને સિંધના હિંદુઓને અનેક ઠેકાણે તે તે પ્રદેશની ભાષા શીખી નવી ઢબે પોતાનો ઉત્કર્ષ સાધવો પડે છે.

સિંધી લોકોની ભાષા મૂળે સંસ્કૃતની પુત્રી છે. વેદકાળના કેટલાય સંસ્કૃત પ્રત્યયો સિંધી લોકોની અટકમાં દેખા દે છે. ગર્ગ ઋષિના વંશજો એ ગાર્ગ્યાયણી, એ જ પ્રમાણે ગિદુમલના વંશજો ગિદવાણી, કૃપાલના વંશજો કૃપલાની. આ સિંધી ભાષાએ ઢગલાબંધ અરબી-ફારસી શબ્દો અપનાવ્યા છે એનું કંઈ નહીં. પણ લખવા માટે એમની જે જૂની નાગરીકુળની વાણકા લિપિ હતી તે છોડીને એમને પર્શિયન લિપિ લેવી પડી. પણ સિંધી ભાષા જેવી આર્ય ભાષાના બધા ધ્વનિઓ વ્યક્ત કરવાની શક્તિ પર્શિયન લિપિમાં નહીં, એટલે અંગ્રેજોની મદદથી સિંધી લોકોએ પોતાની ઉર્દૂ જેવી સિંધી લિપિ ઉપજાવી કાઢી. જેમાં પર્શિયનના છત્રીસ અક્ષરો ઉપરાંત કેટલાય અરબી અક્ષરો દાખલ કર્યા અને તેમને નુક્તાઓ વગેરે આપી બાવન અક્ષરોની અરબી-સિંધી લિપિ એ લોકોએ ઉપજાવી કાઢી.

સિંધી હિંદુઓને આમ સિંધ દેશ છોડવો પડયો. ભાઈ જેવા ભાઈ સિંધી મુસલમાનો સાથેનો એમનો સંબંધ તૂટયો. ભારતમાં અનેક ઠેકાણે વેરાયા હોવાથી એમનાથી સિંધી ભાષાની સમૃદ્ધિ તરફ ધ્યાન અપાતું નથી. છતાં અરબી-સિંધી લિપિ એમને વળગી તે વળગી જ છે. કેટલાક સિંધીઓ સિંધી ભાષા માટે નાગરી લિપિ વાપરવાનો પ્રયાસ કરે છે. એમને જો પ્રોત્સાહન મળે તો તેઓ ફાવી જશે.

સિંધી ભાષા ઘણી મીઠી, સંસ્કારી અને શબ્દસમૃદ્ધ છે. સિંધી કવિતામાં અરબીનું જોશ, પર્શિયનનું લાલિત્ય અને પોતાની ભારતીય મીઠાશ – ત્રણેયનો

સુભગ સમન્વય છે. એક વ્યવહારકુશળ, બાહોશ પ્રજાની એ ભાષા છે. એને જિવાડી એનો વિકાસ થાય એ જાતનો પ્રયાસ આપણે કરવો જ જોઈએ. ભાષા અને સાહિત્ય આધ્યાત્મિક વસ્તુ છે. એમાં જનતાનો આત્મા ખીલી શકે છે. સિંધી ભાષા માટે ઉજ્જ્વળ ભવિષ્ય છે એ વિશે મને શંકા નથી.

અને છતાં હું કહીશ કે સિંધી લોકો ભારતમાં જ્યાં જ્યાં ફેલાયા છે તે તે પ્રદેશના સમાજમાં એમણે પોતાનાં મૂળિયાં પહોંચાડવાં જોઈએ. અલગ ન્યાત થઈને રહેવાનો આ જમાનો છે જ નહીં. રોટી-બેટીવ્યવહારનાં જૂનાં બંધનો છોડી જ દેવાં જોઈએ. વિશાળ ભારતના વિશ્વ-સમન્વયના જાગતિક મિશનનો ભાર ઊંચકવાની જવાબદારી સિંધી લોકોની પણ છે. અને એની યોગ્યતા તો એમનામાં વિશેષ રૂપે છે જ.

## ૨૭. મૈત્રીસાધના — યુગધર્મ

આપણે ત્યાં જીવનસાધનાની ચાર ભાવનાઓ ઉત્તમ ગણેલી છે: મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા. આમાં મૈત્રીભાવના જ બધી ભાવનાઓમાં શ્રેષ્ઠ અને સ્થાયી ભાવના છે. કરુણા અને મુદિતા, મૈત્રીભાવનાનાં જ પ્રાસંગિક રૂપો છે, અને ઉપેક્ષા તો પ્રતિકૂળ પરિસ્થિતિની લાચારીથી જ ઉત્પન્ન થયેલી હોય છે.

બૌદ્ધ પરિભાષામાં આ ચારે આર્યભાવનાઓને બ્રહ્મવિહાર કહી છે. આપણે આપણા બ્રહ્મદેવનાં ચાર મુખો સાથે આનો સંબંધ જોઈ શકીએ છીએ.

આ ચાર ભાવનાઓને એટલા માટે આર્યભાવના કહી છે કે એ ચારેમાં કોઈ ઠેકાણે હીનતા, બેદરકારી કે અનાર્યવૃત્તિ નથી.

બધા સાથે મૈત્રી તો હોવી જ જોઈએ. એમાં દુ:ખી લોકો પ્રત્યે અથવા જે લોકો વિપન્ન અવસ્થામાં પહોંચી ગયા છે, એમના પ્રત્યે તુચ્છતા નહીં, તિરસ્કાર નહીં પણ સ્નેહમયી કરુણા. મૈત્રી પીગળી એટલે એણે કરુણાનું રૂપ ધારણ કર્યું.

જે લોકો આપણા કરતાં સારી સ્થિતિમાં છે, એમની સમૃદ્ધિ જોઈને મનમાં ઈર્ષા, મત્સર કે અસૂયા આણવાને બદલે કેવળ પ્રસન્નતા અને મુદિતા ધારણ કરવી, એ છે મૈત્રીનું પ્રફુલ્લિત રૂપ.

હવે જે લોકો આપણી મૈત્રી અથવા કરુણા પણ ઇચ્છતા નથી, જેમણે આપણી સાથે મનોમાલિન્ય બાંધ્યું છે, જેમના મનમાં આપણા પ્રત્યે વગર કારણે દુશ્મની છે, અને જેમની સેવા કરવાની આપણને તક પણ મળતી નથી, એવા લોકો પ્રત્યે માનવસહજ તિરસ્કાર, કઠોરતા, વૈમનસ્ય અથવા દ્રોહભાવ રાખવાને બદલે "ઈશ્વર એમનું ભલું કરે" એમ કહી એમને છોડી દેવા. એવાઓને આપણો દ્વેષ કરવાની તક નહીં આપવી, આ છે ઉપેક્ષા. મૈત્રીભાવનાને સામો માણસ

જ્યારે ઊભવાની જગા પણ આપતો નથી, ત્યારે મૈત્રીભાવના ઉપેક્ષાનું રૂપ ધારણ કરવા ઉપરાંત બીજું શું કરી શકે?

કોક કોક વાર આવી ઉપેક્ષા અસહયોગનું રૂપ ધારણ કરી એક શસ્ત્ર તરીકે કામ આવી શકે છે. એમાં મુખ્ય શરત તો એ છે કે એમાં કોઈ અનાર્યભાવ ડોકિયું કરે નહીં.

મૈત્રીભાવનામાં પ્રેમ છે, વાત્સલ્ય છે, કલ્યાણકામના છે, ભક્તિ છે. આ બધું હોવા છતાં મૈત્રીભાવનામાં આ યુગનો જે સર્વશ્રેષ્ઠ સંબંધ અથવા ગુણ હોવો જોઈએ એ પણ છે. અને તે છે સમાનતાનો. મૈત્રીભાવનામાં નથી કોઈ મુરબ્બીપણું અને નથી કોઈ દાસ્યભાવ. સમતાની ભૂમિકા ઉપર જ મૈત્રીભાવના ઉત્તમ રીતે ખીલે છે.

મૈત્રીભાવનામાં સમાનતાના પાયા ઉપર બીજાંનાં સુખદુ:ખ સાથે સહાનુભૂતિ કેળવનાર આત્મૌપમ્ય ભાવ રહે છે. આત્મૌપમ્ય ભાવ જેમ જેમ કેળવાય છે, તેમ તેમ હૃદય વિશાળ થતું જાય છે. બીજાની મનોવૃત્તિ સમજવાની આપણી શકિત વધે છે. અનેક લોકોનાં અનેક જાતનાં દૃષ્ટિબિંદુનું એમ સામટું આકલન થઈ શકે છે. એમાંથી જ આપણને સમન્વયની વાતો સૂઝવા માંડે છે. આને પરિણામે આત્મૌપમ્યનો સમભાવ આપણને આત્મૈક્ય સુધી લઈ જાય છે.

આ વિશ્વાત્મૈક્ય જ આપણું અંતિમ ધ્યેય છે. આપણા હૃદયમાં જ્યારે આખું વિશ્વ સમાઈ જાય છે, ત્યારે જ આપણે કહી શકીએ છીએ કે આ સચરાચર સૃષ્ટિ એક મારો નાનકડો માળો છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે પુરુષાર્થ વિશ્વાત્મૈક્યમાં વિલીન થઈ જાય છે. વિશ્વાત્મૈક્ય એ જ છે ઉપનિષદોમાં વર્ણવેલો ભૂમા, એ જ છે બૃહત્તમ બ્રહ્મ, એટલે કે પરબ્રહ્મ.

મૈત્રીસાધનામાં બાકી બધી સાધનાઓ આવી જાય છે, સમાઈ જાય છે. તેથી જ સ્તો વૈદિક ઋષિએ ગાયું કે આપણે બધાં સત્ત્વો પ્રત્યે મૈત્રીની આંખે જોઈશું અને બધાં સત્ત્વો આપણા પ્રત્યે મૈત્રીભાવ રાખે.

આ મૈત્રીનું પ્રાથમિક રૂપ સમજાવવા માટે અદ્રોહ શબ્દ વાપરવામાં આવે છે. ભૂતમાત્રમાંથી, બધાં પ્રાણીઓમાંથી કોઈનો પણ આપણાથી દ્રોહ ન થાય. આ હોવી જોઈએ આપણી પ્રાથમિક ચિંતા અથવા ઈન્તેજારી. આને જ આપણે અહિંસાની સાધના કહીએ છીએ. આપણે હાથે કોઈનું નુકસાન ન થાય. આપણા મનમાં આપણે કોઈનું બૂરું ન ઈચ્છીએ. આનું જ નામ છે અહિંસા. આવી તકેદારી એ છે અહિંસા-સાધના.

આપણે હાથે શું ન થવું જોઈએ એ બતાવવા માટે અદ્રોહ શબ્દ વાપરેલો છે. કોઈનું ભલું ન થાઓ, એવી હીન ઇચ્છાને અને એવી વૃત્તિ કે પ્રવૃત્તિને કહે છે દ્રોહ. ઈર્ષા જ્યારે ભભૂકી ઊઠે છે, ત્યારે એ દ્રોહનું રૂપ લે છે.

આપણા જમાનામાં આ દ્રોહનું તત્ત્વ, અસદ્‌બુદ્ધિનું તત્ત્વ એટલું સૂક્ષ્મ રીતે ફેલાયેલું છે કે એ પોતાનામાં કયા રૂપમાં ઘર કરી બેઠું છે, એ માણસ સહેલાઈથી

જોઈ શકતો નથી. જ્યાં જરા સરખો મતભેદ પેદા થયો ત્યાં ભિન્ન મતવાળા પ્રત્યે પ્રથમ મનમાં પારકાપણું જાગે છે. એમાંથી દ્વેષ વધવા લાગે છે. આજે જ્યાં જુઓ ત્યાં મતભેદ સાથે તિરસ્કાર અને દ્વેષ વ્યક્ત થયેલો જ જોવામાં આવે છે. સામા માણસને ધીરજપૂર્વક સમજવાનો અને સમજાવવાનો પુરુષાર્થ કરે કોણ? જ્યાં પુરુષાર્થ ઓછો, ત્યાં ગુસ્સો વધારે. આ સ્થિતિ બધે જોવામાં આવે છે. પરિણામે એકબીજા સાથે સહકાર કરવાની પ્રવૃત્તિ ઓછી થતી જાય છે. સહકાર્ય ઓછું અને ચર્ચા અધિક. એવી સ્થિતિ ઉત્પન્ન થવાને કારણે જીવન-સહયોગ ઓછો થતો જ જાય છે, અને સમાજના ભાગલા પડતા જાય છે. આ બધું બતાવે છે કે મૈત્રીનો પ્રચાર અને આચાર પ્રયત્નપૂર્વક વધારવાના આ દિવસો છે.

જ્યારે ગાંધીજીએ પ્રજાદ્રોહ કરતી વિદેશી સત્તા સામે અસહયોગનો રસ્તો બતાવ્યો ત્યારે એમણે ભારપૂર્વક કહ્યું હતું કે અસહયોગ એ એક તેજ દવા છે. એ જલદ વસ્તુ છે. કોઈની સાથે આપણે સદાને માટે અસહયોગ કરી શકવાના નથી. કોઈની સામે જો આપણે લાંબા કાળ સુધી અસહકાર ચલાવીશું તો એ શસ્ત્ર સામા માણસને નડે એના કરતાં આપણને જ વધારે નડવાનું છે. (અસ્પૃશ્યતા એ એક જાતનો ભૂંડો અસહકાર જ હતો. એથી આપણે હરિજનોને વારંવાર નુકસાન કર્યું છે. પણ એના કરતાં આપણને અને હિંદુ સમાજના માણસને જે ભયંકર નુકસાન થયું એનો હિસાબ કરવાની શક્તિ પણ આપણામાં રહી નથી. આપણી કાયમી અસ્પૃશ્યતાએ હિંદુમાનસનો જેટલો વિનાશ કર્યો છે, તેટલો કોઈ દુશ્મન પણ કરી ન શકત.)

હવે જ્યારે સ્વરાજ્ય થઈ ચૂક્યું છે, ત્યારે આપણે આપણી આખી દુનિયા સાથેની સહયોગ શક્તિ પૂરેપૂરી વધારવી જોઈએ. મતભેદ હોવા છતાં જેટલો પણ સહયોગ આપણાથી થઈ શકતો હોય એટલો કરવાની આપણી તૈયારી હોવી જોઈએ. આપણે યાદ રાખવું જોઈએ કે સહયોગ એ જ આપણો પ્રધાનધર્મ છે. મતભેદ હોવા છતાં એકબીજા પ્રત્યે આદર રાખવાથી જ એ કર્તવ્યનું પાલન કરી શકાય.

આપણા દેશમાં અનેક ધર્મો ચાલે છે. આપણે ચાલવા દીધા છે. આપણે આપણા સમાજને પાર વગરની નાતજાતમાં વહેંચી નાખ્યો છે. પરિણામે આપણું સામાજિક જીવન નાના નાના વાડામાં વહેંચાઈ ગયું છે. મુસલમાન, ઈસાઈ, યહૂદી, પારસી, આર્યસમાજ પણ આપણા દેશમાં અલગ અલગ ન્યાતજાત જેવા જ થઈ ગયા છે. હિંદુ ન્યાતો હિંદુ હોવાને કારણે એકબીજાને કાંઈક અપનાવે છે. પરસ્પર સહકારનો આદર્શ અમુક હદ સુધીનો અમલમાં પણ આણે છે. બીજા ધર્મના લોકો સાથે આપણો સામાજિક વ્યવહાર એટલો પણ નથી. અન્ય-ધર્મી લોકોમાં જાતિ-સંગઠનના ગુણદોષો આવી ગયા છે, અને એ ન્યાતો તો આપણાથી એટલી તો સ્વતંત્ર અને વિખૂટી થઈ છે કે આખા દેશની ભાવનાત્મક એકતા અને રાષ્ટ્રીયતા મજબૂત કરવાના પ્રયત્નમાં એમની પાસેથી ઘણી ઓછી મદદ મળે છે.

જાતિઓના અને ધર્મોના અલગ અલગ વાડા બનાવવાથી આપણે આપણા વિશાળ રાષ્ટ્રીય જીવનની સમર્થ અને સમૃદ્ધ એકતાનો અનુભવ કરી શકતા નથી. આજે જે થોડી એકતા દેખાઈ આવે છે તે રાજદ્વારી એકતા છે. આર્થિક વ્યવહારમાં જે થોડો પરસ્પર સંબંધ આવે છે, એને પણ એકતામાં ગણવો હોય તો ગણી શકાય.

ભારતના વિશાળ સમાજના એવા તો કટકા બની ગયા છે, જાણે કોઈ મહાન સરોવરનાં નાનાંમોટાં ખાબોચિયાં બની ગયાં હોય.

એક મોટી વસ્તુ આપણે હવે સમજે જ છૂટકો.

જો કોઈ પણ દેશમાં સામાજિક એકતા શિથિલ થઈ, કમજોર પડી અને રાજદ્વારી એકતા પ્રધાન બની તો એવા સમાજને પોતાની સરકાર તળે દબાઈને રહેવું પડે છે. રાષ્ટ્રને માટે આ સ્થિતિ સારી નથી જ.

આપણે તો રાજનૈતિક એકતા કરતાં પણ આપણી સામાજિક એકતા વધારે મજબૂત બનાવવી જોઈએ. એને માટે આપણે ભારતની તમામ સાંસ્કૃતિક શક્તિ સુધારીવધારીને વાપરવી જોઈએ અને એ રીતે જબરદસ્ત પુરુષાર્થ કરવો જોઈએ.

જો આપણે દરેક વસ્તુ સરકાર દ્વારા કરાવવાની ટેવ પાડીએ તો સરકારની જ પ્રતિષ્ઠા વધશે. પછી એવી સરકાર જો કમજોર બની તો રાષ્ટ્રીય એકતા પણ સરકાર મારફતે ટકાવી ન શકાય. એટલા માટે હવે આપણે સામાજિક એકતા સ્થાપિત કરવાના અને વધારવાના બધી જાતના બિનસરકારી એટલે સામાજિક અને સાંસ્કૃતિક પ્રયત્નો કરવા જોઈએ. આ જ હશે આપણી મૈત્રીભાવનાનું સૌથી મોટું મિશન.

જાતિબહુલ અને ધર્મબહુલ એવા આપણા દેશમાં દરેક વાડા, દરેક ડાયરા પોતાના જ સ્વાર્થની વાત વિચારે છે. બીજા વાડાઓ વિશે બિલકુલ ઉદાસીન રહે છે. આ ભયાનક સ્થિતિ છે. હું તો દુશ્મનીથી જેટલો ડરું છું એના કરતાં વધારે ડરું છું ઉદાસીનતાથી, પરસ્પર ઉપેક્ષાથી. પૂરતો પ્રયત્ન કરવાથી દુશ્મનાઈ દૂર થઈ શકે છે. ઉદાસીનતા દૂર કરવાનું કોઈને સૂઝતું જ નથી. એ જ સૌથી મોટી મુશ્કેલી છે. એકબીજાના કલ્યાણ વિશેની આ બેદરકારી કેટલી ઘાતક છે, એની આપણને પૂરતી કલ્પના જ નથી. લોકો કહે છે: “અમે અમારું ઘર સાચવીએ છીએ, બીજાઓના સારાનરસામાં કશું માથું મારતા નથી. આના કરતાં વધારેની અપેક્ષા તમે શા માટે રાખો છો?”

ઘણી વાર એવા લોકોને હું પૂછું છું કે જ્યાં દરેક વાડો પોતપોતાનું સાચવીને જ સંતોપ માને છે, ત્યાં બધાના, સમસ્ત રાષ્ટ્રના, સમષ્ટિના હિત વિશે વિચાર કરવાની જવાબદારી કોની?

સરકારની? તેમ થાય તો સરકાર રાષ્ટ્રથી પણ મોટી થઈ બેસશે. પછી એમાં પ્રજાતત્ત્વ અથવા ડેમોક્રસી રહે નહીં. પછી એવી સરકારમાં યા તો આવશે ડિક્ટેટરશિપ (નાદીરશાહી) અથવા આવશે પાર્ટીબાજીની બધી જાતની હીનતા. જો

આપણે આ બંને દોષો દૂર કરવા હોય અને સામાજિક રાષ્ટ્રીય જીવન શુદ્ધ, સમર્થ, સમૃદ્ધ અને સક્રિય બનાવવાનું હોય તો મૈત્રીભાવના વધાર્યે જ છૂટકો.

આ બાબતમાં કેવળ પ્રચારથી આપણે સંતોષ માની ન બેસીએ. જે કોઈ કેવળ પ્રચાર કરે છે, એની પ્રતિષ્ઠા વધે છે પણ કાર્યશક્તિ વધતી નથી. મૈત્રી-ભાવનાનો વિકાસ સમૃદ્ધ અને સક્રિય જીવન દ્વારા જ થઈ શકે છે.

આપણા રાષ્ટ્રીય જીવનમાં, રાષ્ટ્રીય સ્વભાવમાં અને રાષ્ટ્રીય આદર્શમાં જે જે તત્ત્વો મૈત્રીભાવનાને બાધક નીવડે તે તે બધાં શોધીને દૂર કરવાં પડશે. આ કામ આપણા આશ્રમોનું છે.

આશ્રમજીવન ખીલવનાર આપણે જો સમાજથી અલિપ્ત — અળગા રહ્યા તો આપણી સ્થિતિ આપણાં મંદિરો જેવી થશે, પ્રતિષ્ઠિત પણ નિર્વીર્ય લોકો મંદિરે દર્શન માટે જાય છે, ત્યાં માથું ટેકવે છે, દક્ષિણા મૂકે છે અને ધર્મને સજીવન તેમ જ પ્રાણવાન બનાવવાની બધી જવાબદારીઓ એવાં મંદિરો ઉપર (અથવા આશ્રમો ઉપર) ઢોળી દઈ પોતાની જડતા સાથે સ્વસ્થ ચિત્તે ઘેર જાય છે. જાણે હવે એમણે પોતાનું બધું કર્તવ્ય પૂરું કર્યું, પોતે કરવા જેવું કશું રહ્યું નથી.

હવે પછીના આપણા આશ્રમોએ ધન અને સત્તાના લોભથી અલિપ્ત રહી તેમ જ પક્ષાપક્ષીની બળતરાથી પોતાને બચાવી સેવા દ્વારા, ઉત્સવો દ્વારા, અને સામાજિક પુરુષાર્થની પ્રવૃત્તિઓ દ્વારા આખા સમાજ સાથે પક્ષપાતરહિત ઓત-પ્રોત થઈ જવું જોઈએ.

મૈત્રીભાવનાને આ રીતે સિદ્ધ કરવી એ એક મહાન સામાજિક, સાંસ્કૃતિક યુગકાર્ય છે. જીવનશુદ્ધિના પાયા ઉપર જ્યારે આપણે આપણી વિરાટ સહાનુભૂતિ પરાકોટિએ પહોંચાડી દઈશું ત્યારે જ મૈત્રીભાવના સિદ્ધ થશે.

હું જોઉં છું કે કેટલાયે દોષો સ્વભાવના તેમ જ સામાજિક જીવનના પુરુષ-વર્ગમાં જેટલા દેખાઈ આવે છે, તે સ્ત્રીજાતિમાં ઓછા છે. સ્ત્રીજાતિ હૃદયધર્મને વધારે વફાદાર રહી છે. તેથી મૈત્રીભાવના વધારવાનું યુગકાર્ય સ્ત્રીજાતિ મારફતે જ વધારે થશે અને એમને હાથે રૂપ પણ વધારે સારું મળશે.

या देवी सर्वभूतेषु मैत्रीरूपेण संस्थिता
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ।

## ૨૮. પ્રાણવાનને અનુકરણ પણ સદે

લોકો કહે છે જાપાનમાં પોતાની મૌલિકતા છે જ નહીં. એ તો અનુકરણ-શીલ રાષ્ટ્ર છે. જ્યાંથી જે મળ્યું તે લઈ લે છે, અપનાવે છે, લાભ ઉઠાવે છે અને ફરી જો કોઈ બીજું વધારે મહત્ત્વનું પ્રભાવશાળી તત્ત્વ સામે ઊભું થયું તો એને પણ એ અપનાવવા તૈયાર.

દુનિયાના લોકો જાપાન વિશે આવો અભિપ્રાય બાંધે એમાં આશ્ચર્ય શું? પણ જાપાનમાં કેટલાક લોકો છે જે વખતોવખત માને છે કે જાપાન પારકાનું અનુકરણ કરવા જતાં પોતાનું વ્યક્તિત્વ ખોઈ બેસે છે. (કેટલાક એથી આગળ જઈને કહે છે કે જાપાન પાસે પોતાનું સ્થાયી વ્યક્તિત્વ હોય તો જ તે ખોવાનો વારો આવો ને? એની પાસે પોતાનું વ્યક્તિત્વ અથવા સ્થાયી જાપાનીપણું છે જ નહીં. એનું એક જ જીવનસૂત્ર છે —'पानी तेरा रंग कैसा? जिसमें मिलावे वैसा।')

આ વાત જો સાચી ગણીએ તો એનો પૂરતો પુરાવો આજના જાપાનમાં મળી શકે એમ છે. કેટલાયે જાપાન દેશભક્તો પોતાના દેશમાં ફેલાયેલું અમેરિકાપણું જોઈને અસ્વસ્થ થાય છે અને પૂછે છે કે "અમારા દેશનું ભવિષ્ય શું છે? આપણે ક્યાં જઈએ છીએ? આપણામાં પોતાપણું કાંઈ રહ્યું છે ખરું?"

આવી ચિંતા મુઠ્ઠીભર લોકોને જ અકળાવે છે. જાપાન તો આંધળાપણાથી અથવા આત્મવિશ્વાસથી પ્રસન્નપણે આગળ વધતું જાય છે.

મને પોતાને આ વખતે જ ખાસ જણાયું કે જાપાનમાં પોતાનો જબરદસ્ત પ્રાણ છે. એ પ્રાણમાં અપરિવર્તનશીલ, સ્થિરપણું ભલે ન હોય પણ પોતાપણું તો છે જ. અને એ પોતાપણાના આત્મવિશ્વાસથી જ ગમે ત્યારે ગમે તે વસ્તુનો એ સ્વીકાર કરે છે. પૂરા ઉત્સાહથી તદાકાર થઈ જાય છે. અનુકરણ કરતાં એને સંકોચ નથી હોતો. એ કહે છે "બહુ ચિંતામાં પડીએ જ શા માટે? જે સારું લાગ્યું તે લઈ લો, પૂરા હૃદયથી એને અપનાવો, એની સાથે તદાકાર થઈ જાઓ, એમાં દોષ હશે તો તે અનુભવે જણાશે. જે ખોરાક પચે નહીં તે નીકળી જવાનો જ. ખાતી વખતે અતિ-ચિંતા કરવા ન બેસીએ. શરીરની પ્રાણશક્તિ ઉપર વિશ્વાસ રાખીને ખાઈ જઈએ. અનુકૂળ હશે તે હજમ થશે. પ્રતિકૂળ હશે તે નીકળી જશે." (શું આપણા ઉપનિષદકાલીન પ્રાણવાન ઋષિઓની પ્રાણોપાસના આનાથી બહુ ભિન્ન હશે?) પોતાના પ્રાણ ઉપર, એના આરોગ્ય અને યૌવન ઉપર જેનો વિશ્વાસ હશે તે પ્રયોગવીર જ હોવાનો. 'આ રસ્તો હિતકર છે કે પેલો રસ્તો હિતકર છે એની વિમાસણમાં પડી જીવનયાત્રા થોભાવવા કરતાં બંને રસ્તે જઈ ત્યાંનો અનુભવ લઈ અનુભવસમૃદ્ધ થઈએ એ રસ્તો શો ખોટો?' એમ જ પ્રાણોપાસક કહેવાનો. જે રાષ્ટ્ર પ્રયોગવીર નથી તે ક્ષીણ-પ્રાણ, વૃદ્ધ થયું છે એમ જ સમજવું જોઈએ.

જાપાન માટે એનો પોતાનો એક સનાતન જીવનધર્મ હતો. એને નહોતું કોઈ નામ, અને નહોતું કોઈ રૂપ. લોકોને કુદરતમાં તેમ જ પોતાના જીવનમાં જ્યાંત્યાં દૈવીશક્તિનો સાક્ષાત્કાર થયો. એટલે એમણે સૂર્યદેવતા, પર્વતદેવતા, વનદેવતા, સમુદ્રદેવતા, ગૃહદેવતા ઇત્યાદિ અનેક દેવદેવીઓની કલ્પના બાંધી. એમની પૂજા શરૂ કરી. એ અસંખ્ય દેવદેવીઓના જીવનક્રમની કલ્પનાઓ કરી. ભારતનાં પૌરાણિક દેવદેવીઓના જીવનક્રમ જેવો જ અને ગ્રીક લોકોનાં દેવદેવીઓ જેવો જ જાપાનનાં દેવદેવીઓનો સ્વતંત્ર રીતે ખીલેલો જીવનક્રમ હતો. આ

દેવદેવીઓ પરણે, ગૃહસ્થાશ્રમ ચલાવે, એમને બાળબચ્ચાં થાય, તેઓ આપસમાં લડે, કેટલાંક મરી પણ જાય અને મરી ગયેલા દેવો પણ પોતાના ભકતોની માનતાને અનુકૂળ થઈ એમને મદદ પણ કરે. આ દેવદેવીઓમાં કેટલીક દૈવી અને કેટલીક માનુષી એવી ન્યાતો પણ બંધાઈ. દૈવી અને માનુષી દેવદેવીઓ આપસમાં પરણે પણ ખરાં. આટલે સુધી આવ્યા પછી રાજગાદીએ બેસનાર માનવીને ઈશ્વરનો અંશ માનવામાં કશી જ મુશ્કેલી નડે નહીં. આપણા પુરાણકારોએ પણ કહ્યું જ હતું ને કે રાજગાદીએ બેસનાર પૃથ્વીના માલિકને માણસ હોવા છતાં વિષ્ણુનો અવતાર જ ગણવો.

ना विष्णु: पृथिवी-पति: ।

સ્મૃતિકારોએ રાજાને જોઈને જાહેર કર્યું,

महती देवता हि अेषा नररूपेण तिष्ठति ।

હવે એના સનાતન ધર્મો જાપાનમાં ચીનથી કૉન્ફ્યૂશિયસનો સદાચાર ધર્મ આવી પહોંચ્યો. 'બાળકોમાં માબાપ પ્રત્યે આદર હોવો જોઈએ. અતિથિનો સત્કાર થવો જોઈએ, રાજનિષ્ઠા ઉત્તમ ધર્મ છે. રાજાએ પ્રજાવત્સલ હોવું જોઈએ.' ઈત્યાદિ સ્મૃતિઓનો આદર કોણ ન કરે? જાપાનના રાજાઓએ સારા સારા વિદ્વાનોને ચીનમાં મોકલીને ત્યાંનો એ સદાચાર ધર્મ પોતાના દેશમાં આણ્યો. આદરપૂર્વક એ સેવ્યો અને ધન્યતા અનુભવી.

ત્યાર પછી એ જ ચીન દેશમાંથી બૌદ્ધ ધર્મ આવ્યો. એ હતો મહાયાન બૌદ્ધ ધર્મ. એ હિંદુસ્તાનથી સીધો જાપાન ન આવ્યો. નેપાળથી તિબેટ (તિબ્બત) ત્યાંથી ચીન, ચીનથી મંગોલિયા, ત્યાંથી કોરિયા, ત્યાંથી જાપાન એવી રીતે યાત્રા કરતો કરતો અને દરેક દેશમાંથી નવા નવા સંસ્કારો લેતો અને ખીલવતો એ ધર્મ જાપાન પહોંચ્યો. એમાં મંત્રતંત્ર, જાદુટોણા, જાતજાતના બુદ્ધો અને બોધિસત્ત્વો, શાક્તસાધના અને યોગસાધના બધાંનું સંમિશ્રણ અથવા ખીચડો પ્રવાસ કરતો કરતો જાપાન પહોંચ્યો.

જાપાનના રાજાઓએ શ્રદ્ધાભક્તિ સાથે એનો સ્વીકાર કર્યો. પોતાના અસલી સનાતન ધર્મ સાથે નવા ધર્મને ઉત્સાહપૂર્વક ભેળવી દીધો. અને પોતાની બધી શક્તિ વાપરીને પ્રજામાં એનો પ્રચાર કર્યો. ચીની લોકોએ જાપાનના સનાતન ધર્મને નામ આપ્યું શિન્તો. જાપાનીઓ પોતે એને કાન્નાગારા કહેતા હશે.

જેમ યહૂદીઓના ધર્મ ઉપર ઈશુ ખ્રિસ્તે (અથવા એના શિષ્યોએ) પોતાની ઉપાસનાનું કલમ કર્યું, એ જ રીતે જાપાનના બાદશાહોએ અને ધર્મકારોએ શિન્તો ધર્મ ઉપર મહાયાની બૌદ્ધ ધર્મનું આબાદ કલમ કર્યું.

ત્યાર પછીનો ઈતિહાસ સમજાય એવો છે. ઉત્સાહી બૌદ્ધભિક્ષુઓ શિન્તો દેવદેવીઓને ગૌણ સમજવા લાગ્યા. અસલી ભગવાન તે ગૌતમબુદ્ધ. એમના જ અંશાવતાર જાપાની દેવદેવીઓ. શિન્તો મંદિરમાં અવલોકતેશ્વર અથવા મંજુશ્રી જેવા બૌદ્ધ દેવોની સ્થાપના થઈ. શિન્તો રીતરિવાજો બૌદ્ધ ધર્મમાં પેસી ગયા.

તેમાં ચીનથી આવેલા લાઓત્સીનું વેદાંત ભળી ગયું. એ ધર્મમાં પરબ્રહ્મને તાઓ કહે છે. અને એના ધ્યાનને સર્વોપરી ગણે છે. એક બાજુ મંત્રતંત્ર, બીજી બાજુ દેવદેવીઓની ઉપાસના, ત્રીજી બાજુ, યોગસાધના અને ધ્યાન એ બધું જાપાની જીવનદૃષ્ટિમાં ભળી ગયું. જાપાની સ્વભાવ બધી જ વસ્તુને શ્રદ્ધાપૂર્વક અપનાવે, એ ધર્મયાત્રા જે દિશાએ પ્રયાણ કરે એને એ પ્રમાણે જવા દે, અને જીવનને સમૃદ્ધ કરતા જાય.

ઈ. સ. ૧૫૦૦ની આસપાસ ઈસાઈ ધર્મનો જબરદસ્ત પ્રચારક સંત ફ્રાન્સિસ ઝેવિયર્સ જાપાન પહોંચ્યો. જાપાની લોકોએ એટલું જ જોયું કે બુદ્ધ ભગવાનના ભારત દેશમાંથી એક ધર્મપ્રચારક આવ્યો છે. એમણે આ નવા સંતને પૂરી ભક્તિથી આવકાર આપ્યો. પાછળથી અનુભવ્યું કે આ ભારતનો ધર્મ છે જ નહીં. આ કાંઈ આપણે માનીએ છીએ તેવું નિર્દોષ તત્ત્વ નથી. આમાં રાજદ્વારી હેતુ ભળેલો છે. રાષ્ટ્રીય જીવનને જોખમ છે. આવો અનુભવ થતાં રાષ્ટ્રના નેતાઓ વિફર્યા. એમણે સૂઝે તેવો આંધળો વિરોધ કર્યો. (એનો ઈતિહાસ કમકમાટી ઊપજાવે એવો છે.) પણ પશ્ચિમની શક્તિ આગળ જાપાનને પડતું મૂકવું પડયું. ઈસાઈ ધર્મનાં મૂળિયાં જાપાનના રાષ્ટ્રીય જીવનમાં આમતેમ પહોંચ્યાં. પણ વિશેષ જોર કરી ન શકયાં.

યુરોપ અને અમેરિકાનાં ગોરાં રાષ્ટ્રોની શક્તિ અને નીતિ આગળ હેબતાઈ ગયેલા જાપાનના યુવકોએ જોયું કે જૂની રાષ્ટ્રીય નીતિ હવે કામની નથી. પશ્ચિમની શક્તિને ઓળખ્યે જ છૂટકો. અને રાષ્ટ્રીયતાને સર્વોપરી કર્યા વિના છૂટકો નથી.

એ નેતાઓએ દૂરંદેશી વાપરી આમૂલાગ્ર નવી ક્રાંતિને 'રાષ્ટ્રીય શિન્તો ધર્મના પુનરુદ્ધાર'નું રૂપ આપ્યું અને શિન્તોધર્મી મંદિરોનો પુરસ્કાર કરી બૌદ્ધ ધર્મને ગૌણ બનાવ્યો. આખા રાષ્ટ્રે શિન્તો અને બૌદ્ધ વચ્ચે જે સમન્વય કર્યો હતો તેને તોડી નાખવાનો હુકમ કર્યો. અને શિન્તો ધર્મને રાજધર્મ જાહેર કરી, જાપાનનો બાદશાહ એ જ ઈશ્વરી અંશ છે, એની ભક્તિ અને પૂજા એ જ પ્રજાનો ધર્મ છે, જાપાનના સમ્રાટની આજ્ઞાનું પાલન કરવું એ જ દરેક જાપાની નાગરિકનો સર્વોપરી ધર્મ છે. એ વસ્તુ આજથી સો વર્ષ પહેલાં રાષ્ટ્રના નેતાઓએ આખા રાષ્ટ્રમાં દૃઢમૂલ કરી.

આવો રાષ્ટ્રપૂજા ધર્મ એ જ સાચો શિન્તો ધર્મ છે એમ સમજાવી ક્રાંતિને પુનરુદ્ધારનું સ્વદેશી રૂપ આપ્યું, એમાંથી અદ્ભુત શક્તિ ખીલી. અને જાપાને સન ૧૮૯૪માં ચીન સામે યુદ્ધમાં વિજય મેળવ્યો. કયાં વિશાળ અને સમર્થ ચીનનું સામ્રાજ્ય અને કયાં જાપાન જેવા ઠીંગણા લોકોનો નાનકડો દેશ! અને છતાં ચીન સામે જાપાનને વિજય મળ્યો. આખી દુનિયા ચકિત થઈ ગઈ. અને યુરોપ-અમેરિકામાં જાપાનની પ્રતિષ્ઠા વધી. જાપાનનો આત્મવિશ્વાસ વધ્યો. અને એણે રશિયા સાથે હામ ભીડી. દસ વર્ષ ગયાં હશે. જાપાન અને રશિયા વચ્ચે યુદ્ધ જામ્યું. રશિયાના છ સાડા છ ફૂટ ઊંચા કોઝાક સૈનિકો આગળ યુરોપનાં

રાજ્યો ધ્રૂજતાં હતાં. એ રશિયાના લશ્કરી સામર્થ્ય આગળ જાપાની તાકાત વિસાતમાં ન હતી. અને છતાં જાપાને જમીન ઉપર તેમ જ સમુદ્રમાં રશિયાનો પરાભવ કર્યો, બ્રિટનને અને અમેરિકાને એ જોઈતું જ હતું. બંને દેશોએ એશિયાના આ નવોદિત રાષ્ટ્રને સમાનતાનું ગૌરવ આપ્યું. અને દુનિયામાં એક મોટું યુગપરિવર્તન થયું. 'એશિયાના લોકો પશ્ચિમના ગોરા લોકો સામે માથું ઊંચું કરી શકે છે, એમને હરાવી શકે છે અને જોતજોતાંમાં પશ્ચિમના સમોવડિયા થઈ શકે છે.' એમ જાપાને સિદ્ધ કર્યું. ભલે જાપાન અનુકરણશીલ રાષ્ટ્ર હોય, પણ એની પાસે લોકોત્તર પ્રાણ છે એટલું દુનિયાને કબૂલ કરવું પડયું.

સન ૧૮૬૮ના જાપાનના મિજી બાદશાહે પોતાની રાજધાની ફેરવી. એક નવી રાજધાની નક્કી કરી. એક જૂના નાનકડા શહેરનું નામ ફેરવી એને તોકયોનું નામ આપ્યું. એ નાનકડું શહેર બરાબર સો વર્ષની અંદર દુનિયાનું સૌથી મોટું શહેર બની ગયું છે. લંડન, પૅરિસ, બર્લિન, ન્યૂયૉર્ક અને વૉશિંગ્ટન એ ગોરાઓનાં વિરાટ નગરો કરતાં પણ જાપાનની રાજધાની તોકયો વિસ્તારમાં, લોકસંખ્યામાં અને આધુનિક સુખસગવડોમાં શ્રેષ્ઠ નીવડયું છે અને તે પણ ફક્ત સો વર્ષની અંદર! એ જ બતાવે છે કે જાપાનની પ્રાણશક્તિ લોકોત્તર છે.

ચીન સામે અને રશિયા સામે લડીને વિજય મેળવી જાપાને પોતાની શ્રેષ્ઠતા જેમ સિદ્ધ કરી તે જ પ્રમાણે સન ૧૯૧૪થી માંડીને આજ સુધી બે જાગતિક યુદ્ધોમાં સજજડ હાર ખાઈને પણ જાપાન પ્રાણશક્તિમાં પરાસ્ત થયું નથી. એ વાત તરફ મારે ખાસ ધ્યાન ખેંચવું છે. ગીતાએ કહ્યું "સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય તેમ જ પરાજય સમાન બનાવો અને જીવનયુદ્ધમાં અગ્રેસર થાઓ." એ ગીતાવચનનો આપણે જે તટસ્થ અર્થ કરતા હતા એના કરતાં વિશેષ પ્રાણવાન અર્થ જાપાને કરી બતાવ્યો છે. અને એમાં જ જાપાનની પ્રાણો-પાસના સિદ્ધ થઈ ચૂકી છે.

લૉર્ડ વિલિંગ્ડે મહાત્મા ગાંધી વિશે એક વાર અકળાઈને કહ્યું હતું. This man Proves himself Stronger even in his defeat." 'આ માણસને હરાવો તોપણ એમાંથીયે પોતાની શક્તિ વધારવાની કળા એની પાસે છે. અદ્ભુત છે એ માણસ.' એ જ વાત વ્યાપક અર્થમાં અને વ્યાપક પ્રમાણમાં જાપાન વિશે લાગુ પડે છે. સન ૧૯૫૪થી '૬૮ સુધી ચૌદ વર્ષમાં પાંચ વાર જાપાન જઈ આવ્યો છું અને મારી ખાતરી થઈ છે કે ઈતિહાસવિધાતાએ આ રાષ્ટ્રને વિજય દ્વારા તેમ જ પરાજય દ્વારા પ્રાણસાધના કેમ કરવી એની કેળવણી આપેલી છે. અને તેથી જ જાપાન રાષ્ટ્રની પ્રાણશક્તિ શામાં રહેલી છે એ ઊંડાણમાં ઊતરી શોધવા માટે પ્રવૃત્ત થયેલો છું.

જાપાનમાં ચીન દેશ પ્રત્યે ગુરુભક્તિ છે. જાપાને ચીનથી કૉન્ફ્યૂશિયસનો સદાચાર ધર્મ લીધો. ચીનથી આવેલો મહાયાની બૌદ્ધ ધર્મ લીધો. લિપિ અને સાહિત્યની દીક્ષા લીધી. મહાત્મા લાઓત્સીનો વેદાંતી યોગસાધનાનો ધ્યાનમાર્ગ લીધો. ત્યારે ચીન દેશ પ્રત્યે કૃતજ્ઞતા જાપાનમાં કેમ ન હોય?

જાપાન પોતાનો સ્વાર્થ કોઈ કાળે ભૂલે નહીં. એનામાં આત્મવિશ્વાસ છે એટલે ચીન પ્રત્યે કેવો સંબંધ રાખવો એ જાપાન જાણે છે. એનામાં આંધળાપણું છે જ નહીં. જાપાનની ઐતિહાસિક અનુભૂતિ ભારત કરતાં જુદી છે. તેથી જાપાનની જીવનદૃષ્ટિ આપણા કરતાં ભિન્ન છે, 'આપણા કરતાં ઊતરતી છે' એમ તો આપણાથી કહેવાય જ નહીં. એટલે આપણે જાપાનની સિદ્ધિઓનું અધ્યયન કરી આપણા રાષ્ટ્રીય દોષો શોધી કાઢવા જોઈએ. એ દોષો ખંખેરી કાઢી આપણે કેવળ આપણા આત્માને નહીં પણ આપણા પ્રાણને ઓળખવો જોઈએ. આત્માની ઉપાસના નોખી, પ્રાણોપાસના નોખી, એ બેનો સમન્વય કરી શકે એને માટે જ ભવિષ્યકાળ ઉજ્જવળ છે. જીવનવિમુખ આત્મોપાસના આપણે ખૂબ કેળવી, એમાંથી પરલોકપરાયણ સંતસંસ્કૃતિ આપણે મેળવી. એમાં પણ આપણે નૈતિક પ્રાણ કેળવ્યો એ ભૂલી ન જઈએ. સંતસંસ્કૃતિથી શરમાવા જેવું કશું નથી. પણ એ હતી અમુક અંશે એકાંગી. એ ઊણપ દૂર કરી સંત-સંસ્કૃતિની મૂડી ઉપર આપણે આત્મોપાસનાને આધારે પ્રાણોપાસના ચલાવવી રહી. ભૂતકાળ પ્રત્યે અંધશ્રદ્ધા કેળવી આપણે ભવિષ્યકાળનો એટલે કે પ્રાણેશ્વરનો આજ સુધી દ્રોહ કર્યો. એ સમજી લઈ આપણે ભવિષ્યપરાયણ અને પ્રાણોપાસક થવાનું છે.

જાપાનના સમગ્ર ઇતિહાસમાંથી આપણે આટલો બોધ લીધે જ છૂટકો. જેમ યુરોપનો પુરુષાર્થ સમજવાથી આપણે એ પુરુષાર્થના વારસ થઈ શકતા નથી તે જ પ્રમાણે જાપાનનો પુરુષાર્થ કેવળ સમજવાથી આપણે એમનો પ્રાણ ધારણ કરી ન શકીએ. આપણે આપણો જ પ્રાણ ખીલવવો રહ્યો. એ પ્રાણને અભાવે નથી આપણે સમર્થ થવાના, પશ્ચિમના બાહ્ય અનુકરણથી; અને નથી પ્રાણવાન થવાના, આપણી પોતાની ભૂતકાળની સિદ્ધિની મૂર્તિપૂજા કરવાથી.

મૂર્તિ અને પ્રાણ બંનેને જીવનમાં સ્થાન છે. મૂર્તિ પ્રધાન થઈ તો પ્રાણ ક્ષીણ થવાનો અને સર્વાંગીણ નિષ્ફળતા મળવાની. પણ જો સ્વદેશી પ્રાણને ઓળખી શક્યા અને ભૂતકાળનો બોજો ખંખેરીને નિત્યનૂતન પ્રાણની ઉપાસના કરી શક્યા તો ભગવાને ભારતમાં જે જાગતિક પ્રયોગશાળા ખોલી છે તેમાં ભગવાનને સફળતા મેળવી આપી, ભવિષ્યની દુનિયાની સેવા કરવાની યોગ્યતા આપણને મળવાની. જાપાનની પેઠે પ્રયોગપરાયણ અને પ્રયોગવીર થવા માટે પણ આપણે આપણી પ્રાણશક્તિ ખીલવ્યે જ છૂટકો.

## ૨૯. મોરિશિયસમાં એક સાંસ્કૃતિક કેન્દ્રની જરૂર

સાંસ્કૃતિક કેન્દ્રમાં સૌથી મહત્ત્વની વસ્તુ બે છે. ઘણા લોકો બેસી શકે, સમિતિઓ અને સભાઓ ચલાવી શકે અને [illegible]

શકે એવો એક મોટો ખંડ હોવો જોઈએ, જેનો ઉપયોગ સભાગૃહ તરીકે પણ થાય અને નાટયમંદિર તરીકે પણ થાય.

આવા મોટા ખંડ સાથે એક સરસ પુસ્તકાલય પણ હોવું જોઈએ. સર્વ સામાન્ય પુસ્તકાલયોમાં હોય છે તેટલી ચોપડીઓ એમાં ન હોય, પણ સાંસ્કૃતિક અધ્યયન માટે જરૂરી ચોપડીઓ એમાં હોવી જોઈએ, ખાસ કરીને ઉપયોગી છતાં કીમતી ચોપડીઓ, જે સામાન્ય લોકો ખરીદી ન શકે.

ભારતનો ઈતિહાસ, ભારતના જુદા જુદા ધર્મો, ભારતનું તત્ત્વજ્ઞાન હિંદી, ઉર્દૂ, બંગાળી, ગુજરાતી, મરાઠી વ. ભારતીય ભાષાઓનું મહત્ત્વનું સાહિત્ય અને એ ભાષાનાં સર્વમાન્ય નિયતકાલિકો તો હોવાં જ જોઈએ. ભારતમાં શું શું ચાલે છે, મહત્ત્વના વિષયો પર શું વિચારાય છે અને લોકલાગણીને વલણ આપનારા લોકો કોણ કોણ છે, કેવા છે એની તાજી અદ્યતન માહિતી લોકોને મળવી જરૂરી છે.

ભારતના ઈતિહાસ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય તેમ જ સામાજિક જીવન વિશે માહિતી આપતી અને ચર્ચા કરતી સુંદર સુંદર ચોપડીઓ અંગ્રેજીમાં છે એના કરતાં ફ્રેંચ ભાષામાં ઓછી નથી. આવી ચોપડીઓ મોરિશિયસના આપણા કેન્દ્રમાં વસાવી હોય તો એ પણ એક આકર્ષણ અહીંના ફ્રેંચ લોકોને અને ફ્રેંચ ભાષા જાણનાર બીજા લોકોને થશે.

આ જ વિષયની અંગ્રેજી ફ્રેંચ ઉપરાંતની જર્મન ચોપડીઓ પણ આગળ જતાં વસાવવી પડશે.

મોરિશિયસના ઈતિહાસ, ભૂગોળ અને લોકજીવન વિશેની ગમે તે ભાષાની ચોપડીઓ હોય તો તે બધી આ કેન્દ્રમાં હોવી જ જોઈએ.

મોરિશિયસ ટાપુ છે તો નાનકડો પણ એની ભૌગોલિક સ્થિતિ મહત્ત્વની છે. આપણા લોકો કઈ પરિસ્થિતિમાં ત્યાં જઈને વસ્યા, એમણે શું શું વેઠ્યું અને શું શું મેળવ્યું એનો ઈતિહાસ તો એ કેન્દ્રમાં હોવો જ જોઈએ.

એ ઉપરાંત ભારતમાં ખીલેલી પ્રાચીન, મધ્યકાલીન તેમ જ આધુનિક ચિત્રકળાના ઉત્તમમાં ઉત્તમ નમૂના કેન્દ્રના એ વિશાળ મકાનમાં જ્યાંત્યાં ગોઠવેલા હોય.

ભારતનું વિવિધ જાતનું સંગીત સંભળાવવાની સગવડ ગ્રામોફોન પ્લેટ દ્વારા ઊભી કરેલી હોય.

આવું સાંસ્કૃતિક કેન્દ્ર ભારતથી આવેલા તમામ હિંદુ, મુસલમાન, ઈસાઈ, પારસી, જૈન, બૌદ્ધ વગેરે લોકો માટે તો હોય જ. પણ તે ઉપરાંત સ્થાનિક આફ્રિકનો, ક્રિઓલ, ચીનાઓ અને બાકીના બધા યુરોપ-અમેરિકાના લોકો માટે

# ૧. જીવનસાધનાનું એક મહત્ત્વનું અંગ — વ્યવહાર-શુદ્ધિ

આજના જમાનામાં લોકોને વ્યવહાર-શુદ્ધિનું મહત્ત્વ સમજાવવાની ઘણી જરૂર છે. તેમ કરતાં મને અંગ્રેજ પ્રજા યાદ આવી. એ પ્રજા વ્યવહારચતુર છે. કેવળ સિદ્ધાંતવાદી નથી. જીવનમાં સફળતા મેળવવી એ જ એમનો મુખ્ય હેતુ હોય છે. એવી પાકટ પ્રજાએ અનુભવે એક સિદ્ધાંત ઘડી કાઢયો છે. અને એ ચીવટપૂર્વક અમલમાં પણ મૂકયો છે. એ આખી જાતિએ અનુભવે તારવી કાઢયું છે Honesty is the best policy. ઈમાનદાર થવું એમાં જ ઉત્તમમાં ઉત્તમ વ્યવહાર-કુશળતા છે. એમણે એમ ન કહ્યું કે ઈમાનદાર થવું એ ધર્મની આજ્ઞા છે, ઈસા ભગવાનનો આદેશ છે. એમણે એમ પણ ન કહ્યું કે ઈમાનદારી એ તમામ ચારિત્ર્યનો પાયો છે માટે ગમે તે ભોગે આપણે ઈમાનદાર થવું ઘટે છે. પ્રામાણિકપણું એ જ ચારિત્ર્યનો ખરો પાયો છે.'

આ જાતનો ઉપદેશ એ પ્રજાએ હંમેશાં સાંભળ્યો હતો. પણ ધર્મનું, ધર્માચાર્યોનું અને આદર્શ ઉપદેશનું નામ આગળ ન કરતાં એમણે પોતાનો અનેક પેઢીનો અનુભવ આગળ કરી કહ્યું કે ધર્મ, ચારિત્ર્ય અને પરલોકને કોરે મૂકી કેવળ ઈહલોકના નર્યા સ્વાર્થની પાછળ પડીને પણ અમે અનુભવ કર્યો છે કે વ્યવહારમાં જૂઠું બોલીને અને સામા માણસને છેતરીને તાત્કાલિક લાભ ભલે થતો હોય પણ લાંબા ગાળાનો અમારો અનુભવ કહે છે કે સામાન્ય જીવનમાં સફળતા મેળવવી હોય તો જૂઠું બોલીને નહીં ચાલે. સામા માણસને છેતરીને તાત્કાલિક લાભ થતો હોય પણ સરવાળે એમાં પોતાનું નુકસાન જ છે. અને એ નુકસાન કાયમી અને ભારે હોવાથી આખી જિંદગી બરબાદ થયેલી જોવાનો વારો આવે. માટે દુન્યવી ડહાપણ જ શીખવે છે કે પ્રામાણિકપણું અથવા ઈમાનદારી એ જ સૌથી ઉત્તમ વ્યવહારકુશળતા છે. (વ્યવહારકુશળતાને જ તેઓ પૉલિસી કહે છે.)

અંગ્રેજો વેપાર-હુન્નરમાં બધે ફાવતા આવ્યા છે. મોટા ધર્માત્મા હોવાની એમની ખ્યાતિ નથી. પણ વેપારમાં અંગ્રેજો સાથે કામ પડે તો આ લોકો પર વિશ્વાસ રખાય એ જાતનો અનુભવ દુનિયાને થયો છે. કેવળ સ્વાર્થ સાધવાની દૃષ્ટિએ જ એ લોકોએ અનુભવપૂર્વક ઈમાનદારીનો ગુણ કેળવ્યો છે.

એક બીજો દાખલો આપું. અમારા નાનપણમાં જ્યારે જાપાની માલ બજારમાં આવવા લાગ્યો ત્યારે વેપારી આલમમાં જાપાની લોકોની નિંદા થવા લાગી. જાપાની માલ તકલાદી હોય છે, ટકતો નથી, ધાર્યું કામ આપતો નથી, વગેરે

ટીકા તો થતી હતી જ. પણ દુકાનદારો જાપાની માલ વિશે વાતો કરતાં કહે, "અરે આ લોકો માલ બતાવે એક જાતનો, અને પૂરો પાડે અથવા મોકલે સાવ ઊતરતો માલ ઈ."

અમે પાછળથી જાણ્યું કે ભારતમાં પોતાનો જ માલ વેચવાની સગવડ અંગ્રેજોને હતી. એની સામે જાપાની માલની હરીફાઈ શરૂ થઈ તે જોઈને અકળાયેલા અંગ્રેજ વેપારીઓ આપણા વેપારીઓને સમજાવવા લાગ્યા, "જાપાની માલ તકલાદી હોય છે. જાપાનીઓ વિશ્વાસપાત્ર નથી ઈ."

અમે લોકો અંગ્રેજોના રાજ્યથી અકળાયેલા. જાપાની માલની નિંદા કરવામાં અંગ્રેજોનો સ્વાર્થ છે. માટે તેઓ આવી વાત ફેલાવે છે. એમની ટીકા ઉપર ધ્યાન ન અપાય એવો અમે નિશ્ચય કર્યો.

છતાં જાપાની લોકો અને એમનો માલ બંને વિશેની ટીકામાં ખરેખર વજૂદ છે — એમ અનુભવ થયો. અને એ જ જમાનાના અમે લોકોએ જાપાની માલ લેવાનું ઓછું કર્યું.

જ્યારે જાપાની લોકોને એટલે કે એમના નેતાઓને અનુભવ થયો કે દુનિયામાં પોતાની શાખ રહી નથી એટલે જાપાની વેપાર પડી ભાંગવાનો જ છે ત્યારે તેઓ ચેત્યા અને તેમણે પોતાના આખા રાષ્ટ્રને કેળવણી આપવાની શરૂઆત કરી કે, Honesty is the best policy. એમણે એટલો સજજડ પ્રચાર પોતાના લોકોની અંદર કર્યો કે જોતજોતામાં સ્થિતિ સુધરી ગઈ. જે શાખ એ લોકોએ ખોઈ હતી તે હવે પાછી મેળવવી અને હવે તેઓ પોતાનો માલ બિલકુલ નિર્દોષ, ટકાઉ અને સસ્તો કરી શકે છે. (સારો માલ સસ્તો પણ કેમ આપી શકે છે એનું પણ એક મહત્ત્વનું કારણ છે. એ કારણ મહત્ત્વનું છે. બોધ લેવાલાયક છે પણ એની વાત અત્યારે અહીં ન કરું. કોક વખતે સમજાવીશ.)

અહીં મારો એક મજાનો અનુભવ બતાવું. એક વાર જાપાન જતાં મારી સાથે મારી પુત્રવધૂ રેવતી અને એક યુવાન સ્નેહીની પત્ની મંજુલા બે જણી જાપાન આવ્યાં હતાં. જાપાની લોકોને ફૂલોનો શોખ ઘણો, અને આપણા કરતાં વધારે સંસ્કારી. ઘરના દીવાનખાનામાં અથવા ઠેકઠેકાણે ફૂલો કેમ ગોઠવવાં, ફૂલદાનીમાં એમની રચના કેમ કરવી એ કળા એમણે સરસ કેળવી છે. એ કળા શીખવનાર ચોપડીઓ પણ ત્યાં સરસ મળે છે. ચિ. રેવતી માટે મારે એક પુષ્પ-રચનાની ચોપડી ખરીદવી હતી. અમે એક સારી સરખી દુકાનમાં જઈ અનેક ચોપડીઓમાંથી એક પસંદ કરી, પૈસા આપ્યા. એટલામાં મેં જોયું કે ચોપડીનું પૂઠું જરા ખરાબ થયું છે. (દુકાનમાં પડયા પડયા ચોપડીનું પૂઠું બગડે ત્યારે અંગ્રેજીમાં એને Shop-Soiled કહે છે.) મેં દુકાનદારને કહ્યું, જુઓ પૂઠું જરા બગડયું છે. મને બીજી આપો. એણે ઝટ એ ચોપડી હાથમાં લીધી અને બીજી આણવા અંદર ગયો. આવીને કહે, 'દુકાનમાં બીજી નકલ નથી.' મેં કહ્યું 'કોઈ વાંધો નથી. પૂઠું જરા બગડયું એમાં શું બગડયું ? લાવો એ ચોપડી મને ચાલશે.'

પેલો કહે "તમને ચાલશે પણ અમને નહીં ચાલે. બગડેલો માલ કે ઊતરેલો માલ અમારા દેશ બહાર જાય એ અમને પોસાય નહીં. હું તમને કાલ સુધી બીજી નકલ આપી દઈશ." મેં કહ્યું "એક ચોપડી માટે દસ માઈલ ક્યાંથી આવું ? અમે દૂર રહીએ છીએ. આપો એ ચોપડી. અમને જરાયે વાંધો નથી. લઈ જઈશું." પેલો જીદપૂર્વક કહે, "આ ચોપડી તમને નહીં જ મળે. પણ એ જ ચોપડીની સારી નકલ કાલે બાર વાગ્યા પહેલાં તમારે ઘેર મળી જશે. મારો માણસ તમને પહોંચાડી દેશે."

દુભાષિયા સાધુ મારફતે અમારી વાતો થતી હતી. એને અમારું સરનામું આપી દીધું. અને બીજે દિવસે એ જ ચોપડીની સરસ નકલ અમારે મુકામે આવી પહોંચી !

આજે જાપાની શાખ દુનિયામાં બધે ઊંચી છે. તે એટલે સુધી કે જે સ્વિટ્ઝર્લૅન્ડ દેશ આખી દુનિયાને ઘડિયાળો પૂરાં પાડે છે એ સ્વિટ્ઝર્લૅન્ડમાં પણ જાપાની ઘડિયાળો વેચાવા લાગી છે. આંતરિક સરસાઈને કારણે અને સસ્તાઈને કારણે.

આપણા દેશની પણ એક વખતે આવી જ ખ્યાતિ હતી. મધ્યકાલીન ઈતિહાસમાં નોંધેલું છે કે એ જમાનામાં જે મુસાફરો ભારત આવી ગયા તેમણે ભારતનો અનુભવ ટાંક્યો છે કે આ દેશના લોકો કોઈની સાથે કરાર કરે તો એ લખી ન રાખે તોયે કરાર બરાબર પાળવાના જ. મોઢામાંથી વચન નીકળ્યું તે પાળવું જ જોઈએ એ એમનો આગ્રહ. ભારતના માણસના શબ્દ ઉપર પૂરો વિશ્વાસ રાખી તમે ચાલી શકો છો. એવી આપણી શાખ વિદેશી લોકોએ નોંધી રાખી છે. વ્યવહાર-શુદ્ધિ એ જીવનશુદ્ધિનું જ એક અંગ છે.

આજકાલ વ્યવહાર-શુદ્ધિનું નામ લેતાંવેંત મારા પૂજનીય અંગત મિત્ર નાથજીનું — કેદારનાથજીનું સ્મરણ થાય છે. મારી દ્વારા નાથજી અને કિશોરલાલભાઈનો પરિચય થયો. કિશોરલાલભાઈએ નાથજીને પોતાના ગુરુ કર્યા. અને એમને વિશે સારું સારું લખ્યું. એ રીતે ગુજરાતની પ્રજાને નાથજીનો પરિચય થયો. નાથજી નાનપણથી એક ક્રાંતિકારી દેશભક્ત. એમણે એક બંગાળી સાધુ પાસેથી દીક્ષા લઈ ઉત્કટ ધર્મ-સાધના કરી. આજે ગુજરાત-મહારાષ્ટ્રમાં અનેક લોકો એમને પૂજે છે.

એમને થયું કે વ્યવહાર-શુદ્ધિ માટે આપણે પ્રયત્ન કરવો જોઈએ. મુંબઈમાં એમણે એ પ્રવૃત્તિનો આરંભ કર્યો. જોતજોતામાં એમનો પ્રભાવ ફેલાયો. પ્રથમ એમણે ઘણાં વ્યાખ્યાનો આપ્યાં. પછી તો અસંખ્ય વેપારીઓ પોતાની મેળે એમને મળવા આવવા લાગ્યા. જે મળવા આવે તે વ્યવહારશુદ્ધિનો સંકલ્પ કરે. કેટલું બધું વાતાવરણ સુધરી ગયું ! એક સાચો માણસ એક વાત લઈને મંડી પડે તો એકલ હાથે આજના જમાનામાં પણ કેટલું કરી શકે એનો ઉત્તમ દાખલો નાથજીના વ્યવહાર-શુદ્ધિના આંદોલન દ્વારા આપણને મળે છે.

વ્યવહાર-શુદ્ધિમાં બેચાર વસ્તુઓ ખાસ આવે છે. વચન આપેલું હોય તો સામા માણસ ઉપર આપણે જે છાપ પાડી હોય તે પ્રમાણે વચનપાલન

કરવાનો આગ્રહ હોવો જોઈએ. અને વચનપાલનમાં 'વખત સાચવવાનો' પણ પૂરતો આગ્રહ હોવો જોઈએ.

જે જાતનો માલ બતાવ્યો હોય તે જ જાતનો માલ પૂરો પાડીએ, ઊતરતો નહીં. અને માલ મોકલતી વખતે એકેએક વસ્તુ રીતસર તપાસીએ. એમાં ખોડખાંપણ નથી એ ખાતરી કરેલી હોવી જોઈએ. નાણાં ઉછીનાં લીધાં હોય કે કરજ તરીકે લીધાં હોય તો તે પાછાં આપવાં વગેરે વ્યવહારમાં સામા માણસને સંતોષ થાય એટલે સુધી ચીવટપૂર્વક ઈમાનદારી સાચવવી જોઈએ.

વેપારની લેવડદેવડ જ નહીં પણ આપણા બધા જ વ્યવહારોમાં કૌટુંબિક સમન્વય સાચવવો જ જોઈએ. મહેમાન તરીકે ક્યાંક ગયા હોઈએ, એકબીજાને સાથ આપી સહયોગ દ્વારા મોટાં કામો પાર પાડવાની યોજના હોય, વિજ્ઞ તરીકે કોઈને સલાહ આપવાનું માથે લીધું હોય, બધાં જ કામોમાં સામા માણસના મનમાં આપણે જે અપેક્ષા જગાડી હોય અને જે ન્યાય્ય છે તે પૂરી પાડવાની આપણી પૂરી ઇંતેજારી હોવી જોઈએ. પ્રયત્નની કશી ઊણપ આપણે રહેવા ન દઈએ. આનું નામ વ્યવહાર-શુદ્ધિ. જીવનશુદ્ધિનું એ એક મોટું સામાજિક અંગ છે. વ્યવહારમાં, ચારિત્ર્યના વિકાસમાં, સાંસ્કૃતિક સેવામાં અને આધ્યાત્મિક સિદ્ધિમાં વ્યવહારશુદ્ધિનું અસાધારણ મહત્ત્વ છે. અને દરેક જાતની સફળતામાં વ્યવહાર-શુદ્ધિ મદદમાં આવે જ છે. એ વિશ્વાસ આપણે કેળવવો જોઈએ. જે સમાજની આ જાતની છાપ સારી તેની ઉન્નતિ જોતજોતામાં થવાની જ અને દુનિયામાં એનું નેતૃત્વ જામવાનું.*

## ૨. સાર્વભૌમ સેવાસંગઠન

કુદરતે પ્રાણીઓમાં બે આકર્ષણ મૂક્યાં છે અને આ બંને આકર્ષણ ખૂબ જ આવશ્યક હોવાથી બંનેમાં ઉત્કટ શારીરિક સુખ પણ રાખ્યું છે. શરીર ટકાવવા માટે અને શરીરની વૃદ્ધિ માટે અન્નની આવશ્યકતા છે એટલે કુદરતે ખાવામાં અત્યંત આનંદ મળે એવું કર્યું છે. એ જ રીતે વંશ ચાલુ રાખવા માટે પ્રજોત્પત્તિની આવશ્યકતા છે. આમાં સ્ત્રી-પુરુષનો સહયોગ જરૂરી છે. પ્રજોત્પત્તિના હેતુથી સ્ત્રી-પુરુષના થતા સહયોગને સંભોગ કહે છે. આમાં પણ બંનેને ખૂબ જ શારીરિક સુખ મળે છે. આમાંથી કુટુંબસંસ્થાની સ્થાપના થઈ, જે સમસ્ત પ્રાણીજગતમાં જોવા મળે છે. કુટુંબસંબંધને આદર્શ બનાવવા માટે કુળધર્મની ઉત્પત્તિ થઈ. મનુષ્યજાતિમાં સર્વત્ર આ કુળધર્મ જોવા મળે છે.

આવાં અનેક કુટુંબોના સહજીવનને લીધે જાતિઓ ઉત્પન્ન થાય છે અને એને માટે સનાતન જાતિધર્મ પણ જોવા મળે છે. (ગીતામાં કુળધર્મ અને જાતિધર્મ

* ૨૩–૬–૭૦ ગાંધી વિદ્યાપીઠ વેડછીમાં પ્રાર્થના-પ્રવચન.

બંનેને શાશ્વત કહેવામાં આવેલ છે અને બંનેના ઉચ્છેરને મહાસંકટરૂપ ગણવામાં આવેલ છે.)

આ પછી માણસે પોતાની ઉન્નતિ માટે અનેક સંસ્થાઓ ચલાવી છે. અન્ન-પ્રાપ્તિ માટે ફળ તોડવાં અને શિકાર કરવો એ સૌથી પુરાણી પ્રવૃત્તિ હતી આનાથી આગળ જતાં ખેતી અને પશુપાલનની પ્રવૃત્તિઓ ચાલી. આ બંને પ્રવૃત્તિઓ માટે કુળધર્મ કરતાંયે વધુ સહયોગની આવશ્યકતા ઊભી થઈ. આમાંથી જાતિઓની રચના થઈ. ચીજોના વિનિમય માટે બજારોની જરૂર ઊભી થઈ. રહેવા માટે ઘર, એકબીજાને મળવા માટે માર્ગો અને માનવવસ્તીની રક્ષા માટે શહેર અને ગામની કિલ્લેબંદી — આટલી વસ્તુઓ પણ આવી. આત્મરક્ષા માટે લડી લેવું અને સાથે સાથે બીજાની જમીન, ખેતી, ગામ અને સંપત્તિ લૂંટવા માટે આક્રમણ કરવા જેવી અસામાજિક વાતો પણ આવી ગઈ અને એથી વિશાળ સમાજની રચના કરવાનું મુશ્કેલ બની ગયું.

આમાંથી જે લોકો વચ્ચે સહકાર હતો, એના સંગઠનની વ્યવસ્થા માટે એક વ્યવસ્થાપક અને લડવા માટે એક નેતા એમ બે વ્યક્તિઓની આવશ્યકતા પેદા થઈ. એક થયો રાજા અને બીજો બન્યો સેનાપતિ. ક્યારેક બંને કામ એક વ્યકિત જ કરતી હતી.

આક્રમણ અને આત્મરક્ષા (અને બંને માટે સંગઠન) એ જ બની ગઈ સામાજિક પ્રવૃત્તિ. રાજા, રાજસત્તા, એના કાનૂન અને એની સેના — આ બધાંનું બન્યું સૌથી વધુ મહત્ત્વનું સંગઠન. બાકીનાં બીજાં બધાં સંગઠન ગૌણ બની ગયાં. લેણદેણ માટે બજાર બન્યું. લેણદેણમાં સરળતા થાય એ માટે રૂપિયા — પૈસાની જરૂરિયાત ઊભી થઈ. આમાંથી અર્થવ્યવસ્થાનો ઉદ્‌ભવ થયો. લગ્નના પણ નિયમ કરવા પડ્યા. આનંદ વ્યક્ત કરવા માટે સંગીત, નૃત્ય, નાટ્ય, ચિત્રકલા અને ઉત્સવનું આયોજન થયું અને એ રીતે સંસ્કૃતિનો વિકાસ થયો. આ બધામાં શક્તિનું સંગઠન રાજાના આશ્રયે થયું અને બધા પ્રકારના સંગઠનના નિયમ બનાવીને એના પાલનનું શિક્ષણ દેવાનું કામ ધર્મસંસ્થાનું બન્યું. સામર્થ્ય માટે રાજસત્તા અને કર્તવ્યપાલનના બોધ માટે ધર્મસંસ્થા — આ બે મુખ્ય સંસ્થાઓ વિશ્વવ્યાપી બની ગઈ. તત્ત્વતઃ ધર્મસંસ્થા શ્રેષ્ઠ અને વસ્તુતઃ રાજસત્તા શ્રેષ્ઠ; અને બંનેની વચ્ચે ક્યારેક સહકાર થયો અને વધુ પ્રમાણમાં સંઘર્ષ થયો, એ બન્યો માનવજાતિનો ઈતિહાસ. ધર્મે પોતાનું જોર ચલાવીને રાજસત્તાને માત કરવાનો પૂરો પ્રયત્ન કર્યો. એને અમુક સમય સુધી આમાં સફળતા મળી, પણ આંતરિક દોષોને લીધે ધર્મોની શ્રેષ્ઠતા ટકી નહીં. ધર્મોએ આલોક ઉપરાંત પરલોકની લાલચ અને ડર બતાવ્યો. અને એની પોકળતા પ્રગટ થતાં અને ધર્મોની આંતરિક શકિતનું દેવાળું નીકળતાં એક રાજસત્તા જ સર્વોપરી બની ગઈ.

રાજસત્તા લોકશિક્ષણ પર ગમે તેટલો આધાર રાખે અને જનતાની સંપત્તિના બળ પર પોતાને ભલે સંગઠિત કરે પણ રાજસત્તાનો અંતિમ આધાર તો શારીરિક બળ અને એની તંત્રવ્યવસ્થા પર જ છે.

અને જ્યાં સુધી આ જ અંતિમ સત્ય છે ત્યાં સુધી તો ગુનેગારને સજા કરવી અને લડાઈની તૈયારી રાખવી એ જ રાજસત્તાનો અંતિમ આધાર અને અંતિમ બળ બની રહેશે.

આ રાજસત્તાએ એક વધુ સારું કામ પણ કર્યું. બહારના જગતનો અને માનવીના માનસનો અભ્યાસ કરવાવાળા વિદ્વાનોને એકત્રિત કરીને એમના દ્વારા રાજસત્તાએ પોતાનું બળ વધાર્યું અને સાથે સંસ્કૃતિની સેવા પણ કરી. પણ રાજસત્તાએ પોતાના સ્વભાવ પ્રમાણે સઘળી પ્રવૃત્તિઓમાં પોતાનો અધિકાર છે એવું બધા પાસે માન્ય કરાવ્યું. આ છે માનવઈતિહાસ અને માનવસંસ્કૃતિનો નિચોડ. રાજસત્તા અથવા સરકાર એ જ છે સર્વશ્રેષ્ઠ શક્તિ અને વ્યવસ્થા તેમ જ એનો અંતિમ આધાર છે મનુષ્યના જીવન પર બહારથી કાબૂ રાખવાની એની શક્તિ, એટલું આપણે કબૂલ કરવું પડે છે. આ પરિસ્થિતિને સમજાવવા માટે જ આપણે કહીએ છીએ કે સમાજ પર બહારથી પોતાનો કાબૂ મજબૂત કરવાવાળી સરકાર નામની સંસ્થા પંચવિધ સંગઠનના બળ પર ચાલી રહી છે – ફોજ, પોલીસ, જેલ, કોર્ટ અને કાનૂન. કાનૂન અસામાજિક વ્યક્તિને પકડીને કોર્ટ સમક્ષ ઊભી કરે છે. કોર્ટ એને કાનૂન મુજબ સજા કરે છે. પોલીસ આવા માણસને જેલમાં પહોંચાડી દે છે; અને આવી કાનૂની વ્યવસ્થામાં બધાં બાધા નાખતાં તત્ત્વોને પોલીસ અને ફોજ ઠેકાણે લાવે છે. આ છે આજની સંસ્કૃતિનું સાચું અને નગ્ન સ્વરૂપ.

હવે સમાજના સર્વોચ્ચ નેતાઓને આ પરિસ્થિતિમાં આમૂલ પરિવર્તન કરવાની ઇચ્છા જાગી છે. રાજસત્તાના બળને કાબૂમાં રાખવાની કોશિશ એક વખત દરેક દેશમાં ધર્મસંસ્થાએ કરી જોઈ છે એ તેઓ જાણે છે. એ પ્રયત્નનો આંતરિક ઈતિહાસ આપણે પણ જાણીએ છીએ. ધર્મસત્તા નિષ્ફળ પુરવાર થઈ અને રાજસત્તા પોતાના સામર્થ્યને વધારીને વિશ્વયુદ્ધ સુધી પહોંચી ગઈ. વિજ્ઞાન, યંત્રવિદ્યા અને વિશાળ સંગઠન દ્વારા યુદ્ધ એટલાં વ્યાપક અને ભયાનક બની ગયાં છે કે યુદ્ધના અંતે કરોડોની કતલ અને સર્વનાશ નિશ્ચિતપણે થાય તેમ છે.

ધર્મસત્તા નિષ્ફળ પુરવાર થઈ છે અને રાજસત્તાને ખૂબ જ સફળતા મળવાને કારણે આત્મહત્યા સુધી પહોંચી જવાની છે. આ બે નિરાશામાંથી માનવજાતે માર્ગ શોધી કાઢવાનો છે.

આજે તો બળનું સંગઠન કરવાવાળી સંસ્થા રાજસત્તા જ છે. માનવીની સંકલ્પશક્તિને માર્ગ ચીંધનારી બીજી શક્તિ 'શિક્ષણ, ચિંતન અને સેવાના સંગઠન'-ની છે. એટલા માટે હવે વ્યક્તિઓના મન પર તેમ જ સમાજના મન પર રાજસત્તાનો જે કાબૂ છે એને શક્ય તેટલો આપણે ઓછો કરવો જોઈએ. બળ અને સત્તાનો સ્વભાવ જ એવો છે કે એનો નાશ કરવા માટે જે કંઈ પ્રયત્ન થશે એ બીજી સત્તા અને શક્તિને ઊભી કરશે અને પરસ્પર વિરોધી બળ

જ્યારે પોતાનું વિશ્વસંગઠન કરે છે ત્યારે એમાંથી સર્વનાશ સર્જાવાનો ભય છે. આ વાત સવિશેષ સ્પષ્ટ થઈ રહી છે.

આ સ્થિતિનો ઈલાજ છે કે આપણે રાજસત્તાનું સંગઠન, બળ અને આવશ્યકતાને ઓછાં કરતાં જઈએ અને રાજસત્તાથી ભિન્ન એવા એક બીજા આધ્યાત્મિક શક્તિવાળા સંગઠનનું નિર્માણ કરીએ. આનો આધાર સેવાપરાયણ, ઉચ્ચ ચારિત્ર્ય અને સરકારથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર એવું લોકશિક્ષણનું સંગઠન હશે. જ્ઞાનપ્રાપ્તિ અને એના પ્રચારના બળ પર આપણે અહંકાર, અભિમાન અને સ્વાર્થનો સર્વથા ત્યાગ કરનાર નૈતિક નેતાઓનું જૂથ ઊભું કરીએ, એ જ બચવાનો અને સર્વોચ્ચ ઉન્નતિનો એકમાત્ર ઉપાય છે.

પણ આ કામ કરશે કોણ? અત્યારે તો વિશાળ જનસમુદાય સુસંસ્કૃત નથી અને એ યોગ્ય રીતે સંગઠિત પણ થયેલો નથી. એનો સરકાર નામની સંસ્થા પર આંધળો વિશ્વાસ છે અને જનતાએ પણ સાર્વત્રિક મતદાન દ્વારા સરકારની ચોટલી પોતાના હાથમાં રાખવાથી આપણે બધી રીતે સુરક્ષિત બની જઈશું એમ માની લીધું છે. પણ આ અંધવિશ્વાસ છે. સરકાર નામની સંસ્થા જ્યાં સુધી શારીરિક બળ અને સ્વાર્થી સંગઠન પર આધાર રાખે છે ત્યાં સુધી એના દ્વારા આત્મરક્ષા અને આત્મોન્નતિ બંને થઈ શકે તેમ નથી. એટલા માટે સરકારરૂપી બળ-સંગઠન-પ્રધાન સંસ્થાની શકિત ધીમે ધીમે ઓછી કરતા જવી અને નિઃસ્વાર્થ સેવા અને તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરતા આધ્યાત્મિક નેતૃત્વનું સંગઠન વધારવું એ જ એક ઉપાય છે.

વિચારશીલ લોકોને આ વિશ્લેષણ ગમે તો એમણે સરકારથી અલગ એવી સેવાપરાયણ અને જ્ઞાનપરાયણ સંસ્થાઓનું સંગઠન કરવું જોઈએ અને સમસ્ત માનવજીવનને આ સેવાપરાયણ સંગઠનની નીચે લાવી મૂકવું જોઈએ. યોગ્ય દિશાની ઉન્નતિ માટે અને આત્મરક્ષા માટે બીજો કોઈ ઉપાય નથી. આવા આધ્યાત્મિક નેતાઓને પ્રાચીન કાળમાં ગુરુ કહેતા હતા. અત્યારે કદાચ આવા નેતાઓને મહાત્મા કહીએ એ યોગ્ય થશે. પણ બધી પ્રવૃત્તિઓ આ દિશામાં ચાલવી જોઈએ. બીજો કોઈ રસ્તો નથી.

## ૩. નવા ધર્મનેતાઓ

ભારત દેશનું એક સમર્થ રાષ્ટ્ર બનાવવું હોય તો એની આંતરિક સ્થિતિ મજબૂત કરી, દુનિયાની પરિસ્થિતિમાં પણ ભારતની પ્રતિષ્ઠા મજબૂત કરવી જોઈએ, અને ભારતનું વિશ્વસેવાનું મિશન ઓળખી તેની સફળતા માટેનો પુરુષાર્થ આદરવો જોઈએ. આટલું ધ્યાનમાં આવ્યા પછી વિચારવાનું છે કે 'આ દેશ બહુવંશી (Multiracial) બહુભાષી અને બહુધર્મી છે, એ આપણી મોટી નબળાઈ

છે' એવાં રોદણાં રોવાને બદલે યાદ રાખીએ કે 'ભગવાનની દુનિયામાં આખી માનવજાત તો બહુવંશી, બહુભાષી, બહુધર્મી અને વિવિધ-સાંસ્કૃતિક છે' જ અને તેથી જ 'આ માનવજાતિએ પોતાને હાથે પોતાનો નાશ ન કરવો હોય તો આ વિવિધતામાં સર્વવિકાસક સમન્વયરૂપી એકતા આણ્યે જ છૂટકો'.

છીછરી ઐતિહાસિક દૃષ્ટિથી આપણે આજ સુધી માન્યું કે 'સંઘર્ષ, વિરોધ અને યુદ્ધ માનવસ્વભાવમાં રહેલાં જ છે. માટે એનો ખુલ્લે દિલે સ્વીકાર કરી, સંઘર્ષની કળા કેળવી કેળવીને એને માટે જ સ્વદેશ પૂરતી આંતરિક સમન્વય-કળા કેળવીએ તો બસ છે.' આ નીતિ પશ્ચિમની ગોરી પ્રજાએ ઉત્તમ રીતે સમજી લઈ એનું વિજ્ઞાન પણ તૈયાર કર્યું છે. ગોરી પ્રજાના શ્રેષ્ઠ મનીષીઓએ એક બાજુ ગોરી પ્રજા, અને બીજી બાજુ 'કાળી, પીળી અને ઘઉંવર્ણી તમામ પ્રજાઓને રંગીન પ્રજા કહી', એ બેના પ્રગટ અથવા છૂપા સંઘર્ષની કલ્પના કરી છે. એ પ્રમાણે પોતાની નીતિ એ લોકો ગોઠવતા આવ્યા છે. આવા વિરાટ વિગ્રહની વાત છડેચોક ન જ કરાય, એટલી સાવચેતી એમની પાસે છે. પણ રંગીન પ્રજામાં અંદર અંદર સંઘર્ષ જામે તો આ ગોરાં રાષ્ટ્રો બંને બાજુને પક્ષપાત રહિત મદદ આપવા તૈયાર છે. રંગીન પ્રજા (બાંગલાદેશની પેઠે) અંદર અંદર કતલ ચલાવે તો રંગીન લોકસંખ્યાની બીક કાંઈક તો ઓછી થશે એમ વિચારનારા લોકો પશ્ચિમમાં નથી એમ નથી.

પણ 'આટલી સંકુચિત ભૂતકાલીન દૃષ્ટિ કામની નથી. હવે તો ગોરા અને રંગીન એ ભેદ પણ ભૂલી જઈ સર્વવંશી માનવતાના વિકાસનો આદર્શ સ્વીકારવો જોઈએ' એમ સમજનારા લોકો ત્યાં પેદા થયા છે. અને તેઓ તમામ માનવજાતને ચેતવણી આપી રહ્યા છે કે આપણું વિજ્ઞાન, આપણી યંત્રવિદ્યા અને આપણું સંગઠનચાતુર્ય એટલાં વધ્યાં છે કે હવે પછી જે કાંઈ યુદ્ધ શરૂ કરીએ તે જાગતિક યુદ્ધ થવાનું. અને એવું જાગતિક યુદ્ધ લંબાય કે ન લંબાય માનવસંસ્કૃતિનો નાશ કર્યા વગર થોભવાનું નથી. અને માનવજાતિના જ સર્વનાશમાં એ પરિણમે તો એમાં આશ્ચર્ય નથી.' આ જાતની સૂચનાઓ, સ્વપ્નસેવી લોકો નહીં પણ વ્યવહારકુશળ રાષ્ટ્રીયનેતાઓ આપવા લાગ્યા છે.

આવી જાગતિક પરિસ્થિતિમાં જો ભારત, આંતરિક સંઘર્ષ ટાળી સાંસ્કૃતિક સમન્વયને જોરે પોતાનું સામર્થ્ય વધારશે તો ભારતના નજીકના સવાલોનો ઉકેલ તો આવી જ જશે, પણ સમસ્ત માનવજાતિની અત્યંત જરૂરી સેવા કરવાની યોગ્યતા પણ ભારતમાં આવી જ જશે.

તેથી હું આજકાલ દેશમાં બધે કહેવા લાગ્યો છું કે 'ભારત-ભાગ્ય-વિધાતાએ આપણી આગળ જે આ મોટું મિશન રજૂ કર્યું છે તે ઓળખીશું, તો જ આપણે ભારતને માટે દસવીસ વર્ષનો ઉત્તમોત્તમ રાષ્ટ્રનીતિનો કાર્યક્રમ ઘડી શકીશું. આપણી સંસ્કૃતિમાં સર્વોચ્ચ તત્ત્વો પણ છે. અને સર્વ એવા દોષો પણ છે કે જેમને પોષણ આપવાથી જોતજોતામાં આપણે સર્વ-વિનાશ તરફ પહોંચી જઈશું. માટે

આપણી આજ સુધીની ઈતિહાસસિદ્ધ સંસ્કૃતિનું આપણે ઊંડું અધ્યયન કરવું જોઈએ. અને ભવિષ્યની સેવા માટે આપણી એ સંસ્કૃતિને ઉજ્જવળ અને સમર્થ રૂપ આપવું જોઈએ.'

આવા સિદ્ધાંતો સહેજે સર્વમાન્ય થઈ શકે છે પણ એ સિદ્ધાંતોને અમલમાં મૂકી જ્યારે આપણે આપણી રાષ્ટ્રીય યોજનાઓ તૈયાર કરીશું ત્યારે આપણે ભૂતકાળના રાગદ્વેષોને વફાદાર રહ્યે નહીં ચાલે. છેલ્લી વફાદારી તો ભવિષ્યકાળ પ્રત્યે જ હોઈ શકે છે. કેમ કે આપણે ભવિષ્યકાળ માટે જ જીવવાના છીએ, અને પુરુષાર્થ કરવાના છીએ.

હવે આપણે આપણી રાષ્ટ્રીય યોજનાના મહત્ત્વના સવાલો એક પછી એક વિચારીશું.

પ્રાચીનકાળથી દુનિયામાં માણસજાત અનેક વંશોમાં વહેંચાઈ ગઈ છે. એ ક્યારે, અને કઈ રીતે થયું એનો ઈતિહાસ આપણે જાણતા નથી. કલ્પના ભૂતકાળમાં દોડાવીને પણ આપણે એનું ચિત્ર ઊભું કરી શકતા નથી. પશુપક્ષીઓના વંશો આજે પણ આખી દુનિયામાં એક જ હોય છે. દુનિયાના બધા કાગડા એકસરખા હોય છે. પણ કૂતરાં, બિલાડાં, ઘોડા વગેરે માણસજાતના સંપર્કમાં આવેલાં પ્રાણીઓમાં અનેક જાતો જોવાને મળે છે. ગોરા, કાળા, પીળા અને ઘઉંવર્ણા વંશોમાં જ્યાં જુઓ ત્યાં પોતાનું અળગાપણું સાચવવાની વૃત્તિ દેખાય છે. બીજા સાથે ભળ્યા તો આપણે પોતાની વિશેષતા અને શ્રેષ્ઠતા ખોઈ બેસીશું એવો વિચાર દરેક સમર્થ જાતિએ સેવ્યો, અને વધાર્યો. આજના ગોરાઓ એ જ વિચારને પ્રાધાન્ય આપે છે. અને ભારતમાં વસેલા આર્યોએ પણ 'બીજશુદ્ધિ'નું મહત્ત્વ સૌથી વધારે માન્યું. અને એ સિદ્ધાંત એક વાર સ્વીકાર્યા પછી નાનીમોટી દરેક ન્યાત પોતાને બીજા કરતાં ઊતરતી શા માટે માને ? દરેક ન્યાતે બીજશુદ્ધિનો આદર્શ કેળવ્યો. અને 'બહુ નજીક આવ્યા તો બીજશુદ્ધિ ટકવાની નથી' એવો અનુભવ થવાથી દરેક જાતિએ પોતાનું જીવન અલગ રાખવાનો આગ્રહ સેવ્યો. આમાંથી રોટીબેટીવ્યવહારના અસંખ્ય નિયમો વધતા ગયા. અને સ્પર્શ ટાળવા સુધી હાસ્યાસ્પદ નિયમો આપણે ચલાવ્યા. 'આપણા ખોરાક ઉપર કોઈની નજર પડે તો એ ખોરાક દૃષ્ટિભ્રષ્ટ થયો' એમ માની એ ફેંકી દેવા સુધી આપણે એક જમાનામાં અળગાપણું વધાર્યું. 'અસ્પૃશ્યતા' વધારી ને 'અદૃશ્યતા' સુધી આપણે પહોંચી ગયા. 'સ્ત્રીઓને પડદામાં રાખવાની પ્રથા' આનું એક ઉદાહરણ ગણી શકાય.

હવે આપણે આ આખી પ્રવૃત્તિનો પ્રવાહ ઉલટાવવો જોઈએ. એને માટે આપણે એક દાખલો કલ્પી લઈએ.

આજે કોઈ એક ધર્મસંસ્થાપકને અથવા ધર્મગ્રંથને માનનારા લોકો પોતાનો અલગ સમાજ બનાવે છે. ઈસાને માને તે ઈસાઈ. કુરાનને સ્વીકારે અને હજરત પયગંબરને માને તે મુસલમાન. આવા બધા સમાજો અંદર અંદર એક. બહારના ભિન્ન લોકો સાથે સંપર્ક ટાળે. આનો ઈલાજ શો ?

સંભવ છે કે આપણે ત્યાં એક એક સમર્થ ઋષિની પાછળ એને જ

માનનારો એક એક સમાજ થતો હશે. 'વશિષ્ઠ' ઋષિને માનનારા લોકો જૂનાને વફાદાર રહેતા હશે. એ નીતિ જેમને પસંદ ન આવી એવા કેટલાક લોકોએ 'ક્ષત્રિય વિશ્વામિત્ર'ની પાછળ જવાનું માન્ય કર્યું હશે. એક એક સમાજ એટલે એક એક 'ગોત્ર.' પછી આ ગોત્રોમાં અળગાપણું અને ઉચ્ચનીચભાવ આવવાના જ. તમે નોખા, અમે નોખા. તમારા કરતાં અમે શ્રેષ્ઠ એવી ખેંચાતાણી ચાલવાની જ.

અંતે ડાહ્યા લોકોએ (એમને મુનિ કહેતા હતા. મનન કરવામાં જેઓ શ્રેષ્ઠ તેઓ મુનિ.) જોઈ લીધું કે સમાજના ગોત્રદીઠ કકડા કરવા એ પોસાય નહીં. જ્યાં બધા વિવાહો ગોત્રની અંદર જ કરવાનો રિવાજ હશે ત્યાં મુનિઓએ જાહેર કર્યું કે જેમ ભાઈબહેનના વિવાહ થાય નહીં, એક જ કુળમાં અંદર અંદર વિવાહ થવા ન જોઈએ. તે જ પ્રમાણે હવે પછી એક ગોત્રની અંદર પણ વિવાહ મના કરવા જોઈએ. એમણે 'સગોત્ર વિવાહ નિષિદ્ધ છે' એમ જાહેર કર્યું. અને સંસ્કૃતિ એક ડગલું આગળ વધી. (કયાં કયાં ગોત્રો પરસ્પર અનુકૂળ છે એ જોવાની વ્યવહારબુદ્ધિ એમને વાપરવી પડી. પણ સગોત્ર વિવાહ તો ન જ થઈ શકે એ નિયમ એમણે મક્કમપણે ચલાવ્યો.)

મુનિઓનું એ ડહાપણ સ્વીકારીને આજે આપણે નિયમ કરવો જોઈએ કે આજ સુધી જે વિવાહો થઈ ગયા તે થઈ ગયા. હવે પછી આપણે કડક નિયમ કરવો જોઈએ કે માણસે પોતાની ન્યાતમાં ન જ પરણવું જોઈએ. (જેમને પરણવું જ નથી તેમની વાત નોખી. પરણવું હોય તો ન્યાત બહાર જ પરણી શકે. (જે ઋષિઓએ સગોત્ર વિવાહ બંધ કર્યા તેમના વંશજોને પોતાની જ ન્યાતમાં થતા વિવાહો બંધ કરવા અઘરું ન જણાવું જોઈએ.) ઋષિઓએ સગોત્ર વિવાહ નિષિદ્ધ ઠરાવ્યા પછી કયાં કયાં ગોત્રો અંદર અંદર અનુકૂળ છે એ જેમ જોયું તેમ થોડા દિવસ માટે કઈ ભિન્ન ભિન્ન જ્ઞાતિમાં થતા વિવાહો અનુકૂળ ગણાય એવી વ્યવસ્થા થોડા દિવસ માટે ચલાવવી પડે તો એને માટે તૈયારી રાખવી જોઈએ. પણ 'સજાતીય વિવાહ તો એકદમ નિષિદ્ધ જ ગણવા જોઈએ.'

આપણો ધર્મ, આપણી સંસ્કૃતિ અને આપણી સમાજ-જીવન-દૃષ્ટિ વિચારીને આ સૂચના કરેલી છે. ધર્મનિષ્ઠ લોકોને આ તરત ગળે ઊતરવી જોઈએ. (ધર્મનિષ્ઠ લોકો નોખા અને રૂઢિનિષ્ઠ લોકો નોખા. પ્રથમ વર્ગના લોકો પાસે ધર્મદૃષ્ટિ હોય છે. રૂઢિનિષ્ઠ લોકો, આંખો હોય તોયે તે ન વાપરવા જેટલા આંધળાપણાના અભિમાની હોય છે.)

જૂના કાળમાં જે જ્ઞાતિઓ બંધાઈ તેનાં અનેક કારણો હતાં. કેટલીક જાતિઓ વંશભેદને કારણે બંધાઈ. બીજી કેટલીક જાતિઓ ધંધાને કારણે બંધાઈ ગઈ. ઘણીખરી જ્ઞાતિઓ પ્રાદેશિક સંગઠનમાંથી ઉત્પન્ન થયેલી છે. (એ તો એમના નામ પરથી જ સ્પષ્ટ થાય છે.) અને કેટલીક જ્ઞાતિઓ ખાનપાન અને એવા જ બીજા રીતરિવાજોના આગ્રહને કારણે તે તે વખતે બંધાઈ ગઈ.

આગળ જતાં આ અસંખ્ય જાતિઓના નાના નાના સમાજો થયેલા જોઈ

અકળાયેલા મુનિઓએ ચાર વર્ણનો આગ્રહ વધાર્યો. અને એક એક વર્ણની અંદર અનેક જાતિઓને સમાવી દઈ એમની અંદર રોટીબેટીવ્યવહાર ખુલ્લો કરવાનો પ્રયત્ન કર્યો હશે.

[કેટલાક સનાતનીઓ માને છે અને કહે છે કે પહેલાં ચાર જ વર્ણ હતા. પાછળથી એક એક વર્ણના પેટાવિભાગો પડ્યા જેને આપણે જાતિ કહીએ છીએ. કોઈને એ પ્રમાણે માનવું હોય તો છો માને. ખરી વાત એમ છે કે જેમ જેમ હિંદુસમાજ બંધાતો ગયો તેમ તેમ નાના નાના અનેક સમાજો 'જ્ઞાતિને રૂપે' જીવતા હતા. જ્ઞાતિવ્યવસ્થા **પ્રાકૃતિક** હતી. એમાંથી શ્રીકૃષ્ણ જેવા અવતારી પુરુષોએ વર્ણ નામની **સાંસ્કૃતિક** સંગઠના ઊભી કરી. ગીતામાં **કુલધર્મ** અને **જાતિધર્મને શાશ્વત** કહ્યા છે. કેમ કે એ **પ્રાકૃતિક** સંગઠનો હતાં. જ્યારે ગીતાકાર કહે છે કે ચાર વર્ણની વ્યવસ્થા (ચાતુર્વર્ણ્ય) મેં પોતે પેદા કરી છે. અને એ જન્મ ઉપર આધાર ન રાખતા (जन्मना जातिः) ગુણ અને કર્મ પ્રમાણે સાંસ્કૃતિક સમાજરચના મેં ઊભી કરી છે (मया सृष्टम् गुणकर्मविभागशः). પ્રાકૃતિક જાતિઓ પહેલાંની. એમાંથી **સાંસ્કૃતિક** વર્ણવ્યવસ્થા ઊભી કરવાનો પ્રયત્ન પાછળથી કરવામાં આવ્યો. એ વર્ણવ્યવસ્થાને તમામ સ્મૃતિઓએ ટેકો આપ્યો. રામાયણ-મહાભારત જેવા રાષ્ટ્રીય ગ્રંથોએ વર્ણવ્યવસ્થાની પ્રતિષ્ઠા વધારી. અને છતાં 'જન્મ-અનુસાર વંશપરંપરા ચલાવનારી જાતિવ્યવસ્થા' જ આજે દેશમાં અને આપણી સંસ્કૃતિમાં જોરાવર સાબિત થઈ છે. અને 'કાલગ્રસ્ત હોવા છતાં જીવતી રહેલી એ જાતિવ્યવસ્થા' આખા રાષ્ટ્રને નબળું ને નબળું જ રાખે છે. આજનો જમાનો અને ભારતીય સંસ્કૃતિનો આદર્શ આ પ્રાકૃતિક જાતિવ્યવસ્થાને સાંખી ન જ શકે. આ જાતિવ્યવસ્થાએ વર્ણવ્યવસ્થામાં પણ પોતાનું વંશપરંપરાનું તત્ત્વ દાખલ કર્યું. અને 'ધર્મવિકાસ'ને ઠેકાણે 'બીજશુદ્ધિ'નું અત્યંત સંકુચિત અશાસ્ત્રીય અને કાલગ્રસ્ત તત્ત્વ જીવતું રાખ્યું]

જૂના વખતમાં પ્રકૃતિ અને સંસ્કૃતિનો ભેદ સમાજને સમજાવવાનું કામ ધર્માચાર્યો કરતા. આવા ધર્માચાર્યો પ્રથમ પ્રથમ ધર્મને નવું રૂપ આપવાની અને તાજો રાખવાની હિંમત ધરાવતા. આજે એવી સ્થિતિ રહી નથી. આજના ધર્માચાર્યોની પ્રતિષ્ઠા જૂનું ટકાવવાના આંધળા પ્રયત્નો ઉપર જ આધાર રાખે છે. સમાજનું આત્યંતિક હિત જે સમજે છે તે જ ખરો ધાર્મિક. પ્રજાનું રક્ષણ, ભરણપોષણ, અને વિકાસ જેનાથી સધાય છે તે ધર્મ (धर्मो धारयते प्रजाः). પ્રજાના ઐહિક અને આધ્યાત્મિક કલ્યાણનો સમર્થ ખ્યાલ જેને છે તેને જ 'ધાર્મિક પુરુષ' કહી શકાય. ધર્મપીઠની ગાદી ઉપર બેઠેલા આજના લોકો જૂનાનું સમર્થન કરવાને બંધાયેલા હોઈ તેઓ સમાજ પ્રત્યે નહીં પણ પોતાની ગાદી પ્રત્યે વફાદાર હોય છે. ગાદીની આવક ઉપર તેઓ જીવે છે. અને 'લોકોની ભૂતકાળની ભક્તિને ઔપચારિક રીતે જિવાડે છે.'

સમાજને જીવંત પ્રેરણા આપવાનું કામ સાચા કેળવણીકારોનું છે. સમાજને

શુદ્ધ–જ્ઞાન આપી, એને ભવિષ્ય માટે દોરવાનું કામ જેઓ કરે છે તેઓ જ સાચા કેળવણીકાર. તેમણે નવી પેઢીને સર્વોચ્ચ જ્ઞાન આપવું જોઈએ. અને પોતાની નવી દોરવણી જ યોગ્ય છે એની ખાતરી પણ સમાજને કરી આપવી જોઈએ. 'ધર્મજ્ઞાનનો ઈજારો અમારી પાસે છે, ધર્મને નામે અમે જે કહીએ તે પ્રમાણે આંખ મીંચીને તમારે ચાલવું' એમ જેઓ કહે છે તેમના ઉપર હવે ગામડાંના લોકો પણ વિશ્વાસ રાખી શકે એવું રહ્યું નથી. સાચા કેળવણીકારો લોકહિતની વાતો નવા જમાનાને સમજાવે અને પ્રગતિ અને વિકાસનું વાતાવરણ મજબૂત કરે એ જ ઉન્નતિનો સાચો માર્ગ છે.

## ૪. બે છેડાની ખેંચાતાણ

ભારતની આજની સ્થિતિ જોતાં ઘણું દુઃખ થાય છે. અસ્વસ્થ થવાય છે. દુકાળ કે રેલસંકટની વાત નથી. એ તો કુદરતી આફત આવે છે, અને જાય છે. સહન કરીએ અથવા પુરુષાર્થપૂર્વક એને પહોંચી વળીએ. દુઃખ છે અને ચિંતા છે તે લોકપ્રતિનિધિઓના સ્વભાવની, રાજદ્વારી નીતિમત્તાની, અને ક્યાંયે મનનો મેળ ખાતો નથી એ દુર્દૈવની. રાષ્ટ્રની એકતા, એની મજબૂતી અને પરિણામે આપણી આઝાદી જોખમમાં છે, એની ચિંતા દિવસરાત મનને કોતરી ખાય છે.

આપણે ત્યાં જેમ આભ ફાટયું છે તેમ દુનિયામાં નથી. બીજા દેશો વાસ્તવ-વાદી છે; પોતપોતાનું સાચવી શકે છે; પણ મૂંઝવણ તો બધે દેખાય છે. આ યુગ જ એવો છે કે મોટા મોટા સવાલોનો નિર્ણય માનવજાત કરી શકતી નથી. એમાં સાર્વભૌમ વિચારોના બે સવાલો આપણને ખાસ મૂંઝવે છે. બે સવાલોની બે જોડી છે. બંને સાર્વભૌમ છે. એકનું જૂનું નામ છે 'વ્યક્તિવાદ કે સમાજવાદ?' આ સવાલ કેવળ રાજદ્વારી નથી. દરેક ક્ષેત્રે આ મૂંઝવણ આપણને પજવે જ છે. વ્યક્તિવાદ વણસ્યો અને એમાંથી ખાનગી સંપત્તિ, વ્યક્તિગત સ્વાર્થ, પુરુષાર્થ, હરીફાઈ વગેરે તત્ત્વો ઊભાં થયાં. સમાજવાદ આવ્યો એટલે વ્યક્તિની સ્વતંત્રતા હણાઈ. રાજસત્તા મજબૂત થઈ. એમાંથી ડિક્ટેટરશિપ આવવાની. સામ્યવાદ પણ ડોકિયું કરે, અને હિંસા કેટલી અપરિહાર્ય છે એ ભારપૂર્વક સમજાવે તો આશ્ચર્ય નહીં.

સત્તા અને સંપત્તિના ક્ષેત્રમાં જ વ્યક્તિવાદ નથી જામ્યો. આપણા વેદાંતી અધ્યાત્મવાદમાં પણ વ્યક્તિઓનો મોક્ષ એ જ મહત્ત્વની વસ્તુ છે. 'બીજા સાથે આપણને શું લેવાદેવા. તું તારું ફોડી લે અને મુક્ત થા' એવી શિખામણ સાંભળીએ છીએ. જગતનો જ ઈન્કાર કર્યા પછી બીજું શું થાય!

આખરે મહાયાની બૌદ્ધ ધર્મે ભારપૂર્વક કહ્યું કે બધાના નિર્વાણમાં જ આપણે પોતાનું નિર્વાણ શોધીએ. મુક્તિ એટલે સર્વમુક્તિ. ભક્તિમાર્ગી લોકોએ

પણ સામુદાયિક સાધનાને વધાવી લીધી. વ્યક્તિવાદ અને સમાજવાદની ખેંચાતાણી જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં પહોંચી ગયેલી દેખાય છે.

૨

બીજો તાત્ત્વિક સવાલ જે આખી જિંદગીને ઘેરી લે છે તે છે નિષ્ઠા વિશેનો.

માણસ પોતાના વિચારોને, પોતાના સિદ્ધાંતોને અને પોતાની અનુભૂતિને વફાદાર રહે એ એક આગ્રહ. આમાંથી બધે અરાજક ફેલાયું તો છો ફેલાયું. અભિપ્રાય બદલાયો, અનુભૂતિમાં ઊંડાણ આવ્યું, જીવન-સિદ્ધાંત વ્યાપક થયો, તો એને વફાદાર રહી એકલા ચાલવાની તૈયારી હોવી જોઈએ. આ છે એક છેડો. સિદ્ધાંતને નામે પોતાના 'સ્વાર્થ અને અભિમાન'ને વફાદાર રહી માણસ રોજના રોજ અથવા કલાકે કલાકે પક્ષાંતર કરે અને મતદાતાઓને બેવકૂફ બનાવે એ એક છેડો આપણે આજકાલ બધે ફૂલતોફાલતો જોઈએ છીએ. બીજો છેડો છે દામ્પત્ય-જીવનના સંબંધથી બદ્ધ થનારાં સ્ત્રી-પુરુષોનો. મતભેદ થાય, સ્વભાવનો મેળ કાયમ ન થાય, અને જીવન અકળાય તોયે વિવાહસંબંધ તોડાય નહીં. એક વાર પરણ્યા એટલે પરણ્યા. દુ:ખેસુખે આખો જન્મારો (અને ત્યાર પછી પણ) એકબીજા સાથે બંધાઈ રહીએ એ બીજો છેડો. પતિએ ધર્મ બદલ્યો તો પત્ની પણ એની પાછળ પાછળ જવાને પોતાને બંધાયેલી માને.

આ નિષ્ઠા પાછળ કેટલું ઊંડું તત્ત્વ રહેલું છે! વિવાહ એટલે જીવનનિષ્ઠા. અને એ જીવનનિષ્ઠા સાથે સંકળાયેલી પરસ્પર નિષ્ઠા. આ પરસ્પર નિષ્ઠા એટલી ઊંડી હોય છે કે અધ્યાત્મનિષ્ઠા કરતાં પણ એ આપણને વધારે વળગે છે.

અને એ નિષ્ઠામાં ઉમેરો થાય છે અપત્યનિષ્ઠાનો. પતિ-પત્ની ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી બાળકોને નોતરે છે. એ બાળકોનો અધિકાર છે કે એમને સમાજ-માન્ય માત-પિતા હોવાં જોઈએ. બાળકોનો હક છે કે પરસ્પર ઓતપ્રોત એવાં મા-બાપોનો પ્રેમ અને એમના સંસ્કારો પોતાને (બાળકોને) મળે. માત-પિતાની ભક્તિ અનન્ય નિષ્ઠાથી કરવા માટે બાળકોને બધી સગવડો પૂરી પાડવી, એ પરણનાર સ્ત્રી-પુરુષોનો સર્વોપરી ધર્મ છે.

આ જાતની વિવાહનિષ્ઠા જેમ આપણા ધર્મમાં છે તેમ જ રોમન કૅથલિક ઈસાઈ ધર્મમાં પણ છે. કોઈ જાતનો મતભેદ એમાં આડે આવે નહીં. પરસ્પર નિષ્ઠાનો ભંગ થાય તોયે વિવાહસંબંધ તોડાય નહીં એટલે સુધી એ આદર્શ જઈ શકે છે. અને આ આગ્રહના લાભ પણ આપણે જોઈએ છીએ. 'વેદ, બ્રાહ્મણ, અગ્નિ અને સમાજ'ને સાક્ષી રાખી પરણ્યા પછી એ નિષ્ઠા આ-જન્મ ટકાવ્યે જ છૂટકો. એ સર્વમાન્ય આદર્શ છે જ. એમાંયે જ્યારે પરણ્યા પછી ગૃહસ્થાશ્રમ ચલાવતાં પત્નીને જ્યારે બાળક જન્મે છે ત્યારે બાળકની માતાનાં મૂળિયાં પતિના ખાનદાનમાં ઊંડાં ઊતરે છે. બાળક થાય નહીં ત્યાં સુધી પત્નીએ પતિથી જ નહીં, પણ સાસુ, શ્વસુર, ભાભી અને નણંદ, દિયેર અને જેઠ બધાંથી બી બીને જીવવાનું હોય છે. એક વાર બાળક જન્મ્યો, પોતે મા થઈ, પછી એ પતિના કુળમાં દૃઢ

થઈ. એનો હક પછી કોઈ ઉથાપી ન શકે. આમ એક બાજુ વ્યક્તિનિષ્ઠા અને બીજી બાજુ કુલનિષ્ઠા અને જાતિનિષ્ઠાથી શરૂ થતી સમાજનિષ્ઠાનું માહાત્મ્ય આપણે જાણીએ છીએ.

જ્યાં સુધી માણસજાતની સમજણ કાચી છે, સમન્વય સુધી એ પહોંચ્યો નથી ત્યાં સુધી બે છેડા વચ્ચેની આ ચર્ચા ચાલવાની. આ જાતનું દ્વૈત આખરે સમન્વયસિદ્ધિ માટે જ ઉત્પન્ન થયેલું હોય છે, સમન્વય એ જ જીવનનો અંતિમ સિદ્ધાંત છે. બધી સાધના સમન્વયની અંદર જ કૃતાર્થ થાય છે. સમન્વય એટલે જ સર્વેશ્વરના આશીર્વાદ.

## ૫. નવી દિશાની ગાંધી-ક્રાંતિ

વિદેશી બ્રિટિશ રાજ્ય તોડી ભારતમાં પ્રજારાજ્ય બન્યું ત્યાં સુધી ગાંધીજી કૉંગ્રેસના રાજનૈતિક કાર્યને પ્રોત્સાહન આપતા રહ્યા. એમના છેલ્લા દિવસોમાં તેઓ કહેતા : 'સ્વરાજ્ય એ વિશાળ બહુમતનું પ્રજારાજ્ય ભલે હોય, પ્રજારાજ્ય હોવા છતાં તે લશ્કર, પોલીસ, જેલ આદિ હિંસક સાધનોના ઉપયોગ દ્વારા જ ચાલનારી સંસ્થા હશે. હું તો ચાહું છું કે પ્રજાનો વિકાસ સરકાર નામની સંસ્થા, કે જે સત્તા અને સંપત્તિ દ્વારા તથા કાનૂનના બળ ઉપર જ કામ કરનારી સંસ્થા હોય છે, તેની મદદ વગર થતો હોય. મનુષ્યજાતિના જીવન-વિકાસને સારુ સરકાર નામની હિંસાઆધારિત સંસ્થાની આવશ્યકતા ન હોવી જોઈએ. ગાંધીજી આ દિશામાં કામ કરવાના હતા. પરંતુ તેમનો દેહાંત કરી નાખવામાં આવ્યો.

ગાંધીજીના આ નવા વિચારને માન્ય કરવાવાળા અથવા તેને પૂરી રીતે સમજવાવાળા લોકો આજે કેટલા હશે ? ગાંધીજીએ પોતાનો આ વિચાર ટૂંકમાં સ્પષ્ટ રૂપે વ્યક્ત કર્યો હતો. હવે તેમના આ વિચાર ઉપર ચિંતન ચલાવી તેને અનુસરતો કાર્યક્રમ તૈયાર કરવો એ આપણું (એટલે ગાંધીવાદીઓનું) મુખ્ય કાર્ય હોવું જોઈએ. પરંતુ ગાંધીજીનું નામ લઈને રાજ્ય ચલાવનારાઓ અને પ્રજામાન્ય રાજ્યસત્તાની શક્તિ વધારનારા લોકો તો આજે આપસઆપસમાં લડવા લાગ્યા છે. તેઓ તો આપસઆપસમાં પક્ષાપક્ષીનું વાતાવરણ ખડું કરી પ્રજાને મહાચિંતામાં નાખી રહ્યા છે.

આવા કટોકટીના સમયે ગાંધીજીના અહિંસાપરાયણ વિચારોનો વિકાસ કરી તેને અનુસરતો કાર્યક્રમ સુઝાડે એવા લોકોને 'મંગળ પ્રભાત' આમંત્રણ આપે છે કે તેઓ આ દિશામાં વિચારચર્ચા કરતા તેમ જ રચનાત્મક પ્રયોગો સુઝાડતા એવા લેખો મોકલે. હું ઇચ્છું છું કે હવે આ દિશામાં જરૂર કાર્ય થવું જોઈએ.

સૌ જાણે છે કે ગાંધીજી હવામાં વિચારો કરી સંતોષ માનનારા કલ્પના-પરાયણ વ્યક્તિ નહોતા. જે વિચારોનો અમલ વ્યવહારમાં મૂકી શકાય એવા

વિચારો અને એવા આદર્શો જ તેઓ દેશની સામે અને માનવતાની સામે રાખતા રહેતા. હવે તેમની પ્રેરણાથી જેઓએ આજ સુધી કામ કર્યું છે તેવા લોકોનું એ કર્તવ્ય છે કે તેઓ એવાં ચિંતન અને પ્રયોગ શરૂ કરે કે સરકારની દરમિયાનગીરી વગર, અને કાયદા અને સજાનો આશ્રય લીધા વગર, સમાજવ્યવસ્થા કેવી રીતે ચાલી શકે, અને અ-સરકારી કામ અસર-કારી કેવી રીતે બનાવી શકાય. આ એક બૌદ્ધિક ક્રાંતિ થશે. તેની સાથે સાથે જીવન-ક્રાંતિ ચલાવીને રાષ્ટ્રીય નવજીવનનું સંગઠન કરવું પડશે. ગાંધીજીના નવજીવનનો આ સર્વોચ્ચ અથવા કહો કે અંતિમ આદર્શ છે.

આજે કોઈ પણ દેશમાં જાઓ અથવા કોઈ પણ ખંડમાં જાઓ, સમસ્ત માનવજાતિ રાજ્યપરાયણ છે. સરકાર જેવી સંસ્થાની મદદ વિના જનતાનું સંગઠન અને વિકાસ કરવાનું કોઈને સૂઝતું જ નથી. લોકો પૂછે છે, ‘રાજ્યની સ્થાપના ન કરીએ તો શું અરાજક ચલાવવું છે?’ આનો જવાબ ગાંધીજીએ પોતે સ્પષ્ટ શબ્દોમાં આપ્યો છે: ‘અરાજક શબ્દોનો અર્થ આજે જેવો થાય છે — “અવ્યવસ્થા, અંધાધૂંધી અથવા અવિચારી જીવન” એ અર્થ મારો (ગાંધીજીનો) નથી. પરંતુ સરકારની (એટલે રાજ્ય–સંસ્થાની) મદદ વિના, જનતાના સામાજિક જીવનનું સંગઠન વ્યવહાર્ય છે.’ આમ તેઓ કહેતા અને પોતાની નવી પ્રવૃત્તિની મારફત તેનો નમૂનો દેખાડવાનો એમનો વિચાર હતો.

આમાં ‘પ્રજા દ્વારા સ્થાપિત સરકાર નામની સંસ્થા’ને તોડવાનો વિચાર નહોતો. સંસ્થાને તોડવી એ તો હિંસા થાય. સરકાર નામક સંસ્થાને ધીરે ધીરે પિગાળી નાખવી, અને સમાજવ્યવસ્થા જનતાની સંમતિથી ચલાવવી અને સેવાપરાયણ લોકોની મારફત માનવજીવન વિકસિત કરતાં જવું, એ હતો ગાંધીજીનો આદર્શ.

‘આવો પ્રયત્ન વ્યવહાર્ય છે, અને થઈ પણ ચૂકયો છે’ એ સિદ્ધ કરવા માટે એક મોટું દીર્ઘકાલીન ઉદાહરણ લઈશું. લોકો જાણે છે કે રોટીબેટીવ્યવહારને અત્યંત સંકુચિત કરતી અને જન્મ ઉપર આધાર રાખતી એવી જાતિ-સંસ્થાનો હું વિરોધી છું. હિંદુ સમાજમાં જાતિ-સંગઠન ઘૂસી ગયું છે એ હું એક મોટું સંકટ જ સમજું છું. ‘જન્મના જાતિ:’ એ વ્યાખ્યાવાળી જાતિ-સંસ્થાને બદલે આપણા પૂર્વજોએ વર્ણ-વ્યવસ્થા ચલાવી હતી, પરંતુ કમનસીબે વર્ણ-વ્યવસ્થા પણ જન્માધારિત બની ગઈ અને તેના પાયામાં જ ઉચ્ચ-નીચ ભાવનો મહાદોષ ઘૂસી ગયો. આથી હું જાતિ-વ્યવસ્થા અને વર્ણ-વ્યવસ્થાનો પક્ષપાતી નથી. તેનો પૂરેપૂરો વિરોધી છું, તેમ છતાં આ વિશાળ વિરાટ સંસ્થા સરકારની મદદ વગર અનેક યુગોથી ચાલી આવી હોવાથી એક ઉદાહરણ તરીકે અહીં તેનો ઉલ્લેખ કરી રહ્યો છું.

‘કુલધર્મ’ અને ‘જાતિધર્મ’ના જે કંઈ નિયમો છે તે કોઈ સરકાર દ્વારા બનાવવામાં આવ્યા નથી. તેના પાલન માટે જાતિવાળાઓ સરકારની મદદ લેતા નથી, માગી શકે પણ નહીં. જાતિ-સંસ્થા માટે તો ધર્મગ્રંથોનો આધાર પણ ભાગ્યે જ મળી શકે તેમ છે.

આમ છતાં દરેક જાતિના લોકો પોતાના નેતાઓને પસંદ કરી લેતા હોય છે, તેમના બનાવેલા નિયમો અને રિવાજોનું પૂરી હાર્દિક નિષ્ઠાથી પાલન કરતા હોય છે, અને દરેક જાતિ પોતાના લોકો ઉપર પૂરો હાર્દિક કાબૂ પણ રાખતી હોય છે. આ જાતિ-સંસ્થા એટલી પુરાણી અને સનાતન છે કે ભગવદ્ગીતાએ કુલધર્મ અને જાતિધર્મને શાશ્વત કહ્યા છે. આમ જો કોઈ પણ સરકારની મદદ વિના અને તેના આધાર વિના જાતિ-સંગઠન હજારો વર્ષોથી ચાલતું રહી શક્યું છે, તો કોઈ પણ પ્રદેશનું, રાષ્ટ્રનું અથવા સમસ્ત માનવજાતિનું સાંસ્કૃતિક જીવન-સંગઠન સરકારની મદદ વગર (અરાજક રીતે) ચલાવવું એ અવ્યવહાર્ય નથી.

આ જ વિચાર સામાન્ય લોકોને સમજાવવા માટે હું બીજું એક નાનુંસરખું ઉદાહરણ તેમની સામે મૂકતો હોઉં છું.

ધારો કે કોઈ બે અત્યંત પ્રતિષ્ઠિત, સમર્થ, ધનિક કુટુંબોની વચ્ચે લગ્ન ગોઠવાયું છે. બન્નેએ મળીને એક મોટો ભોજનસમારંભ કરવા ધાર્યો છે, અને દરેક કુટુંબે પોતપોતાના સંબંધી અને પિછાણવાળા એવા હજાર-હજાર લોકોને તે માટે નોતર્યા છે. આમ બે-ત્રણ હજાર લોકો સાથે બેસીને જમણવાર કરવાના હોય તો એની યોજના કરવી એ આપણા દેશમાં કોઈ મુશ્કેલ વાત નથી. લોકો ખુશીથી આવશે, સાથે બેસશે, ભોજન પીરસવામાં આવશે અને સૌ મિષ્ટાન્ન આરોગી પોતપોતાના ઘેર ચાલ્યા જશે. આવું સંગઠન કરવું એ અશક્ય નથી.

હવે માનો કે આ સંબંધમાં કોઈ એક જણ એવો મુદ્દો ઊભો કરે છે કે 'આ પ્રમાણે બે-ત્રણ હજાર લોકો એકઠા મળતા હોય અને એ મોટા સમુદાયમાં કંઈ કંઈ સેવા આપવામાં આવતી હોય અને લેવામાં આવતી હોય ત્યારે, આવા વિશાળ સંગઠનમાં કદાચ કોઈ ઝઘડો ઊભો થઈ જાય તો શું કરવું? માટે આવો ઝઘડો ન થવા પામે તે ખાતર પોલીસને બોલાવવી જોઈએ અને આખા પ્રબંધ ઉપર પોલીસની દેખરેખ રાખવી જોઈએ.' તો આવી સૂચના કોઈ માન્ય રાખે ખરું? અથવા પોલીસની દેખરેખ નીચે ભોજનસમારંભ ચલાવવા અથવા તેમાં ભોજન માટે આવવા કોઈ તૈયાર થાય ખરું? બે-ત્રણ હજાર લોકોના ભોજનનો પ્રબંધ એ વિશાળ છે એ ખરું, છતાં આવા પ્રબંધની સુરક્ષિતતા માટે પોલીસ બોલાવવી પડે તો પછી આપણી આબરૂ શી રહી?

ગાંધીજીનું કહેવું છે કે 'જ્યાં અનેક માનવકુટુંબો એકત્ર રહેતાં આવ્યાં છે, પેઢી-દર-પેઢીથી સહકારથી વર્તતાં આવ્યાં છે, ત્યાં એ લોકોને માટે પોતાની જીવન-વ્યવસ્થા સરકારની મદદ વગર ચલાવવી એ અશક્ય નથી. આજે લોકો એવી વ્યવસ્થાથી ટેવાયેલા નહીં હોય, તો તેથી શું? જો બે કુટુંબો હજારો લોકોને ભેગા બેસાડી જમાડી શકે છે તો આવા સમાજના નેતાઓ પરસ્પર સહકારથી વર્તનારા સમાજને જીવડાવી પણ શકશે જ.'

આવો હતો ગાંધીજીનો આદર્શ. આ સ્થિતિ એક દિવસમાં કે એક પેઢીમાં આપણે પૂર્ણ રૂપમાં અમલમાં ન મૂકી શકીએ એટલું તો કબૂલ કરવું જ પડશે.

પરંતુ આવી સ્થિતિમાં આરંભ કરીશું તો ધીરે ધીરે સરકાર જેવી સંસ્થાને વચ્ચે લાવ્યા વગર આપણે જરૂર આપણી આબરૂ સંભાળી શકીશું. સંસ્કૃતિનો અર્થ જ એ છે કે ઉચ્ચ છતાં વ્યવહાર્ય આદર્શો પ્રમાણે સામાજિક વિશાળ જીવન સંગઠિત કરવા માટે સંયમ, પરસ્પર સેવા અને સંગઠન સાચવવાની શક્તિ, અને મતભેદ આવી પડે તો સર્વમાન્ય સમન્વયની આવડત, આ ગુણો વડે સમષ્ટિ-જીવન સંગઠિત કરવું શકય છે, અને તે યુગાનુયુગ ચલાવવું પણ શકય છે. આવો આરંભ હિંમત-પૂર્વક આસ્તિકતાથી કરી દેવો આવશ્યક છે. આજનો યુગ આવા પ્રયોગ માટે અનુકૂળ છે. 'મંગળ પ્રભાત'માં ગાંધીવિચારનો આ રીતનો વિકાસ અને પ્રચાર કરવો એવો અમારો વિચાર છે. સહ-વિચારીઓ આ પ્રયોગમાં સહકાર આપે એમ હું ઈચ્છું છું.

## ૬. સામાજિક દૃષ્ટિ

મુંબઈમાં રહેનાર નાનાં છોકરાંઓને એટલી જ ખબર હોય છે કે પીવાનું પાણી નળમાંથી આવે છે. ચોમાસામાં પીવા જેવું પાણી આકાશમાંથી પડે છે એ ખરું, પણ એ તો કપડાં પલાળવા અને રસ્તા પર કાદવ કરવા માટે જ. પાણીનો નળ એ તો સ્વાભાવિક વસ્તુ છે, હમેશને માટે છે, અને એવી જ રહેવાની. નળ કયાંથી આવે છે, અને નળમાં પાણી કોણ પૂરું પાડે છે, એનો વિચાર કરવાની જરૂર સરખી એ છોકરાંઓને જણાતી નથી.

આપણી સામાજિક વ્યવસ્થામાં કાંઈક એવું જ થયું છે. હજારો વરસથી જે સંસ્કૃતિ આપણે ત્યાં કેળવાઈ એની અને એની પાછળના અસાધારણ પ્રયત્નની કલ્પના કે કદર આપણે કરી શકતા જ નથી. શરીરને જેમ રોજનાં સ્નાન, ખોરાક, કસરત અને આરામથી તાજું રાખવાનું થાય છે, ઘરની જેમ રોજ ને રોજ અને વરસોવરસ મરામત કરવાની હોય છે, તેમ સામાજિક જીવન ટકાવવા અને એનો વિકાસ કરવા નિત્યજાગૃતિ, નિત્યવિચાર અને નિત્યપ્રયત્નની જરૂર છે; એ જાણે ઘણાખરા અને કેટલાક જવાબદાર ગણાતા લોકો પણ ભૂલી ગયા છે. રૂઢિપ્રિય તેમ જ ઉત્પાતપ્રિય બંને જાતના લોકો સામાજિક કલ્યાણનો વિચાર જ ભૂલી ગયા છે. જૂનું ટકાવવામાં અથવા તોડવામાં, નવું દાખલ કરવામાં, અથવા એનો વિરોધ કરવામાં જ્યાંત્યાં આંધળાપણું જ દેખાવા લાગ્યું છે.

વિચારશીલ લોકોમાં સમાજહિતના આદર્શ અને માર્ગ વિશે મતભેદ હોય એ સમજાય એવી વસ્તુ છે. એક બાજુ સુધારવા જતાં બીજી બાજુ તરફ દુર્લક્ષ થવાનો અને તે બગડવાનો સંભવ છે એ પણ અનુભવની વાત છે. પણ નરી જડતા અથવા નરી બેજવાબદારી અને ઉચ્છૃંખલતા એ જ જ્યાં પ્રેરક કારણ હોય ત્યાં કશા સારાની આશા જ ન રખાય.

ધર્મશાસ્ત્ર હોય કે સમાજશાસ્ત્ર, કાયદો હોય કે રૂઢિ, એનો મૂળ ઉદ્દેશ લોકોના હિતનો – કલ્યાણનો જ હોઈ શકે. એ મૂળ ઉદ્દેશ લોકો ભૂલી જાય તો અબુદ્ધિ ફેલાવાની, અને ફેરફાર કરો કે ફેરફારનો વિરોધ કરો, સમાજનું ગાડું ઊંધું વળવાનું. આંધળા લોકોનાં હાથમાં શાસ્ત્રો સુરક્ષિત છે એમ તો કોઈ ધર્મશાસ્ત્રે કહ્યું કે માન્યું નથી. દૃષ્ટિ વગર બધું જ વ્યર્થ છે. આવા અનુભવ પછી જ કવિએ લખ્યું :

यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ।
लोचनाभ्यां विहीनस्य दर्पण: किं करिष्यति ।।

આ સ્વયંપ્રજ્ઞા કેળવવાનું કામ કેળવણીનું છે. પણ કેળવણી જ જ્યાં માણસને પરપ્રત્યયનેયબુદ્ધિ કરી નાખે છે, પારકા દેશના, પારકા સમાજના ઈતિહાસ, અનુભવ અને આદર્શ ઉપર રચાયેલા સિદ્ધાંતોનું સત્ય શામાં રહેલું છે, એનાં મૂળિયાં કઈ ભૂમિમાં છે; ક્યાં સુધી પહોચેલાં છે એનો જ્યાં વિચાર નથી, અને પારકા સિદ્ધાંતોનું ચણતર ખોટા પાયા પર કરવામાં ભૂલ રહેલી છે, એ પણ જ્યાં ધ્યાનમાં આવતું નથી, ત્યાં લોકો સુરક્ષિત છે એમ કેમ કહેવાય?

હિંદુસ્તાનમાં અનેક જાતની ચર્ચાઓ ચાલે છે, પણ તેમાં મુખ્ય તો ત્રણ છે : સમાજનું અર્થશાસ્ત્ર, સમાજનું રાજકારણ, અને સમાજનું ધાર્મિક જીવન. આ ત્રણે એકબીજા સાથે સંકળાયેલાં છે. ત્રણે દિશામાં આપણા પ્રયાસનું પરિણામ નહીં જેવું આવે છે, એ જ બતાવે છે કે આપણા આકલનમાં જ કાંઈક મોટી ખામી છે. સાચે રસ્તે જરાક પણ આપણે જઈએ છીએ ત્યાં ભારે શક્તિ પેદા થયેલી આપણે જોઈએ છીએ. પણ હિંમતને અભાવે અથવા પુરુષાર્થને અભાવે આપણને એ રસ્તો અવ્યવહારુ જણાય છે. આજની પરિભાષામાં અવ્યવહારુ માર્ગ એટલે સ્વાવલંબનનો માર્ગ, મહેનતનો માર્ગ, દીર્ઘોદ્યોગનો માર્ગ, એવો અર્થ થઈ ગયો છે. દેશની રાજકીય પરિસ્થિતિ કેવી છે, સાચું જોખમ કઈ દિશામાં છે, સાચી શક્તિ કઈ રીતે કેળવાય, એ કશાનો જાણે કોઈ વિચાર જ કરતું નથી. પશ્ચિમી વેપાર અને પશ્ચિમી દોરને લીધે આપણા ઉપર જે જીવલેણ આક્રમણ આવી પડ્યું છે તેનો ખ્યાલ નથી મુસલમાનોને, નથી હિંદુઓને. અને હિંદુઓમાં પણ આત્મરક્ષણને માટે જે શુદ્ધ દૃષ્ટિ અને પ્રસંગ જેટલા મહાન થવાની શક્તિ જોઈએ છે તે ક્યાં છે? બ્રાહ્મણ અને બ્રાહ્મણેતરના ઝઘડા ચલાવ્યાથી શું હિંદુ સંસ્કૃતિ કે હિંદુ જાતિ ટકવાની હતી? અને છ કરોડ અસ્પૃશ્યોને અન્યાયથી દૂર રાખી, એમનું જીવન વિષમ અને વિષમય કરી, એમને પોતાના શત્રુ બનાવ્યે શું હિંદુ સંગઠન થવાનું હતું? અંગ્રેજોનો દ્વેષ કે એમની નિંદા કર્યે સ્વરાજ મળવાનું નથી. હિંદુ-મુસલમાન એકબીજા સામે ઝેરવેર કેળવી પોતપોતાના ધર્મનું રક્ષણ કરી શકવાના નથી. બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર એકબીજા સામે સંગઠિત થઈ હિંદુ જાતિને સુરક્ષિત રાખવાના નથી અને અસ્પૃશ્યોને હજીયે દૂર રાખી હિંદુ ધર્મ ટકી શકવાનો નથી. અસ્પૃશ્યોનો તિરસ્કાર

કરનાર અને એમની સામે શાસ્ત્રવચનો ટાંકનાર હિંદુઓને જોઈ નજર આગળ નીચેનું ચિત્ર ખડું થાય છે : સાપના મોઢામાં સપડાયેલો દેડકો પોતાનું મોઢું ખોલી માખીઓને ગળી જવાનો પ્રયત્ન કરે છે.

## ૭. ધાર્મિક તથા સામાજિક જીવન કયે રસ્તે?

ગંભીરપણે વિચાર કરી આ વિષય મેં પસંદ કર્યો છે. આજકાલ બધા જ લોકો રાજદ્વારી જીવનની ચર્ચા કરે છે. રાજદ્વારી નેતાઓ અને ઉમેદવારો આખો વખત સમાજનું ધ્યાન ખેંચે છે અને રાજદ્વારી આદર્શોનાં જ બણગાં ફૂંકે છે અને અંદરઅંદરના પોતાના ઝઘડા સમાજ ઉપર લાદે છે.

આજનો જમાનો અર્થવ્યવસ્થાને સર્વોપરી ગણે છે. દરેક સવાલનો ઉકેલ અર્થવ્યવસ્થામાં શોધે છે અને રાજદ્વારી મતભેદો પણ અર્થવ્યવસ્થાના જુદા જુદા આદર્શોના કારણે જ પેદા થાય છે. આ રીતે રાજકારણ અને અર્થકારણ પ્રજાનું ધ્યાન એટલું બધું ખેંચે છે કે, ધર્મજીવન અને સામાજિક જીવનનો વિચાર કરવાની નવરાશ જ કોઈની પાસે હોતી નથી. લોકો આગળ એ બેનું મહત્ત્વ પણ ઘણું ઓછું થયું છે. સામાજિક સવાલોનું નિરાકરણ પણ અર્થવ્યવસ્થા મારફતે જ મેળવવાનું આજના સમાજનું વલણ છે.

અને હું તો માનું છું કે, જો આપણે આપણા ધાર્મિક જીવનમાં નવજાગૃતિ નહીં આણીએ અને ધર્મવિચારોમાં ક્રાંતિ નહીં કરીએ તો આપણું રાષ્ટ્રજીવન પણ નીચે ઊતરતું જશે. અને તેજસ્વી અને ઉન્નતિકર ધર્મવિચારો લોકોમાં રૂઢ કર્યા વગર આપણે સમાજમાં નવજીવન આણી શકવાના નથી.

અને જ્યારે આપણા સામાજિક જીવનનો વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે, આપણું સામાજિક જીવન અને આપણા સામાજિક આદર્શો ખરેખર ધર્મના ઉચ્ચ સિદ્ધાંતોને અનુસરીને ખીલેલા નથી જ. ચાર વર્ણ અને અનેક જ્ઞાતિઓ આપણા ધાર્મિક આદર્શોને અનુસરે છે એમ આપણે માનીએ છીએ, હજારો વર્ષથી માનતા આવ્યા છીએ. આપણા ધર્મગ્રંથોમાં વર્ણવ્યવસ્થાનો પુરસ્કાર છે એ ખરું, પણ આપણી વર્ણવ્યવસ્થા આપણા સર્વોચ્ચ ધર્મઆદર્શોને પોષક છે કે કેમ એ આપણે ક્યાં તપાસ્યું છે?

અને જ્ઞાતિવ્યવસ્થા તો ધર્માનુકૂળ છે એમ આપણે રૂઢિને લીધે જ માનીએ છીએ, એની અંદર કેટલો બધો ગોટાળો છે એ કોઈએ જોયું જ નથી.

આપણો સમાજ ક્ષીણવીર્ય થયો છે એ તો બધા જુએ છે. આપણે છેલ્લાં સો વર્ષમાં ઘણી પ્રગતિ કરી છે, છતાં આપણું સામાજિક જીવન જેટલું પરાક્રમ-પૂર્ણ થવું જોઈએ તેટલું થયું નથી. અને આપણા ધર્મજીવનનો પ્રભાવ દુનિયા પર પડવો જોઈએ તેટલો પડતો જ નથી. માટે આપણે આપણું ધર્મજીવન અને સામાજિક જીવન — બંને આમૂલાગ્ર તપાસવાં જોઈએ.

આપણી રૂઢિઓમાં અને સામાજિક જીવનમાં જે દોષો છે તે દૂર કરવાનો પ્રયત્ન આપણે કરીએ છીએ અને તે વધુ ને વધુ કરવો જોઈએ એમાં શક નથી, પણ મારે ખાસ કહેવું છે તે એ છે કે, આપણા સમાજમાન્ય ધાર્મિક અને સામાજિક આદર્શો પણ મૌલિક ઢબે તપાસવા જોઈએ અને એમાં ક્રાંતિ કરવી જોઈએ.

એમ તો આપણા સમાજમાં ધાર્મિક સુધારા કરવા માટે આપણે ત્યાં અનેક પંથો જન્મ્યા, ધર્મસુધારકોએ જબરદસ્ત પ્રયત્નો કર્યા, સમાજસુધારાનાં આંદોલનો પણ થયાં અને છતાં સમાજમાં રૂઢિઓનું જોર એટલું ને એટલું જ છે. આપણા દેશમાં ઈતિહાસવિધાતાએ અનેક ધર્મો આણીને છોડયા. આપણે એમની સામે ન લડયા પણ તે આપણી સામે લડયા. એમણે અહીં રાજ્ય મેળવ્યું અને અનુયાયીઓ પણ મેળવ્યા. 'તમે પણ અહીં જીવો અને અમે પણ જીવીશું.' એ નીતિ આપણે એમના પ્રત્યે અખત્યાર કરી. ખરેખર એ નીતિ આખી દુનિયાએ સ્વીકારવા જેવી છે, પણ એ બધાનું ધર્મજીવન અને સામાજિક જીવન પરસ્પર ઓતપ્રોત ન થાય એ નહીં ચાલે. જેટલા ધર્મો તેટલાં રાષ્ટ્રો, જેટલી જ્ઞાતિઓ તેટલાં રાષ્ટ્રો, જેટલા વર્ણો તેટલા સમાજો, એવી 'અલિપ્તતા' માનવજીવનને અનુકૂળ નથી. જે નવા ધર્મો આવે, નવા વંશો Races આપણે ત્યાં આવીને વસે તેમને શરૂઆતમાં જરૂર કહીએ કે સ્વતંત્રપણે અમારા પડોશમાં તમે રહી શકો છો, પણ ધીરે ધીરે ઓતપ્રોત થવાની બધાની તૈયારી તો હોવી જોઈએ. મતભેદો તો રહેવાના જ, પણ દરેક મતભેદ પાછળ વાડા ઊભા કરીશું તો માનવતાનું સમગ્ર જીવન ખીલવી શકીશું નહીં.

આપણે ત્યાં જે ધર્મો આવીને વસ્યા છે તે જો સમાજમાં ફૂટ જ પાડતા હોય, ધર્મોને કારણે જો સમાજમાં અળગાપણું જ કેળવાતું હોય તો આપણે ત્યાં અનેક ધર્મોનું હોવાપણું શાપ જ ગણવો પડશે. આપણે ત્યાં બધા વંશો Races અને દુનિયાના બધા ધર્મો આવી વસ્યા છે તે પશુસંગ્રહાલયની પેઠે અલગ અલગ પાંજરામાં રહેવા માટે નહીં, પણ પરસ્પરના સંપર્ક દ્વારા ઓતપ્રોત થવા માટે ભેગા થયા છે. આપણે બધા ધર્મોનું આદરયુક્ત અધ્યયન કરીએ, બધા ધર્મો વિશે આદર કેળવીએ, એકબીજાના ઉત્સવોમાં ભળીએ, બધા ધર્મો સાચા છે એ શ્રદ્ધા કેળવીએ, આદાનપ્રદાન કરીએ અને એ રીતે બધા ધર્મોનું એક ધર્મકુટુંબ અથવા ધર્મપરિવાર સ્થાપન કરીએ એ આપણું સાંસ્કૃતિક મિશન છે એનો આપણે હૃદયથી સ્વીકાર કરવો જોઈએ.

નિરામિષાહારી લોકો માંસાહાર કરવા પ્રવૃત્ત ન થાય. શરાબ ન પીનારા શરાબ પીવાનું શરૂ ન કરે, અને છતાં આપણને કુનેહપૂર્વક બધા સાથે ભળતાં આવડવું જોઈએ. આને માટે આપણે ત્યાં જડ ઘાલીને બેઠેલી અનેક રૂઢિઓ છોડી દેવી પડશે. કોની સાથે બેસીને ખાઈએ છીએ, કોને હાથે રાંધેલું ખાઈએ છીએ એની કડાકૂટ આપણે છોડી દેવી જોઈશે. હું તો કહું છું, ગમે તે જીવતા માણસને હાથે રાંધેલું ખાવા હું તૈયાર છું, પણ મને અનુકૂળ હોય એવો જ

ખોરાક હું લઈશ. માંસાહારી અને અન્નાહારી એક પંક્તિમાં બેસીને ખાય, એક ટેબલે બેસીને જમે એમાં કોઈને કશો વાંધો હોવો ન જોઈએ. મારે માટે રાંધનારા ચીના હોય કે જાપાની, આફ્રિકી હોય કે યુરોપી, મને એમાં કશો વાંધો ન હોવો જોઈએ. બધા ધર્મોના લોકો સાથે બેસીને પ્રાર્થના કરે, બધા ધર્મગ્રંથો આદર સાથે વાંચે, એની ટેવ આપણને હોવી જોઈએ. દાર્શનિક મતભેદો ગમે તેટલા તીવ્ર હોય એથી શું ? કોઈનું એઠું ન ખાઈએ પણ કોઈની સાથે બેસવામાં વાંધો શો ? આપણી રૂઢિઓમાં જે અતડાપણું છે, ભિન્નનાતના લોકો વિશે અને ભિન્ન-ધર્મના લોકો વિશે આપણામાં જે ઊતરતાપણાનો ખ્યાલ હોય છે તે ધર્માનુકૂળ નથી, તે અસામાજિક છે, માણસાઈને હણનાર છે એમ સમજી એ સ્વભાવ આપણે છોડી દેવો જોઈએ.

જે રિવાજ આપણો નથી તેને વિશે પણ આપણા મનમાં સહિષ્ણુતા હોવી જોઈએ. ઘણી વાર કાળે કરીને આપણે એની સુંદરતા સમજી શકવાના છીએ.

આપણે ત્યાં દ્વૈત, અદ્વૈત, શાક્ત, વૈષ્ણવ, જૈન, બૌદ્ધ, એવા ઘણા ભેદો છે, છતાં આપણે એકબીજા સાથે ઉત્તમ રીતે ભળી શકીએ છીએ, તે જ પ્રમાણે ફારસી, યહૂદી, મુસલમાન, ઈસાઈ, આફ્રિકી અને યુરોપિયન — બધા સાથે ભળવાની આપણને ઇંતેજારી હોવી જોઈએ. ધર્મભેદને કારણે સમાજભેદ શા માટે હોય ?

હું જાણું છું કે, મુસલમાનોએ અને ઈસાઈ લોકોએ આપણને પોતાના ધરમમાં દાખલ થવાનો આગ્રહ કર્યો અને આપણા સમાજના કકડા કરવાનો પ્રયત્ન કર્યો, એ વાત જૂની થઈ, પણ આપણે ભિન્ન સમાજ શા માટે થઈએ ?

આપણે હવે તો સમજવું જોઈએ કે આપણી સંસ્કૃતિનું મિશન એક વિશાળ ધર્મકુટુંબ સ્થાપવાનું છે.

એક રીતે જોતાં સનાતન સમાજનો એ સ્વભાવ છે. સનાતન ધર્મમાં શૈવ, શાક્ત, /વૈષ્ણવ, આર્યસમાજી, બ્રાહ્મણો બધાનો જ સમાસ થાય છે. ન્યાતો ત્રણસો હોય કે ત્રણ હજાર, બધી મળીને હિંદુસમાજ બને છે એ વસ્તુ નાનીસૂની નથી. એ જ વસ્તુ હવે વ્યાપક કરીને બધા ધર્મો આપણા સમાજની અંદર સુખેથી રહી શકે એવી ગોઠવણ આપણે કરવી જોઈએ. સનાતન સમાજની ઉદારતા બીજા સમાજમાં શરૂઆતમાં ન હોય પણ ધીરે ધીરે એ કેળવાશે જ.

આપણે ચાર વર્ણનાં ગુણગાન ઘણાં સાંભળ્યાં, ઘણાં ગાયાં. જૂના વખતમાં એ ચાર વર્ણ પાડીને આપણે અમુક પ્રગતિ સાધી હશે, પણ આજે વર્ણવ્યવસ્થા નિષ્પ્રાણ થઈ છે. જ્ઞાતિવ્યવસ્થા આગળ વર્ણવ્યવસ્થા ભુલાઈ ગઈ છે. બ્રાહ્મણ, વાણિયા આદિ વર્ણોમાં અસંખ્ય ન્યાતો છે, પણ વર્ણવ્યવસ્થામાં મુખ્ય દોષ એ છે કે દરેક વર્ણમાં માનવતાનો વિકાસ એકાંગી થાય છે. બ્રાહ્મણ ભલે પોતાને સર્વોચ્ચ માને, પણ માનવતાના બધા ગુણો એણે કેળવેલા નથી હોતા. બ્રાહ્મણની તપસ્યા, સંતોષ અને જ્ઞાનોપાસના, તેમ જ નિષ્કામભાવે તમામ માનવજાતની સેવા કરવાની વૃત્તિ એ ગુણો કેવળ બ્રાહ્મણોમાં જ કેમ હોય ? એ ગુણો ઓછા-વત્તા પ્રમાણમાં દરેક માણસમાં હોવા જ જોઈએ.

અને જે કોઈ આ દેશમાં જન્મ્યો છે, અહીં રહી જે આજીવિકા મેળવે છે, પતિ અને પિતા થવાનો અથવા થયો છે, એણે દેશના રક્ષણાર્થે તૈયાર રહેવું જ જોઈએ. અહિંસાધર્મને સર્વોપરી માનતો હશે તો શાંતિસેનાની કેળવણી લેશે. જૂની રૂઢિને વશ થઈ યુદ્ધ અનિવાર્ય છે એમ માનતો હશે તો ફોજી તાલીમ લેશે, પણ દેશના રક્ષણની જુમ્મેદારીમાંથી એ કોઈ છટકી નહીં શકે. રક્ષણનું કામ એકલા ક્ષત્રિયોનું ન જ હોય. નિર્ભય થઈને પોતાનું બલિદાન આપવાની અને તેમ કરતાં પહેલાં બધાં કષ્ટો સહન કરવાની તૈયારી માણસ માત્રની હોવી જોઈએ અને નમ્ર થઈ પોતાને ભાગે આવેલું સેવાકાર્ય કરવાની અને પોતાની મર્યાદા ઓળખી મહત્ત્વાકાંક્ષા મર્યાદિત રાખવાની શૂદ્રની વૃત્તિ પણ દરેકમાં હોવી જોઈએ.

પછી ચાતુર્વર્ણ્ય ક્યાં રહ્યું? બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ચારેનો સ્વભાવ અને ચારેની કેળવણી દરેક દેશવાસીમાં ખીલેલી હોવી જોઈએ.

લોકો માને છે કે, ચાર વર્ણ અને ચાર આશ્રમ એ હિંદુ ધર્મનો પાયો છે. એ માન્યતા હવે છોડી દેવી જોઈએ. આ માન્યતાને કારણે હિંદુ ધર્મ ઝાંખો પડયો, એનો પુરુષાર્થ ઓછો થયો, સર્વાંગીણ ઉન્નતિ હણાઈ.

અને એ વર્ણભેદ અને જાતિભેદના કારણે જ ભારતના મુસલમાનો અને ઈસાઈઓ, હિંદુસમાજબાહ્ય એવી કટ્ટર ન્યાતો જ થઈ બેઠા. બાકીની બધી ન્યાતો ગમે તેટલી સંકુચિત હોય, પોતાને વિરાટ સમાજનું ઘટક માને છે, જ્યારે મુસલમાન અને ઈસાઈ સમાજોએ ન્યાતજાતની સંકુચિતતા તો કેળવી જ છે, પણ વિરાટ સમાજની અંદર રહેવાને બદલે એનાથી બહાર અને એના હરીફ હોય નહીં, એવી વૃત્તિ કેળવી અને તેથી એમની દેશભક્તિમાં પણ અમુક જાતની ઊણપ આવી. વિરાટ સમાજના દોષો પણ પોતાના જ છે એમ ન માનતાં, જમાઈ જેમ સાસરા પાસેથી પૂજા અને પ્રતિષ્ઠા માગે છે તેમ વિરાટ સમાજ પાસેથી વિશેષ હક્કો માગતા ફરે છે. ઉદારતા બતાવવાની જવાબદારી બહુમતીની, અમારી નહીં એવી ભૂમિકા ઉપર તેઓ ચાલે છે. દ્વૈતવાદી અને અદ્વૈતવાદી, આવી રીતે એકબીજા સાથે વર્તતા નથી. એ ઉપરથી મુસલમાનોએ, અને ઈસાઈઓએ બોધ લેવો જોઈતો હતો, પણ અંગ્રેજોએ તેમ થવા ન દીધું.

હવે સમજ્યા હશો કે, 'ધાર્મિક જીવન કયે રસ્તે?' એ મારા પ્રશ્નનો અર્થ શો હતો?

સામાજિક જીવનમાં પણ આપણે આદર્શભેદને કારણે ઉચ્ચનીચ ભાવ સેવ્યો અને પરિણામે સમાજના ટુકડા કર્યા. જેઓ પોતાને શ્રેષ્ઠ માને તેઓ પણ બગડયા અને જેમને પોતા માટે જન્મ પરત્વે હલકાપણું સ્વીકારવું પડયું તેઓ પણ બગડયા.

આમાં વધારેમાં વધારે પડતું વેઠવું પડયું છે સ્ત્રીજાતિને. અને એ શાણ નડવાથી જ, આપણો આખો સમાજ અન્યાયસહિષ્ણુ અને પામર બન્યો છે. આપણે અસ્પૃશ્યતા ઊભી કરી અને માનવતાનો દ્રોહ કર્યો. આપણે આદિવાસીઓની

સેવા કરવાની જવાબદારી છોડી દીધી. પરિણામે રાષ્ટ્રજીવનને લકવો થયો. આપણે જ્ઞાન, કૌશલ્ય અને હુન્નરનો પ્રચાર બધા વર્ણોમાં અને બધી ન્યાતોમાં સમાનભાવે ન કર્યો તેથી, આપણો સમાજ પાંગળો બન્યો.

અને આપણો સનાતન સમાજ તો હંમેશાં પ્રગતિની બાબતમાં એકબે ડગલાં પાછળ જ રહ્યો છે. કાળભગવાન જ્યાં સુધી પ્રગતિ કરવાનું સૂચવે છે, તેથી બેચાર ડગલાં પાછળ રહેવામાં જ એ સમાજ પોતાની ધર્મનિષ્ઠા અને સલામતી રહી છે એમ માનતો આવ્યો છે. પરિણામે કાળભગવાન છૂટે હાથે જે પ્રસાદ બધાને આપે છે તે સનાતની લોકોના હાથમાં પહોંચતો નથી. સનાતની સમાજ પ્રગતિ જરૂર કરે છે. સમજીને અથવા લાચારીથી આગળ દોડે છે ખરો, પણ હંમેશાં એક મંજિલ પાછળ રહે છે. મનુ ભગવાનના સમયનો સનાતની આજે ક્યાંય જોવાને ન મળે. આજનો સનાતની સમાજ મનુસ્મૃતિ પ્રમાણે ચાલતો નથી, ચાલવામાં માનતો નથી. એનું કહેવું એટલું જ છે કે, આ દોડમાં ભાગ જરૂર લઈશું પણ અમે હંમેશાં પાંચપચાસ વર્ષ પછાત રહેવાનાં, એમાં જ અમે શાણપણ માનીએ છીએ.

આપણી સમાજવ્યવસ્થા, ન્યાતજાત — બન્ને રોટીબેટીવ્યવહાર ઉપર જ અવલંબેલી છે. એ બંને વ્યવસ્થા કાલગ્રસ્ત થયેલી હોવાથી ગંધાય છે અને અનેક સામાજિક રોગો પેદા કરે છે.

આપણો આહાર નિષ્પાપ હોવો જોઈએ. આપણી સાંસ્કૃતિક લેવલ આપણે સાચવવી જોઈએ. જ્યાં છીએ ત્યાંથી ઉપર ચડવાનો પ્રયત્ન કરીએ, નીચે ઊતરીએ નહીં. પણ આપણને બધા સાથે સમાનભાવે ભળતાં આવડવું જોઈએ.

અને બીજી એક વસ્તુ —

આજે ઘણાં લોકો ન્યાતજાતને છોડતાં નથી, એનું એક વ્યવહારુ કારણ એ છે કે, સંકટપ્રસંગે ન્યાતજાત જેમ આપણને મદદ કરે છે, ઉઘાડા થવા દેતી નથી, ઢાંકી દે છે તેમ રાષ્ટ્રીયતા તેટલી ઉદાર થઈ નથી. રાષ્ટ્રીયતાવાળા અને જાહેરજીવનમાં આગળ પડતો ભાગ લેવાવાળા અને આજે સમાજ સત્તાવાદનો પુરસ્કાર કરવાવાળા નીતિ, કાનૂન અને સમાન હક્કની વાતો કરે છે, પણ માણસાઈ ધારણ કરી સંકટપ્રસંગે મદદ કરવામાં માનતા નથી. તેથી મુશ્કેલીમાં સપડાયેલ માનવીને છેવટે ન્યાતની જ મદદ લેવી પડે છે. જે લોકોએ સ્વરાજ્ય ખાતર અને રાષ્ટ્રીય એકતા ખાતર સ્વાર્થત્યાગ કર્યો, ન્યાતને અને કુટુંબને તરછોડ્યું, રાષ્ટ્રીય સંસ્થામાં જોડાયા, તેઓ જ્યારે જેલમાં ગયા ત્યારે તેમને મદદ પહોંચાડી ન્યાતવાળાઓએ જ. જે લોકો ફાંસીએ ગયા તેમનાં બૈરાંછોકરાંઓને અંતે આશ્રય લેવો પડ્યો કુટુંબ અને ન્યાતનો જ.

અને ન્યાતવાળાઓ એ જોતા નથી કે જાહેર સેવા કરતી વખતે અથવા રાજકાજ ચલાવતી વખતે જો આપણે પોતાની ન્યાત પ્રત્યે જ પક્ષપાત કરીશું તો બીજી ન્યાતોમાં રાષ્ટ્રીયતા આવવાની નથી.

કૉંગ્રેસની સ્થાપના વખતે જે રાષ્ટ્રીયતાનો પ્રચાર થયો હતો તે મોટે ભાગે ઉપરની ન્યાતોમાં જ. તેમણે સામાન્ય ન્યાતોના લોકોનો અનાદર કર્યો. પરિણામે દક્ષિણમાં બ્રાહ્મણેતર પક્ષ જાગ્યો, જેણે લાંબા વખત સુધી કૉંગ્રેસી રાષ્ટ્રીયતા સ્વીકારવાનો ઈન્કાર કર્યો હતો.

એ જ પ્રમાણે હિંદુઓએ મુસલમાન, ઈસાઈ વગેરે લોકો સાથે ભળવામાં સંકોચ કર્યો તેથી, અને બીજાં અનેક કારણસર મુસલમાનો અને ઈસાઈઓ રાષ્ટ્રીયતાનો સ્વીકાર કરતાં અટકયા. (મુખ્ય કારણ એ હતું, કે તેઓ રાજ્યકર્તાના ધર્મના, એટલે એમને જે અન્યાયમૂલક લાભો મળતા તે છોડીને રાષ્ટ્રીયતામાં આવવું એમને પસંદ ન હતું.) આજે હિંદુઓ ઈસાઈ અને મુસલમાન લોકોની ઉપેક્ષા કરે છે એ જાતની તકરાર એમની સામે છે. તેથી જે લોકો રાષ્ટ્રીયતા ખાતર હિંદુઓના ભોગે પણ મુસલમાનો અને ઈસાઈઓ પ્રત્યે પ્રક્ષપાત કરે છે અને એમને આગળ આણે છે તેટલા જ સાચા રાષ્ટ્રવાદી છે એમ મનાય છે.

આવાં બધાં કારણોને લીધે આપણું રાષ્ટ્રીય ભાવનાત્મક ઐકય સધાતું નથી, મજબૂત થતું નથી.

દેશમાં રાષ્ટ્રીયતા જગાવી, ભાવનાત્મક ઐકય વધારેમાં વધારે સાધ્યું ગાંધીજીએ. એમની એ દીર્ઘદૃષ્ટિ, ઉદારતા અને કુનેહ ધારણ કરીને જો આપણે આપણા ધાર્મિક જીવનમાં તેમ જ સામાજિક જીવનમાં ક્રાંતિ કરીશું તો આખો દેશ સમર્થ, પરાક્રમી અને તેજસ્વી થશે, અને દુનિયાની ઉત્તમ સેવા કરી શકાશે.

## ૮. સંગઠન-વિવેક

"અહીં કેટલાક દિવસથી કોમી મંડળ બનાવવાની અનિષ્ટ પ્રથા વિદ્યાર્થીઓમાં ચાલી રહી છે. સામાન્ય રીતે આવાં મંડળો ધાર્મિક દૃષ્ટિથી કામ નથી કરતાં. તેઓ તો કેવળ પોતાની જાતિના વિદ્યાર્થીઓને અધિક સગવડો અપાવવાના અને પોતાના સહધર્મી ભાઈઓને સુખી કરવાના પ્રયત્નમાં રચ્યાં રહે છે. કોમને કેટલી સગવડો હોય તો તે સુખી ગણાય એની કોઈ હદ નક્કી થઈ નથી. ઉપરથી જોતાં તો તેની આખી કાર્યપદ્ધતિ રાષ્ટ્રની પ્રગતિને પ્રતિકૂળ માલૂમ નથી પડતી. પરંતુ જ્યારે કોમી ઝેર સમાજમાં આટલું બધું ફેલાઈ ગયું છે તેવી સ્થિતિમાં આપ શું નથી માનતા કે આવા પ્રકારની કોમી સંસ્થાઓ ખાસ કરીને વિદ્યાર્થીઓમાં તો મુદ્દલ ન હોવી જોઈએ ? કારણ કે એવી સંસ્થાઓમાં કામ કરનાર વિદ્યાર્થી બીજી કોમોના સંસર્ગમાં બહુ ઓછા આવશે એ નિ:શંક વાત છે. એ પણ ચોખ્ખું છે કે કોમીવાદની દવા તો પરસ્પર સંસર્ગ વધારવો એ જ છે. આ લખતાં મને આપના 'જીવનવિકાસ'માંથી એક વાકય યાદ આવે છે. એને અહીં જો ટાંકી બતાવું તો મારું દૃષ્ટિબિંદુ અધિક સ્પષ્ટ થઈ જશે.

'મારો નમ્ર અભિપ્રાય છે કે કોમી છાત્રાલયો સરવાળે લાભદાયક નથી. આજના જમાનામાં, ભિન્ન ભિન્ન સમાજના છોકરાઓ સાથે રહે, સાથે ભણે તો જ તેમનાં બુદ્ધિ અને હૃદયનો યોગ્ય વિકાસ થઈ શકે.' (પા. ૫૦૫)

"આ તો છાત્રાલય સંબંધી થયું, પરંતુ શું મંડળોની બાબતમાં પણ આપનું આ કથન એટલું સત્ય નથી? એ મંડળોના સંચાલકોની પાસે એક મોટું બહાનું હોય છે? આપણે નાના ક્ષેત્રથી જ આરંભ કેમ ન કરીએ? એકદમ વિશાળ ક્ષેત્રમાં પડવાથી કોઈ કામ નથી થતું. આ અને એવી દલીલોમાં કેટલું તથ્ય છે? નાનું ક્ષેત્ર શોધવું છે તો જિલ્લા જિલ્લાનાં અલગ મંડળ કેમ નથી બનાવતા? એવાં ક્ષેત્રનિષ્ઠ મંડળ કોમી એકતા માટે કોમી મંડળો કરતાં શું વધારે લાભદાયી નહીં બને?"

આ પત્રને મારી પાસે આવ્યે બે મહિના થઈ ગયા. વિસ્મરણને કારણે એનો જવાબ આપવો રહી ગયો. આજ એકાએક એ એવા મોકા પર હાથ આવ્યો કે જે વખતે હું પોતે આ વિષય ઉપર ખૂબ જોરથી વિચારી રહ્યો છું. એક તો 'જાતપાંત તોડક મંડળ' તરફથી એક અંગ્રેજી પરિપત્ર આવ્યો છે, જેમાં એવી સૂચના છે કે 'આગામી વસ્તીગણતરીમાં આપણે જાહેર કરવું જોઈએ કે અમે કોઈ પણ જાતના નથી.' અને બીજી બાજુ આ સમયે ગોવાના 'સારસ્વત બ્રાહ્મણ સમાજ'ના વાર્ષિક અધિવેશનના સભાપતિ બનવા જઈ રહ્યો છું. સાવંતવાડી અને ગોવા મારા વડીલોનું સ્થાન છે. અમે સારસ્વત લોકો ગોવાને અમારું ખાસ પોતાનું સ્થાન માનીએ છીએ. એ સમાજના વાર્ષિક અધિવેશનમાં જવાનો વાયદો મેં સને ૧૯૨૨માં કર્યો હતો. ત્યાં જવાને બદલે ત્યારે હું જેલમાં ચાલ્યો ગયો. એ વાયદામાંથી મુક્ત થવાને માટે આજ સત્તર વર્ષ પછી ત્યાં જઈ રહ્યો છું.

'જાતપાંત તોડક મંડળ'ને શો જવાબ આપું? પોતાના જાતિભાઈઓને શો સંદેશો સંભળાવું? ઉપરનો પ્રશ્ન પૂછનારને શો જવાબ આપું?

વર્ણ અને જાતિની બાબતમાં જે વિચાર મેં નક્કી કર્યો છે, જે સિદ્ધાન્તો ઉપર હું આવી પહોંચ્યો છું એનો કાંઈક નિર્દેશ મારા પુસ્તક 'જીવનસંસ્કૃતિ'માં કર્યો છે.

હું જાતિમાં માનતો નથી. એટલું જ નહીં પણ હું જાતિને વર્ણની વિરોધી માનું છું. સનાતની લોકો ઘણી વાર કહે છે કે જાતિઓ વર્ણના સિદ્ધાન્ત ઉપર રચેલ સમાજસંગઠનનો ઉપવિભાગ છે. વર્ણ જો વિરાટ સમાજની શાખા છે, તો જાતિઓને એની પ્રશાખાઓ કહી શકાય. મારી દૃષ્ટિએ આ ખ્યાલ ખોટો છે. વર્ણ સમાજનો કર્તવ્યાત્મક (ફંકશનલ) વિભાગ છે. ત્યારે જાતિઓ ગોત્ર અથવા કુળસંબંધી (ક્લૅનીશ) છે. વર્ણ સદ્ધર્મ-મૂલક છે ત્યારે જાતિ કેવળ વંશમૂલક, બહુ તો વર્ગમૂલક છે. બધી જાતિઓ એક તત્ત્વથી બની નથી, જાતિમીમાંસા કોઈ ઘાડા વન કરતાં પણ વધારે જટિલ છે.

જાતિસંસ્થા પ્રાકૃતિક છે. એટલા માટે એને પાપમૂલક ન કહેવાય. પણ એ

સંસ્થા હાલના જમાનામાં અસ્ત થઈ ગઈ છે. એની નિંદા કર્યા વિના એને દફનાવવી જોઈએ. જાતિ પ્રાકૃતિક હોવાથી એમાં કેટલીક શક્તિ હતી, અને હજીયે છે. પણ આજે તે સંસ્કૃતિ તથા પ્રગતિને પોષક નથી. રાષ્ટ્રીયતાની તો એ ઘાતક છે. એટલા માટે પણ એને તોડવી જોઈએ.

સમાજશાસ્ત્રનો એક વ્યાવહારિક સિદ્ધાંત આપણે હમેશાં ધ્યાનમાં રાખવો જોઈએ. સમાજ સામેના સંગઠનની હંમેશાં એક સ્વાભાવિક મર્યાદા હોય છે. એને યુગધર્મ સમજવો જોઈએ. યુગધર્મના બતાવેલા સંગઠનથી જો નાનું અથવા સંકુચિત સંગઠન કરવામાં આવે, તો તે સમાજદ્રોહી સિદ્ધ થઈ જાય છે. અને જો યુગધર્મની મર્યાદા લંબાવીને અધિક વ્યાપક સંગઠન કરવાની કોશિશ કરવામાં આવે તો તે વ્યર્થ જાય છે. પરશુરામના દિવસોમાં બ્રાહ્મણ-સંગઠન અને ક્ષત્રિય-સંગઠન કદાચ યોગ્ય હતાં. આજ તો કોઈ એવું સંગઠન કરવા જાય તો એથી કંઈ લાભ ન થાય. ઊલટું એમ કરવામાં વિરાટ હિંદુસમાજનો દ્રોહ થઈ જશે. શિવાજી અથવા પૃથ્વીરાજના સમયમાં કોઈએ બ્રાહ્મણ-સંગઠનની વાત નથી કરી. પરંતુ અર્ધા લોકો હિન્દુ-સંગઠનની જ પાછળ પડયા. એ દિવસોમાં હિંદુ-સંગઠનમાં એક મોટી ખામી રહી અને તે અસ્પૃશ્યતાનિવારણની. હરિજનોને અસ્પૃશ્ય સમજીને સમાજબાહ્ય કરવામાં આપણે જે દ્રોહ કર્યો, એની પૂરતી સજા આપણે ભોગવવી પડી, અને આજે પણ ભોગવી રહ્યા છીએ. જે સમાજ પોતાના કમજોર અંગની ઉપેક્ષા કરે છે, તે શાપિત થઈ જાય છે – એની જીવનસિદ્ધિ નષ્ટ થઈ જાય છે.

આજે જો આપણે રાષ્ટ્ર-સંગઠનને છોડીને કેવળ હિંદુ-સંગઠન કરવા જઈશું અને હિંદુ-સંગઠનમાં પણ હરિજનોને ભૂલી જઈશું, તો યુગદ્રોહ થશે. આજે તો બધી જાતિઓ, બધા ધર્મો, બધા પ્રાન્તો અને બધા વર્ગોનું એક ભારતવ્યાપી અને વિરાટ સંગઠન આવશ્યક છે એવું આજનો યુગધર્મ પોકારી પોકારીને કહી રહ્યો છે. એથી નાનું સંગઠન રાષ્ટ્રદ્રોહી હશે – યુગધર્મ તેને ઉથલાવી પાડશે.

જાતિઓ તો આખરે એક વિરાટ સમાજનાં નાનાં નાનાં અંગો છે. જાતિ ક્યાંક ક્યાંક વંશમૂલક છે, ક્યાંક ક્યાંક આજીવિકાના ધંધા ઉપર આધાર રાખે છે, એની સાથે ક્યાંક ક્યાંક એમને પ્રાદેશિક તત્ત્વ પણ મળ્યું છે. ધાર્મિક મતભેદના તત્ત્વે ક્યાંક ક્યાંક જાતિભેદો પેદા કર્યા છે. એ જાતિઓનો નાશ કરવો એ આજનો યુગધર્મ છે. એના સંગઠનની વાત થઈ શકે જ નહીં.

હવે રહી પ્રશ્નકારે સૂચવેલી ક્ષેત્રસંગઠનની વાત. ક્ષેત્રસંગઠન, ગ્રામસંગઠન, પ્રાદેશિકસંગઠન આજકાલ બહુ લોકપ્રિય થતાં જાય છે. પુરાણા સંગઠનનો દોષ અનુભવસિદ્ધ છે. એથી એના તરફ અરુચિ પેદા કરવી સરળ છે. નવા સૂઝેલા સંગઠનમાં એક દોષ હોય છે, તે એ કે એનો અનુભવ ક્યાંયે કોઈએ કર્યો હોતો નથી. એથી નવી વાતનો પુરસ્કાર સુધારક ભારે જોશથી કરી શકે છે. અને પુરાણી વાતોથી કંટાળેલો સમાજ નવી વાતોને તેમની નવીનતાને કારણે પણ અજમાવવા માટે તૈયાર થાય છે.

કોઈ પણ સંગઠનની મૂળભૂત પ્રેરણા જ્યારે મલિન થાય છે ત્યારે, ભલે તે ગમે તે જાતનું સંગઠન હોય, એમાં ભયાનક દોષ આવી જ જાય છે. સંકુચિત સ્વાર્થ, પરસ્પર અવિશ્વાસ, ઈર્ષા, દ્વેષ આદિ સામાજિક દુર્ગુણ જ્યારે સમાજમાં ફેલાતા જાય છે, ત્યારે કોઈ પણ પ્રકારનું સંગઠન શુભપરિણામી નથી બની શકતું. ક્ષેત્રસંગઠન હોય કે ભાષાસંગઠન, પણ જ્યારે લોકોનું ચારિત્ર્ય હીણ થઈ જાય છે, ત્યારે આ બધાંમાંથી ગંદકી પેદા થાય છે. આજે ભારતવર્ષમાં આપણે નથી દેખતા કે કોમીવાદના ઝઘડાઓ કરતાં પ્રાન્તીયતા અને ભાષાના ઝઘડા કોઈ રીતે ઓછા બેહૂદા નથી? જ્યાં ભેદ જોયો ત્યાં આ સાંકડા દિલના લોકોને વિરોધની દુર્ગંધ આવતી લાગે છે. જ્યાં જરા અલગ રિવાજ દેખાયો ત્યાં તેઓ કહેવા લાગે છે કે, આ તો મોટો સંસ્કૃતિભેદ છે. અને ફરીથી સ્વત્વરક્ષાની વાત વાયુ-મંડળમાં ગુંજવા લાગે છે. એ બધી વાતો કઈ સ્થિતિનું લક્ષણ છે? એ વાતો બતાવે છે કે આપણા લોકોમાં પ્રાગૈતિહાસિક જંગલીપણાનો અંશ આજે પણ મોજૂદ છે, અને ધર્મને નામે આપણે એને આજ સુધી સાચવી રાખ્યો છે.

ટૂંકી દૃષ્ટિવાળો અને ઉતાવળિયો સુધારક આ રાષ્ટ્રીય દોષનું મૂળ શોધીને એને ઉખેડવાને બદલે ભેદનાં તત્ત્વોનો નાશ કરવા ચાહે છે. તેઓ એ નથી જોતા કે ભેદનાં બધાં તત્ત્વ નષ્ટ કરવા લાયક નથી હોતાં. અર્થશૂન્ય, કાલગ્રસ્ત અથવા કવખતના ભેદોનો તો તરત નાશ કરવો જ જોઈએ, પણ ભેદમાત્રનો નાશ નથી શક્ય કે નથી ઈષ્ટ. ભેદથી તો વ્યક્તિગત તેમ જ સામાજિક જીવન સમૃદ્ધ પણ થઈ શકે છે. ભેદ હોવા છતાં પણ અભેદને પરિપુષ્ટ કરવો, હૃદયસંગઠન કરવું, એ તો જીવનકલા છે.

હવે સવાલ એ થાય છે કે જે કોમી સંગઠન મોજૂદ છે એનું શું કરવું જોઈએ? એને માટે બે રસ્તા છે. જે લોકોનો કોમ અને કોમી સંગઠન ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો છે તેમણે તરત બંનેમાંથી પોતાનું રાજીનામું આપી દેવું જોઈએ. અને એની તરફ કેવળ અસહયોગની નીતિ રાખવી જોઈએ. પ્રતિષ્ઠિત, સંસ્કારી, ચારિત્ર્યશીલ અને સેવાપરાયણ લોકો જ્યારે કોઈ પણ સંગઠનને છોડી દે છે ત્યારે તે સંગઠન એની મેળે અપ્રતિષ્ઠિત થઈને તૂટી જાય છે અથવા તો ગળી જાય છે. કોમી સંગઠનનું પણ એમ જ થશે. પરંતુ એવાં સંગઠનમાં વિશ્વાસ રાખવાવાળા પ્રતિષ્ઠિત લોકો પણ છે, અને એની સંખ્યા પણ ઓછી પ્રતિષ્ઠિત નથી. એથી કોમ ઉપરથી જેનો વિશ્વાસ ઊઠી ગયો છે તેઓ પોતાના જીવનમાં તો કોમી તત્ત્વનું પાલન ક્યાંયે ન કરે અને એમ કરવા છતાં પણ કોમને માનનાર પ્રતિષ્ઠિત લોકોની સાથે સંગઠનસુધારનાં કામોમાં મદદ આપે.

મેં ઉપર કહી દીધું છે કે કોમી તત્ત્વ મૂળથી દોષપૂર્ણ નથી, કોમી સંગઠન સ્વભાવતઃ પાપમૂલક નથી, પરંતુ તે કાળગ્રસ્ત છે અને એમાં અનેક દોષો ઘૂસી ગયા છે. એનો એક મુખ્ય દોષ તો એ છે કે કોમનિષ્ઠ લોકો કોમની બહારના સમાજ તરફ પોતાનું જે સ્વાભાવિક કર્તવ્ય છે એને ભૂલી જાય છે.

જો કોમી સંગઠનમાં ઘૂસીને એને આ કર્તવ્યનો બોધ કરવામાં આવે અને એવા કર્તવ્યનું પાલન પૂર્ણ રૂપે કરવા પ્રેરણા આપવામાં આવે તો તે ઇષ્ટ જ છે.

કહેવામાં આવે છે કે કોઈ વાછરડાને પૂરતી લાંબી દોરીથી એક ઝાડ સાથે બાંધીને ચરવાના સ્થાને છોડવામાં આવેલો. એણે પોતાની દોરી ઝાડની આજુબાજુ ચરતાં એને લપેટીને ઓછી કરી, અને તે એટલે સુધી કે એના ગળામાં ફાંસો આવવા માંડચો. હવે આ વાછરડાની મુક્તિ બે રીતે થઈ શકે. કાં તો દોરી કાપવામાં આવે, કે કાં તો વાછરડાને પહેલાંથી ઊલટું ચક્કર લગાવવાની પ્રેરણા આપવામાં આવે, જેથી દોરડું ઢીલું થાય અને તેને ચરવા તથા ફરવાની સગવડ મળે.

જ્યાં સ્વાર્થ વધે અને કૃતાર્થનું ગળું દબાવા લાગે ત્યાં સ્વાર્થની દિશા છોડીને પરાર્થ, પરમાર્થ અને બલિદાનનું તત્ત્વ વધારવું જોઈએ. અને એ રીતે કોમી તત્ત્વનો ઉદ્ધાર કરી એનું વ્યાપક સંગઠન અને વ્યાપક સેવામાં વિસર્જન કરવું જોઈએ.

નાનાં નાનાં સંગઠન કાર્યશકિતની મર્યાદાને લઈને કરવામાં આવે છે, સ્વ-પર-ભાવ વધારવા માટે નહીં.

પ્રશ્નકારે ક્ષેત્રસંગઠનની વાત આપણી સામે મૂકી છે. કેટલાક સામ્યવાદી લોકો ક્ષેત્રસંગઠનનો ઘોર વિરોધ કરે છે. તેઓ કહે છે કે, 'એક પ્રદેશમાં યા ક્ષેત્રમાં રહેવું એ કાંઈ એકતાનું અને સંગઠનનું તત્ત્વ નથી. એક ગામમાં રહેવાથી બધી જાતના લોકોમાં એકતા પેદા નથી થતી. જેના હિતસંબંધ પરસ્પરવિરોધી છે તેઓ એક જ પ્રદેશમાં રહે છે. એથી શું તેઓ એક થઈ શકે છે? પ્રાદેશિક સંગઠન અર્થશૂન્ય છે, એથી વર્ગસંગઠન તરફ ધ્યાન આપવું જોઈએ.' કૉમ્યુનાલિસ્ટ (કોમીવાદી) અને કૉમ્યુનિસ્ટ(સામ્યવાદી)માં એટલું તો સામ્ય છે જ.

અસલ વાત એ છે કે આપણે વંશ, વર્ણ અને વર્ગ આ ત્રણ સામાજિક પ્રશ્નોનો સ્વભાવ સમજી લેવો જોઈએ. કઈ વાતોમાં ભાષાસંગઠન ઠીક છે? કઈમાં ક્ષેત્રસંગઠન લાભદાયી છે? વર્ણસંગઠન કયા સ્વરૂપનું હોવું જોઈએ? વર્ગસંગઠનનો હેતુ શો હોઈ શકે? વંશસંગઠન શા માટે ન કરવું જોઈએ? વગેરે બધી વાતો સારી રીતે સમજી લેવી જોઈએ. એ વાતોનું સ્વરૂપ સમજવાથી જ આગળનો રસ્તો સાફ થઈ જશે.

જે સંસ્થા માટે હું ગોવા જઈ રહ્યો છું એનું નામ જ માત્ર કોમી છે. એના સભ્યોમાં અને દાતાઓમાં ભિન્ન જાતિના લોકો પણ છે. આખા સમાજની જ તેઓ સેવા કરે છે. શિક્ષાપ્રચાર અને સાહિત્યસેવાના એના કામમાં એણે કોઈ પણ જાતની સંકુચિતતા નથી રાખી. વાછરડાએ પોતાના ગળાનો ફાંસો ઢીલો કર્યો છે અને તે પોતાને હરવાફરવાનું સ્થાન વિશાળ કરે છે.

જ્યારે મિલના મજૂર લોકો પોતાની મજૂરી વધારવા માટે નહીં પરંતુ ગ્રાહકોને માટે માલ સસ્તો કરાવવા સંગઠન કરે અને હડતાળ પાડે છે, ત્યારે આવાં સંગઠનનું સ્વરૂપ જ બદલાઈ જાય છે.

માર્ચ ૧૯૩૯

# ૯. આપણી સમાજસેવાનું જૂનું સ્વરૂપ

[એક પત્રમાંથી]

આપણે ત્યાં સંસ્કૃતનું અધ્યયન સંસ્કૃતિની દૃષ્ટિએ જ થવું જોઈએ. એટલે આખો અભ્યાસક્રમ એ દૃષ્ટિએ નક્કી કરવો પડશે. નવાં પાઠયપુસ્તકો જ રચવાં પડે તો નવાઈ નથી.

*

રામાયણ કરતાં મહાભારત અઘરું છે એ તો તમે જોશો — ભાષાની દૃષ્ટિએ તેમ જ વિચારની દૃષ્ટિએ પણ.

છોકરાઓ જ્યારે સંસ્કૃત શ્લોકો વાંચે ત્યારે એનો જ સારાંશ શ્લોકના જ શબ્દોમાં, પણ ગદ્યરૂપમાં તૈયાર કરવાનો મહાવરો રાખે તો લાભદાયક થાય એમ હું માનું છું. અખતરો કરી જોશો. સંક્ષિપ્ત અન્વયો જ સમજોને. ખંડાન્વય અને દંડાન્વયનું વચલું રૂપ પણ કહી શકાય. માત્ર એમાં સંધિનિયમોનું પાલન થવું જોઈએ.

*

હવે તમારો ચર્ચાનો વિષય.

નીરોગી સમાજમાં વૈદને સ્થાન નથી એમ કહેવું જેટલું બરાબર છે તેટલું જ સમાજસેવાનો આદર્શ હિંદુ ધર્મમાં હતો નહીં એમ કહેવું છે, એમ એક રીતે કહી શકાય. હિંદુ સમાજવ્યવસ્થા સંપૂર્ણ ન હતી એ તો કબૂલ કર્યે જ છૂટકો. પણ તમે સમાજસેવાનાં મુખ્ય મુખ્ય અંગો — Items — કયાં તેની એક યાદી પ્રથમ તૈયાર કરજો. અને પછી તે તે અંગની આપણે ત્યાં શી વ્યવસ્થા કરી હતી તે તપાસજો. આ લખતી વખતે સહેજે ધ્યાનમાં આવે તેવી થોડી વાતો અહીં उद्देशतः રજૂ કરું છું.

કેળવણી એ સમાજસેવાનું પ્રથમ અંગ. તે આપણે ત્યાં ન્યાત પરત્વે જુદું હતું; સર્વ વર્ણને સમાન એવું શિક્ષણ મળતું ન હતું એમ નથી. પ્લેટો કહે છે કે પ્રજાજનને કાયદાનું જ્ઞાન અતિ આવશ્યક છે. આજની ભાષામાં કહીએ તો દરેક પ્રજાજનને Sociologyનું પ્રાથમિક જ્ઞાન હોવું જ જોઈએ. "આપણે ત્યાં વર્ણધર્મની ચર્ચામાં અને પુરાણ-શ્રવણમાં એ જ્ઞાન બરાબર મળતું; સમાજશિક્ષણની Popular National School તે ગામનું મંદિર. ત્યાં સંગીત, ચિત્રકામ, સ્થાપત્ય, પૂજાવિધિ, ઉત્સવ, સભાનો વિવેક, સામાજિક Hierarchy — બધાનું શિક્ષણ મળતું.

સમાજસેવાનું બીજું મહત્ત્વનું અંગ તે રુગ્ણશુશ્રૂષા, અને અપંગ અસહાયોનું પાલન. તે આપણે ત્યાં ન હતું એમ કોઈ કહી શકે? જબરદસ્ત ફંડ ઊભાં કરી ઈસ્પિતાલો આપણે ખોલતા ન હતા, પણ દરેક વૈદની ફરજ બહુ આકરી રાખેલી. ભાણું છોડીને પણ વૈદ રોગીને જોવા દોડે, નહીં તો ધર્મભ્રષ્ટ ગણાય. અને તેની દવાઓ તો પૈસાદાર લોકોને ખરચે જ તૈયાર થયેલી, ગરીબ લોકોને મફત મળતી. પક્ષપાત આજે પણ થાય છે. લોકમતની અસર જૂના વખતમાં વધારે રહેતી. બ્રાહ્મણ વર્ગની ઉચ્ચ કેળવણી માટે કાંચી (કાંજીવરમ્), મદુરા, વાઈ, પૈઠણ, અને કાશી હજીયે છે. ત્યાંનાં અન્નછત્રો અને સદાવ્રતો એ આપણાં Educational Endowments. એનું administration હંમેશાં શિથિલ જ રહેતું એમ માનવાને કારણ નથી. અને એ Voluntary Taxation સંસ્કૃતિની ઉચ્ચતા સૂચવે છે.

સમાજસેવાનું ત્રીજું મહત્ત્વનું અંગ તે Co-operation છે. અવિભક્ત કુટુંબપદ્ધતિ, ગંગાજળી થાપણ રાખવાનો રિવાજ, જ્ઞાતિવ્યવસ્થા, મહાજન-વ્યવસ્થા અને લગ્ન વગેરે ખરચના પ્રસંગે સગાંસ્નેહીઓએ ફરજિયાત Contribution આપવાની પદ્ધતિ – જે હજી ચાલે છે – એ બધું આપણું આપણી ઢબનું Co-operation. કોઈને વાવવા માટે અનાજ કે બીજ આપીએ તો એનું વ્યાજ લેવાય નહીં એ પણ Social Co-operationનું જ એક તત્ત્વ છે.

લગ્ન કે મરણ વખતે તેમ જ કુટુંબની ફારગત વહેંચણી વખતે ન્યાતવાળા કે સગાંસંબંધી ભેગાં થાય એ પણ Co-operative Justiceની વ્યવસ્થા કેવી સુંદર! Corporate Justiceની કલ્પના આજના લોકોને હજી સૂઝી નથી. Trial by Peers આની સાથે સરખાવી શકાય. તીર્થયાત્રા એ Travelling Fellowship અને Tours of Culture ગણાય. Comparative Studyની આના કરતાં વધારે સારી કઈ યોજના તમે સૂચવી શકો?

સમાજસેવાનું એક મહત્ત્વનું અંગ તે Public Works. એને વિશે રાજાની જવાબદારી ખરી, પણ 'ઇષ્ટાપૂર્તમાં' યે Works of Public Utility છે. રસ્તાઓ, ધર્મશાળાઓ, નહેરો અને તળાવો તેમ જ Load-rest (ઓતરંગો) એ બધાં પૂર્ત ગણાય. તીર્થક્ષેત્રો, જ્યાં સુધી Centres of Culture હતાં ત્યાં સુધી ત્યાં કરેલું ખર્ચ લેખે લાગતું. શાસ્ત્રાર્થ એ પ્રજાની બુદ્ધિ અને સામાજિક કાયદાઓ તેમ જ ધાર્મિક માન્યતાઓ કસવાનું સાધન હતું, ગુરુકુળો અને આશ્રમો વિશે અહીં લખવાની જરૂર નથી. ગૌરક્ષા, વૃષોત્સર્ગ, વૃક્ષારોપણ, હવાશુદ્ધિ કરનાર તુલસી આદિ છોડ વાવવાનો આગ્રહ કે પુરસ્કાર, એ પણ સમાજસેવા જ ગણાય.

આપણી વિશેષ ખૂબી એ હતી કે, Public Utility ઉત્પન્ન કરનારને પુણ્ય મળે છે. જ્યારે જરૂર વગર એનો લાભ લેનારનો સત્ત્વક્ષય થાય છે, એવી માન્યતા હતી. એટલે Social Dependence ઉપર અંકુશ હતો. આખું જીવન જ્યાં સમાજ-સેવામય હોય ત્યાં સમાજસેવાનો નોખો પ્રચાર ક્યાંથી જ હોય?

આજે Social Service, Baby Weeks, Free Maternity Hospitals, Welfare Works, વગેરે વસ્તુઓ એટલું જ સૂચવે છે કે સમાજની ઘડ બગડી છે. Industrial Civilizationની સાથે Individualismની Anarchy આવી એને લીધે સમાજસેવાએ યુરોપમાં આવું સંસ્થાનું સ્વરૂપ પકડ્યું, એ Failure of Society સૂચવે છે. ઉપનિષદનો અશ્વપતિ જેમ યોગ્ય અભિમાનથી કહે છે:

न मे स्तेनो जनपदे न कदर्यो न मद्यपः ।
नानाहिताग्निर्नाविद्वान् न स्वैरी स्वैरीणि कुतः ।।

(છાંદોગ્ય ૫, ૧૧, ૫.)

તેમ આપણા સમાજધુરીણો પણ અભિમાનથી કહી શકત કે અમારે ત્યાં સમાજ-સેવાની યોજના કોઈને સૂચવવી નથી પડતી, અમારે ત્યાં એની જરૂર જ નથી.

જૂનાં પાંચવાર્ષિક સત્રો અને કુંભ જેવા મેળાઓ એ આપણી મોટી મોટી પરિષદો. એમાં ધર્મસંસ્કરણ થાય. સંન્યાસીઓ તો ધર્મપ્રચારકોનો એક મોટો સંઘ જ ને! એ લોકો પાછળથી આળસુ થઈ ગયા અને ગૂઢવાદમાં ફસાયા એ વાત જુદી. અશ્વમેધ, દિગ્વિજય વગેરે સંસ્થાઓ પણ એક રીતે Cultural Mission જેવી જ હતી એમ માનવાને કારણ મળે છે.

એ ગમે તેવું હોય, જૂની વ્યવસ્થા આદર્શ હતી એમ નથી કહેતો, આજની ઉત્તમ છે એમ તો તમે પણ નહીં કહો. તત્ત્વત: જૂની જ વધારે યોગ્ય સંસ્કૃતિ હતી. આજની તો મલમપટ્ટી જેવી છે. ભક્તસંતોએ લોકોને હૃદયવિકાસ સૂચવ્યો, પ્રભુપ્રીત્યર્થે લોકસેવા સૂચવી. એનો સ્વીકાર સમાજે નથી કર્યો એમ બીજો કોઈ કહેત તો એને હું blasphemy ગણિત. આજે સમાજમાંથી એ વસ્તુ ખરી પડી હોય તેથી શું? સમાજ જીવંત હોય ત્યાં સુધી સદ્ગુણો ટકે છે. જ્ઞાનદેવ તુકારામની પાલખીયાત્રા વગેરેની વ્યવસ્થા શું સૂચવે છે?

બૌદ્ધ સમયનો ઇતિહાસ મેં જાણીજોઈને છેડ્યો નથી. એ તો સમાજસેવામય જ છે. એનો જોટો દુનિયામાં ન મળે. આપણે સમાજને જાણતા, રાજ્યને જાણતા. આજના અર્થમાં રાષ્ટ્રને જાણતા ન હોઈએ. રવીન્દ્રનાથ ઠાકુરનું 'Greater India' આપણે ત્યાં છે, એ તમે જરૂર વાંચજો — ખાસ કરીને પહેલો નિબંધ.

હું ધારું છું કે વિચાર કરવા જેટલી સૂચનાઓ મેં આપી છે. આર્યવિદ્યા-મંદિરવાળા એમાંથી ઘણું ઉપજાવી શકે. પાશ્ચાત્ય Classification જુદું, Thoughts units જુદા. તેથી તેમનાં Institutions પણ જુદાં. આપણા સમાજને એમની કસોટીએ ચડાવતાં પહેલાં દરેક વસ્તુનું Re–valuation અથવા Trans–valuation કરવાની બહુ જ જરૂર છે. પાશ્ચાત્ય સમાજસેવાની કલ્પનાથી જે ફળ મળે છે તે ફળથી આપણો સમાજ વંચિત હોય તો કહી શકાય કે આપણે ત્યાં એ વસ્તુ ન હતી.

તુલના કરવી હોય તો સમાન ઐતિહાસિક કાળની તુલના થવી જોઈએ. અને તારતમ્ય નક્કી કરવું હોય તો Efficiencyની દૃષ્ટિએ પણ કરી શકાય,

અને Inherent Superiority of Conception અને Scientific Aptitude-ની દૃષ્ટિએ પણ કરી શકાય.

તુલનાત્મક નોંધ લખવી હતી એટલા માટે આમાં ઈરાદાપૂર્વક અંગ્રેજી શબ્દો વાપર્યા છે, જેથી કલ્પના ઝટ હાથ આવે.

*

વાનપ્રસ્થ આશ્રમનો મૂળ ઉદ્દેશ સમાજસેવાનો હોય એમ લાગતું નથી. જે સામાજિક વ્યાપારમાંથી ખસી ગયા છે તે સમાજ ઉપર પોતાનો ભાર ઓછામાં ઓછો નાખે; પોતાની નિરાશા, નિરુત્સાહ કે વૈરાગ્યવૃત્તિથી કૌટુંબિક વાતાવરણને નડે નહીં; અને ગૃહસ્થાશ્રમમાં આવેલું સુંવાળાપણું ખંખેરી ખડતલ થઈ જાય : તે ઉદ્દેશથી વાનપ્રસ્થાશ્રમ યોજાયો છે, એમ મારું માનવું છે. વ્યાવહારિક કર્મનો અંત આણી પરિપક્વ અનુભવને ચિંતનની ભઠ્ઠીમાં નાખવાના ઈરાદાથી વાનપ્રસ્થાશ્રમની નવરાશ ગોઠવેલી છે; અને હિંમત આવે એટલે માણસ સંન્યાસ લઈ લે.

*

જનકનો દાખલો કર્મપ્રવણતા માટે નથી. એવા દાખલા તો ડગલે ને પગલે મળત. પણ અત્યંત અનાસક્ત કર્મ કરી બતાવનારનો દાખલો જ जनकादयः માં છે.

*

સરવાળે એમ કહું કે તત્ત્વતઃ આપણે ત્યાં સમાજસેવા હતી. અને રૂપતઃ તે (આજના) હિંદુ ધર્મમાં નથી એમ જરૂર તમે કહી શકો. પણ હું કહીશ કે તેથી જ હિંદુ ધર્મ શ્રેષ્ઠ છે. આપણાં પુરાણો એ Universal Text Books of religion, culture, folk–tales and what not છે, એમ હું હંમેશાં કહેતો આવ્યો છું. દરેક પુરાણ એ Different School of Culture અથવા Out–look represent કરે છે. માટે એકાદ તો પુરાણ મૂળ કે મૂળ અને ભાષાંતર જરૂર વાંચી જાઓ.

બોરડી, તા. ૧૪–૭–’૨૭

## ૧૦. નવસર્જન, લોકોની દૃષ્ટિએ

હું હંમેશાં કહેતો આવ્યો છું કે આપણે હવે ઘણોખરો જૂનો ઇતિહાસ ભૂલી જઈ, નવા જમાના માટે બિલકુલ નવેસર, નવી ઢબે વિચાર કરવો જોઈએ. અને ભવિષ્ય માટેની આપણી યોજનાઓ પણ, સ્વદેશી કે વિદેશી, જૂની સંસ્કૃતિને આધારે આપણે ઘડવી ન જોઈએ. આપણો જમાનો હવે જાગતિક દૃષ્ટિએ નવસર્જનનો છે. આપણી સંસ્કૃતિનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે જૂનાં મડદાં સાચવી રાખનાર પદાર્થ સંગ્રહાલયની દૃષ્ટિ કોરે મૂકી, આપણે જૂની મૂડી ઉપર નવો વેપાર ખેડવાનો છે.

અને તેથી જ મારા આજના ભાષણમાં નવસર્જનની જ વાતો હું કરવાનો છું. અને તે પણ 'લોકોની દૃષ્ટિએ.' જનતાની પોતાની સૂઝ અને શક્તિને આધારે, આવતાં દસ વરસમાં આપણે શું શું કરવાનું છે, એની જ વાત હું કરીશ.

અને છતાં આપણાં ચિંતનનો પ્રારંભ કરવા માટે આપણી જૂની મૂડી, જૂની ભૂલો અને આજની પરિસ્થિતિની મર્યાદાઓનો પણ કાંઈક વિચાર કર્યે જ છૂટકો. આપણા ઈતિહાસ પરથી આપણે જોઈ શકીએ છીએ કે આપણી પ્રજાએ છેલ્લાં હજારો વર્ષોમાં, આપણી સંસ્કૃતિનો સરસ વિકાસ કર્યો છે. અધ્યાત્મથી માંડીને નગરરચના, સમાજસંગઠન, જાતજાતની કળાઓનો વિકાસ, સાહિત્યની ખિલવણી — બધાં ક્ષેત્રોમાં આપણે પોતાની મૌલિકતા ખીલવી છે. જેનું અધ્યયન આજની બહારની દુનિયા તટસ્થપણે અને અત્યંત આદરથી કરે છે.

આપણી મોટામાં મોટી ખામી, રાજનૈતિક એકતા તરફ આપણે પૂરતું ધ્યાન આપ્યું નહીં. આખા ભારતની અદ્ભુત સાંસ્કૃતિક સમૃદ્ધ એકતા હોવા છતાં આપણે ત્યાં રાજનૈતિક એકતા બહુ થોડી ટકી છે. અને તેથી જ, એ કમજોરીને કારણે, આપણે ઘણું વેઠયું છે.

આપણા જમાનામાં રાજનૈતિક જાગ્રતિ અને નવી ઢબનો ઉત્કર્ષ સિત્તેરેક વર્ષ પહેલાં, કૉંગ્રેસ સાથે શરૂ થયો. (મારો જન્મ પણ કૉંગ્રેસના જન્મ સાથેનો જ છે.) એ કૉંગ્રેસની સ્થાપના જે દીર્ઘદર્શી રાષ્ટ્રભક્તોએ કરી, તેમાં સહુથી મુખ્ય હતા દાદાભાઈ નવરોજી — જેમને આપણે 'હિંદના દાદા' કહીએ છીએ. કૉંગ્રેસનાં પહેલાં વીસ વરસમાં જે મતભેદો જાગ્યા, તેની કદર કરી, દાદાભાઈએ બધા પક્ષોને એકત્ર આણી, એમની પાસેથી સ્વરાજનું ધ્યેય માન્ય કરાવ્યું. દાદાભાઈ જેવા ઉદાર હૃદયના રાષ્ટ્રપુરુષ જ આટલી એકતા સિદ્ધ કરી શકયા.

ત્યાર પછી દસેક વરસની અંદર મહાત્માજી સ્વદેશ આવી, રાષ્ટ્રસેવામાં જોડાયા. સન ૧૯૨૦માં લોકમાન્યનો સ્વર્ગવાસ થયો અને દેશનું નેતૃત્વ ગાંધીજી પાસે આવ્યું. એમણે આપણા દેશમાં પ્રચલિત નાનામોટા બધા ધર્મો, અનેક વંશના લોકો, અનેક ભાષાઓ મારફતે ખીલતું સાહિત્ય — આ બધી વિવિધતાની કદર કરી દેશને એકહૃદય બનાવવાનો પૂરેપૂરો પ્રયત્ન કર્યો. અને જાણકારો કહે છે કે જમાનાઓ સુધી જેવી એકતા આ દેશમાં ન હતી, તેવી એકતા સ્થાપિત કરી, ગાંધીજીએ રાષ્ટ્રનો પ્રાણ મજબૂત અને સમર્થ કર્યો. અને એ સાંસ્કૃતિક તેમ જ રાષ્ટ્રીય એકતાને જોરે આપણે આઝાદ થયા. આ વાતને પણ હવે પચીસ વરસ થઈ ગયાં. આ પચીસ વરસમાં પ્રજારાજ્ય ચલાવનાર આપણી સરકારે ઘણાં સારાં કામો કર્યાં છે, દેશની ઉન્નતિના કેટલાય કાર્યક્રમો અમલમાં મૂકયા છે, જેનો લાભ આપણને મળ્યા વગર રહે નહીં.

સ્વરાજ્ય મળ્યા પછી, એને મજબૂત કેમ કરવું, અને ભારત દ્વારા આપણે દુનિયાની કઈ જાતની સેવા કરવાની છે, એ વિશે ગાંધીજીએ એક વ્યવસ્થિત કાર્યક્રમ પણ આપણને ઘડી આપ્યો. એમાંથી થોડુંક થોડુંક આપણે કરી રહ્યા છીએ, કરવા જેવું બાકી ઘણું છે.

પચીસ વરસના સ્વરાજના અનુભવ દરમ્યાન આપણે જોયું કે ચૂંટણીઓ લઢી સરકારી સત્તા અને સંપત્તિ પોતાના હાથમાં લઈ, પોતાની કલ્પના પ્રમાણે રાજ્ય ચલાવવા માગનાર અનેક પક્ષો પેદા થયા છે, એને પરિણામે છાપાંઓમાં, જાહેર સભાઓમાં અને ઘેર ઘેર જે ચર્ચાઓ ચાલે છે, તેને લીધે એકતાનું મહત્ત્વ વીસરાય છે. અને ધર્મ, ભાષા, જાતિભેદ અને અંગત સ્વાર્થ વધી જવાથી ભવિષ્ય માટે આપણે ચિંતિત થયા છીએ. એ સ્થિતિ કેમ સુધારાય એ વિચારે અમદાવાદની આકાશવાણીએ, આગામી દસ વરસની યોજનાઓ, લોકોની દૃષ્ટિએ વિચારવાનું સૂચવ્યું છે. દેશની કમજોરી વિચારીને ગાંધીજીએ સૂચવ્યું કે આપણે હરિજનોના સવાલનો ઉકેલ આણ્યે જ છૂટકો. ગાંધીજીએ અસ્પૃશ્યતાનિવારણ, હિંદુ-મુસ્લિમ-એકતા, સર્વ-ધર્મ-સમભાવ, હિંદુઓના ધર્મવિચારમાં સુધાર અને શુદ્ધિ, ગામડાંઓમાં ઔદ્યોગિક, બૌદ્ધિક અને સાંસ્કૃતિક નવજાગ્રતિ વગેરે એક રાષ્ટ્રીય યોજના સૂચવી. ઉપર ઉપરની કાનૂની એકતા નહીં, પણ એક કુટુંબમાં હોય છે એવી પારિવારિક ભાવના ઉત્પન્ન કરવાનો પ્રયાસ ગાંધીજીએ કર્યો.

ગાંધીજીનો એ જ કાર્યક્રમ, આજની પરિસ્થિતિ પ્રમાણે, નવી ઢબે આપણે અમલમાં મૂકવાનો છે. દેશની અંદરના આપણા ઘરના સવાલોનો ઉકેલ જો આપણે કૌટુંબિક ભાવનાથી આણી શકયા તો દાદાભાઈ નવરોજી અને મહાત્મા ગાંધીજી જેવા રાષ્ટ્રપુરુષોએ કલ્પેલી અને માગેલી એકતા આપણે સ્થાપિત કરી શકીશું.

આપણા દેશમાં હિંદુઓની અંદર જ પણ કેટલી બધી જાતિઓ, જાતજાતની પૂજાઓ અને ઉપાસનાઓ છે. આવા આ દેશમાં ભગવાને પારસીઓને, યહૂદીઓને અને ઈસાઈઓને આણી છોડયા છે. ભારતમાં જાણે ભગવાને એક કાયમી સર્વ-ધર્મ-સંમેલન ગોઠવી દીધું છે. આ બધાંની અંદર કૌટુંબિક ભાવનાની સ્થાપના કરવી એ મિશન ભગવાને આપણને સોંપ્યું છે. એમાં જો આપણે ફાવ્યા તો ભારત અને પાકિસ્તાનનો સાચો ઉકેલ યથાકાળે આવશે. અને એથીય વિશેષ — આખી દુનિયાને હેરાન કરનારા અને અનેક દેશોને અકળાવનારા મોટા મોટા સવાલોનો ઉકેલ આણવામાં દુનિયાને મદદ કરવાની શક્તિ ભારતમાતા કેળવી શકશે.

ઝઘડાનું વાતાવરણ જેમ ચેપી નીવડે છે, તેમ જ જો આપણે ભારતના બધા લોકોની અંદર કૌટુંબિક એકતા સ્થાપી શકયા તો એ પણ જરૂર ચેપી નીવડવાનું અને પછી ભારત મારફતે આપણે આખી દુનિયાની મોટામાં મોટી સેવા કરી શકીશું.

એક વસ્તુ જરૂર કરવા લાયક છે. દેશમાં જેટલાં ન્યાતજાતનાં ફંડો છે, એના વ્યવસ્થાપકો નિયમ કરે કે ન્યાતને નામે ભેગાં થયેલાં નાણાંનો પચાસ ટકાનો ઉપયોગ એ ન્યાતના લોકોને મળે અને બાકીના પચાસ ટકાનો ઉપયોગ એ ન્યાત-થી ભિન્ન, એ ન્યાતથી અતિ દૂર અથવા પછાત, એવા લોકોને મળે. એમાં ભિન્ન ધર્મના પછાત લોકો પણ આવી જવા જોઈએ. ન્યાતજાત વચ્ચેનું અળગાપણું અને ઉચ્ચનીચભાવ દૂર કરવા માટે જૂના ઋષિમુનિઓનો જ એક ઇલાજ, નવી ઢબે અજમાવવા જેવો છે. જૂનો નિયમ છે કે એક જ ખાનદાનનાં સ્ત્રીપુરુષો

વચ્ચે વિવાદ ન થાય. એક જ ગોત્રની અંદર પણ ન પરણાય. હવે પછીના જમાના માટે આપણે નિયમ કરવો જોઈએ કે જેમને ન પરણવું હોય તે ભલે મજામાં એકલા રહે, પણ પરણવું હોય તો કોઈ પોતાની ન્યાતમાં ન જ પરણે. વિવાહ થાય તો સ્વજાતિમાં નહીં, પરજાતિમાં જ થવો જોઈએ. આ રીતે ન્યાતનો નાશ નહીં થાય પણ બધી ન્યાતો પાસે પાસે આવી જશે.

આજકાલ આપણે બધાં કામો કાયદા-કાનૂન દ્વારા અને સરકારી મદદથી કરવા માગીએ છીએ. પણ કેટલાક સુધારાઓ સમાજે પોતાની મેળે, ભવિષ્યનો વિચાર કરી, પ્રજાકીય સંગઠન દ્વારા જ અમલમાં મૂકવા જોઈએ. લોકોની દૃષ્ટિએ અને લોકોનાં જ સંગઠન દ્વારા જે સુધારા થઈ શકે તેને જોરે જ રાષ્ટ્રની શક્તિ વધવાની અને દુનિયાની સેવા કરવાની શક્તિ આપણામાં આવવાની છે.

ઘરમાં સુધારા કરી શકયા તો આપણા રાષ્ટ્રસેવકો દુનિયાના દરેક દેશમાં જઈને સાંસ્કૃતિક મિશનનું કામ કરી શકશે. ધર્મપ્રચારના દિવસો હવે નથી રહ્યા. પણ સાંસ્કૃતિક સેવા વિશ્વવ્યાપી થવી જોઈએ.

## ૧૧. સરકારીકરણની પણ કોઈ સીમા ખરી?

શું સમાજસત્તાવાદ(સોશલિઝમ)નો એવો અર્થ છે કે લોકોનાં બધાં જ કામકાજ સરકાર કરે? સરકારનો લોભ જોતાં એમની પાસેથી કદાચ એવો જવાબ મળે કે, “જી હા, વધુ ને વધુ લોકોના મત(વોટ)થી અધિકાર મળ્યો છે અને સરકાર લોકોની બધા જ પ્રકારની સેવા કરવાને બંધાયેલ છે, ત્યારે વધુમાં વધુ કામ સરકાર દ્વારા જ લેવાવું જોઈએ.”

સામાન્ય નાગરિક ચકિત થઈને પૂછશે કે, ‘‘જો મારે લગ્ન કરવાં હોય તો મને સહધર્મચારિણી શોધીને આપવાનું કામ પણ સરકાર કરશે? લગ્ન બાદ કેટલાં બાળકો હોવાં જોઈએ એની સલાહ તો સરકાર આપતી જ રહી છે.”

સમાજસત્તાવાદના નામ ઉપર સરકારે વીમાનું કામકાજ લઈ લીધું છે. અનાજ, દૂધ, વગેરે કેટલીક ચીજોની પેદાશ અને વેચાણ સરકારના હાથમાં સોંપવાની વાતો થઈ રહી છે તો, કોઈ આપણને બતાવે તો ખરા કે સરકાર કઈ કઈ બાબતોનો અધિકાર પોતાના હાથમાં નહી લ્યે? કઈ કઈ બાબતોમાં આપણને પોતાનો પુરુષાર્થ કરવો પડશે?

હું તો જોઉં છું કે ચૂંટણીઓના દિવસોમાં દરેક પક્ષના ચૂંટણીઢંઢેરા વાંચી કોઈ એક અથવા વધુ ઉમેદવારોને આપણો વોટ યાને મત આપી દેવો, સરકાર માગે એટલા કરવેરા આપી દેવા અને સરકાર હુકમ કરે તેનું પ્રસન્નતાપૂર્વક યા અપ્રસન્નતાથી પાલન કરવું એ આપણું કર્તવ્ય બન્યું છે. બાકી બધું જ કરવાને સરકાર બંધાય છે. હું મંજૂર રાખું છું કે જયારે આપણે સરકાર ઉપર એટલો

ભાર નાખ્યો છે કે દરેક માણસને કામ યા નોકરી આપવા માટે અને ખાવાનું આપવા માટે સરકાર બંધાયેલી છે ત્યારે કેટલાં બાળકો પેદા કરવાં, વધુ ન કરવાં, એની ભલામણ કરવાનો અધિકાર સરકારને છે જ. કોણ લગ્ન કરે, કોણ ન કરે એની સલાહ પણ સરકાર શા માટે ન આપે? લગ્ન કરવાને માટે સરકારની મંજૂરી લેવાની રહેશે એવો પણ કાયદો બને તો તેમાં આશ્ચર્ય ન માનવું જોઈએ.

ધર્મની વાતમાં પણ સરકારની સેવા આપણે લઈ શકીએ છીએ અને સરકારને અધિકાર પણ આપવા પડશે. દક્ષિણ આફ્રિકાની સરકારે કાયદો બનાવેલો કે જે લગ્નો ઈસાઈ ધર્મ મુજબ થશે તે જ માન્ય ગણાશે. એ સિવાયનાં લગ્નો કાનૂનની નજરમાં લગ્ન નહીં ગણાય. (ગાંધીજીને દક્ષિણ આફ્રિકામાં આ કાનૂનની સામે સત્યાગ્રહ કરવો પડયો હતો.) આફ્રિકામાં કયાંક કયાંક આજ પણ એવો કાનૂન છે કે, યુરોપ-અમેરિકાના ગોરા લોકોને અમેરિકાના કાળા નિગ્રો સાથે લગ્ન કરવાનો અધિકાર નથી. કોઈ માણસ એવાં લગ્ન કરે તો કાનૂન એને માન્ય નહીં કરે. જયારે આ પ્રકારના કાનૂન મામૂલી સરકાર પણ કરી શકતી હોય તો સમાજવાદમાં માનવાવાળી સરકાર શું ન કરી શકે?

આપણા ભારત દેશમાં પણ સ્વરાજ મળતાંની સાથે જ સરકારે કાનૂન બનાવી દીધો કે, માણસને કોઈ પણ સમયે લગ્નથી એક જ સ્ત્રી રાખવાનો અધિકાર છે. એક પત્નીનું મૃત્યુ થવાથી અગર કાયદાથી છૂટાછેડા મળવાથી જ માણસ બીજાં લગ્ન કરી શકે છે. આવો કાયદો તો કર્યો પરંતુ સાથે સાથે એમ પણ નક્કી કર્યું કે મુસલમાનોને આ કાયદો ત્યાં સુધી લાગુ નહીં પડે, જયાં સુધી આવા કાયદા માટેની માગ મુસલમાન સ્ત્રીઓ તરફથી ન થાય અથવા જયાં સુધી મુસલમાન સમાજની બહુમતી આવા કાયદા માટે આંદોલન ન કરે. હિમાલયના પહાડના આદિવાસીઓ માટે આ કાયદો લાગુ નથી પડતો. ત્યાં તો પાંડવોની જેમ ચાર ભાઈઓ એક સ્ત્રી સાથે લગ્ન કરી શકે છે. અત્યારે હિંદુ લોકો પૂછવા લાગ્યા છે કે જો કાયદો મુસલમાનો પર લાગુ પાડવાની તમારી હિંમત નથી તો હિંદુઓ ઉપર શા માટે લાગુ પાડો છો? મુસલમાનો તો ચાર શાદીઓ કરી શકે છે. તેમની જનસંખ્યા ઝડપથી વધશે. આવું જો ચાલશે તો હિંદુસ્તાનમાં પણ મુસલમાનોની બહુમતી થઈ જશે. સરકાર કાં તો બધા ધર્મસમાજો માટે એકસરખા કાનૂન કરે અથવા તો કોઈ પણ ધર્મની વિશેષ બાબત ઉપર ધ્યાન ન આપે.

અમારા બચપણમાં વેચવાની દરેક ચીજની મૂળ કિંમત શી છે અને વેપારીઓ કેટલો નફો લ્યે છે, ગ્રાહક પૂછે અથવા ન પૂછે, ગ્રાહકને તે બતાવી દેવું તે પોતાનું કર્તવ્ય છે તેમ વેપારીઓ માનતા હતા. પછી આ આંકડો સાચો છે કે ખોટો, તે કોણ જોવા જાય?

આજકાલ સરકારની પાસે જે પ્રકારની માગણીઓ થઈ રહી છે તે જોતાં આશ્ચર્ય થાય છે કે સરકારનું કર્તવ્ય શું છે અને શું નથી? સરકારને કહેવામાં

આવે છે કે સાબુની બનાવટમાં જે ચરબીનો ઉપયોગ થાય છે તેમાં ગાયની ચરબી છે કે નહીં તે જાહેર કરવા માટે સાબુ બનાવનારાઓને ફરજ પાડવામાં આવે. ચરબીમાં સૂવરની ચરબીનો કેટલો ભાગ છે તે બતાવવા માટે કારખાનાંવાળાઓને ફરજ પાડવાનો કાયદો સરકાર પાસે માંગવામાં આવે છે.

જે લોકોને ચરબી અથવા વિશિષ્ટ ચરબીનો બાધ છે તેઓ પવિત્ર સાબુ બનાવીને લખી શકે છે કે આ સાબુમાં ચરબી બિલકુલ નથી. ધાર્મિક લોકો તેઓ પાસેથી પોતાનો સાબુ ખરીદી શકે છે.

કાલે મુસલમાનો એમ કહેશે કે જ્યાં ખાવાનું માંસ વેચાય છે ત્યાં કાયદેસરનું સરકારી સર્ટિફિકેટ હોવું જોઈએ કે, આ માંસ હલાલ પદ્ધતિનું છે. શીખ લોકો કહેશે કે, ઝટકા પદ્ધતિનું પણ સર્ટિફિકેટ હોવું જોઈએ. ખબર નથી કે આ રીતે આપણે ક્યાં સુધી જઈ શકીએ છીએ! સરકાર પાસેથી કેવી સેવા લેવી છે અને કેવી સેવા નથી લેવી તેની પણ મર્યાદા હોવી જોઈએ અને સરકારને નાગરિકોના જીવનમાં દખલગીરી કરવાનો અધિકાર ક્યાં સુધી દેવો છે તેની પણ મર્યાદા હોવી જોઈએ. જ્યાં સમાજ છે ત્યાં કોઈ ને કોઈ વ્યવસ્થા હોવી જોઈએ એ ખરું, પણ તે વાતનો વિવેક તો હોવો જ જોઈએ.

માનવતાના પ્રેમને કારણે મનુષ્યને સમાજસુધારની જે વાતો ધ્યાનમાં આવે છે તેનો પ્રચાર તેના વડે થાય તેમાં ઉત્કટતા રહે છે, પ્રચારની પવિત્રતા રહે છે અને લોકો પર તેની નૈતિક અસર પણ થાય છે. જ્યારે તે કામ ઉત્સાહહીન તટસ્થ સંસ્થા દ્વારા યાંત્રિક ઢંગથી અને આજીવિકાના લોભથી થાય છે ત્યારે તેની અસર ઓછી થાય છે. ક્યારેક તો ઊંધું જ થાય છે. અને સામાજિક સદ્‌ગુણ-દુર્ગુણનો હિસાબ કરવામાં આવે તો સરકાર દ્વારા થયેલાં કામોમાં જુદા જુદા દોષ આવે છે, સત્યનો અવલોપ થાય છે, ઘૂસણખોરી વધતી જાય છે અને ગરીબો ઉપર, ભોળા લોકો ઉપર તથા અનાથ અને અસહાય લોકો ઉપર જબરદસ્તી પણ થાય છે.

સરકાર લોકોથી રચાયેલી છે, લોકોના અભિપ્રાયની અસર તેના પર થઈ શકે છે, આ વાત ઉપર જરૂર કરતાં વધારે ભાર દેવામાં આવે છે. પ્રત્યક્ષ અનુભવ કહે છે કે સરકાર નામની સંસ્થા જ એવી છે કે, તેના દ્વારા થયેલાં કામોમાંનાં ઘણાંનું પરિણામ આશા ન રાખી હોય તેવું અને ખરાબ સાબિત થયું છે.

વ્યક્તિગત પ્રચારની કસોટી તરત જ થઈ જાય છે. તેના દોષોનો ઉપાય પણ સહેલાઈથી થઈ શકે પણ વ્યક્તિગત પ્રચાર પૂરી માત્રામાં વ્યાપક થઈ શકતો નથી. બીજી બાજુ સરકારરૂપી સંસ્થા જ બજારુ હોવાને કારણે તેનો લાભ ખૂબ જ મર્યાદિત અને દોષ અપરંપાર હોય છે.

એટલા માટે મધ્યમ રસ્તો ગોતવો જોઈએ. રાષ્ટ્ર-સેવા અને લોક-શિક્ષણનું કામ ન તો ધનલોભી, સ્વાર્થ-સાધુ, સંકુચિત મનના લોકોના હાથમાં સોંપવામાં આવે, કે ન તો યાંત્રિક રીતે કામ કરવાવાળા અને સત્તા તથા ધનના જોર ઉપર

ચાલવાવાળી સરકાર દ્વારા થાય. આ બંને ઉપર્યુક્ત બાબતો છોડીને સમાજહિતની સેવાથી પ્રેરિત સજ્જનોનાં સંગઠન કરીને તેનાથી ચાલતી સાર્વજનિક સંસ્થાઓ દ્વારા બધાં કામ થાય, જેમાં કાનૂની સત્તાનો ઓછામાં ઓછો ઉપયોગ હોય અને લોકાદરનો પ્રભાવ વધારેમાં વધારે હોય.

એટલા માટે અમે કહી રહ્યા છીએ કે, જો સર્વોદય આપણો અંતિમ હેતુ છે તો 'પ્રાઈવેટ સેક્ટર' ઓછું કરવું, 'ગવર્નમેન્ટ સેક્ટર' બને તો સાવ મિટાવી દેવું અને બંનેથી ભિન્ન 'પબ્લિક સેક્ટર'ની સેવા વધારી દેવામાં આવે. આજકાલ આપણે રાતદિવસ કાયદાઓ બનાવી બનાવીને સરકારના ક્ષેત્રને વધારતા જઈએ છીએ. સરકાર વધારેમાં વધારે ધન અને વધારેમાં વધારે સત્તા પોતાના હાથમાં લઈને કર્મચારીઓની કેટલીક યાંત્રિક જડતાથી ચાલે છે. ઘૂસણખોરીના કારણે તેમાં વિકૃતિ પણ આવે છે. આ બધું જોઈને લોકો સરકારની નિંદા પણ કરે છે અને સરકાર પાસે વધુમાં વધુ આશા રાખે છે.

પરિણામે, લોકો આળસુ અને વાચાળ બને છે અને રાષ્ટ્ર કરતાં પણ મોટી સરકાર બની જાય છે. એવી સરકાર લાંબું ટકી શકતી નથી. તેની એકતા અને શક્તિ બંને ક્ષીણ થાય છે અને અંતમાં અરાજકતા ચાલે છે અથવા તો ગુંડારાજ બધો અધિકાર પોતાના હાથમાં લઈ લ્યે છે.

રાષ્ટ્રના મનીષીઓએ આ પરિસ્થિતિ ઉપર ઊંડાણથી વિચારવું જોઈએ અને ઈલાજ ગોતીને તેને કામમાં લેવો જોઈએ.

## ૧૨. પ્રજાહિતને "લાઇન ક્લિયર"

વાઈસરૉયને દિલ્હી-સિમલાથી અથવા ગમે ત્યાંથી જ્યારે તાર મોકલવાનો હોય છે, ત્યારે પ્રથમ હુકમ છૂટે છે 'ક્લિયર ધિ લાઇન' — રસ્તો સાફ કરો. એટલે, જ્યાં તાર મોકલવો હોય, ત્યાં સુધીનો પ્રજાનો અને સરકારી અમલદારોનો પણ તમામ તારવહેવાર એકદમ બંધ કરવામાં આવે છે. વાઈસરૉયનો હક પહેલો, એના કામમાં એક ક્ષણનું પણ મોડું ન થવું જોઈએ. તારખાતાની સગવડો પ્રજા ભોગવે છે, તે એ જ શરતે કે, વાઈસરૉયના કામને પ્રથમ સ્થાન આપવામાં આવે. વાઈસરૉય જ્યારે રેલવેથી મુસાફરી કરતા, ત્યારે પણ એમની સ્પેશિયલ માટે બાકી બધું કામ બાજુ પર 'શણ્ટ' કરવામાં આવતું.

યુદ્ધના દિવસોમાં મિલિટરી કામને આવી જ રીતે પ્રથમતા મળતી. પ્રજાનું બીજું કામ ગમે તેટલું બગડતું હોય, એમાં વાંધો નહીં. લડાઈના દિવસોમાં લશ્કરનું કામ પ્રથમ થવું જ જોઈએ. એવા નિયમ સામે વાંધો પણ શી રીતે ઉઠાવાય ? યુદ્ધમાં જીત્યા, તો પાછળથી બધી સમૃદ્ધિ માણી શકાય. યુદ્ધમાં હાર્યા, તો સર્વનાશ થવાનો. પછી તો કશું જ રહે નહીં.

જર્મનીમાં તો લડાઈના દિવસો હોય કે ન હોય, લશ્કરી ખાતાને જ પ્રથમ સ્થાન અને પ્રથમ મહત્ત્વ આપેલું હતું, જેથી પ્રજામાં લડાયક વૃત્તિને પ્રતિષ્ઠા મળે અને બાળકો પણ સમજે કે, જર્મનીને જીવવું હોય, તો બીજા બધા ગુણો પહેલાં લડાઈનો ગુણ પ્રથમ કેળવવો જોઈએ.

ઉપનિષદોમાં પ્રાણ અને ઈન્દ્રિયો વચ્ચે એક વાર અહંશ્રેયસી ચાલ્યાની કથા આવે છે (અહંશ્રેયસી એટલે 'હું શ્રેષ્ઠ, હું શ્રેષ્ઠ' એવો ઝઘડો). જેના વગર આ શરીર ચાલે જ નહીં તે શ્રેષ્ઠ, એ કસોટી ઉપર બધાની કસણી થઈ. આંખો એક વરસ માટે ચાલી ગઈ, તો શરીર આંધળાના શરીરની પેઠે ટકયું. કાન એમ જ અમુક મુદત માટે જઈને પાછા આવ્યા. એમણે પણ જોયું કે, શરીર બહેરાની પેઠે ટકયું. જીભ, નાક, આદિ બધી ઈન્દ્રિયોએ જઈ જોયું. મન પણ જઈ આવ્યું ત્યારે પણ ગુમસૂમ ગાંડાની પેઠે શરીર તો ટકયું. છેલ્લે પ્રાણે શરીર છોડવાનો જરા સરખો પ્રયત્ન કરી જોયો, ત્યાં તો બધી જ ઈન્દ્રિયો શરીર સાથે અકળાવા માંડી. એક અવાજે બધાએ પોકારીને કહ્યું કે, 'તું જ અમારામાં સૌથી જયેષ્ઠ છે, સૌથી શ્રેષ્ઠ છે. તારી પૂજા કરીશું, તારા કહ્યામાં રહીશું. તારી શરતે રહીશું, પણ શરીરને છોડીને જઈશ મા.'

પ્રાણ રહ્યો એટલે શરીર ટકયું અને બધી ઈન્દ્રિયો પોતપોતાનાં ક્ષેત્રમાં મહાલવા લાગી.

કોણ જાણે કેટલા સૈકાઓથી હિંદુસ્તાનની રાજયવ્યવસ્થા, સામાજવ્યવસ્થા અને જીવનવ્યવસ્થા પ્રજાદ્રોહ એટલે કે, પ્રાણદ્રોહ કરી રહી છે. બાકી બધાને ખાવાનું મળે છે. એકલા કિસાન, મજદૂર અને કારીગરોને ખાવાનું મળતું નથી. ઘરમાં બધા મોજ માણે છે. ફક્ત ઘર ચલાવનાર ગૃહિણીનો — સ્ત્રીજનોનો મરો છે. દેશમાં બધાને માટે ઓછીવત્તી સલામતી છે. પણ જેમણે આ દેશ મૂળે વસાવ્યો, તે આદિવાસીઓ વસ્તીમાંથી ખસતાં ખસતાં રાનમાં અને જંગલમાં જઈ પહોંચ્યા છે અને એમની કેટલીક જાતિઓ તો જંગલમાંથીયે ખસીને મૃત્યુના મોઢામાં કયારની પહોંચી ગઈ છે. શેષની પેઠે આખી ભૂમિનો ભાર વહન કરનાર ખેડૂત દેવાના રસાતળમાં ડૂબી ગયો છે. એની મહેનત ઉપર આખી પ્રજા નભે છે અને એને દહાડે દહાડે ક્ષીણ થતી પોતાની મૂડી ઉપર નભવું પડે છે. રાજા અને એના અમલદારો, શહેરીઓ અને લોકનેતાઓ, ડૉકટરો, વકીલો, ઈજનેરો, શાહુકારો અને ધર્માચાર્યો — ટૂંકામાં દેશપરદેશના બધા જ ઉજળિયાત લોકો છેલ્લી દશાએ પહોંચેલા ખેડૂત અને મજૂરોનું લોહી ચૂસીને નભે છે. સરકારના નવા નવા કરો ગમે તે વર્ગ ઉપર આવી પડે, તોયે ધૂર્ત લોકો એ બધો બોજો છેવટે આ છેલ્લા દરજ્જાના અધિકારીઓને માથે સેરવી દે છે. હવે એ પ્રાણદ્રોહ વધારે ચાલે નહીં. એટલે ગાંધીજી મૂડીદારોને કહે છે કે, તમારે ભારે ભારે નફો આપનાર જે જે બીજા ધંધાઓ કરવા હોય તે સુખેથી કરો, પણ જે ધંધા વગર સામાન્ય પ્રજા જીવી જ ન શકે અને જે ધંધાઓ સામાન્ય પ્રજા ઓછામાં ઓછી મૂડીથી, ઓછામાં

ઓછી આવડતથી ચલાવી શકે, તે વ્યાપક ધંધામાં તમારે હાથ ન નાખવો. ત્યાં તમારે પ્રજાને 'લાઈન ક્લિયર' આપ્યે જ છૂટકો. એટલીયે ધર્મબુદ્ધિ નહીં રાખો અને પ્રજાપ્રાણનો દ્રોહ કરશો, તો પ્રથમ પ્રજા અને એની સાથે તમે — બંને મોતને શરણ જવાના છો. એવા અનેક ધંધાઓ છે, જે સામાન્ય પ્રજા હાથ ધરી જ ન શકે. તેવા ધંધાઓ તમે ઉપાડો અથવા તમારી સરકાર ઉપાડે. પણ પ્રજાથી થઈ શકે એવા ધંધાઓ, અથવા જે ધંધાઓ વગર ખેડૂતો અને ગામડાંના મજૂર-કારીગરો બેકાર રહે છે, સુકાઈ જાય છે, નિસ્તેજ અને નિર્બુદ્ધ થાય છે, એવા ધંધાઓ તમારે એમને માટે રાખી મૂકવા જોઈએ. એમાં ગરીબો પ્રત્યે દાઝ બતાવવાની વાત નથી, ભિખારીને દાન આપવાની વાત નથી, દુકાળિયાને રાહત આપવાનીયે વાત નથી. એમાં તો જેની સાર્વભૌમ સત્તા છે, એવી સામાન્ય અને વિશાળ પ્રજા માટે 'લાઈન ક્લિયર' આપવાની વાત છે. આજે એ પ્રજા પોતાનો અધિકાર જાણતી નથી. પોતાના હિતની એને સમજણ નથી. જળોની પેઠે કોણ પોતાને ક્યાં અને કઈ રીતે ચૂસે છે, એની એને સૂઝ પડતી નથી. પોતાના સામર્થ્યનું એને હજી ભાન થયું નથી, માટે પોતે ખરી સત્તાધીશ હોવા છતાં રંકની દશાએ એ પહોંચેલી છે. તેથી જ ગાંધીજી એ સત્તાધીશ જનતાના સ્વયંનિયુક્ત અને મફતના સૉલિસિટર બનીને મૂડીદારોને નોટિસ આપે છે કે, "જ્યાં જનતાનું ગજું પહોંચી શકે, ત્યાં એને પોતાના ખાદીપ્રધાન ગ્રામોદ્યોગો કરવા દો. ત્યાં તમારી મિલો આણીને ગરીબોના હાથમાંથી એમના ધંધા ઝૂંટવી ન લો. જ્યાં ખાદી તૈયાર થઈ શકે છે, ત્યાં તમારું કામલેણ, ધંધાલેણ મિલનું કાપડ ખડકી ન દો. ચરી ખાવા માટે તમારે માટે ઘણા ધંધા છે. તમે જોઈએ તો રેલના પાટા તૈયાર કરો, ઍંજિનો તૈયાર કરો, મોટરો અને વિમાનો તૈયાર કરો, ગ્રામોફોનો અને રેડિયો તૈયાર કરો, પણ પ્રજાની ખેતી અને પ્રજાનું વણાટકામ, પ્રજાના ગ્રામોદ્યોગો અને પ્રજાનું પશુપાલન, દેશ આખામાં ફેલાયેલી, ગામડે અને ઝૂંપડે વસતી જનતાના જ હાથમાં રહેવા દો. તમારા જ્ઞાન, કૌશલ્ય અને સૂઝશક્તિનો એને લાભ આપો, પણ જનતાને ખસેડીને એનું કામ એના હાથમાંથી અને ભેજામાંથી છીનવી ન લેતા.

"પ્રજાને એની સાચી કેળવણી એના જીવનમાંથી મળે છે. અને ઉદ્યોગધંધા એ જ જીવનની મોટામાં મોટી પ્રવૃત્તિ છે. ખેતી, વણાટ અને બીજા ગ્રામોદ્યોગો, પશુપાલન અને મધુમક્ષિકાપાલન, એવા એવા જીવનોપયોગી ધંધાઓ મારફતે જ પ્રજાની જીવનદાયી બુદ્ધિ ખીલે છે. તમારી જીવનદ્રોહી કેળવણી ગામડે ગામડે પહોંચાડવાનો ઉપકાર નહીં કરતા. નયી તાલીમ એટલે જીવનદાયી કેળવણી; રચનાત્મક, સર્જનાત્મક બુદ્ધિની કેળવણી; દસ આંગળાં મારફતે અપાતી બુદ્ધિની, હૈયાની અને કૌશલ્યની કેળવણી. એ કેળવણીને દેશ આખામાં ફેલાવો. એને પ્રધાનતા આપો. એને 'લાઈન ક્લિયર' આપ્યા પછી, એની શરતે બીજી બધી કેળવણી, બીજા બધા ઉદ્યોગો દેશમાં ભલે ચાલતા."

ગાંધીજીએ સરકારને તેમ જ દેશના નેતાઓને, મૂડીદારોને અને ધંધાદારોને સમજાવવાનો મારગ લીધો છે. હવે તેઓ નવી ભાષામાં બોલે છે. તેઓ કહે છે કે, "તમે ધનેશ છો, સત્તાધીશ છો તો ગામડાંની જનતા સંખ્યાધીશ છે, પરિશ્રમાધીશ છે, અને જ્યારે જાણશે, ત્યારે જીવનાધીશ છે. એનો દ્રોહ તમને પોસાય નહીં. જનતાની ધીરજ ખૂટવાની અણી ઉપર આવી છે. એ વીફરે, તે પહેલાં જ સમજી જાઓ. જનતાના હિતને 'લાઈન કિલયર' આપો."

તેઓ એમ પણ નથી કહેતા કે, તમારી કપડાની મિલો આજે જ તોડી નાખો. તેઓ એટલું જ કહે છે કે, નવી મિલો નહીં વસાવતા, છે તે નહીં વધારતા, જ્યાં ખાદી ચાલે એમ હોય, ત્યાં તમારું મિલનું કાપડ નહીં લઈ જતા. જે મિલો ચલાવો, તે ખાદીદ્રોહ, ગ્રામદ્રોહ અને જનતાદ્રોહ કર્યા વગર ચલાવો, જેટલી મિલો ચલાવો, તેમાં જે મજૂરો અને કારીગરો કામ કરતા હોય, તેમને પેટ પૂરતું જ નહીં, પણ જીવનજોગું મહેનતાણું આપો.

ગાંધીજી સરકારને અને દેશનેતાઓને કહે છે કે, જનતાનું ભાગ્ય તમારા હાથમાં છે, ત્યાં સુધી તમારી તમામ પ્રવૃત્તિઓ જનતાના હિતને અર્થે ચલાવો, નહીં તો એક દિવસ આવશે, જ્યારે તમારું — હા તમારું રાજ્યકર્તાઓનું — અને દેશનેતાઓનું – ભાગ્ય જનતા પોતાના હાથમાં લેશે. વીફરેલી જનતા આત્મહત્યા માટે તૈયાર થઈને જ ક્રાંતિ કરે છે. એ ક્રાંતિ આંધળી થાય, તો નસીબ બધાનું. વીફરેલી પ્રજા એની પરવા ન કરે. આખી પ્રજા જ્યારે વીફરશે, ત્યારે તેના તાંડવનૃત્ય આગળ જમીનદારો અને મૂડીદારો, મુસ્લિમ લીગ અને હિંદુ સભા, વાઈસરૉયો અને ગવર્નરો, બધા જ કાંપવા માંડશે; અને આજના છૂરીબાજો તે વખતે બચ્યા હશે, તો ક્યાં સંતાઈ જશે, એની ખબર પણ નહીં પડે.

માટે ગાંધીજી કહે છે કે, વખતસર ચેતો. પ્રજા વિનાશક રસ્તો લે, એ પહેલાં એને રચનાત્મક જીવનની જીવનદાયી કેળવણી આપો. લોકસેવકો અને રાજસેવકો, બધા જ જનતાને ખાદી અને ગ્રામઉદ્યોગની કળા શીખવવા માટે તૈયાર થઈ જાય. પોતે શીખે અને શીખવે. આખું રાજ્યતંત્ર અને સમાજતંત્ર પ્રજાહિતની આસપાસ ગોઠવાઈ જાય. આજે જ્યાં વાઈસરૉયને 'લાઈન કિલયર' મળે છે, ત્યાં પ્રજાજીવનને 'લાઈન કિલયર' મળે અને એને હિસાબે બધા પોતપોતાને ઠેકાણે ગોઠવાઈ જાય.

## ૧૩. સર્વોદય સમાજરચના

સ્વરાજ્યની રાજ્યવ્યવસ્થા ચલાવવા માટે જે હજારો રાજ્યકર્મચારીઓ જરૂરના છે તેમને કેળવવા માટે આપણી સરકારે મસૂરીમાં National Academy of Administration એવા અંગ્રેજી નામવાળી એક સંસ્થા ચલાવી છે. જેમ અંગ્રેજોએ

I. C. S.નો વર્ગ ઊભો કર્યો તેમ સ્વરાજ્ય સરકારે આ I. A. S. ઈત્યાદિનો નવો વર્ગ આ રીતે શરૂ કર્યો છે. એ લોકોને ગાંધીજીના ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજનૈતિક વિચારોની ઝાંખી આપવાને માટે મારા જેવા કેટલાક લોકોને વ્યાખ્યાન માટે ત્યાં બોલાવવાનો રિવાજ શરૂ થયો છે. એ આમંત્રણને માન આપી હું બેચાર વાર ત્યાં ગયો છું. દેશના યુવાન ભાવિ રાજ્યકર્તાઓને ગાંધીજીના વિચારોની સ્પષ્ટ કલ્પના થાય એ માટે મેં ખૂબ વિચારપૂર્વક એ વ્યાખ્યાનો આપ્યાં.

મેં એમને કહ્યું કે ગાંધીજીએ આપણી ભારતીય ભાષાઓને ત્રણ નવા શબ્દો ઘડીને આપ્યા છે. અને એ ત્રણ મૌલિક શબ્દોમાં ગાંધીજીનું આખું તત્ત્વજ્ઞાન સહેજે આવી જાય છે. એ ત્રણ શબ્દો : ૧. સત્યાગ્રહ, ૨. સર્વોદય, અને ૩. અનાસક્તિ યોગ. ત્રણે શબ્દો ગાંધીજીએ ઘડેલા છે. અને ત્રણેયમાં ગાંધીજીની જીવનસાધના અને વર્તમાન ભારતનો આદર્શ પ્રતિબિંબિત થયેલો છે. સર્વોદય એ માનવી જીવનનો આદર્શ છે. સહયોગ, સત્યાગ્રહ અને સમન્વય, એ આદર્શ તરફ લઈ જનારા રસ્તા છે. અને અનાસક્તિ છે સર્વોદય-સિદ્ધિની સાધના ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજદ્વારી આદર્શોનો જીવનસમન્વય કરી એમણે સર્વોદયનો આદર્શ આપણી આગળ રજૂ કર્યો અને એ આદર્શ પોતાને રસ્કિનની એક ચોપડી ઉપરથી સૂઝયો એમ કહી પશ્ચિમની કેળવણીથી રંગાયેલા આપણા લોકોને એ આદર્શ માટે અનુકૂળ કરી લીધા.

રસ્કિન ઇંગ્લૅન્ડનો એક અદ્ભુત પ્રતિભાવાળો લેખક હતો. એનું ભાષાપ્રભુત્વ ત્યાં ખૂબ વખણાય છે. છેલ્લા અનેક સૈકાઓની યુરોપની કળા-ઉપાસનાનો એ અભ્યાસક હોઈ એણે કેવળ ઇંગ્લૅન્ડ ઉપર જ નહીં પણ આખા યુરોપ ઉપર અને કંઈક અંશે ભારત ઉપર પણ પોતાની કળા વિશેની મીમાંસા કે ચર્ચાનો પ્રભાવ પાડયો. રસ્કિનનું તમામ ચિંતન સંસ્કૃતિમૂલક હોવાથી એણે આર્થિક અને નૈતિક જીવન વચ્ચેની ફારકત અથવા એમનું દ્વૈત દૂર કરવાનો જબરદસ્ત પ્રયત્ન કર્યો અને પોતાની માની કેળવણીને કારણે બાઈબલનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરેલો હોવાથી એણે ધર્મ, નીતિ, સંસ્કૃતિ અને આર્થિક પુરુષાર્થ એ બધાં વચ્ચે સુંદર સમન્વય સાધ્યો. એની ભાષાપ્રભુતા પણ એના નાનપણથી ચલાવેલા બાઈબલના અધ્યયનને જ આભારી છે. ગાંધીજીને રસ્કિનની વિચારસરણી ગળે ઊતરી અને એમણે રસ્કિનની એક ચોપડી Unto this last નો અનુવાદ ગુજરાતીમાં કર્યો અને એનું નામ રાખ્યું – 'સર્વોદય'.

ભગવાન ઈસા મસીહે સામાન્ય કોટિના લોકોને ઉપદેશ આપવા માટે જે બોધકકથાઓ વાપરી એમાંની એક બોધકથાના વચન પરથી રસ્કિનને પોતાની ચોપડીનું નામ જડયું.

એક હતો ધર્માત્મા માલિક. પોતાના ખેતરમાં કામ કરવા માટે ગામના લોકોને રોજી આપીને એ રોકતો. એણે દરેક મજૂરને દિવસના અમુક પૈસા

(માનો ચાર આના) આપવાનું ઠરાવ્યું. એ જમાનામાં એ મજૂરી ઉત્તમ ગણાતી એટલે ઘણા લોકો રોજી મેળવવા એને ત્યાંનું કામ પસંદ કરતા. એક દિવસે એક માણસે કામ મેળવવા અનેક ઠેકાણે ફાંફાં માર્યાં. સાંજ પડવા આવી અને એ આપણા ધર્માત્મા પાસે કામ મેળવવા માટે આવ્યો. માલિકે કહ્યું, 'આવ ભાઈ! ખેતરમાં જા. અને સૂરજ આથમ્યે રોજી લેવા મારી પાસે આવી જજે.'

સવારથી સાંજ સુધી કામ કરનાર દહાડિયાઓને ધર્માત્માએ ચાર-ચાર આના આપ્યા અને જેણે સાંજે ફક્ત બે જ કલાક કામ આપ્યું હતું એને પણ ચાર આના આપ્યા. એટલે આઠ આઠ કલાક કામ કરનારા લોકોએ તકરાર કરી કે આ તો હડહડતો અન્યાય છે.

માલિકે કહ્યું કે, "મેં તમને દિવસના ચાર આના આપવાનું ઠરાવ્યું હતું. તમે તે સ્વીકાર્યું હતું. એ પ્રમાણે તમને ચાર-ચાર આના આપું છું. પછી તમે તકરાર શીદ કરો છો? આ છેલ્લાને પણ હું ચાર આના જ આપું છું. એમાં તમારું શું ગયું? તમને તમારી રોજી મળી છે." આટલું કહી માલિકે ઉમેર્યું કે, "આ છેલ્લા ભાઈ કામ મેળવવા બધે રખડયા. એને કામ ન મળ્યું. એ કાંઈ એનો વાંક નથી. એને પણ પેટ છે, ઘરમાં બાળ-બચ્ચાં હશે. એણે ઓછું કામ આપ્યું એથી કાંઈ એને ઓછી ભૂખ લાગવાની નથી. અને એનાં બાળ-બચ્ચાં ખાધા વગર સુખેથી સૂવાનાં નથી. આપણે બધા એકબીજાના 'ભાઈ-ભાંડુ' છીએ. બધા જીવે એ જોવાની જવાબદારી આપણા બધાની છે. એક જણે ઓછું કામ આપ્યું તેથી તે થોડો જ આપણો ઓછો ભાઈ થવાનો?"

ભગવાન ઈસા મસીહે આ બોધકથા લોકોને કહી સમજાવ્યું કે, આપણે બજારનો કે ત્રાજવાનો ન્યાય તોળવાના નથી, પણ પ્રેમનો અને આત્મીયતાનો ન્યાય તોળવાના છીએ.

રસ્કિને આ ધર્મકથાનો ઉપયોગ કરી વિશ્વબંધુત્વનું સમાજશાસ્ત્ર લોકોને સમજાવ્યું અને એવા સામાજિક આદર્શ ઉપર ગોઠવેલું અર્થશાસ્ત્ર એ જ સાચું અર્થશાસ્ત્ર છે, બાકીનું અર્થશાસ્ત્ર અનર્થશાસ્ત્ર છે, કેમ કે એમાં માણસાઈને સ્થાન નથી, એ દૃષ્ટિ સમાજ આગળ મૂકી.

દક્ષિણ આફ્રિકામાં એક દિવસ મુસાફરી કરતાં ગાંધીજીએ રસ્કિનની એ ચોપડી વાંચી. એની એમના મન ઉપર ભારે અસર થઈ અને એ પ્રમાણે પોતાનું જીવન ગોઠવવાનો એમણે નિશ્ચય કર્યો.

જે આદર્શ રસ્કિને ઈસા મસીહના ઉપદેશમાંથી તારવ્યો તે જ આદર્શ આપણા ધર્મમાં પણ બોધેલો હોવાથી એનો સ્વીકાર કરતાં ગાંધીજીને કશી મુશ્કેલી નડી નહીં. આપણા ઋષિ-મુનિઓએ આપણી આગળ વસુધૈવ કુટુમ્બકમ્ નો આદર્શ મૂક્યો છે. 'આ માણસ પોતીકો અને આ માણસ પરાયો' — એવી ગણના તો સાંકડા મનના લોકો જ કરે છે. વિશાળ હૃદયના લોકો — માનવતાથી પ્રેરિત થયેલા લોકો — માટે આખી વસુધા — પૃથ્વી એ જ એક નાનકડું કુટુંબ અથવા પરિવાર હોય છે.

જ છે. એટલા માટે ગાંધીજીએ કહ્યું કે નાનામોટા કશા અપવાદ વિના બધાંયનું હિત થઈ શકે — બધાંયનો ઉત્કર્ષ, ઉન્નતિ, ઉત્થાન થઈ શકે એ જ વસ્તુ ધર્મ્ય હોઈ આપણે એનો જ સ્વીકાર કરવો જોઈએ. આ આગ્રહ વ્યક્ત કરવા માટે ગાંધીજીએ એક શબ્દ ઉપજાવી કાઢ્યો — 'સર્વોદય'. જૈન સાહિત્યમાં સર્વોદયતીર્થ એવો એક શબ્દ ક્યાંક જડી આવ્યો હશે પણ તેટલા પરથી ગાંધીજીની મૌલિકતા નષ્ટ નથી થતી. ફક્ત બે જ કલાક આપી શકનાર માણસને પણ પૂરેપૂરી રોજી મળે કેમ કે એનું અને એનાં બાળબચ્ચાંનું પેટ ભરાય એ જોવાની આપણી ફરજ છે. એ ફરજ જે સ્વીકારે છે તે જ સાચું અર્થશાસ્ત્ર છે. બાકીનાં બધાં અનર્થ-શાસ્ત્ર છે, એમ કહી ગાંધીજીએ મહામના રસ્કિનના વિચારો આપણી પ્રજા આગળ મૂક્યા. એ આદર્શનો વિસ્તાર કરી માનવજીવન અને સામાજિક જીવન કેમ રચી શકાય એનો સવિસ્તૃત પ્રચાર કરવાનો અવકાશ ગાંધીજીને મળ્યો નહીં. પણ એમની હયાતીમાં જ આપણે 'સર્વોદય' નામનું માસિક શરૂ કરી ગાંધીજીના સામાજિક આદર્શનું ચિંતન કરવાનો અને એ વિચાર ખીલવવાનો પ્રારંભ કર્યો હતો. ગાંધીજીના દેહાંત પછી ગાંધીજીએ સ્થાપેલી રચનાત્મક સંસ્થાઓએ પોતાની પ્રવૃત્તિઓનું સંગઠન કરી સર્વોદય-સમાજની સ્થાપના કરી. એ જ વિચારને કેન્દ્રમાં રાખી શ્રી વિનોબાએ પોતાની ભૂમિદાન-ગ્રામદાન પ્રવૃત્તિ ચલાવી છે.

અત્યંત સાત્ત્વિક વૃત્તિવાળા આપણા જૂના સાથી શ્રી આપ્પાસાહેબ પટવર્ધને સર્વોદયનો વિચાર સ્પષ્ટ કરવા ખાતર સર્વોદય માટે એક સુંદર પ્રતિયોગી શબ્દ આપણને આપ્યો છે — 'અંત્યોદય'. સમાજના બધા જ ઘટકોનું ભલું કરવાનો આપણો પ્રયત્ન સૌથી છેલ્લા, દબાયેલા, ત્યજાયેલા, ઉપેક્ષિત લોકોની સેવાથી શરૂ થવો જોઈએ. ઉપેક્ષા જો થાય તો ઉપલા વર્ગની, તેમ જ ભાગ્યશાળી લોકોની ઉપેક્ષા ભલે આપણે હાથે થાય પણ આપણાં ભુલાયેલાં ભાંડુથી આપણે આપણી પ્રવૃત્તિઓનો શુભ પ્રારંભ કરવો જોઈએ. એ ભાવ વ્યક્ત કરવા માટે એમણે આપણને સમીકરણ આપ્યું કે સર્વોદય એટલે અંત્યોદય. આ વસ્તુ ગાંધીજીના દિવસોના એક નાનકડા પ્રસંગ પરથી સ્પષ્ટ થશે :

ગાંધીજીએ દેશની સેવા માટે અથવા વિશ્વની સેવા માટે અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. શ્રી ઠક્કર બાપાની ભલામણથી એક હરિજન કુટુંબ તે આશ્રમમાં દાખલ થયું. રૂઢિવાદી સનાતની સમાજ એથી નારાજ થયો અને ઘણા લોકોએ ગાંધીજીને અપાતી પોતાની મદદ આપવાનું બંધ કર્યું. ગાંધીજીએ તરત કહ્યું કે, મને આથી કશી મૂંઝવણ થતી નથી. આખા સમાજની સેવા કરવા આપણે ઊપડ્યા પણ જો સનાતનીઓને આપણી આ સેવા માન્ય ન હોય તો આપણે જઈને રહીશું હરિજનવાસમાં, અને ફક્ત એ લોકોની જ સેવા કરીશું.

શ્રી આપ્પાસાહેબ પટવર્ધને સર્વોદયનો જે અર્થ કર્યો તે જ ઉપલા નાનકડા પ્રસંગમાં સ્પષ્ટ થાય છે. બીજો પણ એવો જ પ્રસંગ એ જ અરસામાં બન્યો હતો તે અહીં નોંધવાલાયક છે.

ગોધરાની પહેલી ગુજરાત રાજકીય પરિષદ પૂરી થયા પછી ગાંધીજીએ ત્યાં એક અંત્યજ આશ્રમ ખોલ્યો અને શ્રી મામાસાહેબ ફડકેની એમાં સ્થાપના કરી. ગોધરાના ઢેડ લોકોનાં બાળક એમાં પ્રથમ દાખલ થયાં. ત્યાર પછી આવ્યાં ભંગીનાં બાળકો. મામાસાહેબના પ્રયત્નથી એ બાળકો આવ્યાં હશે. ઢેડ લોકો કહેવા લાગ્યાં કે, ભંગીનાં બાળકો અમારાં બાળકો ભેગાં રહે અને ભણે એ અમને પોષાય નહીં. ભંગી અમારાથી ઊતરતા છે. એમને અમારી સાથે રહેવા કેમ દેવાય? ગાંધીજીએ તરત કહ્યું કે, એમ જ હોય તો ગોધરાનો અમારો અંત્યજ આશ્રમ ભંગીઓ માટે છે એમ સમજવું. ભંગીઓ સાથે રહેવા જેઓ તૈયાર નથી તે ભલે અમારા આશ્રમનો લાભ ન લે. અમે તો બધાં જ અંત્યજોની સેવા કરવા માંગીએ છીએ. જેઓ અમને એવી સેવા કરવાના લાભથી વંચિત રાખવા માગતા હોય તેઓ ભલે અમારી સેવા ન લે. આ છે સર્વોદયની સર્વ-હિતકારી દૃષ્ટિ.

વૈદિક ઋષિઓએ વિરાટ સમાજને એક પુરુષ ગણ્યો છે. બ્રાહ્મણો એનાં મુખ છે. બાહુ ક્ષત્રિય છે. એ રાષ્ટ્રપુરુષની જાંઘ એ વૈશ્ય અને શૂદ્રોને પણ ગણી શકાય. આમાં ઉચ્ચ-નીચ ભાવનું સૂચન ન હતું. પણ પાછળના લોકોએ માથું ઉત્તમાંગ છે માટે એ શ્રેષ્ઠ, પગ સૌથી નીચે છે – જમીન પર ચાલે છે, ધૂળથી ઢંકાઈ જાય છે એટલા માટે કનિષ્ટ, એવો ઉચ્ચ-નીચ ભાવ ઉપજાવી કાઢ્યો પણ પગને અળગા તો ન જ કરી શકાય. આપણે જે અન્ન ખાઈએ છીએ તેનો અન્નરસ ફક્ત માથાને જ પહોંચે છે એવું નથી. અન્નરસથી જે લોહી પેદા થાય છે તે હૃદય દ્વારા આખા શરીરમાં છેક છેડા સુધી પંપ કરાય છે, પહોંચાડાય છે. હાથ-પગ જ્યારે શરીરનું રક્ષણ કરે છે ત્યારે પગની અવગણના થતી નથી. અને જો જૂના રિવાજોમાંથી ધાર્યો બોધ કાઢવો જ હોય તો આપણે કહી શકીએ છીએ કે, ઈશ્વરના વિગ્રહનું ધ્યાન પગથી શરૂ થાય છે. આપણે ભગવાનનું દર્શન આપાદમસ્તક કરીએ છીએ. વેદમાં આવેલા પુરુષસૂક્તનો સમાજપુરુષ અથવા વિરાટ પુરુષ એક અને અખંડ છે. એનાં માથાં હજારો છે, એની આંખો પણ હજારો છે; અને એના પગ પણ હજારો છે. આખો સમાજ, તમામ જીવસૃષ્ટિ અને આખું વિશ્વ એક અને અખંડ છે. એ વસ્તુનો સ્વીકાર કરવા માટે જ પુરુષસૂક્ત થયેલું છે. ભૂતકાળનાં, વર્તમાનકાળનાં અને હવે પછી આવનારા ભવિષ્યકાળનાં બધાં સ્ત્રીપુરુષો એકત્ર મળી 'માનવતા' બને છે. ત્રિકાળવ્યાપી નરનારીના સમૂહને સંસ્કૃતમાં 'નાર' કહે છે. એ નારની અંદર જેનો વાસ છે, અયન છે તેને નારાયણ કહે છે. નારાયણ એટલે God of humanity એ નારાયણની ઉપાસના તે જ સર્વોદયની સાધના છે. સર્વોદયમાં નથી કોઈનો બહિષ્કાર કે નથી કોઈની ઉપેક્ષા.

ગાંધીજીના ગયા પછી એમની શિખામણનું સ્મરણ કરી આપણે જ્યારે સર્વોદય-

માન્ય રાખે છે તે સર્વોદય-સમાજનો સદસ્ય છે. સદસ્ય કહેવા કરતાં એક અંશ છે અથવા ઘટક છે એમ કહેવું જોઈએ. શ્રી વિનોબાએ એ વખતે ભારપૂર્વક કહ્યું હતું કે સર્વોદય-સમાજમાં સદસ્યતાનું તત્ત્વ સ્વીકારીએ તો સદસ્યતા મટાડવાની વાત પણ એમાં આવશે. member હોય તો dismember કરવાની વાત પણ આવે અને એમાં હિંસા આવી જ જાય છે. તેથી સર્વોદયમાં માનનારાને આપણે સેવક કહીશું અને યાદી રાખીશું તે ફક્ત પત્રવ્યવહારની સગવડ ખાતર સરનામાંની. એ સર્વોદય સમાજની પ્રવૃત્તિ ચલાવનાર મંડળ તે સર્વસેવાસંઘ. એ સંઘની જ્યારે સ્થાપના થઈ ત્યારે 'સર્વ'નો અર્થ પણ સ્પષ્ટ કર્યો હતો : (૧) ગાંધીજીએ સ્થાપેલી સર્વ તમામ રચનાત્મક સંસ્થાઓના જોડાણથી થયેલો સંઘ તે 'સર્વસેવાસંઘ'. (૨) સમસ્ત પ્રજાની, અખિલ માનવજાતની સેવા કરનાર સંઘ તે સર્વસેવાસંઘ; અને (૩) માનવસમાજનું કલ્યાણ થાય એ જાતની, દરેક જાતની સર્વ પ્રકારની સેવા કરવાને પ્રવૃત્ત થયેલો સંઘ તે સર્વસેવાસંઘ. આમ ત્રણે પ્રકારનો અર્થ લઈ સર્વ-સેવા-સંઘનું નામ યોજ્યું હતું. એમાં નવીનવી સંસ્થાઓ પણ દાખલ થઈ શકે. કેમ કે માનવની સેવા કરવાનાં ક્ષેત્રો અસંખ્ય છે, પ્રકારો અસંખ્ય છે.

આમ સર્વ-સ્વીકારના સાર્વભૌમ સિદ્ધાંત ઉપર સર્વોદય-સમાજ શરૂ થયો છે. અને એ સિદ્ધાંત ઉપર એ ચાલી શકે છે, ટકી શકે છે અને વધી શકે છે.

જેઓ સ્વાર્થી છે, સંકુચિત છે, સમાજદ્રોહી છે, એમનું શું ? સર્વોદયમાં માનનાર કહેશે કે, તેઓ પણ આપણા જ છે. તેમનો પણ ઉત્કર્ષ આપણે ઇચ્છીએ છીએ. એમની પણ સેવા આપણે કરવાના છીએ. અને તેથી જો તેઓ આપણી સાથે ભળી જાય તો એમનો આપણે બહિષ્કાર કરવાના નથી.

જે લોકોને ઈશ્વરે આ દુનિયામાં આવવા દીધા, જેમને અહીં સ્થાન છે અને જેઓ પોતાની હસ્તીનો સાક્ષાત્કાર આપણને કરાવે છે તેમાંથી કોઈનોયે આપણે ઇન્કાર કરી શકવાના નથી. એટલે સર્વોદયમાનસ કોઈનોય બહિષ્કાર નહિ કરે અને બહિષ્કાર કર્યે છુટકારો થોડો જ થાય છે ? આપણે એમને છોડવા તૈયાર હોઈએ પણ તેઓ આપણને શા માટે છોડી દે ? એટલે બધાં તત્ત્વો આ દુનિયામાં છે. તે આપણા જીવનમાં ઓછે-વત્તે અંશે પ્રવેશ કરી શકે છે. એમના પ્રત્યે આંખ મીંચીને ચાલીએ તો આપણે સલામત રહેવાના નથી એ જાણીને 'એ બધાં આપણાં જ છે. આપણે એમને માટે જવાબદાર છીએ' એ છેલ્લું સૂત્ર યાદ રાખી આપણે એમને વિશે વિચાર કરવાનો રહ્યો.

આ નવો વિચાર એટલા માટે રજૂ કર્યો છે કે સર્વોદયી સમાજની સ્થાપના કરવી હોય તો એની પાછળ નવું માનસ, નવી જવાબદારી અને નવી રચનાની કલ્પના કર્યા વગર છૂટકો નથી.

આપણે સર્વોદય સમાજની સ્થાપના કરવા માટે જો કોઈ પ્રયત્ન કર્યો હોય તો તે પછાત ગામડાંઓમાં અને આદિવાસી વિસ્તારોમાં. ત્યાં 'ખેતીની જમીન

આખા સમાજની' એ સૂત્ર જૂના કાળથી વત્તુંઓછું ચાલતું આવ્યું છે. જંગલમાં રહી કુદરત સાથેની અથડામણ ઝીલી લઈ એ લોકોને જીવવું પડે છે. એમાંથી જે જાતની જીવનદૃષ્ટિ એમણે સ્થૂલપણે કેળવેલી હોય છે તે સર્વોદયી સમાજરચના માટે કાંઈક અનુકૂળ હોવી જોઈએ અને એ લોકોને ધન-દોલતનો સ્પર્શ ઓછો થયેલો હોવાથી એમનો લોભ પણ પાકટ થયેલો નથી હોતો.

શ્રી વિનોબાએ એક વાર ખાનગી સંભાષણમાં કહેલું કે જે ગામમાં એક જ કોમના, એક જ જાતિના લોકો હોય છે ત્યાં ગ્રામદાન અને નવનિર્માણ સહેલાં હોય છે; પણ જ્યાં અનેક જાતિઓ મળીને એક ગ્રામ બનેલું હોય છે ત્યાં ગ્રામદાન મળવાં પણ મુશ્કેલ હોય છે અને સહિયારી ખેતી તેમ જ સહજીવન પણ મુશ્કેલ હોય છે.

શ્રી વિનોબાનું આ નિરીક્ષણ સાચું છે. મારા નિરીક્ષણ સાથે એ બરાબર બંધ બેસે છે. આપણે જૂના કાળમાં નાનાં નાનાં અલગ ટોળાંઓનું, ફિરકાઓનું અને જુદી જુદી પ્રજાઓનું નાનું નાનું સંગઠન થવા દીધું. એમાંથી જાતિ-વ્યવસ્થા ઊભી થઈ. દરેક જાતિ જાણે એક નાનકડો સ્વતંત્ર સમાજ. આપણા પૂર્વજોએ એ બધાને બની શકે તેટલા એકત્ર આણી અહિંસાનું વાતાવરણ ઊભું કરી એમનો એક વિરાટ સમાજ બનાવ્યો. એમના આદર્શો સાથે અને જીવનક્રમ સાથે સમભાવ રાખી એમનો ઢીલો તો ઢીલો પણ એક સમાજ બનાવ્યો. એ બધાને કેટલાક સાર્વભૌમ આદર્શો આપી દઈ એમનો હિંદુસમાજ બનાવ્યો. અને ધીરે ધીરે એમાં એકતા આણી. ત્યાર પછી એ સમાજ કાંઈક એકજીવ થયા પછી એમનાં અંદર ચાતુર્વર્ણ્યનો આદર્શ ફેલાવ્યો. અમુક જાતિ, જમાત કે કુનબા ક્ષત્રિય ગણાય, અમુક વૈશ્ય, અમુક શૂદ્ર અને અમુક તો અતિશૂદ્ર અથવા ચાંડાલ—એવી રીતે પહેલાં જાતિ-સંગઠન, પછી એ જાતિઓનો વિરાટ હિંદુસમાજ અને એમાંથી સામાજિક વ્યવસ્થા પરત્વે વર્ણવ્યવસ્થાની કલ્પના કરી.

આ એક મોટો અને ઘણે ભાગે સફળ સામાજિક પ્રયોગ હતો. એમાં જે સારાં તત્ત્વો હતાં તેનો લાભ આપણને મળ્યો પણ એ વ્યવસ્થા કાયમ કરીને અને ધર્મના નામે એને મજબૂત કરીને એના દોષો આપણે વારસામાં મેળવ્યા છે. વર્ણ-વ્યવસ્થા જો જીવતી, લચીલી, વળે એવી રાખી હોત તો એમાંથી સર્વોદયની સ્થાપના સહેલાઈથી થઈ હોત. આજે આપણી જાતિ-વ્યવસ્થા અને વર્ણ-બન્નેનો વિરોધ વેઠીને પણ સર્વોદય-સમાજની સ્થાપના કરવાનો પ્રસંગ આવ્યો છે. એ જ બતાવે છે કે આપણે ધર્મજીવનમાં ઘણી જડતા દાખલ થવા દીધી અને પરિણામે હિંદુસમાજ એક રીતે સંસ્કારી હોવા છતાં આજની દુનિયાના જીવન-કલહમાં ડગલે ને પગલે હારતો જાય છે.

જ્યારથી શ્રી વિનોબાએ સર્વોદયનું કામ ઉપાડ્યું છે ત્યારથી સર્વોદયનું સાહિત્ય ઘણું તૈયાર થયું છે. એ બધું મહત્ત્વનું છે જ. પણ સર્વોદય એટલામાં જ પૂરો આવી નથી જતો. ભૂમિદાન, ગ્રામદાન, એ પ્રવૃત્તિ પર ધ્યાન કેન્દ્રિત

થવાને લીધે એ જ પ્રવૃત્તિ પરત્વે સર્વોદયનો અર્થ કરવામાં આવે છે – એ છે તો બરાબર પણ કોઈ પણ પ્રવૃત્તિ જ્યારે જોરથી ચાલે છે ત્યારે મૂળ સિદ્ધાંત જાણે એમાં બધો આવી ગયો એવી માન્યતા ફેલાય છે; પણ સર્વોદય એ એક સમસ્ત જીવનવ્યાપી એવું ભવિષ્યકાળનું નવદર્શન છે. એમાં જીવન સમસ્તનો સ્વીકાર છે; માનવ સમસ્તનો સ્વીકાર છે. એ જ રીતે કોઈનો પણ અસ્વીકાર કે બહિષ્કારને એમાં સ્થાન નથી. મતભેદો ગમે તેટલા હોય, દરેક શુભ પ્રવૃત્તિનો એમાં સત્કાર છે, ઘણે અંશે સ્વીકાર છે અને દુનિયાના એકેએક ધર્મ પ્રત્યે, સંસ્કૃતિ પ્રત્યે, જાતિ અને વંશ પ્રત્યે સર્વોદય સમન્વયની દૃષ્ટિથી જ જોઈ શકે છે.

જો અઘરામાં અઘરી સાધના દુનિયામાં કોઈ હોય તો તે સમન્વયની છે. સાંભળવામાં સમન્વય શબ્દ રૂપાળો લાગે છે પણ જેને અંગ્રેજીમાં goody goody કહે છે એવો એ નથી. એની પ્રતિજ્ઞા છે કે જ્યાં જ્યાં સંઘર્ષ દેખાય ત્યાં પહોંચી જઈ બન્નેને યથાયોગ્ય સ્થાન મળી શકે એ જાતનો વચલો રસ્તો કાઢીશું જ. સત્ય એક છે, કલ્યાણ એક છે અને માનવજાતિનું ભવિતવ્ય પણ સંગીતની પેઠે વિવિધતામાંથી મીઠાશ ઉત્પન્ન કરવાનું છે.

જે ક્ષણે સર્વોદયની દીક્ષા લીધી તે ક્ષણે માણસ ચિંતક, શોધક અને પ્રયોગ-પરાયણ થવાનો અને તેથી સર્વોદયની દીક્ષા લેનારની કેળવણી કેવી હોવી જોઈએ, એનો વિચાર પણ અત્યારથી જ થવો જોઈએ.

## ૧૪. મડદાં છીએ કે જીવતા?

સામાજિક સુધારાને ગમે તેટલો વેગ આપીએ, તોયે તે ધીમે ધીમે જ થવાના. આંબા ઉતાવળે પકવવાની નવી નવી પદ્ધતિઓ શોધી કાઢી હોય, તોયે એક ક્ષણમાં તે પાકતા નથી, એ ખરું છે. ગમે તેટલી ઉતાવળ કરીએ તોયે સુધારો ક્રમે ક્રમે થવાનો અને અમુક સમય લેવાનો જ, એ બધુંયે ખરું છે. પણ તેટલા માટે સુધારાની ધગશ મોળી રાખ્યે ચાલે નહીં. આપણે આપણી બધી શક્તિ કામે લગાડી દઈએ, ત્યારે જ સુધારાનો રથ પોતાનું સ્થાન છોડી હાલવા માંડશે. એક વાર ચાલતો થયો, પછી એ રથ પોતાને જોરે જ આગળ વધશે અને એની ગતિ રોકવાનો કોઈ પ્રયત્ન કરે, તોયે તે રોકાવાનો નથી, એ બધું પણ ખરું છે. સુધારા વિશે ધગશ સાથે ધીરજ કેળવી શકાય. પણ અન્યાયનો સામનો કરતાં ધીરજ રાખી ન શકાય. કોઈ બાળક ઊંચેથી નીચે પડતું હોય તો એને 'ધીરે ધીરે' ન બચાવાય. ઘર બળી જતું હોય, તો એને બચાવવા માટે પાંચ વર્ષનો કાર્યક્રમ ન રચાય. સ્ટેશન પર પહોંચી અમુક ગાડી પકડવી હોય, ત્યારે ગાડી ચાલે છે, ઘોડા થોભ્યા નથી, આપણે હતા તેના કરતાં કંઈક આગળ વધ્યા છીએ, કોક દિવસે આપણે સ્ટેશને જરૂર પહોંચવાના, એમ મન મનાવી

આપણે ધીરજ નથી કેળવતા. આપણે ગાડીવાળાને ધમકાવીને કહીએ છીએ કે, ગાડીનો વેગ વધાર, નહીં તો તારી ગાડીમાંથી ઊતરીને બીજી ગાડી હું લઈશ: મારે અમુક વાગ્યાની ગાડી પકડયે જ છૂટકો છે.

અસ્પૃશ્યતાનું પાપ આપણે ઘણાં વર્ષ થયાં સંઘરી રાખ્યું છે. એમાં સહેજ-સાજ સુધારો થયો, તોયે આપણે સંતોષ માની રાચીએ છીએ. આપણે સમજતા નથી કે, હિંદુ ધર્મ કે સમાજનું ઘર બળવા માંડયું છે. જો અસ્પૃશ્યતા તુરતાતુરત કાઢી ન નાખીએ, તો ભડાકો થવાનો અને આખું ઘર બળીને ભસ્મ થવાનું. અહીં કોઈ મરી ગયેલા પૂર્વજોના આત્માના કલ્યાણને અર્થે થોડુંક દાન કરી છૂટવાનું નથી. અહીં તો અગ્નિની જવાળામાંથી બળતું ઘર અને એની અંદરના આપણા સ્વકીયોને બચાવવાની વાત છે. સન ૧૯૩૨ના અરસામાં સરકારે હરિજનોનો સમાજ જ નોખો છે, એમ નક્કી કરી જીવતા હિંદુ સમાજના ભાગલા પાડવાનો મનસૂબો કર્યો હતો. ગાંધીજી તે વખતે જેલમાં હતા. એમણે હિંદુ-સમાજ ઉપરનું એ સંકટ ઓળખ્યું અને આમરણ ઉપવાસ કરી એ ટાળવાનું નિરધાર્યું. હિંદુસમાજ પ્રથમ હેબતાઈ ગયો, પછી જાગ્યો. માલવીયજી દોડયા, શ્રી રવીન્દ્રનાથ દોડયા, હિંદુસમાજના આગેવાનો પૂનામાં ભેગા થયા. એમણે ઈશ્વરને સાક્ષી રાખી સંકલ્પ કર્યો કે, અસ્પૃશ્યતાનિવારણ કરીશું, કરીશું અને કરીશું. જે લોકોને અસ્પૃશ્યતા રાખવામાં જ ધર્મ જણાતો હતો, એવા લોકોએ તે વખતે તમામ આગેવાનોનો વિરોધ કરવો જોઈતો હતો, પણ એવું તો કોઈના મનમાં હતું જ નહીં. આભડછેટ ધર્મ નથી પણ એક ટેવ છે, રોગી લાગણી છે, વ્યસનની પેઠે એ છૂટતી નથી. આભડછેટ રાખવા છતાં આપણું કશું અટકતું નથી. ઘર બળતું હોય, ત્યારે અંદરની ઘરવખરી બહાર કાઢવા માટે આપણે અસ્પૃશ્યોની મદદ લઈએ જ છીએ ને ! તે વખતે સ્પર્શાસ્પર્શનો બાધ લાગતો નથી. શહેરોમાં આપણે કયાં તપાસ કરવા બેસીએ છીએ કે, જેની સેવા લઈએ છીએ તે અસ્પૃશ્ય છે કે નથી, પણ પોતાનો સ્વાર્થ, પોતાની સગવડ અને પોતાના આરામ પૂરતી જ આપણે અસ્પૃશ્યતા છોડી દઈએ છીએ. માનવતાના દ્રોહ તરીકે અસ્પૃશ્યતાને જો આપણે દૂર કરીએ, તો જ આપણે કામ કર્યું ગણાય. વિલાયતી બિસ્કિટ ખાતાં આપણને સંકોચ નથી થતો કે, એ કોણ બનાવે છે. પણ ચાની દુકાનમાં આપણી પડખે જે બેસીને ખાય છે, તે હરિજન છે, એમ જો ખબર પડે, તો લોકો અસ્વસ્થ થાય છે — જાણે વીંછી કરડયો !

આખા દેશે એક વિચારે નક્કી કર્યું છે કે, અસ્પૃશ્યતા દૂર થવી જ જોઈએ. હિંદુસમાજના ઘણાખરા સામાજિક અને ધાર્મિક આગેવાનો પણ કબૂલ કરે છે કે, અસ્પૃશ્યતા જવી જ જોઈએ. નોઆખલીના હત્યાકાંડનાં વર્ણનો વાંચ્યા પછી બંગાળના મોટા મોટા શાસ્ત્રી પંડિતો અને ધર્માચાર્યો જાગ્યા અને એમણે જાહેર કર્યું કે, હવે પછી તમામ હિંદુઓને મંદિરોમાં પ્રવેશ મળશે, તમામ હિંદુઓનું અમે પુરોહિતપણું કરીશું, આભડછેટને કયાંય સ્થાન નહીં રહેવા દઈએ.

પણ એ તો પૂર્વ બંગાળના બંગાળીઓ પર અત્યાચાર થયા હતા. બંગાળના બ્રાહ્મણો જાગે, એ યોગ્ય છે. મહારાષ્ટ્ર અને ગુજરાતના હિંદુઓ પર ક્યાં આવા અત્યાચારો થયા છે કે, અહીંના બ્રાહ્મણો અસ્પૃશ્યતાને તિલાંજલિ આપે? આપણે ત્યાંની બહેનોની લાજ લૂંટાય ત્યારે વિચાર કરીશું. અથવા કોઈ દેશના નેતા ઉપવાસ આદરે, ત્યારે જાહેર કરીશું કે, અમે અસ્પૃશ્યતાના નિવારણના વિરોધી નથી. મંદિર આખી હિંદુજાતિનું છે. બધાના અભિપ્રાય પૂછો. બહુમતીથી જે નિર્ણય થાય, તે અમે માન્ય કરીશું !

ખરેખર બહુમતીને પૂછવું જોઈએ. એક નહીં, બે પ્રશ્ન પૂછવા જોઈએ કે, ચોખામેળા અને કનકદાસના વંશજોને અને જ્ઞાતિબંધુઓને ભગવાનને ઘેર એનું દર્શન કરવાનો, એનો ચરણસ્પર્શ કરી પાવન થવાનો અને પોતાને હિંદુ કહેવડાવવાનો અધિકાર છે કે નથી? સાથે સાથે જનતાને એ પ્રશ્ન પણ પૂછવો જોઈએ કે, ધર્મમંદિરો કોના હાથમાં હોવાં જોઈએ? નરસિંહ મહેતાનાં ભજનો ગાનાર બ્રાહ્મણો અને સવર્ણો આજે પોતાનાં મંદિરોની વ્યવસ્થા નરસિંહ મહેતાના હાથમાં સોંપવા તૈયાર છે કે નથી?

ધર્મતેજના પ્રતિનિધિઓ આપણને જે સુધારો સૂચવે છે, તે અમલમાં મૂકતાં શું સૈકાઓ જવા જોઈશે? પછી બીજાં વધારે મહત્ત્વનાં કામો ક્યારે કરીશું?

મડદું ગરમ પાણીમાં મૂકીએ, તેટલો વખત ગરમ રહે છે. જીવતું શરીર એની મેળે ગરમ રહે છે. ગરમ પાણીમાં છે, ત્યાં સુધી જ જે ગરમ રહે છે અને ગરમ પાણીમાંથી કાઢી લેતાંવેંત ઠંડું પડી જાય છે તે શરીર નથી, પણ મડદું છે. ગાંધીજીએ ઉપવાસ કર્યા, તે વખતે અસ્પૃશ્યતાનિવારણની બાબતમાં સમાજમાં જે ધર્મજાગૃતિનો ગરમાવો આવ્યો, તે જો ટક્યો હોય, તો હિંદુ સમાજ જીવતો છે, એમ કહી શકાય. પણ જો દર વખતે કોઈ ને કોઈ દેશસેવકના પ્રાણાંતિક અનશનના ધાક વગર સમાજ જાગ્રત ન થતો હોય, તો એ મડદાલ સમાજ છે.

હમણાં જ પંઢરપુરનું પ્રખ્યાત દેવાલય હરિજનોને માટે ખુલ્લું મૂકવા માટે મહારાષ્ટ્રમાં એક હિલચાલ શરૂ થઈ. મુંબઈ પ્રાન્તના સાત્ત્વિક વડા પ્રધાને મંદિરના વ્યવસ્થાપકોને કરગરીને વીનવ્યા. પોતે મંદિરમાં ન જઈને પોતાની વેદના જાહેર કરી. સમાજે એ વસ્તુની નોંધ લીધી અને તે સૂઈ ગયો. હમણાં મહારાષ્ટ્રના ભાવનાપ્રધાન લેખક અને સમાજસેવક સાને ગુરુજીએ પ્રાણાંતિક ઉપવાસ શરૂ કર્યા. એમણે જાહેર કર્યું કે, માનવતાનો દ્રોહ, ધર્મનું અપમાન અને અસ્પૃશ્યોની હાડમારી મારે માટે અસહ્ય છે. હરિજનો માટે પંઢરપુરનું મંદિર ખુલ્લું નહીં થાય, તો હું પ્રાણાન્તિક અનશન કરી મરી જઈશ. કેટલાક આગેવાનો જાગ્યા. એમણે લોકમત કેળવવા માટે છ મહિનાની મહેતલ માગી લીધી છે અને સાને ગુરુજીએ પોતાના ઉપવાસ મુલતવી રાખ્યા છે. સાને ગુરુજી ભાવનાશીલ છે. તેમની પાસે તારતમ્ય નથી. કયે વખતે કઈ વસ્તુનું ઉપરાણું લેશે, એ કહેવાય નહીં. બધું ખરું છે, પણ મંદિરપ્રવેશની બાબતમાં શું આજે નવેસર લોકમત કેળવવાની

જરૂર છે? મંદિરના પૂજારીઓ ભલે ફિકર કરે કે, મંદિરોમાં હરિજનોને આવવા દેવાથી આપણી દક્ષિણા ઘટશે કે વધશે, શું થશે? જેઓ અસ્પૃશ્યતાનિવારણને માને છે, તેમણે તો આવા મંદિરનો બહિષ્કાર જ કરવો ઘટે છે. દક્ષિણા આપવાની વાત દૂર રહી. આ સવાલ દક્ષિણાની વધઘટનો નહીં, પણ ધાર્મિક ન્યાયનો છે, હિંદુસમાજની હસ્તીનો છે.

હરિજનોમાંથી જેઓ સ્વમાન સમજતા થયા છે, તેઓ તો સનાતની મંદિરોમાં જતા જ નથી. તેઓ એમ પણ કહે છે, ભલે રહ્યાં તમારાં મંદિરો, અમારે માટે એ ખુલ્લાં થયાં તોયે શું, ને ન થયાં તોયે શું? મંદિરપ્રવેશ કરતાં હોટેલપ્રવેશ, શાળાપ્રવેશ અને ધર્મશાળાપ્રવેશ વધારે મહત્ત્વનો છે.

એમની દૃષ્ટિએ એમની વાત બરાબર છે. આજે એકે હરિજન મંદિરમાં જવાને ઉત્સુક ન હોય, તોયે આપણે મંદિરપ્રવેશની હિલચાલ ચલાવ્યે જ છૂટકો છે. મંદિરપ્રવેશ એ ફક્ત એક પ્રતીક છે. આપણા રૂઢિચુસ્ત સનાતનીઓનાં હૃદયમાં ધર્મનો પ્રવેશ થાય, ન્યાય અને માણસાઈ તેઓ સમજતા થાય અને ડૂબતા હિંદુસમાજને બચાવવામાં પોતાનો ફાળો આપે, એટલા માટે એ હિલચાલ છે. જો ઘણાખરા સવર્ણ હિંદુઓ મંદિરોનો બહિષ્કાર કરે, (આપણે એવું ઇચ્છતા નથી), તો જ હરિજનોના મંદિરપ્રવેશની હિલચાલ આપણે છોડી શકીએ.

કેટલાક વકીલો રૂઢિચુસ્તોને અને મંદિરના પૂજારીઓને કાયદાની જાતજાતની સલાહ આપે છે. આ સવાલ કાયદાનો છે જ નહીં. આ તો ધર્મ-જાગૃતિનો સવાલ છે. લોક-જાગૃતિ પૂરતી થયા પછી એ જાગૃતિનો સંગ્રહ કાયદા દ્વારા થઈ શકે છે. પણ હમણાં તો હૃદય-જાગૃતિનું કામ જ કરવાનું છે. જ્યાં કાયદાથી પ્રગતિ કરી શકાય, ત્યાં મુંબઈ સરકારે જરૂરી કાયદા પસાર કર્યા છે. આજે કેટલાક હરિજનો ધર્માંતર કરવાની ધમકી આપે છે. એવો પણ વખત આવશે કે, કેટલાક સવર્ણો પણ ધર્માંતર કરવાની ધમકી આપશે. પણ એ હારેલાનો માર્ગ છે. ધર્માંતર શાનું કરીએ? ધર્મ છે, એને જ સુધારી ન લઈએ? જે રિવાજ ખરાબ લાગતા હોય, એનો ત્યાગ કરીએ. જે લોકો ખરાબ રિવાજને વળગી રહેલા છે, એમનો પણ તેટલે દરજ્જે ત્યાગ કરીએ.

કેટલાક એવો સવાલ પૂછે છે કે, મંદિરપ્રવેશને વધારે મહત્ત્વ ન આપીએ, હરિજનોની અસ્પૃશ્યતા દૂર કરી એમને નાગરિક હકોનો બિનવિરોધ ઉપભોગ કરતા કરીએ. આપણો જવાબ એક જ હોઈ શકે કે, બંને કામ એકસાથે જ થવાં જોઈએ. અસ્પૃશ્યતાનિવારણનું કામ એવું નથી કે, પાંચ-પચાસ વર્ષ સુધી ચલાવવાનું હોય. એ કામ તો તરત જ થવું જોઈએ. જે જે લોકોએ અત્યાર સુધી ઉપવાસ આદર્યા છે, તેમાંથી એક જતીન દાસનો દાખલો બાદ કરતાં કોઈએ પ્રાણ ખોયા નથી. એટલે સમાજને થાય છે, "જોઈશું, કાંઈક થશે, વચલો રસ્તો નીકળી આવશે અને અંતે સૌ રૂડાં વાનાં થશે."

આ માન્યતા ખોટી છે. ઈશ્વરની કૃપા છે કે હજી સમાજને માથે કોઈ

ધર્મવીરની હત્યા બેઠી નથી. અને એ સમાજનું સત્ કેવું કે, એના સર્વશ્રેષ્ઠ સેવકો પ્રાણત્યાગ કરવાની વાત કરે, ત્યારે જ એ સહેજસાજ વિચાર કરવા તૈયાર થાય ! અસ્પૃશ્યતાનિવારણને કાજે એક પણ રાષ્ટ્રસેવક મરી જશે, તો ભગવાનની દુનિયામાં હિંદુસમાજ માથું ઊંચું કરી નહીં શકે.

વર્ધા, ૧૩–૧૨–૪૬

## ૧૫. વર્ણાન્તર-વિવાહ

[વર્ણાન્તર-વિવાહની મીમાંસા અને ચર્ચા હવે ખરું જોતાં વાસી થઈ છે. ભિન્નધર્મી લોકો વચ્ચે લગ્ન થાય એ ઈષ્ટ છે કે નહીં એ આજનો પ્રશ્ન છે.

તેમ છતાં વર્ણાન્તર-વિવાહની ચર્ચા અવારનવાર ડોકિયું કરે જ છે. પાંડવોનો પક્ષ ન્યાયનો હતો કે કૌરવોનો, એની ચર્ચા પણ ક્યારેક ક્યારેક થયા જ કરે છે ને ?

વર્ણાન્તર-વિવાહની ચર્ચામાં ન પડતાં પોતાનું મન્તવ્ય ટૂંકમાં અને કેટલાક સવાલોના રૂપમાં અહીં રજૂ કર્યું છે. આ રજૂઆત જોઈને આ પ્રશ્નને અંગે રસ ધરાવનારા લોકોના વિચારને થોડી ગતિ મળે તો આ પ્રયત્ન સફળ ગણીશ.]

ઇતિહાસ અને પુરાણો પરથી જણાય છે કે, ઠેઠ પ્રાચીન કાળથી હિંદુ સમાજમાં અસવર્ણ વિવાહ થતા આવ્યા છે. સ્મૃતિઓએ અનુલોમ વિવાહને માન્યતા આપી અને પ્રતિલોમ વિવાહ નિષિદ્ધ ગણ્યા, એ પરથી પણ હિંદુ-સમાજમાં વર્ણાન્તર વિવાહ થતા હતા એ સિદ્ધ થાય છે.

અનુલોમ અને પ્રતિલોમનો ભેદ કયા સિદ્ધાન્તને આધારે નક્કી કરવામાં આવ્યો હશે ? સ્ત્રી પુરુષ કરતાં હલકી છે એવી માન્યતા આ ભેદના પાયામાં છે, કે તે પુરુષ કરતાં વધારે પવિત્ર અને શ્રેષ્ઠ છે એવી માન્યતા પર આ ભેદનો આધાર છે? એ ગમે તેમ હો; વર્ણાન્તર વિવાહ ઠીક ઠીક સંખ્યામાં થતા હોવા જોઈએ. નહીંતર અનુલોમ પ્રતિલોમ જાતિઓનો આટલો બધો વિસ્તાર થાત જ નહીં.

વર્ણાન્તર-વિવાહોને લીધે વર્ણો જ નાબૂદ થશે એવી ભીતિ સેવવામાં આવે છે તેને કોઈ આધાર છે ખરો ? વર્ણાન્તર-વિવાહ થવા માંડે તો વર્ણ વર્ણ વચ્ચેનો ઊંચનીચભાવ આપોઆપ નષ્ટ થશે ખરો: પણ તેથી વર્ણભેદ નાબૂદ થશે એમ માનવાને કશું કારણ નથી.

એક જ ગોત્રમાં અંદર અંદર વિવાહ ન થવા જોઈએ, લગ્ન ભિન્ન ગોત્રની વ્યકિત સાથે જ થવું જોઈએ, એવો નિયમ આજ સુધી ચાલતો આવ્યો છે. તેથી ગોત્રોનો નાશ થયો છે શું ? પોતાની ન્યાત અને વર્ણની બહાર જઈને જ લગ્ન કરવાં જોઈએ, એવો નિયમ કરવામાં આવે તોપણ તેટલાથી ન્યાતો કે વર્ણ નાબૂદ થશે એવું સિદ્ધ થતું નથી. આજે જેમ સગોત્ર વિવાહો નિષિદ્ધ છે તે જ પ્રમાણે પોતાની જ પેટાજ્ઞાતિમાં વિવાહ કરવો એ નિષિદ્ધ છે, એવો નિયમ કરવાના દિવસો કેટલાક સમાજોમાં તો આજે આવી જ ગયા છે.

હવે એક ડગલું આગળ જઈને વિચાર કરીએ. ચાતુર્વર્ણ્ય અથવા વર્ણવ્યવસ્થા એ હિંદુસમાજધર્મનું એક સનાતન અનિવાર્ય અંગ છે શું?

સત્યયુગ એટલે આદર્શ હિંદુસમાજ, એમ જો માની લઈએ તો સત્યુગમાં એક જ વર્ણ તેમજ એક જ દેવ હોય છે, એમ આપણા ધર્મગ્રંથોમાં કહ્યું છે; તે પરથી શું સમજવું? સત્યયુગમાં મૂળ એક જ વર્ણ – બ્રાહ્મણવર્ણ – હતો. પાછળથી એકના અનેક વર્ણો થયા. આ ઉપપત્તિ જો સ્વીકારવામાં આવે તો ફરી સત્યયુગની સ્થાપના કરવાને માટે એક વર્ણ તરફ જવું એ ઇષ્ટ અને આવશ્યક નથી શું?

આજે જે ચાર જુદા જુદા વર્ણો માનવામાં આવે છે એ વર્ણભેદમાં કશો અર્થ રહ્યો હોય એમ લાગતું નથી. દોરડું બળી ગયા પછી જેમ તેનો વળ બાકી રહે છે તેમ આ વર્ણભેદ કાયમ રહેલો દેખાય છે. આવા વર્ણભેદો પાળીને સમાજનું તે શું રક્ષણ થવાનું હતું? જીવનયાત્રા તેમજ જીવનકલહનો વિચાર કરતાં તેમ જ આજની દુનિયાના માનવજીવનના સ્વાભાવિક પ્રશ્નો જોતાં જાતિભેદ અને વર્ણભેદ કાયમ રાખીને આપણે આખા સમાજને છિન્નભિન્ન કરી રહ્યા છીએ એ વાત ઓળખવાના દિવસો ક્યારના આવી ગયા છે.

માધ્વસાંપ્રદાયી અને શાંકરસાંપ્રદાયી લોકો વચ્ચે લગ્ન થાય છે. તેમાં દ્વૈત-અદ્વૈતનો દર્શનભેદ આડે આવતો નથી. શૈવ, શાક્ત અને વૈષ્ણવોની વચ્ચે પણ અનેક વિવાહો થતા આપણે જોઈએ છીએ. આસ્તિક-નાસ્તિક ભેદ પણ આડે આવતો નથી. તો પછી આવી પરિસ્થિતિમાં વર્ણાન્તર-વિવાહ ઝપાટાભેર મોટા પ્રમાણમાં થાય તો તેથી શું બગડવાનું હતું?

આ બધા ભેદોની પાછળ એક કાળે જે ધર્મભાવના હશે તે ઓગળી કે મરી ગયા પછી કેવળ મિલકતની વહેંચણીના કાયદાને જોરે તેમને ટકાવી રાખવાનો પ્રયત્ન કરવો બહુ જ અજુગતું લાગે છે. ધર્મની વીર્યહીનતા માટે કાયદાનો નુસખો ક્યાં સુધી કામ દેવાનો હતો?

જો સમાજવાદને અવકાશ મળે અને ખાનગી મિલકત જ નાબૂદ થાય તો વારસાહકનું તેમ જ તેને જોરે ટકાવી રાખવામાં આવેલી વર્ણવ્યવથાનું શું થશે?

મારો પોતાનો અભિપ્રાય એવો છે કે, જેમની રહેણીકરણી તેમ જ વિચાર-સરણી એકબીજાને અનુકૂળ હોય એવાં સ્ત્રીપુરુષોને પોતપોતાની પસંદગી પ્રમાણે લગ્ન કરવાની છૂટ હોવી જોઈએ. એમાં એક જ અપવાદ હોય. નજીકનાં સગાં વચ્ચે લગ્ન ન થાય, એને અંગે જે સામાન્ય કાયદો છે તેનું બધાંએ પાલન કરવું જોઈએ. વધૂવરની ઉંમરમાં વધારે પડતું અંતર ન હોવું જોઈએ. બંને પક્ષોને પુનર્વિવાહની એકસરખી છૂટ હોવી જોઈએ. વધૂવરની સંપૂર્ણ સંમતિ વિના કોઈનું પણ લગ્ન થવું જોઈએ નહીં.

આ અને આના જેવા બીજા સર્વસામાન્ય નિયમોને જ કાયદાનું રક્ષણ મળવું જોઈએ. આ સિવાય જે વધારાના નિયમ કે રૂઢ લોકાચાર હોય તેમનું પાલન કરવાનો આગ્રહ તે તે સમાજનો લોકમત ભલે યથાશક્તિ રાખે. પણ તેને કાયદાથી

માન્યતા આપવાની જરૂર ન હોય. લગ્ન વગેરે સામાજિક બાબતોમાં જો ક્યાંય જબરદસ્તી થતી હોય તો તેની સામે કાયદાનો કડક પ્રતિબંધ મુકાવો જોઈએ.

આમ કરવામાં આવે તો સમાજના દંભ અને દુરાચાર મર્યાદિત થશે, સામાજિક વાતાવરણ નીરોગી અને વિશુદ્ધ બનશે, ધર્મનું આસન આંધળી રૂઢિઓ પર અવલંબીને ન રહેતાં ધર્મવિચાર અને આધ્યાત્મિક આદર્શને જ તે (ધર્મ) અનુસરશે. આપણા આર્યધર્મ-સિદ્ધાન્તોને સમાજહિતની આધુનિક દૃષ્ટિથી તેને અનુરૂપ નવા નવા પ્રયોગો કરવાની તક આપવાના દિવસો હવે આવી લાગ્યા છે.

વર્ધા, ૧૭–૭–'૪૬

# ૧૬. આપણા આરણ્યક ભાઈઓ

દુનિયાભરના બધા જ શિક્ષકોની જાત એક જ પ્રકારની હોય છે. એમનો સ્વભાવ, એમની ટેવો, એમની રુચિ તથા એમને મળનાર અવસર તથા પ્રસંગો પણ લગભગ એક જ પ્રકારનાં હોય છે. જો તેઓ પોતાનું સંગઠન કરીને અનેક કાર્યો સહયોગથી કરવા ઇચ્છે તો કાંઈ જ ખર્ચ વિના, અથવા તો બહુ જ ઓછા ખર્ચે તેઓ સમાજની ઘણી મોટી સેવા કરી શકે.

શિક્ષકોને હું મારા જાતભાઈઓ માનું છું અને માટે જ વખતોવખત એમની પાસે કેટલીક સૂચનાઓ રજૂ કરતો રહું છું.

હિંદુસ્તાન, સંસારના બધા જ માનવવંશોનું, એક મોટું સંગ્રહાલય છે. નીચેથી લઈને તે ઉપર સુધીની તમામ સંસ્કૃતિઓ આપણા દેશમાં હયાતી ધરાવે છે. નાની અને મોટી, ભણેલી અને અભણ, સમર્થ અને અસમર્થ, બધી જાતિઓ વચ્ચે સહકાર વધારી જ્યારે આપણે એક માનવ-કુટુંબ કરીશું ત્યારે હિંદુસ્તાનનો ઉદ્ધાર તો થઈ જ જશે પરંતુ દુનિયાનો ઉદ્ધાર કરવાની ચાવી પણ હિંદુસ્તાનના હાથમાં આવી જશે. હિંદુસ્તાને હિંદુ, મુસલમાન, પારસી, યહૂદી, ઈસાઈ વગેરે તમામ કોમોને નજીક ને નજીક લાવીને એમનું એક વિશાળ ધર્મ-કુટુંબ બનાવવાની સાધના તો કરવાની જ છે. પરંતુ એની સાથે સાથે જ એક બીજી પણ મહાન સાધના આપણે કરવાની છે, એ તરફ આપણું હજી પૂરેપૂરું ધ્યાન નથી દોરાયું. બ્રાહ્મસમાજ-આર્યસમાજ વગેરે પંથોએ હરિજનો પ્રત્યેની આપણી ફરજ તરફ આપણું ધ્યાન તો ખેંચ્યું હતું પરંતુ એમના પ્રત્યે રાષ્ટ્રીય જવાબદારીનું ભાન તો આપણને ગાંધીજીએ અને મહાસભાએ જ કરાવ્યું.

આપણા દેશમાં એવી સેંકડો જાતિઓ છે કે જે અછૂતોમાં નથી ગણાતી છતાં એમનાથી અનેકગણી વધારે દબાયેલી છે. આ જાતિઓ સંખ્યામાં બહુ જ નાની નાની છે અને એથી એમને ખૂબ સહન કરવું પડે છે. આ જાતિઓને કેટલાય લોકો આદિનિવાસી કહે છે. એ જંગલી જાતિઓ પણ કહેવાય છે. આ

જાતિઓના લોકો શહેરી તેમ જ ગ્રામ સંસ્કૃતિથી વંચિત હોય છે અને અત્યંત કઠિનાઈથી જીવનગુજારો કરે છે. સદા જીવનસંગ્રામમાં તેઓ પરાસ્ત થયા છે. એમના ચહેરા ઉપર સદાય નિરાશા અને મૂઢતા સ્પષ્ટ રૂપે અંકાયેલી દેખાય છે. કદાચ, તેઓ પૂરેપૂરા નિરાશ કે અકર્મણ્ય બનેલા નથી હોતા તેનું કારણ તેમની સંરક્ષણ વિશેની અજ્ઞાનતા જ છે. એ અજ્ઞાનતાને કારણે તેઓ પોતાની દુર્દશાને સાચી રીતે સમજી શકતા જ નથી. પોતાની સામે જ જે વિનાશ નિશ્ચિત રૂપમાં આવીને ઊભો છે તેને અજ્ઞાનતાને કારણે તેઓ જોઈ શકતા નથી, એ જ કારણે તેઓ નિશ્ચિંત રહીને પોતાનું કામ કરી શકે છે.

આ જાતિઓનું આપણે અધ્યયન કરવું પડશે, પરંતુ ઈતિહાસવેત્તા અજાયબ ઘર(મ્યુઝિયમ)માં જઈને મૃતદેહો(mummies)નું અધ્યયન કરે છે તેવી રીતે નહીં; દાકતર પોતાના મેજ ઉપર મુડદાં કે જનાવરોની વાઢકાપ કરે છે તે રીતે પણ નહીં. પરંતુ મોટો ભાઈ નાના ભાઈની તંદુરસ્તીની ચિંતા રાખી તેની પરિસ્થિતિનું અધ્યયન કરે છે તેવી જ રીતે આ જાતિઓના જીવનવ્યવહારનું આપણે અધ્યયન કરવું પડશે.

ઉપર કહ્યા એ ભાવથી નહીં પરંતુ નૃવંશશાસ્ત્ર(Anthropology)માં જેમને ખાસ પ્રકારનો રસ છે એવા કેટલાક પાદરીઓએ અને અંગ્રેજ અમલદારોએ ઘણા જ ભાવપૂર્વક આવી જાતિઓના જીવનનું અધ્યયન કર્યું છે. આવા અમલદારોમાં લશ્કરી અમલદારો પણ કાંઈ ઓછા નથી.

આ લોકો જ્યાં જ્યાં પહાડી જાતિઓ વસે છે ત્યાં જઈને તેમની ભાષા શીખે છે. એમના રીતરિવાજોની શોધો કરે છે. એમના લગ્નસંબંધોનું અધ્યયન કરે છે. એમની ધાર્મિક માન્યતાઓની તપાસ કરે છે. એમનાં પોશાક, ઘરેણાં, સંગીત, વાદ્યો, ઓજારો, વાસણો વગેરે અનેક વસ્તુઓમાં દેખા દેતી એમની કળા વગેરે બાબતોનો આ લોકોએ સંગ્રહ કર્યો છે.

જે કામ આપણે કરવાનું હતું તે તેઓ કરી રહ્યા છે. હવે આપણે આપણું એ કાર્ય હાથમાં લેવું ઘટે. રસાયણશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર વગેરે પશ્ચિમી વિદ્યાઓના અભ્યાસ માટે આર્થિક મદદની અને કીમતી સાધનોની જરૂર પડે છે, પરંતુ નૃવંશશાસ્ત્ર(Anthropology)ના અધ્યયન માટે તો ફક્ત ઉત્કટતા, અધ્યયનશીલતા અને થોડાક વાચનની જ આવશ્યકતા છે. સમાજશાસ્ત્રમાંથી પ્રાપ્ત થનારી વ્યાપક દૃષ્ટિ એક વાર આવી ગઈ અને આ જાતિઓ પ્રત્યે બંધુભાવ ઉત્પન્ન થઈ ગયો તો આપણે એ કાર્ય ખૂબ સહેલાઈથી કરી શકીશું. ગામડામાં રહેનારા શિક્ષકો અને વિદ્યાર્થીઓ જો આ દિશામાં ધ્યાન આપશે તો તેઓ પોતે તો એનું અધ્યયન કરી શકશે જ પરંતુ સાથે સાથે આ ક્ષેત્રમાં જેઓ ઊંડાણમાં ઊતરી શોધો કરવા માગે છે તેમને તેઓ ઘણી મદદ કરી શકશે.

શરૂઆતમાં જો નીચેનાં કાર્યો કરવામાં આવે તો આગળ જતાં આપણે ઘણી પ્રગતિ કરી શકીએ;

૧ આ પહાડી જાતિઓની ભાષાઓનો શબ્દસંગ્રહ કરવો.

૨ એમનાં ગીતોનો સંગ્રહ કરવો.

૩ એમની કહેવતો અને સુભાષિતોનું વર્ગીકરણ કરીને એ ઉપરથી એમના સામાજિક જીવનની માહિતી મેળવવી.

૪ એમનાં રીત-રિવાજો અને ધાર્મિક માન્યતાઓનું વિસ્તૃત વર્ણન તૈયાર કરવું.

૫ એમના ખોરાકનું અને એમાં રહેલા જીવનતત્ત્વનું અધ્યયન કરવું.

૬ એમની સરેરાશ આવક શું છે અને એનો એ લોકો કઈ રીતે ખર્ચ કરે છે તેની તપાસ કરવી.

૭ એમની જનસંખ્યામાં વધારો થઈ રહ્યો છે કે ઘટાડો એની શોધ કરવી; એ જાતનાં જે વૃદ્ધો હોય તેમની પાસે જે કાંઈ સામગ્રી મળી શકે તેને લિપિબદ્ધ કરવી.

૮ જંગલમાં પશુ, પક્ષી, વૃક્ષ, વનસ્પતિ, પહાડ, નાળાં, નદીઓ વગેરે વિશે તેઓ પાસે જે કાંઈ વિશેષ જ્ઞાન હોય તેનો સંગ્રહ કરવો.

૯ કયાં કયાં કારણોને લઈને એ લોકો જીવનસંગ્રામમાં દાખલ થયા છે, અને કયા કયા વર્ગો એમને ચૂસે છે, લૂંટે છે, એની પણ પૂરેપૂરી તપાસ કરવી. આ લોક, પરલોક, આત્મા, પરમાત્મા, ભૂત, પ્રેત, જાદુ, મંત્ર વગેરે બાબતોમાં એમના શા ખ્યાલો છે એનું અધ્યયન કરવું.

૧૦ જડીબુટ્ટીને વિશે એમની પાસે જે કાંઈ માહિતી હોય તે એકઠી કરવી.

આ બધી માહિતીઓ જો કોઈ એક સ્થળે એકત્રિત થઈ જાય તો પોતાના વિષયને અંગે જે કાંઈ માહિતીની જરૂર હોય, તે પોતપોતાની ઇચ્છાનુસાર વિદ્વાનો એ સ્થાનેથી લઈ જાય. આ કાર્ય મુખ્યત્વે ગામડામાં રહેવાવાળા શિક્ષકોનું જ છે. પોતાની મોકલેલી માહિતી પ્રમાણભૂત છે એમ સાબિત કરવા એ માહિતી ક્યાંથી મેળવી, કોની પાસેથી મળી, કોની પાસેથી સાંભળી, ક્યારે એનો સંગ્રહ કર્યો, કોણે કર્યો, વગેરે અનેક પૂર્વાપરસંબંધ રાખનારી બાબતો એની સાથે રહેવી જ જોઈએ.

જોઈએ છીએ કે સ્વરાજ્યયુગના શિક્ષકો આને કેટલા પ્રમાણમાં અપનાવે છે!

જુલાઈ, ૧૯૩૮

## ૧૭. ભારતના જટિલ પ્રશ્ન સમાન આદિવાસીઓની સુધારણા

પછાત વર્ગોની અને પછાત જાતિઓની સમસ્યાઓનો તુલનાત્મક અભ્યાસ કદાચ લાભદાયી થઈ પડે. માનવસમાજમાં એકરાગના અભાવમાંથી આ બન્ને સમસ્યાઓ ઊભી થઈ છે.

માણસજાતના પ્રાચીન સમયના ઈતિહાસનો કેટલોક ભાગ તો અનુમાન વડે જ સમજી લેવો રહે છે. એમ જણાય છે કે છેક પ્રાચીન કાળમાં માણસો અનુકૂળતા પ્રમાણે વિવિધ સ્થળોમાં નાનાં નાનાં જૂથોમાં વસતાં હતાં અને વધારે સારી આજીવિકાની શોધમાં એક સ્થળેથી બીજે સ્થળે ફર્યા કરતાં હતાં. કુદરતી રીતે જ તેમનામાં જૂથવાદ પેદા થયો. પ્રત્યેક જૂથ એકબીજાને મદદ કરવાનાં અને સમાન સામાજિક જીવનના નિયમો વડે એકતંત બન્યું હતું. આ જૂથો ફરતાં ફરતાં એકબીજા સાથે અથડામણમાં આવતાં, અને તેમને પરસ્પરના સંબંધને લગતી સમસ્યાનો ઉકેલ શોધવાનો વખત આવ્યો. કેટલાંક જૂથોએ બીજાં જૂથોની સાથે વસવાનું કબૂલ કર્યું હશે; અને બીજાં કેટલાંક જૂથોએ જૂથવિગ્રહમાં ઝંપલાવીને સામા જૂથનું નિકંદન કાઢવાનો પ્રયાસ કર્યો હશે.

### તડજોડનો ઉપાય

પણ બીજાનું નિકંદન કરવું, એ માનવસહજ ભાવના સાથે સુસંગત નથી. માણસ તડજોડ કરવાનો કોઈક ઉપાય તો શોધી કાઢે છે જ. અને તેથી એકબીજાના નિકંદનને બદલે તેના પહેલવહેલા વિકલ્પ તરીકે ગુલામીની પ્રથા શરૂ થઈ હશે. નબળી વ્યક્તિની માફક નબળા જૂથે છેક જ લજ્જાસ્પદ ગુલામીની શરતે જીવત-દાન મેળવવાનું કબૂલ રાખ્યું હશે. કદાચ વિજેતાને પણ આ રીતે પોતાના પ્રતિસ્પર્ધીને ગુલામ બનાવવામાં તેનો વધારે સારો ઉપયોગ દેખાયો હશે. ગમે તેમ, પણ આમાં વળી વધારાનો આનંદ પણ હતો — પોતાના વિરોધીના શરીરને જ નહીં, પણ તેના મનોબળને પણ તાબેદાર બનાવ્યાનો આનંદ.

જાતિસંઘર્ષની સમસ્યાના ઉકેલમાં ભાગ ભજવતું બીજું પણ એક તત્ત્વ છે. એ છે પ્રણય અથવા લગ્ન. સ્ત્રીઓને અને પુરુષોને પોતાને વંશપરંપરાગત દુશ્મન તરફ પણ અનિવાર્ય આકર્ષણનો અનુભવ થયો છે. અને તેથી 'પ્રેમ' છેક પ્રાચીન કાળથી વિરોધોનું લયસ્થાન બન્યો છે, યુદ્ધને બદલે એનું સ્થાન પ્રેમે લીધું છે.

### વિગ્રહ અનિવાર્ય બને છે

જ્યારે બે પ્રજાઓ અથવા વર્ગો સામસામા આવી પડે છે ત્યારે સૌથી પહેલાં તો એકબીજા પ્રતિ શંકા, ગેરસમજ અને વૈમનસ્યની વૃત્તિ પેદા થાય છે. આ સ્થિતિ કદાચ લાંબા વખત સુધી પણ ચાલુ રહે એવા યુદ્ધમાં પરિણમે છે અથવા તો એમ પણ બને કે બન્ને પ્રજાઓ સામી પ્રજા તરફથી પોતાની ધૃણાની લાગણીના બળે એકબીજાથી દૂર ને દૂર ભાગે. પણ આ સ્થિતિ લાંબો વખત ટકતી નથી. વિગ્રહ અનિવાર્ય બને છે અને પછી ઉપર કહ્યું તેમ એ વિગ્રહ એક પક્ષ દ્વારા બીજા પક્ષને ગુલામ બનાવવામાં પરિણમે છે. બંને વચ્ચે શાંતિભર્યા સંબંધો એક વાર સ્થપાયા પછી તો ગુલામીની સ્થિતિ પહેલાં કરતાં ઓછી દુ:ખદ બનતી જાય છે અને તેથી કાંઈક સમાધાન થાય છે.

### સમાધાન જટિલ

આપણા દેશમાં પરસ્પર સમાધાનની ક્રિયા ઘણી જટિલ બની ગઈ છે.

આપણે ત્યાં પ્રજા-વિગ્રહ, વર્ગ-વિગ્રહ, જ્ઞાતિ-વિગ્રહ અને વર્ણ-વિગ્રહ બધાં ભેળસેળ થઈને એક પ્રેતસૃષ્ટિ જેવી વિચિત્ર સંઘટના બની ગઈ છે. પ્રજા-વિગ્રહ ક્યાં પૂરો થાય છે અને જ્ઞાતિ-વિગ્રહ ક્યાંથી શરૂ થાય છે તે આપણે જાણી શકતા નથી. ધર્મો વચ્ચેનો ઝઘડો કેટલે અંશે ભિન્ન ભિન્ન પ્રજાઓ વચ્ચેનો અને કેટલે અંશે ભિન્ન ભિન્ન વિચારસરણીઓ વચ્ચેનો ઝઘડો છે તે આપણે કહી શકતા નથી.

પણ આપણે આપણા દેશના આ વિગ્રહોના સ્વરૂપની મીમાંસામાં ઊતરવાની જરૂર નથી. કારણ કે જો આપણું છેવટનું લક્ષ્ય આખર સરવાળાના સંયોજન અને એકીકરણ અર્થેના પરસ્પરાનુકૂળ વર્તનનું હોય તો આ વિગ્રહોની આલોચના નિરર્થક છે.

## સંસ્કૃતિનું મુખ્ય તત્ત્વ

ભારતીય સંસ્કાર અને ભારતીય સંસ્કૃતિનું એક મુખ્ય તત્ત્વ તે અહિંસાની ભાવના છે. 'જીવો અને જીવવા દો'ની નીતિ એ આનું પહેલું પરિણામ છે. આ અદ્‌ભુત દેશમાં ભિન્ન ભિન્ન પ્રજાઓ, ભિન્ન ભિન્ન મતો, ભિન્ન ભિન્ન સંપ્રદાયો અને ભિન્ન ભિન્ન સ્વાર્થો પણ એકબીજાનો બહિષ્કાર અને પોતપોતાના નોખા ચોકા છતાં એકત્ર રહી શકયા હતા. આ જ વૃત્તિ લાઓ ત્સેના એક કથનમાં પ્રતિબિંબિત થઈ છે. એ કહે છે કે 'હું તો ચીનની પ્રજાના અંતિમ ધ્યેય તરીકે એમ સૂચવું કે જે ગામો પાસેના ગામના કૂતરાનું ભસવું સંભળાય એટલાં બધાં નજીક હોય તે ગામડામાં લોકો એકબીજાને મળવા જવાની અને બીજા કેમ જીવે છે તે જાણવાની ઉત્સુકતા ન ધરાવતા હોય. જોકે માણસ કુતૂહલની વૃત્તિને તેમ જ એથીયે વધારે બળવત્તર એવી સમૂહગત જીવનની વૃત્તિને આટલે સુધી દબાવી શકે કે નહીં એ શંકાસ્પદ છે.'

## પ્રલોભનની વૃત્તિ

જ્યારે એક પ્રજાજથ કે વર્ગ બીજા સાથેના યુદ્ધ કે વિગ્રહથી કંટાળી જાય છે ત્યારે તે પ્રલોભનના અખતરા અજમાવે છે. આ રમતમાં હમેશાં જોખમ સમાયેલું હોય છે. પ્રલોભનક્રિયા વિરોધવૃત્તિને ડામવાને બદલે લોભવૃત્તિને ભયંકર હદ સુધી ઉત્તેજે છે. આમ પ્રલોભનક્રિયા પોતાના જ ધ્યેયને હણે છે. આપણે મુસ્લિમ કાળના પ્રારંભમાં સૌરાષ્ટ્ર ઉપરનાં મહમૂદ ગીઝનીનાં આક્રમણો નિવારવા માટે આ અખતરો અજમાવી જોયો હતો પણ સાચો ઉપાય તો એ છે કે એકબીજાના જીવનનો અને જીવનનું નિયમન કરનારા સિદ્ધાંતોનો જ નહીં, પરંતુ એકબીજાના પૂર્વગ્રહો અને અજ્ઞાનનો પૂરેપૂરો અને સહાનુભૂતિભર્યો અભ્યાસ કરવો. પ્રલોભન નહીં પણ અન્યોન્ય અનુકૂળ ફેરફાર, એ જ પરિણામ હોવું જોઈએ.

પ્રલોભનમાં નબળો પક્ષ સબળ પક્ષના વિરોધને ખરીદી લેવાનો પ્રયાસ કરે છે. કેટલીક વાર સબળ પક્ષ નબળા પક્ષની વફાદારીને ખરીદી લેવાનો પ્રયાસ કરે છે. બંનેમાં ધ્યેયની અસિદ્ધિ તો છે જ કારણ કે બંને કિસ્સામાં ભય, લાભ, એ સમાજવિરોધી વૃત્તિને ઉદ્દેશીને પ્રલોભન આદરવામાં આવ્યું હોય છે

## સાચો ઉપાય

સાચો ઉપાય તો એ છે કે સહાનુભૂતિ અને આદરમાંથી ઉદ્ભવતી પ્રેમ અને અન્યોન્ય સેવાની ભાવનાથી જ એકબીજાને સમજી લેવા. પ્રલોભન અને પ્રેમયુક્ત સેવા એ બંને જો કે બાહ્ય સ્વરૂપમાં એકસરખાં દેખાય છે પણ તેમનાં પરિણામોમાં આસમાન-જમીનનું અંતર છે. પરસ્પરના પ્રેમ અને આદરને લીધે આપવામાં આવતી મદદ આખરે તો બંનેના ક્રમશઃ એકબીજાની નિકટ આવવામાં અને બંનેના એકરાગમાં જ પરિણમે છે; પણ પ્રલોભનની વૃત્તિ તો બંનેના એકબીજા પ્રત્યેના અવિશ્વાસમાં અને એકબીજાને અકૃતજ્ઞ ઠરાવવામાં જ પરિણમે છે. નાદારી સુધી લંબાવવા પડે એવા પ્રલોભનના અખતરા કર્યા કરવા કરતાં વિગ્રહ સમજીને પોતપોતાનું સામર્થ્ય આખરે કયાં વિરમે છે તે જાણી લેવું વધારે સારું.

પણ પ્રેમ અને આદર દ્વારા અન્યોન્ય સેવાનો પેલો બીજો વિકલ્પ માનવ-સંબંધો અને માનવસમવાયના નવા જ્ઞાનમાં પરિણમે છે. આ માટે હૃદયપલટાની જરૂરત છે—વસુધૈવ કુટુંબકમ્‌ની ભાવનાની જરૂરત છે, જેમણે સાંસ્કારિક પ્રગતિ સાધી હોય તેમણે, તેમ જ સાંસ્કારિક દૃષ્ટિએ જેઓ પછાત હોય તેમણે એકબીજાને પોતાના ભાંડુ જેવા ગણવા જોઈએ. જો બે વચ્ચેનું વૈષમ્ય વધારે હોય અને ક્ષોભજનક હોય તો સવિશેષ પ્રેમ અને સવિશેષ કેળવણીને તે વૈષમ્ય અલ્પ અને નજીવું દેખાય એવું બતાવી દેવું જોઈએ. પ્રજાઓ વચ્ચેનાં વૈષમ્યોની સમસ્યા અથવા પ્રજાઓ વચ્ચેના સંસ્કારવિષયક પછાતપણાની સમસ્યાનો ઉકેલ આપણે આ રીતે જ સાધી શકીએ.

## પ્રેમની ભાવના હોવી જોઈએ

એક જ કામ કે એક જ પ્રજા કે એક જ રાષ્ટ્રમાંથી પછાતપણું દૂર કરવાના પ્રયાસોના પાયામાં પરસ્પરના આદરની અને સર્વાતિશયી પ્રેમની ભાવના હોવી જોઈએ. ઉકેલ સાધવો જ હોય તો એકમાર્ગી વ્યવહાર આવશ્યક છે. ઊલટા અનુભવો થવા છતાં આપણે માનવતામાં અચળ શ્રદ્ધા રાખતા થયા હોઈએ તો જ આ એકમાર્ગી વ્યવહાર શકય છે. મહાભારતમાંના આસ્તિક મુનિના પાત્રાલેખનમાં નિરૂપવામાં આવેલી સાચી આસ્તિકતા તે આ શ્રદ્ધા જ છે.

## સુધારકોનો પ્રયાસ

અછૂતોને પોતાના આત્મીયજનો જેવા માનવાનું સનાતનીઓને સમજાવવાનો સુધારકોએ પ્રયાસ કર્યો છે. સનાતનીઓનું કહેવું એ છે કે 'અછૂતો અમારાં સગાં જેવાં, અરે અમારા સગા ભાઈ જેવા છે એમ માનવાને અમને વાંધો નથી પણ તેમની રીતભાત અમારા જેવી નથી. અમારા પૂર્વજોએ અછૂતોને એક હાથ છેટે, બલકે એક નિવાસ છેટે રાખવાનું અમને શીખવ્યું છે. અમે અમારા બાપદાદાની શાણી સલાહની વિરુદ્ધ આચરણ કરી ન શકીએ.' સનાતનીઓનું આ વલણ તેમને પ્રલોભનની નીતિ તરફ ઘસડી જાય છે. હવે અછૂતો અને આદિવાસી વર્ગોનો

ઉદ્ધાર એ તો એક તાકીદની જરૂરત બની ગઈ છે. એવી જ તાકીદની જરૂરત છે બીજા પછાત વર્ગોના ઉદ્ધારની. આ લોકોની સહાય અર્થે સરકારે પોતાથી શક્ય એવું સર્વ કાંઈ કરી છૂટવું જ રહ્યું. અનુસૂચિત કોમો અને અનુસૂચિત જાતિઓ અને બીજી પછાત જાતિઓને, સંજોગો હેઠળ જેટલી મદદની આવશ્યકતા હોય તેટલી મદદ આપ્યે જ છૂટકો. એમાં વિલંબ કરાય એમ નથી. પણ સાચો ઉપાય સર્વાંશે અસંખ્ય સનાતનીઓના જ હાથની વાત છે. તેઓ આ મદદને પ્રલોભન તરીકે લેખશે કે પ્રાયશ્ચિત્ત તરીકે સ્વીકારશે? જો મદદને પ્રલોભન લેખવામાં આવશે તો મદદ ક્રમશઃ વધારે ને વધારે ખર્ચાળ થતાં નાદારીની હદ સુધી પહોંચી જશે. અને રાષ્ટ્રના ઐકયને એટલી બધી હાનિ પહોંચી ચૂકી હશે કે જેમાંથી સુધરવાની આશા જ ન હોય. જો આપણે વેગીલી અને ભાવનાત્મક ઝુંબેશ ચલાવીને સનાતનીઓનો વિચારપલટો કરાવીને તેમને સમજાવી શકીએ કે પ્રેમ અને ભ્રાતૃભાવ જ્ઞાતિ, વર્ણ, પ્રજા, કે ધર્મના સર્વ ભેદભાવોથી પર છે; જો આપણે પ્રેમ અને માનવઐકયની સર્વોપરીતા સિદ્ધ કરવામાં સફળ થઈએ તો જ આપણે આ સમસ્યાનો સાચો ઉકેલ સાધવામાં સફળ થઈએ. અને જો આપણે આ રીતે દેશમાં આ સમસ્યાનો નિવેડો આણી શકીએ તો પછી દેશની બહારની ભિન્ન ભિન્ન પ્રજાઓ વચ્ચેની સમસ્યાઓનો પણ નિવેડો આણવામાં સફળ થઈએ; અને એ રીતે માત્ર સિદ્ધાંત પૂરતું જ નહીં, પણ વ્યવહારમાં પણ માનવઐકય પ્રસ્થાપિત કરી શકીએ.

માનવઐકયનો સાક્ષાત્કાર કરવા માટેની માનવહૃદયની શક્તિમાં જેમને શ્રદ્ધા હતી એવા આસ્તિક મુનિની આ ભાવના આપણાં બધાં કાર્યો અને આપણી નીતિઓમાં વ્યાપી રહો, જેથી સમાજવિજ્ઞાનવિષયક પ્રયોગોથી અંકિત એવો આ પ્રાચીન દેશ પ્રગતિ અને આત્મસિદ્ધિની સાધકે મેળવી એવી ચિરસ્થાયી શાંતિની સ્થાપનામાં વિશ્વને સહાયભૂત થાય.

## ૧૮. નવા નેતૃત્વનો ઉદય*

પછાત વર્ગોની સમસ્યા ઉપર રાષ્ટ્ર લગભગ છેલ્લાં બે વર્ષ દરમ્યાન સક્રિય લક્ષ આપી રહ્યું છે. હજારો વર્ષો સુધી પ્રારબ્ધવાદના ઘેન હેઠળ પોતાની સ્થિતિ પરત્વે દૈવાધીન બની ગયેલા જનસમૂહોમાં પછાતવર્ગો માટેના પંચે વિવિધ રાજ્યોમાં કરેલાં પર્યટનોને પરિણામે અપૂર્વ જાગૃતિ પ્રસરી છે. તેમણે બ્રિટિશ શાસન સંકેલાઈ જઈને સ્વરાજ્યની સ્થાપના થવાનો ચમત્કાર પ્રત્યક્ષ નિહાળ્યો. જનસમૂહો એ

*પછાતવર્ગો માટેના પંચના અધ્યક્ષ તરીકે મળેલા અનુભવના સાર રૂપ આ ખાસ લેખ કેન્દ્રીય સૂચના વિભાગે ૨૬મી જાન્યુઆરી ગણરાજ્યદિન માટે શ્રી કાકાસાહેબ પાસે લખાવેલો તે અહીં પ્રેસ ઇન્ફર્મેશન બ્યૂરોના સદ્ભાવથી ઉદ્ધૃત કર્યો છે.

પણ જોઈ શકે છે કે સ્વરાજ્યની સરકાર સમસ્ત રાષ્ટ્રનું નવા આકારે પુનર્નિર્માણ કરવાના પ્રબળ પ્રયાસો કરી રહી છે.

પછાત વર્ગો માટેના પંચે બહાર પાડેલી પ્રશ્નાવલિ ઘણું શૈક્ષણિક મહત્ત્વ ધરાવે છે. ભારતીય વહીવટીતંત્રના ઈતિહાસમાં પહેલી જ વાર એક પ્રશ્નાવલિનું ઘણીખરી ભારતીય ભાષાઓમાં ભાષાન્તર થયું. આને પરિણામે દેશભરમાં જન-સમૂહોને આત્મનિરીક્ષણ કરવાની અને પોતાની સ્થિતિ વિશે જાતે વિચાર કરવાની તક મળી. આત્મનિરીક્ષણના સામર્થ્યનો થોડાક લોકો જ ખ્યાલ કરી શકે છે. જ્યારે એક પ્રજા પોતાના લક્ષને અંતર્મુખ બનાવે છે અને પોતાની સ્થિતિનો અભ્યાસ કરે છે ત્યારે તેમના માનસતંત્રમાં જાદુઈ પલટો આવે છે. હજારો વર્ષો સુધી સ્વતઃસિદ્ધ તરીકે સ્વીકારી લેવામાં આવી હોય એવી બાબતોને પડકાર કરવામાં આવી રહ્યો છે અને લોકો નવેસરથી વિચાર કરતા થયા છે.

આમ છતાં એ સ્વીકારવું જોઈએ કે એ પ્રશ્નાવલિએ જનસમૂહોને જાગ્રત કર્યા અને તેમના હૃદયમાં નવીન આશાનો સંચાર કર્યો, પરંતુ ઉપલા વર્ગોને જેટલે અંશે અસર કરવી જોઈએ તેટલે અંશે એ પ્રશ્નાવલિ અસર કરી શકી નહીં. ઉપલા વર્ગો, જેઓ કાં તો રાષ્ટ્રના ઘડતરની કે કારકિર્દીના ઘડતરની પ્રવૃત્તિમાં રોકાયેલા હતા, તેઓ તો હંમેશાં એમ જ માનતા હતા કે પછાતવર્ગોની સ્થિતિની તપાસ અસ્પૃશ્યતાનિવારણની સમસ્યા જેવી, અથવા તો શેડ્યૂલ્ડ ટ્રાઈબ્ઝ, એટલે કે હવે જેઓ 'ગિરિજનો' તરીકે ઓળખાય છે, તેમની સમસ્યા જેવી છે. પણ એ બે વચ્ચેનો મોટો તફાવત તેઓ હજી સમજી શક્યા નથી. અસ્પૃશ્યોની, હરિજનોની કે ગિરિજનોની સમસ્યાઓ, એ તો, અલ્પજનસંખ્યાની (માઈ-નોરિટીઝની) સમસ્યાઓ છે. અગાઉ ગુનેગાર જાતિઓ તરીકે ઓળખાતી હતી તેવી જાતિઓની સમસ્યા પણ અલ્પજનસંખ્યાની સમસ્યા છે. પરંતુ પછાત વર્ગોની સમસ્યા એ તો વસ્તીમાંની બહુજનસંખ્યાની (મેજોરિટીની) સમસ્યા છે અને તેથી એ ખુદ રાષ્ટ્રના નવઘડતરની સમસ્યા છે. હરિજનો. ગિરિજનો અને બીજા પછાત વર્ગો મળીને બનતા સમૂહને આપણે 'બહુજન' એટલે કે વસ્તીમાંની મોટા-ભાગની જનસંખ્યા એવું નામ આપીએ. રાષ્ટ્રનો મોટો ભાગ તેમના વડે જ બનેલો છે. કેટલાક લોકો તેમને 'મહાજન' તરીકે ઓળખવાનું વધારે યોગ્ય માને છે. પણ આપણે 'બહુજન' એ શબ્દનો સપ્રેમ સ્વીકાર કરવો જોઈએ, કારણ કે કોઈ સાધારણ પ્રતિભાસંપન્ન વ્યક્તિએ નહીં પણ સ્વયં બુદ્ધ ભગવાને એ શબ્દ અપનાવ્યો છે. બુદ્ધ ભગવાને સર્વત્ર લખ્યું છે કે પોતાનું કાર્ય બહુજનના સુખ માટેનું, બહુજનના ઉત્કર્ષ માટેનું ('बहु जनसुखाय' 'बहुजन हिताय') છે. ખરું જોતાં હજારો વર્ષો થયાં જે પાંચછ જાતિઓએ વસ્તુતઃ રાષ્ટ્રનો કારભાર ચલાવ્યો છે તેમને 'મહાજન' તરીકે ઓળખવી જોઈએ; કારણ કે તેઓ, સુસંસ્કૃત, કેળવાયલી, સુવ્યવસ્થિત અને સમર્થ છે. ભારતની સમગ્ર સંસ્કૃતિ આ મહાજનોનાં ચિન્તનો, પ્રયાસો અને સિદ્ધિઓ વડે રચાઈ છે. બહુજનનો ફાળો તો નિષ્ક્રિય સ્વરૂપનો છે, જોકે તે જરાયે દુર્લક્ષ કરવા જેવો નજીવો નથી.

## સાંપ્રતકાળની જરૂરત

બહુજન અત્યારે પહેલી જ વાર પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરતા જાય છે. અશિક્ષિત, પછાત વસ્તીથી ઊભરાઈ રહેલા ભારતમાં પુખ્ત વ્યક્તિનો મતાધિકાર હોવો જોઈએ એમ મહાત્મા ગાંધીજીએ જ સૂચવ્યું હતું. આ અત્યંત પરિવર્તનકારી પગલું હતું. પુખ્ત વયની વ્યક્તિઓના સાર્વત્રિક મતાધિકારને પરિણામે સમસ્ત સત્તા વસ્તુતઃ બહુજનને ફાળે ગઈ છે. સર્વસમર્થ મતાધિકારનો ઉપયોગ કરવા માટે તેમણે જ્ઞાન, શિક્ષણ અને કુશળતા મેળવવાનું જ બાકી રહે છે. હવે બધી સત્તા વસ્તુતઃ બહુજનના હાથમાં પહોંચી ચૂકી છે, અને હવેથી દેશના અને દેશના ભાવિના તેઓ જ સૂત્રધાર છે, એમ મહાજનો સવેળા સમજી લે તો સારું. હવે બહુજન તરફ નિર્ભયપણે દુર્લક્ષ નહીં કરી શકાય. તેઓ આપણા માલિક છે. આપણે બને તેટલી ત્વરાપૂર્વક તેમને કેળવીએ અને કાર્યક્ષમતાની પરાકાષ્ઠા સુધી તેઓ પહોંચે એવી તેમને તાલીમ આપીએ એમાં જ તેમની અને આપણી સલામતી અને રાષ્ટ્રનું ભાવિ સમાયેલું છે. ઈતિહાસના અભ્યાસીઓને ખબર છે કે અકબર જ્યારે ગાદીએ આવ્યો ત્યારે નાની ઉંમરનો અને અનુભવ વિનાનો હોવાથી પોતાના એક પ્રધાનને રાજવહીવટ ચલાવવા દેતો હતો. આ પ્રધાનને આદર અને પ્રેમના સૂચક એવા "ખાનબાબા"ના નામે ઓળખતા હતા. ખાનબાબા અકબરને નામે વફાદારીથી અને કર્તવ્યપરાયણતાપૂર્વક રાજ ચલાવતા હતા પણ જ્યારે અકબરે જોયું કે ખાનબાબા આપમરજી મુજબ કારભાર ચલાવતા હતા ત્યારે અકબરે સ્વસ્થપણે એવું સૂચન કર્યું કે ખાનબાબા, હવે આપને મક્કાની હજ કરવાનો વખત આવી લાગ્યો છે. એનો અર્થ એમ, કે બાદશાહ પોતાનો કારભાર સંભાળી લેવા જેટલી ઉંમરે પહોંચ્યો છે. અત્યારના ખાનબાબા એટલે કે મહાજનોએ હવે થોડા જ વખતમાં બહુજન પાસેથી આવું જ કોઈ સૂચન સાંભળવાની ધારણા રાખવી જોઈએ, એનો અર્થ એમ, કે હવે રાષ્ટ્ર માટે નવું નેતૃત્વ આવી રહ્યું છે. ટૂંક વખતમાં જ સત્તાની ફેરબદલી થવાની છે અને જેઓ બહુજનનો વિશ્વાસ સંપાદન કરી શકશે તેઓ જ બહુજનની સેવા કરવાનો સરકણો અધિકાર મેળવી શકશે. અત્યાર સુધીના મહાજનોએ હવે પોતાનું સર્વોપરીપણું બહુજનને સોંપી દેવું પડશે અને નિઃસ્વાર્થ સેવા વડે અને ગૌણપદે કામ કરવાની તત્પરતા સહિત રાષ્ટ્રસમસ્તને ઉપયોગી બનાવવામાં સંતોષ માનવો પડશે.

## ઘૃણાસ્પદ દૃશ્ય

આપણે જાણીએ છીએ કે કેટલાંક રાજ્યોમાં જ્ઞાતિસંસ્થા સર્વસમર્થ છે. એટલે કે મહાજનોમાં જ્ઞાતિ, જ્ઞાતિમૂલક જૂથો, જ્ઞાતિના વિશિષ્ટાધિકારો, વગેરે જેના મૂળમાં છે એવા પક્ષો પડી ગયા છે. અનેકવિધ જ્ઞાતિઓનું આ ઘૃણાસ્પદ દૃશ્ય દૂર કરવામાં આવશે અને મહાજનોમાં જ્ઞાતિવાદ ઉપર રચાયેલી બધી પક્ષાપક્ષી પણ દૂર કરવામાં આવશે અને મહાજનોનું સ્થાન લેનારાઓને પણ ખ્યાલ રાખવો

પડશે કે હવે પછી જ્ઞાતિમૂલક જૂથોના હિતમાં કામ કરનાર કોઈ પણ તંત્રની આ જ દશા થશે.

જ્ઞાતિ, એ આદિ માનવના માનસમાં જડ ઘાલી બેઠેલી સંસ્થા છે. ભારતમાં ધર્મ સાથેના તેના સંબંધને લીધે તેને વધુ બળ સાંપડયું છે. જ્ઞાતિને ધર્મને લીધે બળ પ્રાપ્ત થયું, છતાં જ્ઞાતિએ ધર્મને નબળો પાડયો અને ધર્મને કળણમાં ખેંચી આણ્યો છે અને તેથી ધર્મે જ્ઞાતિનો બહિષ્કાર કરવો જોઈએ. ભારતમાં રાજકારણ પણ પ્રકટ રીતે કે પ્રચ્છન્ન રીતે જ્ઞાતિના જ પ્રભુત્વ હેઠળ છે અને જ્ઞાતિએ રાજકારણને કલુષિત કર્યું છે. સામાજિક સંબંધોમાં પણ જ્ઞાતિનું જ પ્રાધાન્ય છે અને સામાજિક એકતા લગભગ નાશ પામી છે. ઈશ્વરે ભારતની પ્રજાને જ્ઞાતિવાદનાં અનિષ્ટો સમજાવવાને માટે આનાથી ભિન્ન સમાજપ્રકારવાળા બીજા ધર્મો આપણી સમક્ષ રજૂ કર્યા છે. આપણા સમાજે નજરોનજર જોયું કે જ્ઞાતિ વિના પણ સમાજો કેવા સમૃદ્ધ બન્યા અને વિકાસ પામ્યા, પણ આ બધો પ્રત્યક્ષ બોધ આપણા સમાજ માટે વ્યર્થ બન્યો. અને દિલગીરીની વાત એ છે, કે નવા આવનારા ધર્મો પણ વધતે ઓછે અંશે જ્ઞાતિવાદનો ભોગ બન્યા. દૈવની ઈચ્છાથી હવે આંતરિક પરિવર્તન થવા માંડયું છે. આ વખતે તો ધર્મ, રાજકારણ, સમાજ-વિજ્ઞાન વગેરે બધાં જ તત્ત્વો જ્ઞાતિનો અસ્વીકાર કરશે એમ દેખાય છે. આપણે આશા રાખીએ કે કાંઈ નહીં તો છેવટે હવે જ્ઞાતિરૂપી આ પુરાણો દૈત્ય આ ત્રિવિધ આક્રમણને પરિણામે પોતાનો ગજગ્રાહ છોડે.

પ્રાચીન કાળના ધાર્મિક અને સામાજિક સુધારકોએ જ્ઞાતિવાદ ઉપર પ્રહાર કર્યા હતા અને સમાજના ઊંચ અને નીચ એવા વર્ગો પાડવા સામે તેમણે વિરોધ જાહેર કર્યો હતો. પણ તેમણે ધાર્મિક અને સામાજિક ભૂમિકાઓ ઉપર આ કાર્ય કર્યું હતું. રાજકારણના ક્ષેત્રે આ સમસ્યાનો સામનો કરવો, એ તો ગાંધીજીની જ પ્રતિભાનું પરિણામ હતું, અને આજે રાજકારણ બધી સત્તાનું પ્રાપ્તિસ્થાન હોવાથી જ્ઞાતિવાદને તેનો આખરી અંજામ પણ રાજકારણીય વિચારણા દ્વારા જ મળશે. આપણે એ લક્ષમાં રાખવાનું છે કે આપણે હવે પછીનાં ત્રીસ વર્ષમાં જ્ઞાતિની સામે વિજય મેળવવાનો છે. જો આપણા પ્રયાસો મંદ પડશે તો ઓછામાં ઓછું બીજી થોડીક પેઢી સુધી જ્ઞાતિનો આવરદા લંબાશે; અને તો, જ્ઞાતિ આપણા બધાનો નાશ કરશે. અને તેથી નવા નેતાઓ ‘બહુજન’ સામે ‘મહાજન’નો મોરચો માંડવાની ભૂલ ન કરે. એમ કરવું સહેલું છે. બુદ્ધિપ્રધાન વર્ગોને કેવળ પોતાની સંખ્યાના જોરે જ બહુજન પરાસ્ત કરી શકશે. પણ એથી રાષ્ટ્રીય એકતા ખંડિત થશે અને જ્ઞાતિનો વિજય થશે. નવા નેતાઓ એક બનીને સમસ્ત સમાજને જ્ઞાતિસંસ્થા સામે સુસજ્જ બનાવે. આમ થાય તો જ માનવતાનો વિજય થાય અને આપણે જગતની એક સૌથી ઉન્નત સંસ્કૃતિને આખી દુનિયાની સેવા માટે પુનઃચેતનવંત બનાવી શકીશું.

૧૫-૧-૧૯૫૫

## સાંપ્રતકાળની જરૂરત

બહુજન અત્યારે પહેલી જ વાર પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરતા જાય છે. અશિક્ષિત, પછાત વસ્તીથી ઊભરાઈ રહેલા ભારતમાં પુખ્ત વ્યક્તિનો મતાધિકાર હોવો જોઈએ એમ મહાત્મા ગાંધીજીએ જ સૂચવ્યું હતું. આ અત્યંત પરિવર્તનકારી પગલું હતું. પુખ્ત વયની વ્યક્તિઓના સાર્વત્રિક મતાધિકારને પરિણામે સમસ્ત સત્તા વસ્તુતઃ બહુજનને ફાળે ગઈ છે. સર્વસમર્થ મતાધિકારનો ઉપયોગ કરવા માટે તેમણે જ્ઞાન, શિક્ષણ અને કુશળતા મેળવવાનું જ બાકી રહે છે. હવે બધી સત્તા વસ્તુતઃ બહુજનના હાથમાં પહોંચી ચૂકી છે, અને હવેથી દેશના અને દેશના ભાવિના તેઓ જ સૂત્રધાર છે, એમ મહાજનો સવેળા સમજી લે તો સારું. હવે બહુજન તરફ નિર્ભયપણે દુર્લક્ષ નહીં કરી શકાય. તેઓ આપણા માલિક છે. આપણે બને તેટલી ત્વરાપૂર્વક તેમને કેળવીએ અને કાર્યક્ષમતાની પરાકાષ્ઠા સુધી તેઓ પહોંચે એવી તેમને તાલીમ આપીએ એમાં જ તેમની અને આપણી સલામતી અને રાષ્ટ્રનું ભાવિ સમાયેલું છે. ઈતિહાસના અભ્યાસીઓને ખબર છે કે અકબર જ્યારે ગાદીએ આવ્યો ત્યારે નાની ઉંમરનો અને અનુભવ વિનાનો હોવાથી પોતાના એક પ્રધાનને રાજવહીવટ ચલાવવા દેતો હતો. આ પ્રધાનને આદર અને પ્રેમના સૂચક એવા "ખાનબાબા"ના નામે ઓળખતા હતા. ખાનબાબા અકબરને નામે વફાદારીથી અને કર્તવ્યપરાયણતાપૂર્વક રાજ ચલાવતા હતા પણ જ્યારે અકબરે જોયું કે ખાનબાબા આપમરજી મુજબ કારભાર ચલાવતા હતા ત્યારે અકબરે સ્વસ્થપણે એવું સૂચન કર્યું કે ખાનબાબા, હવે આપને મક્કાની હજ કરવાનો વખત આવી લાગ્યો છે. એનો અર્થ એમ, કે બાદશાહ પોતાનો કારભાર સંભાળી લેવા જેટલી ઉંમરે પહોંચ્યો છે. અત્યારના ખાનબાબા એટલે કે મહાજનોએ હવે થોડા જ વખતમાં બહુજન પાસેથી આવું જ કોઈ સૂચન સાંભળવાની ધારણા રાખવી જોઈએ, એનો અર્થ એમ, કે હવે રાષ્ટ્ર માટે નવું નેતૃત્વ આવી રહ્યું છે. ટૂંક વખતમાં જ સત્તાની ફેરબદલી થવાની છે અને જેઓ બહુજનનો વિશ્વાસ સંપાદન કરી શકશે તેઓ જ બહુજનની સેવા કરવાનો સરકણો અધિકાર મેળવી શકશે. અત્યાર સુધીના મહાજનોએ હવે પોતાનું સર્વોપરીપણું બહુજનને સોંપી દેવું પડશે અને નિઃસ્વાર્થ સેવા વડે અને ગૌણપદે કામ કરવાની તત્પરતા સહિત રાષ્ટ્રસમસ્તને ઉપયોગી બનાવવામાં સંતોષ માનવો પડશે.

### ઘૃણાસ્પદ દૃશ્ય

આપણે જાણીએ છીએ કે કેટલાંક રાજ્યોમાં જ્ઞાતિસંસ્થા સર્વસમર્થ છે. એટલે કે મહાજનોમાં જ્ઞાતિ, જ્ઞાતિમૂલક જૂથો, જ્ઞાતિના વિશિષ્ટાધિકારો, વગેરે જેના મૂળમાં છે એવા પક્ષો પડી ગયા છે. અનેકવિધ જ્ઞાતિઓનું આ ઘૃણાસ્પદ દૃશ્ય દૂર કરવામાં આવશે અને મહાજનોમાં જ્ઞાતિવાદ ઉપર રચાયેલી બધી પક્ષાપક્ષી પણ દૂર કરવામાં આવશે અને મહાજનોનું સ્થાન લેનારાઓને પણ ખ્યાલ રાખવો

પડશે કે હવે પછી જ્ઞાતિમૂલક જૂથોના હિતમાં કામ કરનાર કોઈ પણ તંત્રની આ જ દશા થશે.

જ્ઞાતિ, એ આદિ માનવના માનસમાં જડ ઘાલી બેઠેલી સંસ્થા છે. ભારતમાં ધર્મ સાથેના તેના સંબંધને લીધે તેને વધુ બળ સાંપડયું છે. જ્ઞાતિને ધર્મને લીધે બળ પ્રાપ્ત થયું, છતાં જ્ઞાતિએ ધર્મને નબળો પાડયો અને ધર્મને કળણમાં ખેંચી આણ્યો છે અને તેથી ધર્મે જ્ઞાતિનો બહિષ્કાર કરવો જોઈએ. ભારતમાં રાજકારણ પણ પ્રકટ રીતે કે પ્રચ્છન્ન રીતે જ્ઞાતિના જ પ્રભુત્વ હેઠળ છે અને જ્ઞાતિએ રાજકારણને કલુષિત કર્યું છે. સામાજિક સંબંધોમાં પણ જ્ઞાતિનું જ પ્રાધાન્ય છે અને સામાજિક એકતા લગભગ નાશ પામી છે. ઈશ્વરે ભારતની પ્રજાને જ્ઞાતિવાદનાં અનિષ્ટો સમજાવવાને માટે આનાથી ભિન્ન સમાજપ્રકારવાળા બીજા ધર્મો આપણી સમક્ષ રજૂ કર્યા છે. આપણા સમાજે નજરોનજર જોયું કે જ્ઞાતિ વિના પણ સમાજો કેવા સમૃદ્ધ બન્યા અને વિકાસ પામ્યા, પણ આ બધો પ્રત્યક્ષ બોધ આપણા સમાજ માટે વ્યર્થ બન્યો. અને દિલગીરીની વાત એ છે, કે નવા આવનારા ધર્મો પણ વધતે ઓછે અંશે જ્ઞાતિવાદનો ભોગ બન્યા. દૈવની ઈચ્છાથી હવે આંતરિક પરિવર્તન થવા માંડયું છે. આ વખતે તો ધર્મ, રાજકારણ, સમાજ-વિજ્ઞાન વગેરે બધાં જ તત્ત્વો જ્ઞાતિનો અસ્વીકાર કરશે એમ દેખાય છે. આપણે આશા રાખીએ કે કાંઈ નહીં તો છેવટે હવે જ્ઞાતિરૂપી આ પુરાણો દૈત્ય આ ત્રિવિધ આક્રમણને પરિણામે પોતાનો ગજગ્રાહ છોડે.

પ્રાચીન કાળના ધાર્મિક અને સામાજિક સુધારકોએ જ્ઞાતિવાદ ઉપર પ્રહાર કર્યા હતા અને સમાજના ઊંચ અને નીચ એવા વર્ગો પાડવા સામે તેમણે વિરોધ જાહેર કર્યો હતો. પણ તેમણે ધાર્મિક અને સામાજિક ભૂમિકાઓ ઉપર આ કાર્ય કર્યું હતું. રાજકારણના ક્ષેત્રે આ સમસ્યાનો સામનો કરવો, એ તો ગાંધીજીની જ પ્રતિભાનું પરિણામ હતું, અને આજે રાજકારણ બધી સત્તાનું પ્રાપ્તિસ્થાન હોવાથી જ્ઞાતિવાદને તેનો આખરી અંજામ પણ રાજકારણીય વિચારણા દ્વારા જ મળશે. આપણે એ લક્ષમાં રાખવાનું છે કે આપણે હવે પછીનાં ત્રીસ વર્ષમાં જ્ઞાતિની સામે વિજય મેળવવાનો છે. જો આપણા પ્રયાસો મંદ પડશે તો ઓછામાં ઓછું બીજી થોડીક પેઢી સુધી જ્ઞાતિનો આવરદા લંબાશે; અને તો, જ્ઞાતિ આપણા બધાનો નાશ કરશે. અને તેથી નવા નેતાઓ 'બહુજન' સામે 'મહાજન'નો મોરચો માંડવાની ભૂલ ન કરે. એમ કરવું સહેલું છે. બુદ્ધિપ્રધાન વર્ગોને કેવળ પોતાની સંખ્યાના જોરે જ બહુજન પરાસ્ત કરી શકશે. પણ એથી રાષ્ટ્રીય એકતા ખંડિત થશે અને જ્ઞાતિનો વિજય થશે. નવા નેતાઓ એક બનીને સમસ્ત સમાજને જ્ઞાતિસંસ્થા સામે સુસજ્જ બનાવે. આમ થાય તો જ માનવતાનો વિજય થાય અને આપણે જગતની એક સૌથી ઉન્નત સંસ્કૃતિને આખી દુનિયાની સેવા માટે પુનઃચેતનવંત બનાવી શકીશું.

૧૫-૧-૧૯૫૫

## સાંપ્રતકાળની જરૂરત

બહુજન અત્યારે પહેલી જ વાર પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરતા જાય છે. અશિક્ષિત, પછાત વસ્તીથી ઊભરાઈ રહેલા ભારતમાં પુખ્ત વ્યક્તિનો મતાધિકાર હોવો જોઈએ એમ મહાત્મા ગાંધીજીએ જ સૂચવ્યું હતું. આ અત્યંત પરિવર્તનકારી પગલું હતું. પુખ્ત વયની વ્યક્તિઓના સાર્વત્રિક મતાધિકારને પરિણામે સમસ્ત સત્તા વસ્તુતઃ બહુજનને ફાળે ગઈ છે. સર્વસમર્થ મતાધિકારનો ઉપયોગ કરવા માટે તેમણે જ્ઞાન, શિક્ષણ અને કુશળતા મેળવવાનું જ બાકી રહે છે. હવે બધી સત્તા વસ્તુતઃ બહુજનના હાથમાં પહોંચી ચૂકી છે, અને હવેથી દેશના અને દેશના ભાવિના તેઓ જ સૂત્રધાર છે, એમ મહાજનો સવેળા સમજી લે તો સારું. હવે બહુજન તરફ નિર્ભયપણે દુર્લક્ષ નહીં કરી શકાય. તેઓ આપણા માલિક છે. આપણે બને તેટલી ત્વરાપૂર્વક તેમને કેળવીએ અને કાર્યક્ષમતાની પરાકાષ્ઠા સુધી તેઓ પહોંચે એવી તેમને તાલીમ આપીએ એમાં જ તેમની અને આપણી સલામતી અને રાષ્ટ્રનું ભાવિ સમાયેલું છે. ઈતિહાસના અભ્યાસીઓને ખબર છે કે અકબર જ્યારે ગાદીએ આવ્યો ત્યારે નાની ઉંમરનો અને અનુભવ વિનાનો હોવાથી પોતાના એક પ્રધાનને રાજવહીવટ ચલાવવા દેતો હતો. આ પ્રધાનને આદર અને પ્રેમના સૂચક એવા "ખાનબાબા"ના નામે ઓળખતા હતા. ખાનબાબા અકબરને નામે વફાદારીથી અને કર્તવ્યપરાયણતાપૂર્વક રાજ ચલાવતા હતા પણ જ્યારે અકબરે જોયું કે ખાનબાબા આપમરજી મુજબ કારભાર ચલાવતા હતા ત્યારે અકબરે સ્વસ્થપણે એવું સૂચન કર્યું કે ખાનબાબા, હવે આપને મક્કાની હજ કરવાનો વખત આવી લાગ્યો છે. એનો અર્થ એમ, કે બાદશાહ પોતાનો કારભાર સંભાળી લેવા જેટલી ઉંમરે પહોંચ્યો છે. અત્યારના ખાનબાબા એટલે કે મહાજનોએ હવે થોડા જ વખતમાં બહુજન પાસેથી આવું જ કોઈ સૂચન સાંભળવાની ધારણા રાખવી જોઈએ, એનો અર્થ એમ, કે હવે રાષ્ટ્ર માટે નવું નેતૃત્વ આવી રહ્યું છે. ટૂંક વખતમાં જ સત્તાની ફેરબદલી થવાની છે અને જેઓ બહુજનનો વિશ્વાસ સંપાદન કરી શકશે તેઓ જ બહુજનની સેવા કરવાનો સરકણો અધિકાર મેળવી શકશે. અત્યાર સુધીના મહાજનોએ હવે પોતાનું સર્વોપરીપણું બહુજનને સોંપી દેવું પડશે અને નિઃસ્વાર્થ સેવા વડે અને ગૌણપદે કામ કરવાની તત્પરતા સહિત રાષ્ટ્રસમસ્તને ઉપયોગી બનાવવામાં સંતોષ માનવો પડશે.

### ઘૃણાસ્પદ દૃશ્ય

આપણે જાણીએ છીએ કે કેટલાંક રાજ્યોમાં જ્ઞાતિસંસ્થા સર્વસમર્થ છે. એટલે કે મહાજનોમાં જ્ઞાતિ, જ્ઞાતિમૂલક જૂથો, જ્ઞાતિના વિશિષ્ટાધિકારો, વગેરે જેના મૂળમાં છે એવા પક્ષો પડી ગયા છે. અનેકવિધ જ્ઞાતિઓનું આ ઘૃણાસ્પદ દૃશ્ય દૂર કરવામાં આવશે અને મહાજનોમાં જ્ઞાતિવાદ ઉપર રચાયેલી બધી પક્ષાપક્ષી પણ દૂર કરવામાં આવશે અને મહાજનોનું સ્થાન લેનારાઓને પણ ખ્યાલ રાખવો

પડશે કે હવે પછી જ્ઞાતિમૂલક જૂથોના હિતમાં કામ કરનાર કોઈ પણ તંત્રની આ જ દશા થશે.

જ્ઞાતિ, એ આદિ માનવના માનસમાં જડ ઘાલી બેઠેલી સંસ્થા છે. ભારતમાં ધર્મ સાથેના તેના સંબંધને લીધે તેને વધુ બળ સાંપડયું છે. જ્ઞાતિને ધર્મને લીધે બળ પ્રાપ્ત થયું, છતાં જ્ઞાતિએ ધર્મને નબળો પાડયો અને ધર્મને કળણમાં ખેંચી આણ્યો છે અને તેથી ધર્મે જ્ઞાતિનો બહિષ્કાર કરવો જોઈએ. ભારતમાં રાજકારણ પણ પ્રકટ રીતે કે પ્રચ્છન્ન રીતે જ્ઞાતિના જ પ્રભુત્વ હેઠળ છે અને જ્ઞાતિએ રાજકારણને કલુષિત કર્યું છે. સામાજિક સંબંધોમાં પણ જ્ઞાતિનું જ પ્રાધાન્ય છે અને સામાજિક એકતા લગભગ નાશ પામી છે. ઈશ્વરે ભારતની પ્રજાને જ્ઞાતિ-વાદનાં અનિષ્ટો સમજાવવાને માટે આનાથી ભિન્ન સમાજપ્રકારવાળા બીજા ધર્મો આપણી સમક્ષ રજૂ કર્યા છે. આપણા સમાજે નજરોનજર જોયું કે જ્ઞાતિ વિના પણ સમાજો કેવા સમૃદ્ધ બન્યા અને વિકાસ પામ્યા, પણ આ બધો પ્રત્યક્ષ બોધ આપણા સમાજ માટે વ્યર્થ બન્યો. અને દિલગીરીની વાત એ છે, કે નવા આવનારા ધર્મો પણ વધતે ઓછે અંશે જ્ઞાતિવાદનો ભોગ બન્યા. દૈવની ઈચ્છાથી હવે આંતરિક પરિવર્તન થવા માંડયું છે. આ વખતે તો ધર્મ, રાજકારણ, સમાજ-વિજ્ઞાન વગેરે બધાં જ તત્ત્વો જ્ઞાતિનો અસ્વીકાર કરશે એમ દેખાય છે. આપણે આશા રાખીએ કે કાંઈ નહીં તો છેવટે હવે જ્ઞાતિરૂપી આ પુરાણો દૈત્ય આ ત્રિવિધ આક્રમણને પરિણામે પોતાનો ગજગ્રાહ છોડે.

પ્રાચીન કાળના ધાર્મિક અને સામાજિક સુધારકોએ જ્ઞાતિવાદ ઉપર પ્રહાર કર્યા હતા અને સમાજના ઊંચ અને નીચ એવા વર્ગો પાડવા સામે તેમણે વિરોધ જાહેર કર્યો હતો. પણ તેમણે ધાર્મિક અને સામાજિક ભૂમિકાઓ ઉપર આ કાર્ય કર્યું હતું. રાજકારણના ક્ષેત્રે આ સમસ્યાનો સામનો કરવો, એ તો ગાંધીજીની જ પ્રતિભાનું પરિણામ હતું, અને આજે રાજકારણ બધી સત્તાનું પ્રાપ્તિસ્થાન હોવાથી જ્ઞાતિવાદને તેનો આખરી અંજામ પણ રાજકારણીય વિચારણા દ્વારા જ મળશે. આપણે એ લક્ષમાં રાખવાનું છે કે આપણે હવે પછીનાં ત્રીસ વર્ષમાં જ્ઞાતિની સામે વિજય મેળવવાનો છે. જો આપણા પ્રયાસો મંદ પડશે તો ઓછામાં ઓછું બીજી થોડીક પેઢી સુધી જ્ઞાતિનો આવરદા લંબાશે; અને તો, જ્ઞાતિ આપણા બધાનો નાશ કરશે. અને તેથી નવા નેતાઓ 'બહુજન' સામે 'મહાજન'નો મોરચો માંડવાની ભૂલ ન કરે. એમ કરવું સહેલું છે. બુદ્ધિપ્રધાન વર્ગોને કેવળ પોતાની સંખ્યાના જોરે જ બહુજન પરાસ્ત કરી શકશે. પણ એથી રાષ્ટ્રીય એકતા ખંડિત થશે અને જ્ઞાતિનો વિજય થશે. નવા નેતાઓ એક બનીને સમસ્ત સમાજને જ્ઞાતિસંસ્થા સામે સુસજ્જ બનાવે. આમ થાય તો જ માનવતાનો વિજય થાય અને આપણે જગતની એક સૌથી ઉન્નત સંસ્કૃતિને આખી દુનિયાની સેવા માટે પુનઃચેતનવંત બનાવી શકીશું.

૧૫-૧-૧૯૫૫

# ૧૯. ગામડાંના પુનરુજ્જીવનના મુદ્દાઓ

[ગામડાંના પુનરુજ્જીવનના મુદ્દાઓ પર લંબાણ નિબંધમાળા લખવાની હતી. પરંતુ તેટલો અવકાશ મળી ન શકયો. તેથી એ મુદ્દાઓનું એક સૂચક ટાંચણ કરીને જ અહીં સંતોષ માનવો પડે છે. એ ટાંચણ તૈયાર કરતાં લોક-જીવનનાં અંગઉપાંગોની જેમની સાથે અહર્નિશ ચર્ચા કરી છે, તે મારા મિત્ર નરહરિભાઈ પરીખનું એક કામચલાઉ ટાંચણ અમારા હાથમાં હતું એ અહીં જણાવવું જોઈએ.]

## ૧. ગરીબી

કારણો :

૧. મૂડી અને માવજતને અભાવે ખેતીની ઊપજ છેક તણાઈ ગઈ છે.

(ક) ખરાબ ઓજારો.

(ખ) ઢોરઢાંખરની દુર્બળતા.

(ગ) ઓછું ખાતર.

(ઘ) ઉત્તમ બીની પસંદગીનો અભાવ.

(ઙ) વરસોવરસ તે ને તે જ પાક કરવા.

(ચ) પાણીની જોઈતી આવક ન હોવાથી વારાફરતી બદલી બદલીને પાકો લેવા તરફ દુર્લક્ષ.

(છ) હમેશાં પાસે પૈસો ન હોવાથી તેમ જ ઉછીનાં નાણાં લાવવાની બરાબર સગવડ ન હોવાથી ખેતીનાં મહત્ત્વનાં ને જરૂરનાં કામોનો વખત ન સચવાય તે.

૨. નફો રહેવાનો સંભવ જ ન રહે એટલાં નાનાં નાનાં ખેતરો. (નફો થવા જેટલી ખેતીની વ્યાખ્યા : સામાન્ય કુટુંબનું ભરણપોષણ અને વહેવાર ચાલે અને બળદની એક જોડને વરસભરનું પૂરું કામ મળે એવડું જે ખેતર તે નફો કરનારું ખેતર — Economic Holding સમજવું.)

૩. કુટુંબમાં ભાગ વહેંચાવાથી અથવા એવાં બીજાં કારણોથી ખેતરોના પડી જતા નાના કકડા. એવા કકડાઓ પડી જવાથી વખતનો બગાડ થાય છે અને કાણા વાસણમાંથી જેમ પાણી ગળી જાય છે તેમ ઘણી મજૂરી ફોગટ જાય છે.

૪. ખેતીની જમીનનો ઘણો મોટો ભાગ જાતે ખેતી ન કરનારા ઉજળિયાત લોકોના હાથમાં હોવાથી.

૫. એવી જમીન પર સામાન્ય રીતે જ કાળજી રહેતી નથી. એ જમીન ખેડનાર ખેડૂતને માલિકીપણું ન લાગવાથી જમીનની સારી પેઠે માવજત કરવાનો ઉત્સાહ ભાગ્યે જ રહે છે.

ઉપર ગણાવેલાં કારણોથી ખેતીનો ખર્ચ વધે છે. તેથી ખેતીના ધંધામાં નફો રહેતો નથી.

એનો ઉપાય ઉપર ગણાવેલાં કારણો દૂર કરવામાં રહેલો છે.

## ૨. દેવાદારપણું

ખેડૂતનું દેવું સામાન્યપણે જણાય તેના કરતાં ઘણું વધારે છે. હિંદુસ્તાનના ખાલસા મુલકના ખેડૂતોનું દેવું છસો કરોડથી એક હજાર કરોડ હોવાનો અંદાજ છે. એટલે દેવાનો ભાર દર એકરે ૩૦થી ૪૦ રૂપિયા આવે છે. એનાં કારણો :

૧. સામાન્ય કુટુંબની આવકજાવકનો મેળ બેસતો નથી. એટલે કે ખરચ જેટલી ઊપજ થતી નથી.

૨. ગામડાંમાં ચાલતા ઉદ્યોગહુન્નરનો નાશ. તેથી :

(ક) વર્ષના ચાર-પાંચ મહિના ખેડૂતને ફરજિયાત બેકાર રહેવું પડે છે. એનો અર્થ એ નથી કે ચાર-પાંચ મહિના બિલકુલ કામ નથી હોતું. પરંતુ સાત મહિનામાં થઈ શકે એટલું કામ લંબાઈ લંબાઈને વરસ દહાડે પૂરું થાય છે. બેકારીના દિવસો ઓછાવત્તા પ્રમાણમાં આખા વર્ષ પર વહેંચાઈ જાય છે. એમ ન હોત તો ખેડૂત મજૂરી (રોજગાર) માટે ચાર-પાંચ મહિના કસબામાં કે શહેરમાં જઈ શકે. આજની પરિસ્થિતિમાં ખેડૂતને ખેતરમાં પૂરું કામ નથી રહેતું અને તેનાથી ખેતી છોડાતી પણ નથી. આવી કપરી દશા પ્રાપ્ત થઈ છે.

(ખ) પૂરું કામ ન હોવાથી ખેડૂત શહેરના અને પરદેશી મૂડીવાળાઓનો આહાર બને છે. હંમેશનો ઓશિયાળો હોવાથી તેને તેમણે લાદેલી બધી શરતો સ્વીકારવી પડે છે; અને એમ તે નિચોવાઈ જાય છે.

(ગ) બેકારોની સંખ્યા વધવાથી બધાનો ભાર જમીન પર વધે છે.

૩. સરકારી મહેસૂલનું પ્રમાણ હદ બહારનું હોઈ તે વસૂલ કરવાની રીતો કડક અને નિર્દય છે. ખેતીનું ઉત્પન્ન ઘરમાં પહોંચે તે પહેલાં જ મહેસૂલ ઉઘરાવવાની તારીખ રાખવામાં આવી છે.

૪. તંબાકુ, અફીણ, ગાંજો, તાડી, દારૂ માડી વગેરે વ્યસનો.

૫. કોર્ટબાજી.

૬. શાહુકારોનો વ્યાજનો ભારે દર અને તેમના વહેવારની લુચ્ચાઈ. આ દર ભારે હોવાનાં કારણો ત્રણ :

(ક) ધીરેલાં નાણાં બૂડવાનો ડર.

(ખ) ગામડાંની ઘણીખરી મૂડી શહેરોમાં ઘસડાઈ ગઈ છે તે.

(ગ) હિંદુસ્તાનની સંપત્તિને સ્રાવ (drain) લાગુ પડયો છે.

આ વિષયમાં નીચેની બાબતોનો ઊહાપોહ થવાની જરૂર છે :

૧. ખેડૂતના બચાવમાં સરકારે કરેલા બધા કાયદા નિષ્ફળ ગયા છે. એટલું જ નહીં પણ એ કાયદાઓથી ઊલટી ખેડૂતની સ્થિતિ હાલહવાલ થઈ છે.

૨. સરકાર તરફથી ખેડૂતને અપાતું તગાવી દેવું.

૩. સરકારી સહકારી સોસાયટીઓનો કારભાર અને તેની અસર.

૪. આબરૂદાર અને પ્રામાણિક શાહુકારોનો ગામડાંમાં મોટે ભાગે અભાવ. સારા શાહુકારો ગામડાં છોડી શહેરમાં ગયા છે, અથવા સાચો શાહુકારધર્મ છોડી પૈસા ઓકાવનાર વ્યાજખોર બન્યા છે.

આની સાથે જ સ્વદેશી સ્થાનિક શરાફી પેઢીઓ, અને સાચી શાહુકારીનું પુનર્જીવન કેટલું બની શકે એની ચર્ચા થવી જોઈએ. Rural Banks એટલે જમીન ગીરો રાખનાર બેંકોની સ્થાપના થવાથી ખેડૂતોને કેટલો ફાયદો થવાનો સંભવ છે એની પણ ચર્ચા થવી જોઈએ.

૭. પૈસાની બાબતમાં કુટુંબને ખાડામાં ઉતારનારા સામાજિક રિવાજો.

દીકરીને માટે આપવો પડતો વાંકડો અથવા પૈઠણ કે હુંડો અને બીજો લગ્નનો ખર્ચ, મરણ પાછળનાં દિવસપાણી; સ્ત્રી વેચાતી લેવી વગેરે બાબતોનો ખર્ચ કુટુંબની જૂની અથવા કાલ્પનિક પ્રતિષ્ઠા પ્રમાણે થાય છે. આ પ્રમાણે કેટલાંયે કુટુંબો દેવાદાર બની ધૂળ ભેગાં થયાં છે.

૮. ટાઢિયો તાવ (Malaria) અથવા એવા જ બીજા રોગોમાં કુટુંબમાંનાં કેટલાંયે માણસો સપડાઈ જાય છે, અને એ સંખ્યાથી બીજા દશગણા લોકો મરી નથી જતા તો ખેતીના કામને માટે નિરુપયોગી બને છે.

ઈલાજ :

૧. ખેતીને સુધારવી.

૨. ગામડાંના ઉદ્યોગધંધાઓ પાછા જીવતા કરવા.

૩. ખેડૂતને તેની પરિસ્થિતિનું અને ખાસ કરીને તેની આર્થિક સ્થિતિનું પ્રત્યક્ષ આંકડાઓથી ભાન કરાવવું.

સામાન્યપણે ઉપર ગણાવેલાં કારણો દૂર કરવાં.

૪. આને જ અંગે ખેડૂત પરનું આજનું દેવું છૂટ મૂકીને તેમ જ હપતા બાંધી આપીને પૂરું કરવું જોઈએ.

૫. ખેતી ન કરનાર ઉજળિયાત ખાતેદારોનો અને જમીનદારોનો જમીન પર સાચેસાચ કેટલો હક છે તેની તપાસ થવી જોઈએ અને તે હક પર ભારે અંકુશ મુકાવો જોઈએ.

જમીનના માલિકો પર માલકીહકની સાથે સાથે પૂરેપૂરી જવાબદારી પણ નાખવી જોઈએ.

### ૩. ગામડામાંના ધંધાઓ

૧. ખાદી : ફરજિયાત બેકારી દૂર કરવાનો સાર્વભૌમ અને રામબાણ ઈલાજ.

૨. ઢોરની માવજત અને સંગોપન : ખેડૂતે આ ધંધો લગભગ છોડી દીધો છે. ભેંસ રાખવાના રિવાજથી દૂધ-ઘી મળે છે ખરાં, પરંતુ જમીનની કેળવણીને માટે જરૂરના બળદો વગેરે ઘેર પેદા થતાં નથી. પાડાઓનો બહુ ઉપયોગ ન હોવાથી તેમની બહુ કાળજી રહેતી નથી અને તે નાનપણમાં જ મરી જાય છે અથવા મારી નાખવામાં આવે છે. ભેંસને ઠેકાણે સારી ગાયો પાળવાથી ઘરમાં

દૂધ-ઘી મળવા ઉપરાંત ઘરને ઘર બળદો પણ નીપજશે. આજકાલ બળદની મોંઘવારી વધી છે અને સારા બળદો ખરીદવાનું સામાન્ય ખેડૂતની શક્તિ બહારનું બનતું જાય છે.

૩. કુંભારનો ધંધો : ટિનનાં પતરાં પરદેશમાંથી આવતાં થવાથી ઘરનાં છાપરાં અને ઘરમાં સંઘરવાનાં સાધનો તેનાં જ બનતાં જાય છે. પરિણામે કુંભારનો ધંધો બેસી ગયો છે. અને તે લોકો આજીવિકા માટે ખેતીના ધંધામાં પડ્યા છે. આમ જમીન પરનો ભાર વધે છે.

૪. ચામડાં કમાવવાનો ધંધો : આ ધંધામાં ખૂબ સુધારો કરવાની જરૂર છે. એ સુધારો થાય તો ગામડામાં મોચી, ખાલપા વગેરેનું જીવન સુધરી શકે. ગોરક્ષાને મદદ મળે અને તેનો ફાયદો ખેડૂતને પણ થાય.

૫. કપાસમાંથી કપાસિયા લોઢવાનો, અને બીજાં તેલીબિયાંમાંથી તેલ કાઢવાનો ધંધો : કારખાનાં (જીનો) સ્થપાયાં પછી આ ધંધો પણ પડી ભાંગ્યો છે.

કેટલાક ખેડૂતોએ તેલની ઘાણી ઘેર રાખવી. તેમ ન પરવડે તો અનેક ખેડૂતોએ એક સહિયારી ઘાણી રાખવી. પોતાના ઘરના બળદ કે પાડા મારફતે તે ચલાવવી, અને ઘરનાં તેલીબિયાંનું તેલ અને તેનો ખોળ ઘર આગળ કાઢવાં. ઘેર વાપરતાં માલ વધે તે વેચવો. આ રીતે એ કામ મિલો કરતાં સસ્તું પડશે. કેમ કે બધું જ – કાચો માલ, સાધનો, મજૂરી, દેખરેખ – બધું જ ઘરનું.

૬. દળવુંખાંડવું : ચોખા ખાંડવાની અને લોટ દળવાની મિલો આવવાથી દળીખાંડીને પેટ ભરનારાં બાઈબાવડાંનાં મોઢાંમાંનો કોળિયો લૂંટાઈ ગયો છે, અને એ ધંધાને ઠેકાણે તેમને બીજો ધંધો ન મળવાથી તેમને મોતનો રસ્તો બતાવવા જેવું થયું છે.

૭. ખેતી અને માલની લાવલેજાવ : પાણી કાઢવાના પંપ, જમીન ખેડવાનાં ટ્રૅક્ટરો અને મોટરોના મોટા ખટારાઓને લીધે ગામડાંનો માલ વહી લઈ જવાનો ધંધો મરી ગયો છે, અને તેથી ખેતીને માટે રાખેલા બળદોનું ખાલી દિવસોનું ખર્ચ પણ ખેતી ઉપર જ પડે છે. ખેતરમાં મજૂરી કરનારા ખેડૂત અને બળદ બંને પર ફરજિયાત બેકારી આવી પડવાથી ખેતીના ધંધામાં નફો જરા પણ રહ્યો નથી. ઊલટો ઘરનું કાઢીને પૂરવાનો ધંધો થયો છે.

આ જ પ્રકરણમાં મરઘાં, બતકો વગેરે પાળવાં, મધમાખીઓને પાળી કૃત્રિમ મધપૂડાઓમાંથી મધ કેમ લેવું, વાંસનું કામ, રેશમની પેદાશ, ભરતગૂંથણ, જરીનું કામ વગેરે ઝૂંપડાંઓમાં થઈ શકે એવા કેટલાયે ધંધાઓનો વિચાર થઈ શકે તેમ છે.

### ૪. સ્વચ્છતા અને આરોગ્ય

૧. ઘર અને કૂવાતળાવની આસપાસનો ગંદવાડ અને કાદવ કાઢવો.

ખુલ્લામાં શૌચ જઈ મળ માટીથી ન ઢાંકતાં, હવા અને પાણી બંનેને બગાડવાને માટે ખુલ્લો રહેવા દેવો એ આજની સ્થિતિ છે. આ સ્થિતિમાં સુધારો કરવાથી સ્વચ્છતા અને આરોગ્ય બન્ને સુધરશે ને તે ઉપરાંત અત્યંત કીમતી

૨. દાવા માટે ઘાસતેલના ધુમાડિયા ડબ્બાઓ વાપરવા વિશે : એનાથી ઘાસતેલ બહુ વપરાય છે, કપડાં બગડે છે, ધુમાડો પેટમાં જવાથી તંદુરસ્તી બગડે છે, કોઈ કોઈ વાર આગ પણ લાગે છે અને સૌથી મોટું નુકસાન એ કે આંખો બગડે છે. આ તરફ કોઈનું ધ્યાન ગયું નથી. ઊલટું લોકો વગર તપાસ કર્યે કહે છે કે આજ સુધી કોઈને નુકસાન થયું નથી ને હવે જ ક્યાંથી થવા માંડયું?

૩. ઘરોમાં સ્વચ્છ હવા, પાણી અને પુષ્કળ પ્રકાશ વાપરવાની કાંઈ જ વ્યવસ્થા નથી હોતી. એથી પ્રજા દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે, ફેફસાં કમજોર થતાં જાય છે. કોઈ કોઈ ઠેકાણે તો આવાં ગોંધિયારામાં માણસો ને ઢોર એક જ ઠેકાણે ઊંઘે છે.

૪. ગામડાંમાં ઠેકઠેકાણે પાણી ભરાઈ રહેવાથી તેને લીધે મચ્છરનો અને ટાઢિયા તાવનો ઉપદ્રવ વધ્યો છે. એ પાણીના ખાડાઓ પૂરી નાખવા જોઈએ. તાત્કાલિક ઉપાય ખાડામાંના પાણી પર પુષ્કળ ઘાસતેલ રેડવાનો છે. ગોંધાયેલાં સ્થિર પાણી પર મચ્છરનાં ઈંડાં રહે છે. ઘાસતેલથી તે મરી જાય છે.

૫. હાથમાં, પગમાં, ગળામાં અને નાકકાનમાં હંમેશ ઘરેણાં પહેરી રાખવાથી બધે મેલ બાઝે છે અને પછી ગંદા રહેવાની ટેવ પડે છે.

૬. ઓઢવાપાથરવાનાં, રાચરચીલાં, ઘરબાર વગેરે સ્વચ્છ ન રાખવાં. શરીરની સ્વચ્છતા તરફ પણ બેદરકારી.

## ૫. ગ્રામપંચાયત

હવે પછી હિંદુસ્તાનની જે કંઈ રાજવ્યવસ્થા થાય તેમાં ગામને જ રાજવ્યવસ્થાનું મૂળ એકમ (Unit) રાખવું જોઈશે. તેમ જ ગામનો પોતાનો કારભાર તેને પોતાને જ ચલાવવાની છૂટ રાખવી જોઈએ. પ્રાંતરચના તો ભાષાવાર થવાની છે એ વિશે શક નથી. આજના જિલ્લાઓ અને તાલુકાઓ ગમેતેમ બનાવેલા છે, તેમની વહેંચણીમાં કશું તત્ત્વ જળવાયું નથી. હવે પછી પ્રાંતોના વિભાગો હવા, પાણી અને જમીનના સરખાપણા પ્રમાણે પાડવા જોઈશે. આ પ્રાદેશિક વિભાગો પોતાના ખર્ચ માટે પોતાની ઊપજમાંથી ૭૫ ટકા રાખી પ્રાંતિક સરકારોને ૨૫ ટકા એટલે રૂપિયામાં ચાર આના આપશે. આ પ્રાદેશિક વિભાગોનું વ્યવસ્થાતંત્ર કેમ રાખવું અને તેમનાં કાર્યો કયાં કયાં એની ચર્ચાનું આ સ્થળ નથી. ફક્ત ગ્રામપંચાયતનું કામ જ અહીં બતાવીશું.

૧. ન્યાયખાતું પંચાયતને સોંપી દેવું. ગૂંચવણના કેસોમાં વિભાગીય સરકારની મદદ લેવામાં હરકત નથી. પરંતુ ગામડાંનાં સર્વ મુલકી ન્યાય પર પંચાયતની સંપૂર્ણ હકૂમત રાખવી. ફોજદારી કેસો ચલાવવાને ખાસ મૅજિસ્ટ્રેટો નીમવામાં હરકત નથી. પરંતુ તેમને પણ ગ્રામપંચાયતની મદદ લેવી પડશે.

૨. ગામડાંના ચોકીપહેરાનો અને પોલીસનો બંદોબસ્ત ગ્રામપંચાયતના જ હાથમાં હોય.

૩. ગામડાંની છોકરાછોકરીઓની નિશાળો ગ્રામપંચાયતને તાબે હોય. દરેક નિશાળની સાથે અખાડો હોવો જ જોઈએ.

સાક્ષરતા અને સંસ્કારિતાનો લોકોમાં પ્રચાર થવો જોઈએ. આજ એવું દેખાય છે કે જે પ્રમાણમાં અક્ષરજ્ઞાન વધે છે તે પ્રમાણમાં સંસ્કારિતા ઊલટી સંકોચાતી જાય છે. તેમ ન થતાં લોકકેળવણી એટલે કે સંસ્કારિતા ખૂબ વિશાળ અને વ્યાપક થવી જોઈએ.

**બીજા વિવિધ પ્રશ્નો**

૧. અસ્પૃશ્યતાનિવારણ.

૨. સ્ત્રીઓનો દરજ્જો વધારવો.

૩. ખેડૂત — મજૂરોની સ્થિતિ આજ લગભગ આશ્રિતના જેવી, અર્ધ ગુલામ — Serf — જેવી છે તે બદલીને તેમને આર્થિક અને સામાજિક બળ આપવું જોઈએ.

૪. બાળલગ્ન :એકલા કાયદો બસ નથી. લોકમત કેળવવો જોઈએ.

૫. ધર્મસંસ્કરણ : ભ્રામક વહેમો અને ધર્માંધતા વગેરે ધર્મઘેલાપણાં દૂર કરી ધાર્મિક આદર્શ, ધાર્મિક સંસ્થા, સંસ્કાર અને રિવાજ એ બધાંનું સંસ્કરણ એટલે પવિત્રીકરણ થવું જોઈએ.

## ૨૦. શું મુસલમાનો હિંદુસ્તાની નથી ?

જ્યારે કૉંગ્રેસે વર્ધાયોજનાનો પુરસ્કાર કર્યો અને કૉંગ્રેસસરકારે એનો અમલ કરવો શરૂ કર્યો ત્યારે મુસ્લિમ લીગની કાઉન્સિલે આ યોજનાની તપાસ કરવાને માટે એક કમિટી મુકરર કરી. પીરપુરના રાજા સૈયદ મુહમ્મદ મહદી એના સંયોજક હતા. આ સમિતિએ વર્ધાયોજનાની વિરુદ્ધ જે જે વાતો લખી છે તેની ચર્ચા કરવાનો અહીં અમારો વિચાર નથી. અમે તો, એમણે મુસલમાનોને જે સૂચનાઓ આપી છે, એમાંથી એક જ વાક્ય લઈને, એનો શો અર્થ થઈ શકે છે તે જોવા ઇચ્છીએ છીએ. તે વાક્ય આ છે :

"The Muslims, therefore, in India, or in any other country, force a nationality of their own with their own view point on all aspects of life, and can owe no allegiance to soil, blood or colour."

અર્થાત્, "મુસલમાનો હિંદમાં કે બીજા કોઈ દેશમાં ગમે ત્યાં રહેતા હોય, પણ એમને એમની પોતાની સ્વતંત્ર રાષ્ટ્રીયતા છે, ને સ્વતંત્ર દૃષ્ટિબિંદુ છે; ને તેઓ જીવનનાં બધાં પાસાંને એ વડે જ નિહાળે છે. અમુક ભૂમિ, અમુક રક્ત કે અમુક રંગ પ્રત્યે એમની કોઈ પણ વિશિષ્ટ વફાદારી હોઈ શકે નહીં."

આ તો અમે એક અનોખી જ વાત સાંભળી રહ્યા છીએ. આ ધર્મમાં રોજની પાંચ નમાજ પણ કાબાની તરફ મોં કરીને પઢવી પડે છે. એના અનુયાયીઓને માટે એમ કહેવું કે તેઓ કોઈ પણ જમીન તરફ નિષ્ઠા નથી રાખતા એ અમારા ધ્યાનમાં નથી આવતુ. ખેર, આ વાતને છોડી દો. પણ જ્યારે અમે ખિલાફતના આંદોલનમાં રાષ્ટ્રીયતાના ખ્યાલથી ભાગ લીધો એ વખતે પણ અમને એમ જ કહેવામાં આવ્યું હતું કે જજરત-ઉલ-અરબ મુસલમાનોની ખાસ પાકભૂમિ છે. દુનિયાભરના મુસલમાન એને આઝાદ રાખવાને માટે બંધાયેલા છે. મુસલમાનો માટે તે ધર્મભૂમિ છે. તે વખતે તો કોઈએ એમ ન કહ્યું કે, The Muslims can owe no allegiance to soil, blood or colour.

જ્યારે સર મુહમ્મદ ઈકબાલે એમ ગાયું હતું કે: 'हिन्दी हैं हम, वतन हैं हिन्दोस्तां हमारा' ત્યારે પણ અમે એ જ માનતા હતા (અને આજ પણ માનીએ છીએ) કે હિંદુસ્તાનનાં મુસલમાન હિંદી જ છે. અને હિંદુસ્તાન જેટલું હિંદુઓનું છે એટલું જ હિંદુસ્તાન મુસલમાનોનું પણ છે. અમે એ પણ જાણીએ છીએ કે હિંદુસ્તાનમાં આજ જેટલા મુસલમાનો છે એમાં બહારથી આવેલા બહુ થોડા છે. બાકીના બધા પહેલેથી આ દેશના છે. એમણે ઈસ્લામનો સ્વીકાર કર્યો એને લીધે એમની હિંદુસ્તાન પ્રતિ જે નિષ્ઠા છે તે ઓછી કે અદૃશ્ય થવાનું કાંઈ કારણ નથી. એમને હિંદુસ્તાનમાં જે સ્થાન છે એવું દુનિયાના બીજા કોઈ પણ સ્થાનમાં નથી. હિંદુસ્તાનની જે પ્રાચીન સંસ્કૃતિ છે તે એમના બાપદાદાઓની છે.

જે મુસલમાન પરદેશથી આવીને અહીં વસ્યા છે તેઓ પણ પૂરેપૂરા અહીંના થઈ ગયા છે. એમણે પણ કદી સ્વદેશી મુસલમાનોની જમાત અલગ અને બહારથી આવેલા મુસલમાનોની જમાત અલગ એવો ભેદ નથી કર્યો. ઈસાઈઓમાં યુરોપિયન ઈસાઈ, ઈન્ડિયન ઈસાઈ અને એંગ્લો-ઈન્ડિયન ઈસાઈ એવા ભેદ મળી આવે છે. મુસલમાનોએ એવો ભેદ નથી કર્યો. તેઓ બધા હિંદુસ્તાની જ થઈ ગયા છે.

"મુસલમાન ન તો કોઈ દેશના છે અથવા તો ન એમનો કોઈ દેશ હોઈ શકે," આમ કહીને લીગની આ કમિટીએ હિંદુસ્તાની મુસલમાનોની કોઈ સેવા કરી નથી.

રાષ્ટ્રની ભાવનાનો જમીનની સાથે અવિચ્છેદ સંબંધ છે. એક દેશમાં રહેનારા લોક એક રાષ્ટ્રના થઈ જાય છે, પછી એમનો ધર્મ ચાહે તે હોય. જ્યારે કૅથલિક સ્પેનના લોકોએ ઇંગ્લંડ પર ચડાઈ કરી એ વખતે ઇંગ્લંડની નાવિક સેનાનો સેનાપતિ કૅથલિક હતો. એણે પણ ઇંગ્લંડની રક્ષાને માટે સ્પેન વિરુદ્ધ યુદ્ધ કર્યું. ડૉ. સન યાત સેન ઈસાઈ હતા, તોપણ એમણે આખા ચીન દેશને એક રાષ્ટ્ર સમજીને એની આઝાદી માટે અંત સુધી પ્રયત્ન કર્યો. મુસ્લિમ મુલકોનો પણ આવો જ ઇતિહાસ છે. નહીંતર ઈરાન, અફઘાનિસ્તાન, તુર્કસ્તાન, અરબસ્તાન વગેરે દેશોનું પોતાનું અલગ અલગ અસ્તિત્વ જ ન હોત. હરેક ધર્મ એક જુદું

રાષ્ટ્ર છે એવું સ્વીકારીએ તો તો દુનિયાએ સ્વાતંત્ર્ય અને શાંતિની આશા જ છોડી દેવી જોઈએ.

અમને સંતોષ એ વાતનો છે કે, સુભાગ્યે બધા અથવા મોટી સંખ્યાના મુસલમાનો આવી માન્યતા ધરાવતા નથી. તેઓ ભારતને પોતાનું વતન માને છે અને એને ચાહે પણ છે. જેઓ એમ કહે છે કે મુસલમાન કોઈ જમીન પર સ્નેહ નથી રાખતા એમની પાસેથી અમે એ જાણવા માગીએ છીએ કે શું મુસલમાન સામાન્ય નાગરિકના અધિકાર નથી ઇચ્છતા ? શું તેઓ એમ નથી માનતા કે સર્વ ધર્મો અને કોમોના નાગરિકોને એવા કેટલાક સામાન્ય અધિકાર હોય છે જેનો ધર્મ સાથે કાંઈ સંબંધ નથી હોતો ? શું એવા સામાન્ય અધિકારો સાથે એમને કાંઈ નિસબત નથી ?

કેટલાક કોમવાદી હિંદુઓ કહે છે કે હિંદુસ્તાન હિંદુઓનું છે. હવે મુસ્લિમ લીગની કમિટી કહે છે કે મુસલમાનોનો કોઈ દેશ જ નથી હોઈ શકતો. બંનેના મતોમાં વિલક્ષણ સમાનતા છે. પ્રશ્ન એ થાય છે કે શું મુસલમાન હિંદુસ્તાન પર પોતાનો કોઈ હક બતાવવા નથી ઇચ્છતા ?

મુસ્લિમ લીગ કાંઈ પણ કહે, કૉંગ્રેસ તો એ જ કહે છે કે હિંદી મુસલમાન પણ હિંદુસ્તાનના છે અને હિંદુસ્તાન એમનો છે.

ડિસેમ્બર, ૧૯૩૯

## ૨૧. પૂર્વ આફ્રિકામાં આપણા લોકોનું ભાવિ

પૂર્વ આફ્રિકાની અને ખાસ કરીને કેન્યાની આઝાદીની લડતને અંતે ઘણાખરા ગોરાઓ પૂર્વ આફ્રિકા છોડશે પણ થોડાક રહેશે. જે રહેશે તે અત્યાર સુધીની ગોરાઓની નીતિ આગળ ચલાવવા માટે નહીં પણ પૂર્વ આફ્રિકાને સ્વદેશ ગણીને ત્યાં રહેશે.

ભારતના જે લોકો પૂર્વ આફ્રિકામાં રહ્યા છે તેમાંથી થોડાક સ્વદેશ પાછા આવશે. ઘણાખરાને ભારતમાં ખરેખર જગ્યા નથી. એમનાં મૂળિયાં ભારતમાં નહીં પણ આફ્રિકામાં છે. હિંદુસ્તાનમાં કે આફ્રિકામાં આપણા લોકોને પરતંત્રતાનો વાંધો નહીં હોવાથી એમની રાજદ્વારી દૃષ્ટિ મારી ગઈ છે. જે વસ્તુ સહેજે ઊગવી જોઈએ તે એમને સમજતાં વાર લાગે છે, અને ગળે ઊતરતાં એથીયે વધારે મુશ્કેલી નડે છે. એમાં પરિસ્થિતિ સમજી એ પ્રમાણે પોતાની વૃત્તિમાં અને રહેણીમાં ફરક કરવાની તૈયારી જેટલી મુસલમાનોમાં છે તેટલી હિંદુઓમાં દેખાતી નથી. તેથી તેમની સ્વાભાવિક ઉદારતાને કારણે જેટલો લાભ એ લોકોને મળવો જોઈએ તેટલો મળતો નથી. છતાં આખરે પરિસ્થિતિ જ આપણા લોકોને શીખવશે અને ભલે મોડા પણ આપણા લોકો તૈયાર થશે ખરા.

પણ મને રાજદ્વારી પરિસ્થિતિની એટલી ચિંતા નથી કેમ કે રાજદ્વારી જીવન પ્રજાના સમગ્ર જીવનમાં એક મહત્ત્વનો છતાં નાનો હિસ્સો છે. મુખ્ય વસ્તુ રહેણીકરણીની છે. જે દેશમાં રહેતા હોઈએ તે દેશના તમામ લોકો સાથે ભળી જતાં અને છતાં પોતાનું ખરું વ્યક્તિત્વ અને ચારિત્ર્ય સાચવતાં આવડવું જોઈએ.

આપણા લોકો ઉપરઉપરના રસ્મરિવાજને અને અમુક અમુક ટેવોને ચારિત્ર્ય ગણે છે—એમાં જ ધર્મ રહ્યો છે એમ માને છે અને દુ:ખ સાથે કહેવું પડે છે કે વ્યભિચારની બાબતમાં ગમે તેટલા આંખ આડા કાન કરવા છતાં આંતરજાતીય તેમ જ આંતરધર્મીય વિવાહને માન્યતા આપતા નથી. અને એવા વિવાહ થાય તો જાણે સર્વસ્વ ડૂબી ગયું એમ માને છે. ચારિત્ર્યની મુખ્ય વસ્તુમાં આપણી સંસ્કૃતિની ખાસિયત સમજી એને વળગી રહેવાની તૈયારી બહુ થોડા લોકોમાં દેખાય છે.

એ સ્થિતિ સુધારીને આફ્રિકાની સ્થિતિને અનુકૂળ એવી રહેણીકરણી નક્કી કરી તે પ્રમાણે ચાલવાનો દૃઢસંકલ્પ આપણા લોકોએ કરવો જોઈએ.

આપણા લોકોમાં શરૂઆતમાં ઘણાખરા શાકાહારી હતા. અને શરાબ પણ પીતા ન હતા. આપણી સ્ત્રીઓ ભારતની મુસલમાન સ્ત્રીઓની પેઠે પડદામાં ભલે ન રહે અને લાજ ભલે ન કાઢે છતાં પુરુષોમાં ભળવાનું પસંદ ન કરે. એ સ્થિતિ હવે પૂર્વ આફ્રિકામાં ઘણી બદલાઈ ગઈ છે. માંસાહાર અને મદ્યપાન લગભગ બધે ચાલે છે. સ્ત્રીઓને પૂરતી કેળવણી જ્યાં ન મળી હોય ત્યાં તેઓ જૂનાને સહેજસાજ વળગી રહે છે. પણ સારું શું અને ખરાબ શું એનો શુદ્ધ વિચાર કરવાની તાકાત એમની પાસે નથી. કેટલીક સંસ્થાઓ સ્ત્રી-જાગૃતિનું કામ કરે છે પણ એ પૂરતું નથી. નવી ભણેલી છોકરીઓ સમાજની ઉન્નતિનો ઊંડો વિચાર કરતી હોય તો તે આપણે જાણતા નથી.

આપણે આપણું જીવન સુધારવાના પૂરા પ્રયત્ન કરવા રહ્યા. પણ મુખ્ય વસ્તુ આપણું બરાબર સાચવીને આફ્રિકન લોકોમાં તેમ જ ગોરાઓમાં ભળવાની કળા આપણે કેળવવી જોઈએ.

શુદ્ધ વાતાવરણમાં પવિત્રપણે સાથે રહેવાની સગવડ ઊભી કરીએ અને સહજીવન દ્વારા નવા સમાજની સ્થાપના કરીએ તો જ આપણાં મૂળિયાં આફ્રિકાની ભૂમિમાં મજબૂત થવાનાં. અને જેમ બીજાઓની અસર આપણા ઉપર થશે તેમ આપણી અસર પણ બીજાઓ ઉપર આપણે પાડી શકવાના છીએ.

આફ્રિકન લોકો અને ગોરાઓ પણ ભારતીય સંસ્કૃતિને ઓળખવા માટે જવાહરલાલનું સાહિત્ય વાંચે છે. સાથે સાથે ગાંધીજી, રવીન્દ્રનાથ ઠાકુર, સરોજિની નાયડુ, સ્વામી વિવેકાનંદ, શ્રી અરવિંદ, રાધાકૃષ્ણન વગેરે લોકોનું સાહિત્ય અંગ્રેજીમાં વાંચે છે અને ભારતીય સંસ્કૃતિ વિશે આદર કેળવે છે. ત્યાર પછી ગીતા, રામાયણ, મહાભારત, ઉપનિષદ, રાજયોગ વગેરે ગ્રંથો પણ અંગ્રેજીમાં વાંચે છે.

પણ એ લોકોને એ દેશમાં વસેલા આપણા લોકો પાસેથી આમાંનું કશું મળતું નથી. તેથી ભારતીય સંસ્કૃતિ વિશે લોકોના મનમાં જે આદર જાગે છે તેનો લાભ આફ્રિકામાં વસતા આપણા લોકોને મળતો નથી.

વેપારમાં રચ્યાપચ્યા રહેનાર આપણા લોકોને આપણી સંસ્કૃતિનું ઊંડું જ્ઞાન હોતું નથી. આફ્રિકામાં જે કેળવણી મળે છે તેમાં ઉપરનું કશું મળતું નથી. અને જે યુવકો કેળવણી માટે ભારતમાં આવે છે તેઓ અહીં એ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરતા નથી. વૈદક, વ્યાપાર, ઍન્જિનિયરિંગ, અર્થશાસ્ત્ર અને પૉલિટિક્સ એનો જ અભ્યાસ કરી પાછા જવાની તૈયારી કરે છે. પરિણામે જીવન એકાંગી થાય છે, પ્રભાવશાળી બનતું નથી. અને પૂર્વ આફ્રિકાના જાહેર જીવનમાં આપણા લોકો પોતાનું માનભર્યું સ્થાન મેળવી શકતા નથી.

આ બધી વસ્તુઓનો કંઈક ઈલાજ કર્યે જ છૂટકો. આપણા લોકો અંગ્રેજી શીખવાની જરૂર હવે સ્વીકારે છે. એ સારું છે. પરંતુ સ્વાહિલી ભાષા શીખવાની આવશ્યકતા હજી આપણા લોકો સમજતા નથી તે દુ:ખની વાત છે. ઘરના નોકરો સાથે થોડું સ્વાહિલી બોલતાં આવડે, બજારમાં કે સરકારી દફતરમાં કામ પૂરતું સ્વાહિલી બોલતાં આવડે, તે બસ નથી. પૂર્વ આફ્રિકામાં રહેવું હોય તો સ્વાહિલીમાં લેખો લખતાં આવડે અને આફ્રિકન લોકોના સમાજમાં સરસ વ્યાખ્યાનો આપતાં આવડે એટલી સ્વાહિલી આપણા લોકોએ શીખી લેવી જોઈએ. પાંચ-પચાસ લોકોને સ્વાહિલી આવડે એટલું બસ નથી. ત્રણ લાખ લોકોમાંથી કંઈ નહીં તો એક લાખ લોકોને સ્વાહિલીમાં બોલતાં અને લોકો ઉપર અસર પાડતાં આવડવું જોઈએ. ગામડાંઓમાં દુકાનો ખોલીને બેઠેલા લોકોને સ્વાહિલી કંઈક ઠીક આવડે છે ખરું, પણ તે પણ કામચલાઉ. આફ્રિકન લોકોના સમાજમાં ભળીને એમની રહેણીકરણી ઉપર અસર પાડવા જેટલો સ્વાહિલી ભાષા પર કાબૂ મેળવવો જોઈએ. ગોરા મિશનરી લોકો આ વસ્તુનું મહત્ત્વ જાણે છે અને તેઓ આફ્રિકન લોકો ઉપર ઠીક ઠીક અસર પાડે છે.

આ થઈ સામાન્ય તૈયારી. પણ પૂર્વ આફ્રિકાનું હવે પછીનું જીવન ત્રિવેણી-સંગમનું હશે. ગોરાઓની અસર ઓછી થવાની નથી. એમનું રાજ્ય ખસે તો પણ એમની કેળવણી, એમની રહેણી-કરણી, અને એમની જીવનદૃષ્ટિ — ત્રણેની અસર આફ્રિકાના લોકો ઉપર કાયમ રહેવાની છે. એ અસરમાંથી આપણા લોકો પણ બચી જવાના નથી. અને છતાં ગોરાઓનો પ્રભાવ ઓછો થવાનો છે.

આફ્રિકન લોકો પોતાની સંસ્કૃતિમાંથી સાચવવા જેટલું શું શું છે તે શોધશે અને તે આગળ લાવશે. એની અંદર આપણે એમને ઘણી મદદ કરી શકીશું. પણ એને માટે આપણી પાસે યોગ્ય વિદ્વાનો હોવા જોઈશે. જેમને અનેક ધર્મના સાહિત્ય સાથે પરિચય છે, સંસ્કૃતિનાં પ્રધાન તત્ત્વો જેઓ સમજે છે અને ભવિષ્ય માટે બહુવંશી (Multi Racial) સમાજ સ્થાપન થવાનો છે એ વિશે જેને વિશ્વાસ છે એવા લોકોએ આફ્રિકન લોકોનું જીવન જોઈ, તપાસી એમાંથી

પ્રભાવશાળી અને કલ્યાણકારી તત્ત્વો ઓળખવાં જોઈએ અને એ બધાં તત્ત્વો આદરપૂર્વક આગળ આણવાં જોઈએ.

અને આપણી પાસે ભારતીય સંસ્કૃતિનાં જે ઉજ્જ્વળ તત્ત્વ હશે તેનો ફાળો પણ નમ્રતાપૂર્વક આપણા તરફથી આપણે ઉમેરવો જોઈએ. ગોરાઓની પશ્ચિમની સંસ્કૃતિ, આફ્રિકન લોકોની સ્વદેશી સંસ્કૃતિ, મુસલમાનોની ઈસ્લામી સંસ્કૃતિ — આ ત્રણેમાંથી આફ્રિકામાં ઉપયોગી થાય એવાં બધાં તત્ત્વો અને ભારતીય સંસ્કૃતિમાંથી જે જે વસ્તુઓ આપણે ટકાવવા માગતા હોઈએ અને આફ્રિકન લોકો જે જે વસ્તુઓ પસંદ કરતા હશે એ બધાંનું મિશ્રણ કરીને એમાંથી સમન્વય સાધવો જોઈએ. અને આમ ત્રણ સંસ્કૃતિના સંગમરૂપે એ બહુ-વંશી સર્વકલ્યાણકારી સંસ્કૃતિની સ્થાપના કરવાનો પ્રયોગ પૂર્વ આફ્રિકામાં થવો જોઈએ.

આ વસ્તુનો પ્રારંભ એક સાંસ્કૃતિક કેન્દ્ર સ્થાપન કરીને કરી શકાય. મારી સૂચના છે કે ટાંગાનિકામાં ઉત્તરની બાજુએ, કેન્યાને નજદીક પડે એવા ઠેકાણે અરૂશા (Arusha) અથવા મોચી (Mochi) જેવા ઠેકાણે એક સંસ્કૃતિ-કેન્દ્ર ખોલવું (એને આશ્રમ કહેવાથી ગેરસમજ પેદા થતી હોય તો તેને આશ્રમ નામ ન આપીએ). એવા કેન્દ્રમાં જમીન પુષ્કળ હોય, આરામથી રહી શકાય એવી સારી સુઘડ ઝૂંપડીઓ હોય, એક મોટું પુસ્તકાલય હોય જેમાં બધા ધર્મોનું સાહિત્ય હોય. આફ્રિકાનો ઈતિહાસ જેને જાણવો હોય એને જરૂરી મદદ મળે, પશ્ચિમની સંસ્કૃતિનો પૂરો ખ્યાલ આપનાર ચોપડીઓ પણ હોય અને ભારતની સંસ્કૃતિનો ખ્યાલ આપનાર સાહિત્ય પણ પૂરતું હોય. ઉપરાંત એ કેન્દ્રમાં સારી કેળવણી આપનાર એક નાનકડી શાળા હોય અને શાળા સાથે નાના નાના ઉદ્યોગો પણ હોય. આ કેન્દ્રમાં મોટે ભાગે સ્વાહિલી અને એની સાથે અંગ્રેજી અને ગુજરાતી એ ત્રણે ભાષા ચાલતી હોય.

આવું કેન્દ્ર ચલાવવા માટે એક સારામાં સારો પીઢ અનુભવી વિદ્વાન કુલપતિ તરીકે હોય તો જ આ કેન્દ્ર ચાલી શકે, સાથે સાથે અનેક વિષયોમાં પારંગત એવા પાંચ-સાત પ્રોફેસરો પણ હોવા જોઈએ. આવા કેન્દ્રનું ખર્ચ કરકસર વગર કોઈને પોષાય નહીં. ગોરાઓ પોતાની સંસ્કૃતિની દીક્ષા ઉડાઉપણાથી આપે છે એનું અનુકરણ ન જ કરાય.

આપણે ગમે તેટલી કરકસર કરીએ તોય આવા કેન્દ્રનું ખર્ચ કોઈ પણ હાઈસ્કૂલના ખર્ચ કરતાં વધારે હશે. એને માટે આપણા લોકોએ રીતસરનો ફાળો કરી વિશાળ અને ઉપજાઉ જમીન લઈને એના ઉપર જરૂર પ્રમાણે મકાનો બાંધતાં જવું. ખેતી, બગીચા, ડેરી અને ઉદ્યોગ-હુન્નર શરૂ કરવા અને ખર્ચ જેમ વધે તેમ લોકો પાસેથી લાગાના રૂપમાં પૈસા ઉઘરાવવા. એટલી વ્યવસ્થા થઈ જાય તો ત્રણે સમાજ માટે સારા નેતાઓ મળી જશે. તેઓ રાજદ્વારી નહીં થાય પણ રાજદ્વારી પ્રવૃત્તિ ઉપર પોતાની અસર પાડે એવા હશે.

આ કામમાં જેટલી ઢીલ થાય, જેટલું મોડું થાય તેટલા પ્રમાણમાં આપણા લોકો કમજોર થશે એટલું જ નહીં પરંતુ આપણો વેપાર ચાલવો પણ અશકય થશે. આફ્રિકન લોકો સાથે સ્વમાનભાવે રહેતાં આપણને આવડવું જોઈએ. આખરે એમના દેશનો વેપાર મોટે ભાગે તેઓ પોતે જ ખેડશે. આપણે પણ એ દેશના નાગરિક બન્યા તો આપણે ભાગે કેવળ વેપાર જ નહીં પણ રાષ્ટ્રીય-જીવનમાં દરેક ક્ષેત્રે આપણને આપણું સ્થાન હશે. મોટા મોટા ઉદ્યોગો સ્થાપવામાં, સરકારી નોકરીમાં, વેપારવણજમાં, જહાજો ચલાવવામાં, રાજનીતિ નક્કી કરવામાં, અને સમાજસેવાનાં તમામ ક્ષેત્રોમાં આપણે ભાગે આવતો આપણો હિસ્સો આપણને મળવાનો જ.

એમાં આપણે આફ્રિકન લોકોનું હિત જેટલું સાચવીશું અને એમનું કલ્યાણ આપણે હાથે થતું જશે તેટલો એ પ્રજાનો વિશ્વાસ આપણે મેળવીશું. આપણામાં દૈવત હશે તેટલી આપણી અસર પડવાની.

હિંમત હારીને પૂર્વ આફ્રિકાથી સ્વદેશ નાસી આવવા કરતાં પૂર્વ આફ્રિકાના નાગરિક તરીકે માનભેર ત્યાં રહેવું એ જ આપણને શોભે. થોડા લોકો પાછા ભારત આવશે. ગરીબો પાછા આવશે તો પસ્તાશે. ધનવાન લોકો નાસી આવશે તેમને માથે માનવતાનો શાપ હશે. આપણા લોકોએ જ્યાં દોઢસો વર્ષ પુરુષાર્થ અજમાવ્યો ત્યાં કાયમના થઈને રહેવું જોઈએ. પૂર્વ આફ્રિકાને સ્વદેશ ગણીને રહેવું જોઈએ. ગુજરાતી ભાષાને જીવતી રાખીને સ્વાહિલી તેમ જ અંગ્રેજી ભાષા અપનાવવી જોઈએ. એમાં પણ સ્વાહિલીનું મહત્ત્વ વધારે. એમ સમજીને ચાલશે તો એમનું ભવિષ્ય ઊજળું થશે અને આફ્રિકા ખંડના ઉદ્ધારમાં કીમતી ફાળો આપી શકશે. અને એઓ માટે સૌથી મહત્ત્વની વસ્તુ સંસ્કૃતિ-કેન્દ્ર સ્થાપવાની છે એ ભૂલવું ન જોઈએ.

## ૨૨. યુગચિંતન

અમારા જ જમાનામાં એક વખત ધર્મ શબ્દ અત્યંત વ્યાપક અર્થમાં જ્યાંત્યાં વપરાતો હતો. આજે મારે જે કહેવું છે તેને માટે મથાળું હું કહી શકત, 'આજના યુગ માટે સમસ્ત માનવજાતિનો સાર્વભૌમ યુગધર્મ.'

પણ જોતજોતામાં ધર્મ શબ્દ પહેલાં જેટલો વ્યાપક – આકર્ષક રહ્યો નથી. એને ઠેકાણે હવે સંસ્કૃતિ શબ્દ સહેજે વપરાય.

'આજના યુગ માટે સમસ્ત માનવજાતિને દોરી શકે એવી વિશ્વવ્યાપી સંસ્કૃતિ' એમજ કહેવું પડે. ભિન્ન ધર્મી લોકો મળીને માનવસેવા કરતા હતા ત્યાં સુધી ધર્મ શબ્દ વ્યાપક થઈ શકચો અને પ્રેરણા આપી શકચો. પણ પોતપોતાના ધર્મનો અત્યધિક પ્રચાર રનારા લોકોમાં સંકુચિતતા આવી ગઈ.

દરેક દેશની, તેમ જ દરેક ખંડની, સંસ્કૃતિ ભિન્ન ભિન્ન છે જ. આ સ્થિતિમાં સંસ્કૃતિ-સમન્વયનો વિચાર ગોઠવવો અને ફેલાવવો એ કામ ગમે તેટલું અઘરું હોય તોપણ એની પાછળ પુરુષાર્થ કેળવ્યા વગર હવે ચાલે એમ નથી. તેથી જ તે તે વખતની ગરજ પ્રમાણે શબ્દોના અર્થો નિશ્ચિત, અથવા વ્યાપક કરી શકાય અને વિચાર ફેલાવી શકાય.

હું જોઉં છું કે આજની પરિસ્થિતિમાં તો (કેવળ આપણા દેશની નહીં, આપણા ખંડની નહીં, પણ સમસ્ત જગતની) આવશ્યકતા પ્રમાણે વિચાર કરતાં તમામ શક્તિઓ વાપરીને 'સ્ત્રી-જાતિનું નેતૃત્વ ખિલવવાની આવશ્યકતા' ઉત્પન્ન થઈ છે. તેમાં પણ હું સ્ત્રી-જાતિના નેતૃત્વની વાત કરવાને બદલે સ્ત્રી-સ્વભાવના વિશ્વ-નેતૃત્વની વાત કરવી સગવડભરેલી જોઉં છું. અને એ ઢબે જ નીચેના વિચારો કટકે કટકે અનેક ઠેકાણે વ્યક્ત કર્યા હોય તોયે અહીં વ્યાપક રૂપમાં રજૂ કરવા માગું છું :

૨

લોકોનો અનુભવ ગમે તેવો હોય, હું ભારપૂર્વક કહું છું કે સ્ત્રીઓમાં અને પુરુષોમાં શક્તિનો મૌલિક ભેદ કોઈ પણ ક્ષેત્રમાં નથી. બુદ્ધિશક્તિ અને આત્મ-શક્તિ તો શું શરીરશક્તિમાં પણ બન્ને સરખાં જ છે. લડાઈઓ લડવી હોય અથવા કષ્ટ સહન કરવાં હોય સ્ત્રીઓની અને પુરુષોની શક્તિઓ સરખી જ છે. પણ એક મહત્ત્વની વાત ધ્યાનમાં લેવાની છે. બાળકને જન્મ આપવાની અને એને પ્રાથમિક મદદ આપવાની સૌથી મોટી જવાબદારી સ્ત્રીને માથે છે. પ્રથમના નવ મહિના બાળકને પોતાના પેટમાં માતા પોતાનું લોહી આપી ઘડે છે. બાળકનો જન્મ થયા પછી, એ જ બાળકને છાતીનું દૂધ પાઈ માતા એને પોષણ આપે છે. શરીરના વિકાસ સાથે બુદ્ધિનો વિકાસ, નિરીક્ષણ-પરીક્ષણનો પુરુષાર્થ અને લાગણીઓનો વિકાસ એ બધા ઉપર ધ્યાન આપવાનું કામ માતાનું જ હોઈ, નાના નાના સમાજોના ઝઘડાઓ લડવાનું કામ અને સામાજિક કેળવણીનું કામ પુરુષોના ભાગ્યમાં આવી ગયું. જ્યાં લડવાનું હોય ત્યાં પુરુષ આગળ દોડે. વિજય મેળવી વિરોધીઓને દબાવી દે. પરિણામે માનવજાતિમાં નેતૃત્વ પુરુષવર્ગનું જ થયું. એનો લાભ લઈ 'બધા અધિકારો પુરુષના, અને કર્તવ્યપાલન સ્ત્રીઓનું' એવો શ્રમ-વિભાગ પુરુષોએ ગોઠવ્યો. જ્ઞાનસાધના, સમાજનું નેતૃત્વ અને યુદ્ધ-કૌશલ્ય પુરુષોના જ હાથમાં રહ્યું. પરિણામે સ્ત્રીજાતિ આજ્ઞાધારક અનુયાયીનું કર્તવ્યપાલન કરતી રહી.

પણ હવે વિજ્ઞાન વધ્યું છે. વિશાળ સંગઠનો વગર સમાજ પ્રગતિ ન કરી શકે. અને ભૌતિક તેમ જ માનસિક વિજ્ઞાન એટલું બધું વધ્યું છે કે હવે સામાન્ય ઝઘડાઓ ગમે ત્યારે લડાઈનું રૂપ લઈ શકે. લડાઈઓમાંથી યુદ્ધો જામે. અને એ યુદ્ધો સમસ્ત માનવજાતિને પોતાની હિંસક પ્રવૃત્તિમાં ખેંચી લે.

આને પરિણામે હવે યુદ્ધને અંતે વિજય મેળવવાની ખાતરી કોઈ પણ પક્ષને નથી. પણ સંગઠનો એટલાં વિશાળ થયાં છે કે સંઘર્ષ અને યુદ્ધને અંતે માનવ-જાતિનો વિનાશ થવાનો જ સંભવ વધારે. જીવવું હોય તો આવું વિનાશક સંગઠન રાખવું જ જોઈએ. માનવજાતિના નેતાઓ (પૂર્વના તેમ જ પશ્ચિમના) હવે જોઈ શકયા છે કે 'યુદ્ધને અંતે વિજય કોઈનો નહીં. પણ વિનાશ સમસ્ત માનવ જાતિનો થવાનો' એ વિશે શંકા નહીં.

ત્યારે વિનાશ ટાળવા માટે ઉપાય શો? ઉપાય છે સમન્વયનો. જ્યાં મતભેદ આવ્યો, લાભહાનિની તીવ્રતા વધી ત્યાં પરસ્પર તમામ ભેદોનો વિચાર કરી ભેદો ટાળી ઉભયમાન્ય સમન્વય ઉત્પન્ન કર્યે જ છૂટકો. ભેદમાંથી યુદ્ધ નહીં પણ સમન્વય. એ છે આજનું યુગસૂત્ર.

હવે સમન્વયની ભાવનાની આવશ્યકતા પરણનાર દરેક સ્ત્રીને કેળવવી જ પડે છે. પિતાના ઘરના સંસ્કારો અને પતિના ઘરના સંસ્કારો ગમે તેટલા ભિન્ન હોય એમાંથી ઉભયકલ્યાણનાં તત્ત્વો ખીલવ્યે જ છૂટકો. અને તેથી જ સમન્વયની આવશ્યકતા સ્ત્રી-સ્વભાવે સ્વીકારી જ છે. તેથી જ હું હવે જ્યાં જાઉં ત્યાં એ જ વિચાર ભારપૂર્વક કહું છું કે સમન્વયકારી સ્ત્રી-સ્વભાવનું નેતૃત્વ માન્ય કરવું જોઈએ. એટલું જ નહીં પણ એ સ્વભાવને જ યુગનેતૃત્વ આપી સમન્વયની નવનિર્માણ શક્તિ ખીલવવી જ જોઈએ. (એ જાતનો સ્ત્રી-સ્વભાવ પુરુષોમાં પણ પ્રગટ થઈ શકે છે. સ્ત્રીઓ માટે ભલે એ સ્વાભાવિક હોય પણ એની આવશ્યકતા સ્ત્રી-પુરુષ બન્નેને જ છે) તેથી જ સ્ત્રી સ્વભાવવાળાં સ્ત્રી-પુરુષોએ વિશ્વ-સમન્વયનો સંદેશો લઈ માનવજાતિની રોટીબેટી-વ્યવહારની સંકુચિતતા ટાળી વિશ્વસંગઠન ગોઠવવું જોઈએ.

માનવજાતિએ પ્રારંભના કાળમાં જ લગ્નસંસ્થાનો વિકાસ કર્યો. એ આવશ્યકતા દરેક વંશને અને દરેક ધર્મને જણાઈ. તેથી અત્યંત નજીકના (સંકુચિતતા ઉત્પન્ન કરનારા) સંબંધોમાં વિવાહ નહીં કરવો અને અત્યંત દૂરના લગભગ સંબંધ વગરના વંશો વચ્ચે વિવાહ ન કરાય એ જાતનો બેવડો નિબંધ માનવજાતિએ કેળવ્યો. મા-દીકરો, પિતા-દીકરી અને ભાઈ-બહેન પરણે નહીં. એવાં જ અત્યંત નજીકનાં સ્ત્રી-પુરુષો પરણે નહીં એ એક બંધન. અને ગોરા, કાળા, ઘઉંવર્ણા આવા ભિન્ન વંશના લોકો તેમ જ ભિન્નધર્મી લોકો પરણે નહીં. એવાં બે જાતનાં બંધનો આખી દુનિયાના માનવસમાજોએ સ્વીકાર્યાં છે.

મારું ચાલત તો હું કહેત કે હવે પછી કોઈએ પોતાની ન્યાતમાં પરણવું જ નહીં. વિવાહો થાય તો ભિન્ન જાતિ વચ્ચે જ થવા જોઈએ. ભિન્નધર્મી વિવાહો થાય તો તે વધારે ઈષ્ટ. અને કાળા, ગોરા, લાલ કે ઘઉંવર્ણા એ ભેદ પણ તોડીને આંતરવંશીય વિવાહો માન્ય કરવા જોઈએ. તો જ માનવજાતિ હવે વિજ્ઞાન આદિ પુરુષાર્થને કારણે પરસ્પર પરિચયમાં આવતા બધા વંશો એક થઈ

છેલ્લાં સો વર્ષનો ઈતિહાસ જુઓ. ઉચ્છૃંખલ લોકોની વાત નથી કરતા, પણ સમાજના જવાબદાર પીઢ નેતાઓએ આજે ખાનપાનના નિયમો જોતજોતામાં વગર ચર્ચાએ ફેરવી લીધા છે. કેના હાથનું ખાવું, અને કેના હાથનું ન ખાવું એના જૂના નિયમો હવે કોઈ પાળતું નથી. અબોટિયું પહેરીને જમવા બેસવું, અમુક માણસના જ હાથનું ખાવું એ બધા નિયમો કાલગ્રસ્ત થઈ ગયા છે. અને નવી વ્યવસ્થા હવે સર્વમાન્ય થતી જાય છે.

એ જ પ્રમાણે બેટીવ્યવહાર એટલે વિવાહસંસ્થામાં પણ જરૂરી ફેરફાર થવા જ જોઈએ. થવા લાગ્યા પણ છે. પણ સમાજ એ ફેરફારોને વિચારપૂર્વક માન્યતા આપતો નથી. એ ગફલત હવે દૂર કરવી જોઈએ.

વિવાહ અંગેના કેટલાક નિયમો, કેટલીક રૂઢિઓ ધર્મશાસ્ત્રે લાદેલી નહીં, પણ સામાજિક રૂઢિને કારણે લોકો અત્યાર સુધી માનતા આવ્યા છે. હવે એમાં જે સારા ફેરફારો થયા છે અથવા થવા લાગ્યા છે, એમને સમાજની માન્યતા વિધિ-પુરઃસર અપાવવી જોઈએ.

આપણે ત્યાં પ્રથમ અનેક જાતિઓ હતી. એમનામાં વ્યવસ્થા આણવા માટે અને સામાજિક સાંસ્કૃતિક આદર્શોનો વિકાસ કરવા માટે સમાજપુરુષે એટલે જ ભગવાને ચાર વર્ણ ઊભા કર્યા. આજે આ દેશમાં જાતિ અને વર્ણ બંને ચાલુ જ છે. પણ બંને જેવા છે તેવા આજના અને હવે પછીના જમાના માટે ચલાવાય નહીં. જૂના સ્મૃતિકારોએ અનુલોમ, પ્રતિલોમ વિવાહનો વિસ્તાર કલ્પી ગોઠવી દીધો. એની પાછળ ઉચ્ચનીચભાવ સ્વીકારાયો. તે વખતે એ અપરિહાર્ય હશે. હવે માણસની પ્રતિષ્ઠા માટે ઉચ્ચનીચભાવ બાધક છે. મુક્તપણે થનારો સહયોગ અશક્ય કરનાર ઉચ્ચનીચભાવ હવે તોડયે જ છૂટકો. કેમ કે મૂળમાં જ એમાં અધર્મ રહેલો છે. તેથી સમતા સ્વીકારીએ. (निर्दोषं हि समं ब्रह्म)

એટલે હવે આપણે જૂનાં ધર્મશાસ્ત્રો કોરે મૂકીને એ શાસ્ત્રોમાંથી તરી આવતી સાર્વભૌમ, સાર્વકાલિક ધાર્મિકતાનો જ આધાર લેવો જોઈએ. રૂઢિઓ ગમે તેટલી જૂની હોય અને વ્યાપક હોય, જો કાલગ્રસ્ત થઈ હોય તો ડાહ્યા થઈને એમને દફનાવવી જ જોઈએ. (પવિત્રમાં પવિત્ર શરીર પણ એમાંથી પ્રાણ નીકળી ગયા પછી આપણે આદરપૂર્વક દફનાવીએ છીએ અથવા અગ્નિને અર્પણ કરીએ છીએ. પ્રાણ નીકળી ગયા પછી શરીર લાંબા વખત સુધી રાખવું અને સડવા દેવું એ અયોગ્ય છે એમ આપણે માનતા આવ્યા છીએ. ધાર્મિક લોકો પ્રેત-સંસ્કાર કેટલા બધા ઉતાવળે કરે છે તે આપણે જાણીએ છીએ.)

બેટીવ્યવહારની એટલે કે વિવાહપદ્ધતિની નવી નીતિ આપણે જાહેર કરવી જોઈએ.

(૧) વિવાહ માટે સ્રીપુરુષ એકત્ર આવે અને પરણે એમાં સ્વભાવની અને રહેણીકરણીની પરસ્પર અનુકૂળતા જરૂર વિચારવામાં આવે. (વિચાર સમાનતાનો નહીં પણ પરસ્પર અનુકૂળતાનો કરવાનો છે.) જાતિભેદ કે વર્ણભેદ આડે ન આવવો જોઈએ. અસ્પૃશ્યતા તો આપણે કાઢી જ નાખી છે. એટલે એ જૂની રૂઢિ વિવાહને અંગે પણ આડે આવી જ શકે.

(૨) અહીં હું એટલું સૂચવીશ કે જેમ વેદકાળના ઋષિઓએ વેદપૂર્વકાલીન અમુક અમુક રિવાજો નાપસંદ કર્યા અને બંધ કર્યા તેમ આજે પણ થોડુંક કરવા જેવું છે.

ભાઈબહેન પરણે નહીં એ વૈદિક ઋષિનો નિયમ દુનિયાની બધી જ કોમોએ અને ધર્મોએ ચલાવ્યો છે.

એ જ પ્રમાણે એક જ કુટુંબનાં નજીકનાં સગાંવહાલાં સ્ત્રીપુરુષ પરણે નહીં એ નિયમ પણ સર્વમાન્ય થયો છે.

એ જ નિયમ વધુ વ્યાપક કરી ઋષિઓએ જાહેર કર્યું કે વિવાહ પહેલાં પતિપત્ની બંનેનાં ગોત્ર અને પ્રવર જોવાં જોઈએ. સગોત્ર વિવાહ ન જ થઈ શકે એવો નિયમ આજે પણ મોટે ભાગે પળાય છે.

એ જ પ્રમાણે મધ્યકાલમાં અનેક જાતિઓમાં, નિયમ હતો કે એક ગામનાં છોકરાછોકરીઓ ભાઈબહેન જેવાં ગણાય. પરણવા માટે મુરતિયો શોધવો હોય અથવા ઘરમાં દીકરી આણવી હોય તો એ બીજા ગામમાંથી જ અણાય. કેટલાક રાજાઓ પોતાના રાજ્ય બહાર જ પરણવાનું પસંદ કરતા. આ જ દૃષ્ટિ સ્વીકારી આપણે એવો નિયમ કેમ ન કરીએ કે માણસને પરણવું હોય તો પોતાની ન્યાતમાં નહીં પણ ન્યાત બહાર જ પરણે. જેમ ઋષિઓએ સગોત્ર વિવાહ નિષિદ્ધ કર્યો તેમ જ સજાતીય વિવાહનો આપણે નિષેધ કેમ ન કરીએ ? આવો નિયમ કરી શકયા તો ન્યાત ન્યાત વચ્ચેનો ઉચ્ચનીચભાવ એની મેળે તૂટી જશે.

(૩) કેટલીક ન્યાતોમાં માંસાહારનો રિવાજ છે. કેટલીક ન્યાતો શાકાહારી છે. એમની વચ્ચે વિવાહ ન જ થઈ શકે એમ નથી. હિંદુસ્તાનમાં કેટલીક ન્યાતો છે જેમાં કેટલાંક ખાનદાનો માંસ નથી ખાતાં, પરંપરાગત શાકાહારી છે. એ જ કોમનાં બીજાં કેટલાંક ખાનદાનો માછલાં કે માંસ ખાય છે અને છતાં એ લોકોએ એક ન્યાતની બે ન્યાત નથી કરી. પતિપત્ની એકબીજા પર જબરદસ્તી ન કરે. (વિલાયતમાં બર્નાર્ડ શૉ શુદ્ધ-શાકાહારી હતો. એનાં પત્ની માંસાહારી, પણ એમનું સરસ ચાલતું.) હું એવા બ્રાહ્મણ ખાનદાનને જાણું છું જેમાં પત્ની પોતાના પતિને માંસ રાંધીને આપે છે પણ પોતે ખાતી નથી. પતિ અથવા સાસુ કે શ્વસુર કોઈ એના ઉપર ખાવાની જબરદસ્તી કરતું નથી. બીજી રીતે અનુકૂળતા હોય તો આહારભેદને કારણે વિવાહ નિષિદ્ધ ન ગણાય.

(૪) ભિન્નધર્મી વિવાહનો સવાલ આજે પણ અટપટો મનાય છે. એ બાબતમાં ડહાપણ એમાં રહેલું છે કે ભિન્નધર્મી વિવાહ ચાલુ કરવાનો આજે પ્રચાર ન કરીએ. પણ પરસ્પર અનુકૂળતા જોઈ જો ભિન્નધર્મી ખાનદાન વિવાહ-સંબંધથી જોડાવવા માગે તો આપણે એનો વિરોધ ન કરીએ. ભિન્નધર્મી સ્ત્રીપુરુષો પરણી બેસે તો આપણે એમનો નિષેધ કે બહિષ્કાર ન કરીએ. આટલી ઉદારતા સમાજે સ્વીકાર્યે જ છૂટકો. ગાંધીજીએ આવા ભિન્નધર્મી વિવાહોને હંમેશાં આશીર્વાદ જ આપ્યા છે. (ઈંદિરા ગાંધી કાશ્મીરી બ્રાહ્મણની દીકરી એક પારસીને

છોડતાં સ્ત્રીઓએ સ્વતંત્રપણે વિચાર પણ કરવા જોઈએ અને પ્રયોગો પણ કરવા જોઈએ. સ્ત્રીઓ પાસે એટલી હિંમત નથી હોતી એમ નથી, ફક્ત તે જગાડવાનો સવાલ છે.

પણ એક વસ્તુ સમજ્યા વગર આગળ ન જ વધાય. તે જ અહીં રજૂ કરું છું.

બધા દેશોનાં અને બધી સંસ્કૃતિનાં સ્ત્રી-પુરુષોએ વિવાહના અનેક આદર્શો અજમાવ્યા. એનું પાલન કરતાં બંને તરફથી જે સ્ખલનો થયાં તે નોંધેલાં છે. સ્ખલનોમાંથી મનુષ્યસ્વભાવ અને પરિસ્થિતિ ઓળખી આદર્શોમાં ફેરફાર અને સુધારા થવા જોઈએ. આદર્શો અતિ આકરા હોય તો તે સૌમ્ય કરવા જોઈએ. આ વાત મહત્ત્વની છે જ. છતાં હું બીજી જ વસ્તુ તરફ ધ્યાન ખેંચું છું.

વેદપૂર્વકાલીન રિવાજોથી માંડીને આજ સુધી આપણે સ્ત્રી–પુરુષસંબંધના આદર્શોમાં ઓછાવત્તા ફેરફાર કરતા આવ્યા છીએ એનો ઈતિહાસ તપાસી ભવિષ્યકાળ માટે ઉપયોગી આદર્શો નવી ઢબે વિચારવા જોઈએ.

ધર્મ અને સંસ્કૃતિ ભૂતકાળમાં જ શોધવાં એ ગમે તેટલું સ્વાભાવિક હોય તોપણ ભૂલભરેલું છે. ભૂતકાળ જીવંત રહેવા લાયક ન રહ્યો એટલા માટે ચાલ્યો ગયો. એ ફરી સજીવન ન જ કરાય. ભૂતકાળના આદર્શો વિશે આદર ભલે હોય પણ અતિઆદર કામનો નથી. ભૂતકાળનું બંધન જીવલેણ નીવડે તો તે બંધનમાંથી મુક્ત થયે જ છૂટકો.

આમાં પશ્ચિમના અનુકરણની ભલામણ જરાયે નથી. પશ્ચિમના અનુભવથી અને એમની હિંમતથી આપણે લાભ ઉઠાવીએ. પશ્ચિમના લોકો પણ ઈશ્વરનાં જ બાળકો છે, આપણાં ભાઈભાંડું છે એ સ્વીકારીએ. પણ આપણે આપણી પરિસ્થિતિ અને આપણો પુરુષાર્થ નજર આગળ રાખી તદ્દન સ્વતંત્રપણે ચિંતન કરવું જોઈએ. અને એમાંથી નવી નવી યોજનાઓ ઉપજાવી કાઢી પ્રથમ મર્યાદિત ક્ષેત્રે જવાબદારપણે પ્રયોગો કરવા જોઈએ. એક વાર અનુભવ લઈ હિંમત કેળવી જોયા પછી મોટા પાયા ઉપર વ્યાપક પ્રયોગો અજમાવી શકાય.

હું માનું છું કે વિકાસગૃહો તરફથી આવા પ્રયોગો અજમાવવાનું કામ શરૂ થવું જોઈએ.

સમાજે જેમને ત્યજ્યા અને ફેંકી દીધા એમને લઈને નવા પ્રયોગો કરવા જતાં સમાજની જૂની રૂઢિઓ આડે આવવી ન જોઈએ. સમાજ જ્યારે કોઈને ફેંકી દે છે ત્યારે એ વ્યક્તિની પ્રતિષ્ઠા તૂટે જ છે. પણ એની સાથે સમાજનું પણ દેવાળું નીકળ્યું એ વસ્તુ સમાજે સ્વીકારવી જ જોઈએ.

સમાજે પોતાની હાર સ્વીકાર કરી, નમ્ર થઈને સુધારક લોકોને જૂની ઘરેડમાંથી બહાર જવાની પૂરી સ્વતંત્રતા આપવી જોઈએ.

કદરૂ, તોફાની અને અપંગ બાળકો મારફતે કેળવણીકારોએ નવા નવા પ્રયોગો અજમાવ્યા. પરિણામે કેળવણીના શાસ્ત્રમાં અદ્ભુત પ્રગતિ થઈ. એ જ પ્રમાણે

વિકાસગૃહોએ હિંમતપૂર્વક નવા પ્રયોગો કરી નવું સમાજશાસ્ત્ર ઉપજાવવું જોઈએ.

શું સ્ત્રીજાતિ ઘણું વેઠયા પછી આ નવી હિંમત અજમાવવા તૈયાર ન થાય?

## ૨૫. સ્ત્રી

સંસ્કૃતમાં જે અનેકાનેક ભક્તિપ્રધાન સ્તોત્રો છે, એમાં સૌથી સુંદર અને લોકપ્રિય છે મુકુન્દમાલા. ભાષા, ભાવ અને મનોહર વર્ણિક છંદોની વિવિધતા બધું જ સારું છે. એમાં રાજા કુલશેખર એક જગ્યાએ કહે છે, 'ભગવાન, મારો જન્મ એવા કુદેશમાં ન થાય જ્યાં લોકોને ખાવા માટે પૂરતું ન મળતું હોય અને લોકોનું જીવન સુરક્ષિત પણ ન હોય.' આવી આવી પ્રાર્થના કરતાં કહે છે, 'મા મે સ્ત્રીત્વમ્' હું સ્ત્રીજન્મ ન પામું. દરેક જન્મમાં વિષ્ણુભક્ત જ બનું. આ ભક્તને એ વિષ્ણુભક્ત ભલે બને, પરંતુ સ્ત્રીજન્મનો આટલો ભય શા માટે રહ્યો!

બુદ્ધ ભગવાનને જન્મ આપતાં જ એમની માતાનું મૃત્યુ થયું. એમની માસીએ જ બાળક ગૌતમનું પાલનપોષણ કર્યું. પછી જ્યારે બુદ્ધ ભગવાન ધર્મનો ઉપદેશ આપતા દેશમાં પરિભ્રમણ કરવા લાગ્યા અને હજારો નવયુવાન રાજપુત્રથી હજામ સુધીના એમની પાસે દીક્ષા લઈને નિર્વાણની સાધના કરવા લાગ્યા, ત્યારે તે જ પવિત્ર હેતુ મનમાં રાખીને કેટલીયે રાજકન્યાઓ સાથે બુદ્ધ ભગવાનની માસી મહાપ્રજાપતિ એમની પાસે દીક્ષા માગવા આવી. તથાગત બુદ્ધ ભગવાને સ્ત્રીઓને દીક્ષા આપવાનો ઈન્કાર કર્યો. એમણે વારંવાર યાચના કરી પરંતુ પરમ કારુણિક મહારાજ બુદ્ધ ભગવાનનું મન પીગળ્યું નહીં. ત્યારે બુદ્ધ ભગવાનના શિષ્ય આનંદે પૂછ્યું, 'શું તથાગતના મત પ્રમાણે સ્ત્રીઓ માટે મોક્ષ નથી? એ નિર્વાણની અધિકારિણી નથી?'

બુદ્ધ ભગવાનને કહેવું પડ્યું, 'એવું તો નથી, એમને પણ પૂરો અધિકાર છે. તારો આવો આગ્રહ છે, તો ચાલ હું એમને દીક્ષા આપું છું. પણ યાદ રાખ કે, જો મારો ધર્મ હજાર વર્ષ ટકવાનો હશે તો સ્ત્રીઓને ભિક્ષુ-સંઘમાં સ્થાન આપવાથી પાંચસો વર્ષ જ ટકશે. હું એમને સંઘમાં તો લઉં છું, પણ એમને માટે કડક નિયમો બનાવીશ અને સંઘમાં જયેષ્ઠ ભિક્ષુણીનું સ્થાન નવામાં નવા કાચા પુરુષ ભિક્ષુથી પણ નીચે રહેશે.' બુદ્ધ ભગવાને આ રીતે સ્ત્રીઓને સંઘમાં લીધી; કેટલીયે ભિક્ષુણીઓની કીર્તિ આજ સુધી આપણે સાંભળીએ છીએ. નિર્વાણ પ્રાપ્તિ પછી એમના મોંમાંથી જે ધન્યોદ્ગાર નીકળ્યા હતા તે થેરીગાથામાં ગ્રંથિત કરેલા છે. પરંતુ આજે સિલોન વગેરે દેશોમાં ભિક્ષુણીસંઘ નથી.

સ્ત્રીજાતિ પ્રત્યે આ ધર્માત્માઓનો આટલો હીન ભાવ શા માટે? કોઈ કહે છે કે, સ્ત્રીજાતિના સ્વભાવમાં મોક્ષનું સામર્થ્ય નથી.

પ્રાચીન લોકોની વાત છોડી દો. વંદે માતરમ્‌નું ગીત રચનારા બાબુ બંકિમચન્દ્ર તો આધુનિક બંગાળી સાહિત્યના એક શિરોમણિ છે! એમની કોઈક નવલકથામાં આવે છે 'સામાન્ય વ્યવહારધર્મના પાલનમાં સ્ત્રી એ પુરુષની સહધર્મચારિણી જરૂર

છે, પરંતુ સર્વોચ્ચ ધર્મમાં, મોક્ષધર્મમાં એ વીંછીરૂપ જ છે,' તો શું સ્ત્રી ખરેખર નિમ્ન કોટિનું પ્રાણી છે, જે થોડા અપવાદોને બાદ કરતાં સર્વોચ્ચ આદર્શ સુધી પહોંચી નથી શકતું?

ઘણાં વડીલો કહે છે 'સ્ત્રી–દાક્ષિણ્ય'ના આ દિવસોમાં ચોખ્ખેચોખ્ખું કહેવું તો સરળ નથી, પરંતુ અનુભવ તો કહે છે કે, દુનિયામાં જ્યાં પણ જુઓ, સ્ત્રીસ્વભાવમાં વ્યવહારિકતા જ વિશેષ છે. સ્ત્રી પોતાના કૌટુંબિક ક્ષેત્રની બહાર જોઈ નથી શકતી. દુનિયાના ઉન્નત, અવનત, કોઈ પણ સમાજ તરફ જુઓ, બુદ્ધિમત્તા અને નેતૃત્વ પુરુષોનાં જ છે.'

મેં આ જવાબ પર ખૂબ જ વિચાર કર્યો. એમની વાત કેટલેક અંશે સાચી છે. પરંતુ દિલ માનવા તૈયાર નથી થતું કે કુદરતી જ સ્ત્રીઓની યોગ્યતા પુરુષાર્થના પ્રમાણમાં કંઈક ઓછી છે. આપણે જોયું કે કુદરતે સ્ત્રીજાતિને માતાની પદવી આપી છે, બાળકોને જન્મ આપવાનો અને એમનું પાલનપોષણ કરવાનો ભાર એના પર રહ્યો છે. અને આથી જ કેટલાયે સર્વોચ્ચ સદ્ગુણ સ્ત્રીઓ માટે સહજ છે. મનુષ્યને બાદ કરતાં બાકીનાં પ્રાણીઓમાં રક્ષા ખાતર લડવાનું ઝનૂન પણ માદામાં વિશેષ હોય છે.

પરંતુ મનુષ્ય રહ્યું બુદ્ધિમાન પ્રાણી. એમાં સામાજિકતા પણ વિશેષ પ્રકારની રહી. માતાએ જોયું કે પોતાનાં બાળકોને બીજાં પ્રાણીઓની જેમ ફક્ત માતા તરફથી સંસ્કાર મળે એટલું જ પૂરતું નથી, બાળકોને પિતાનો સહવાસ પણ ઠીક ઠીક સમય સુધી જરૂરી છે.

## ૨૯. સ્ત્રીયુગનો પ્રારંભ

સ્વદેશમાં તેમ જ પરદેશમાં જ્યાં જાઉં છું ત્યાં સ્ત્રી-સમાજ આગળ એક જ વસ્તુ આજકાલ ભારપૂર્વક મૂકવા લાગ્યો છું. ભારતમાં હોય કે વિદેશોમાં હોય, પછાત કોમોમાં હોય કે પશ્ચિમની પ્રગતિશીલ કોમોમાં હોય, એક વાત સર્વત્ર જોવામાં આવે છે: 'સ્ત્રીજાતિ સરવાળે પુરુષજાતિનું અનુયાયીત્વ સ્વીકારીને જ ચાલેલી છે. 'સ્ત્રિયા—રાજ'ની વાતો આપણે કોક વાર રમૂજમાં વાંચીએ છીએ. એનું વર્ણન કરી ઠીક ઠીક રસ મેળવીએ છીએ. પણ એ બધું છતાં એક જ વાત તરી આવે છે કે સ્ત્રીજાતિએ પુરુષોના પરાક્રમની અને પુરુષાર્થની ફક્ત પૂર્તિ જ કરવાની છે. નેતૃત્વ તો પુરુષોનું જ હોઈ શકે. પછી તે ગમે તે ક્ષેત્રમાં હોય. યુદ્ધના ક્ષેત્રમાં કે શારીરિક રમતોના ક્ષેત્રમાં, નેતૃત્વ તો પુરુષોનું જ. એ બરાબર છે. એમાં પુરુષની શરીર શક્તિ વધારે, એ માન્ય કરીને ચાલીએ. સમાજના નેતૃત્વમાં સ્ત્રીઓનું મહત્ત્વ વધારે હોવું જોઈએ એમ આપણે કહી શકીએ. પણ બુદ્ધિ, કલ્પના અને જીવન પરત્વેના અવનવા પ્રયોગો, એ ત્રણેમાં પુરુષોની

શ્રેષ્ઠતા કબૂલ કરવી જ પડે છે. કેટલાક લોકો કહે છે : સ્ત્રીઓની શ્રેષ્ઠતા ભાવનાના ક્ષેત્રમાં જ હોઈ શકે. ત્યાં પણ જોયું છે કે ઉત્તમ કવિતા સ્ત્રીઓ જ લખે છે એવો અનુભવ નથી. ઊલટું એકકે ક્ષેત્રમાં સ્ત્રીઓને સ્થાન જ નથી એમ કહેનારો જમાનો એક વખતે હતો. નાટકો લખવામાં અને એ ભજવવામાં સ્ત્રીઓ આગળ છે એમ આજે પણ કહી નહીં શકાય.

અરે, એ તો બધું જવા દો. મરાઠીમાં કહીએ છીએ : 'ચુલ આણી મૂલ હેંચ બાયકાંચેં ક્ષેત્ર' રાંધવું અને બાળકોને ઉછેરવાં એ તો સ્ત્રીઓનું જ ક્ષેત્ર. એ વિશે બે મતને અવકાશ નથી. અને છતાં સ્વાદની દૃષ્ટિએ સારી સારી વાનગીઓનો આવિષ્કાર સ્ત્રીઓએ કર્યો છે, એવો ઇતિહાસ કોઈ પણ દેશમાં નથી. સ્વાદની દૃષ્ટિએ હોય કે આરોગ્યની અને સામર્થ્યની દૃષ્ટિએ હોય; આહારશાસ્ત્રનો વિચાર અત્યાર સુધી મોટે ભાગે પુરુષોએ જ કર્યો છે.

આવું આવું કહીએ ત્યારે લોકો કહે છે: 'જુઓ, તમારે મોઢે જ તમે સિદ્ધ કરો છો કે સ્ત્રીજાતિ બધી રીતે ઊતરતું પ્રાણી છે.' એના જવાબમાં બધે કહેતો આવ્યો છું કે 'આવું બધું જાણું છું, છતાં કહેવા માગું છું કે ભગવાને અથવા કુદરતે સ્ત્રીજાતિને માટે ઊતરતું સ્થાન કલ્પ્યું નથી. પશુપક્ષીમાં જુઓ. નર કરતાં માદા બહુ જ થોડી બાબતમાં પછાત દેખાય છે. સંસ્કૃતિના વિકાસમાં એવો વખત આવવાનો જ, કે જ્યારે માનવજાતિના ઉત્કર્ષ માટે પુરુષ—દૃષ્ટિ હવે કામ નહીં આવે. સ્ત્રી જો પોતાને બરાબર ઓળખે અને સમસ્ત જીવનવ્યાપારનું રહસ્ય સમજે તો માનવજીવનનું નેતૃત્વ સ્ત્રીના હાથમાં જ જવું જોઈએ.'

મારો ઉત્સાહ જોઈને કેટલીક બહેનો કહે છે કે 'અત્યાર સુધી પુરુષોની જોહુકમી અમે ચાલવા દીધી. એની સામે થવાને તમે અમને તૈયાર કરો છો એ અમને માન્ય છે; પણ એ અન્યાય દૂર કરવા ખાતર હવે જોહુકમી કરવાનો અધિકાર સ્ત્રીઓને મળે એ ભૂમિકા કાનને સારી લાગે, પણ અમે સ્વીકારવા તૈયાર નથી. પુરુષ અને સ્ત્રી બંનેને એકબીજા વગર ચાલે નહીં એ વસ્તુ સ્વીકારી, કોઈ કોઈના ઉપર જોહુકમી ન કરે. સમાન ભાવે એકબીજા પ્રત્યે આદર રાખી સહયોગ કરવાની સંસ્કૃતિ આપણે ચલાવીએ. અત્યાર સુધી પુરુષોએ શ્રેષ્ઠત્વ ભોગવ્યું. માટે હવે એ નેતૃત્વ સ્ત્રીઓને મળવું જોઈએ. એ ભૂમિકા અન્યાયના પ્રતિકાર તરીકે ભલે બરાબર હોય. પણ તત્ત્વતઃ ભૂલભરેલી જ છે.'

એમની એ દલીલ ન સ્વીકારીએ તો જઈએ ક્યાં? અને છતાં મારે કહેવું પડે છે કે, હવે પછીના માનવતાના વિકાસમાં જે સામાજિક અને માનસિક ફેરફાર કરવા જરૂરના છે તે ક્રાંતિ કરવામાં સંભવ છે કે પુરુષોનો સહયોગ મળવાનો નથી. મળે તોયે એ અસરકારક થવાનો નથી. પોતાની જોહુકમીના હકને આધારે જે એક આખી સંસ્કૃતિ ઊભી થઈ છે તે બદલવા માટે, જોહુકમી ચલાવવાને ટેવાયેલા લોકોનો સહવાસ કામનો નથી. (અને પછી સ્ત્રીઓને નારાજ કરીને પણ ઉમેરું છું કે) જોહુકમી સ્વીકારવાની ભૂમિકાથી તમે સ્ત્રીઓ એવાં તો ટેવાઈ ગયાં છો કે 'નામ સહયોગનું, પણ વાત જૂની જ.' એ સ્થિતિ આણવામાં પુરુષો કરતાં

તમારો ફાળો ઓછો નથી રહેવાનો. કેમ કે આજની આખી સંસ્કૃતિ આર્થિક, સાંસ્કૃતિક, ધાર્મિક અને રાજનૈતિક એક વર્ગના જોહુકમી ઉપર જ આધારિત છે. અને એની સાથે બંને વર્ગો પૂરા ટેવાયા છે, એટલું જ નહીં, પણ એ પરિસ્થિતિને આજે બંને વર્ગની હાર્દિક માન્યતા છે.

એ વાતાવરણ એક વાર તૂટી જાય પછી કુદરત જ આપણને શીખવશે કે સ્ત્રી અને પુરુષ સમાન છે. એમની વચ્ચે સંઘર્ષ કે હરીફાઈ ન હોઈ શકે; સમાન ભૂમિકા પરનો સહયોગ જ હોઈ શકે.

આ બધું પ્રસ્તાવના રૂપે કહી દીધું. પણ મારે સ્ત્રીજાતિને બેત્રણ નવી વસ્તુ કહેવાની છે. ધારો કે નેતૃત્વ સ્ત્રીજાતિને આપી દીધું અને સ્ત્રીજાતિએ સ્વીકાર્યું, તોપણ તેટલાથી તે અમલમાં મૂકવાની યોગ્યતા સ્ત્રીજાતિમાં થોડી જ આવવાની હતી?

એને માટે સંસ્કૃતિ એટલે શું? જીવનવિકાસ શામાં રહેલો છે? એ પ્રશ્નનો જવાબ સ્ત્રીજાતિએ સમજવો રહ્યો. ગાંધીજીએ અહિંસક સંસ્કૃતિની વાત તો કરી. સ્ત્રીઓને આગળ આવવા માટે સગવડો ઊભી કરી આપી. રચનાત્મક કામોમાં સ્ત્રીઓને ખેંચી. એમને આવડત કેળવવાનો પ્રયત્ન પણ એમણે કર્યો. પણ એ બધું પ્રારંભ માત્ર જ હતું. એ વસ્તુ પાયાશુદ્ધ કરવા માટે એમને વખત જ ન મળ્યો. 'વિદેશી રાજ અહિંસક ઢબે દૂર કરી શકાય' એ સિદ્ધ કરવા પાછળ જ પોતાની બધી શકિત એમને વાપરવી પડી. તેઓ જે ન કરી શકયા તે આજે આપણે, આપણને સૂઝે તેમ કરી જોઈશું. કાંઈ નહીં તો ભૂલો કરી કરીને શીખી જઈશું. પણ પ્રારંભ તો આજે જ કરવો છે.

છેલ્લાં દસ હજાર વર્ષમાં માણસજાતે (એટલે પુરુષોએ) જે સંસ્કૃતિ ખીલવી છે એ જ આગળ ચલાવવાની વાત હોત તો એનું નેતૃત્વ કરવું સહેલું હતું. (પણ પછી સ્ત્રીઓના નેતૃત્વ માટે હાકલ પણ કરવી ન પડત.) એ જૂની આખી ઘડ બદલવાની વાત છે. એ અઘરી નથી, પણ સાવ નવી છે. અહિંસક-સંસ્કૃતિ આજની સંસ્કૃતિ કરતાં ઓછી અટપટી રહેવાની જ. એમાં આંટીઘૂંટી ઓછી, પરસ્પર વિરોધી તત્ત્વોની અંદર મેળ બેસાડવાની વાત પણ ઘણી ઓછી, પણ સાદા, સંસ્કારી, બધી રીતે સંયમી અને બધાંનું ભલું ઈચ્છનાર લોકો જેમ જીવી શકે, કુટુંબો ખીલવી શકે, સમાજનું અહિંસક સંગઠન નભાવી શકે અને ખાસ તો, બધાનું જીવન સેવામય, સુખી અને આનંદી કરી શકે એ જાતની નવી વ્યવસ્થા ઉપજાવવાની રહેશે. એને માટે મૌલિક ચિંતન જોઈએ. જૂનામાંથી અત્યંત રૂઢ અને અત્યંત લોકમાન્ય એવી કેટલીક વસ્તુઓનો પણ દૃઢતાપૂર્વક ઘસીને વિરોધ કરવાનો રહેશે. આ વિરોધમાં લડવાપણું જરાયે નહીં, પણ જૂની ટેવો અને અપેક્ષાઓ જડમૂળથી છોડી દેવાની રહેશે.

આ કામ કેવળ સ્ત્રીઓ કરે એમ કહેવાનો આશય નથી. પુરુષો અને સ્ત્રીઓ મળીને ચિંતન કરે, યોજનાઓ ગોઠવે, પ્રયોગો કરે. એ પ્રયોગોમાં કેટલીક ભૂલો હશે એ વખતસર ઓળખી એમાં દૃઢતાપૂર્વક ફેરફારો કરવાના રહેશે. આ કામમાં થોડીક વિચારવાન કેળવાયેલી અને અનુભવી સ્ત્રીઓને મૌલિક સહકાર કરવાનો હશે.

આજે જેમ સ્ત્રીઓ કરે છે અને કહે છે કે, તમે પુરુષો ચિંતન કરો, યોજનાઓ ઘડી કાઢો, એ અમલમાં મૂકવાનો પ્રારંભ કરો. પછી અમે તમારી સાથે છીએ જ. આવું વલણ આ નવા પ્રયોગોમાં નહીં ચાલે. પુરુષોની કેટલીયે યોજનાઓ પાયામાં શુદ્ધ નથી રહેવાની એ ઓળખી એનો પ્રારંભમાં જ વિરોધ કરવાનું કામ સ્ત્રીઓનું હશે. એના માટે દસ-વીસ સ્ત્રીઓ તૈયાર થઈ જાય તો જરૂરી પ્રારંભ થઈ શકશે.

આ કામ ક્યારનું થવું જોઈતું હતું. અત્યારે જ મોડું થયું છે. એક વાર શરૂ થયા પછી આપણે જો હિંમત સાથે પ્રયોગપરાયણતા કાયમ રાખીશું તો આવો પ્રારંભ કેટલો વખત લેશે એ ચિંતાનો વિષય નથી. પ્રયોગો તો પેઢી-દરપેઢી અનેક દાયકાઓ સુધી ચાલુ રાખવાનું રહેશે. જરૂર છે વહેલામાં વહેલી તકે સંકલ્પપૂર્વક કામ શરૂ કરવાની.

## ૨૭. નારી – એક સમસ્યા

૧

ભગિની નિવેદિતાએ ભારતની સ્ત્રીઓના પ્રશ્ન વિશેના એક લેખની શરૂઆતમાં કહ્યું હતું કે 'ધ વુમન ઑફ ધ ફ્યૂચર હૉન્ટ્સ અસ.' એમ તો ભગિની નિવેદિતાએ કદાચ આ વાત હિંદુસ્તાનની સ્ત્રીઓના સંબંધમાં જ લખી હતી; પરંતુ જેમણે એક પછી બીજું વિશ્વયુદ્ધ જોયું છે અને તેનાં દુષ્પરિણામો ભોગવ્યાં છે તેઓ ચિંતાપૂર્ણ સ્વરે કહી શકે કે ભગિની નિવેદિતાનું એ વાક્ય દુનિયાભરની સ્ત્રીઓને લાગુ પડે છે.

'હૉન્ટ્સ અસ' નો અર્થ શો? 'આપણે ચિંતામાં પડી ગયા છીએ,' 'અસ્વસ્થ છીએ,' 'વિચારમાં પડી ગયા છીએ,' 'આપણા હૃદયને ક્યાંય શાંતિ નથી મળતી' —એ બધું તો ઠીક છે; પણ ભારત અને દુનિયાની સ્ત્રીઓ તરફથી આપણને કશી આશા દેખાય છે કે કેવળ અંધારું જ દેખાય છે? મનુષ્યનો સ્વભાવ એવો છે કે તે લાંબા સમય સુધી નરી નિરાશામાં જકડાયેલો નથી રહી શકતો. મૃત્યુનો નિરપવાદ અનુભવ મોજૂદ હોવા છતાં જે પ્રાણી અમરતાનાં સ્વપ્નાં જોયા જ કરે છે તે સ્ત્રીજાતિના ભવિષ્ય વિશે નિરાશ કેમ થઈ શકે?

સ્ત્રીજાતિ વિશે આપણને નવેસરથી કોઈ ચિંતા પેદા થઈ હોય એવું નથી. દુનિયાના કવિઓએ સ્ત્રીજાતિની મહાનતાનાં સુંદર ચિત્રો આલેખ્યાં છે પણ ઇતિહાસને જોઈને શરમની સાથે કબૂલ કરવું પડે છે કે, માણસે સ્ત્રીજાતિની સમસ્યાને હજી ઉકેલી નથી. પશુઓ અને પક્ષીઓમાં આવી કોઈ સમસ્યા હોતી નથી. સમુદ્રની માછલીઓમાં પણ આવી કોઈ સમસ્યા હોવાની આપણને માહિતી નથી. મધમાખીઓએ પોતાની સમાજ-રચનામાં એક સનાતન વ્યવસ્થા કરી રાખી છે. સમસ્યા જેવી કોઈ ચીજને તે ઓળખતી નથી. સ્ત્રી-સમસ્યા મનુષ્યજાતિની જ સમસ્યા છે અને એથી કહેવું જોઈએ કે એ સમસ્યા મનુષ્યકૃત છે! મનુષ્ય

આ બધાં કારણોને લીધે માણસે ઢગલાબંધ સામાજિક સમસ્યાઓ પેદા કરી છે, અને એ બધી સમસ્યાઓમાં સૌથી મહત્ત્વની અને જટિલ સમસ્યા તે આપણી સ્ત્રી-સમસ્યા છે.

જ્યાં પતિ-પત્ની મળીને એક કુટુંબ રચે છે (અને કુટુંબ જ સમાજનો પાયો છે) ત્યાં પ્રશ્ન ઊઠે છે કે એકલી સ્ત્રી જ સમસ્યા શી રીતે થઈ? 'પુરુષ-સમસ્યા'નો કેમ કોઈ સવાલ ઊઠતો નથી; પુરુષ કંઈ કમ સમસ્યા નથી.

સમાજનું નેતૃત્વ જેના હાથમાં છે, તે પોતાનેં સમસ્યાનો વિષય નથી બનાવતો. પોતાને જીવનનું કેન્દ્ર બનાવીને તેની સાથે જેનો મેળ ન ખાય તેને તે સમસ્યા જાહેર કરે છે — તેની સમસ્યા બનાવી દે છે. સ્ત્રી-જાતિ પોતાને માટે સમસ્યા નથી. જો સ્ત્રીઓ પણ એ શબ્દનો પ્રયોગ પોતાને માટે કરતી હોય તો કદાચ રૂઢિને વશ થઈને અથવા અજ્ઞાનને લીધે કરતી હશે.

સાચી વાત તો એ છે કે તેણે પોતાની આગવી દૃષ્ટિ અનુસાર પુરુષ-સમસ્યા ઉકેલવાની છે. હિંદીઓ બ્રિટિશ સામ્રાજ્યમાં રહ્યા રહ્યા સામ્રાજ્ય-સમસ્યાને ઉકેલે એના જેવી આ વાત છે. ફરક માત્ર એટલો છે કે હિંદીઓ બ્રિટિશ સામ્રાજ્યમાંથી બહાર આવીને પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ખડું કરી શકે એમ છે અને બ્રિટન પણ ભારતનો વૈભવશાળી બોજો ઉતારીને પોતાનું નિષ્પાપ જીવન ગુજારી શકે છે. પણ સ્ત્રી-પુરુષની સમસ્યા એવી નથી. સ્ત્રી-પુરુષ બંને એકસરખાં ન હોવા છતાં સમાન યોગ્યતા ધરાવે છે. એકબીજા સિવાય તેમનું કામ ચાલી શકે એમ નથી. બંને એકબીજાનાં પૂરક છે. એથી એ બન્ને વચ્ચે હરીફાઈ પણ ન હોઈ શકે. અને જે બે પક્ષો વચ્ચે હરીફાઈને સ્થાન નથી, અને જેમનો સહકાર અનિવાર્ય છે, તેમની વચ્ચે સમસ્યા જેવી વસ્તુ હોવી જ ન જોઈએ. હજારો વર્ષો થયાં સ્ત્રી-પુરુષે પોતાના સહકાર અને સહજીવનની સમસ્યાનો ઉકેલ આણ્યો નથી એ ઉપરથી એવું સિદ્ધ નથી થતું કે એ સમસ્યા કદી ઊકલવાની નથી. પરસ્પર પૂરક સહકારી તત્ત્વો વચ્ચે સામંજસ્ય હોય એ જ સ્વાભાવિક છે. આજ સુધી એવું સામંજસ્ય નથી સ્થપાયું એ જ આપણે માટે આશ્ચર્યની વાત છે. એટલા માટે સ્ત્રી-સમસ્યાની મીમાંસા કરતી વખતે આપણે એવી શ્રદ્ધાથી જ ચાલવું જોઈએ કે આ સમસ્યા કાયમને માટે રહેવાની નથી.

આ સમસ્યાનો ઉકેલ ત્રણ બાજુથી થવો જોઈએ. એક તો મનોરચનાની બાજુ, જે સૌથી જટિલ છે. મનોરચનામાં ફેરફાર સામાન્ય રીતે નથી થતો, અને થાય છે ત્યારે તેને સમજતાં ખૂબ વાર લાગે છે. અને તે માટે મહેનત કરવી પડે છે. બીજો મોરચો સામાજિક સહકારનો છે. જેમાં સામાજિક પુરુષાર્થનાં ક્ષેત્રોની વહેંચણી નવી રીતે અને નવા આદર્શ પ્રમાણે કરવાની વાત મુખ્ય છે. અને ત્રીજો મોરચો છે આર્થિક જીવનનો, જે સામાજિક જીવનની ગૌણ બાજુ હોવા છતાં, આજે સર્વોપરી છે.

સિવાયનાં બધાં પ્રાણી પ્રકૃતિને વશ છે. મનુષ્યને માટે પ્રકૃતિ જેવી કોઈ ચીજ રહી નથી. કાં તો તે સંસ્કૃતિ તરફ જાય છે કાં વિકૃતિ પેદા કરે છે. સંસ્કૃતિ માટે પ્રયત્ન કરવો અને વિકૃતિ પેદા કરીને દુ:ખી થવું એ જ મનુષ્યજાતિનો ઈતિહાસ છે. શુદ્ધ પ્રકૃતિ એને માટે રહી જ નથી, એટલા માટે બીજાં પ્રાણીઓના જીવનનો અભ્યાસ કરીને મનુષ્યપ્રાણી પોતાના ખાસ માનવી-સવાલનો ઉકેલ નથી લાવી શકતો.

જ્યાં સુધી આપણને એ નહીં સમજાય કે સ્ત્રીસમસ્યા આપણે શા માટે ઊભી કરી, ત્યાં સુધી એનો ઉકેલ આપણને મળવાનો નથી. પ્રાણીઓનાં જોડાંમાં વાસનાતૃપ્તિ, સંતાનોત્પત્તિ અને સહજીવનની પ્રીતિ એ ત્રણ વસ્તુઓ હોય છે, પણ માણસે આ ત્રણેને પોતાના સ્વભાવને કારણે વિકૃત કરી નાખી છે.

માણસનો આહાર કેવળ પ્રાણધારણ માટે નથી. એણે સ્વાદ ખીલવવાની યુક્તિઓ શોધી કાઢી છે. એનું જીવન બીજાં પ્રાણીઓનાં કરતાં વધુ વાસનામય બની ગયું છે. ગરીબ હોય કે તવંગર દરેક માણસ મોટે ભાગે જરૂર કરતાં વધારે ખાય છે. પેટની ભૂખને કારણે તો તે ખાય છે જ; પણ જીભ, નાક, આંખ અને કલ્પનાના સ્વાદ આગળ હારીને પણ તે ખાય છે.

બીજાં પ્રાણીઓને માટે સામાજિક સંરક્ષણ જેવી કશી વસ્તુ નથી. મૃત્યુના નિરંતર જોખમની છાયામાં જ તેમને જીવવું પડે છે, એટલા માટે પણ કદાચ તેમની વાસના મર્યાદિત રહેતી હશે. ગમે તેમ હો, મનુષ્યે પોતાની વાસના બેહદ વધારી મૂકી છે, એમાં કશો શક નથી.

બીજાં પ્રાણીઓમાં ઉત્પત્તિ પણ કોઈ સમસ્યા નથી હોતી. દરેકને પોતપોતાની ઋતુ હોય છે અને એક જાતનાં પ્રાણીઓનાં સંતાનોની સંખ્યા કુદરતી રીતે લગભગ એકસરખી જ હોય છે, સંખ્યા ઘટાડવા-વધારવાનો સવાલ એમને કદી અડ્યો જ નથી. કુદરતની મર્યાદાઓ એ જ એમની મર્યાદા દેખાય છે.

માણસે દામ્પત્યસંબંધમાં કામજીવનને વધારી મૂક્યું છે અને કામજીવનની સાથોસાથ પ્રેમજીવન પણ ખીલવ્યું છે. સહજીવનનો શોખ બધાં જ પ્રાણીઓમાં રહેલો છે. એની જરૂર પણ છે, પણ માણસે પોતાની વિલાસી વૃત્તિને બહેલાવીને સહજીવનમાંથી એક વિશેષ વસ્તુ—પ્રેમજીવન પેદા કર્યું છે. વિલાસિતાએ માણસને એક તરફ ખેંચ્યો છે, રસિકતાએ બીજી તરફ; કાવ્યે અને કલાએ મનુષ્યજીવનને અતિશય સમૃદ્ધ કર્યું છે એ સાચું, પણ તેની સમસ્યાઓ પણ સારી પેઠે વધાવી લીધી છે.

સહજીવનની સાથે સામાજિક જીવન પણ આવે છે. એવું તો કહી શકાય એમ છે નહીં કે સામાજિક જીવન માણસની જ વિશેષતા છે, પણ એટલું જરૂર છે કે બીજાં પ્રાણીઓએ પોતાના સામાજિક જીવનને એક કાયમી સ્થાવર રૂપ આપી રાખ્યું છે, માણસ રોજ રોજ સામાજિક જીવનના નવા નવા પ્રયોગો કરતો આવ્યો છે. આટલું કરવા છતાં હજી તેને સંતોષ થતો નથી. તેના પ્રયોગો સતત અખંડ સતત ચાલ્યા જ કરે છે.

નવા નવા પ્રયોગ કરવાને તૈયાર થઈ જાય છે.

પશુપક્ષી વગેરે પ્રાણીઓને માટે કેવળ સ્થિરતા એ જ એક સ્થિતિ છે. માણસ જ એક એવું પ્રાણી છે જે સ્થિરતા અને પ્રગતિ એ બે છેડાની વચ્ચે ઝોલાં ખાતો રહે છે. દરેક સામાજિક વિપ્લવ પછી સમાજના આદર્શોનું નવેસરથી ચિંતન-મનન થાય છે, અને માણસને નવા આદર્શ અનુસાર નવી સમાજરચના વિચારી કાઢવી પડે છે. આજકાલનો જમાનો આવો જ એક જમાનો છે. અત્યારે બધા જ ધર્મો સામાજિક વિપ્લવની ભઠ્ઠીમાં જઈને પડયા છે. રૂઢિવાદી ધર્માભિમાની લોકોએ રૂઢિનો આશરો એટલા વધારે પ્રમાણમાં લીધો છે કે બધી રૂઢિઓ, આ સનાતની બોજો સહન ન કરવાને કારણે, તૂટી જવાની છે. ધર્મની પુરાણી વાતો લોકોએ એટલે સુધી ચલાવી કે જ્યાં તેમાંથી સુગંધ ફેલાવી જોઈતી હતી ત્યાં દુર્ગંધ પેદા થઈ રહી છે. હવે સાચી ધાર્મિકતાને બચાવવાને ખાતર જ અનેક 'ધાર્મિક' રૂઢિઓનો વિરોધ કરવો પડે છે. એવી સ્થિતિમાં પહેલાં જ્યાં સ્ત્રી-સમસ્યા નહોતી ત્યાં તેને ઊભી કરીને પણ તેનો ઉકેલ શોધવાની જરૂર છે. સ્વાતંત્ર્ય, સમતા, સર્વાંગીણ વિકાસ, પતિતોનો ઉદ્ધાર, જીવનની વૈજ્ઞાનિકતા અને અરાજક સહકારિતા — અર્થાત્ અહિંસક સમાજની સ્થાપના — એ બધા આદર્શો તરફ સમાજને લઈ જવા માટે, સમાજની જૂની રચના અબાધ ચાલતી હોય તોપણ તેને તોડીને નવી રચના તરફ સમાજને લઈ જવાનો છે.

સ્ત્રી-સમસ્યાનો વિચાર અને ઉકેલ આજે આ વ્યાપક દૃષ્ટિએ આપણે કરવાનો છે, નહીં કે કેવળ નાનીમોટી માંડવાળની દૃષ્ટિએ.

આજકાલનો જમાનો આર્થિક સમસ્યાઓને પ્રાધાન્ય આપે છે, એટલે તેનાથી શરૂઆત કરીશું.

સ્ત્રી અને પુરુષ લગ્ન કરીને એક નવા કુટુંબની સ્થાપના કરે છે. કમમાં કમ મધ્યમ વર્ગના લોકો માટે અને શ્રમજીવી લોકો માટે હવે મોટાં મોટાં કુટુંબો રહ્યાં નથી. જોકે પશ્ચિમના લોકોની પેઠે આપણા લોકો લગ્નને દિવસે જ નવું ઘર નથી માંડતા છતાં હવે તક મળતાં જ દરેક દંપતી પોતાનું અલગ કુટુંબ સ્થાપે જ છે. હવે સંયુક્ત કુટુંબના દિવસો નથી રહ્યા, તેમ ફરી આવવાના પણ નથી. જ્યારે સહકારનું મહત્ત્વ આપણે ત્યાંના લોકો સમજશે ત્યારે અનેક કુટુંબો ભેગાં થઈને વિશાળ કુટુંબની સ્થાપના કરશે એ ખરું, પણ તેનું સ્વરૂપ જૂના જમાનાના સંયુક્ત કુટુંબ જેવું ન રહેતાં સંભૂયસમુત્થાન(economic co-operation)નું, એટલે કે સ્વેચ્છાએ સ્થાપેલા સહકારનું હશે. જેમાં દરેક વ્યક્તિનો અધિકાર સરખો રહેશે અને કોઈ પણ કામ બધાની સંમતિ વગર કરવામાં નહીં આવે.

આજ સુધી ગૃહપતિ એટલે કે પુરુષ જ કુટુંબનો માલિક ગણાતો હતો. ઘરનો ખર્ચ તેના નિર્ણય પ્રમાણે ચાલતો હતો. સ્ત્રીધનનો અધિકાર ભલે સ્ત્રીનો હોય, અને ગૃહપતિના મરણ બાદ ઘરની મિલકતમાં પત્નીનો અને કન્યાઓનો થોડો હિસ્સો ભલે ગણાતો હોય, તોપણ કુટુંબના ધનની માલિકી ગૃહપતિની

આ ત્રણે બાજુઓનો વિચાર મેં અહીં આપ્યો છે એ ક્રમમાં થઈ શકે એમ છે, જોકે આ ત્રણે બાજુઓ એવી પરસ્પર અવલંબિત છે કે ત્રણેને એક-સાથે લીધા વગર ચાલે એમ નથી.

શું સાચે જ પુરુષ અને સ્ત્રીના સ્વભાવમાં એવો મૂળગત ભેદ કે ફરક છે જેથી કેવળ બાળસંગોપનમાં જ નહીં પણ દરેક બાબતમાં તેમનાં ક્ષેત્રો અલગ અલગ હોવાં જ જોઈએ ? જ્યાં સુધી મનુષ્યજીવનમાં હિંસાની પ્રતિષ્ઠા હતી ત્યાં સુધી હિંસા માટે અસમર્થ એવી સ્ત્રી-જાતિને સામાજિક જીવનનાં બીજાં ક્ષેત્રોથી વંચિત રહેવું પડ્યું. આજકાલ માનવસંસ્કૃતિમાં એટલું પરિવર્તન થયું છે કે હિંસાની પ્રતિષ્ઠા તૂટી ગઈ છે. સાથે સાથે હિંસાની મર્યાદાઓ પણ તૂટી ગઈ છે. યુદ્ધોમાં યંત્રોનું મહત્ત્વ વધવાને લીધે સ્ત્રીજાતિ પણ યુદ્ધને માટે અશક્ત રહી નથી. હવે સ્ત્રી-પુરુષનો ભેદ એવો નથી રહ્યો કે તેને કારણે સ્ત્રી-સમસ્યાને આપણે અલગ સમસ્યા બનાવી શકીએ.

સૌથી મોટો ફરક તો ગર્ભધારણ અને બાળસંગોપનનો જ છે. એને કારણે જે સ્વભાવભેદ ઉત્પન્ન થયો છે, તેને બને ત્યાં સુધી ઓછો કરવાની કોશિશ આજની દુનિયા કરી રહી છે. અને હવે તો દરેક ક્ષેત્રમાં સ્ત્રી અને પુરુષ બંને એકસરખું કામ કરી બતાવતાં જોવામાં આવે છે. સામાજિક સમસ્યાને ઉકેલતી વખતે આવા ફેરફાર પણ ધ્યાનમાં રાખવા જોઈએ.

સ્ત્રી અને પુરુષ વચ્ચે સ્વભાવનો ભેદ છે કે નહીં, એ એક સવાલ છે. સાથે સાથે એ પણ નક્કી કરવાનું છે કે બંને વચ્ચે સ્વભાવભેદ રહે એ ઈષ્ટ છે કે અનિષ્ટ. આજની દુનિયા એ ભેદને દૂર કરવા ઉદ્યત થયેલી છે અને એ પ્રયત્ન એટલે સુધી આગળ વધેલો છે કે હવે એ વૃત્તિને રોકવાની સમાજ ઇચ્છા કરશે તોપણ તે રોકાવાની નથી. એટલા માટે સામાજિક સમસ્યાઓની જટિલતા વળી ઓર વધી ગઈ છે.

પહેલાંના જમાનામાં સાયન્સના જ્ઞાનની ભલે ઊણપ હોય, ન્યાય-અન્યાયની બાબતમાં લોકોની કર્તવ્યબુદ્ધિ ભલે બહુ જાગ્રત નહીં હોય, પરંતુ સમાજની પાસે નિશ્ચિત સામાજિક આદર્શો હતા. સમાજવ્યવસ્થામાં સંસ્થાગત અન્યાય હતા છતાં સામાજિક વ્યવસ્થાની પદ્ધતિ સર્વમાન્ય હતી, એથી કરીને વ્યક્તિગત તથા સામાજિક સ્થિરતા તેમ જ સ્વાસ્થ્ય બધાંને એકસરખાં મળતાં હતાં. આજે સામાજિક આદર્શોની અરાજકતા વધતી જાય છે. આજે સમાજ કઈ તરફ જઈ રહ્યો છે એની પણ કોઈને ખબર નથી. કોને ખબર હોવી જોઈએ એ પણ કોઈ જાણતું નથી. જો આવી સ્થિતિ લાંબો વખત રહી તો સામાજિક જીવન જ નાશ પામશે. સમાજહિતચિંતકો આજે ઠીક ઠીક અસ્વસ્થ બની ગયા છે. પણ ઇતિહાસ-માંથી એટલું આશ્વાસન મળે છે કે, અરાજકતાના દિવસો પણ માણસ લાંબા વખત સુધી બરદાસ્ત નથી કરી શકતો, અરાજકતાથી અકળાઈ જઈને માણસ કોઈ ને કોઈ સારીમાઠી વ્યવસ્થા પસંદ કરી જ લે છે. અને પછી સમાજ ફરીથી

નવા નવા પ્રયોગ કરવાને તૈયાર થઈ જાય છે.

પશુપક્ષી વગેરે પ્રાણીઓને માટે કેવળ સ્થિરતા એ જ એક સ્થિતિ છે. માણસ જ એક એવું પ્રાણી છે જે સ્થિરતા અને પ્રગતિ એ બે છેડાની વચ્ચે ઝોલાં ખાતો રહે છે. દરેક સામાજિક વિપ્લવ પછી સમાજના આદર્શોનું નવેસરથી ચિંતન-મનન થાય છે, અને માણસને નવા આદર્શ અનુસાર નવી સમાજરચના વિચારી કાઢવી પડે છે. આજકાલનો જમાનો આવો જ એક જમાનો છે. અત્યારે બધા જ ધર્મો સામાજિક વિપ્લવની ભઠ્ઠીમાં જઈને પડ્યા છે. રૂઢિવાદી ધર્માભિમાની લોકોએ રૂઢિનો આશરો એટલા વધારે પ્રમાણમાં લીધો છે કે બધી રૂઢિઓ, આ સનાતની બોજો સહન ન કરવાને કારણે, તૂટી જવાની છે. ધર્મની પુરાણી વાતો લોકોએ એટલે સુધી ચલાવી કે જ્યાં તેમાંથી સુગંધ ફેલાવી જોઈતી હતી ત્યાં દુર્ગંધ પેદા થઈ રહી છે. હવે સાચી ધાર્મિકતાને બચાવવાને ખાતર જ અનેક 'ધાર્મિક' રૂઢિઓનો વિરોધ કરવો પડે છે. એવી સ્થિતિમાં પહેલાં જ્યાં સ્ત્રી-સમસ્યા નહોતી ત્યાં તેને ઊભી કરીને પણ તેનો ઉકેલ શોધવાની જરૂર છે. સ્વાતંત્ર્ય, સમતા, સર્વાંગીણ વિકાસ, પતિતોનો ઉદ્ધાર, જીવનની વૈજ્ઞાનિકતા અને અરાજક સહકારિતા — અર્થાત્ અહિંસક સમાજની સ્થાપના — એ બધા આદર્શો તરફ સમાજને લઈ જવા માટે, સમાજની જૂની રચના અબાધ ચાલતી હોય તોપણ તેને તોડીને નવી રચના તરફ સમાજને લઈ જવાનો છે.

સ્ત્રી-સમસ્યાનો વિચાર અને ઉકેલ આજે આ વ્યાપક દૃષ્ટિએ આપણે કરવાનો છે, નહીં કે કેવળ નાનીમોટી માંડવાળની દૃષ્ટિએ.

આજકાલનો જમાનો આર્થિક સમસ્યાઓને પ્રાધાન્ય આપે છે, એટલે તેનાથી શરૂઆત કરીશું.

સ્ત્રી અને પુરુષ લગ્ન કરીને એક નવા કુટુંબની સ્થાપના કરે છે. કમમાં કમ મધ્યમ વર્ગના લોકો માટે અને શ્રમજીવી લોકો માટે હવે મોટાં મોટાં કુટુંબો રહ્યાં નથી. જોકે પશ્ચિમના લોકોની પેઠે આપણા લોકો લગ્નને દિવસે જ નવું ઘર નથી માંડતા છતાં હવે તક મળતાં જ દરેક દંપતી પોતાનું અલગ કુટુંબ સ્થાપે જ છે. હવે સંયુક્ત કુટુંબના દિવસો નથી રહ્યા, તેમ ફરી આવવાના પણ નથી. જ્યારે સહકારનું મહત્ત્વ આપણે ત્યાંના લોકો સમજશે ત્યારે અનેક કુટુંબો ભેગાં થઈને વિશાળ કુટુંબની સ્થાપના કરશે એ ખરું, પણ તેનું સ્વરૂપ જૂના જમાનાના સંયુક્ત કુટુંબ જેવું ન રહેતાં સંભૂયસમુત્થાન(economic co-operation)નું, એટલે કે સ્વેચ્છાએ સ્થાપેલા સહકારનું હશે. જેમાં દરેક વ્યક્તિનો અધિકાર સરખો

જ મનાય છે. આજનો આપણો સમાજ નવા આદર્શમાં ઊછરેલો ન હોવાને કારણે ગૃહપતિના મરણ બાદ પત્નીની અને ઘરની બીજી વિધવાઓની સ્થિતિ મોટે ભાગે દયાપાત્ર હોય છે. અવિવાહિત કન્યાઓની પણ સુસ્થિતિ ઘરના પુરુષવર્ગની ઇચ્છા ઉપર અવલંબેલી રહે છે. જ્યાં સુધી સ્ત્રી અને પુરુષનો કૌટુંબિક દરજ્જો એકસરખો એટલે સમાન નહીં ગણાય ત્યાં સુધી આ સમસ્યા રહેવાની જ.

સ્ત્રીશિક્ષણમાં અક્ષરજ્ઞાન અને ઉદ્યોગની સાથે હિસાબ-કિતાબનું જ્ઞાન અને ઘરનું બજેટ બનાવવાની લાયકાત છોકરીઓને મળવાં જ જોઈએ. ઘરની આર્થિક સ્થિતિને માટે સ્ત્રી-પુરુષની જવાબદારી એકસરખી હોય અને અધિકાર પણ એકસરખા હોય. છોકરીઓ જ્યારે લગ્ન કરીને નવા કુટુંબની સ્થાપના કરે ત્યારે તેમને માતાપિતાના કુટુંબમાંથી શો હિસ્સો મળશે તે પણ પહેલેથી નક્કી હોવું જોઈએ. ધર્માંતર કરવાને કારણે પરસ્પર સંબંધ તૂટે કે ન તૂટે એનો નિર્ણય કુટુંબનાં માણસો મળીને કરે. આથી સંબંધ તૂટતાં કુટુંબની આર્થિક સ્થિતિને કશું નુકસાન પહોંચી શકશે નહીં. આવી રીતે ધર્માંતર કરનાર વ્યક્તિને તેના હિસ્સા તરીકે કંઈ ને કંઈ મળે એવી જ વ્યવસ્થા ભવિષ્યમાં કરવી પડશે. પણ અપેક્ષા તો એવી છે કે ઘરના માણસો કોઈની ધાર્મિક માન્યતા ઉપર ઝાઝું ધ્યાન જ નહીં આપશે. અને ધર્માંતરને કારણે કૌટુંબિક અને સામાજિક સંબંધ તૂટવાનું કોઈ કારણ જ રહેશે નહીં. આજે જે રીતે હિંદુ અને મુસ્લિમ આર્થિક કાયદાઓ જુદા જુદા છે તેવા પણ નહીં રહે. અર્થવ્યવસ્થા વ્યક્તિવિષયક ન રહેતાં પ્રાદેશિક તત્ત્વ ઉપર રચાયેલી હશે. પરિણામ એ આવશે કે બધી જાતના લોકો માટે અર્થવ્યવસ્થાના નિયમો સરખા થઈ જશે.

કુટુંબ ચલાવનારી સ્ત્રીઓ બહાર જઈને ધન કમાવામાં પૂરેપૂરો હિસ્સો નહીં લઈ શકે. જો લેશે તો બાળકોની તંદુરસ્તી અને શક્તિના વિકાસ તરફ જેટલું ધ્યાન આપવું જોઈએ તેટલું આપી શકાશે નહીં. ઉદ્યોગ ઘેરે જ રહીને કરવાનો હોય તો વાત જુદી. એ જ સૌથી સારું છે. પણ ઉદ્યોગને માટે કોઈ દુકાનમાં, સંસ્થામાં કે કારખાનામાં જઈને બેસવું પડે તો બાળકો તરફ પૂરું ધ્યાન નહીં આપી શકાય. બાળકોને માબાપના અખંડ સહવાસથી જે શિક્ષણ મળી રહે છે, તે મળવું જોઈએ; તે ન મળવાથી કુટુંબની સંસ્કારિતાને જે નુકસાન થાય છે, તેનું મહત્ત્વ આજે સમજાતું નથી. તેથી કંઈ તે નુકસાન થતું અટકતું નથી.

માતાનાં ઘરકામની અને બાળકોની સંભાળની આર્થિક કિંમત ગણીને જ બજેટ બનાવવું. પણ જરૂર પડતાં સ્ત્રીમાં સ્વતંત્ર રીતે અર્થોપાર્જન કરવાની લાયકાત હોવી જ જોઈએ. નહીં તો એનામાં જે આર્થિક લાચારી આવે છે, તેનાં સામાજિક પરિણામ ખૂબ ભયંકર આવે છે. સ્ત્રીમાં ધન કમાવાની શક્તિ હોવી જોઈએ એટલું જ નહીં, ધન કમાવાની કળ પોતાનાં છોકરાછોકરીઓને શીખવવાની લાયકાત પણ તેનામાં હોવી જોઈએ. ઘરનું બજેટ તૈયાર કરવાની જવાબદારી

પુરુષની નહીં પણ સ્ત્રીની હોવી જોઈએ. બજેટ મંજૂર કરતી વખતે તેના અવાજને પૂરું મહત્ત્વ મળવું જોઈએ. ઘરના પરિશ્રમ કરવાવાળા બધા માણસોનો મત બજેટ વખતે લેવો જોઈએ પણ પ્રસંગોપાત્ત તેમાં ફેરફાર કરવાનો હક ગૃહપતિ અને ગૃહવ્યવસ્થાપિકા બંનેને હોવો જોઈએ.

ઘરની સંપત્તિ જેમ પુરુષોના નામ ઉપર રહે છે તેમ સ્ત્રીઓના નામ ઉપર રહે એમાં કોઈ હરકત ન હોવી જોઈએ. જેના હાથમાં આર્થિક વ્યવસ્થા રહેતી હોય તેના નામ ઉપર સંપત્તિ ચડાવવામાં સગવડ હોય તો તે પ્રમાણે જ કરવું જોઈએ.

આજે સંયુક્ત કુટુંબનાં માણસો જે કાંઈ કમાય છે તે કુટુંબનું થઈ જાય છે. એ સિદ્ધાંત છે તો શુદ્ધ; પણ એમાંય અનેક ઝંઝટ પેદા થાય છે. એથી ભવિષ્યમાં એવો નિયમ થવો જોઈએ કે દરેકે પોતપોતાની આવકમાંથી પોતાના ખર્ચનો હિસ્સો કુટુંબને આપવો જ જોઈએ. ત્યાર બાદ તેની જે કાંઈ કમાણી રહે તે કુટુંબમાં તેની ઈચ્છા પ્રમાણે અને કુટુંબ તથા વ્યક્તિ બંનેને માન્ય શરતે જમા કરવામાં આવે. જેની કુટુંબનિષ્ઠા વધારે, તેનો કુટુંબમાં અધિકાર વધારે. જેનામાં સ્વાર્થપૂર્ણ વ્યક્તિનિષ્ઠા હોય તેને કુટુંબના સંચાલનમાં નામનો જ અધિકાર હોય. જે કોઈ વ્યક્તિ કુટુંબની રાજીખુશી વગર કુટુંબ છોડી જશે તેણે પોતાની કમાણીનો અર્ધો અથવા અમુક ભાગ કુટુંબને જ આપવો પડશે.

ટૂંકમાં, કુટુંબ એક સહકારી સંસ્થા છે અને તેમાં બધી વ્યક્તિઓ તત્ત્વતઃ સ્વતંત્ર અને સમાન છે; આ સિદ્ધાંત ઉપર કુટુંબનું સંચાલન થવું જોઈએ. એવા સંચાલનમાં બને ત્યાં સુધી લાંબી લાંબી ચર્ચાને અવકાશ ન હોવો જોઈએ. સ્વાર્થ અને વૈમનસ્યથી જેટલું નુકસાન થાય છે, તેના કરતાં વધારે નુકસાન વાદવિવાદથી થાય છે. કુટુંબનો કાયદો તો મલ્ટી-પર્પઝ કો-ઑપરેટિવ સોસાયટીના જેવો હોવો જોઈએ. પણ વાતાવરણ હોવું જોઈએ પ્રેમ, સેવા, સ્વાર્થત્યાગ અને બલિદાનનું. એવા વાતાવરણમાં સ્ત્રી-સમસ્યા જેવી કોઈ વસ્તુ જ નહીં રહે. અથવા રહેશે તો આજના કરતાં કેટલીય ઊંચી ભૂમિકા ઉપર.

૨

આપણા દેશમાં સ્ત્રી-શિક્ષણ સંબંધે કદી શુદ્ધ વિચાર થયો હતો કે નહીં એ કહેવું મુશ્કેલ છે. સ્ત્રીઓને શિક્ષણ જ ન આપવું જોઈએ, એટલે કે લખતાં-વાંચતાં ન શીખવવું જોઈએ, એવો અભિપ્રાય મારા બચપણમાં મેં બધી જગ્યાએ જોયો હતો. લોકો એટલે સુધી કહેતાં અટકતા નહોતા કે સ્ત્રી લખતાંવાંચતાં શીખી ગઈ તો પોતાના યારો સાથે પત્રવ્યવહાર કરશે. મહારાષ્ટ્રના ઈતિહાસમાં એક પેશવાની કાકીએ એક આજ્ઞાપત્રમાં 'ધ'ની જગ્યાએ 'મા' કરીને પોતાના ભત્રીજાને મરાવ્યો હતો. આનંદીબાઈ લખતાંવાંચતાં શીખી હતી એટલે આમ થવા પામ્યું, એવી ટીકા વર્ષો સુધી આપણે સાંભળતા આવ્યા છીએ.

સમાજ હવે એટલો અસંસ્કારી નથી રહ્યો. સ્ત્રી-શિક્ષણમાં કંઈક પ્રગતિ થઈ રહી છે તોપણ શિક્ષણના ક્ષેત્રમાં સ્ત્રી-સમસ્યા જેવી વસ્તુ હજી મોજૂદ છે.

જે રીતે હરિજનોને માટે અલગ મંદિર અને છાત્રાલય ખોલવાની વાત કોઈ કોઈ વાર ચાલે છે, તે જ રીતે સ્ત્રીઓને માટે શિક્ષણસંસ્થાઓ અલગ હોવી જોઈએ એવી સૂચનાઓ આવવા લાગી. એવી અલગ સંસ્થાઓ હોય તો અમને સ્ત્રી-શિક્ષણ સામે કોઈ વાંધો નથી, એટલું કહેવા સુધી સમાજ આગળ વધ્યો છે. ત્યાર પછી વધુ પ્રગતિ થઈ છે. જે રીતે આજે રેલવેમાં સ્ત્રીઓના ડબ્બા અલગ હોય છે અને સાથોસાથ મર્દોના ડબ્બામાં પણ સ્ત્રીઓ આવીને બેસી શકે છે, તે જ રીતે સ્ત્રીઓને માટે શિક્ષણસંસ્થા અલગ તો હોવી જ જોઈએ; પણ સામાન્ય શિક્ષણસંસ્થાઓમાં પણ છોકરીઓ જરૂર ભણવાની. આટલે સુધી આજનો સમાજ આવી પહોંચ્યો છે. અને કદાચ એ જ ભૂમિકા ઉપર લાંબા સમય સુધી સ્થિર રહેશે.

હવે સવાલ ઊઠે છે, સ્ત્રીઓના અભ્યાસક્રમની બાબતમાં. લોકો એમ માને છે કે કેટલાક વિષયો એવા હોવા જોઈએ જે સ્ત્રીઓને જ ભણાવાય. ગૃહવ્યવસ્થા-શાસ્ત્ર, રોગીની પરિચર્યા વગેરે વિષયો ખાસ સ્ત્રીઓના મનાય છે. એમ તો કવિતાને પણ એમનો ખાસ વિષય ગણવો જોઈએ, કારણ કે સ્ત્રીઓ જ ભાવનાપ્રધાન હોય છે.

ખરું જોઈએ તો રસોઈ બનાવવી, ઘર શણગારવું, બીમારોની સારવાર કરવી, વગેરે બધાં કામો જેટલાં સ્ત્રીઓનાં છે તેટલાં જ મર્દોનાં પણ છે. જેને ભૂખ લાગે છે, અને પકાવેલું અન્ન ખાવાની ટેવ છે, તેને ભોજન રાંધવાની કળા શીખવાનું ફરજિયાત હોવું જ જોઈએ. ગૃહરચના, સુશોભિત કરવાનું કામ પણ બંનેનું હોવું જોઈએ. એ કામને માટે આજે સ્ત્રીઓ પાસે વધુ વખત હશે અને પુરુષો પાસે થોડો. પણ એવી સ્થિતિ કાયમને માટે રહેવાની નથી. સ્ત્રી અને પુરુષ બંનેનાં જીવન ભિન્ન ભિન્ન છે, પણ એકસરખાં મહત્ત્વનાં કામોમાં જ્યારે સમય વ્યતીત થશે ત્યારે શૃંગાર તરફ ઓછું ધ્યાન અપાશે. અને જેટલું અપાશે તેટલું પૂરી પ્રસન્નતાપૂર્વક અપાશે; અને તે પણ સ્ત્રી-પુરુષ બંને તરફથી.

શિશુસંગોપનનો વિષય જ કદાચ ખાસ સ્ત્રીઓનો કહી શકાય. પરંતુ તેમાં પણ દરેક ભાવિ પિતાએ કંઈ ને કંઈ નક્કર જ્ઞાન અને કૌશલ પ્રાપ્ત કરી જ લેવું જોઈએ.

યુદ્ધ સિવાય એવો કોઈ વિષય નથી જેને વિશે આપણે એમ કહી શકીએ કે એ તો ખાસ પુરુષોના જ અધિકારનો વિષય છે અને સ્ત્રીઓને માટે એ જરૂરનો નથી. અને હવે તો દુનિયાભરના દેશોમાં યુદ્ધની ભીષણ કળામાં પણ સ્ત્રીઓ સર્વોચ્ચ શિક્ષણ લેવાને તૈયાર છે.

શીખવવાના વિષય સંબંધે, પદ્ધતિ સંબંધે અને મેળવેલા જ્ઞાનના વિનિયોગ સંબંધે ભેદ રાખવો તે આજે લગભગ અશક્ય થઈ પડયું છે.

સ્ત્રી અને પુરુષના જીવનકાર્યમાં જેટલો સ્વાભાવિક અને અપરિહાર્ય ભેદ છે તેટલો ભેદ મેળવેલા જ્ઞાનના વિનિયોગમાં જરૂર રહેવાનો.

જેમ લગ્ન પછી સ્ત્રીઓ ભણી નથી શકતી, તેમ પુરુષોની બાબતમાં પણ છે. પણ માતૃત્વનો ભાર કંઈક વધારે હોય છે, એટલે લગ્ન પછી અથવા માતા થયા પછી સ્ત્રીઓને માટે સંસ્થાગત શિક્ષણ મેળવવું લગભગ અશક્ય થઈ પડે છે. પણ એમ માનવું કે શિક્ષણ તો વિદ્યાલય અને મહાવિદ્યાલય દ્વારા જ મળી શકે છે, એ એક કેવળ વહેમ છે. શિક્ષણ તો આજન્મ અને આમરણ ચાલે છે.

હવે સવાલ રહે છે ગામડાંની સ્ત્રીઓનો. ત્યાં આજની અશિક્ષિત દશામાં સ્ત્રી અને પુરુષનો માનસિક દરજ્જો લગભગ સરખો હોય છે. બંનેની બૌદ્ધિક ભૂમિકા લગભગ સરખી હોય છે. જો ઉદ્યોગ દ્વારા રચનાત્મક બુદ્ધિનો વિકાસ કરવાનો આદર્શ રાષ્ટ્રમાં બધે ચાલ્યો તો સ્ત્રી અને પુરુષના શિક્ષણમાં કમમાં કમ ગામડાંમાં તો કશો ભેદ જ નહીં રહે — જીવનભેદ ભલે રહે. પરંતુ બંનેના શિક્ષણની કોટિ અને પ્રકારમાં ભેદ રહેવાનો સંભવ નથી.

અહિંસક સમાજમાં સ્ત્રી અને પુરુષ બંનેને જવાબદારીઓ લગભગ સરખી રહેશે. મુખ્ય ફરક એ રહેશે કે પુરુષોનું કાર્ય જો ઘરની બહાર હશે તો સ્ત્રીઓનું કાર્ય મોટે ભાગે ઘરની અંદર હશે. એટલા માટે પોતપોતાની અનુકૂળતા પ્રમાણે તેઓ પોતપોતાના ઉદ્યોગ પસંદ કરશે. વણાટ જેવા ઉદ્યોગમાં તો બંનેનો સહકાર અતિ આવશ્યક થઈ પડશે. વણાટમાં તો બંનેનાં જીવન પણ વણાઈ જાય છે.

સારાંશ એ છે કે, સ્ત્રી-સમસ્યામાં સામાજિક અને જીવનવિષયક ભેદો ગમે તેટલા હોય, શિક્ષણની બાબતમાં કોઈ ભેદ પાડવાની કશી જરૂર નથી. ભેદ પાડીને જ આપણે નવી નવી સમસ્યાઓ ઊભી કરીશું, જે અનિષ્ટકર છે. શરૂઆતના દિવસોમાં જ્યાં સુધી સ્ત્રીઓ સામાન્ય શિક્ષણસંસ્થાઓનો પૂરો લાભ ઉઠાવી ન શકે ત્યાં સુધી તેમને અલગ સંસ્થાઓ દ્વારા અને તેમને ઘેર ખાસ શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી પડશે.

જે બ્રહ્મચારિણી અથવા અવિવાહિત રહેશે, તેમના દ્વારા વિશિષ્ટ ક્ષેત્રમાં સમાજસેવા, જ્ઞાનની ઉપાસના અને નવી નવી શોધ વધુ થશે, એ સ્વાભાવિક છે. પણ તેમાં સ્ત્રી-પુરુષનો ભેદ નહીં રહે.

સ્ત્રી-સમસ્યાનો પ્રશ્ન વિશેષ કરીને સામાજિક ક્ષેત્રમાં ઉત્પન્ન થાય છે. દુનિયાભરના લોકો અલગ અલગ જાતિઓમાં વહેંચાયેલા છે. જ્યાં સુધી રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે હળવામળવાનું વધ્યું નથી, અને ભિન્ન ભિન્ન જાતિઓનાં જ્ઞાન, સંસ્કારિતા તથા સામર્થ્યમાં ભેદ છે અને જીવનના આદર્શમાં પણ અંતર છે ત્યાં સુધી જાતિઓનો આ ભેદ કાયમ રહેવાનો. દરેક જાતિને પોતાની શ્રેષ્ઠતાનું અભિમાન હોય છે અને સાથે સાથે રક્તશુદ્ધિનો આગ્રહ પણ હોય છે.

વિશ્વયુદ્ધોને કારણે આ ભેદો ધીરે ધીરે ઘટતા જાય છે. યુદ્ધોને કારણે અભિમાન જરૂર વધવાનું, પરંતુ પરિચય પણ વધે છે ને? રક્તશુદ્ધિ ટકી નથી શકતી. જીવનમરણનો પ્રશ્ન જ્યારે દરેક મહાપ્રજાની સામે ઉત્કટ રૂપમાં ખડો થાય છે ત્યારે જ્ઞાનમાં, ચાતુર્યમાં, સંગઠનમાં અને કેટલેક અંશે સંસ્કારિતામાં પણ

જે રીતે હરિજનોને માટે અલગ મંદિર અને છાત્રાલય ખોલવાની વાત કોઈ કોઈ વાર ચાલે છે, તે જ રીતે સ્ત્રીઓને માટે શિક્ષણસંસ્થાઓ અલગ હોવી જોઈએ એવી સૂચનાઓ આવવા લાગી. એવી અલગ સંસ્થાઓ હોય તો અમને સ્ત્રી-શિક્ષણ સામે કોઈ વાંધો નથી, એટલું કહેવા સુધી સમાજ આગળ વધ્યો છે. ત્યાર પછી વધુ પ્રગતિ થઈ છે: જે રીતે આજે રેલવેમાં સ્ત્રીઓના ડબ્બા અલગ હોય છે અને સાથોસાથ મર્દોના ડબ્બામાં પણ સ્ત્રીઓ આવીને બેસી શકે છે, તે જ રીતે સ્ત્રીઓને માટે શિક્ષણસંસ્થા અલગ તો હોવી જ જોઈએ; પણ સામાન્ય શિક્ષણસંસ્થાઓમાં પણ છોકરીઓ જરૂર ભણવાની. આટલે સુધી આજનો સમાજ આવી પહોંચ્યો છે. અને કદાચ એ જ ભૂમિકા ઉપર લાંબા સમય સુધી સ્થિર રહેશે.

હવે સવાલ ઊઠે છે, સ્ત્રીઓના અભ્યાસક્રમની બાબતમાં. લોકો એમ માને છે કે કેટલાક વિષયો એવા હોવા જોઈએ જે સ્ત્રીઓને જ ભણાવાય. ગૃહવ્યવસ્થા-શાસ્ત્ર, રોગીની પરિચર્યા વગેરે વિષયો ખાસ સ્ત્રીઓના મનાય છે. એમ તો કવિતાને પણ એમનો ખાસ વિષય ગણવો જોઈએ, કારણ કે સ્ત્રીઓ જ ભાવનાપ્રધાન હોય છે.

ખરું જોઈએ તો રસોઈ બનાવવી, ઘર શણગારવું, બીમારોની સારવાર કરવી, વગેરે બધાં કામો જેટલાં સ્ત્રીઓનાં છે તેટલાં જ મર્દોનાં પણ છે. જેને ભૂખ લાગે છે, અને પકાવેલું અન્ન ખાવાની ટેવ છે, તેને ભોજન રાંધવાની કળા શીખવાનું ફરજિયાત હોવું જ જોઈએ. ગૃહરચના, સુશોભિત કરવાનું કામ પણ બંનેનું હોવું જોઈએ. એ કામને માટે આજે સ્ત્રીઓ પાસે વધુ વખત હશે અને પુરુષો પાસે થોડો. પણ એવી સ્થિતિ કાયમને માટે રહેવાની નથી. સ્ત્રી અને પુરુષ બંનેનાં જીવન ભિન્ન ભિન્ન છે, પણ એકસરખાં મહત્ત્વનાં કામોમાં જ્યારે સમય વ્યતીત થશે ત્યારે શૃંગાર તરફ ઓછું ધ્યાન અપાશે. અને જેટલું અપાશે તેટલું પૂરી પ્રસન્નતાપૂર્વક અપાશે; અને તે પણ સ્ત્રી-પુરુષ બંને તરફથી.

શિશુસંગોપનનો વિષય જ કદાચ ખાસ સ્ત્રીઓનો કહી શકાય. પરંતુ તેમાં પણ દરેક ભાવિ પિતાએ કંઈ ને કંઈ નક્કર જ્ઞાન અને કૌશલ પ્રાપ્ત કરી જ લેવું જોઈએ.

યુદ્ધ સિવાય એવો કોઈ વિષય નથી જેને વિશે આપણે એમ કહી શકીએ કે એ તો ખાસ પુરુષોના જ અધિકારનો વિષય છે અને સ્ત્રીઓને માટે એ જરૂરનો નથી. અને હવે તો દુનિયાભરના દેશોમાં યુદ્ધની ભીષણ કળામાં પણ સ્ત્રીઓ સર્વોચ્ચ શિક્ષણ લેવાને તૈયાર છે.

શીખવવાના વિષય સંબંધે, પદ્ધતિ સંબંધે અને મેળવેલા જ્ઞાનના વિનિયોગ સંબંધે ભેદ રાખવો તે આજે લગભગ અશક્ય થઈ પડ્યું છે.

સ્ત્રી અને પુરુષના જીવનકાર્યમાં જેટલો સ્વાભાવિક અને અપરિહાર્ય ભેદ છે તેટલો ભેદ મેળવેલા જ્ઞાનના વિનિયોગમાં જરૂર રહેવાનો.

જેમ લગ્ન પછી સ્ત્રીઓ ભણી નથી શકતી, તેમ પુરુષોની બાબતમાં પણ છે. પણ માતૃત્વનો ભાર કંઈક વધારે હોય છે, એટલે લગ્ન પછી અથવા માતા થયા પછી સ્ત્રીઓને માટે સંસ્થાગત શિક્ષણ મેળવવું લગભગ અશકય થઈ પડે છે. પણ એમ માનવું કે શિક્ષણ તો વિદ્યાલય અને મહાવિદ્યાલય દ્વારા જ મળી શકે છે, એ એક કેવળ વહેમ છે. શિક્ષણ તો આજન્મ અને આમરણ ચાલે છે.

હવે સવાલ રહે છે ગામડાંની સ્ત્રીઓનો. ત્યાં આજની અશિક્ષિત દશામાં સ્ત્રી અને પુરુષનો માનસિક દરજ્જો લગભગ સરખો હોય છે. બંનેની બૌદ્ધિક ભૂમિકા લગભગ સરખી હોય છે. જો ઉદ્યોગ દ્વારા રચનાત્મક બુદ્ધિનો વિકાસ કરવાનો આદર્શ રાષ્ટ્રમાં બધે ચાલ્યો તો સ્ત્રી અને પુરુષના શિક્ષણમાં કમમાં કમ ગામડાંમાં તો કશો ભેદ જ નહીં રહે — જીવનભેદ ભલે રહે. પરંતુ બંનેના શિક્ષણની કોટિ અને પ્રકારમાં ભેદ રહેવાનો સંભવ નથી.

અહિંસક સમાજમાં સ્ત્રી અને પુરુષ બંનેને જવાબદારીઓ લગભગ સરખી રહેશે. મુખ્ય ફરક એ રહેશે કે પુરુષોનું કાર્ય જો ઘરની બહાર હશે તો સ્ત્રીઓનું કાર્ય મોટે ભાગે ઘરની અંદર હશે. એટલા માટે પોતપોતાની અનુકૂળતા પ્રમાણે તેઓ પોતપોતાના ઉદ્યોગ પસંદ કરશે. વણાટ જેવા ઉદ્યોગમાં તો બંનેનો સહકાર અતિ આવશ્યક થઈ પડશે. વણાટમાં તો બંનેનાં જીવન પણ વણાઈ જાય છે.

સારાંશ એ છે કે, સ્ત્રી-સમસ્યામાં સામાજિક અને જીવનવિષયક ભેદો ગમે તેટલા હોય, શિક્ષણની બાબતમાં કોઈ ભેદ પાડવાની કશી જરૂર નથી. ભેદ પાડીને જ આપણે નવી નવી સમસ્યાઓ ઊભી કરીશું, જે અનિષ્ટકર છે. શરૂઆતના દિવસોમાં જ્યાં સુધી સ્ત્રીઓ સામાન્ય શિક્ષણસંસ્થાઓનો પૂરો લાભ ઉઠાવી ન શકે ત્યાં સુધી તેમને અલગ સંસ્થાઓ દ્વારા અને તેમને ઘેર ખાસ શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી પડશે.

જે બ્રહ્મચારિણી અથવા અવિવાહિત રહેશે, તેમના દ્વારા વિશિષ્ટ ક્ષેત્રમાં સમાજસેવા, જ્ઞાનની ઉપાસના અને નવી નવી શોધ વધુ થશે, એ સ્વાભાવિક છે. પણ તેમાં સ્ત્રી-પુરુષનો ભેદ નહીં રહે.

સ્ત્રી-સમસ્યાનો પ્રશ્ન વિશેષ કરીને સામાજિક ક્ષેત્રમાં ઉત્પન્ન થાય છે. દુનિયાભરના લોકો અલગ અલગ જાતિઓમાં વહેંચાયેલા છે. જ્યાં સુધી રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે હળવામળવાનું વધ્યું નથી, અને ભિન્ન ભિન્ન જાતિઓનાં જ્ઞાન, સંસ્કારિતા તથા સામર્થ્યમાં ભેદ છે અને જીવનના આદર્શમાં પણ અંતર છે ત્યાં સુધી જાતિઓનો આ ભેદ કાયમ રહેવાનો. દરેક જાતિને પોતાની શ્રેષ્ઠતાનું અભિમાન હોય છે અને સાથે સાથે રક્તશુદ્ધિનો આગ્રહ પણ હોય છે.

વિશ્વયુદ્ધોને કારણે આ ભેદો ધીરે ધીરે ઘટતા જાય છે. યુદ્ધોને કારણે અભિમાન જરૂર વધવાનું, પરંતુ પરિચય પણ વધે છે ને? રક્તશુદ્ધિ ટકી નથી શકતી. જીવનમરણનો પ્રશ્ન જ્યારે દરેક મહાપ્રજાની સામે ઉત્કટ રૂપમાં ખડો થાય છે ત્યારે જ્ઞાનમાં, ચાતુર્યમાં, સંગઠનમાં અને કેટલેક અંશે સંસ્કારિતામાં પણ

એકબીજાનું અનુકરણ કર્યા વગર કામ નથી ચાલતું. પ્રબળ શત્રુની સામે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા માટે ભિન્ન ભિન્ન કોટિનાં રાષ્ટ્રોએ અને સમાજોએ જીવનવ્યાપી સહકાર કરવો પડે છે. પરિણામે, ભેદો નાશ પામવા લાગે છે, ઉચ્ચતાનું અભિમાન ઘટતું જાય છે, અને બધી જાતિઓ ધીમે ધીમે માનવતાની સમાન ભૂમિકા ઉપર આવી જાય છે.

થોડા સમય પહેલાં એવું મનાતું હતું કે યુરોપ અને અમેરિકાના લોકો પોતાનું એક વિશાળ ગોરાસંગઠન સ્થાપીને એશિયા, આફ્રિકા વગેરે ખંડોના લોકોને હરાવશે અને તેમને હંમેશને માટે ગુલામ બનાવી રાખશે. આજે એવો સંભવ રહ્યો નથી. આજે તો બિનગોરાઓના જીવનવ્યાપી સહકાર વગર તેમનું જીવવું અશકય જેવું થઈ ગયું છે. એવી સ્થિતિમાં બધી જાતિઓનો સામાજિક દરજ્જો સરખો થઈ જશે. ભારતવર્ષમાં હિંદુસમાજની અંદર પણ ઊંચનીચનો ભાવ રહેવાનો નથી. ચાતુર્વર્ણ્યમાં તો સમાનતા આવી જ જશે. હરિજનો અને આદિવાસીઓ પણ સવર્ણસમાજમાં ભળી જાય એ અપરિહાર્ય છે.

આ બધું એક દિવસમાં બનવાનું નથી. એમાં સો વર્ષ પણ લાગે તોયે વાંધો નથી. એટલું સ્પષ્ટ છે કે વહેલોમોડો સામાજિક આદર્શ આ સુધારાને સ્વીકારશે અને પછી ભેદમૂલક દ્વેષ, સંકુચિતતા અને અવિશ્વાસ દૂર થઈ જશે. મહાત્મા ગાંધીએ સર્વધર્મસમભાવની જે વાત શરૂ કરી છે તે એટલી ક્રાંતિકારી છે અને એટલા જોશથી ફેલાઈ રહી છે કે ધર્મમૂલક અસહિષ્ણુતા ટકી નહીં શકે.

સમાજમાં સૌથી મોટી મુશ્કેલી લગ્નવિષયક નિયમોમાં ભેદ હોવાને કારણે ઉત્પન્ન થાય છે. કયા કયા લોકો વચ્ચે લગ્ન થઈ શકે અને કયા કયા વચ્ચે ન થઈ શકે એ વિશે દરેક સમાજના પોતાના નિયમ હોય છે. એ નિયમોની પાછળ જે તત્ત્વો છે, તેની સમાજના લોકોને ખબર સુધ્ધાં હોતી નથી. પછી એ તત્ત્વોની સામાજિક અથવા સાંસ્કૃતિક દૃષ્ટિએ શી કિંમત છે, તેની તો સમજ-પૂર્વકની જાણ હોય જ કયાંથી? દરેક સમાજના સામાજિક નિયમો જ્યાં સુધી અલગ છે ત્યાં સુધી કેટલોક ભેદ તો રહેવાનો જ. પરંતુ જેમ જેમ આંતરજાતીય વર્ણાન્તર અને ધર્માન્તર લગ્નો સમાજમાં પ્રચલિત થતાં જશે તથા આંતરપ્રાંતીય લગ્નો વધશે તેમ તેમ નિયમોમાં પણ સર્વમાન્ય એકતા આવતી જશે.

દાંપત્યજીવનમાં સૌથી મોટી મુશ્કેલી હોય છે ભાષાભેદની અને આહારભેદની. માંસાહારી અને શાકાહારી લોકોનું સહજીવન ખૂબ મુશ્કેલ હોય છે. શુદ્ધ શાકાહારી લોક આજ સુધી માંસાહારી લોકોને ખાનપાનના ક્ષેત્રમાં દૂર ને દૂર રાખતા આવ્યા છે, પણ હવે તેઓ જોઈ શકયા છે કે ખાનપાન આદિના વહેવારમાં બીજાઓને આમ દૂર ને દૂર રાખવાથી નિરામિષ આહારનો પ્રચાર વધતો નથી. માંસાહારી લોકોના હાથનું અડેલું ભોજન ન ખાવું, તેમને ઘેર ભોજન માટે ન જવું, વગેરે અભિમાનનાં લક્ષણ છે. પોતાના આહારનો આગ્રહ રાખ્યા છતાં બધી જાતિ અને ધર્મના લોકોને ત્યાં જઈને ખાવાપાવામાં વાંધો ન આવવો

જોઈએ. આટલું થશે એટલે ઊંચનીચનો ભાવ રહેશે નહીં. લગ્ન વગેરેના કાયદા સરળ થઈ જશે. વિશેષ આગ્રહોને કાયદાની મદદ નહીં મળે. સમાજ જે નિયમોને પોતાના આગ્રહ અને પ્રચારથી ચલાવવા માગે તે ચલાવી શકશે, પણ કાયદો તેમાં મદદ નહીં કરે.

આટલું સામાજિક પરિવર્તન થઈ ગયા બાદ સામાજિક ક્ષેત્રમાં સ્ત્રી-સમસ્યા જેવી કોઈ વસ્તુ રહેવાનું વિશેષ કારણ બાકી રહેતું નથી. બધી જાતિઓ, બધા વર્ણો અને ધર્મો એક જ દરજ્જાના બની જાય તો સ્ત્રી અને પુરુષનો દરજ્જો પણ સરખો થઈ જશે. એમાં નવાઈની વાત શી છે? આટલું થયા પછી જે સમસ્યા બાકી રહેશે, તે જ સાચી સમસ્યા હશે. દામ્પત્યનિષ્ઠા એક આધ્યાત્મિક વસ્તુ છે. અપત્યનિષ્ઠા પણ દામ્પત્યનિષ્ઠાને મજબૂત બનાવે છે. એવી કલ્યાણમય નિષ્ઠાની બાબતમાં સામાજિક નિયમો કેવા હોવા જોઈએ, તેનું પાલન કેટલે અંશે જબરદસ્તીએ કરાવી શકાય, કેટલે અંશે કાયદાની મદદ લેવી, વગેરે બાબતોની સ્પષ્ટ મીમાંસા થવી જોઈએ. દાંપત્યનિષ્ઠા જેવી શુભ વસ્તુના પ્રચાર, રક્ષણ અને વૃદ્ધિને માટે કયાં કયાં તત્ત્વોની મદદ લેવી યોગ્ય છે, તેમની શિથિલતાને સમયે કયા કયા ઈલાજો હોઈ શકે છે, એ પ્રશ્નોની મીમાંસા સાચી સ્ત્રી-સમસ્યા બનશે. સમાજે આજ સુધી જે ઈલાજ શોધ્યા છે તે કેટલે અંશે કલ્યાણકારક છે અને કેટલે અંશે મૂળ સંકટ કરતાં પણ બદતર છે, એ બધાનો નવેસરથી વિચાર કરવો પડશે.

સ્ત્રી-પુરુષોના સહજીવનમાંથી કુટુંબસંસ્થાની ઉત્પત્તિ થાય છે અને એક કુટુંબ અને અનેક કુટુંબોના સહકારમાંથી સમાજની ઉત્પત્તિ થાય છે. આવી સ્થિતિ હોવાને કારણે જ સ્ત્રી-પુરુષ-સંબંધની વ્યવસ્થા લગ્નનાં રૂપમાં કરવી પડે છે. કોઈ પણ કુટુંબ કે સમાજમાં લગ્નવિષયક નિયમોને અનુરૂપ સંસ્કૃતિ ઉત્પન્ન થાય છે. એ નિયમો વારંવાર બદલવા ઠીક નથી, એ વાત જેટલી સાચી છે, એટલી જ એ વાત પણ સાચી છે કે જો માનવજીવનની પરિસ્થિતિ અને આદર્શની વર્તમાન પરિસ્થિતિ અનુસાર એ નિયમો બદલવામાં નહીં આવે તો સમાજ એને સહન નહીં કરી શકે. કાલગ્રસ્ત નિયમો બદલવા જોઈએ. લગ્નસંસ્થાનો ઈતિહાસ એ જ શીખવે છે અને એટલા માટે એટલું સમજી લેવું જોઈએ કે સામાજિક સમસ્યા કોઈ એક જમાનામાં હંમેશાંને માટે ઊકલી જવાની નથી. પરિસ્થિતિ બદલાઈ એટલે સમસ્યા બદલાઈ સમજવી.

સમાજના જીવનનો આધાર લગ્નસંસ્થા ઉપર હોય છે અને એટલા માટે સામાજિક પરિવર્તનોની સાથોસાથ લગ્નસંસ્થાનો વિચાર કરવો પડે છે. આ વિચાર કરતી વખતે પુરુષ-સમાજ એને સ્ત્રી-સમસ્યાનું નામ આપે છે. જો સમાજનું નેતૃત્વ મુખ્યત્વે સ્ત્રીઓના હાથમાં હોત તો તેઓ એ જ સમસ્યાને પુરુષ-સમસ્યા કહેત.

જે મહાયુદ્ધને હજી હમણાં જ જરા વિરામ મળ્યો છે, તેને કારણે વિજ્ઞાનની

અસાધારણ પ્રગતિ થઈ છે. નવી નવી શોધો તો થઈ જ. એથી પણ વધારે મહત્ત્વની વાત તો એ થઈ કે વિજ્ઞાને મનુષ્યજીવનમાં ક્રાંતિકારી પરિવર્તન કરે એવાં સાધનો અને કરણો ઉત્પન્ન કર્યાં છે. કોઈ ઘરમાં એકાએક લક્ષ્મી આવવાથી જેમ તે ઘરનો શિષ્ટાચાર તથા પરસ્પરના સંબંધના બધા નિયમો બદલાઈ જાય છે, જિંદગીના રંગઢંગ જ કંઈના કંઈ થઈ જાય છે, તેમ મહાયુદ્ધના જમાનામાં ઊપજેલી વિષમ પરિસ્થિતિને કારણે તથા વિજ્ઞાનનો વિનિયોગ થવાને કારણે સામાજિક જીવન પગથી માથા સુધી બદલાઈ ગયું છે. કુટુંબસંસ્થા હવે પહેલાંની જેમ નહીં રહી શકે. તે જ પ્રમાણે જાતિભેદ અને ધર્મભેદ પહેલાંની પેઠે અભેદ્ય નહીં રહી શકે. ધાર્મિક ભેદો હજી ટકી રહેલા છે, પરંતુ ધાર્મિક આચાર-વિચાર પહેલાંના જેવા નથી રહ્યા. રાજકીય કારણોસર ધર્માભિમાન એટલું ઉગ્ર બની ગયું છે કે તેને રોગચાળાની ઉપમા આપી શકાય. પરંતુ ધર્મનિષ્ઠા જેવી કોઈ ચીજ ક્યાંય નજરે પડતી નથી. આહારવિહારવિષયક આદર્શ પણ પહેલાના જેવા નથી રહ્યા; તેમના પ્રત્યેનો આદર અને આગ્રહ બંને નાશ પામ્યા છે, એ સ્પષ્ટ દેખાય છે. આવી સ્થિતિમાં જે ભેદ રાજનીતિને કારણે સ્થિર છે તે રાજનીતિને જ કારણે ઓગળી પણ જશે. જાતિ જાતિ અને વર્ણ વર્ણ વચ્ચેના ભેદ તો જવાના જ છે, ધર્મ ધર્મ વચ્ચેના ભેદ પણ નહીં જેવા જ બાકી રહેશે.

આવી સ્થિતિમાં જૂની સમસ્યાનો ઉકેલ કર્યો તો શું, ન કર્યો તો શું? જ્યાં પરિસ્થિતિ જ બદલાઈ ગઈ છે, નવા નવા પ્રશ્નો આવીને ખડા થઈ ગયા છે, ત્યાં જૂની કસોટીઓ પર કસીને સમસ્યાઓના ઉકેલ શોધવા કરતાં આજની સમસ્યાનું સ્વરૂપ સમજી લેવું એ વધારે યોગ્ય છે. જ્વલંત પ્રશ્નો કયા છે? કયા પ્રશ્નોની રાખ થઈ ગઈ છે? કયા પ્રશ્નોને જમાનો ખાઈ ગયો છે, અને કયા કાલ્પનિક છે? એ આપણે આજે જોઈ લેવું જોઈએ.

હિંદુ અને મુસલમાનોમાં આજે જે કડવાશ પેદા થઈ છે તથા રોજ રોજ વધતી જાય છે, તેનો વિચાર કરતી વખતે એવું કોઈને નહીં લાગે કે બંને સમાજોમાં ધડાધડ લગ્નસંબંધ ચાલુ થવાથી એમનું એકીકરણ થશે; પરંતુ જો મંગલ-વિધાતાએ એવો જ કાર્યક્રમ નક્કી કરી નાખ્યો હોય તો આપણે એમાં શું કરવાના હતા? લોઢાના બે ટુકડાને જો એકપ્રાણ કરવા હોય તો કેવળ બરફના બે ટુકડાની પેઠે તેમને પાસે પાસે રાખવાથી નહીં ચાલે. ધાગાથી કે તારથી બાંધી દેવાથી પણ તે ટુકડા એકજીવ નહીં બની જાય. તેમને એકજીવ કરવાનો કેવળ એક ઉપાય છે; તેમને એક ઠેકાણે મૂકી તપાવવામાં અને ટીપવામાં આવે ત્યારે તેઓ બરાબર એક થાય છે. પ્રકૃતિના ઘરનો એકીકરણનો કાયદો તો આ છે, "હીટ ધેમ ઍન્ડ બીટ ધેમ." (તપાવો અને ટીપો.)

આ વાત તો સિદ્ધ થશે ત્યારે થશે. આજે હિંદુ-મુસલમાનોના ઝઘડાને કારણે હિંદુ જાતિમાં જાતિ-ઉપજાતિના ભેદો ખૂબ ઝપાટાભેર અદૃશ્ય થતા જાય છે. ઉચ્ચનીચભાવનો કોઈ અર્થ જ રહ્યો નથી. અસ્પૃશ્યતાનિવારણ દસ વરસ પહેલાં

મુશ્કેલ અને કોઈ કોઈ વાર તો અસંભવિત લાગતું હતું, આજે તે સહજસાધ્ય બની ગયું છે. એ જ ઝઘડાઓને કારણે એવું પણ માલૂમ પડે છે કે હિંદુ લોકો, ખ્રિસ્તી, પારસી, યહૂદી વગેરે બીજા ધર્મના અનુયાયીઓ પ્રત્યે હંમેશનાં કરતાં આ ઝઘડાઓને કારણે વધારે આત્મીયતા અનુભવવા લાગ્યા છે. આ પરિવર્તન ક્ષણિક ન હોતાં સ્થાયી થવાની તૈયારીમાં છે; સમાજહિતચિંતકોને આ વસ્તુ દેખાઈ રહી છે.

પાછલાં મહાયુદ્ધને કારણે ઉચ્ચ, મધ્યમ અને નીચલા બધા થરના લોકો પરદેશોમાં જઈ આવ્યા છે. અત્યંત અસાધારણ પરિસ્થિતિમાં સારા સંસારનું નિરીક્ષણ કરવાની તક તેમને મળી છે. તેમણે જોઈ લીધું છે કે જો જીવન ટકાવી રાખવું હોય તો પરંપરાગત પુરાણી પદ્ધતિ તેને માટે શ્રેષ્ઠ નથી. જીવતા રહેવાના પ્રકાર અનેક છે, અનંત છે. તે બધાનો સ્વાદ લઈ લેવો જોઈએ, જીવનવીર બનીને જીવનવિષયક અનેક પ્રયોગ કરવા જોઈએ, એવું તેમને લાગવા માંડયું છે. આટલાં બધાં પરિવર્તનોની અસર સમાજ ઉપર થયા વગર શી રીતે રહે? અત્યારે અંદર ને અંદર એ ખળભળાટ મચી રહ્યો છે. હજી એને બરાબર મોં નથી ફૂટયું. જ્યારે મોં ફૂટશે ત્યારે એક વાર તો જવાળામુખી જ ફાટયો સમજજો, અને તેમાંથી આપોઆપ નવી સમાજરચના થશે, નવા નિયમો થશે, નવી વ્યવસ્થા ઉત્પન્ન થશે અને નવા વ્યવસ્થાપકો નિર્માણ થશે. આ બધું અપરિહાર્ય છે, એમાં શંકા નથી.

નવી વ્યવસ્થામાં સૌથી મોટી અડચણ આદર્શભેદને કારણે ઉત્પન્ન થશે. કોઈ સમાજમાં મામાની દીકરી સાથે લગ્ન થાય છે, કોઈમાં ભાઈની દીકરી સાથે. મિશ્રિત સમાજમાં આ પ્રશ્નોનું સ્વરૂપ શું હોય એનો સમાજે ઉકેલ લાવવો પડશે. પુનર્લગ્નની રજા સાર્વત્રિક થઈ શકશે, પરંતુ નિષિદ્ધ અને વિહિત લગ્નોનો નિર્ણય એકદમ નહીં થઈ શકશે. સગોત્ર અને સપિંડ વગેરે લગ્નના નિયમો બદલવા તો પડશે. પરંતુ તેમને બદલે અમુક જ નિયમ હોવો જોઈએ એવું નક્કી કરવું-કરાવવું સહેલું નથી.

આહારને કારણે સમાજના મુખ્ય બે ભેદ પડી જાય છે: માંસાહારી અને નિરામિષાહારી. કોઈ જમાનામાં આ ભેદો ખૂબ કડકાઈથી પળાયા અને તેને જોરે અલગ અલગ સમાજોની રચના થઈ. હવે એવું નહીં થઈ શકે. જૂનાં કુટુંબોમાં જેમ ડુંગળી ખાનાર અને ન ખાનાર, તથા આજનાં ઘરોમાં જેમ ઈંડાં ખાનાર અને ન ખાનાર એકબીજાને નભાવી લઈને રહી શકે છે, તે જ પ્રમાણે માંસ ખાનાર અને ન ખાનાર એકબીજાને નિભાવી લેતાં શીખી જશે. શરૂઆતમાં આ સહિષ્ણુતાને કારણે માંસાહાર થોડોઘણો વધે પણ ખરો, પરંતુ આખર જતાં તો નિરામિષાહારની કલગી જ સમાજને માથે બંધાવાની છે. એ વાત સાચી છે કે નિરામિષાહારીઓએ પોતાની એક અલગ જાતિ બનાવીને સગવડ કરી લીધી, પરંતુ માંસત્યાગના પ્રચારમાં એથી એમણે કશી મદદ કરી એવું નહીં કહી શકાય.

જે બીજાનો બહિષ્કાર કરે છે, તેનો આપોઆપ બહિષ્કાર થઈ જાય છે, તેનું મિશન ક્રમે ક્રમે ક્ષય પામતું જાય છે, એવો જગતનો અનુભવ છે. એને ઓળખીને જો શાકાહારી લોકો પોતાનો નિરામિષાહારનો આગ્રહ કાયમ રાખીને બીજાઓ સાથે સહિષ્ણુતાપૂર્વક હળવામળવા લાગે તો માંસત્યાગના પક્ષની શ્રેષ્ઠતાને કારણે ધીરે ધીરે તેનો પ્રભાવ વધશે.

આજે જગતમાં માંસમચ્છી ખાનાર લોકોની જ સંખ્યા વધારે છે. પુરાણી બ્રાહ્મણ સંસ્કૃતિમાં અલિપ્ત રહીને પ્રતિષ્ઠા વધારી શકાતી હતી. લોકશાહીના આ જમાનામાં જે અલિપ્ત રહેશે તેનો લોપ જ થઈ જશે. એટલા માટે બહિષ્કારના આ તત્ત્વને છોડયા વિના બીજો ઉપાય નથી.

બહિષ્કાર અને ભેદનાં આ તત્ત્વોને છોડી દીધા પછી સંસ્કૃતિનાં ઉચ્ચ મૂલ્યોને તાજાં રાખવાનું કામ બીજા ઉપાયોથી કરવું પડશે.

સંસ્કૃતિનું રક્ષણ અને સંવર્ધન, સહવાસ અને સમન્વય એનાં નવાં શાસ્ત્રો શોધી કાઢવાં, એ જ ભવિષ્યકાળની સૌથી મોટી સમસ્યા છે. સ્ત્રી-સમસ્યા અને લગ્ન-સમસ્યા આપોઆપ ઊકલી જનાર વસ્તુઓ છે. ભૂત અને વર્તમાન તથા ભવિષ્ય ત્રણે પર વિચાર કરીને જો આપણે સમાજને કોઈ દિશા બતાવી શકીએ તો સમાજનું સ્વાસ્થ્ય જાળવી શકાશે. નહીં તો એક પછી એક ભૂલ કરતાં કરતાં સમાજને દિનપ્રતિદિન ક્ષીણ બનાવતાં બનાવતાં ક્યાંક એને નષ્ટ થતો આપણે જોવો પડશે.

આજે જો સમાજની સામે બધી જાતના પ્રશ્નો આપણે નિર્ભયતાપૂર્વક રજૂ કરી શકીએ તો પૂરતું થયું એમ સમજવું. ચિડાયા વગર ક્રાંતિકારી પ્રશ્ન સાંભળવાની ટેવ જો સમાજને પડી ગઈ તો સમજવું કે પૂરતી પ્રગતિ થઈ શકી છે. સમાજના જીવનમાં જો ક્રાંતિકારી પ્રશ્નોનું મેળવણ ભેળવી દેવામાં આવે તો સમાજ સુષુપ્ત અવસ્થામાં રહી નથી શકતો. નવા નવા ઉપાયોની મીમાંસા એણે કરવી પડશે અને 'હા, હા', 'નહીં, નહીં' કરતાં કરતાં એણે આવશ્યક ફેરફારો સ્વીકારવા પડશે.

## ૨૮. સ્ત્રીઓના પ્રશ્નો*

લગભગ પચાસ વર્ષથી દેશમાં સ્ત્રીઓનાં શિક્ષણ અને ઉદ્ધારની વાત એટલી ચર્ચાય છે કે હરેક શિક્ષિત સમાજસેવક એના મહત્ત્વ વિશે ખૂબ વિચારતો હોય છે. સ્ત્રી-શિક્ષણનું મહત્ત્વ હુંયે સમજતો હતો પણ મારું સમગ્ર ધ્યાન એમાં રોકાયેલું નહોતું. અનેક કારણો મને એ પ્રવૃત્તિથી દૂર જ રાખતાં હતાં. પણ ૧૯૨૨માં

* 'પ્રયાગ મહિલા વિદ્યાપીઠ'ના પદવીદાન સમારંભ વખતે આપેલા હિંદી વ્યાખ્યાનમાંથી.

સત્યાગ્રહની ચળવળને કારણે પ્રથમ વાર જ જેલમાં ગયો ત્યારે પ્રત્યક્ષ અનુભવે મને સ્ત્રી-જાતિની પરાધીનતાનો ખ્યાલ કરાવ્યો. જેલમાં કેદીને કંઈ જોઈએ તો જેલ-સુપરિન્ટેન્ડેન્ટને કહેવું પડે છે. મરજી પ્રમાણે એ હા પાડે અથવા ના સંભળાવી દે. એને કોઈ પૂછવાવાળું નહીં. એ સહેજ નારાજ થઈ જાય તો આઠ આઠ દિવસ સુધી અમારા અંતઃપુર તરફ ફરકે જ નહીં, એનો અર્થ એ કે અમને સાબુ, કાગળ, પેન્સિલ કશું મળે નહીં. સુપરિન્ટેન્ડેન્ટ રાઉન્ડ લગાવીને ચાલ્યા જાય ત્યારે અમે સત્યાગ્રહી કેદીઓ એકબીજાને આતુરતાથી પૂછીએ "તારી સાથે આજે શી વાત કરી? સુપરિન્ટેન્ડેન્ટે તને કંઈ કહ્યું?" જેલ-નીતિમાં કદાચ આ બધું જાણી લેવું આવશ્યક હશે. પણ મને એ બધું અંતઃપુરના વાતાવરણ જેવું લાગતું અને શરમ આવતી. આ ઉપરથી મને વિચાર આવ્યો કે સ્ત્રીઓની પણ આ જ દશા હોય છે. ગમે તે થાઓ પણ સ્ત્રીઓની આશ્રિત દશાને તો દૂર કરવી જ જોઈએ. ત્યારથી સ્ત્રી-શિક્ષણ તરફ મારું ધ્યાન ખૂબ વેગથી ગયું અને મારો દૃષ્ટિકોણ બદલાઈ ગયો

*

આર્ય આદર્શોને પડતા મૂકીને પશ્ચિમના અર્વાચીન આદર્શો જેવા ને તેવા જ આપણા દેશમાં, કંઈ પણ વિચાર કર્યા વિના, દાખલ કરવાના પ્રયત્ન કરનારો એક વર્ગ છે. સમાજ એને લેખામાં નથી લેતો. દેશમાં એક બીજો વર્ગ છે કે જે આપણી પ્રાચીન પરંપરાને નામે રૂઢિઓ જેમની તેમ ચાલુ રાખવાના પક્ષમાં છે. હવે તો એનીયે પ્રતિષ્ઠા ઘટવા લાગી છે, કારણ કે એમનો જમાનો હવે ગયો. એમને એમના આદર્શો મુજબ સમાજવ્યવસ્થા કરી બતાવવાની તક મળી ચૂકી. જૂના રિવાજોનું સમર્થન આ વર્ગ કરે છે, પણ એમાં નથી ધર્મતેજ, નથી આદર્શની દૃઢતા. એઓ જડધર્મી. આ દશામાં સમાજ એવું માગે છે કે જેમાં આર્ય આદર્શ સમયને અનુકૂળ બની રહે અને કૌટુંબિક અને સામાજિક જીવન જેવી પવિત્ર અને ગંભીર બાબત રમકડું ન માની લેતાં સંપૂર્ણ જવાબદારી સાથે અખતરાઓ થાય અને એવો માર્ગ શોધી કઢાય.

આરંભમાં જ નમ્રતાથી પણ દુઃખ સાથે કહી દઉં કે આ સમસ્યા હજી સમસ્યા જ રહી છે. આપણે નહીં કહી શકીએ કે ક્યાંય પણ આનો સફળ ઉકેલ આવ્યો છે. ક્યાંય છાપામાં મેં વાંચ્યું હતું કે સ્વામી અભેદાનંદજીને મુંબઈ સમુદ્રકિનારે કોઈએ પૂછ્યું હતું, "સ્વામીજી, આપના મત પ્રમાણે વિધવાઓ ફરી લગ્ન કરી શકે કે નહીં?" જવાબમાં સ્વામીજીએ એને પૂછ્યું, "હું વિધવા છું કે મને આ પ્રશ્ન પૂછો છો? વિધવાઓનો પ્રશ્ન વિધવાઓ જ ઉકેલશે."

એમના કહેવાનું તાત્પર્ય એ હતું કે પોતાના પ્રશ્નોનો નિકાલ લાવવાને તેઓ સ્વતંત્ર છે, સ્વતંત્ર હોવી જોઈએ. પોતાનું દુઃખ પોતે જ સારી રીતે જાણી અને સમજી શકે એટલે એનો ઉપાય એણે જ શોધવો જોઈએ.

*

થોડા દિવસ પહેલાં અમે સ્ત્રી-કેળવણીની ચર્ચા કરી રહ્યા હતા. એ વખતે જૂના સંસ્કારોમાં ઊછરેલી આજની એક છોકરી બોલી, 'કાકાસાહેબ, તમે પુરુષો જ્યારે અમારી સ્ત્રીજાતિની સમસ્યાઓ ચર્ચો છો ત્યારે મને એ ગમતું નથી. તમારા લોકોની ચર્ચામાં સ્ત્રીઓ પ્રત્યે જે દયાનો ભાવ હોય છે તે મને પસંદ નથી. અમે સ્ત્રીઓ અસહાય છીએ, અજ્ઞાન છીએ, અમારું હિત અમે સમજતાં નથી, પતિત છીએ, અમારો ઉદ્ધાર તમારા જ હાથમાં છે, તમે ઉદારતાથી અમારો હાથ પકડી અમને ઉન્નતિને માર્ગે લઈ જવાનો પ્રયત્ન કરો છો છતાં અમારામાં જ એટલી બુદ્ધિ નથી કે અમે એનો લાભ ઉઠાવીએ. અમારું આ ગમારપણું પણ તમારે સહી લેવું પડે છે; આવું સમજીને તમે લોકો વર્તો છો કે બોલો છો ત્યારે અમને બહુ ખોટું લાગે છે અને મનમાં થાય છે કે તમને કહી દઈએ કે અમારી ચિંતા કરવી રહેવા દો. અમે અમારું ફોડી લઈશું. અંગ્રેજ અધિકારીઓ અને ઉપદેશકો જેમ હિંદુસ્તાનના ઉદ્ધારનો ભાર પોતાને માથે લઈ ફરે છે તેવી જ રીતે તમે લોકો સ્ત્રીજાતિના ઉદ્ધારનો ભાર ઉપાડતા હો છો.'

*

'રાજકીય સ્વતંત્રતા મેળવવી અઘરી હશે પણ સામાજિક સ્વતંત્રતા મેળવવી તો કંઈક અશક્ય જેવી છે. જનસાધારણ તો આ વાત કદાચ નહીં માને, પણ હરિજનો અને સ્ત્રીઓ એકીઅવાજે કહેશે કે ઓછામાં ઓછું હિંદ વિશે તો એ સાચું જ છે. જેઓ અમારો વિરોધ કરે છે તેઓ તો અમને દબાયેલાં રાખવા ઇચ્છે છે. પણ જે લોકો સેવકો બનીને અમારી પાસે આવે છે તેઓમાંનો મોટો ભાગ એવો હોય છે કે જેઓમાં પોતાના આજ સુધીના અપરાધો માટે નથી પ્રાયશ્ચિત્તનો ભાવ કે નથી અમારી શક્તિઓમાં વિશ્વાસ. ગાંધીજીના કહેવાથી સેવકનું નામ ધારણ કરી ભલે આવતો હોય પણ ખરું જોતાં તો એ પેટ્રન થઈને ન ધણિયાતાનો ઉદ્ધાર કરનાર ધણી થઈને આવે છે. કોઈનોયે તિરસ્કાર કરીને, કોઈનાયે તરફ અણગમાનો કે દયાનો ભાવ રાખીને એનો ઉદ્ધાર નહીં થઈ શકે (કરુણા આખરે છે તો અણગમાનું જ એક સાત્ત્વિક સ્વરૂપ!) આ વાત શું કોઈથી અજાણી છે? કરુણા તો એવી વસ્તુ છે કે એનો ન વિરોધ કરી શકાય, ન એને સહી શકાય. એટલે ઓછામાં ઓછી એટલી અમારી સેવા કરજો જ કે અમારી દયા ન ખાતા, અમારી ફિકર છોડી દેજો. અમને અમારે માર્ગે જવા દો, અમને જેની જરૂર હશે તેને માટે અમે જ લડી લઈશું.'

હરિજનો અને સ્ત્રીજનોમાં ઉપર જે બતાવવામાં આવી તે વૃત્તિ વધી રહી છે. તેને ન જોઈ શકનારને આંધળો જ માનવો જોઈએ. ત્યારે ખરેખર શું સ્ત્રીઓના પ્રશ્નો એમની પર જ છોડી દેવા? હા, જો એ પ્રશ્નો એમના જ હોય તો પણ એમ નથી. સ્ત્રી અને પુરુષ અલગ અલગ થઈ નહીં શકે, અલગ અલગ રહી નહીં શકે. બંનેનાં જીવન એકમેકથી નિરાળાં થઈને નહીં ચાલી શકે. સ્ત્રી અને પુરુષમાં જાતિનો તફાવત છે, સ્વભાવનો તફાવત છે, જીવનકાર્યનો પણ તફાવત

છે. પણ આટલું છતાં, અથવા આ પ્રકૃતિભેદ છે તે કારણે, બંનેને સાથે જ રહેવું પડે છે. એથી ઉપનિષદમાં કહ્યું છે, 'એક આત્માએ પોતાના બે ભાગ કર્યા – પતિ અને પત્ની. જેમ એક જ બીજની બે ફાડ હોય છે તેમ જ સ્ત્રી અને પુરુષ છે. એટલે, આપણી સામે જે મુશ્કેલ પ્રશ્ન પડયો છે તે કેવળ સ્ત્રીઓની સમસ્યા નથી, એવો પ્રશ્ન હોઈ શકે નહીં. આપણો પ્રશ્ન છે સહજીવનની સમસ્યાનો. આમાંથી ઘણીખરી સામાજિક ગૂંચો ઊભી થાય છે. જો હું સમાજ-હિતચિંતકોનાં મન પર એટલી જ વાત ઠસાવી શકું કે ગૂંચ કેવળ સ્ત્રી કે કેવળ પુરુષની છે જ નહીં, હોઈ શકે નહીં, બંનેનો પ્રશ્ન એકસાથે જ છે, સહજીવનનો છે – તો મારો ઉદ્દેશ સફળ થયો ગણાય.

'સ્ત્રી અને પુરુષ એકમેકથી ભિન્ન છે, પતનશીલ છે, એમનું સહજીવન હાનિકર છે માટે બંનેને જરૂર હોય એટલાં પૂરતાં જ નજીક નજીક આવવા દેવાં અને બને ત્યાં સુધી અલગ જ રાખવાં' આવી જાતની જીવનવ્યવસ્થા મનુષ્યસમાજે અજમાવી જોઈ. આ વ્યવસ્થા મુજબ સ્ત્રી ઘરની અંદર અને પુરુષ ઘરની બહાર; દ્રવ્યોપાર્જન માટે પુરુષ અને રસોડાને માટે સ્ત્રી; પેલો હળ હાંકે અને આ ઘંટી ફેરવે. અંગ્રેજીમાં પણ હસબંડ (Husband) અને હસબંડરી(Husbandry)-નો અનુક્રમે અર્થ થાય છે પતિ અને ખેતી. અને વાઈફ (Wife) શબ્દનો ધાત્વર્થ છે વણનારી. આપણે ત્યાં દીકરી-દુહિતા એટલે ગાય દોહનારી કહેવાય છે. ઘરના પણ બે ભાગ પડી ગયા કે જનાનખાનામાં પુરુષ જઈ શકે નહીં, પુરુષ પરસ્ત્રી સાથે વાત તો ન કરે, પણ એનું મોઢુંયે ન જોઈ શકે. ઘરની અંદર પણ નાની છોકરીઓ બોખલી ડોસીઓ સિવાય સ્ત્રી-પુરુષની વાત પણ મર્યાદિત કરી નાખવામાં આવી. જો સહજીવન, સહવાસ, સંલાપ, સંભાષણ હાનિકર હોય તો એના પર મર્યાદાઓ મૂકવી જ જોઈએ. ઝેર, અફીણ, દારૂગોળો ઇત્યાદિ ઉપર આપણે પ્રતિબંધો નથી મૂકતા? આ ઈલાજ સેંકડો વર્ષ સુધી માણસે અજમાવે રાખ્યો એથી જે સુરક્ષિતતા, સલામતીની આશા રાખેલી તે તો ન મળી, પણ ઊલટું બંનેનું જીવન વધુ સંકુચિત અને વિકારી તો જરૂર બન્યું. જીવનધર્મની વિરોધી ક્રિયામાંથી વિકૃતિ જ જન્મે. આવી જીવનવ્યવસ્થામાં પુરુષને ભાગે માત્ર બગડવાપણું આવ્યું પણ સ્ત્રીઓનું તો દરેક પ્રકારનું જીવન ક્ષીણ બની ગયું.

હવે બીજી બાજુ સ્ત્રી-પુરુષની સમાનતા અને સહચાર એટલાં વધી ગયાં કે ગર્ભધારણ સિવાય બાકીની તમામ બાબતોમાં સ્ત્રી-પુરુષનું જીવન એક કરી નાખવાની કોશિશો થવા લાગી. વાળ કપાવવાની રીત, પહેરવેશ, રહેણીકરણી તો એક બનશે જ. શરાબખોરીમાં, બીડી પીવામાં, તલવાર-બંદૂક પકડી લડવામાં અને દરેક પ્રકારના સ્વચ્છંદ જીવનમાં સ્ત્રીઓ જ્યાં સુધી પુરુષોનું અનુકરણ નહીં કરે ત્યાં સુધી સંપૂર્ણ સમાનતા નહીં સ્થપાય એવું માનવાવાળા લોકો પેદા થયા છે. કેળવણી, ધંધા અને દ્રવ્યોપાર્જનમાં સ્ત્રીઓ સ્વતંત્ર બનીને પુરુષોની સામે ઊભી રહે એવો પણ એક આદર્શ કલ્પવામાં આવ્યો છે. આમ થતાં સમાજવ્યવસ્થા, કુટુંબવ્યવસ્થા

અથવા જીવનવ્યવસ્થા નભી રહેશે કે નહીં એ એક પ્રશ્ન છે. ગર્ભધારણ કે જેને માટે બીજો કોઈ ઉપાય નથી એને બાદ કરતાં બાળઉછેરનું કામ પણ જો શિશુ-ગૃહો ઉપાડી લે તો કુટુંબવ્યવસ્થાને તિલાંજલિ મળી જ જાય, સામાજિક જીવન સિપાહીઓની બૅરેકો, વિદ્યાર્થીઓનાં છાત્રાલયો અથવા પ્રવાસીઓ માટેની હોટેલ જેવું બની જાય. આવાં જીવનને પણ ઇષ્ટ અને સુંદર માનનારા લોકો જરૂર પેદા થશે. આજે તો પ્રચલિત લોકમત એવા જીવનને પસંદ નથી કરતો. એક બાજુ અંતઃપુરનું બંધિયારપણું અને બીજી બાજુ કૌટુંબિક જીવનનો જ અંત – આ બંને છેડાની વચ્ચે જ ક્યાંક મળી શકાય એવી રીતે આ પ્રશ્નનો ઉકેલ લાવવાનો છે. જ્યાં સુધી એનો નિવેડો નહીં આવે ત્યાં સુધી સ્ત્રી-શિક્ષણનો પ્રશ્ન મૂંઝવતો જ રહેશે. એ ભૂલવું નહીં જોઈએ કે સ્ત્રી-શિક્ષણનો આદર્શ ગમે તે રહ્યો હોય, આજનો સમાજધર્મ તો કહે છે કે શિક્ષણ એ સામાજિક જીવનને છણવાનું એક પ્રયોગઘર (Laboratory) છે.

જૂના જે કંઈ આદર્શો આપણી પાસે હતા કે બહારથી આવ્યા તે ક્યાંય ને ક્યાંય અજમાવાઈ ગયા હોવાને કારણે એના ગુણદોષ અછતા રહ્યા નથી. આજકાલ લોકોને પરિચિત પ્રયોગો કરવાની ઇચ્છા નથી થતી. સાવ અજાણ્યાં અને ભૂતકાળમાં જ્યાં કદી પગલાં ન પડ્યાં હોય તેવી જાતનાં ક્ષેત્રોમાં પ્રવેશ કરવાની વૃત્તિ વધતી જાય છે. જ્યારે કોઈ કહે છે, Fools rush in where angels fear to tread (દેવો જ્યાં જતાં ડરે છે ત્યાં મૂર્ખાઓ તરત દોડી જાય છે.) તો જવાબ મળે છે. Nothing venture nothing have; unless you live dangerously life is not worth a button,(સાહસ વિના સાર નહીં; જોખમ વિનાના જીવનની કિંમત કોડીનીયે નથી.) બિચારો સમાજ કહેશે, આમની વાત પણ સાચી છે અને પેલાઓની વાત પણ સાચી લાગે છે. આવી દશામાં, આવા વાતાવરણમાં આપણે સ્ત્રી-શિક્ષણનો પ્રશ્ન છેડી રહ્યા છીએ.

*

આ બંને વચ્ચે જે સાધક-બાધક ચર્ચાઓ છે તે જ છોડતાં કેવળ મારો અભિપ્રાય અહીં આપીને જ હું સંતોષ લઈશ.

સ્ત્રી અને પુરુષ બંનેનાં જીવનકાર્ય અને વલણ જુદાં હોવા છતાં જીવનનિષ્ઠા એક જ છે. એટલે જો કેવળ શિક્ષણના ક્રમની જ વાત હોત તો શિક્ષણમાં જુદાપણા કરતાં સમાનતા જ વધુ હોવી જોઈએ.

સમાજરચનાશાસ્ત્ર જેને ધર્મશાસ્ત્ર પણ આપણે કહી શકીએ અને શાસનપ્રણાલી પણ કહી શકીએ. બંનેને માટે સમાનભાવે એક જ રાખવું જોઈએ. જીવનશાસ્ત્ર બંનેનું એક જ હોઈ શકે. આરોગ્યશાસ્ત્ર, આહારશાસ્ત્ર, સાહિત્ય-અધ્યયન, સમાજ-વિદ્યાની સમજ, રાજશાસન, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન અને બધાં જ ભૌતિકશાસ્ત્રો બંનેને માટે સરખાં જ ઉપયોગી છે. સાહિત્યવિલાસ, સંગીત-અનુશીલન, ચિત્રોનું આલેખન એમાં કોઈ જાતિભેદ છે જ નહીં. તો આપણે શિક્ષણમાં ભેદ ક્યાં

પાડી શકીએ છીએ? ગૃહવિજ્ઞાન અને બાળઉછેર એવો નથી કે જેને કારણે શિક્ષણની આખી જુદી વ્યવસ્થા ઊભી કરવી પડે. એટલે જ તો હું ફરીથી કહું છું કે અહીં આપણો પ્રશ્ન એ શિક્ષણનો પ્રશ્ન ઓછો છે, જ્યારે સહજીવનનો પ્રશ્ન પ્રધાન છે.

સ્ત્રીઓનો શારીરિક અને માનસિક વિકાસ પુરુષોના જેવો નથી થતો. ભણવાની ઉંમરના બુદ્ધિપ્રધાન વાતાવરણમાં યુવક અને યુવતીઓ સાથે રહે અને ભણે એ બંનેની પ્રગતિ માટે હિતકર નથી. કારણ કે બંનેનો વિકાસક્રમ એક નથી. જો આટલે સુધીની વાતને આપણે સહી માનીએ તો મોટા ભાગની સ્ત્રીઓની કેળવણી જુદી સંસ્થાઓમાં થવી જોઈએ એ માનવા પર આપણે આવી જશું. આજે તો માત્ર સહશિક્ષણની જ વાત થઈ રહી છે. સ્ત્રી-પુરુષોનાં છાત્રાલયો એક કરીને સહજીવનના પ્રશ્નને કોઈ અડતું નથી. તોપણ એ લોકો એ સવાલ તો ઉઠાવે છે કે 'શાકુન્તલ'ની શકુન્તલા, અનસૂયા, પ્રિયંવદા આદિ કન્યાઓ અને 'ઉત્તરરામચરિત'-ની વાસંતી આદિ તપસ્વી કન્યાઓ જે ગુરુકુળોમાં ભણતી હતી તે કણ્વ અને વાલ્મીકિની વિદ્યાપીઠોમાં સહશિક્ષણ હતું કે નહીં? સહજીવન હતું કે નહીં? અને કુલપતિઓની એ વિદ્યાપીઠો નાટકોમાં ભલે નાનાં કુટુંબ જેવી હોય પણ એની વ્યાખ્યા કરતાં પુરાણલેખક કહે છે :

मुनीनां दशसाहस्रं योऽन्नदानादि पोषणात् ।
अध्यापयति विप्रर्षिः असौ कुलपतिः स्मृतः ।।

અતિશયોક્તિને દૂર કરીને પણ દશ હજારની સંખ્યાને તમે કેટલીક નાની બનાવી શકશો?

સહજીવનની આશ્રમસ્મૃતિ બનાવીને સહશિક્ષણનો પ્રયોગ સત્યાગ્રહાશ્રમમાં ગાંધીજીએ કરી બતાવ્યો. ઊની આંચ પણ એની નથી અનુભવી એમ તો નહીં કહી શકાય, પણ છતાં એટલું તો કહેવાશે કે આ પ્રયોગ સાવ નિષ્ફળ પણ નથી ગયો. હું પોતે તો માનું છું કે સાવધાનીથી અને દૃઢતાપૂર્વક લાંબા સમય સુધી પ્રયોગ કરવામાં આવે તો આશ્રમસ્મૃતિને યોગ્ય વાતાવરણ થઈ જાય તો કુટુંબ-સંસ્થાથી વ્યાપક સહજીવન અને સહશિક્ષણ વ્યવહારુ (Practicle) વસ્તુ છે. આ સિદ્ધ કરવા બસો વર્ષ જેટલો સમય પ્રયોગ પાછળ આપવો પડે તો તે કંઈ મોટી વાત નથી. પણ આવા પ્રયોગ માટે જ્યાં સુધી સમાજનું વાતાવરણ ન બને ત્યાં સુધી ન છૂટકે સ્ત્રી-શિક્ષણની જુદી સંસ્થાઓ કાઢવી પડશે. આશ્રમજીવનની સાથે જ સહજીવન અને સહશિક્ષણનો પ્રયોગ સફળ થઈ શકે, પણ આજે એને માટે આપણી પાસે યોગ્ય રસાયણો નથી.

*

બીજો પ્રશ્ન એ છે કે સ્ત્રીઓને માટે જે અલગ સંસ્થાઓ સ્થપાય તેનો સંચાલનભાર કેવળ સ્ત્રીઓ પર હોય કે સ્ત્રી-પુરુષના સંયુક્ત મંડળ પર? અહીં

પણ સહજીવનનો પ્રશ્ન છે. કેવળ શિક્ષણની દૃષ્ટિનો આ સવાલ જ નથી. શિક્ષણ તરીકે જુદાં કુટુંબનાં સ્ત્રી-પુરુષો એકમેકની સાથે વિશેષ પરિચય વધારે કે નહીં એ એક પ્રશ્ન, અને વિદ્યાર્થિનીઓ પુરુષ-શિક્ષકની પાસે જુદા જુદા વિષયો શીખે એ ઉચિત કે નહીં એ બીજો પ્રશ્ન છે.

મારો પોતાનો અભિપ્રાય એ છે કે સ્ત્રીજાતિને માટે ખાસ સંસ્થાઓ નીકળે તેમાં પ્રધાનતા તો સ્ત્રીઓની જ હોય. પરંતુ અધ્યાપકવર્ગમાં બંનેનું સ્થાન નહીં હોય તો સહજીવનની શુદ્ધ વ્યવસ્થા આપણે વિકસાવી નહીં શકીએ. શિક્ષણનો અર્થ જ સામાજિક જીવનની પ્રયોગશાળા છે. પ્રયોગશાળામાં જો આપણે આદર્શ પરિસ્થિતિ ઊભી કરવાનો પ્રયોગ નહીં કરીએ તો સમાજસેવા કેમ કરીશું ?

હા, આવો પ્રયોગ કરતાં કરતાં આપણે એ અવશ્ય ધ્યાનમાં રાખવું કે મનુષ્યસ્વભાવ સ્ખલનશીલ છે. જે કંઈ મર્યાદાઓ રાખવી જરૂરી હોય તેની અવગણના કદી ન કરીએ. બધા જ આદર્શ મહાત્માઓ છે, કોઈ ઉપર કોઈ પ્રકારનું બંધન નહીં રાખવું જોઈએ, આવો અંધ વિશ્વાસ રાખવો કામ નહીં આવે.

## ૨૯. સ્ત્રીજાતિનું ભાવિ : એક તેજસ્વી ઉપાય

દરેક પ્રાણીમાં ગુણ અને દોષ બંને હોય છે. ગુણોની વૃદ્ધિ કરવી અને દોષને દૂર કરવા આ છે જીવનસાધના. આ સાધનાને સમજવા માટે દરેક ગુણને તેના ઊંચામાં ઊંચા આદર્શ સુધી કેળવવો જોઈએ. લઈ જવો જોઈએ. જેઓએ પોતાના જીવનમાં આ આદર્શને પહોંચવા પ્રયાસ કર્યા હોય તેમના જીવનનું સ્મરણ કરવું, તેમનાં ચરિત્રનું કીર્તન કરવું એ આ સાધનામાં મદદરૂપ થાય છે.

એ જ રીતે દોષોનું સ્વરૂપ ઉઘાડું કરવું, દોષોથી થતું નુકસાન સમજાવવું, દોષો વધવાથી કેટલું અધઃપતન અને હાનિ થાય છે તેનું ચિત્ર નજર સમક્ષ ખડું કરવું એ પણ સાધનામાં મદદરૂપ થતી પ્રવૃત્તિ છે. એવી જ રીતે દોષોને કારણે જેમનું અધઃપતન થયું હોય તેમનું ઉદાહરણ આપીને તેમાંથી જે થોડા ભાઈઓએ જાગ્રત થઈ દોષનિવારણ માટે કેવા કેવા પ્રયાસો કર્યા અને તેમને ક્યાં ક્યાંથી સહાય મળી વગેરેનું વર્ણન અને વાતો સાધકોને શક્તિ આપે છે.

આવાં બંને પ્રકારનાં વર્ણનો ધર્મગ્રંથોમાંથી મળે છે. આ બધા પ્રસંગો એકઠા કરવા અને તેનો અભ્યાસ કરાવવો. એ જાતની પ્રવૃત્તિ બધા સમાજોમાં જોવામાં આવે છે. આ બધી રીતે ઇચ્છવાજોગ છે, લાભદાયી છે.

આથી આગળ વધી, દરેક યુગમાં જે આદર્શ સ્વીકારાયા હતા તેના દોષો, એકાંગિતતા અને વિકૃતિ કેવી રીતે આવી તેની ચર્ચા-વિચારણા કરવી એ પણ જરૂરી છે. ચાલુ જમાનામાં આદર્શ શુદ્ધિનો પ્રયત્ન જોરશોરથી કરવો જોઈએ. અને તે પ્રત્યે સમાજનું ધ્યાન ખેંચવું જોઈએ.

'તેજસ્વિની' લેખમાળામાં – અથવા પત્રમાળામાં આ જાતનું વાયુમંડળ જોવામાં આવે છે. તેની વાત કરું તે પહેલાં કેવળ સાહિત્યની નજરે જે વાત પર મારું વિશેષ ધ્યાન ગયું છે તેનો અહીં પહેલો ઉલ્લેખ કરું છું.

જે લોકોમાં કુદરતી સૌંદર્ય તરફ ખાસ આકર્ષણ હોતું નથી, સંસ્કૃતિના જેઓ સાચા રસિયા હોતા નથી તેઓ પોતાના વર્ણનમાં ખાલી ફોફાં જેવા શબ્દો વાપરે છે. તેઓ કહેશે – બધે સંગીતનો ધ્વનિ સંભળાઈ રહ્યો હતો, બગીચામાં જાતજાતનાં ફૂલો ખીલી રહ્યાં હતાં. આકાશમાં અસંખ્ય તારા ચમકી રહ્યા હતા. જેમને તારાઓ પ્રત્યે સાચો પ્રેમ છે તેઓ તો ગ્રહ અને નક્ષત્રનો તફાવત જાણતા હોય છે. તેનો ઉદય અને અસ્ત જોઈ આનંદ મેળવતા હોય છે. બગીચામાં ક્યાં ક્યાં ફૂલ હતાં, કઈ ઋતુમાં ક્યાં ફૂલ ખીલે છે તે પણ તેઓ જાણતા હોય છે. અને સંગીતની વાત કરતી વખતે કયો રાગ બજાવાઈ રહ્યો છે, અને તે કયા ભાવનો પોષક છે તેનો પણ તેને અનુભવ હોય છે.

'તેજસ્વિની'માં હંમેશ રાગરાગિણીના ઉલ્લેખ આવે છે. એ રાગની ભાવવાહિતા અને સમયાનુકૂળતાનો પરિચય પણ મળતો હોય છે. આ પત્રમાળામાં સંગીતના રાગોનું સમય પર આવવું અને ચિત્તને ઉત્તેજિત અને વિહ્વળ બનાવવું એ સંસ્કારિતાનું દ્યોતક છે. આ વસ્તુ સાહિત્યમાં ભાગ્યે જ દેખા દેતી હોઈ, સર્વ પ્રથમ તેની તરફ બધું ધ્યાન ગયું.

દશરથપુત્ર રામે સીતા પ્રત્યે જે અન્યાય કર્યા તે માટે માત્ર રામને જ નહીં પણ આખીયે સંસ્કૃતિનું નિર્માણ કરનાર અને બધા જ સ્મૃતિકારોને દોષ દેવો જોઈએ. આ પત્રમાળામાં 'કન્યાદાન' પ્રત્યે જે પુણ્યપ્રકોપ ઠાલવવામાં આવ્યો છે તે સ્ત્રીજાતિ પ્રત્યે જેટલા અન્યાયો થયા છે તે માટે સ્મૃતિકારો ઉપર જ રોષ ઠાલવવો જોઈએ.

મહાકવિ ભવભૂતિએ આ વાત કેટલી સુંદર રીતે અને કરુણતાભરી રીતે વ્યક્ત કરી છે. એક બ્રાહ્મણ યુવાનનું અવસાન થયું. આકાશવાણી અથવા તો જનવાણી કહે છે કે 'શંબુક નામનો એક શૂદ્ર પૃથ્વી ઉપર બ્રાહ્મણોનું અર્થકરણ કરી તપસ્યા કરી પવિત્ર બનવા પ્રયાસ કરી રહ્યો છે. આ માટે હે ધર્માત્મા રામ, ફરી દંડકારણ્યમાં જઈ તેની હત્યા કરો અને બ્રાહ્મણ યુવાનને જીવતો કરો!'

ભવભૂતિના રામને આ વાત બિલકુલ સ્વીકાર્ય નથી, પણ રાજા ધર્મને પરાધીન રહ્યો એટલે તેનાથી બીજું થઈ પણ શું શકે? હૃદયની વેદના રજૂ કરતાં રામે પોતાના જમણા હાથને કહ્યું, 'ઓ મારા જમણા હાથ! બ્રાહ્મણને જિવાડવા આ નિષ્પાપ અને પવિત્ર શૂદ્રને મારી નાખો. તમે જ નિષ્પાપ સીતાને, તે ગર્ભવતી હતી છતાં જંગલમાં મોકલી હતી. તારી પાસે કરુણા જ ક્યાં છે?'

એકલા રામને દોષ દઈ શકાય એમ નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય - આખાયે સમાજે સ્ત્રીજાતિ પ્રત્યે સંસ્કૃતિમાં કઠોરતાનાં બીજ વાવ્યાં તેને જ દોષ દેવો જોઈએ. અને તેનો ઈલાજ કરવો જોઈએ. આ સામાજિક પરિવર્તનરૂપી ક્રાંતિ

મારફત જ થઈ શકે.

આ ક્રાંતિકાર્યમાં તો 'ઋતંભરા' વિદ્યાપીઠ જેવી સાંસ્કૃતિક સંસ્થાની તેજસ્વિતા જ કામ આવી શકે.

ભારતીય સંસ્કૃતિએ પોતાના સમતાવાદી વેદાંત-દર્શનનો દ્રોહ કરી અન્યાય-મૂલક ઊંચનીચના ભેદવાળી, અલગતાવાદને પોષનારી જાતિભેદવાળી ધર્મદ્રોહી સમાજવ્યવસ્થા ચાલુ કરી. વસુધૈવ કુટુંબકમ્‌ના સિદ્ધાંતને અવ્યવહારુ ગણી, માત્ર તે પ્રત્યે શાબ્દિક આદર બતાવી, તેને બાજુએ કરી અનેક અધાર્મિક રિવાજોને ધર્મમાન્ય બનાવ્યા.

આનો ઈલાજ સહેલો નથી. હજારો અને લાખો નવયુવકો-યુવતીઓ સત્યાગ્રહ આશ્રમ જેવા આશ્રમોમાં તાલીમ પામી ગામડે ગામડે પથરાઈ જશે અને જ્યારે તેઓ નિષ્કામ સેવા દ્વારા તેમના ચારિત્ર્યનો પ્રભાવ સમાજ ઉપર પાડશે ત્યારે જ આવી ક્રાંતિ થશે. આ કામ કંઈ સરકારના કાયદા કે હુકમોથી થવાનું નથી. તેમ માત્ર પશ્ચિમી વિદ્યાના રાજનૈતિક આર્થિક પ્રચારથી પણ થવાનું નથી.

આ માટે તો આપણા દેશમાં પ્રચલિત બધા ધર્મોના સર્વોચ્ચ આદર્શનો સ્વીકાર અને પ્રચારની જરૂર છે. તેનું મૂળ હશે વસુધૈવ કુટુંબકમ્‌ની વૃત્તિ અને બધા સાથે મેળની નીતિ.

'તેજસ્વિની' પત્રમાળામાં હું આ વાયુમંડળ જોઈ રહ્યો છું અને તેથી હું તેનું અભિવાદન કરું છું. અને આશા રાખું છું કે ચિ. પૂર્ણિમા પકવાસાને આ વિચારો અમલી બનાવવામાં પૂરતી સંખ્યામાં સાથીઓ મળી રહેશે. આ કામ મુખ્યત્વે યુવતીઓ દ્વારા જ થવાનું છે. તેમ છતાં પશ્ચાત્તાપથી પવિત્ર થયેલા પુરુષોની સેવા પણ લેવી રહેશે.

## ૩૦. જીવનપરિવર્તનમાં સ્ત્રીઓનો ફાળો

"ભારતની નારીનો વિચાર કરું છું ત્યારે હિંદુ નારી જ નજર આગળ ખડી થાય છે. બાકીની કોમની નારીઓ આપણને જોવા મળે છે જ કેટલી? જે મળે છે તે હોય છે અંગ્રેજી ભણેલી અને કૃત્રિમ ભાષા બોલનારી. એના વિચારો અને અભિપ્રાયો બધા જ કૃત્રિમ, ઓઢેલા અને તેથી જ વધારે આગ્રહી. એમની સાથે વાતો થઈ શકે છે જ કેટલી? પારસી, યહૂદી કે ઈસાઈ બહેનો પોતાની જ કોમમાં, એટલે કે ધર્મસમાજમાં, રચ્યાપચ્યા હોવાથી તટસ્થ રીતે વિચાર કરે છે જ ક્યાં?" આમ એક વખતે બોલાઈ ગયું.

જે લોકો સાથે આપણો સંબંધ જ બહુ ઓછો આવે છે અને જે કોમની બહેનોની સાથે ખાસ વાતો પણ થઈ નથી, તેમને વિશે અભિપ્રાય બાંધવો ન્યાય-યુક્ત ન ગણાય. પણ મન કહે છે અભિપ્રાય બાંધ્યા વગર રહેવાતું નથી. અભિપ્રાય

બાંધતાં આપણને કોણ રોકી શકે ? બાંધેલા અભિપ્રાયો જાહેર રીતે વ્યક્ત ન કર્યા એટલે બધી સજ્જનતા સચવાઈ.

કાચા અનુભવ ઉપરથી બાંધેલા વિચારો ભાગ્યે જ ઠરેલ હોય છે. એટલે માણસ જેમ બેજવાબદાર થઈને અભિપ્રાય બાંધે છે તેમ જ ગમે ત્યારે એ અભિપ્રાયો ફેરવવા પણ તૈયાર હોય છે. અભિપ્રાય ફેરવવા માટે નવા કે ઊંડા અનુભવની જરૂર નથી હોતી. મનમાં એક વિચાર આવ્યો, એક અનુભવ જાગ્રત થયો તેના આધાર પર અભિપ્રાય બાંધ્યો. મનનું વલણ બદલાયું, લાગણી બદલાઈ તો અભિપ્રાય ફેરવતાં વાર કેટલી ? આ ક્ષણે જે લાગે છે તે તે ક્ષણ પૂરતું સાચું ગણ્યા વગર કાંઈ છૂટકો છે ? જે કહ્યું અથવા લખ્યું તે બરાબર નથી એવું સિદ્ધ થયું અથવા ફક્ત મનમાં ઊગ્યું તો તરત છોડી દીધું અને બીજું વલણ સ્વીકાર્યું. એમાંથી ઊઠતા વિચારો અને દલીલો નવેસર ઓઢી લેતાં જરાયે મુશ્કેલી આવવાની નથી.

વાચક કહેશે, આ જાતના વિચારો તમે કોઈ કાળે બતાવ્યા નથી. જવાબદાર લેખક તરીકે પંકાયેલા છો. તમારી કલમથી છીછરું લખાણ નીકળશે એવી અપેક્ષા કે બીક કોઈ સેવે નહીં. ત્યારે આજે આવો પ્રારંભ શા માટે કર્યો ?

વાત સાચી છે. મને પોતાને જ આશ્ચર્ય થાય છે કે આવો પ્રારંભ મેં શી રીતે કર્યો ! એનું ખાસ કારણ છે.

આપણા દેશના લોકો આસપાસની કોમો વિશે, પડોશીઓ વિશે અને ભિન્ન ભિન્ન ધંધો ચલાવનાર લોકો વિશે કેવા છીછરા, અસત્ય અને અનુદાર વિચારો ધરાવે છે એનો વિચાર કરું છું ત્યારે અનુમાન ઉપર આવું છું કે છીછરા, અનુદાર અને વહેમી વિચારો કરવાની ટેવ આજના જમાનાની જ નથી. આ ટેવ બહુ જૂની છે. અને દુનિયામાં બધે ફેલાયેલી છે. દરેક જ્ઞાતિ વિશે અનુદાર કહેવતો સમાજમાં કેટલી બધી ફેલાયેલી હોય છે !!

આપણા દેશમાં ધર્મભેદ અને જાતિભેદ ભૂલી જવાના અને રાષ્ટ્રીયતા તેમ જ માનવતા આગળ કરવાના પ્રયત્નો છેલ્લાં સો વર્ષમાં આપણે ચીવટપૂર્વક કરતા આવ્યા છીએ. છતાં ભિન્ન ભિન્ન જાતિઓ પૂરતી ઓતપ્રોત થઈ નથી. પુરુષોને એકબીજા સાથે ભળવાના પ્રસંગો હંમેશાં આવે છે. પણ સ્ત્રીઓનું જીવન જ એટલું સંકુચિત હોય છે કે પોતાની કોમની બહાર ભળવાના પ્રસંગો એમને ઓછા મળે છે. તેથી કેવળ વહેમથી બંધાયેલા અભિપ્રાયો ઓઢી લેવા, એ બધા સાચા માનવા અને બેજવાબદારપણે એમનો પ્રચાર કરવો એટલું જ આપણા હાથમાં રહે છે. આવા અભિપ્રાયોને તરત વખોડી કાઢવા જેટલી તકલીફ કોઈ લેતું નથી. પોતાની ન્યાતના લોકો આગળ જ એ અભિપ્રાયો વ્યક્ત કરવામાં આવે છે. એટલે સામા માણસને માઠું લાગે અને એ લડવા આવે એવી બીક હોતી નથી.

આ છે આપણો સમાજ અને આ છે આપણો સ્વભાવ.

૨

ગાંધીજીએ જ્યારે દેશની પરિસ્થિતિનો વિચાર કર્યો ત્યારે આવું બધું એમના ધ્યાનમાં આવ્યા વગર શી રીતે રહે? પણ તેમનો રિવાજ ટીકા કરવાનો ન હતો. ઈલાજ કરવાનો હતો. એમણે ભારત આવતાંવેંત બીજું કશું કામ હાથમાં લેતાં પહેલાં એક આશ્રમની સ્થાપના કરી. અને જુદી જુદી ન્યાતનાં, અનેક ધર્મનાં તેમ જ સ્વદેશનાં અને પરદેશનાં આબાલવૃદ્ધ, સ્ત્રી-પુરુષો એકબીજાંમાં ભળી શકે અને પવિત્ર વાતાવરણમાં નિર્ભયપણે સહજીવન જીવી શકે એટલા માટે એ આશ્રમ હતો. અજાણ્યા લોકોને ફાવે અને એમને ખેંચી શકાય એવું વાતાવરણ એમણે આગ્રહપૂર્વક આશ્રમમાં ઊભું કર્યું. ગાંધીજીનાં બધાં કામોમાં સૌથી મહત્ત્વનું કામ હતું આ આશ્રમની સ્થાપનાનું. બધાને એકત્ર આણવા માટે અને કૌટુંબિક વાતાવરણ પૂરું પાડવા માટે શું શું કરવું જોઈએ એનો વિચાર ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી જ કર્યો હતો.

હું દક્ષિણ આફ્રિકા ગયો ન હતો. ત્યાંનો એમનો પ્રયોગ મેં જોયો નથી. પણ એ પ્રયોગમાં દાખલ થયેલાં અનેકાનેક સ્ત્રી-પુરુષો જોડે વાતો કરવાની અને એમની પાસેથી એ પ્રયોગનાં વર્ણનો સાંભળવાની તક મને મળી છે. એટલું જ નહીં પણ દેશી-વિદેશી, ગોરા-કાળા, જાતજાતના લોકોને સાથે રાખતાં કેવી કેવી મુશ્કેલીઓ આવતી હતી અને એમને પહોંચી વળવા માટે કેવા કેવા વિચારો, પોતે કેવા કેવા રિવાજો દાખલ કર્યા એની વિગતો ખુદ ગાંધીજીને મોઢે મેં સાંભળી છે. અને તેથી જ આપણા દેશના આ સૌથી મોટા સવાલની સ્ત્રીજાતિની દૃષ્ટિએ ચર્ચા કરવા પ્રવૃત્ત થયો છું. અને તેથી જ આપણે ત્યાંનું વાતાવરણ કેવું હોય છે એના ચિતારથી મેં પ્રારંભ કર્યો. પણ મારે કહેવાનું છે કે એકત્ર રહેવાના આદર્શ પ્રયોગના અનુભવ પછી પણ માણસજાત પોતાના વહેમો, સંકુચિત વિચારો અને અનુદાર વલણ સહેજે છોડી શકતી નથી.

દક્ષિણ આફ્રિકામાં ગાંધી આશ્રમના જે લોકો ગુજરાતી, મદ્રાસી એવો ભેદ તો શું પણ હિંદુ-મુસલમાન, યહૂદી અને ઈસાઈ, ગોરા અને કાળા એવા ભેદ ભૂલી જઈ સાથે રહી શકતા હતા, એવા લોકોમાંથી કેટલાકને ભારત આવ્યા પછી સત્યાગ્રહ આશ્રમમાં હરિજનના હાથનું ખાવું વસમું લાગતું હતું. (બધાને માટે નહીં પણ કેટલાક લોકોને જરૂર.) આ તો વાત જવા દઈએ. દક્ષિણ આફ્રિકામાં ગાંધી આશ્રમમાં રહેલા કેટલાક વૈષ્ણવોને ગુજરાતના જૈનોના રિવાજો વિશેની સૂગ છોડી દેતાં કેટલી મુશ્કેલી પડતી હતી એનો હું સાક્ષી છું.

આપણે વેદકાળના ધર્મોમાં માનીએ છીએ. પણ વેદકાળની ઉદારતા છોડી દઈને રોટીબેટીવ્યવહારનો ધર્મ આપણે એટલો બધો વધારી દીધો છે કે આપણે ગણાઈએ છીએ વૈદિકધર્મી સનાતની. પણ પ્રત્યક્ષ છીએ રૂઢિચુસ્ત સૂગધર્મી. કોક કોક વાર મનમાં આવે છે કે આપણે હિંદુ, બૌદ્ધ, જૈન, શીખ, લિંગાયત વગેરે પંથભેદ પણ વખતે છોડી શકીશું. પણ આપણા હાડમાં ઊતરેલો જાતિભેદ અને

વંશભેદ આપણે છોડી શકવાના નથી.

અળગાપણાના એવા તો નિયમો આપણે ઘડી કાઢ્યા છે અને એમની વિગતો અજમાવી છે કે એનું કૃત્રિમ જીવન આપણને માટે (અસમાજિક હોવા છતાં) સ્વાભાવિક બની ગયું છે. ખાનપાનની બાબતમાં એવા તો રિવાજો આપણે ચલાવતા આવ્યા છીએ કે એમાં એક વાર ટેવાઈ ગયા પછી આપણને એ નિયમો કઠતા નથી. પણ એની કસોટીનો વારો જ ક્યાં આવે છે? અળગા રહ્યા એટલે પત્યું. દરેકની દુનિયા જ નોખી.

૩

ગાંધીજી ભારતમાં કાયમને માટે રહેવા આવ્યા, ત્યારે યુરોપનું મહાયુદ્ધ શરૂ થયું હતું (૧૯૧૫). દેશના રાષ્ટ્રીય જીવનમાં ભારે ફેરફારો થવા લાગ્યા હતા. છતાં દેશના જાહેર જીવનમાં સ્ત્રીઓ વિશેષ ભાગ લેતી ન હતી. રાજદ્વારી ક્ષેત્રમાં ફક્ત એવી સ્ત્રીઓ દાખલ થઈ હતી જેઓ અંગ્રેજીમાં બોલી-લખી શકે. ગોરાઓના રિવાજો પાળી શકે. અને સામાજિક સુધારમાં માનતી હોય.

સામાજિક સુધારામાં અને કેળવણી ક્ષેત્રે સ્ત્રીઓએ સહેજસાજ પ્રવેશ કર્યો હતો ખરો. પણ સનાતન રૂઢિ સામે છીછરો બળવો કરવામાં જ એમની બધી શક્તિ વપરાતી હતી. ત્યાં પણ અંગ્રેજી ન જાણનાર સ્ત્રીઓનો એકડો ક્યાંય વરતાતો ન હતો. રાજ્ય કરે અંગ્રેજ લોકો. જાહેર જીવન ચલાવે અંગ્રેજી ભણેલા દેશી લોકો. અને સામાન્ય પ્રજા મોઢેથી જૂનાનો બચાવ કરે અને પ્રત્યક્ષ વ્યવહારમાં બધી જ જાતની ઢીલને આવકારે, અને સમાજમાન્ય બનાવે. એવો હતો એ જમાનો. (સૂક્ષ્મ રીતે જોતાં એ જ પરિસ્થિતિ આજે પણ કેટલેક અંશે ટકવાનો પ્રયત્ન કરે જ છે. અંગ્રેજી જાણનાર લોકોની જે એક નવી ન્યાત બંધાઈ તેની જ આગેવાની આજે પણ ટકવાનો પ્રયત્ન કરે છે. અને કાળબળે સ્વીકારવા પડે છે એવા સુધારા જ આજે પણ સમાજમાન્ય થાય છે.)

ગાંધીજીએ શાબ્દિક કે લેખિત પ્રચાર કર્યા વગર મોટો ફેરફાર બે ક્ષેત્રે કર્યો. એમણે એવા કાર્યક્રમો અપનાવ્યા કે જેમાં અંગ્રેજી ન ભણેલા લોકો પણ દાખલ થઈ શકે. અને આત્મવિશ્વાસપૂર્વક કેવળ સેવાને જોરે આગેવાની કરી શકે.

ગાંધીજીની બીજી સફળતા એ કે અંગ્રેજી ન જાણનાર સ્ત્રીઓને પણ તેઓ જાહેર જીવનમાં આણી શક્યા. અને એમાં રૂઢ ન્યાતજાત પણ વિશેષ આડે આવી નહીં.

કોઈ એમ ન માને કે ગાંધીજી આ બધું પોતાની શક્તિથી કરી શક્યા. છેલ્લાં પચાસ–સો વર્ષ દરમિયાન દેશના અનેક નેતાઓએ દેશમાં નવજીવન દાખલ કરવાના જે જૂજ પ્રયત્નો કર્યા હતા તેનો લાભ ગાંધીજીને મળ્યો. સુધારક અને રૂઢિવાદી વચ્ચે જે ઝઘડાઓ ચાલ્યા હતા તે બધાને કોરે મૂકી ગાંધીજીએ સનાતનીઓને અપનાવ્યા અને સુધારકોનો કાર્યક્રમ સ્વીકાર્યો. સન ૧૮૮૫માં દેશના દીર્ઘદર્શી નેતાઓએ કોંગ્રેસની સ્થાપના કરી, સર્વધર્મસમભાવવાળી

રાષ્ટ્રીયતાની જે ઘોષણા કરી હતી તેનો વારસો પણ ગાંધીજીએ અપનાવ્યો. અને તેને નાતાલના એક સપ્તાહના કૉંગ્રેસી પ્રચાર પૂરતો ન ગણતાં પોતાના આખા કાર્યક્રમમાં અને આશ્રમજીવનમાં દાખલ કર્યો.

આમાંથી ભારતની સ્ત્રીઓએ કેટલું અપનાવ્યું અને કેટલું આજે ચલાવ્યું છે એનો હિસાબ કાઢવાનો વખત આવ્યો છે. પણ તે પહેલાં એટલું તો કૃતજ્ઞતાપૂર્વક કહેવું જ જોઈએ કે સ્ત્રીજાતિએ મહાત્માજીની શક્તિ, એમની પ્રેરણા અને એની પાછળનો દૈવી સંકલ્પ ઓળખી ગાંધીજીને વધારેમાં વધારે અપનાવ્યા છે અને એમને કલ્પનાતીત સાથ આપ્યો છે. ગાંધી પહેલાંનું ભારત અને ગાંધી પછીનું ભારત એ બે વચ્ચે કાળનું અંતર ભલે બેત્રણ પેઢીનું જ હોય. પણ પ્રત્યક્ષ જીવનમાં જે ફેરફાર થયો છે તે જોતાં એને જમીન-આસમાનનું અંતર કહેવું જોઈએ.

કેવળ સ્ત્રીજાતિએ કેટલી બધી પ્રગતિ કરી એનું વર્ણન કરવા જતાં કેટલાયે લેખો લખવા પડશે. અને ખરું જોતાં ૧૯૧૫ની આસપાસ જેમણે જાહેર જીવનમાં નવોસવો પ્રવેશ કર્યો તેવી બહેનોએ જ એ ચિતાર આજે તુલનાત્મક દૃષ્ટિએ રજૂ કરવો જોઈએ. એ એમની ઉત્તમમાં ઉત્તમ સેવા સાબિત થશે.

## ૩૧. સંસ્થાઓમાં સ્ત્રી-પુરુષ સંબંધ: એનું વ્યાકરણ*

માતા-પુત્ર, પિતા-પુત્રી અને ભાઈ-બહેન આ ત્રણ સંબંધ સ્ત્રી-પુરુષ વચ્ચેના હોવા છતાં સ્વાભાવિકપણે નિર્વિકારી હોઈ શકે છે. અને તમામ ધર્મોની અંદર તેમ જ સંસ્કૃતિઓની અંદર આ ત્રણ સંબંધ વિશે દૃષ્ટિ એક જ છે. આ સંબંધો કુદરતી રીતે પવિત્ર અને નિર્વિકારી હોવાથી એ સંબંધ શુદ્ધ રાખવા વિશે સમાજે સતર્ક રહેવાની આવશ્યકતા બતાવી નથી. આ ત્રણ સંબંધ ઉત્કટ પ્રેમસંબંધ છે. એમની ઉત્કટતા ઓછી કરવાનું હોય નહીં. આ સંબંધોની નિર્વિકારિતા પ્રકૃતિએ જ સૂચવેલી હોવાથી આમાં સાચવવાપણું કે બીવાપણું કશું નથી. ફક્ત એટલું યાદ રાખવું ઘટે છે કે માણસનું મન કોક વાર ગમે તે વિકૃતિ સુધી પહોંચી શકે છે એટલા માટે વિકૃતિથી બચવા સારુ જરૂરી જાગૃતિ સાચવવી જોઈએ.

હવે આપણા સમાજમાં (ગમે તે સમાજમાં) આ ત્રણ સંબંધ જેટલા જ બીજા કેટલાક સંબંધો ગણવામાં આવે છે. એવા સંબંધોની અંદર એટલી જ પવિત્રતા, નિર્વિકારિતા અને નિર્ભયતાની અપેક્ષા રખાય છે. પણ એ સંબંધો આ ત્રણ જેટલા પ્રાકૃતિક, પ્રકૃતિનિર્મિત ન હોવાથી એમને વિશે નિર્ભય ન રહી શકાય. એટલે કે પ્રાકૃતિકતામાંથી જે નિર્ભયતા મળી શકે છે તે આવા સંબંધોના મૂળમાં છે એમ માનીને ન ચલાય.

---

* તા. ૨૪-૯-૭૦એ સુરત જિલ્લા, મઢી મુકામે વાત્સલ્યધામમાં આપેલું પ્રાર્થના-પ્રવચન.

દૂરનો પણ પિતા-પુત્રી જેવો કે માતા-પુત્ર જેવો સંબંધ હોય તો તેને આપણે એટલો જ પવિત્ર માનીને નિર્ભય અથવા નચિંત થઈ શકીએ. કેમ કે એમાં ઉંમરનું અંતર ઠીક ઠીક હોવાથી વિકારી આકર્ષણ ઉત્પન્ન થવાના સંભવો ઓછા.

આ જ કોટિનો પણ આથીયે વિશેષ પવિત્ર સંબંધ હોય છે ગુરુ અને શિષ્યાનો. આ સંબંધ વિદ્યાદાન અથવા આધ્યાત્મિક પ્રેરણામાંથી ઉત્પન્ન થયેલો હોવાથી એ સંબંધ ગમે તેટલો ઉત્કટ હોય તોય એમાં પાવિત્ર્યની માત્રા વિશેષ હોવાની અને બીજી રીતે એમાં પ્રાકૃતિક કૌટુંબિક ભાવના ઉત્પન્ન થવાની શકયતા ઓછી હોવાથી એક બાજુ ઉત્કટતા તો બીજી બાજુ સામાજિક સંયમ; આ બે તત્ત્વને કારણે ગુરુ અને શિષ્યાનો સંબંધ નિર્ભય અને નચિંત ગણાય.

જોકે કેટલીક આધ્યાત્મિક સાધનાઓ શાક્ત સાધના જેવી હોવાથી ગુરુ અને શિષ્યા વચ્ચેનો સંબંધ જેટલો સ્વાભાવિક રીતે સંયમનો હોવો જોઈએ તેટલો નહીં રહેવાની બીક રહે છે.

આવા આધ્યાત્મિક સંબંધના દાખલાઓ ઓછા. આપણને નિશાળમાં એક-બીજાના સંબંધમાં આવતાં શિક્ષકો અને વિદ્યાર્થિનીઓ વચ્ચેના સંબંધનો વિચાર જરૂર કરવો પડે છે.

અને જ્યાં નિશાળમાં છોકરા-છોકરીઓનું સહશિક્ષણ ચાલે છે ત્યાં છોકરા-છોકરીઓ વચ્ચે ભાઈબહેન જેવો સંબંધ હોવો જોઈએ. એ સવાલ પણ ચર્ચાનો વિષય બને છે. અને એ સંબંધ ઘણી વાર મોટી ચિંતા કરાવે છે. આ બંને સંબંધ વિશે આજે આપણે ખાસ વિચાર કરીશું.

કેટલાક લોકો કહે છે કે એક નિશાળમાં શિક્ષક અને શિક્ષિકાઓ બંને ભણાવતાં હોય ત્યારે એમાં એ જવાબદાર વ્યક્તિઓ વચ્ચે સ્ત્રી-પુરુષ સંબંધ કેવો હોય એ સવાલનો ઉકેલ આણી શકયા તો ઘણું થયું. પણ 'નિશાળમાં ઉંમરલાયક વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સાથે ભણે' એ વસ્તુ સહન ન જ કરવી જોઈએ. (એમ કહેનારો એક પક્ષ છે.) એની સામે બીજો પક્ષ કહે છે વિલાયતમાં યુરોપ અને અમેરિકામાં સહશિક્ષણની પ્રથા લગભગ સાર્વત્રિક છે. બીજા દેશોમાં પણ મોટાં મોટાં શહેરોમાં છોકરા-છોકરીઓ એકત્ર ભણે એ રિવાજ કયારનો દાખલ થઈ ચૂકયો છે. અને અનુભવ કહે છે કે લોકો ડર બતાવતા હતા એવું જોખમ જોવામાં આવ્યું નથી.

"ઘરની અંદર પણ સ્ત્રીઓ પડદાની અંદર રહે એમાં જ સલામતી છે એમ કહેનારો જમાનો હવે જૂનો થયો. સમાજમાં જે વસ્તુ દાખલ થઈ ચૂકી છે અને અપેક્ષા પ્રમાણે એ રિવાજ જોખમકારક સાબિત નથી થયો ત્યારે હવે સહશિક્ષણનો સવાલ ઊભો કરી જૂના જમાનામાં પ્રવેશ કરવાનો પ્રયત્ન શા માટે કરો છો?"

આ જાતની સામસામી દલીલો મારી આગળ મૂકી કેટલાક લોકો મારો અભિપ્રાય પૂછે છે. હું એમને જે જવાબ આપું છું તે અહીં ટાંકવા યોગ્ય છે.

નિશાળમાં છોકરા-છોકરીઓ ઘેરથી આવી ફક્ત અમુક કલાક અને તે પણ

શિક્ષકોની દેખરેખ તળે સાથે બેસીને ભણે એ કેટલે દરજ્જે યોગ્ય છે એ છે તમારો સવાલ. એનો જવાબ આપતાં પહેલાં હું તમારું ધ્યાન ખેંચવા માગું છું કે સામાન્ય કુટુંબોમાં, અને ખાસ કરીને મોટાં અવિભક્ત કુટુંબોમાં, બધી ઉંમરનાં અને અનેક જાતના સંબંધવાળાં સ્ત્રી-પુરુષો ચોવીસ કલાક અને જન્મારાઓ સુધી એકત્ર રહે છે એ વસ્તુસ્થિતિ છે. અને એવું સહજીવન અનાદિકાળથી સમાજ માન્ય કરતો આવ્યો છે. એ સહજીવન કઈ શરતે નભાવાય છે એની પાછળના નિયમો, આદર્શો કેવા હોય છે એ તો જોઈશું. ઉપરાંત આવી અવિભક્ત કુટુંબ-પદ્ધતિ સફળતાપૂર્વક ચલાવવા માટે અને પવિત્રતા જાળવવા માટે કુટુંબીજનોનું માનસ ઘડવા પાછળ સમાજે જે મહેનત લીધી છે એનો પ્રથમ આપણે વિચાર કરીશું અને પછી જ શાળાના સહશિક્ષણના સવાલની ચર્ચા કરીશું. એક મોટા કુટુંબમાં જે વાતાવરણમાં અને જેવા કેળવાયેલા સંસ્કારી માનસ સાથે લોકો એકત્ર રહે છે તે જાતનું, જરૂર જેટલું વાતાવરણ જો આપણે ઊભું કરી શકીશું તો છોકરા-છોકરીઓના સહશિક્ષણમાં હું કશું ખોટું જોતો નથી. અને લાભ તો ઘણા જોઉં છું. અને તેટલા ખાતર એક જ સવાલ પૂછું છું, ચોવીસ કલાકનું અને આખા જન્મારાનું સહજીવન જ્યાં માન્ય કરો છો ત્યાં પાંચ-સાત કલાકનું સહ-શિક્ષણ માન્ય કરવામાં વાંધો શો ? જો ઘરના જેવું વાતાવરણ ઊભું કરવામાં સ્ત્રી-પુરુષ શિક્ષિકાઓ સફળ થતાં હોય તો ?

ભાઈ-બહેન, દિયેર-ભાભી અને એવા જ બીજા પવિત્ર સંબંધો સમાજમાન્ય છે. તો એવા જ સંબંધો 'જો' શિક્ષક-શિક્ષિકાઓ અને શાળાના વ્યવસ્થાપકો વચ્ચે દાખલ કરી શકાય અને 'જો' એવાં શિક્ષક-શિક્ષિકાઓ, વિદ્યાર્થીઓ પ્રત્યે ઘરના જેવો પવિત્ર વાત્સલ્યભાવ રાખી શકે તો સહશિક્ષણ જરાયે જોખમભરેલું નથી, એટલું જ નહીં પણ બધી રીતે ઇષ્ટ છે. સવાલ છે ફક્ત એ મોટા 'જો'—'તો'નો.

જૂના કેટલાક નિયમો અતિ-શંકા, અતિ-અવિશ્વાસ અને અતિ-સાવચેતીવાળા છે. એ નિયમો જૂના કાળમાં પણ ઇષ્ટ ન હતા. આજે તો એ ચલાવાય જ નહીં એ ખરું. પણ યુવાનો (અને મોટી ઉંમરના લોકો પણ) ગમેતેમ વર્તે એમને વિશે મનમાં શંકા લવાય જ નહીં એ જાતનો 'કાલ્પનિક યુગ'નો આગ્રહ પણ ચલાવાય નહીં. મારા નાનપણમાં જ્યારે હું બારેક વર્ષનો હોઈશ, મારાં ભાભી જો મારે માટે પીવાનું પાણી આણી આપે તો એમના હાથમાંથી એ પાણી હું સીધું ન લઉં. ભાભીને કહું 'પ્યાલો જમીન પર રાખો. ત્યાંથી હું લઈ લઈશ.' તે વખતે આ જ યોગ્ય મર્યાદા ગણાતી. કોઈને એને વિશે વિચિત્ર કે ખોટું લાગતું ન હતું. 'રખેને આંગળીઓનો સ્પર્શ થાય અને એ તો થવા ન જ દેવાય.' એ જાતનો એ જમાનો હતો. એટલે જૂના રિવાજો અને આગ્રહો રીતસર પાળેલા હોવાથી એ મર્યાદાઓ પણ હું જાણી શકું છું અને આજે કેટલાક જે છૂટ માગે છે તેમનું માનસ પણ હું જોઉં છું. આજે જાહેર સંસ્થામાં જ્યાં

અનેક ધર્મનાં, અનેક ન્યાતનાં, અનેક પ્રદેશનાં અને અનેક સંસ્કૃતિઓમાં ઊછરેલાં યુવક-યુવતીઓ એકત્ર આવે છે ત્યાં આપણા સમાજમાં કેવા નિયમો હોવા જોઈએ એનો વિચાર આપણે કરીએ છીએ. બીજા દેશોનાં, ભિન્ન સંસ્કૃતિનાં લોકો કેમ વર્તે છે એ આપણે જાણીએ, એમાંથી બોધ પણ લઈએ. પણ આપણે ત્યાં આપણા સમાજવતી સંસ્થાઓ ચલાવીએ છીએ. અહીં જૂના આગ્રહોને, સમાજને નામે, વશ થઈએ એ પણ નહીં ચાલે, અને બધી મર્યાદા છોડી દઈ 'લોકોનો સ્વભાવ જે રસ્તો લે' તેને માન્યતા આપીએ એ પણ નહીં ચાલે. સંસ્થાને પણ પોતાની આબરૂ હોય છે, જે સંસ્થામાં દાખલ થનારા શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓને, બંનેને માન્ય હોવી જ જોઈએ.

ગાંધીજીએ પોતાના આશ્રમમાં એક બાજુ અત્યંત પવિત્રતાનો અને નિર્વિકારિતાનો આગ્રહ રાખ્યો હતો અને બીજી બાજુ એ વાતાવરણમાં બધાં સ્ત્રી-પુરુષોને એકબીજામાં ભળવાની ઘણી છૂટ આપી હતી. પણ અમુક મર્યાદાઓ તો દૃઢપણે પાળવી જ પડતી. સ્ત્રી-પુરુષ સાથે મળીને આશ્રમનું કામ કરે. દાણા વીણે, રાંધે, વાસણ ઊટકે, જાજરૂ સાફ કરે, બધાં કામો સાથે કરે. વાર્તા, વિચાર-વિનિમય અને વિનોદ બધાને છૂટ. પણ વિનોદમાં અસંસ્કારિતાની જરાયે છટા ન આવે એ નિયમ બરાબર પળાતો. અને મુખ્ય વસ્તુ 'સ્ત્રી-પુરુષો એકાંત ન શોધે' એ વસ્તુ ભારપૂર્વક પળાતી. માંદાની માવજત રીતસર કરાય. પણ 'અંધારામાં ફરવા જાય, એકાંતમાં સૂવાની છૂટ લે' એ બધી વસ્તુ ચલાવાય જ નહીં એટલું બધા બરાબર જાણતા હતા.

આ બાબતમાં આશ્રમના સંસ્થાપક ગાંધીજી અને આશ્રમ ચલાવવામાં બધી રીતે મદદ કરનાર પૂ. બાથી માંડીને જૂના-નવા, નાના-મોટા બધા કાર્યકર્તાઓ, શિક્ષકો અને વિદ્યાર્થીઓની વચ્ચે એક વિશિષ્ટ, નીરોગી વાયુમંડલ સચવાનું હતું. જ્યાં શંકા હોય ત્યાં ગાંધીજીની અથવા બીજા મોટેરાંઓની સલાહ લેવાતી. અને જો કોઈને આવા સુંદર સ્વતંત્ર વાતાવરણમાં પળાતી મર્યાદા માન્ય ન હોય તો તેમનાથી આશ્રમમાં અને આશ્રમની શાળામાં રહેવાય જ નહીં એ નિયમ પણ એટલો જ સ્પષ્ટ હતો.

બીજી એક વાત ઘણી મહત્ત્વની હતી. જો કોઈનાથી નાની-મોટી ભૂલ થાય તો ઊંડાણમાં ઊતરી ગાંધીજી બધું સમજી લેતા અને જેને હાથે ભૂલ થઈ હોય એને પ્રાર્થના વખતે પોતાની ભૂલનો એકરાર કરવાની તક આપવામાં આવતી. એકરાર થયો એટલે એ પ્રકરણ ઉપર પડદો થયો. ગંભીર ભૂલ થઈ હોય તો એને માટે એ વ્યક્તિ પ્રાયશ્ચિત્ત કરે. આશ્રમમાં સજાને સ્થાન ન હતું. પણ પ્રાયશ્ચિત્ત કઈ રીતે કરાય એ સમજાવવામાં ગાંધીજીની મદદ લેવાતી. આ રીતે એ પ્રકરણ પૂરું થઈ જાય એટલે એને વિશે આશ્રમવાસીઓમાંથી મોટેરાં કે નાનાં કશી વાતો ન કરે. પ્રાયશ્ચિત્ત કરનારનું અપમાન કરવાનો કોઈ પ્રયત્ન ન કરે. કૂથલી ચલાવવી એ તો નૈતિક દોષ મનાતો.

આ બધી વસ્તુઓ સરકારી પીનલ કોડના કાનૂન પ્રમાણે નહીં પણ આત્મોન્નતિ માટે પ્રામાણિક પ્રયત્ન કરનાર સત્યાગ્રહીની સાધનાને રૂપે લેવાતી.

આજકાલની સંસ્થાઓમાં ગમે તેવા શિક્ષકોને એમની ડિગ્રીઓ જોઈને નીમવામાં આવે છે. કેળવણી મેળવીશું. પરીક્ષા પાસ કરીશું તો સારી નોકરી મળશે એટલો જ વિચાર કરીને વિદ્યાર્થીઓ દાખલ થાય છે. અને સંસ્થાના નિયમો પાળ્યા વગર છૂટકો નથી એમ સમજીને બળાત્કારે નિયમ પળાય છે. અને પછી –

પછી કોક કોક વાર શિક્ષકો આપસમાં, વિદ્યાર્થીઓ આપસમાં અને કોક કોક વાર બંને એકબીજા સાથે સંસ્થાના નિયમોની યોગ્યતા વિશે ચર્ચા કરે છે. અને જોતજોતામાં સંસ્થાનું વાતાવરણ જેલ જેવું કરી મૂકે છે.

લશ્કરમાં મુખ્ય અમલદારને સૈનિકે સલામ કરવી જ જોઈએ એવો નિયમ હોય છે. અને તે બરાબર પળાય છે. પણ એ સલામ ભરવામાં મોઢા ઉપર આદરની છટા હોવી જોઈએ એવો નિયમ કેમ કરાય ? એટલે કોક કોક વાર સૈનિક અમલદારને જોતાંવેંત એવી ઢબે તો સલામ ભરે કે એની પાછળનો તિરસ્કાર ગમે તે માણસ જોઈ શકે અને અમલદાર પણ મનમાં કહે "તિરસ્કાર ભલે મનમાં હોય પણ જે ઢબે નમસ્કાર કરવો જોઈએ એ ઢબે એને સલામ કરવી જ પડી ને? એટલું મારે માટે બસ છે." (આ તો મેં એક બનેલો અને જોયેલો દાખલો ટાંકયો છે.)

આપણે જો લશ્કરના અમલદારની એ દૃષ્ટિ સ્વીકારીએ તો નિયમનું પાલન થાય છે એટલાથી સંતોષ માનવો જોઈએ. પણ આપણી સંસ્થા લશ્કરી છાવણી નથી અને આપણું છાત્રગૃહ સોલ્જરોની બરાક નથી. આપણે લાગણીની પવિત્રતા જાળવીએ છીએ અને એની સાથે માણસ માણસ પ્રત્યેની સહાનુભૂતિ અને ઉન્નતિને અર્થે પ્રયત્ન કરનારા સહસાધકની આત્મીયતા કેળવવા માગીએ છીએ.

તેથી જ મેં કહ્યું કે આશ્રમ અથવા રાષ્ટ્રીય શાળા અને એમનાં છાત્રાલયોની અંદર 'રીતસર ચાલતી સંસ્થાઓની નિયમબદ્ધતા' પણ હોય. અને સાથે સાથે પવિત્રપણે જીવતાં કુટુંબોની આત્મીયતા પણ હોય. મુખ્ય વસ્તુ હૃદયની છે. આંતરિક પવિત્ર સંબંધ અને સહયોગની છે. એને માટે આશ્રમના સંસ્થાપકો અને સંચાલકો પોતાના ચારિત્ર્યમાં નિર્મળતા, સત્યનિષ્ઠા અને ઉદારતા જે પ્રમાણમાં કેળવે તે પ્રમાણમાં અને તેટલા જ પ્રમાણમાં સફળતા મળવાની છે.

કોઈ પણ માણસને, પછી એ અધ્યાપક હોય, વિદ્યાર્થી હોય કે નછૂટકે રાખેલો નોકર હોય, કાઢી નાખવાનો અધિકાર વ્યવસ્થાપકોને હોવો જ જોઈએ. અને સાથે સાથે વ્યવસ્થાપકોએ પણ જાણવું જોઈએ કે જેને કાઢી નાખ્યો તેની તો આબરૂ ગઈ જ. પણ એવા માણસને એક વાર રાખ્યો, અને એને સાચવી ન શકયા, એને સુધારી ન શકયા એને માટે વ્યવસ્થાપકની પણ આબરૂ અમુક પ્રમાણમાં ગઈ જ છે. જેને કાઢી મૂકીએ એના હૃદયને કેટલો આઘાત થશે,

સમાજમાં એની કેટલી અપ્રતિષ્ઠા થશે એનો વિચાર કરી એ જાણે પોતાને જ સહન કરવું પડે છે એટલી સહાનુભૂતિ અને આત્મીયતા વ્યવસ્થાપકોમાં હોવી જોઈએ. એવી લાગણી હોય તેના જ હાથમાં આકરા અધિકાર સોંપાય.

આનું નામ આધ્યાત્મિક, સામાજિક કેળવણીની સંસ્થા.

આજે ગમે તેવી સંસ્થાઓ સ્થપાય છે, અનુદાનો અપાય છે, અધ્યાપકો નિમાય છે, વિદ્યાર્થીઓ તૈયાર કરીને સમાજમાં મોકલાય છે અને સારામાં સારા રિપોર્ટો લખાય છે. એની વાત આપણે ક્યાં કરવા બેસીએ ? દેશ આપણો, લોકો આપણા, વ્યક્તિના તેમ જ સમાજના ગુણદોષો આપણે વારસામાં મેળવેલી સંસ્કૃતિના. એ જાણી આપણાથી થઈ શકે એટલો પ્રામાણિક પ્રયત્ન ઈમાનદારીથી કરીએ. 'સત્યયુગ હોય કે કલિયુગ, દુરાચાર કરતાં સદાચારની અસર વધારે છે. સાચે સદાચાર વધારે ચેપી હોય છે.' એટલો વિશ્વાસ રાખવો એ જ ખરી આસ્તિકતા. અને આસ્તિકોનો સંઘ એ જ છે આધ્યાત્મિક સંસ્થા.

## ૩૨. સહધર્મચારિણી

આપણે છોકરાંઓને રમાડીએ છીએ, છોકરાંઓ ઉપર વહાલ કરીએ છીએ, છોકરાંઓને પ્રસન્ન રાખવાને ઇંતેજાર રહીએ છીએ, તેમની સાથે ગેલ કરવામાં જિંદગીનું દુઃખ પણ ભૂલી જઈએ છીએ. છતાં તેમને આપણી સંસારયાત્રાના ભાગીદાર ગણતા નથી, તેમની સલાહ લેતા નથી, આપણી મૂંઝવણો તેમની આગળ ખુલ્લી કરતા નથી, તેમની ઇચ્છા-અનિચ્છાને ઝાઝું મહત્ત્વ આપતા નથી. તેમની હઠને વશ થઈએ તોપણ રાજીખુશીથી નહીં પણ સહેજ અકળાઈને જ. કેમ કે છોકરાં એ આખરે છોકરાં જ છે, બાલિશ છે, બેજવાબદાર છે, એક રીતે આપણાં રમકડાં છે. શું સ્ત્રીઓ પ્રત્યે પણ આપણે એવી જ વૃત્તિ ધારણ કરીએ ? આપણે તેમના પર પ્રેમનો વરસાદ વરસાવીએ, તેમને સારાં કપડાં આપીએ, ઘરેણાં આપીએ, તેમનું કામ ઓછું કરવા ખાતર ઘરમાં નોકરો ને રસોઈયા રાખીએ, હરવા-ફરવા માટે ગાડીઘોડા રાખીએ, નાટક-સિનેમા જોવા સાથે લઈ જઈએ, તેમને લખતાંવાંચતાં આવડતું હોય તો નવલકથાઓ વેચાતી લઈ આપીએ કે વાંચી સંભળાવીએ, સહેજસાજ રસિકતા કેળવાઈ હોય તો કવિતા વાંચી બતાવીએ, પ્રણયમીમાંસા કે પરિણયમીમાંસા ઉપર ચર્ચા કરીએ, અને નવરાશને વખતે કળા ઉપર પણ સંભાષણ ચલાવીએ. શું મનુષ્યજીવનમાં સ્ત્રીને આટલું જ સ્થાન છે ? દેશની સ્થિતિ, સમાજની સ્થિતિ, ધર્મનું સંશોધન, સામાજિક ફેરફારો વગેરે ગંભીર સવાલો પર વિચાર કરવાનું આપણે તેમને આમંત્રણ ન આપીએ ? ઑફિસમાં કે શૅરબજારમાં માથાકૂટ કરીને થાક્યા પછી ઘેર મંદમંજુલ વાર્તાલાપ સાંભળવાને મળે છે એટલા માટે શું તેમને – સ્ત્રીઓને –

જીવનની વાસ્તવિકતા અને તેના યથાર્થ સ્વરૂપથી અપરિચિત રાખીએ ? કેળવણીમાં પણ, સ્ત્રીઓને કાગળ લખતાં ને વાંચતાં આવડે, સભામાં કઈ રીતે બેસવું ને બોલવું એની સમજણ પડે, ખુરશીમાં બેઠે બેઠે ખોળામાં કૂતરું કે બિલાડી ન હોય ત્યારે રેશમનો દડો લઈને ભરતકામ કે ગૂંથણ કરવામાં વખત ગાળવાની ટેવ પડે એટલું બસ છે ?

આ ચિતારમાં અતિશયોક્તિ ભલે હોય, પણ એ આદર્શનું ધ્યાન નથી થતું, એ તરફ ધીમે ધીમે પ્રવૃત્તિ નથી થતી, એવી આપણી ખાતરી છે? સ્ત્રીઓને સીવણગૂંથણ આવડે છે એટલા માટે ઘરમાં કપડાંનું કે દરજીનું બિલ ઓછું થયું છે એવાં કુટુંબો આપણે કેટલાં બતાવી શકીએ એમ છીએ ? ભાઈનાં પહેરણ કે ધોતિયાં ફાટયાં છે અને બહેને તે સાંધી આપ્યાં છે અને આ રીતે કરકસરમાં મદદ કરી છે એવા દાખલા સુશિક્ષિત ઘરોમાં કેટલા મળે ?

જૂના લોકોએ તો સ્ત્રીઓની દુર્દશા કરી જ છે, તેમને ભોગવિલાસનાં પશુ ગણ્યાં જ છે, પણ નવા લોકોએ સુધ્ધાં કંઈ સ્ત્રીઓનો ઉદ્ધાર કર્યો જ છે એમ નથી લાગતું. કેટલેક ઠેકાણે સ્ત્રીઓને એકાદ ધંધો શીખવી તેમને આર્થિક સ્વાતંત્ર્યનો રસ્તો બતાવવામાં આવે છે ખરો, પણ તેટલાથી કંઈ સ્ત્રીઓને કુટુંબમાં અને સમાજમાં તેમનું સ્વાભાવિક સ્થાન મળતું નથી. આજે સ્ત્રીઓને જે શીખવવામાં આવે છે તેમાં કુટુંબ સામે આર્થિક સ્વાતંત્ર્ય આપવાનો ઉદ્દેશ સ્પષ્ટ હોય છે, કુટુંબ સાથે આર્થિક સ્વાતંત્ર્ય અથવા આર્થિક કૌવત આપવાની દૃષ્ટિ ભાગ્યે જ જોવામાં આવે છે.

'સહધર્મચારિણી' એ સ્ત્રીનું યથાર્થ વર્ણન છે. પુરુષ પાટલા ઉપર બેસી દાન-ધર્મ અથવા ધાર્મિક ક્રિયા કરતો હોય એવે વખતે સ્ત્રી પાસે બેસી એના હાથને પોતાનો હાથ અડાડે એટલાથી કંઈ તે સહધર્મચારિણી થતી નથી. જ્ઞાનમાં ને કર્મમાં, ઉત્સાહમાં ને ચિંતામાં પુરુષે સ્ત્રીને પોતાની સાથી ગણવી જોઈએ. ઘરમાં સ્ત્રીઓને વધારે સુખ મળે, વધારે સગવડો મળે અથવા તેમના પ્રત્યે વધારે વિવેક કેળવાય એટલાથી તેમની ઉન્નતિ થવાની નથી. કોઈ પણ સંસ્કારી વિષયી માણસ તેટલું કરવાને તૈયાર થઈ જાય. પણ તેથી તે નારીપ્રતિષ્ઠાનો મર્મ સમજ્યો છે એમ ન કહેવાય. સ્ત્રીઓ જો કોક દિવસ આપણા બધા વ્યવહારનો કબજો લે અને આપણે તેમને જેમ આજે રાખવા માગીએ છીએ તેવી સ્થિતિમાં તેઓ આપણને રાખે તો તે સ્થિતિમાં શું આપણી બધી આકાંક્ષાઓ તૃપ્ત થશે? શું આપણને આત્મિક સંતોષ મળશે ?

સ્ત્રી-પુરુષ વચ્ચે શરીરરચનાનો ભેદ છે, સ્વભાવભેદ છે, સંસારયાત્રામાં કર્તવ્યભેદ પણ છે. પણ બંનેની જવાબદારી સરખી જ હોવી જોઈએ. બંનેના રસ સરખા જ હોવા જોઈએ. આશા, આકાંક્ષા, જોખમ અને ચિંતા સરખાં જ હોવાં જોઈએ. જવાબદારી અને પુરુષાર્થ વગર પ્રતિષ્ઠા કેળવાતી નથી, ટકતી નથી. જવાબદારી વગરની પ્રતિષ્ઠા એ ઠાલો વિવેક છે, ખુશામત છે, અથવા સભ્ય-

મશ્કરી છે. કેળવણી એટલે શણગારરૂપ સંસ્કાર નથી, ઉપર ઉપરનો ઓપ નથી, પણ જવાબદારી ઓળખવાની શક્તિ, જવાબદારી ઉત્સાહથી વહોરી લઈ બાહોશીથી તે પાર પાડવાની શક્તિ છે. એ કેળવણી અને એ સામાજિક દરજ્જો સ્ત્રીઓને જ્યાં સુધી મળ્યાં નથી ત્યાં સુધી સ્ત્રીસ્વાતંત્ર્ય એ અમૃતસંજીવની થવાને બદલે તેમને ફોસલાવવાનો એક મોહિનીમંત્ર જ રહેશે.

યાજ્ઞવલ્ક્ય પોતાની મિલકત મૈત્રેયી અને કાત્યાયની વચ્ચે વહેંચી આપવાના હતા અને પોતે બ્રહ્માનંદમાં લીન થવા માગતા હતા. મૈત્રેયીએ સીધો જવાબ આપ્યો, "તમને જે ખાસ મળ્યું છે, જેના આનંદમાં તમે આ બધું છોડી દેવા માગો છો તે જ મને આપોને! તમે મિલકત વહેંચી આપો છો પણ હું પૂછું છું, આખી પૃથ્વી ભરીને વિત્ત તમે મને આપો, તો તેથી તમને મળેલું મને મળે ખરું ?" આખરે યાજ્ઞવલ્ક્યને કબૂલ રાખવું પડયું કે મૈત્રેયી કંઈ પોતાના કરતાં ઊતરતી વિભૂતિ નથી. સાવિત્રીની પણ નારદ મુનિ, એના પિતા, સસરા અને પતિ સૌએ દયા ખાધી, પણ તે માનિનીએ કોઈનું માન્યું નહીં; પોતાનો દરજ્જો છોડી દઈને સુખી રહેવા તે તૈયાર ન હતી. વનવાસનો પ્રસંગ આવ્યો ત્યારે રામે પણ સીતાની દયા ખાધી અને વનવાસનાં કષ્ટોનું ભડકામણું શબ્દચિત્ર ઊભું કરી સીતાને ઘેર રહેવાની શિખામણ આપી. પણ જનકતનયા અને રામપત્ની કંઈ દયાનું પાત્ર બનવાની હતી ? તેણે રામનો ધિક્કાર કરી કહ્યું, "હું કંઈ તમને બોજારૂપ થવાની નથી. હું તમારી આગળ આગળ ચાલીશ અને કાંટા અને ઘાસનાં ઠૂંઠાં પગથી દબાવીને તમારો રસ્તો હળવો કરીશ." અને પેલી બ્રૂટ્સની પોર્શિયા પણ શું કહે છે ? "પત્ની તરીકે પતિની સર્વ ચિંતાઓની અને રહસ્યોની સમભાગિની થાઉં એમાં જ મારી પ્રતિષ્ઠા છે."

સમાજમાં સ્ત્રીઓને જ્યારે સીતા, સાવિત્રી અને દમયંતીનો દરજ્જો મળશે, સીતા, સાવિત્રી અને દમયંતીનો આદર્શ ફરી તાજો થશે ત્યારે જ સ્ત્રીઓની ઉન્નતિ થવાની છે. અને સ્ત્રીઓની ઉન્નતિ થયા પછી જ આ ક્ષીણસત્ત્વ દેશની ઉન્નતિ થવાની છે.

ઑક્ટોબર, ૧૯૨૪

## ૩૩. યુગાન્તરની માગ

મનુષ્યસમાજનું પ્રાથમિક એકમ કુળ અથવા કુટુંબ છે. અને એનો પ્રારંભ સ્ત્રી અને પુરુષના સહયોગથી થાય છે. હવે આ બે જણ વિશે વિચાર કરતાં બે વચ્ચેના ભેદને મહત્ત્વ આપીએ કે સામ્યને ? સ્ત્રી અને પુરુષમાં શરીરભેદ છે. મનોરચના અને લાગણીઓમાં પણ અમુક ભિન્નતા દેખાઈ આવે જ છે. ઘરસંસાર ચલાવવામાં બંનેનાં કાર્યો નોખાં. આવા મૂળભૂત ભેદો ઉપર વધારે ધ્યાન આપીએ કે —

એકબીજાનું એકબીજા વગર ચાલે નહીં, સ્ત્રી અને પુરુષ નિષ્ઠાપૂર્વક સહયોગ કરે અને તે પણ આખા જન્મારા માટે, તો જ બંનેનું જીવન કૃતાર્થ થાય. અને બંને મળીને સંતાન પેદા કરે તો જ સમાજ ચાલી શકે છે અને માણસજાત અમર થઈ શકે છે, એના પર વધારે ધ્યાન આપીએ? એ સવાલ સમાજ-વિજ્ઞાનના શાસ્ત્રીઓ હમેશાં ચર્ચે છે.

અપરિહાર્ય સહયોગ માટે કુદરતે જે ભિન્નતા પેદા કરી છે, તેમાં અંતે સહયોગનો – અદ્વૈતનો જ ઉદ્દેશ છે, એટલું ધ્યાનમાં રાખીએ તો બંને બાજુનું મહત્ત્વ સ્વીકારવું પડશે.

હવે માણસજાતનો ઈતિહાસ જોતાં પ્રાથમિક શ્રમવિભાગનો દાખલો છે કુટુંબરક્ષણનો. રક્ષણનું કામ પુરુષ કરે અને આજીવિકા મેળવવા માટે કમાણીની પ્રવૃત્તિ પતિપત્ની બંને કરતાં હોય, તોયે કમાણીની મુખ્ય જવાબદારી પુરુષોની, તેથી સમાજમાં અત્યાર સુધી પુરુષોની શ્રેષ્ઠતા સ્વીકારાઈ છે. લડાઈઓ પુરુષો જ કરે, એ જેમ નક્કી છે તેમ બાળકને નવ મહિના સુધી પોતાના ઉદરમાં રાખી, જન્મ્યા પછી એને દૂધ આપવું, બાળઉછેર તરફ ધ્યાન આપવું, બાળકોને સંસ્કારો આપવા અને ઘર ચલાવવું, એ જવાબદારી, આખી દુનિયામાં, સ્ત્રીને માથે છે.

સંસ્કૃતિની આ સ્થિતિને કારણે પુરુષોનું શ્રેષ્ઠત્વ સ્વીકારાયું; ત્રિયા રાજ્યના પ્રયોગો અજમાવા પણ એ ચાલ્યા નહીં.

હજારો વરસના ઈતિહાસ પછી પણ યુદ્ધો હજી બંધ થયાં નથી. છતાં ગાંધીજી જેવા માનવજાતના અનેક સેવક–નેતાઓ આશા રાખે છે (અને જાણે પણ છે) કે માણસજાત હવે મહાયુદ્ધ ચલાવીને આત્મહત્યા કરવા તૈયાર નહીં થાય. સંહારનાં ભયાનક શસ્ત્રો તૈયાર કર્યા પછી યુદ્ધ એટલે જાગતિક યુદ્ધ – એટલે સર્વનાશ – એમ સ્પષ્ટ થયું છે.

હવે માનવહિતકર્તા માને છે કે યુદ્ધસંસ્કૃતિનો જો અસ્ત થાય તો પુરુષોનું શ્રેષ્ઠત્વ જોતજોતામાં ઓછું થઈ જાય. અત્યાર સુધી સ્ત્રી પુરુષની પાછળ પાછળ ચાલતી આવી છે અને એ યોગ્ય હતું.

આજે સ્ત્રી કેળવણીમાં પછાત નથી રહી. રાજ્ય ચલાવવામાં પણ એણે પોતાની કુશળતા સિદ્ધ કરી છે. સાહિત્યના ક્ષેત્રમાં એણે પ્રગતિ કરી છે. અને ખાસ વાત તો એ કે સ્ત્રીના હાથ યુદ્ધોના લોહીથી ખરડાયેલા નથી. તેથી માનવ-જાતિનું નેતૃત્વ કરવાનો ભાર સ્ત્રીજાતિ પર જ આવવાનો છે. ગાંધીજી જે અહિંસક સમાજ-રચના અને અધ્યાત્મમૂલક સંસ્કૃતિની આગાહી કરે છે, તેનું નેતૃત્વ સ્ત્રી-જાતિને જ કરવું પડશે.

પણ એમાં મુખ્ય શરત એ કે અત્યાર સુધી પુરુષો જે ઢબે વિચાર કરતા આવ્યા છે, તે ઢબે વિચાર કરવાનું સ્ત્રીઓએ માંડી વાળવું જોઈએ અને સ્વતંત્ર વિચાર અને સ્વતંત્ર યોજનાના પ્રયોગો કરી, માનવોચિત અહિંસક સંસ્કૃતિ-પ્રારંભ કરવો જોઈએ.

સ્ત્રીજાતિ આવી હિંમત કરશે ? આત્મવિશ્વાસ હોય તો હિંમત ન કરવાનું કોઈ કારણ નથી.

## ૩૪. સ્ત્રીજાતિની નેતાગીરી

કહેવાય છે કે કોઈ એક સમયે ભારતમાં મણિપુર — આસામમાં ત્રિયારાજ્ય હતું અને રાજ્યકારોબાર બધો જ સ્ત્રીઓના હાથમાં હતો. આ વાતની યાદ આપણે ભૂલ્યા નથી. આમ છતાં દુનિયાનો ઈતિહાસ વાંચતાં નિ:શંક રીતે આપણે કહી શકીએ છીએ કે દુનિયાના બધા ભાગોમાં અને બધા વંશોમાં માનવનીતિનું નેતૃત્વ પુરુષોએ જ કર્યું છે. કુદરત ઉપર આધિપત્ય મેળવવું, ધર્મની સંસ્થાપના કરવી, રાષ્ટ્રોનું રાજકીય સામર્થ્ય સંગઠિત કરવું — આ બધામાં પુરુષજાતિનું જ નેતૃત્વ રહ્યું છે અને સ્ત્રીઓએ બધી જ રીતે આ નેતૃત્વનો સ્વીકાર કર્યો છે અને પૂરા સંતોષ સાથે પુરુષજાતિની અનુયાયી બની છે. પુરુષજાતિ એવી કોઈ ફરિયાદ કરી શકે એમ નથી કે તેના નેતૃત્વમાં સ્ત્રીઓનો પૂરેપૂરો સાથ તેને મળ્યો નથી. કાળા, ગોરા, ઘઉંવર્ણા અને પીળા — બધા જ વંશોનો હજારો વર્ષોનો ઈતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે.

પુરુષપ્રધાન સંસ્કૃતિએ આજ સુધી શું મેળવ્યું છે અને પુરુષજાતિનો પુરુષાર્થ શામાં સમાયો છે એ તપાસવાનો સમય પાકી ચૂકયો છે.

કુટુંબવ્યવસ્થા, જાતિસંગઠન, મોટા મોટા વંશોનો પુરુષાર્થ અને સામ્રાજ્યોનો ઈતિહાસ કહી રહ્યો છે કે પુરુષસંસ્કૃતિએ ચાર પુરુષાર્થમાં પ્રગતિ કરી છે.

(૧) વ્યક્તિઓથી માંડી રાષ્ટ્રો સુધી અને મહાવંશોના પરસ્પર મિલન સુધી નિ:શંક અને નિર્લજ્જ પ્રતિસ્પર્ધા જોવામાં આવે છે અને કહેવામાં આવે છે કે માનવીની પૂરેપૂરી શક્તિ સ્પર્ધા વિના પ્રગટ થતી નથી.

(૨) બીજો પુરુષાર્થ એ કચડાયેલાં પછાત તત્ત્વોનું, દબાયેલા લોકોનું શોષણ, એકસ્પ્લૉઈટેશન ઑફ વીક બૅકવર્ડ ઍન્ડ અનઑર્ગેનાઈઝ્ડ બધા જ સમાજોમાં, રાષ્ટ્રોમાં, માનવવંશોમાં અને ખંડ-ખંડના સંગઠનમાં આ પુરુષાર્થ ચાલી રહ્યો છે. આ દબાયેલી માનવતાનો કોઈ સાર્વભૌમ પોકાર હોય તો તે આ શોષણનો વિરોધ છે. આ બંને પુરુષાર્થ દિવસ-રાત, વર્ષો સુધી અનેક સૈકાઓથી ચાલી રહ્યા છે.

(૩) પ્રતિસ્પર્ધા, શોષણ ને સંઘર્ષની મદદમાં સમય પર શસ્ત્રયુદ્ધ આવે છે. પહેલાંના જમાનામાં દરેક સૈકામાં એકબે લડાઈઓ થતી હતી. હવે એમાં પ્રગતિ થઈ છે. કયાંય પણ જાઓ તો જોશો કે દરેક દસકામાં એકાદ વર્ષમાં એકાદ લડાઈ તો ફાટી નીકળી હોય છે અને બાકીનાં નવ વર્ષ લડાઈની તૈયારીમાં જાય

છે. પ્રતિસ્પર્ધા, શોષણ અને યુદ્ધ આ ત્રણનો સાર્વત્રિક ફેલાવો – એમાં બધી જ પુરુષસંસ્કૃતિ આવી જાય છે.

હવે એ અનુભવ થઈ રહ્યો છે કે, કોઈ પણ સ્થળે યુદ્ધ ફાટી નીકળે છે, કે તરત તે વિશ્વયુદ્ધ બની જાય છે. અને પછી તો વિજ્ઞાનની મદદથી લાખો માનવીઓની કતલ કરવી પડે છે. શાંતિના ઉપાસકો જ નહીં, પણ યુદ્ધને સંસ્કૃતિ અને સામર્થ્યનો પાયો માનનાર લોકો પણ હવે કહેવા લાગ્યા છે કે જ્યાં સુધી યુદ્ધને અંતે કોઈ એક પક્ષનો વિજય થતો હતો ત્યાં સુધી તેઓ યુદ્ધનું સમર્થન અને પ્રચાર કરતા હતા; પણ હવે વિજ્ઞાનની શક્તિ અને માનવસંગઠનની શક્તિ એટલી વધી છે કે યુદ્ધના અંતે યુદ્ધમાં જોડાયેલ બધાં રાષ્ટ્રોનો વિનાશ જ સર્જાયો છે. એમાંથી કોઈ બચી શકતું નથી; અને તેથી બધા આ સંસ્કૃતિનો વિરોધ કરી રહ્યા છે. વિરોધ કરવાની તેમને ફરજ પડી છે. આગળ કયે રસ્તે જવું તે પશ્ચિમના લોકોને જ નહીં, પણ માનવજાતિને પણ સૂઝ્યું નથી.

આવી સ્થિતિમાં ગાંધીવિરોધી લોકો પણ ગાંધીજીના સંદેશામાંથી રસ્તો મેળવવાની આશા રાખે છે. પુરુષસંસ્કૃતિએ તો દેવાળું કાઢ્યું છે, હવે માનવ-સંસ્કૃતિની આગેવાની કોણ કરે ?

આશા તો એવી રહે છે કે સ્ત્રીજાતિએ આ નેતૃત્વ લેવા આગળ આવવું જોઈએ, કારણ યુદ્ધના લોહીથી તેના હાથ ખરડાયા નથી, ભ્રષ્ટ થયા નથી.

આજ સુધી સ્ત્રીજાતિએ જ પુરુષનું અનુસરણ કર્યું છે. તેની નેતૃત્વની સમજ અને શક્તિનો જાણે કે નાશ થયો છે, નાબૂદ થઈ છે. તે નેતૃત્વ આપીએ તોપણ તે તેનો ઈન્કાર કરશે.

આમ છતાં માનવજાતિનું ભવિષ્ય ભાખનાર ભગવાન કહે છે કે ભાવિનું નેતૃત્વ સ્ત્રીજાતિએ લેવું જ રહેશે; ઈચ્છા હોય કે ન હોય, માટે તેણે તૈયારી કરવી જ રહેશે. ભલે શરૂશરૂમાં તેને અસફળતા મળે, તેનો આત્મવિશ્વાસ તૂટી જાય, તેમ છતાં ભગવાનનિર્ધારિત કામ કરવા માટે સ્ત્રીજાતિએ તૈયાર થવું જ રહેશે. આ નવી સંસ્કૃતિનાં બી ગાંધીજીએ વાવ્યાં છે. તેનો માર્ગ તેમણે બતાવ્યો છે. ગાંધીજીમાં પુરુષતત્ત્વ અને સ્ત્રીતત્ત્વ બંનેનું અદભુત મિલન હતું. તેઓ માનવજાતિના અધ્યાત્મપરાયણ સેનાપતિ પણ હતા. સાથે સાથે નવનિર્માણના સંગઠનની માતા પણ હતા. સત્ય, અહિંસા, સંયમ, સેવા અને સુમેળ – આ છે સ્ત્રીનેતૃત્વની આધ્યાત્મિક બુનિયાદ. આમાં પુરુષમાનસની સલાહ કામ નહીં લાગે. સંયમ, સેવા અને સત્યાગ્રહ એ સ્ત્રીસંસ્કૃતિનો પાયો છે. આનો પ્રયોગ કરવા માટે સ્ત્રીજાતિએ પોતાનું માતૃત્વ અકબંધ રાખીને, નવા નવા પ્રયોગો કરવા રહેશે, સંઘર્ષપ્રવીણ પુરુષમાનસનું નેતૃત્વ હવે કામ નહીં આવે.

એ સંતોષની વાત છે કે આ આદર્શ સિદ્ધ કર્યો હોય એવા પ્રમુખ આ સંમેલનને સાંપડ્યા છે. હું જાણું છું કે અમારા ભાઈ ગોપબંધુની સાથે ગાંધીમાર્ગનો સહયોગ કરીને નેતૃત્વની પૂરી લાયકાત તેમણે મેળવી છે.

હું માનું છું અને મને શ્રદ્ધા છે કે આદરણીય રમાદેવીના પ્રમુખપદે આ મહિલાસંમેલન અત્યંત શુભ અને તેજસ્વી શરૂઆત કરી શકશે.

## ૩૫. આજનો સ્ત્રીધર્મ

સ્ત્રીજાતિની ઉન્નતિમાં જ આખા સમાજની ઉન્નતિ રહેલી છે. સ્ત્રીજાતિની ઉન્નતિ થઈ એટલે ગૃહસંસાર સ્વર્ગમય બન્યો. સ્ત્રીજાતિની ઉન્નતિ થઈ એટલે ઊછરતી પેઢીનો ઉત્કર્ષ નિશ્ચિત થયો. સ્ત્રીજાતિની ઉન્નતિ થઈ એટલે સામાજિક જીવન સર્વાંગસંપૂર્ણ થયું. સ્ત્રીજાતિની ઉન્નતિમાં જ આખા દેશનું કલ્યાણ આવી જાય છે, કેમ કે સ્ત્રી અને પુરુષ એ એક જ સમાજનાં બે અંગ છે. બન્નેનું જીવન મળીને જ સામાજિક જીવન બને છે. એક અંગની ઉપેક્ષા કરીએ તો સમાજને પક્ષઘાત થાય. આપણે બન્ને અંગો સરખાં ખીલવ્યાં હોત તો આજે સ્ત્રીઓનો પ્રશ્ન નોખો ચર્ચવો ન પડત. સ્ત્રીજાતિની ઉન્નતિનો સ્વતંત્ર વિચાર કરવો પડે છે એ આજની સામાજિક સ્થિતિનું દૂષણ છે. સ્ત્રીઓને સમાનતાના હક માટે લડવું પડે એ સમાજ અને ગૃહજીવન તૂટી પડયાનું લક્ષણ છે. ગૃહજીવનમાં તેમ જ સમાજમાં પ્રેમની એકતા હોવી જોઈએ. તે હોત તો ન્યાયની સમતાનો વિચાર સરખો પણ ન આવત. સમતા એ આદર્શ ન હોવો જોઈએ, તે સ્વાભાવિક પરિણામ હોય. જ્યાં પ્રેમ અને એકતા છે ત્યાં વિષમતા કે તેનું ભાન સરખું પણ નથી હોતું.

પણ આજે સમાજની દશા વિષમ છે. સ્ત્રીઓ પરાધીન, આશ્રિત અને અજ્ઞાન દશામાં આવી પડી છે. પુરુષવર્ગ કરતાં વધારે સુધરેલી હોવા છતાં સ્ત્રીનું જીવન આજે તેજસ્વી નથી. સ્ત્રીનો સ્વભાવ વધારે કોમળ, પ્રેમળ અને અહિંસક છે. એ જ વૃત્તિઓ સ્ત્રીએ વધારે કેળવી છે. જો હિંસા એ જંગલીપણું હોય અને અહિંસાવૃત્તિ એ સંસ્કારી દશા હોય તો સ્ત્રી વધારે સંસ્કારી છે, વધારે સુધરેલી છે એમ જ કહેવું પડે. સ્વચ્છંદ કરતાં સંયમ શ્રેષ્ઠ હોય તોપણ ભારતવર્ષમાં સ્ત્રીનો જ દરજ્જો ઉચ્ચ ગણાય. સ્વાર્થને દાબી દઈ પરોપકારને પ્રધાનપદ આપવામાં ઉન્નતિ હોય તો કૌટુંબિક જીવનમાં સ્ત્રી જ વધારે ઉન્નત છે. સ્ત્રીની કફોડી દશા તો તેના પરાવલંબીપણામાં છે. સ્ત્રી સ્વતંત્ર થઈ જાય એટલે તેના બધા સદ્‌ગુણો અને હૃદયની ઉન્નતિ દીપી નીકળશે. હું એમ નથી કહેવા માગતો કે સ્ત્રીઓએ પણ પુરુષની પેઠે આજીવિકાની ચિંતામાં પડવું. આજીવિકા મેળવવાનું સાધન તેમના હાથમાં હોય તો બસ છે. આર્થિક સ્વાતંત્ર્યનું સુંદર નામ આપી આજે જો પુરુષવર્ગ આજીવિકા મેળવવાની ચિંતાનો બોજો પણ સ્ત્રીઓ ઉપર નાખી દે તો તે પુરુષવર્ગને છાજે નહીં. મારું કહેવું એટલું જ છે કે સમાજમાં પુરુષ કરતાં સ્ત્રીની સેવા શ્રેષ્ઠ છે, સ્ત્રીનો દરજ્જો પણ શ્રેષ્ઠ હોવો જોઈએ. સ્ત્રીએ જાણવું

જોઈએ કે ઉચ્ચ વૃત્તિ પોતે કેળવેલી હોવાથી સમાજનું નેતાપણું સ્વીકારવાની જે ફરજ પોતાના ઉપર આવી છે તેને માટે પોતે લાયક થવું જોઈએ.

આજે સમાજ આગળ — દુનિયાના બધા જ સમાજ આગળ ભારેમાં ભારે પ્રશ્નો આવી પડયા છે. આખી દુનિયામાં ઊથલપાથલ થઈ છે. આખા સમાજની રચના નવેસર કરવાનો પ્રસંગ આવી ગયો છે. જૂના વખતમાં જૂના આદર્શ ટકાવવાનું જ કામ સમાજ આગળ હતું ત્યારે ઝાઝો વિચાર કરવાનું રહેતું નહીં. જે છે તે જ ચાલુ રાખવાનો આગ્રહ રાખવાથી બધું કામ સરી જતું. આજે જૂનો આદર્શ ટકે એમ નથી. એમાં ફેરફાર થવો જ જોઈએ. છતાં જૂનો આદર્શ સમૂળો ફેંકી દીધે પણ ચાલે એમ નથી. અમેરિકાના નિગ્રો લોકોએ જેમ સંપૂર્ણ શ્રદ્ધાથી ખ્રિસ્તી ધર્મ અને અમેરિકન રહેણી સ્વીકારી લીધાં તેમ જો આપણે કરવા ધારત તો રસ્તો સહેલો હતો, પણ આપણે જોઈએ છીએ કે આપણે માટે એ રસ્તો નથી. આખી દુનિયા આજે નિરાશામાં ડૂબી ગયેલી છે. કોઈ પણ એક વ્યવસ્થા કલ્યાણકારક નીવડશે એવી ખાતરી થતી નથી. આપણી સમાજરચના સફળ નીવડી નહીં એ તો આપણે જોઈએ છીએ. યુરોપની સમાજરચના પણ કલ્યાણકારી નથી એવો અનુભવ થયો છે. આપણે જોઈ શકયા છીએ કે રચનામાં કે ગોઠવણમાં ફેરફાર કર્યે દહાડો વળવાનો નથી, પણ મનુષ્યના સ્વભાવમાં જ ફેરફાર કરવો જોઈએ. અત્યાર સુધી આપણે માનતા કે ન્યાયનાં ત્રાજવાંથી પરસ્પર સ્વાર્થનો મેળ બેસશે અને દુનિયામાં શાંતિ સ્થપાશે. હવે આપણે જોઈએ છીએ કે ધર્મનું મૂળ ન્યાય નથી પણ દયા છે. એ દયાના પાયા ઉપર, પરસ્પર આદરના પાયા ઉપર સમાજની નવેસર રચના થવી જોઈએ. હિંસા સામે હિંસા કરવામાં ન્યાય છે એમ માનીને અત્યાર સુધી આપણે હિંસા કરતા આવ્યા છીએ. ન્યાયનું મૂળ તો હાથમાં ન આવ્યું, પણ માત્ર હિંસા વધી. હવે હિંસાને બદલે ક્ષમા અજમાવવાનું આપણને મન થાય છે, તે કોણ અજમાવી શકે છે? ન્યાયનો બદલો વીર લઈ શકે છે. પણ ક્ષમાને માટે લડવૈયા કરતાંયે ઉચ્ચ કોટિની વીરતા જોઈએ છે. તે વીરતા કોણ બતાવી શકે? જેમના હાથ હજી લોહીથી ખરડાયેલા નથી, જેમણે નમ્રતાથી જ પોતાની ઉન્નતિ સાધી છે, સેવાથી જ જેમણે પોતાનો સ્વાર્થ સાધ્યો છે તે સ્ત્રીવર્ગમાં જ એ ક્ષમાશક્તિની આપણે આશા રાખી શકીએ છીએ. તેમને હાથે જ સમાજનો ઉદ્ધાર થઈ શકે છે, અહિંસાધર્મ તેઓ જ બરાબર સમજી શકે છે, તેઓ જ તેનું પાલન અને પ્રચાર કરી શકે છે. અહિંસાધર્મને ધારણ કરવા માટે જે શ્રદ્ધા જોઈએ છે તે સ્ત્રીઓમાં છે, પણ તેને માટે જે જ્ઞાન જોઈએ છે તે તેમણે હજી કેળવવાનું છે. સ્ત્રીઓમાં અહિંસા છે, પણ તે ત્યારે જ દીપી નીકળશે જ્યારે તેમનામાં નિર્ભયતા અને સ્વાશ્રય આવી જશે. પોતે અબળા છે એ વહેમ તેમણે છોડી દેવો જોઈએ અને સમાજ આગળ ઊભેલા બધા પ્રશ્નોનો ઉકેલ લાવવા તૈયાર થવું જોઈએ.

ધર્મસંસ્કારનો સવાલ સૌથી ભારે છે. ધર્મને એક કોરે મૂકી ઉચ્ચ સ્વાર્થના

અને દૂરંદેશીના નિયમોથી જ સમાજ ચાલી શકશે એમ અત્યાર સુધી આપણે માનતા. તે ભ્રમ હવે ભાંગી ગયો છે. જો સમાજનું તારણ થાય તો ધર્મથી જ થઈ શકે એવી ખાતરી થઈ છે. પણ ધર્મનું શુદ્ધ સ્વરૂપ આજે સમાજ આગળ નથી. સ્ત્રીઓને ભાગે તો કેટલાક જૂના સંસ્કારો અને જાતજાતના વહેમો એ જ ધર્મ છે; જેથી સહિષ્ણુતા, ઉદારતા અને બંધુતા પેદા ન થાય તે ધર્મ નથી. ધર્મથી વિરોધ મટી જાય છે. જે ધર્મને નામે વિરોધ પેદા થાય છે તે શુદ્ધ ધર્મ નથી એ હું ચોક્કસ જાણું છું. દરેક ધર્મમાં આ શુદ્ધ તત્ત્વો હોય છે જ, પણ તેની સાથે અશુદ્ધ મેલ ઘણી વાર ભળી જાય છે, તે કાઢી નાખવા માટે હંમેશાં ધર્મસંસ્કારની જરૂર છે. એ ધર્મસંસ્કાર તર્કબુદ્ધિથી નહીં પણ શુદ્ધ હૃદયથી થવો જોઈએ.

ધર્મસંસ્કાર થાય તો પછી સામાજિક રિવાજો અને રૂઢિઓમાં સંસ્કાર કરવા કઠણ નથી. સામાજિક દોષો દૂર કરવા કરતાં તે પેદા જ ન થાય એવી સ્થિતિ ઉત્પન્ન કરવી જોઈએ. ધર્મવૃત્તિથી જ સામાજિક જુલમ ટાળી શકાય છે. એ ધર્મવૃત્તિ દરેક યુગમાં પેદા થતા સાધુસંતો આપણને બતાવી દે છે, પણ તેનો સ્વીકાર કરી તેનો પ્રચાર કરવાનું કામ તો સ્ત્રીઓ જ કરી શકે છે, કેમ કે તેઓ દરેક વસ્તુને મગજની નહીં પણ હૃદયની દૃષ્ટિએ નિહાળી શકે છે. આમ હિંદુસ્તાનમાં જે અહિંસાધર્મ આજે જન્મ્યો છે તેનો સ્વીકાર અને પ્રચાર કરવાની જવાબદારી સ્ત્રીઓ પર જ છે. અને અત્યાર સુધીનાં તેમનાં જીવનથી તેમણે તે લાયકી મેળવી છે અને કેળવી છે. આજે પણ સ્ત્રીઓ તે કામમાં જ પોતાની બધી શક્તિ અર્પે એવી મારી પ્રાર્થના છે.

## ૩૬. સ્ત્રી-પુરુષ વચ્ચેના ભેદોનું સ્વરૂપ અને રહસ્ય

સ્ત્રી અને પુરુષ બંને સરખા જ માણસો હોઈ બેમાં ઘણા સરખા જ ગુણો હોય છે. એ સરખાપણાને આધારે જ બે વચ્ચેના ખાસ ગુણો એટલે કે સ્વભાવ-ભેદ શોભી નીકળે છે અને પરસ્પર પોષક થાય છે.

સ્વભાવનું બહુ મોટું ક્ષેત્ર સમાન ન હોત તો બે વચ્ચેના ભેદ પરસ્પર બાધક અથવા મારક થાત એને બદલે કુદરતની રચના જ એવી છે કે સ્ત્રી-પુરુષ વચ્ચેના શારીરિક, માનસિક અને લાગણીવિષયક ભેદોને કારણે જ એકબીજાને બની શકે છે. અભિરુચિમાં પણ અમુક સમાનતા સાથે અમુક જુદાપણું હોય છે તેથી બંને એકબીજાને અનુકૂળ હોય છે, એટલું જ નહીં પણ એમને એકબીજા વિના ચાલતું નથી.

પાયાની આ વસ્તુ તરફ ધ્યાન ન દેવાથી કેવળ ભેદની ચર્ચા નિષ્ફળ નીવડે છે. અને કોક કોક વખતે વિકૃતિ પેદા કરે છે. મુખ્ય વસ્તુ ધ્યાનમાં લેવાની કે

એ ભેદો જેમ મૂળભૂત છે તેમ જ પરસ્પર પોષક પણ છે. અને તેથી પરસ્પરનો મેળ ખવડાવવાની કળા બંનેને કેળવવી પડે છે. એ કળાને અભાવે જ કેટલાંયે દાંપત્યજીવન જે સહેજે સુખી થઈ શકત તે આખો જન્મારો ખેંચાતાણી કરીને નિષ્ફળ અને દુ:ખી નીવડયાં છે.

આટલી ભૂમિકા સ્પષ્ટ કર્યા પછી જ બે જણ વચ્ચેના ભેદનો વિચાર કરી શકાય.

૨

સ્ત્રી-પુરુષના શરીરભેદ તરફ ધ્યાન સહેજે જાય છે. સ્ત્રીને માથે માતૃત્વનો ભાર હોવાથી શરીરભેદ સાથે જીવનક્રમમાં પણ અમુક ભેદ સ્વીકારવો જ પડે છે. પુરુષ કમાય, રક્ષણ કરે અને પ્રતિકૂળ પરિસ્થિતિ સામે બહાદુરીપૂર્વક લડે, જ્યારે સ્ત્રી વ્યવસ્થા સાચવે, જીવનની વિગતોમાં ઊતરે, કરકસરથી સાધન-સંપત્તિનો ઉત્તમોત્તમ ઉપયોગ કરે ઇત્યાદિ જીવનક્રમના ભેદ ઉત્પન્ન થયા છે જ.

નાનાં નાનાં બાળકોને ધવડાવવાનું અને ખવડાવવાનું કામ સ્ત્રીનું હોવાથી સ્ત્રીને બાળઉછેર સ્વાભાવિક પ્રિયકર અને અનુકૂળ હોય છે. પણ એ જ બાળકો (છોકરાઓ તેમ જ છોકરીઓ પણ) માતાના સહવાસથી પૂરો સંતોષ મેળવી શકતાં નથી. પિતાની તેમ જ માતાની દોરવણી અને પ્રેરણા શોધે છે એ ભેદ પણ સ્વાભાવિક છે. બાળઉછેરનો પ્રારંભ સ્ત્રીઓથી થાય પણ આગળનો વિકાસ બંને દ્વારા થવાનો હોય છે. અને તેથી જ બાળઉછેર માટે પતિ-પત્ની (વ્યાપક ભાષામાં બોલીએ તો વાલી સ્ત્રી-પુરુષો વચ્ચે) એકરાગ હોવો જોઈએ. અને એકરાગ ન હોય તો નભાવી લેવાની માંડવાળ તો હોવી જ જોઈએ.

૩

હવે સ્ત્રી-પુરુષના સ્વભાવભેદનો સહેજસાજ વિચાર કરીએ. પુરુષ લાભ-હાનિનો વિચાર વધારે કરે છે. સ્ત્રી ગમા-અણગમાને વધારે મહત્ત્વ આપે છે. જોકે આ બાબતમાં ખાસ કોઈ કડક નિયમ નથી. બંનેમાં બંને દૃષ્ટિઓ હોય છે જ.

પુરુષોમાં ધૈર્ય અને લડાઈમાં ઝઘડા-કંકાસમાં ટકવાની હિંમત વધારે હોય છે, જ્યારે સ્ત્રીઓમાં માંડવાળ સાથે પોતાની જ વાતને વળગી રહેવાની ધીરજ હોય છે. ધૈર્ય અને ધીરજ એ શબ્દોનો નાજુક ફરક આ રીતે જ ધ્યાનમાં આવી શકે છે.

પુરુષ નજર સામેના પ્રસંગ ઉપર તુરંતની સગવડ-અગવડ ઉપર જેમ ધ્યાન આપે છે તેમ સો-પચાસ વર્ષના વ્યાપક જીવનનો પણ એકસામટો વિચાર કરે છે. સ્ત્રી અગવડો સામે લડવાને બદલે અગવડો વેઠીને કાંઈક રસ્તો કાઢવાનો નાજુક ઉપાય શોધે છે. આ ભેદ પણ સમજવા જેવો છે.

પુરુષો પોતાની બહાદુરીનાં વખાણ સાંભળવા ઇંતેજાર હોય છે. જ્યારે સ્ત્રી તેનું સૌંદર્ય, તેનું આકર્ષણ, તેનો પ્રેમ, તેનો ત્યાગ અને સેવા એ વસ્તુની કદર સ્પષ્ટ શબ્દોમાં થયેલી જાણવા ઉત્સુક હોય છે. આ બાબતમાં પુરુષોનાં ભૂખ સ્ત્રીઓ ઓળખે છે અને તે મનમુરાદ તૃપ્ત પણ કરે છે. સ્ત્રીઓની ભૂખનો

ખ્યાલ પુરુષો ઓછો કરે છે અને તેથી સ્ત્રીઓમાં અમુક અતૃપ્તિ હંમેશાં રહે છે પણ એ નભાવી લે છે. નજીવી લાગતી આ બેદરકારીને કારણે પુરુષો કેટલું ખોવે છે એ જો પોતે જાણે તો પોતાના સ્વભાવમાં જરૂર અને સહેજે સુધારો કરી શકે.

મુખ્ય મુખ્ય ભેદ ઉપર કહી દીધા. ઉપરાંત એક મહત્ત્વનો ભેદ છે. પુરુષ કહેશે કે હું ટટ્ટાર રહીશ અને તેમ ન બની શકે તો ભાંગી પડીશ, પણ નમીશ નહીં. પુરુષનું એ વચન અંગ્રેજીમાં આ પ્રમાણે છે. I would rather break than bend. સ્ત્રી બરાબર એથી ઊલટી રીતે વિચાર કરી નમતું આપે ખરી પણ સરવાળે સંકટ અને કષ્ટ સામે ટકવાની શક્તિ પુરુષો કરતાં સ્ત્રીઓમાં જ વધારે છે. આને હું મારી પરિભાષામાં કોક કોક વખતે આત્મશક્તિ કહું છું અને કોક કોક વખતે આસ્તિકતા કહું છું. મૂળે બે વસ્તુ એક જ છે.

આખા કુટુંબ કે પરિવાર ઉપર જ્યારે આર્થિક, સામાજિક કે નૈતિક સંકટ આવી પડે ત્યારે ઘણી વાર અંતિમ ઉદ્ધાર અમુક અમુક સ્ત્રીઓને હાથે જ થયો છે એમ અનુભવે જણાશે.

૪

આટલું બધું સ્પષ્ટ કહ્યા પછી આ વિવેચન પૂર્ણ કરવા માટે મારે કહેવું જોઈએ કે શરીરભેદ અને જીવનકાર્યનો ભેદ આટલો સ્પષ્ટ હોવા છતાં કેટલાક પુરુષોમાં સ્ત્રીવૃત્તિ વધારે હોય છે, અને આ દોષ નથી. મહાત્મા ગાંધી જેવા ભડવીર લોકનાયક અને યુગપુરુષ સ્વભાવે સ્ત્રીવૃત્તિના હતા. એમને એમના જીવનમાં જે લોકોત્તર સફળતા મળી તે એમની અનુનયપ્રધાન સ્ત્રીવૃત્તિને જ આભારી હતી.

અને કેટલીક સ્ત્રીઓ સ્વભાવે બિલકુલ પુરુષવૃત્તિની હોય છે. એનો અર્થ એ નથી કે દાંપત્યજીવનમાં જરૂરી મીઠાશ એમની પાસે હોતી નથી. પતિને અને બાળકોને સાચવી પણ શકે પણ સરવાળે આખો સ્વભાવ જોતાં એમને પુરુષ-પ્રકૃતિની જ ગણવી જોઈએ.

કુદરતને આવા અપવાદો નિર્માણ કરવામાં મજા પડતી હશે અને જાત જાતના પ્રયોગો કરવા, Permutation અને Combination કરવાં એ તો કુદરતનો ખાસ વિલાસ છે.

એમ જોતાં દરેક પુરુષમાં સ્ત્રીસ્વભાવનો અંશ હોય જ છે, અને દરેક સ્ત્રીમાં અમુક પુરુષ અંશ પણ જોવાને મળે જ છે. આ ઉપરાંત બંને વચ્ચે માનવસહજ સમાન ગુણો તો હોય જ છે, જેની વાતથી જ આ આખી નોંધનો પ્રારંભ થયો છે.

# ૩૭. દામ્પત્યજીવનમાં બ્રહ્મચર્ય

'લગ્નજીવનમાં પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનું યોગ્ય છે? કોઈ પણ હાલતમાં સંયમની આવશ્યકતા માન્ય થવી જ જોઈએ. પરંતુ પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનો નિયમ દામ્પત્યજીવનમાં કેટલો વાજબી છે?'

આ સવાલ બિલકુલ યોગ્ય છે. પતિ અને પત્ની બંનેએ લગ્નના સમયે જ વિષયસેવન ન કરવાની પ્રતિજ્ઞા લીધી હોય એવાં ઉદાહરણ ઈતિહાસમાં છે. આજકાલ એવા પ્રસંગોની કલ્પના કરી શકાતી નથી. જૈન કથા-સાહિત્યમાં વિજય શેઠ અને વિજયા શેઠાણીને પોતાની ઈચ્છા વિરુદ્ધ લગ્ન માન્ય કરવું પડયું હતું. લગ્ન પછી એકાંતમાં મળતાં જ શેઠે પોતાનો વિચાર કહીને સંકલ્પ શેઠાણીને સમજાવ્યો. પત્ની બોલી "ધન્ય ભાગ્ય મારું. મારો વિચાર પણ પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનો હતો. પરંતુ માબાપે કહ્યું, 'એવું તે કદી બન્યું છે? સ્ત્રી લગ્ન કર્યા વિના કદી રહી નથી શકતી.' એટલે લાચારીથી મારે લગ્ન કરવું પડયું. હવે આપણે બંને આપણી બ્રહ્મચર્ય-સાધના નિર્વિઘ્ન રીતે કરી શકીશું."

આવાં ઉદાહરણ વિરલ હોય છે. પણ હું તો આ કિસ્સામાં કહીશ કે બંનેનો પરસ્પર પરિચય પણ નહોતો. સામાજિક રિવાજને લીધે લગ્ન થઈ ગયું. અમારું લગ્ન જ નથી થયું એમ તે બંને માની શકે. પછી તેઓ એકસાથે રહી શકે છે, ચાહે અલગ રહી શકે છે. એકત્ર રહ્યા પછી બંનેમાં ભાઈ બહેન જેવો પ્રેમ પેદા થાય તો બંને ઉત્તમ સહજીવન ગાળી શકે છે, એમાં એકત્ર નહીં સૂવાનો, એકાંતમાં નહીં રહેવાનો નિયમ પાળે કે ના પાળે, એમની મરજી. ભલે દુનિયા માને કે એ પતિ-પત્ની છે, એથી એમનું તો કશું નુકસાન થવાનું નથી.

અને અલગ રહે તો સમાજને ફરિયાદ કરવાનું કોઈ કારણ પણ નથી. જે માનવું હોય તે માનવા લોકો સ્વતંત્ર છે.

જોકે હું તો કહીશ કે લગ્ન સમયે બંને જણનો પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય છે તો એમણે લગ્ન કરવું જ ન જોઈએ.

સહજીવનની ઈચ્છા, વિષયસેવનની તૈયારી અને પ્રજોત્પત્તિનો સંકલ્પ હોય તો લગ્નસંબંધથી બંધાવું ઉચિત છે.

પણ લગ્ન પછી એકનો યા બંનેનો બ્રહ્મચર્યનો વિચાર દૃઢ થઈ ગયો તો શું કરવું એ સવાલ ઊઠે છે.

હું કહીશ કે લગ્ન કર્યા પછી બંનેના મનમાં વિષયસેવન કર્યા વિના બાકીનું આયુષ્ય પૂરું કરવાનો સંકલ્પ થયો તો બંને જણ એવું કરી શકે છે, સમાજ વચ્ચે નહીં આવે, આવવું પણ ન જોઈએ. એમને સમાજ પરિણીત માને કે અપરિણીત,

એથી એમને કે સમાજને નફો-નુકસાન કશું નથી. આવી સ્થિતિમાં લગ્ન-સંબંધ તોડવાની આવશ્યકતા નથી. ક્યારેક ક્યારેક એ સંબંધને કારણે બંનેને સુરક્ષિતતા જ મળે છે.

હવે એ સવાલ આવે છે કે યોગ્ય સંકલ્પ સાથે લગ્ન કર્યા પછી એક પક્ષને વિષયસેવન ના કરવાનો સંકલ્પ ઊગ્યો તો એવી સ્થિતિમાં શું કરવું?

આ સવાલનો જવાબ આપતાં પહેલાં એક વાત સ્પષ્ટ કરવી જોઈએ. પતિ અને પત્નીના અધિકાર પૂરેપૂરા સમાન હોવા જોઈએ. આજે લોકો માને છે કે સ્ત્રી લાચાર છે, પતિને રાજી કરવા માટે બંધાયેલી છે, પુરુષનું એવું નથી. જોકે આજના જમાનામાં હિંમત કરીને કોઈ કહેશે નહીં કે બંનેમાં સમાનતા ન હોઈ શકે.

આવી સ્થિતિમાં સ્ત્રી યા તો વિધવા જેવી રહેશે, યા બીજું લગ્ન કરશે. પુરુષને માટે પણ આ જ નિયમ હોય. કોઈ પણ હાલતમાં બંનેના અધિકાર એક જેવા જ હોય. બંનેમાંથી એકનો પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય થયો તો પછી એ લગ્નસંબંધ તોડીને પોતાના સાથી માટે અનુકૂળ અન્ય સાથી શોધવામાં મદદ કરવાનો એનો ધર્મ છે. આવાં ઉદાહરણ બિલકુલ નથી એવું નથી. કોઈના પર પણ વૈધવ્યની અથવા વિધુરાવસ્થાની જબરદસ્તી નહીં થવી જોઈએ. વૃદ્ધ સ્ત્રી-પુરુષ લગ્ન કરવા ચાહે તો સમાજ તરફથી એમને પણ સંમતિ મળી શકે છે, મળવી જ જોઈએ.

હવે બીજો એક મુદ્દો. દામ્પત્યજીવનમાં એક બીમાર રહે, દૂર દેશમાં રહે યા કોઈ પણ કારણે ઇચ્છા હોવા છતાંયે વિષયસુખ ના આપી શકે તો એવી હાલતમાં જો બંનેમાં પરસ્પર સાચો નૈષ્ઠિક પ્રેમ છે તો વિષયસુખનો આગ્રહ છોડીને કેવળ સહજીવનથી સંતોષ માનવો એ જ સ્વાભાવિક છે અને ઉત્તમ છે. લગ્નસંબંધ એટલો પવિત્ર, નિષ્ઠાયુક્ત અને ઉત્કટ હોય છે કે એને નિભાવવા માટે વિષય-સુખનો ત્યાગ કરવાનું શક્ય અને સહ્ય બને જ છે. એમાં એમનો લગ્નસંબંધ ઉજ્જવળ અને આદર્શ બને છે. વિષયસેવનનો સ્વાર્થ ના રહ્યો, પરંતુ જીવનમાં ઓતપ્રોત રહ્યાનો આગ્રહ રહ્યો તો એવા સંબંધની સુગંધ એમના સમાજને પણ સંતોષ આપશે.

અહીં સુધી નિર્ણય આપવાનું સાવ આસાન હતું. પરંતુ એથી ભિન્ન પણ એક પક્ષ છે, જે સંયમી દામ્પત્યજીવનનો એવો જ છે.

બંનેમાંથી એકની વાસના જાગ્રત થઈ તો સામાન્ય રીતે બીજા પક્ષે પણ વાસના જાગ્રત થાય જ છે, એ સ્થિતિમાં તો સવાલ ઊઠતો નથી. આપણે કહીશું કે સ્વાભાવિક રીતે વાસના જાગ્રત થઈ તોપણ બીજા પક્ષની વાસના ઉત્કટ છે તો એને તૃપ્તિ આપવાનો ધર્મ દામ્પત્યજીવનમાં આવે જ છે. પોતાની ઇચ્છા બીજા પર લાદવાનું અયોગ્ય છે. પોતાની ઇચ્છા બીજા પર લાદવાનો એક પ્રકારનો હક છે એવું માનવું અને એને દામ્પત્યધર્મ માનવો એ તો ગલત છે. સાથીની ઇચ્છા ના હોય તો પોતાના વિચારને યાને વિકારને દબાવી

દેવો એ છે દામ્પત્યજીવનનો તકાજો અને અર્થ. એમાં ગૃહસ્થ ધર્મની શોભા છે.

પોતાની ઈચ્છા લાદવી નહીં, સાથીની ઈચ્છા જાગ્રત ન થઈ તો સંયમનું અવલંબન કરીને આત્મશક્તિ વધારવી, એ છે સાર્વભૌમ ગૃહસ્થધર્મ. જેની વાસના તીવ્ર એને માટે ધર્મપાલન પણ કઠણ બની રહે છે. ત્યારે પરસ્પર સંમતિથી જે ઠીક હોય તે જ કરવું જોઈએ.

એક વાત સ્પષ્ટ છે. પેટની ભૂખ કે ઊંઘની ભૂખ જેવી વિષયવાસના અપરિહાર્ય નથી. સ્વેચ્છાથી મનુષ્ય એ વાસનાને દૂર પણ કરી શકે છે અને દબાવી પણ શકે છે. વળી લગ્ન કરીને બંને એકમેક સાથે પૂર્ણ નિષ્ઠા રાખવા માટે બંધાઈ ગયાં, એમને તો પરિસ્થિતિવશ પણ પોતાની વાસનાને દબાવીને મનનું અને તનનું સ્વાસ્થ્ય સંભાળવું જ પડે છે. માટે વાસના-સંયમ આ ક્ષેત્રમાં અશક્ય અથવા અસહ્ય છે નહીં.

ગૃહસ્થધર્મ કહે છે કે સંતાન-ઉત્પત્તિની ઈચ્છા હોય તો વાસનાને માન્ય કરવી જરૂરી જ છે. એ સિવાય સહધર્મીઓનું કર્તવ્ય પણ છે, એકમેકને સુખ આપવાનું. જે સુખ ધર્મને અવિરોધી હોય છે.

હવે બીજો સવાલ ઊઠે છે, એના પર ગાંધીજી ભાર દેતા હતા. એમનું કહેવું છે કે પતિ-પત્ની બંનેનો વિચાર થયો કે પ્રજા જોઈએ, ત્યારે તેઓ વિષયસેવન કરી શકે છે, એ સિવાય નહીં. આટલો સખત આગ્રહ ધર્મનો નથી. દરેક ધર્મમાં સંયમ માટે નિયમ કરેલા હોય છે. હિંદુ ધર્મમાં અમાવાસ્યા વગેરે અમુક અમુક તિથિઓ વર્જ્ય છે, શ્રાદ્ધદિન વર્જ્ય છે, ઋતુકાળના ત્રણ દિવસ વર્જ્ય છે. એવા કેટલાય દિન વર્જ્ય હોય છે. આ બધું સાચવી લેતાં વિષયસેવન માટે ઓછા દિવસો બાકી રહે છે, એથી સંયમનો ખાસ પ્રયત્ન કરવો પડતો નથી.

ખુદ ગાંધીજીનો આગ્રહ ધીરે ધીરે વધી ગયો. પહેલાં તે કહેતા હતા કે સંભોગ કરવો અને બાળક જન્મે નહીં એનો કૃત્રિમ ઈલાજ કરવો એ બિલકુલ બૂરી ચીજ છે, પરંતુ પ્રજોત્પત્તિની ઈચ્છા ના હોય, તો સુરક્ષિત દિવસો જાણીને એ સમયે સંભોગ કરવામાં વાંધો નથી. (સુરક્ષિત દિવસોનું વૈદ્યશાસ્ત્ર અત્યારે સુરક્ષિત નથી. કેટલાક કહે છે કે ઋતુકાળના ત્રણ દિવસ દરમિયાન ગર્ભ ધારણ નથી થઈ શકતો. બીજા કહે છે કે અનુભવ એનાથી વિરુદ્ધ છે. બીજા લોકો કહે છે કે ઋતુકાળ પછી પંદર કે અમુક દિવસ ગર્ભાધાનનો સંભવ છે. બાકીના દિવસે નથી. આવા બધા સિદ્ધાંત અપૂર્ણ નિરીક્ષણ પર રચાયેલા છે.) ગાંધીજીની એ વખતની ભૂમિકા પરથી એટલું તો સિદ્ધ થાય છે કે સંતતિની ઈચ્છા ન હોય છતાં પણ અથવા સંતતિ ન થાય એવો આગ્રહ હોવા છતાંય કેવળ વિષય-વાસનાતૃપ્તિ માટે દંપતી સંભોગ કરી શકે છે. પછી તો કોઈ પણ કહેશે કે નસીબ પર વાત છોડવાને બદલે ગર્ભનિરોધનો ઉપાય કરવો જ યોગ્ય છે.

(ગર્ભનિરોધના નવા નવા ઉપાયો, દવાઓ વગેરે પ્રાપ્ત નહોતું ત્યારે પણ લોકો સંતતિનિરોધ કરતાં તો હતાં જ. એનું વર્ણન અથવા વિવરણ અહીં જરૂરી નથી.)

બાળકને જન્મ આપવાની ઇચ્છા હોય ત્યારે દંપતી વિષયસેવન કરે, આ નિયમ શુદ્ધ છે. પરંતુ અસંખ્ય દંપતી કહે છે કે એટલો સંયમ મનુષ્ય માટે સાધ્ય નથી અને સ્વાભાવિક પણ નથી. દામ્પત્યજીવનમાં ચાહે તેટલો સંયમ આપણે ચલાવીએ, પરંતુ કંઈક તો છૂટ હોવી જ જોઈએ. એનો સ્વીકાર કરીને જ મહાત્મા ગાંધીજી જેવાઓએ સુરક્ષિત દિવસની વાત કરી હતી.

હવે આ વિષયની અધિક ચર્ચા આવશ્યક નથી.

ઋતુકાળના ત્રણ દિવસ સંયમ પાળવાનો પ્રાચીન નિયમ બધા દેશોમાં અને બધા સમાજોમાં માન્ય છે અને તે ઇષ્ટ પણ છે. એ નિયમ નહીં પાળતાં પતિ-પત્નીને કોઈ સજા તો નથી કરતું. પરંતુ એ ચીજને સમાજ માન્ય નથી કરતો અને એ નિયમ યોગ્ય છે. એથી અધિક કહેવાનું કાંઈ રહેતું નથી.

## ૩૮. સ્ત્રી-પુરુષો માટે બ્રહ્મચર્ય

પુરુષ હોય કે સ્ત્રી, ઉંમરલાયક થઈ જાય એટલે પરણવું, ગૃહસ્થાશ્રમ ચલાવવો, જે બાળકો થાય એમની સેવા કરવી, એમને કેળવવાં, એમને સારા સંસ્કારો આપવા અને યથાકાળે એમને પોતાનું જીવન પોતાની મરજી પ્રમાણે ચલાવવા માટે છૂટાં કરવાં એ જ આદર્શ આખી માનવજાતિ માટે સ્વાભાવિક છે. પરણ્યા એટલે પડ્યા, કાંઈક ઊતરતું કામ કર્યું એવી ભાવના મનમાં રાખવાનું કશું કારણ નથી. દરેક માણસ — સ્ત્રી હોય કે પુરુષ — વિચારે કે આપણાં મા-બાપ પરણ્યાં તેથી આપણે જન્મ્યાં. આપણે પણ પરણીએ અને બાળકોને જન્મ આપીએ એ સૃષ્ટિનો ક્રમ છે. આવા વૈવાહિક જીવનમાં સંયમ હોવો જોઈએ. પરણ્યા એટલે મરજીમાં આવે તેટલું વિષયસુખ લેવું જ જોઈએ અને આપવું જ જોઈએ એવું બંધન માનવાનું કારણ નથી. (પશુપક્ષી આદિ મનુષ્યેતર જીવનમાં અમુક સંયમ સ્વાભાવિક હોય જ છે. માણસે પોતાની કલ્પનાશક્તિ અને વિષયાસક્તિ વધારી છે. તેથી કુદરતને પણ માત કરી માણસ મર્યાદા છોડે છે. જ્યારે ઉત્તમ ગૃહસ્થજીવન માટે અને બાળકોને માટે, આપણે જે આદર્શો કલ્પ્યા છે તે જાતની કેળવણી લેવા આપવા માટે મા-બાપોએ પશુપક્ષી કરતાં પણ વધારે સંયમ કેળવવો જોઈએ. પશુપક્ષીઓ માટે એમનાં બાળકો પ્રત્યેનો એમનો ધર્મ સહેલો છે. 'પોતાનાં બાળકોને ખવડાવવાં-પિવડાવવાં, અને સંકટમાંથી એમને બચાવવાં' એ ઉપરાંત મા-બાપ ઉપર વધારે બોજો કુદરતે માન્યો નથી. એમનાં બાળકો જન્મે, એમને ખાવાપીવાનું ન મળે અને પરિણામે એ અકાળે મરી જાય તો એમાં મા-બાપનો વાંક મનાયો નથી. દીર્ઘાયુ થવું જ જોઈએ, જાત જાતની કેળવણી મેળવવી જ જોઈએ એવા આદર્શ પશુપક્ષી માટે નથી. પોતે સંયમ કેળવી બાળકોની સંખ્યા વધવા ન દેવી એ જાતનો વિચાર પશુપક્ષીઓમાં ઊગતો જ નથી. બાળક નાનું

હોય, માની સેવા અને મા તરફથી મળતું રક્ષણ, જ્યાં સુધી બાળકને જરૂરી છે ત્યાં સુધી મામાં ન વિષયવાસના જાગે છે, ન એમનું માતૃત્વ બીજા બાળક માટે ઝંખે છે. એટલે એ પ્રાણીઓના વૈવાહિક જીવનમાં કોઈ ખાસ સવાલો ઊઠતા જ નથી.

જૂના વખતમાં જીવનયાત્રા બહુ અઘરી ન હતી. છતાં બાળકોને કેળવીને એમને પોતાની પેઠે સંસ્કારી જીવન ગાળવાને યોગ્ય બનાવવાં એ આદર્શ માણસજાતે પોતાને માટે વધાર્યો છે. અને તેથી જ સંયમનો સવાલ પતિ-પત્ની બંનેને વિચારવો પડે છે. 'પ્રયત્નપૂર્વક સંયમ પાળવામાં આનંદ છે અને એ જ ઉચ્ચજીવન છે' એમ માણસ પોતાને અને પોતાનાં બાળકોને સમજાવે છે.

જૂના વખતમાં બાળકોની સંખ્યા મર્યાદિત કરવાની કલ્પના હતી જ નહીં. બાળકો ગમે તેટલાં થાય, એમને નાનાંનાં મોટાં બનાવીશું. પછી એમનું નસીબ હોય એ પ્રમાણે એ જીવશે. એને માટે આપણે જવાબદાર નથી. ગરીબાઈ આવે તો બાળકો ગરીબાઈમાં રહેશે. પૂરતું ખાવાનું ન મળે અથવા રોગ થાય તો એમનું નસીબ. ભગવાને એમને જન્મ આપ્યો છે, એ પોતાના જીવનના સવાલો ફોડી લેશે એમ જ માબાપો માનીને ચાલતાં. એવા જમાનામાં સામાન્ય માણસને માટે ન પરણવાનો અને બ્રહ્મચર્યનો આદર્શ સ્વીકારવાનો સવાલ જ ન હતો. સામાન્ય લોકોના ધર્મમાં બ્રહ્મચર્યનો આદર્શ હતો જ નહીં. સંયમનો જે આદર્શ હતો તે અઘરો ન હતો. માણસ કૃત્રિમતા કેળવે નહીં તો સ્વાભાવિક સંયમથી નભી જતું.

બ્રહ્મચર્યનો સવાલ પ્રથમ ઉઠાવ્યો મોક્ષધર્મે. બધા જ ધર્મોએ મોક્ષનો આદર્શ સ્વીકાર્યો છે. જોકે કેટલાક સંતોએ ભક્તિમાર્ગ પસંદ કરી મોક્ષમાર્ગને ગૌણ બનાવ્યો.

(મહારાષ્ટ્રના સર્વશ્રેષ્ઠ સંત તુકારામ કહે છે—तुका म्हणे गर्भवासी सुखे घालावे आम्हासी જો ભગવાનની ભક્તિ દૃઢ થઈ તો ફરી ફરી જન્મ લેતાં અમને વાંધો નથી. એક પછી એક ગર્ભવાસ ભોગવવા પડે તોયે અમને વાંધો નથી.)

બ્રહ્મચર્યનો આદર્શ કહે છે કે ખાધા વગર જેમ જિવાતું જ નથી તેમ વિષયોપભોગનું નથી. તેથી અન્નસેવન અને વિષયસેવન બેને સરખાં જ મહત્ત્વનાં ન ગણાય. સનાતન ધર્મ હો, જૈન ધર્મ હો કે બૌદ્ધ ધર્મ હો—બધા કહે છે કે જન્મ લેવો પડે એ એક બંધન છે. માણસ જો સંપૂર્ણ આત્મવિકાસ ચાહતો હોય તો એણે વિષયસુખનો પરિપૂર્ણ ત્યાગ કરવો જ જોઈએ. કેવળ શારીરિક સંયમ બસ નથી, મનમાં પણ વિષયસુખની ભૂખ ઊઠવી ન જોઈએ (આ આદર્શ સહેલો નથી. પણ અશક્ય પણ નથી.) માણસ નિશ્ચય કરે અને એ પ્રમાણે સંયમી જીવનની સાધના ચલાવે તો મન ઉપર એટલો કાબૂ જરૂર આવી શકે. પૂર્ણ બ્રહ્મચર્ય માણસને માટે શક્ય છે.

આવો આદર્શ દરેક સ્ત્રી-પુરુષ આગળ મૂકી તો શકાય. જેને એ માન્ય હોય ને નિશ્ચય કરે અને સાધના ચલાવે. કેટલાક લોકો દલીલો કરે છે કે મા-બાપના

વિષયસેવનમાંથી આપણને જન્મ મળ્યો, અને આપણે શરીરધારી બન્યા. આપણાં મા-બાપને શરીરો મળ્યાં તે એમનાં મા-બાપના વિષયસેવનમાંથી. આમ પરંપરાગત વિષયસેવનમાંથી જે શરીરની ઉત્પત્તિ છે તે શરીર એવું સુખ માગવાનું જ.

એના જવાબમાં અનુભવી લોકો કહે છે કે એ દલીલ જબરદસ્ત છે ખરી. પણ એક જન્મમાં નહીં તો હવે પછીના જન્મમાં, અથવા ત્યાર પછીના જન્મમાં સતત સાધના ચાલી હોય તો બ્રહ્મચર્ય સિદ્ધ થવાનું જ. શરીર અને મન, વિષયસુખ બિલકુલ માગે જ નહીં એટલે સુધી પહોંચેલા લોકો દુનિયામાં, દરેક યુગમાં જોવાને મળે છે. એમના પ્રત્યક્ષ અનુભવ આગળ તમારી નબળાઈની દલીલો શા માટે સ્વીકારીએ?

જેને મોક્ષ જોઈએ છે તેણે અથવા તેણીએ વિષયસુખ ઉપર વિજય મેળવવાની સાધના કરવી જ જોઈએ. પણ આવો આદર્શ દરેક માણસ ઉપર લદાય નહીં.

સંતો કહે છે કે અધ્યાત્મનો માર્ગ સદાચારનો માર્ગ છે. સંયમ સાથે પરોપકાર, પછાત લોકોની સેવા વગેરે અનેક સદ્‌ગુણો કેળવવાના હોય છે. આવા બધા સદ્‌ગુણો એકબીજાને પોષક હોય છે. એક જ દાખલો લઈએ. દરેક માણસમાં કોક કોક વાર ક્રોધ ઉત્પન્ન થાય છે. શક્તિશાળી માણસમાં પણ હોય છે. અને દુર્બળોમાં પણ ક્રોધ જાગે છે. (દુર્બળોમાં ક્રોધ ઓછો હોય છે એવો અનુભવ નથી.)

હવે જ્યારે માણસ ક્રોધ ઉપર વિજય મેળવે – (ક્ષમા, ઉદારતા, દયા અને આત્મીયતા કેળવવાથી ક્રોધ ઉપર કાબૂ આવી જ જાય છે. આ રીતે જો કોઈ પણ માણસ ક્રોધ ઉપર વિજય મેળવે) – તો અનુભવ કહે છે એવા માણસને એ જ સંયમમાંથી બ્રહ્મચર્યપાલનની પણ શક્તિ મળે છે. બધા સદ્‌ગુણો એકબીજાને મદદ કરે જ છે.

અમારો કહેવાનો સાર એ છે કે વૈવાહિક જીવન, પરસ્પર નિષ્ઠાયુક્ત પવિત્ર વૈવાહિક જીવન ગાળવાનો આદર્શ બ્રહ્મચર્ય કરતાં ઊતરતો છે એમ માનવાનું કારણ નથી. જેને બ્રહ્મચર્ય પસંદ પડ્યું તે એ સાધના કરે. બાકીના અસંખ્ય લોકો સંયમી ગૃહસ્થાશ્રમ ચલાવે. એને કોઈ ઊતરતા ગણે નહીં. બંને આદર્શો સમાજમાં સરખા જ માન્ય અને આદરણીય હોય તો અમે માનીએ છીએ સરવાળે સમાજની ઉન્નતિ જ થવાની.

હવે આપણા યુગનો એક ઉત્તમ દાખલો લઈએ. સ્વામી વિવેકાનંદના ગુરુ સ્વામી રામકૃષ્ણ પરમહંસને જેમણે જોયા હતા એવા થોડા લોકો આજે પણ જીવતા હશે. એમનાં પત્ની શારદામાતાનાં મેં પોતે દર્શન કર્યાં હતાં.

હવે આ રામકૃષ્ણ પરમહંસ શરૂઆતમાં એક મંદિરના પૂજારી હતા. એમને અધ્યાત્મ વળગ્યું. એમણે માતાની ભક્તિ ચલાવી. બ્રહ્મચર્યનો આદર્શ સ્વીકાર્યો. એમની સ્થિતિ જોઈ સગાંવહાલાંઓ અસ્વસ્થ થયાં. એમણે વિચાર્યું કે ગદાધરને પરણાવી દઈએ, તો એનું ગાંડપણ નીકળી જશે.

આશ્ચર્યની વાત એ કે ગદાધરે પરણવાની ના નહીં પાડી, ઊલટું કહ્યું કે

હોય, માની સેવા અને મા તરફથી મળતું રક્ષણ, જ્યાં સુધી બાળકને જરૂરી છે ત્યાં સુધી મામાં ન વિષયવાસના જાગે છે, ન એમનું માતૃત્વ બીજા બાળક માટે ઝંખે છે. એટલે એ પ્રાણીઓના વૈવાહિક જીવનમાં કોઈ ખાસ સવાલો ઊઠતા જ નથી.

જૂના વખતમાં જીવનયાત્રા બહુ અઘરી ન હતી. છતાં બાળકોને કેળવીને એમને પોતાની પેઠે સંસ્કારી જીવન ગાળવાને યોગ્ય બનાવવાં એ આદર્શ માણસજાતે પોતાને માટે વધાર્યો છે. અને તેથી જ સંયમનો સવાલ પતિ-પત્ની બંનેને વિચારવો પડે છે. 'પ્રયત્નપૂર્વક સંયમ પાળવામાં આનંદ છે અને એ જ ઉચ્ચજીવન છે' એમ માણસ પોતાને અને પોતાનાં બાળકોને સમજાવે છે.

જૂના વખતમાં બાળકોની સંખ્યા મર્યાદિત કરવાની કલ્પના હતી જ નહીં. બાળકો ગમે તેટલાં થાય, એમને નાનાંનાં મોટાં બનાવીશું. પછી એમનું નસીબ હોય એ પ્રમાણે એ જીવશે. એને માટે આપણે જવાબદાર નથી. ગરીબાઈ આવે તો બાળકો ગરીબાઈમાં રહેશે. પૂરતું ખાવાનું ન મળે અથવા રોગ થાય તો એમનું નસીબ. ભગવાને એમને જન્મ આપ્યો છે, એ પોતાના જીવનના સવાલો ફોડી લેશે એમ જ માબાપો માનીને ચાલતાં. એવા જમાનામાં સામાન્ય માણસને માટે ન પરણવાનો અને બ્રહ્મચર્યનો આદર્શ સ્વીકારવાનો સવાલ જ ન હતો. સામાન્ય લોકોના ધર્મમાં બ્રહ્મચર્યનો આદર્શ હતો જ નહીં. સંયમનો જે આદર્શ હતો તે અઘરો ન હતો. માણસ કૃત્રિમતા કેળવે નહીં તો સ્વાભાવિક સંયમથી નભી જતું.

બ્રહ્મચર્યનો સવાલ પ્રથમ ઉઠાવ્યો મોક્ષધર્મે. બધા જ ધર્મોએ મોક્ષનો આદર્શ સ્વીકાર્યો છે. જોકે કેટલાક સંતોએ ભક્તિમાર્ગ પસંદ કરી મોક્ષમાર્ગને ગૌણ બનાવ્યો. (મહારાષ્ટ્રના સર્વશ્રેષ્ઠ સંત તુકારામ કહે છે—तुका म्हणे गर्भवासी सुखे आम्हासी જો ભગવાનની ભક્તિ દૃઢ થઈ તો ફરી ફરી જન્મ લેતાં અમને વાંધો નથી. એક પછી એક ગર્ભવાસ ભોગવવા પડે તોયે અમને વાંધો નથી.)

બ્રહ્મચર્યનો આદર્શ કહે છે કે ખાધા વગર જેમ જિવાતું જ નથી તેમ વિષયોપભોગનું નથી. તેથી અન્નસેવન અને વિષયસેવન બેને સરખાં જ મહત્ત્વનાં ન ગણાય. સનાતન ધર્મ હો, જૈન ધર્મ હો કે બૌદ્ધ ધર્મ હો—બધા કહે છે કે જન્મ લેવો પડે એ એક બંધન છે. માણસ જો સંપૂર્ણ આત્મવિકાસ ચાહતો હોય તો એણે વિષયસુખનો પરિપૂર્ણ ત્યાગ કરવો જ જોઈએ. કેવળ શારીરિક સંયમ બસ નથી, મનમાં પણ વિષયસુખની ભૂખ ઊઠવી ન જોઈએ (આ આદર્શ સહેલો નથી. પણ અશક્ય પણ નથી.) માણસ નિશ્ચય કરે અને એ પ્રમાણે સંયમી જીવનની સાધના ચલાવે તો મન ઉપર એટલો કાબૂ જરૂર આવી શકે. પૂર્ણ બ્રહ્મચર્ય માણસને માટે શક્ય છે.

આવો આદર્શ દરેક સ્ત્રી-પુરુષ આગળ મૂકી તો શકાય. જેને એ માન્ય હોય તે નિશ્ચય કરે અને સાધના ચલાવે. કેટલાક લોકો દલીલો કરે છે કે મા-બાપના

વિષયસેવનમાંથી આપણને જન્મ મળ્યો, અને આપણે શરીરધારી બન્યા. આપણાં મા-બાપને શરીરો મળ્યાં તે એમનાં મા-બાપના વિષયસેવનમાંથી. આમ પરંપરાગત વિષયસેવનમાંથી જે શરીરની ઉત્પત્તિ છે તે શરીર એવું સુખ માગવાનું જ.

એના જવાબમાં અનુભવી લોકો કહે છે કે એ દલીલ જબરદસ્ત છે ખરી. પણ એક જન્મમાં નહીં તો હવે પછીના જન્મમાં, અથવા ત્યાર પછીના જન્મમાં સતત સાધના ચાલી હોય તો બ્રહ્મચર્ય સિદ્ધ થવાનું જ. શરીર અને મન, વિષયસુખ બિલકુલ માગે જ નહીં એટલે સુધી પહોંચેલા લોકો દુનિયામાં, દરેક યુગમાં જોવાને મળે છે. એમના પ્રત્યક્ષ અનુભવ આગળ તમારી નબળાઈની દલીલો શા માટે સ્વીકારીએ?

જેને મોક્ષ જોઈએ છે તેણે અથવા તેણીએ વિષયસુખ ઉપર વિજય મેળવવાની સાધના કરવી જ જોઈએ. પણ આવો આદર્શ દરેક માણસ ઉપર લદાય નહીં.

સંતો કહે છે કે અધ્યાત્મનો માર્ગ સદાચારનો માર્ગ છે. સંયમ સાથે પરોપકાર, પછાત લોકોની સેવા વગેરે અનેક સદ્‌ગુણો કેળવવાના હોય છે. આવા બધા સદ્‌ગુણો એકબીજાને પોષક હોય છે. એક જ દાખલો લઈએ. દરેક માણસમાં કોક કોક વાર ક્રોધ ઉત્પન્ન થાય છે. શક્તિશાળી માણસમાં પણ હોય છે. અને દુર્બળોમાં પણ ક્રોધ જાગે છે. (દુર્બળોમાં ક્રોધ ઓછો હોય છે એવો અનુભવ નથી.)

હવે જ્યારે માણસ ક્રોધ ઉપર વિજય મેળવે — (ક્ષમા, ઉદારતા, દયા અને આત્મીયતા કેળવવાથી ક્રોધ ઉપર કાબૂ આવી જ જાય છે. આ રીતે જો કોઈ પણ માણસ ક્રોધ ઉપર વિજય મેળવે) — તો અનુભવ કહે છે એવા માણસને એ જ સંયમમાંથી બ્રહ્મચર્યપાલનની પણ શક્તિ મળે છે. બધા સદ્‌ગુણો એકબીજાને મદદ કરે જ છે.

અમારો કહેવાનો સાર એ છે કે વૈવાહિક જીવન, પરસ્પર નિષ્ઠાયુક્ત પવિત્ર વૈવાહિક જીવન ગાળવાનો આદર્શ બ્રહ્મચર્ય કરતાં ઊતરતો છે એમ માનવાનું કારણ નથી. જેને બ્રહ્મચર્ય પસંદ પડ્યું તે એ સાધના કરે. બાકીના અસંખ્ય લોકો સંયમી ગૃહસ્થાશ્રમ ચલાવે. એને કોઈ ઊતરતા ગણે નહીં. બંને આદર્શો સમાજમાં સરખા જ માન્ય અને આદરણીય હોય તો અમે માનીએ છીએ સરવાળે સમાજની ઉન્નતિ જ થવાની.

હવે આપણા યુગનો એક ઉત્તમ દાખલો લઈએ. સ્વામી વિવેકાનંદના ગુરુ સ્વામી રામકૃષ્ણ પરમહંસને જેમણે જોયા હતા એવા થોડા લોકો આજે પણ જીવતા હશે. એમનાં પત્ની શારદામાતાનાં મેં પોતે દર્શન કર્યાં હતાં.

હવે આ રામકૃષ્ણ પરમહંસ શરૂઆતમાં એક મંદિરના પૂજારી હતા. એમને અધ્યાત્મ વળગ્યું. એમણે માતાની ભક્તિ ચલાવી. બ્રહ્મચર્યનો આદર્શ સ્વીકાર્યો. એમની સ્થિતિ જોઈ સગાંવહાલાંઓ અસ્વસ્થ થયાં. એમણે વિચાર્યું કે ગદાધરને પરણાવી દઈએ, તો એનું ગાંડપણ નીકળી જશે.

આશ્ચર્યની વાત એ કે ગદાધરે પરણવાની ના નહીં પાડી, ઊલટું કહ્યું કે

અમુક ગામમાં, અમુક કુળમાં એક કન્યા છે તેની સાથે મને પરણાવો. હું રાજી છું.

આ રીતે રામકૃષ્ણ પરમહંસે એ બાળા સાથે પરણી લીધું. પછી જ્યારે એ બાળા ઉંમરલાયક થઈ ત્યારે ગદાધર જોડે રહેવા આવી. ત્યારે ગદાધરે એમને માથે પૂજાનું ફૂલ મૂકી શારદાદેવીનું સ્વાગત કર્યું. જવાબમાં શારદાદેવીએ કહ્યું, 'હું તમને તમારી સાધનામાં ઉપકારક થવા માટે જ આવી છું. હું તમારી અવિદ્યા નથી.' આમ પતિ-પત્ની પૂર્ણ બ્રહ્મચર્યથી રહેવા લાગ્યાં.

ભક્તોએ શારદામાતાનું જીવનચરિત્ર બંગાળીમાં લખ્યું છે. તેમાં વાંચ્યાનું મને સ્મરણ છે કે એક વાર ગદાધરમાં સહેજ નબળાઈ આવતી દેખાઈ ત્યારે શારદામાતાએ જ એમને જાગ્રત કરી બચાવ્યા.

આ અદ્‌ભુત દાખલો હું એટલા માટે ટાંકું છું કે ભલે આપણી પાસે આવો આ એક જ દાખલો હોય પણ પૂર્ણ બ્રહ્મચર્યનો આદર્શ સ્વીકારીને પણ, બધી રીતે યોગ્ય સ્ત્રી સાથે માણસ પરણી શકે છે. અને બંને પતિ-પત્ની પરિપૂર્ણ નિષ્ઠા સાથે બ્રહ્મચર્યનું પાલન કરી શકે છે.

ગદાધર, રામકૃષ્ણ પરમહંસ થયા. સ્વામી વિવેકાનંદ, સ્વામી બ્રહ્માનંદ, સ્વામી શિવાનંદ જેવા અનેક સુયોગ્ય શિષ્યો એમને મળ્યા. એમને પોતાનાં બાળકો ગણી શારદામાતાની માતૃત્વભાવના કૃતાર્થ થઈ શકી.

આવા દાખલાઓ જ્યાંત્યાં જડવાના નથી. પણ એક પણ વિશ્વાસપાત્ર દાખલો આપણને મળી જાય તો એ આદર્શ વ્યવહાર્ય નથી એમ કોઈનાથી કહી ન શકાય. 'સહેલો નથી, પણ શક્ય છે' એ જ સિદ્ધાંત સ્વીકાર્યે જ છૂટકો.

મુખ્ય વસ્તુ શ્રદ્ધાની છે અને એની સાથે પ્રામાણિક, ઈમાનદાર સાધનાની છે. 'અનેક જન્મસંસિદ્ધ' (૬–૪૫) એ ગીતાનું વચન માણસની શ્રદ્ધાને પોષક છે. સ્વચ્છ આદર્શ માટે કશું અશક્ય નથી હોતું. પણ જે લોકો સાધના કરવામાં માનતા નથી અને કેવળ ચર્ચામાં જ રસ લે છે તેમને કોણ રોકી શકે?

હવે સવાલ રહે છે સંતાન-ઉત્પત્તિનો. જે લોકો પરણે છે તેમનામાં પોતાનું સંતાન હોય એવી ઈચ્છા જાગવાની. એની ઈચ્છા પતિ-પત્ની બંનેમાં હોય છે. તેમાંયે કુદરતે સ્ત્રીઓમાં માતૃવાત્સલ્ય અમર્યાદ રાખ્યું છે. તેથી સમાજમાં એવા પણ દાખલા મળે છે કે જેમાં પત્નીને વિષયસુખનો આગ્રહ ન હોય, રતિસુખની ભૂખ ન હોય, તોપણ માતૃસુખ મેળવવા માટે એ બાળકને જન્મ આપવા તૈયાર થઈ જાય છે. એના ગૃહસ્થાશ્રમની સમાજને પણ કદર હોય છે. અને હું નથી માનતો કે એવી માતાને, બાળક મળ્યા પછી બ્રહ્મચર્યનું પાલન અઘરું થતું હશે. પતિ-પત્નીને, માતપિતા બન્યા પછી બાળકના પ્રેમમાં એટલો બધો આનંદ મળે છે કે ઉત્કટ સહજીવન હોવા છતાં બ્રહ્મચર્યનું પાલન જરાય કઠિન ન લાગે, આપણે લોકોએ બ્રહ્મચર્યના આદર્શનાં અતિ વખાણ કરી, અને બ્રહ્મચર્યની સાધનાનો જેમણે સ્વીકાર કર્યો છે તેમને અવતારી પુરુષ કહી સામાજિક વાતાવરણ કૃત્રિમ કરી નાખ્યું છે. પછી માણસને એવો આદર્શ ટકાવવાની હિંમત કે ઈચ્છા ન

હોય તોયે ઉઘાડી રીતે નીચે ઊતરવાની સગવડ રહેતી જ નથી. સમાજે વખાણ કરી કરીને માણસને એવો ચડાવેલો હોય છે, કે પોતાનામાં નબળાઈ જુએ તો તે કબૂલ કરવાને બદલે તે સંતાડવાનો જ એ પ્રયત્ન કરશે. અને જીવનક્રમ છડેચોક બદલવાને બદલે ગુપ્ત રીતે સુખ ભોગવવાનો પ્રયત્ન કરશે.

હું તો માનું છું કે આપણે જો સમાજમાં એક બાજુ અતિવખાણ અને બીજી બાજુ અયોગ્ય નિંદા ચલાવવાનું છોડી દઈશું અને કોઈ પણ આદર્શને સ્વાભાવિક રીતે પાળવાની સગવડ કરી આપીશું તો સમાજમાં બ્રહ્મચર્યના પ્રયોગો વધારે થશે અને સરવાળે માણસજાતિને લાભ જ થશે.

બ્રહ્મચર્યનાં વખાણ કરતાં આપણે બધી મર્યાદા ભૂલી જઈએ છીએ. 'સારી વસ્તુને ચડાવવામાં પુણ્ય જ છે' એમ માનીને સત્યનો દ્રોહ કરીએ છીએ. અને પછી જ્યાં ત્યાં, કળિયુગને અનુકૂળ એવી, કૃત્રિમતા ઊભી કરીએ છીએ.

## ૩૯. કામવાસનાનો સ્ફોટ

હું જોઈ શકું છું કે વર્તમાનકાળમાં સમગ્ર વિશ્વના દેશોની લોકસંખ્યામાં જે પારાવાર ભરતી આવી છે, જેને આજકાલની નવી ઢબની પરિભાષામાં 'લોકસંખ્યા કે જનસંખ્યાનો સ્ફોટ' કહે છે; તેવા જ પ્રકારે પૂર્વ-પશ્ચિમના સઘળા દેશોના સાહિત્યમાં પણ સેક્સ (Sex) અથવા તો કામવાસનાનો સ્ફોટ થયો છે.

તેનાં ક્ષેત્રો બે છે: એક તો છે કે કેવળ સ્ત્રી-પુરુષનાં પરસ્પરનાં આકર્ષણો અને શારીરિક સંભોગનાં ઉત્તેજનાત્મક કે વર્ણનાત્મક ચોટદાર બયાનો વાચકો સમક્ષ પેશ કરી તેમને ઉત્તેજિત કરી તેના દ્વારા આવકનાં સાધનો ઊભાં કરવાં. આ તો એક જાતની ઈલાયદી પ્રવૃત્તિ થઈ ગઈ. જ્યારે બીજી પ્રવૃત્તિમાં પ્રત્યેક ધર્મમાં અને સમાજ-વ્યવસ્થામાં સ્ત્રી-પુરુષના પરસ્પરના સંબંધોની જે મર્યાદાઓ અંકિત કરવામાં આવેલી છે, તેની વિરુદ્ધ જે મનુષ્યની પ્રવૃત્તિ ચાલે છે; તેનામાં સંવર્ધન કરતા રહી અને સ્ત્રી-પુરુષના પરસ્પરના સંબંધમાં જે નિયમો છે, તે કાલગ્રસ્ત છે, વ્યર્થ છે અને માનવીય સ્વભાવની વિરુદ્ધ જનાર છે; આવું તરકટ ઊભું કરીને લોકોના આદર્શોને ઢીલાપોચા કરવા, અને તે સાધનો દ્વારા સમાજને ઉત્તેજિત કરીને એક પ્રકારનો ઉચ્છૃંખલતાનો રસ પેદા કરવો.

એક બાબત તો નક્કર અને સ્પષ્ટ છે કે, સનાતનકાળનાં સ્ત્રી-પુરુષોનું પરસ્પરનું આકર્ષણ સ્વભાવસિદ્ધ છે. પ્રાચીન કાળથી જ લગભગ સઘળા કવિઓએ શૃંગાર-રસને જ પ્રાધાન્ય આપ્યું છે. બીજી હકીકત એ પણ છે કે સ્ત્રી-પુરુષના પરસ્પરના સંબંધો બાબતમાં કેટલાક જૂના રૂઢિગત નિયમો કે બંધનો અને પ્રત્યેકની ઉચિત મર્યાદાઓ આજના યુગને લાગુ થઈ શકે નહીં. અલબત્ત તેમાં સમૂળું પરિવર્તન જરૂરી છે. જોકે અનુભવતઃ એ પણ જોવામાં આવ્યું છે કે જગતના જૂના

સમાજના આદર્શો કદી કદી પરસ્પર વિરોધી પણ હોય છે. અને આવા પ્રત્યેક આદર્શનું કોઈ ને કોઈ સમાજ ઉત્કૃષ્ટ માહાત્મ્ય માનતો જ હોય છે. વર્તમાન માનવો તો દુનિયાના ખૂણેખૂણાના માનવપરિચયમાં આવતા થયા છે. તેવે વખતે મર્યાદાના બધા જ નિયમોને નવતર સ્વરૂપે અને તટસ્થભાવે સમજી લઈને અને કયા નિયમો ઇષ્ટ કે અનિષ્ટ છે તેના સારાસારની ચર્ચાઓ અને પસંદગીઓ કરી લઈને સમસ્ત માનવજાતિને એક સર્વસામાન્ય આદર્શો તરફ આંગળીચીંધામણ કરવું એ ખૂબ જ જરૂરી અને સર્વોત્કૃષ્ટ છે.

પરંતુ આજની પેઢીના નવતર નવલકથાકારો અને વાર્તાકારો તો સ્પષ્ટપણે કહે છે કે, સમાજને જે સર્વસામાન્ય આદર્શો તરફ અંગુલિનિર્દેશ કરતો હોય તેવો સાચો અને નક્કર માર્ગ બતાવવો અને તે માટેની સમાજવિજ્ઞાનની બહસ કરી તેની પૂર્વભૂમિકા તૈયાર કરવી એ પોતાની ફરજ નથી. તેઓ તો પરિસ્થિતિ માત્રનું સત્ય શબ્દાત્મક બયાન આપવાને જ ચાહતા હોય છે. અને તેમ તેઓ કરે છે પણ ખરા. આ ઉપરાંત તેઓ માનવમનના સૂક્ષ્માતિસૂક્ષ્મ ભેદ બતાવી, વિકૃતિઓ કેવીક સ્વાભાવિક છે અને તેનો પ્રસ્તાર સર્વત્ર કેટલો બધો થયો છે તે સૌ તરફ તેઓ માત્ર અણસારો જ કરવા ચાહે છે. તેઓ આ માટે જીવનરસને આપણી સામે મૂકવાને ચાહતા હોય છે. જીવનસુધારણાના કોઈ પણ કાર્યને તેઓ પોતાની ફરજ સમજતા નથી. તેઓનો એવો અભિપ્રાય છે કે ભૂલેચૂકે અગર આપણે તેમને કોઈ જવાબદાર પદે સ્થાપીને જવાબદાર વ્યક્તિ બનાવવાની કોશિશ કરીએ તો તેનો પ્રતિકાર કરતાં તે તરત જ બોલી ઊઠશે: આ કાર્ય પોતાનું નથી. તેઓ તો માત્ર તેના રસના ઉપાસક જ છે. અલબત્ત, એટલું નિશ્ચિત છે કે તેઓ જીવનરસની વિવિધતાના ઊંડાણમાં ઊંડી ઊંડી ડૂબકીઓ લગાવીને નવ-નવોન્મેષ-શાલિની રત્નો અથવા પ્રસંગોનું અન્વેષણ કરી આપણી સમક્ષ પેશગી કરી દેશે. તેમ કરવા પાછળ સંસ્કૃતિ-સેવાનો એ અનુકરણીય માર્ગ હોવા બાબતની આપણને સમજ આપે છે. આપણા આ નીતિના ક્ષેત્રમાં તેઓ પોતાને સેવક, રક્ષક કે ગુરૂ માનતા હોતા નથી. તેઓ તો પોતાની સમગ્રતયા ભૂમિકાને નીતિ-નિરપેક્ષ અને રસપ્રધાન માને છે.

આજે અત્યારની દુનિયામાં અત્ર-તત્ર-સર્વત્ર આવા રસપ્રધાન લેખકોનું સાહિત્ય જ સર્વત્ર પ્રવર્તમાન જોવા મળે છે. તેઓ કદીયે સ્વયંને સમાજના નેતા માનતા નથી હોતા. નથી તેઓ પોતાને સમાજની ખુશામદ કરનારા માનતા. વળી તેઓ પોતાની જાતને નર્તક પણ નથી માનતા. તેમનું તો એવું કહેવું છે છે કે: 'સત્યમ્ શિવમ્ અને સુંદરમ્‌નાં ત્રણે ક્ષેત્રોમાંથી અમે તો કેવળ 'સુંદરમ્'નું ક્ષેત્ર જ અપનાવ્યું છે.' આ સુંદરમ્‌ને તેઓ સત્યમ્ શિવમ્‌નું આશ્રિત માનવાને પણ તૈયાર હોતા નથી. સમાજના શ્રેયની ચિંતાનો ભાર માથે લઈ ફરનારા આપણે લોકો ભલેને આપણા ક્ષેત્રને ગમે તે રીતે સંભાળીએ, તેની સાથે તેઓ સ્નાન-સૂતકનો સંબંધ પણ માનતા નથી. તેઓ તો મિત્રની મૈત્રી જ અવલંબને એવો

દાવો કરતા હોય છે કે, 'ભવિષ્યકાળ આપણો નથી.' સમાજ તો એક સ્વતંત્ર એકમ છે. અને તેથી જ તેઓએ પોતાના કલ્યાણ-અકલ્યાણનો સાચો અધિકાર પોતાના જ હસ્ત પર ધારી લીધો હોય છે. આ પછી સમાજને જે સ્વરૂપ મળે છે, તેને ભલે આપણે સ્વર્ગ કે નરકની ઉપમા આપીએ. ખુદ આપણી ઈચ્છા, સામાજિક જીવન અને ભવિષ્ય એ આપણા હાથમાં નથી. એ તો મર્યાદા-પુરુષોત્તમનું અવલંબન ધરાવતાં હોય છે. આટલી હકીકત આપણા ખ્યાલ બહાર ન રહી જાય તો આપણે આપણું શ્રેય સાધવા સાથે તેનો પ્રસ્તાવ જરૂર કરવા પામીએ.

આ ઘૂમતા વાયુમંડળમાં સ્ત્રી-પુરુષની મર્યાદાઓની થોડીઘણી ચર્ચા પણ નોખી પ્રતિભા ઉપસાવતી હોય છે. આ બાબતમાં પણ સમાજના નેતા થવાનો કશો જ દાવો વાજબી નથી. પરિસ્થિતિમાં (પછી તે સુખદ કે દુ:ખદ હોય) તે સૌમાં નિરીક્ષણ અને પરીક્ષણ સમાજની સાથે સુસંગત કરવાં એ પ્રત્યેક ચિંતકનું કર્તવ્ય છે. તેનાથી સમાજને જે લહાવો લેવો હશે તે આસાનીથી લઈ શકશે. મેં ઉપર સ્પષ્ટ કર્યું છે કે સ્ત્રી-પુરુષનું આકર્ષણ કે જેનું પુરાણું નામ છે શૃંગાર રસ, એને શાસ્ત્રીય વિવેચકો કામવાસના કહે છે; તેની અંદર કયાં કયાં, કેવાં કેવાં પરિવર્તનો થયાં છે તે આ અભ્યાસની અને નિરીક્ષણની બાબત છે. રસ-લંપટ લોકોને એટલી બાબત તો સમજાવી દેવી જોઈએ કે નરમાદાનું આકર્ષણ કેવળ મનુષ્યજાતમાં જ નથી; પશુ, પક્ષી, કૃમિ, જીવજંતુ વગેરે જાતમાં પણ આ આકર્ષણો ભારોભાર હોય છે જ. આ બધાંમાં ભલે માછલીઓનો ઢંગ ઈલાયદો હોય કે અન્ય પ્રાણી વા પશુનો અલગ હોય; પરંતુ જે આકર્ષણ સર્વસુલભ અને સાર્વભૌમ છે તેમાં જે પ્રાથમિક રસ છે; તેનું સાહિત્યિક મૂલ્યાંકન તો કશું જ નથી. એવી રીતે તો ભોજન કરવામાં, સૂવામાં, ભયમાંથી મુક્તિ મેળવવામાં અને કેવળ જીવવામાં પણ રસ તો છે જ. આ સઘળાના વર્ણનમાં એક જાતના વૈવિધ્ય સાથે ચમત્કૃતિ આણીને મનુષ્ય તેની કેટલી તો અસરકારકતા ખડી કરી શકે છે?! અને સ્વયં વિલાસીઓનું પણ એવું જ કહેવું છે કે, આમાં શરૂ શરૂના તબક્કામાં આનંદ અને મસ્તી પર્યાપ્ત હોય છે. પરંતુ ત્યાર પછી આ બધી જ વાતો દરરોજની પાળેલા જેવી (Tame) અને નરાતર નીરસ બની રહે છે. મનુષ્યના પ્રેમમાં જો કે સંભોગથી પણ કંઈક સવિશેષ બે તત્ત્વો હોય છે, જે પરસ્પર વિરોધી હોવા છતાં પણ અત્યંત જરૂરી હોય છે. એક તત્ત્વ છે પ્રેમ અને પરસ્પર પ્રત્યેની નિષ્ઠા; જેને આપણે નિ:શંક સંસ્કારી તત્ત્વ કહી શકીએ છીએ. અને બીજું આકર્ષણ છે; સામાજિક મર્યાદાઓનું. (ગુપ્ત રીતે, છૂપી રીતે, નિર્લજ્જતાથી અથવા સુધારકની હેસિયતથી) ઉલ્લંઘન કરવાનો આનંદ. સામાન્ય વ્યવહારમાં તેને વ્યભિચાર અને અગમ્યાગમન કહે છે. આ આકર્ષણ વિકૃત થાય છે અને એટલા માટે તેનું સાર્વજનીન બનવાથી તેનો રસ પણ ક્રમશઃ વિકૃત અને ક્ષીણ થતો જાય છે.

પરસ્પર પ્રેમ, આત્માર્પણ અને અનન્ય નિષ્ઠા જ માનવજીવનની સૌરભ છે. તેના નિયમો ભલે ને આપણે ને આપણે કઠોર, મૃદુ કે ઢીલા કે તંગ કરીએ કે તેમાં પરિવર્તન કરીએ; પરંતુ પરસ્પર આદર, પ્રેમ, આત્માર્પણ, આત્મીયતા અને પરસ્પર અનન્ય નિષ્ઠા, આ બધી વાતોનું મહત્ત્વ જ સ્ત્રી-પુરુષના સંબંધને ઉત્પન્ન કરે છે. વર્તમાન શબ્દોમાં કહીએ તો (Sex-life) સેક્સ-જીવનની સાથે જ્યારે પ્રેમ-જીવન (Love-life) જોડાઈ જાય છે અને જ્યારે જ્યારે એનું પ્રાધાન્ય હોય છે ત્યારે ત્યારે જ સ્ત્રી-પુરુષના આકર્ષણમાં સાચો, સ્થાયી અને ઉત્કટ રસ ઉદ્ભાવન થઈ શકે છે. વર્તમાન જમાનો ઠીક ઠીક આનાથી ઊલટી દિશામાં અભિમુખ થઈ રહ્યો છે. જો આ નૌતમ ભૂમિકામાં કંઈક કશું તથ્યાંશ હોય તો સમાજને લોકોત્તર લાભ મળત નહીં એમ બને જ નહીં અને તે સંસ્કૃતિના દિનપ્રતિદિનના સંવર્ધનમાં સહાયક નીવડત. જ્યારે જ્યારે આમ ન બને ત્યારે સમાજ ગુસ્સે થઈ જવાનો અને પછી તે કોઈને કશુંય જણાવ્યા વિના પોતાના માર્ગમાંથી મોં ફેરવી લેશે. તેમાં ધર્મનું નામ દાખલ કરવાની કોઈ કશી ગુંજાશ કે અવલંબન કશાનીય જરૂર નથી.

હવે શૃંગારિક અને કામોત્તેજક સાહિત્યમાં કેવા કેવા યુગ આવતા ગયા છે તેનો ક્રમ પણ થોડો તપાસી લઈએ. જોકે તેના વિસ્તારમાં અને ઊંડાણમાં જવાનો અહીં કોઈ ઈલાયદો ઉદ્દેશ્ય નથી. કેવળ આ ક્રમ એવો છે કે જેને સમજી લેવા માત્રથી પણ આ આકર્ષણનો ઉન્માદ સ્વયં ઓસરતો જઈ ન્યૂન બનતો જાય છે, જેથી તેના અંગે માનવીય શુદ્ધ દૃષ્ટિએ યથાયોગ્ય વિચારણા કરી શકાય છે.

જૂના સાહિત્યમાં એક વધુ વાર્તા હતી. જેનો મરોડ આ પ્રમાણે હતો: એક હતો યુવક. એક હતી યુવતી. યૌવન, તારુણ્ય, રૂપ, રસિકતા, ચાતુર્ય, વિનય, ઉલ્લાસ અને સદ્ગુણ. આમાંની કોઈ પણ ચીજની બંનેમાં કશીય ન્યૂનતા નહોતી. બંનેને યોગ્ય સમયે પરસ્પર આકર્ષણ થયું. વચમાં વચમાં કેટલાંક વિઘ્નો આવ્યાં. ચારિત્ર્ય-બળના કારણે અથવા પરિસ્થિતિની પ્રતિકૂળતા દૂર થવાના કારણે કે કોઈ મંત્રના પ્રભાવે કરીને આ વિડંબણાઓ દૂર તો થઈ ગઈ. બંનેનું સુભગ મિલન થયું અને ત્યાર પછી તેઓ બંને સદાને માટે સુખચેનમાં રહ્યાં. આ યુગને આપણે પ્રાથમિક યુગ કહીએ છીએ.

તે પછી આવ્યો બીજો યુગ. વિવાહોત્તર પ્રેમનો. તેમાં પરસ્પરનાં આકર્ષણો એ જૂની બાબત થઈ ગઈ. સર્વોપરીતા મેળવવાની બાબત પણ ભુલાઈ ગઈ. હવે તો પરસ્પર પ્રેમની ઉત્કટતા, નિષ્ઠા અને તેનો ભાવાત્મક આધ્યાત્મિક રસ જ મુખ્ય બાબત રહી. તેમાં પણ અનેકાનેક સંકટો અને વિઘ્નો તો આવતાં જ રહે છે. છતાં તેમાં વિપ્રલંભ શૃંગારને 'પરસ્પર વિયોગથી ઉત્પન્ન થનાર પ્રેમની ઉત્કટતાને' સર્વોપરી માનવામાં આવે છે. આ વિવાહોત્તર, નિષ્ઠાયુક્ત પ્રેમની પરિણતિ અપત્યપ્રાપ્તિ અને અપત્ય-વાત્સલ્યમાં હોય છે. (મહાકવિ ભવભૂતિનું ઉત્તરરામચરિત આવા વિવાહોત્તર પ્રેમનો અને ઉત્કર્ષનો ઉત્તમ નમૂનો છે) શાકુંતલ

અને ઉત્તરરામચરિત આ બંનેની મહત્તા એટલા માટે જ છે કે બંને યુગના એ ઉત્કૃષ્ટ નમૂનાઓ છે. પરંતુ આપણે કેવળ સંસ્કૃત યા ભારતીય નાટકો કે નવલ-કથાઓનો જ વિચાર કરવાનો નથી. આપણે તો દુનિયાના સાહિત્યિક રસ-વિકાસના ક્રમોનો જ વિચાર કરવાનો છે.

પતિ-પત્નીના નિષ્ઠાયુક્ત પ્રેમથી જેને તૃપ્તિ થઈ ગઈ છે એવા યુગે પતિ-પત્નીના વચમાં આવનાર વિવાહિત અથવા અવિવાહિત કોઈ ત્રીજી વ્યક્તિને (પુરુષ યા સ્ત્રીને) લાવીને ત્રિકોણ ખડો કરી દીધો. એક બાજુ આવી નિષ્ઠા અને બીજી બાજુ આવી અત્યંત ઉત્કટ છતાં અવિહિત પ્રેમાળતા. આ બધામાંથી ઉદ્‌ભાવન થનાર ચોરી, છલ, અસત્ય, ક્રૂરતા, દંભ અને તેમાંથી ફલિત થનારી ભયાનક અથવા દુ:ખકારક નિયતિ. આ સઘળી બાબતોનો આ ત્રીજા યુગમાં સમાવેશ થઈ જાય છે.

ત્રિકોણની આ ઘટના એટલી વિરાટ, વિકૃત અને જટિલ છે કે પ્રત્યેક સમાજનો અનુભવ આના અંગે અનન્ય અને મૌલિક હોય છે. આ ત્રિકોણ દુનિયાના પ્રત્યેક દેશોમાં લાંબા સમય સુધી ચાલ્યો. તે સંપૂર્ણત: પ્રાચીનકાળમાં તો હયાત નહોતો જ. છતાં તેનું સ્વરૂપ આ પહેલાં ઘણું સ્થૂળ હતું. પછી સૂક્ષ્મ, જટિલ અને અધિકાધિક વિકૃત થવા લાગ્યું. Justifying moral weakness and beautifying passion ક્યાં સુધી કરતા જવાય? પરિણામત: તેનો રસ ધીરે ધીરે ફિક્કો પડવા લાગ્યો. ત્યારે રસવીરોએ એક નવું જ ક્ષેત્ર શોધી કાઢયું. તે છે વ્યભિચારનું ક્ષેત્ર. સાર્વભૌમ થયા પછી તેમાં વિશેષ રસ લાવવાને માટે સાહિત્યિક પ્રયોગવીરોએ અગમ્યાગમન(Incert)નું ક્ષેત્ર અજમાવવાનો પ્રારંભ કર્યો. સામાન્ય ગણાતા વ્યભિચારી લોકો પણ જે વિષયમાં ઘૃણા રાખતા હોય છે અથવા જ્યાં તેમની હિંમત ચાલતી હોતી નથી અને જેના તરફ સમાજ પણ અમર્યાદ તિરસ્કારથી જોતો હોય છે, એવા સંબંધની અભિવ્યક્તિથી પ્રારંભ થયો. પિતા અને પુત્રી, પુત્ર અને માતા, સગાં ભાઈબહેનો વગેરેના સંબંધો અથવા સાસુ અને સસરા, ભાભી અને ભાઈ વગેરે નજીકના સંબંધીઓથી માંડીને કામવાસના કેવી અમર્યાદિત ધમાલ મચાવે છે એ સ્પષ્ટ કરી પ્રત્યક્ષ કરવું રસિક અને રોચક માલૂમ પડયું. અહીં માત્ર હું એટલું જ કહી દઉં કે, કૉલેજકાળમાં મેં મારા પોતાના માટે અધ્યયનની મર્યાદાઓ બાંધી દીધી હતી. તે બાબતમાં મેં નિર્ણય લઈ લીધો હતો કે નવલકથા કે નવલકથા જેવી વાર્તાઓ હું કદીયે વાંચીશ નહીં. અલબત્ત તેના તરફ મારો કોઈ અંગત દ્વેષ કે પૂર્વગ્રહ નહોતાં. છતાં કુદરતી રીતે જ મને તેના તરફ તલભાર આકર્ષણ નહોતું. જોકે સમય બચાવવાને માટે અને તેના સદુપયોગને માટે જ મેં આવી મર્યાદા અંકિત કરી લીધી હતી. Fiction (કલ્પિત વાત) વાંચવાની પાછળ પડું તો આ જીવન પણ એવું જ થઈ જાય. આ જાતનો મને એક ભય હતો. ત્યાર બાદ ક્રમશ: જેમ જેમ શિક્ષકોના સંપર્કમાં આવવાનું બનતું ગયું તેમ તેમ યુવક-યુવતીઓ

સંબંધી અનેક સમસ્યાઓનો અભ્યાસ કરવો પડયો. તે વખતે ગાંધીજી પણ એક ગંભીર સૂચન વારંવાર આપતા કે વિદ્યાર્થીઓ અને ઊગતી પેઢીના તીવ્ર માનસને સમજવું જ જોઈએ. તે વિના તેમનો પૂર્ણતયા અભ્યાસ થઈ ન શકે અને આ અભ્યાસની અપૂર્ણતા તેમને સહાયક થઈ પડવાથી હજારો જોજન દૂર રાખે. આમ ગાંધીજીની વાત માન્ય રાખીને મેં Havlock Ellis हॅवलोक एलिस નો શાસ્ત્રીય ગ્રંથ Phychology of sexના છથી આઠ ગ્રંથો મગાવ્યા અને તેનું વાચન કરવા લાગી ગયો. કયારેક કયારેક તો એવો અનુભવ થયા કરતો હતો કે, જાણે હું નરકમાં ડૂબકી લગાવીને પુનશ્ચ ઉપર ન આવતો હોઉં! મેં મારો આ જાત-અનુભવ મહાત્માજીને કહી સંભળાવ્યો. તેમણે પણ સ્વયં આવો જ એક ગ્રંથ Towards Moral Bankruptcy વાંચીને તેનો સાર 'નીતિનાશના માર્ગે' ('અનીતિના માર્ગ પર') એ નામે દૈનિકપત્રોમાં પ્રકાશિત કર્યો હતો. જે પણ કોઈ મહત્ત્વનો ગ્રંથ તેમના હાથમાં આવતો તેને તેઓ મારી પાસે પ્રેષિત કરી દેતા. છતાં આ વિષયમાં વાચન કરવાને તેમની પાસે સમય જ કયાં હતો! હું પણ મારાં અન્યોન્ય કામોમાં વ્યસ્ત રહેતો હતો. છતાં પણ સંસ્કૃત, હિંદી અને મરાઠી એ ત્રણેય ભાષાના પ્રાપ્ય કેટલાય ગ્રંથો મેં તપાસી લીધા. ત્યાર બાદ નિષ્કર્ષરૂપે મને માલૂમ પડયું કે આવા કેટલાક એવા ગ્રંથો છે કે જેને ઊગતી પેઢીએ તપાસી લીધા ન હોય એવું ભાગ્યે જ બનતું હોય. તેથી તેઓને આમાં સવિશેષ રસજ્ઞતા રહેતી ન હોય એ સાહજિક છે. તેઓને તો મનભાવન નવલસાહિત્યનો જ વધુ પડતો રસ હોય છે તેથી તેઓ તે રસાળતાથી વાંચતા હોય છે અને તેની પરસ્પર ચર્ચાવિચારણાઓ પણ કરતા હોય છે. આમાંના કેટલાક નમૂના સ્વરૂપના યુવકો તો આનો પ્રયોગ કરવાનો પણ શુભારંભ કરી દેતા જોવા મળે છે. તેથી મેં વિચાર્યું કે, આ નવલસાહિત્ય પણ તપાસી લેવું તો અવશ્ય ઘટે જ. ઉંમર તો પંચોતેરની આસપાસ પહોંચી હતી. જે ક્ષેત્રમાં મારું જ્ઞાન નહીંવતૂ હતું તે ક્ષેત્રમાં વાચન માટેની લાયક સામગ્રી શું છે તે મને કયાંથી ગતાગમ પડે?! અને આ વિશાળ મહાસાગરમાં અન્વેષણ કરવાની મારી હિંમત પણ કેવી રીતે ચાલે? તેવે વખતે મેં મારા કેટલાક સ્નેહીમિત્રો પાસે આ અંગેની મારી અભિલાષા પ્રગટ કરી. ત્યાર બાદ તેમની મદદથી નવલકથા સાહિત્યમાં મેં યથાશકય ચંચુપાત કર્યો. તે વખતે મેં જાણ્યું કે અગમ્યાગમન અથવા Incertમાં પણ તે સજ્જનો (નવલકથાકારો) થોડીઘણી મર્યાદાઓ રાખતા હોય છે. પિતાના સામે તેની ઔરસ પુત્રીનો નહીં, ઓરમાન પુત્રીનો સંબંધ તેઓ બતાવતા હોય છે. ભાઈબહેનનું પણ એવું છે. પુરુષ-પુરુષના સંબંધને લગતી બાબતનું સાહિત્ય ગ્રીક સાહિત્યમાં ઉલ્લેખનીય જોવા મળે છે. તેને પણ આજના સાહિત્યકારોએ હવે નવલકથાઓમાં લાવીને સંક્રાંત કરવા માંડયું છે.

હમણાં જ એક અચ્છા સાહિત્યવિદ્ સજ્જન વાતચીત કરતા હતા. તેમણે વાતચીત દરમ્યાન સ્પષ્ટ કર્યું કે હવે તો ઓરમાનના સંબંધોની પણ કશી મર્યાદાઓ

જોઈ શકાતી નથી. હવે જ્યારે અધ:પાતની તરફ જ અગ્રેસર થઈ રહ્યા છીએ ત્યારે આ મર્યાદાની મહત્તા કેટલી ?!

આટલી હદે પહોંચ્યા બાદ જ્યારે કામવિચાર સંબંધી કોઈ અન્ય નવું ક્ષેત્ર ન રહેતાં નવલકથાકારોએ શૃંગારના સાથે હિંસા-દ્વેષ, ક્રૂરતા અને કપટ તથા છલની બાબતો રસમયી કરવાનું પગરણ માંડયું છે. કહેવાય છે કે હવે Sex and crime બંનેને સાથે લાવ્યા વિના સંપૂર્ણ રસનિષ્પત્તિ થતી જ નથી. જન્મ અને મરણ એ ઉભય જેવાં પરસ્પર સાથે જોડાયેલાં છે તેવી જ રીતે આકર્ષણ અને દુશ્મનાવટ, પ્રેમ અને ક્રૂરતા વગેરેનાં જોડકાં પણ આ રીતે સુસંગતપણે જ આવવા લાગી ગયાં છે.

હવે માત્ર એક જ આશા અને વિશ્વાસ બાકી છે જેને હું મારા જ શબ્દોમાં આ રીતે પેશ કરું :

જેવી રીતે મહાત્મા બનવું એ કોઈ આસાન બાબત નથી તેવી જ રીતે નિરપવાદ (Undiluted) નિર્ઘોળ દુરાત્મા બનવું એ પણ મનુષ્યને માટે શું અશક્ય છે? જે ચીજ સારી છે તે સ્થાયી રૂપે છતાં ધીમે ધીમે વધતી રહે છે. 'સ્થાયી રૂપથી વધે છે' એટલા માટે તો તેને સારી ચીજ કહેવામાં આવતી હોય છે. પરંતુ જે ચીજ નવજીવનને માટે રોચક અને આકર્ષક છતાં અહિતકર અને મારક છે તે દિનપ્રતિદિન ઝડપી રીતે સંવર્ધન પામવા છતાં પણ તે સદાને માટે આકર્ષક રહેતી નથી. દુરાચારથી માનવ કોઈ ને કોઈ દિવસ કંટાળતો તો રહે છે જ. તેને પછી તો તેની સાથેનો સઘન પરિચય બંધાઈ જાય એટલે ફળસ્વરૂપે તે તેની થવા છતાં એના તરફ ઘૃણા કરવા લાગી જવાનો અને તેના લાભ માત્ર સાંભળવાથી તે વિમુખ થતો રહેવાનો. મતલબ કે તેને તેના લાભો સાંભળવા માટેની રુચિ અરુચિ બની જવા લાગે છે. આ જ પ્રકારનો ન્યાય આ ક્ષેત્રમાં પણ લાગુ પડે છે. શું કોઈ યુગમાં સર્જકોએ વૈતાલ પચ્ચીસી, શુકકથા અને કેમરોન જેવા ગ્રંથો લખ્યા નહોતા? તે ગ્રંથો જોકે આજે પણ વિદ્યમાન છે. બાયરનની અપ્રગટ કવિતા પણ કૉલેજના વિદ્યાર્થીઓની પાસે જડી આવતી હોય છે. પરંતુ તોયે તેનું આકર્ષણ તો છેવટે તિરસ્કાર પેદા કરે છે અને જ્યારે પરાક્રમ કરવાના દિવસો આવે છે ત્યારે આ બધી બાબતો નરકમાં જઈને ઉસેટાય છે કે જ્યાં એનું પોતાનું સ્વાભાવિક સ્થાન હોય છે.

અહીં એ બાબત પણ ભૂલવી ન ઘટે કે જ્યારે શુદ્ધ હવાના નીરોગી જીવનના દિવસો ફરીને ક્ષિતિજમાંથી આગમન કરી રહ્યા છે ત્યારે જૂની સંસ્કૃતિ અને તેના વિધિનિષેધ સજીવ થતા નથી. નવો જમાનો તો પોતાના નવા અનુભવના બળ પર પોતાના માટે સાનુકૂળ નૂતન સંસ્કૃતિ બનાવી લેતો હોય છે. તેનાથી માનવતા ઓર સંવર્ધન પામી પ્રગતિ અભિમુખ બને છે. આ જ એક એવી મહત્ત્વની બાબત છે કે જે એક ઈશ્વરની પરમ કૃપા છે.

# ૪૦. સમાજ જેની ચર્ચા ટાળે છે

સુવ્યવસ્થિત સમાજધર્મ જાણનાર લોકવસ્તીમાં મોટે ભાગે સ્ત્રીઓ ઉપર 'અત્યાચાર' નથી થતા. કામવિકારનું આકર્ષણ સ્ત્રીઓમાં અને પુરુષોમાં લગભગ સરખું જ હોવાથી પરસ્પર સંમતિથી ઓછીવત્તો અનાચાર સમાજમાં ચાલે એ બનવાજોગ છે. અને જ્યાં સ્ત્રીઓને તેમ જ પુરુષોને વિવાહ સંસ્થા દ્વારા કામવાસનાની સામાન્ય તૃપ્તિ મળવાની સમાજમાન્ય વ્યવસ્થા છે ત્યાં પુરુષો સ્ત્રીઓ ઉપર કેવળ શરીરને જોરે અત્યાચાર કરવા સામાન્યપણે પ્રવૃત્ત નથી થતા. વ્યવસ્થિત અને સંસ્કારી સમાજમાં માણસજાતનું ચારિત્ર્ય જ સ્ત્રીજાતિને સુરક્ષિત રાખવા માટે સંપૂર્ણ છે. નારાજ સ્ત્રીઓ ઉપર, કેવળ શરીરને જોરે અત્યાચાર કરવામાં, જે સામાજિક અપ્રતિષ્ઠા અને સજા હોય છે તે એટલી બધી આકરી હોય છે કે માણસ એના કરતાં થોડા પૈસા ખર્ચીને વેશ્યાગમન પસંદ કરે એ સ્વાભાવિક છે.

આ છે આજના સુશિક્ષિત સમાજની સામાન્ય સ્થિતિ. અને તેથી જ જ્યારે કોઈ પણ ઠેકાણે સ્ત્રી પર અત્યાચાર થાય છે ત્યારે સમાજ ચૂપ બેસીને એ સહન નથી કરતો. જબરદસ્ત 'હો, હા' થાય છે. ગુનેગારને આખો સમાજ તિરસ્કારની સજા કરે જ છે. અને તેથી આવા પ્રસંગો સહેજે સમાજમાં ઉત્પન્ન થતા જ નથી.

જ્યાં બે સમાજ વચ્ચે પરસ્પર દ્વેષ અથવા તિરસ્કાર હોય છે, શત્રુતા હોય છે અને એ શત્રુતા પ્રગટ કરવા માટે અસંસ્કારી અને દુષ્ટ લોકોને પોતાનો દ્વેષ આકરી રીતે જાહેર કરવાનું સૂઝે છે અથવા મન થાય છે ત્યારે જ સ્ત્રીઓ ઉપર અત્યાચાર થયાના દાખલાઓ આપણે સાંભળીએ છીએ.

બંગલાદેશમાં જ્યારે બંગાળી સ્ત્રીઓ ઉપર પંજાબના લશ્કરી લોકોએ અત્યાચાર કર્યા ત્યારે કેટલાયે લોકોએ પ્રથમ આશ્ચર્ય વ્યક્ત કર્યું કે બંગાળી સ્ત્રીઓ પણ મુસલમાન અને પંજાબી લશ્કરી લોકો પણ મુસલમાન ! આવી સ્થિતિમાં પુરુષોને સ્વધર્મી સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવાનું કેમ સૂઝ્યું હશે? એનું જ બધાને આશ્ચર્ય થયું.

બંને પાકિસ્તાની અને મુસલમાન ખરા. પણ બંગાળીઓ મુસલમાન પણ ઉર્દૂ ભાષા બોલે નહીં, જાણે નહીં અને પાકિસ્તાની એકતા તોડવા તૈયાર થયા છે એ ભેદને કારણે શત્રુતા ઉત્પન્ન થઈ અને પંજાબી વંશ નોખો અને બંગાળી વંશ નોખો. એ ફરક એટલો બધો આકરો કે 'એકધર્મિતા સ્ત્રીઓને બચાવી નહીં શકે. વંશભેદ (Racial difference) એટલો બધો સ્પષ્ટ અને આકરો હતો કે પંજાબી લશ્કરી લોકોને બંગાળી સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરતાં જરાયે શરમ,

લજ્જા કે પાપ જેવું લાગ્યું નહીં !!

આટલો વિચાર કર્યા પછી 'સ્ત્રીજાતિ ઉપર અત્યાચાર થાય ત્યારે એમનું રક્ષણ કેમ કરાય ?' એ સવાલ સામાન્ય અને વ્યાપક નથી રહેતો. અને છતાં આપણે જાણીએ છીએ કે દુનિયામાં જ્યાં વંશભેદ, ધર્મભેદ કે રાષ્ટ્રભેદ હોય છે અને રાજદ્વારી કારણે અથવા એવા જ કોઈ અસાધારણ કારણે બે સમાજ વચ્ચે દ્વેષનું વાતાવરણ જામે છે ત્યારે, સૌથી પહેલવહેલો બલિ લેવાય છે સ્ત્રીજાતિનો જ. જાણે માણસજાત એ જાતના અત્યાચારની તક શોધતી જ હોય. અને તેથી સ્ત્રીજાતિની રક્ષાનો સવાલ આંતરરાષ્ટ્રીય રૂપ પકડી સમસ્ત માનવજાતિની પ્રધાન સંસ્થાઓ આગળ આવે છે. અને આપણે પણ એ રીતે જ આ વિષયની ચર્ચા કરવાના છીએ. અને એવા વાતાવરણમાં જ સંકટના ખાતરીલાયક ઈલાજ ઢૂંઢવાના છીએ.

થોડા અપવાદો બાદ કરતાં સામાન્યપણે કહી શકાય કે પુરુષો કરતાં સ્ત્રીઓ શરીરે નબળી અને કમજોર હોય છે. કેવળ શરીરને જોરે પુરુષોના આક્રમણનો સફળતાપૂર્વક વિરોધ સ્ત્રીઓ કરી શકે એવી સ્થિતિ હોતી નથી. જ્યાં એક કરતાં વધારે સ્ત્રીઓ એકત્ર હોય છે અને એમની અંદર સહેજ પણ અરસપરસ પોતાપણું હોય છે ત્યાં સ્ત્રીઓ એકબીજાની મદદમાં દોડી જઈ આત્મરક્ષણ કરી શકે છે એવા દાખલાઓ નથી એમ નથી. પણ સામાન્યપણે મનાય છે કે આક્રમક પુરુષની કઠોરતા અને દુષ્ટતા એટલી બધી જબરદસ્ત હોય છે કે સામાન્યપણે બે-ચાર સ્ત્રીઓ એકત્ર હોય તોપણ ગભરાઈ જઈને લાચાર બને છે. અને જે સ્ત્રી ઉપર અત્યાચાર થાય છે તેની મદદમાં દોડી જવાની હિંમત બીજી સ્ત્રીઓ કરી શકતી નથી. દરેક સ્ત્રી પોતાની રક્ષા કેમ થાય એ બીકમાં જ લાચાર અને અસહાય થયેલી દેખાય છે.

મેં એવા દાખલાઓ જરૂર સાંભળ્યા છે કે જેમાં સ્ત્રી શરીરે નબળી હોવા છતાં કેવળ આબરૂના રક્ષણને ખાતર શરીરને આડુંઅવળું ફેરવી પુરુષને અત્યાચાર સફળપણે કરવા દેતી નથી. એને માર મારીને લગભગ બેહોશ કર્યા પછી જ સ્ત્રી-શરીર ઉપર અત્યાચાર સફળતાપૂર્વક થઈ શકે છે. અને એટલે સુધી જતાં પુરુષ શરમાય છે અને સ્ત્રીને છોડી દે છે. આ રીતે પોતાનો બચાવ કરનાર સ્ત્રીઓની કદર દરેક સમાજમાં થાય જ છે.

બંગાળમાં સ્ત્રીઓ ઉપર જે અત્યાચાર થયો એને અંગે જ્યારે આખા દેશમાં ચર્ચા ચાલી ત્યારે લગભગ એકેએક સમાજના નેતાઓએ જાહેર કર્યું કે "જે સ્ત્રીઓ ઉપર અત્યાચાર થયો એમાં સ્ત્રીઓનો કશો વાંક નહોતો અને તેથી એમને ભ્રષ્ટ ગણવી નહીં. એટલું જ નહીં પણ એમને પેટે અત્યાચારને કારણે જે સંતતિ ઉત્પન્ન થઈ એમને પણ હીન પ્રજા ન કહેતાં સમાજમાં એમને સ્વાભાવિક સ્થાન આપવું જોઈએ." આ નીતિ બરાબર છે. સામાજિક દૃષ્ટિએ સ્ત્રીને ભ્રષ્ટ ગણવાની નીતિનો વિરોધ જ થવો જોઈએ. (આટલો પ્રચાર ન જ હોત તો

અત્યાચારનો ભોગ થઈ પડેલી સ્ત્રીઓને પૂરતી સહાનુભૂતિ મળ્યા છતાં એમને ભ્રષ્ટ થયેલી જ ગણાત. 'એઠું વાસણ તે એઠું જ' એવી દલીલ સામાજિક માનસ કરતું જ આવ્યું છે, અને એ દલીલ બરાબર છે એમ સ્ત્રીઓ પણ માનતી આવી છે. અને તેથી આવી સ્ત્રીઓ માટે વૈવાહિક જીવન અશકય થઈ જાય છે.)

બાંગલાદેશના નેતાઓએ નિશ્ચય કર્યો કે અત્યાચારી લશ્કરી લોકોને પકડી એમના ઉપર કેસ ચલાવી એમને સખત સજા કરીશું ત્યારે જ અમને સંતોષ થાય. પંજાબની પાકિસ્તાની સરકાર તરફથી એ અત્યાચારની નિંદા થઈ હોય, એને માટે શરમ સ્વીકારી હોય, અને જે સ્ત્રીઓને દુ:ખ વેઠવું પડયું તેમને મદદ કરવા તૈયારી બતાવી હોય, તો એવી કશી વાત બહાર આવી નથી. ઊલટું જે પંજાબી લશ્કરી લોકોને લશ્કરી કેદી તરીકે બંગલા સરકારે કેદમાં રાખ્યા છે તેમને છોડાવવાની વાત જ ચાલે છે. એમાં એમના અત્યાચારનો ઉલ્લેખ પણ થતો નથી. ઈસ્લામી સંસ્કૃતિ વિશે તટસ્થપણે વિચાર કરનાર લોકો ભુટ્ટો સરકારના આ વલણ વિશે ખાનગીમાં જરૂર ચર્ચા કરે છે.

૨

"દરેક સ્ત્રી ધારે તો પોતાનું રક્ષણ કરી શકે છે. સ્ત્રીઓમાં આટલો આત્મવિશ્વાસ આવવો જોઈએ. સ્ત્રીઓમાં એટલી હિંમત આવવી જોઈએ." વગેરે દલીલો આપણે સાંભળીએ છીએ. પણ એટલાથી સ્ત્રીજાતિની રક્ષાનો સવાલ મટી જતો નથી. 'અત્યાચાર થવાનો જ્યાં સંભવ છે એવા પ્રસંગો સ્ત્રીજાતિએ ટાળવા જ જોઈએ.' એવો વિચાર સ્ત્રીઓ આપસમાં કરે જ છે. એની સાથે પુરુષજાતિએ પણ વિચાર કરવો જ જોઈએ કે અમુક ઠેકાણે સ્ત્રીઓ ઉપર અત્યાચાર થવાનો સંભવ છે એટલું જાણતાંવેંત બાકીનાં બધાં કામો બાજુ પર રાખી 'પૂરતી સંખ્યાના પુરુષોએ સ્ત્રીરક્ષા માટે દોડી જવું જ જોઈએ. એ એમનો ધર્મ છે. એમાં એ ચૂકે તો એમનો એ દોષ છે. સમાજ એમનો વાંક કાઢી શકે' એ જાતનું વાતાવરણ દરેક દેશમાં હોવું જ જોઈએ. સામાન્ય નિયમ જે સર્વત્ર પળાય છે તે એ છે કે સ્ત્રીઓએ બનતાં સુધી એકલાં એકલાં અજાણ્યા વાયુમંડળમાં ન જવું. જ્યાં લોકોને પોતાને વિશે ખ્યાલ છે અને મનમાં આદર છે એવે ઠેકાણે જ એકલા જવાની હિંમત કરી શકાય.

બીજો નિયમ એ છે કે જ્યાં રહીએ છીએ ત્યાં આસપાસના બધા લોકો વચ્ચે સેવાને અર્થે અથવા કેળવણીના એક ભાગ તરીકે હંમેશાં ફરતાં રહેવું, જેથી પોતાની યોગ્યતા અને સ્થિતિ વિશે કોઈ અજાણ્યા ન રહે. જ્યાં જઈએ ત્યાં લોકોના મનમાં પરિચયને કારણે આદર જ હોય.

આવા બે નિયમો સાચવ્યા હોય તો એકલા જવામાં વાંધો નથી રહેતો. સમાજમાં જેટલા ભળ્યા હોઈએ, તેટલો પોતાનો પરિચય વધેલો હોય. એ કારણે આદર પણ હોય. અને લોકોના મનનો આવો આદર એ જ ઉત્તમ રક્ષણ છે.

અને છતાં જો સંકટ આવી જ પડે તો 'દુષ્ટોના હાથમાંથી છટકી જવું ભલે

સહેલું નહીં હોય, પણ પોતાના શરીરમાં એટલું ચૈતન્ય આવી જ જાય છે કે કોઈ પણ માણસ અત્યાચાર કરવામાં સફળ ન જ થઈ શકે. શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી પોતાની બધી શક્તિ વાપરીને શરીર અત્યાચાર ન જ થવા દે. અને એક વાર અત્યાચારી માણસ સમજી જાય કે પૂરા પ્રાણથી વિરોધ થાય છે ત્યારે તેનામાં આટલી માણસાઈ ઉત્પન્ન થાય જ છે કે અત્યાચાર કરવાનું આગળ ચલાવી જ ન શકે. કઠણ પ્રસંગમાં સપડાયેલી સ્ત્રીઓએ પોતાનો આવો અનુભવ નોંધી રાખ્યો છે.

ટૂંકામાં સ્ત્રીઓ તો જાણે જ છે કે પ્રસંગો ટાળવા એમાં જ ડહાપણ છે. અને છતાં પ્રસંગ આવી જ પડયો તો શરીર નબળું હોય કે સબળું પૂરા પ્રાણથી વિરોધ કરે અને અત્યાચાર થવા ન દે. આમાં સફળતા મળી જ છે એ અત્યાર સુધીનો નોંધાયેલો અનુભવ છે. આથી વિશેષ કહેવા જેવું કે લખવા જેવું કશું નથી.

## ૪૧. આપણા પારસીઓ

આખી દુનિયામાં પારસીઓની સંખ્યા છે જ કેટલી? કહે છે હશે સવા લાખની આસપાસ. જે ઈરાનમાંથી ઈસ્લામે એમને કાઢી મૂક્યા ત્યાં આ જ જરથુસ્તી ધર્મ પાળનારા બે કે ત્રણ હજાર હશે. પારસીઓ ભારતમાં આવ્યા અને અહીં વસ્યા એને બારસો કે તેરસો વર્ષ થયાં હશે. તેઓ મોટે ભાગે પશ્ચિમ હિંદુસ્તાનમાં ગુજરાતમાં વસે છે. અહીં કાયમને માટે રહેવું છે એટલે એમણે અહીંની ગુજરાતી ભાષા પોતાની કરી. ઉદવાડામાં પોતાનું તીર્થસ્થાન સ્થાપ્યું અને સુખેથી રહ્યા. હવે થોડાક પારસીઓ પાકિસ્તાનમાં કરાંચી તરફ રહે છે.

એ બાહોશ પ્રજા જ્યાં જાય છે ત્યાં પોતાનું વ્યક્તિત્વ સાચવી આસપાસના લોકો સાથે ઉત્તમ રીતે ભળે છે. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી બધાં સાથે ભળતાં એમને જરાયે મુશ્કેલી નથી આવતી. હિંદુઓની પેઠે એમની પાસે ખાનપાનના ઝઘડા નથી. ત્રણે ધર્મનાં ધર્મપુસ્તકો તેઓ આદરથી વાંચે છે અને જે લેવા લાયક જણાય તે સુખેથી લે છે.

ત્યારે તેમનું પારસીપણું શામાં રહેલું છે? એ છે એમની ધર્મનિષ્ઠા – ભગવાન જરથુષ્ટ્ર પ્રત્યેની તેમની નિષ્ઠા. તેઓ નવજોતનો સંસ્કાર કરે છે જે જનોઈના સંસ્કાર જેવો ગણાય. સદરા અને કસ્તી પહેરે છે. અગિયારીમાં જઈને અગ્નિ મારફતે ભગવાનની પૂજા કરે છે.

અને મુખ્ય વસ્તુ એ કે પારસીઓ મોટે ભાગે ગૈરપારસીઓ જોડે પરણતા નથી.

મને એક વાર જાહેરસભામાં કોકે પૂછેલું, 'હિંદુસ્તાનના ઉત્તમ નાગરિકો કોણ?' મેં તરત કહ્યું, 'બેશક પારસીઓ જ. તેઓ બધાં સાથે ભળે છે. બાહોશપણે જીવે છે. કેળવણીમાં સૌથી આગળ છે. પોતાની કોમમાં કોઈને બેકાર રહેવા

દેતા નથી. અને જ્યાં રહે છે ત્યાંના લોકોને અને એમની સંસ્થાઓને છૂટે હાથે મદદ કરે છે. એમણે કોઈ કાળે ઝઘડા ઊભા કર્યા નથી. ખાસ સગવડો માગી નથી. તુમાખી બતાવી નથી. લાચારી પણ બતાવી નથી. એમના જેવા ઉત્તમ નાગરિકો માટે ભારતે મગરૂર થવું ઘટે છે.

જેઓ દૂધમાં ખાંડની પેઠે ભળીને આપણી સાથે રહે છે તેમની હસ્તી સુવાસિક હોવા છતાં એમના તરફ આપણે ખાસ ધ્યાન આપતા નથી. એમના અંગત સવાલોનું આપણે આત્મીયતાથી ખાસ અધ્યયન કરતા નથી. એ આપણો દોષ છે. જ્યાં સુધી રાજાઓનું રાજ હતું અથવા પરદેશીઓનું રાજ હતું ત્યાં સુધી ઘરનાં જ લોકો વિશે આપણે આટલા અજ્ઞાન રહ્યા એ ચાલી શક્યું. હવે તો પ્રજારાજ છે. આપણે બધાં મળીને દેશનું કામકાજ ચલાવીએ છીએ. હવે તો આપણે બધાં સાથે પૂરેપૂરી આત્મીયતા કેળવવી જોઈએ. યુરોપ અને અમેરિકાના લોકો આ દેશમાં આવી (દુનિયાના બધા જ દેશોમાં જઈ) સ્થાનિક સવાલોનો પોતાની દૃષ્ટિએ અભ્યાસ કરે છે. એમાં એમનો સ્વાર્થ હોય પણ પુરુષાર્થ તો ખરો જ. જેમનામાં પુરુષાર્થ ઓછો તેમનો સ્વાર્થ બહુ જ હીન રૂપ લે છે અને પરમાર્થ જડતાનું રૂપ ધારણ કરે છે; જ્યારે આપણે આપણા જ દેશના સવાલો જાણવા માટે ગોરાઓના સાહિત્યનો આશ્રય લઈએ છીએ.

મેં કહ્યું કે, પારસીઓ બનતાં સુધી જૂદદિનો સાથે (ગૈરપારસીઓ સાથે) પરણતા નથી. તેઓ ભારતમાં આવ્યા ત્યારે એમને અહીંની છોકરીઓ લેવી પડી હશે એ વાત જુદી. અને આજે ઉત્તમ ભણેલા અને ધનવાન લોકોમાંથી કેટલાક આંતરધર્મી વિવાહ કરતા હશે. આ સ્થિતિ હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી, પારસી વગેરે બધા જ લોકોને લાગુ પડે છે. પણ એવા આંતરધર્મી વિવાહ બહુ ઓછા છે. પહેલે પહેલે એવા વિવાહોનો વિરોધ થતો હતો. હવે કોઈ એવા જૂજ વિવાહ સામે હો હા કરતું નથી. એવા વિવાહો થોડા જ હોય છે. એટલે એ નભાવી લેવામાં જ સાર છે એમ આખો સમાજ સમજે છે. પણ પરદેશમાં જઈ વસેલા પારસી-ઓનું શું? એ સવાલ તરફ હમણાં જ મારું ધ્યાન ગયું.

'પારસિયાના' કરીને એક મજાનું અંગ્રેજી માસિક હમણાં મારી પાસે આવવા લાગ્યું છે. એના જૂનના અંકમાં અગિયાર વર્ષ અમેરિકામાં રહેલા એક પારસી ભાઈ શ્રી જમશેદ મોદીએ એક લેખ લખ્યો છે. એમણે નીચેની વિગતો આપી કેટલાક સવાલો ઊભા કર્યા છે. તેઓ કહે છે કે ઉત્તર અમેરિકામાં કુલ બસો ચુમોતેર (૨૭૪) પારસીઓ અને એમનાં કુટુંબીઓ રહે છે. ટોરેન્ટો કૅનેડામાં રહેનારા કેટલાક પારસીઓએ જે માહિતી ભેગી કરી છે તે પરથી તેઓ લખે છે કે પરણેલી એંસી (૮૦) વ્યક્તિઓમાંથી એકતાળીસ (૪૧) પારસીઓનાં જોડીદાર બિનપારસી છે. હિંદુસ્તાનમાં ન્યાત બહાર પરણનાર પારસીઓનું આટલું પ્રમાણ ન હોઈ શકે. અમેરિકામાં આ પ્રમાણ અસ્વાભાવિક પણ કેમ કહેવાય? ભારતમાં પણ વસ્તી-ગણતરી જોતાં પારસીઓની સંખ્યા એક ચિંતાનો વિષય છે જ. હવે

જે પારસીઓ યુરોપ-અમેરિકા જઈને કાયમના વસ્યા છે તેમનો ધર્મ ટકશે ખરો? કેટલાકનાં બાળકોએ તો હિંદુસ્તાન જોયું પણ નથી. અમેરિકા રહ્યા પછી મા-બાપ અને બાળકો ત્યાંની જ ભાષા બોલવાનાં. હવે એ બાળકોને શી રીતે સમજાવી શકાય કે અમેરિકામાં તમારી આસપાસ રહેતા લોકોને પરાયા ગણવા. અને જે ભારતનું એમણે દર્શન પણ કર્યું નથી અને જે દેશ દસ-બાર હજાર માઈલ દૂર છે ત્યાંના લોકોને પોતીકા ગણવા અને તેમાંયે જેઓ કપડાંની અંદર છૂપી રીતે કસ્તી અને સદરા પહેરે છે (જો પહેરતા હોય તો) તેમને જ સ્વધર્મી ગણવા. એ ક્યાં સુધી ચાલવાનું છે? ભાઈ જમશેદ મોદી પૂછે છે કે અમેરિકામાં આપણો ધર્મ ટકશે ખરો?

હું જ્યારે આફ્રિકા અને અમેરિકા ગયો હતો ત્યારે ત્યાં જઈ વસેલા હિંદુ, મુસલમાન આદિ આપણા લોકોના સવાલો તપાસતો હતો ત્યારે એ જ સવાલ મારી આગળ પણ હતો.

મેં જોયું કે મુસલમાનો માટે આવા સવાલો બહુ નડતા નથી. સવાલ હિંદુઓ માટે જ વિશેષ છે. પૂર્વ કે દક્ષિણ આફ્રિકામાં શું કે જમૈકા, ટ્રિનિડાડ, બ્રિટિશ ગિયાના અને સૂથ સૂરીનામ કે ડચ ગિયાના જેવા અમેરિકાના પ્રદેશમાં શું, આપણા લોકો મોટી સંખ્યામાં ત્યાં જઈ વસેલા છે. તેઓ અંદર અંદર વિવાહ કરી શકે છે. એને અંગે નાહકના સવાલો ઊભા કરે છે અને દિલ ખાટાં કરી દુ:ખી કરે છે. પણ એમના સવાલો ખરેખર અધરા નથી. મેં એમને કહ્યું, 'હિંદુસ્તાન તમારી પુણ્યભૂમિ છે. પણ જે દેશમાં જઈને કાયમને માટે વસ્યા છો એ જ તમારો સ્વદેશ. જે ભૂમિ ઉપર તમે તમારો પરસેવો રેડ્યો છે (અને કોક કોક વાર પોતાનું લોહી પણ તમારે રેડવું પડ્યું છે) તે દેશ તમારો છે. स्वदेशो यत्र जीव्यते । જે દેશમાં આપણાં મૂળિયાં વવાયાં છે, જ્યાં આપણે આજીવિકા મેળવીએ છીએ અને જ્યાંના લોકો સાથે આપણું જીવન ઓતપ્રોત થયું છે તે જ આપણો દેશ. ત્યાંની સંસ્કૃતિ એ આપણી સંસ્કૃતિ. જે પુણ્યભૂમિમાંથી આવ્યા એ દેશનો આપણો ધર્મ અને આપણી સંસ્કૃતિઓનો ફાળો નવા સ્વદેશને આપણે જરૂર આપીએ. પણ ત્યાં કાયમને માટે વસવાયા તરીકે રહેવું એ માનવતાનો ધર્મ નથી. આપણો ધર્મ ગમે તે હોય, સંસ્કૃતિ તો જે દેશમાં વસીએ તે દેશમાં બધા લોકો મળીને એકબીજા સાથે ઓતપ્રોત થઈને જે સંગમ સંસ્કૃતિ ઊભી કરે તે જ આપણી સંસ્કૃતિ. તે સંસ્કૃતિમાં આપણે આપણો ફાળો ઉત્સાહભેર અર્પણ કરીએ પણ વફાદાર રહીએ એ સંગમ સંસ્કૃતિને જ.

આફ્રિકા અને અમેરિકાનાં સ્વદેશવાસીઓને આ શુદ્ધ નીતિ હું સમજાવી શક્યો. એ લોકોની સંખ્યા પૂરતી હતી. તેથી તેઓ આ વસ્તુ સમજી શક્યા.

હવે અમેરિકા જેવા વિશાળ દેશમાં બસો-ચારસો મુઠ્ઠીભર પારસીઓ આમ-તેમ વેરાયા હોય તો પોતાનો ધર્મ, પોતાની સંસ્કૃતિ અને પોતાનું વ્યક્તિત્વ કેમ સાચવી શકે એ સવાલ ચિંતાનો વિષય ખરો.

મને લાગે છે કે આટલી નાનકડી કોમના લોકોએ પરદેશમાં જઈ ત્યાં કાયમને માટે વસતાં પહેલાં આ બધી વસ્તુઓનો વિચાર કરવો જોઈએ. સમાજના નેતાઓએ પણ વિચાર કરવો જોઈએ.

અમેરિકામાં જે ચાળીસ ભાઈ-બહેનોએ ભિન્નધર્મી વિવાહ કર્યો તેમનાં જોડીદાર બધાં અથવા મોટે ભાગે અમેરિકન હશે. એટલે કે ઈસાઈ હશે એમ હું માનું છું. અમેરિકામાં હિંદુ-મુસલમાન અને ખ્રિસ્તીઓ પણ જઈને વસ્યા છે. એમાં મોટી સંખ્યા વખતે શીખોની હશે. એ લોકો શું કરે છે એની વિગતો આપણે જાણતા નથી. અમેરિકામાં વસતા પારસીઓમાંથી બિનપારસી ભારતીઓ સાથે કેટલાક વિવાહો થયા છે એ ભાઈ મોદીએ જણાવ્યું નથી.

ભલે ભિન્નધર્મી પણ ભારતીય ભારતીઓ સાથે પરણે તો કેટલાક સવાલો હળવા થાય છે. અમેરિકાના ગોરા ઈસાઈઓ સાથે પરણ્યા હોય તો વહેલેમોડે એ પારસીઓ અમેરિકન ઈસાઈ થઈ જવાના એમ મને તો લાગે છે. પારસીઓની સંખ્યા કરોડોની હોત તો તેઓ પણ કહેત કે છો પચાસ પારસીઓ રહ્યા અથવા અમેરિકન થયા. એની ચિંતા ક્યાં કરવા બેસીએ.

મારા જેવા કહેશે કે સંસ્કૃતિની દૃષ્ટિએ જ્યારે બધા જ ધર્મો સરખા છે ત્યારે ભિન્નધર્મી વિવાહો થાય તો આપણે નભાવી લઈએ. ધર્મો ધર્મો વચ્ચે જ્યારે હુંસાતુંસી ચાલે છે, બીજા ધર્મોને મારીને પોતાના ધર્મની સંખ્યા વધારવાની અધાર્મિક વૃત્તિ જોર કરે છે ત્યારે માણસ આત્મરક્ષાને અર્થે એક રીતે વિચાર કરે છે. પણ જ્યારે દરેક સમાજના ચારિત્ર્યની અને સંસ્કૃતિની કસોટીએ બધા જ ધર્મો સરખા સાબિત થયા છે અને શ્રેષ્ઠતા ફક્ત અભિમાનની જ રહી છે ત્યાં આપણે બીજી રીતે વિચાર કરીએ.

હિંદુઓમાં વૈષ્ણવ અને શાક્તો વચ્ચે વિવાહો થાય છે. જૈનો વચ્ચે અને સનાતનીઓ વચ્ચે વિવાહો થાય જ છે. શીખો અને સનાતનીઓ વચ્ચે પંજાબમાં વિવાહો ક્યાં નથી થતા? બધા જ ધર્મોનું એક વિશાળ ધર્મકુટુંબ માનીએ તો ઘણા સવાલો એની મેળે શમી જાય છે.

એક વસ્તુ અહીં તદ્દન સ્પષ્ટ કરવા માગું છું. ભિન્નધર્મી વિવાહો થાય એ જાતનો મારો આગ્રહ નથી. એ જાતનો પ્રચાર આપણે ન જ કરીએ. એવો પ્રચાર કરવા જતાં આપણે મેળવીશું ઓછું ને ખોઈશું વધારે.

કશા કાંઈ ખાસ પ્રચાર વગર જે ઓછાવત્તા ભિન્નધર્મી વિવાહ થાય છે તેમની સામે કોઈ પણ ધર્મના લોકો ઝુંબેશ ન ઉઠાવે. (આજે કોઈ ખાસ વિરોધ કરતુંયે નથી.) આવા વિવાહોનાં પરિણામ કેવાં આવે છે તે આપણે ઠંડે પેટે તપાસીએ. બધા ધર્મો, બધી કોમો, વંશો અને જાતિઓ એક જ માનવકુટુંબની શાખાઓ છે. એ વસ્તુ જેઓ સ્વીકારે છે તેઓ તો અસ્વસ્થ થવાના નથી. આપણે એટલું જ યાદ રાખવાનું કે બધા ધર્મો મળીને એક ધર્મકુટુંબ થાય છે. એ વસ્તુનો સ્વીકાર જ્યાં સુધી સાર્વત્રિક થયો નથી ત્યાં સુધી ભિન્નધર્મી વિવાહોનો

આપણે પ્રચાર કરવા ન જઈએ.

હું તો હિંદુઓને કે પારસીઓને આંતરધર્મી વિવાહ કરવાની ભલામણ ન જ કરું. પારસી કોમ એટલી નાની છે કે એની આત્મરક્ષાની દૃષ્ટિએ પણ ભિન્નધર્મી વિવાહ પ્રત્યે એ સાશંક થવાની કે સાશંક રહેવાની જ. આપણે એમને અભયદાન આપવું ઘટે.

વિવાહની દૃષ્ટિએ નહીં પણ આધ્યાત્મિક સંસ્કૃતિના દૃષ્ટિએ હું હિંદુઓને જરૂર સૂચવું કે જેમ આપણે ત્યાં હિંદુ ધર્મપરિવારમાં વૈષ્ણવ, શૈવ, શાક્ત, લિંગાયત, શીખ, જૈન, બૌદ્ધ, આર્યસમાજી, બ્રહ્મસમાજી જેવા અનેક ધર્મગ્રંથો છે અને તે બધા પ્રત્યે આપણે આત્મીયતાની નજરે જોઈએ છીએ તે જ પ્રમાણે આપણે પારસી ધર્મને પણ અપનાવવો જોઈએ. વસિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, વામદેવ, ભૃગુ વગેરે અનેક ઋષિઓ છે તેમ જ જરથુષ્ટ્ર પણ એક વેદકાળના ઋષિ છે. એમણે જે ધર્મકાર્ય કર્યું તે જોતાં આપણે એમને ભગવાનના અવતાર ગણીએ. પરશુરામ, રામ, કૃષ્ણ અને બુદ્ધની પેઠે જરથુષ્ટ્ર પણ ભગવાનના જ એક અવતાર છે.

આપણે ત્યાં કેટલાક લોકો વિષ્ણુના દસ અવતાર માને છે, જ્યારે કેટલાક ચોવીસ કે પચીસ માને છે. કપિલ મુનિ જો વિષ્ણુના અવતાર હોય તો જરથુષ્ટ્ર પણ ભગવાનના અવતાર જ છે. આ બાબતમાં પારસી લોકો શું માને છે અને કહે છે એની સાથે આપણને લેવાદેવા નથી. આપણે ભગવાન જરથુષ્ટ્રને એક ઋષિ અને અવતાર તરીકે પૂજીએ એમાં એમને શો વાંધો હોઈ શકે?

વેદની ભાષા અને પારસી ગાથાઓની ભાષા ઘણી મળતી-ઝૂળતી છે. વૈદિક દેવોમાંથી કેટલાક પારસી ધર્મમાં જડે છે. વિષ્ણુસહસ્ત્ર નામમાં ભગવાનનાં જે સેંકડો નામો છે તેમાં 'વસુમના' પણ એક નામ છે. હવે 'વસુમના' અથવા 'વહુમનો' એ પારસીઓના ધર્મનો ઉત્તમ આદર્શ છે. પારસી ગાથાઓનું જો વૈદિક સંસ્કૃતમાં રૂપાંતર કર્યું હોય તો આપણે સહેજે સમજી શકીશું કે એક જ અધ્યાત્મનાં એ સુંદર રૂપો છે. એટલે આપણે આપણા તરફથી તો પારસીઓનો ગાથિક ધર્મ પૂરેપૂરો અપનાવીએ, એનું અધ્યયન કરીએ. એમનું તત્ત્વજ્ઞાન સમજી લઈ આપણે એક અષોપનિષદ ઉપજાવી કાઢીએ. આપણો ધર્મ અને આપણી સંસ્કૃતિ એથી સમૃદ્ધ થશે, પૂનામાં વૈદિક સંશોધન મંડળ તરફથી પારસીઓના ગાથિક ધર્મનું અધ્યયન શરૂ થયું જ છે. બંગાળના જતીન્દ્રમોહન ચેટરજીએ વૈદિક વ્યાકરણ અને પાણિનીય વ્યાકરણને જોરે પારસીગાથાઓ અને વૈદિક ઋચાઓનું સામ્ય બતાવ્યું જ છે. આ પ્રવૃત્તિ કેવળ વિદ્વાનો સુધી મર્યાદિત ન રહેતાં આપણા સામાજિક નેતાઓએ ઉત્સાહપૂર્વક એને આખા સમાજમાં લોકપ્રિય કરવી જોઈએ. આમાં સ્વાર્થ કશો નથી. આખા વિશ્વનો સ્વાર્થ છે. આપણે એને વ્યાપક ધર્મકાર્ય તરીકે અને આપણી સંસ્કૃતિને વ્યાપક બનાવવાની દૃષ્ટિએ આ કામ કરવાનું છે.

રોજનો પેટનો ધંધો અને રાજદ્વારી પક્ષાપક્ષીના ઝઘડાની અંદર જ રચ્યા-પચ્યા રહેનાર લોકોનું આ કામ નથી, દાડિયા મજૂરના કરતાં પણ એમની માનસિક

હાલત ખરાબ અને ચિંતાજનક હોય છે. પણ જેઓ અધ્યાત્મ માનવકલ્યાણ અને વિશ્વસંસ્કૃતિનો વિચાર કરી શકે છે તેવા લોકો માટે આ એક ઉત્તમ પુરુષાર્થ છે. અને એને માટે મુહૂર્ત પણ સારું છે. વિશ્વસમન્વયની દૃષ્ટિએ આ એક અત્યંત નજીકનું કરવા જેવું કામ છે. હજાર વર્ષ થયાં જે કામ આપણે સહેજે કરી શકત પણ નથી કર્યું તે હમણાં હાથ ધરીએ. જાગ્યા ત્યારથી સવાર.

## ૪૨. પ્રજારાજ્યમાં પારસીઓનું સ્થાન

કલકત્તાના 'નવરોઝ' માટે મારો આ ત્રીજા વર્ષનો લેખ અથવા સંદેશ છે.

હિંદુસ્તાન જેમણે પોતાનો સ્વદેશ કર્યો અને અહીંની જ એક ભાષા સ્વભાષા તરીકે અપનાવી તે પારસી કોમ સંખ્યામાં ભલે નાની હોય, એના પ્રત્યે મારા મનમાં આટલો આદર કેમ છે એ બધું મેં મારા પ્રથમ વર્ષના લેખમાં વિસ્તારથી સમજાવ્યું છે. હું ઇચ્છું છું કે એ લેખ પારસી કોમનાં કેવળ મોટેરાં જ નહીં પણ જુવાન સ્ત્રી-પુરુષો પણ જો વાંચે, તો આજના ભારતના ભક્તો પારસીકોમ પાસેથી કેવી કેવી આશા રાખે છે એનો ખ્યાલ એમને આવશે.

બીજે વર્ષે, મેં પારસી કોમે ભારતને આપેલા સર્વશ્રેષ્ઠ રાષ્ટ્રપુરુષ 'હિંદના દાદા' દાદાભાઈ નવરોજી વિશે મારી શ્રદ્ધાંજલિ અર્પણ કરી છે. અને જે જાતની સેવા સ્વ. દાદાભાઈએ ભારતની અને આખી દુનિયાની કરી છે તે સેવામાંથી પ્રેરણા મેળવી પારસી કોમે પણ એમને જ રસ્તે સમસ્ત ભારતની સેવામાં પોતાની હસ્તી સફળ કરવી જોઈએ. અને યથાકાળે પારસીઓ તેમ કરશે જ એવી આશા બતાવી છે.

આ વર્ષે મારે એમની આગળ ત્રીજી વસ્તુ મૂકવી છે.

જેમ પારસી કોમે ગુજરાતની ભાષા પોતાની કરી અને પોતાનું હૃદય, પોતાનો આત્મપરિચય અને પોતાની મહત્ત્વાકાંક્ષા ગુજરાતી ભાષામાં રેડી છે, તે જ પ્રમાણે હવે એમણે પોતાનું વ્યક્તિત્વ સાચવીને પણ, પૂર્ણપણે ભારતીય થવું જોઈએ. અને આખા ભારતના સાંસ્કૃતિક જીવનમાં(Cultural life)માં પોતાનો પૂરેપૂરો ફાળો આપવો જોઈએ.

હું પારસીઓને કહીશ કે તમે જ્યાં રહો છો, અને કમાઓ છો, તે પ્રદેશમાં ચાલતી જાહેરસેવાની સંસ્થાઓને તમે છૂટે હાથે નાણાંની મદદ કરો છો, કઠણ પ્રસંગે એમની મદદે દોડો છો. એ બધું સારું છે. પણ તેટલું બસ નથી.

હવે તો તમારે આવી બધી જાહેર સેવાની સંસ્થાઓના સદસ્ય થવું, એમના કાર્યમાં ભાગ લેવો, અને એ સંસ્થાઓની સેવા બધી રીતે સફળ થાય એટલા માટે સંસ્થાના સંચાલકોને પોતાની પાકટ સલાહ પણ આપવી.

કેટલાક લોકો સંસ્થાના આદર્શો ઢીલા ન થાય એને માટે ચોકીદારી કરે છે.

પણ સંસ્થાનો વિકાસ કેમ થાય ? એની સેવા સમાજ સુધી કેમ પહોંચે ? એનો વિચાર કરતા નથી. પરિણામે સંસ્થાની અસર જાહેરજીવન પર ધ્યાન ખેંચે એટલી પડતી જ નથી. તમે લોકો વ્યવહારકુશળ છો. જે કામ હાથમાં લેશો તેમાં ફાવી જવાની કુનેહ તમારી પાસે છે. તમે જો આવી સાર્વજનિક સંસ્થાઓમાં દાખલ થશો તો આદર્શવાદી જૂના સેવકોના પ્રસંગમાં આવી તેમની તત્ત્વનિષ્ઠાની કદર કરતાં શીખશો. અને સાથે સાથે સંસ્થાનું કામ વ્યવહારની દૃષ્ટિએ સફળ કેમ થાય અને સામાન્ય જનતા સુધી કેમ પહોંચે, એની સૂચનાઓ પણ આપશો. પરિણામે બંને તરફની ખાસિયતનો મેળાપ થશે. અને સંસ્થાઓની સર્વાંગીણ ઉન્નતિ થશે.

આ ઉપરાંત જ્યારે જ્યારે પાણીની રેલ, ભૂચાલ, દુકાળ કે એવી જ કોઈ આફત આવી પડે ત્યારે ત્યારે જે કોઈ સ્વયંસેવકોની સેના ખડી થઈ જાય એમાં તો તમે મોટી સંખ્યામાં દાખલ થશો જ. પણ કોક કોક વાર, આવી સેવાસેના ઊભી કરવામાં તમે જ પહેલ કરશો. એમાં આગેવાની ભલે તમારી હોય. પણ આવી સેનામાં બધી જાતના, બધી કોમના અને બધા ધંધાના લોકોને ખેંચી આણવાનો તમારો આગ્રહ રહેવો જોઈએ.

કોક કોક વાર એમ બને કે જ્યાં હિંદુઓ અને મુસલમાન બે વચ્ચે કોઈ પણ કારણે એકરાગ ન હોય, અને બંને એકબીજાની મદદમાં જતા ન હોય, ત્યાં તમારી નેતાગીરીને કારણે હિંદુ તેમ જ મુસલમાન બંને કોમના યુવાનો અને યુવતીઓ તમારી સાથે સહયોગ કરવાના હેતુથી, સેનામાં દાખલ થશે. અને એક વાર દાખલ થયા પછી એમને અનુભવ થશે કે 'પરસ્પર પરિચયને અભાવે આપણે એકબીજાને બરાબર ઓળખતાં જ ન હતાં. આપણી વચ્ચે ઘણી સમાનતા છે. કમજોરીઓ પણ સરખી જ છે. એમાં કોઈની ખાસિયત નથી.' ત્યારે એકબીજાને ઓળખ્યા પછી તેઓ કાયમને માટે એકબીજાના સહયોગી બનશે. આમાં તમારો ફાળો એટલો જ કે તમારા મનમાં બંને કોમો વિશે સરખી જ આત્મીયતા હોવાથી બંનેને તમે એકત્ર આણશો અને બન્ને પાસેથી તમે વિશ્વાસપૂર્વક કામ લઈ શકો છો.

આ જ વસ્તુ જરા વિસ્તાર કરીને હું સમજાવીશ.

તમે તમારી પોતાની જ ઈચ્છા મુજબ જાહેર સેવાની કોઈ સંસ્થા કાઢો અને જે જે લોકો ઉપર તમારો વિશ્વાસ છે, અને જેઓ તમારી સાથે દિલથી સહયોગ કરવા તૈયાર છે, એવાઓને એ સંસ્થામાં લો. એમાં ધર્મ કે ન્યાતનો ભેદ મનમાં આણવો જ નહીં. તમે કામ હાથમાં લેતા જાઓ અને એ સારી રીતે પાર પડતું જાય, એટલે લોકોનો તમારા પર વિશ્વાસ બેસે અને તમારા હાથતળે કામ કરનારા લોકો ધીરે ધીરે એકબીજાને અપનાવતા જાય. તેમને થશે જ કે 'એક જ નેતા પ્રત્યે આપણી નિષ્ઠા છે ત્યારે આપણી પરસ્પર નિષ્ઠા પણ હોવી જ જોઈએ.' આ રીતે હિંદુ, મુસલમાન, ઈસાઈ, પારસી, યહૂદી બધી કોમના યુવાનો તમારે કારણે એકત્ર આવતા જાય અને કામ કરતા જાય તો એની અસર ભારત ઉપર ભારે થશે. આ

રીતે પારસી લોકો પ્રત્યે વિશ્વાસ અને આદર જામતો જાય તો સ્વાભાવિક રીતે તમારી પ્રતિષ્ઠા વધશે અને તમે ભારતની એકતા માટે પ્રત્યક્ષ મહેનત કરી રહ્યા છો એ જાતની લાગણી લોકોમાં પેદા થાય એથી મોટો લાભ બીજો કયો હોઈ શકે?

તમે લોકો ગુજરાતી અને અંગ્રેજી બે જ ભાષા જાણો છો. પણ જે પ્રદેશમાં તમે રહો છો ત્યાંની ભાષા જેમતેમ તો બોલી જ શકો છો. એમાં ભૂલો કરો તો તમને એની શરમ નથી, અને તેથી જ તમે બધે ફાવતા આવ્યા છો.

હવે તમારે એ વિચાર કરીને કે ભારતમાં હવે કોઈ રાજાનું કે કોઈ ખાસ કોમનું રાજ નથી, 'આખી પ્રજાનું રાજ એ જ સ્વરાજ' છે, તમારે સ્થાનિક ભાષા ઉત્તમ રીતે શીખવી જોઈએ. તે તે ભાષામાં છાપાંઓમાં તમે અવારનવાર લખતા થાઓ એ અત્યંત જરૂરી છે. આજે બંગાળીમાં કે પંજાબીમાં લખનાર એક્કે પારસી જોવાને મળતો નથી. દક્ષિણની ભાષાઓ તો પારસી લેખકનું નામ પણ જાણે નહીં. આમ તમે ભારતમાં અજાણ્યા ક્યાં સુધી રહેશો? તમે ભૂલી જાઓ કે એક નાનકડી કોમના તમે પ્રતિનિધિ છો. ખરેખર આખા ભારતના તમે પ્રતિનિધિ છો. બધા સાથે ભળતાં તમને આવડે છે. પછી સેવક તરીકે તમારી ઓળખાણ કેમ ન થાય? કેવળ વેપારઉદ્યોગમાં જ નહીં પણ બધાં જ ક્ષેત્રોમાં તમે તમારો ફાળો આપતા જાઓ. તમારે માટે આ જરાયે અઘરું નથી. ફક્ત આવી મહત્ત્વાકાંક્ષા તમારામાં જાગવી જોઈએ. અને અત્યાર સુધી અળગા રહેવામાં જે સંતોષ માનતા આવ્યા છો તે તમારે છોડી દેવો જોઈશે.

વિવાહલગ્નમાં પોતાની પારસી કોમ છોડીને બીજે ન પરણવાનો તમારો આગ્રહ હું જાણું છું. હું તમને એટલું જ સૂચવીશ કે જેમ જેમ બધી કોમ સાથે તમે ભળતા જશો અને સેવા દ્વારા બધા સાથે તમારી આત્મીયતા વધશે ત્યારે થોડાક આંતરધર્મીય વિવાહ થવાના જ. આવા વિવાહનો તમારે વિરોધ નહીં કરવો. બધી જ કોમના લોકો આ રીતે હવે પછી એકત્ર આવવાના છે. તમે ક્યાં સુધી અળગા રહી શકશો? તમારી ખાસિયત તમારી પાસે છે જ, બધા સાથે ભળવામાં તમને વાંધો નથી એટલું લોકો જુએ પછી તો તમને પૂરી રીતે બધા અપનાવશે અને તમારે પણ બધાને અપનાવવાની તૈયારી રાખવી જોઈએ. જૂના વખતમાં શું ચાલતું હતું એ જોવાની જરૂર નથી. આપણે ભવિષ્યકાળને વફાદાર રહેવાના. એ ભવિષ્યકાળનું રૂપ કેવું હશે એ તમારે વખતસર જાણી લેવું જોઈએ.

સ્વરાજ્ય થયું એનો લાભ સૌથી વધારે તમે જ મેળવી શકશો. કેવળ વેપાર ઉદ્યોગમાં નહીં પણ કેળવણીમાં, સમાજસેવામાં અને રાજદ્વારી ક્ષેત્રમાં પણ તમે આગળ આવવાની હિંમત રાખો. તમને બધી જ કોમના લોકોના વોટ (vote) મળવાના. અને એ રીતે જેઓ ચૂંટણીઓ લડશે અને આગળ આવશે તે લોકો જ આખા દેશના પ્રતિનિધિ ગણાશે. જે પુરુષાર્થ દાદાભાઈ નવરોજી કરી શક્યા તે બધી રીતે સફળ કરવાની તક તમારી આગળ આજે પીરસેલી છે. આ નવી પરિસ્થિતિને ઓળખો અને હિંમત કેળવો એટલું જરૂરનું છે.

તા. ક. ભારતમાં વસતા બધા ધર્મના આપણે પોતપોતાના તહેવારો ઊજવીએ જ છીએ. પણ બધા ધર્મો મળીને એક ઉદાર ભારતીય સંસ્કૃતિ બને છે એ વાત જો આપણે હૃદયથી માનતા હોઈએ તો એકબીજાના ધાર્મિક તહેવારોમાંથી મુખ્ય મુખ્ય થોડા તહેવારો આપણે પોતપોતાની ઢબે અને બધાને સહેજે ગમી જાય એ રૂપે કેમ ન ઊજવીએ?

આવો ઉપદેશ બીજાને કરતાં પહેલાં આપણે જ એનો પ્રારંભ કરવો જોઈએ એ વિચારે અમે ખોરદાદસાલનો તહેવાર ક્યારના ઊજવીએ છીએ. આ વર્ષે તા. ૩ સપ્ટેમ્બરે ભગવાન જરથુષ્ટ્રનો જન્મદિવસ અમે અમારી સંસ્થા વિશ્વ-સમન્વય સંઘ વતી મુંબઈમાં ઊજવવાના છીએ.

મારી ગુજરાતી ચોપડી 'જીવતા તહેવારો'માં હિંદુ તહેવારો વિશે જરૂરી પ્રેરણા છે જ. એમાં હવે બધા ધર્મોના મુખ્ય તહેવારો ભારતીય દૃષ્ટિએ કેમ ઊજવવા એ વિશે ઉમેરવાનો છું. એને અંગે પારસી ધર્મના તહેવારોની માહિતી ભેગી કરું છું. આને અંગે ગુજરાતીમાં કે અંગ્રેજીમાં જે સાહિત્ય મળી શકે તે મારે જોઈએ છે. સ્નેહીઓને વિનંતી કરી જ છે.

## ૪૩. ભારતના પ્રજારાજ્યમાં પારસી કોમનો ફાળો

ભારતમાં વસતા માનવંતા પારસી લોકોના પૂર્વજો આ દેશમાં આવીને અહીંના નાગરિક થયા, ત્યારથી હમણાં હમણાં સુધી આ દેશના (ભારતના) દરેક વિભાગ ઉપર કોઈ ન કોઈ રાજાનું રાજ્ય હતું. પછી એ રાજા સ્વદેશી હોય કે વિદેશી. હજાર, દોઢ હજાર વર્ષ દરમિયાન પારસી કોમે સરસ પ્રગતિ કરી છે અને તેઓ ભારતના માનીતા નાગરિક અથવા પ્રજાજન તરીકે પોતાની હસ્તી શોભાવતા આવ્યા છે. આ પારસી કોમે આ લાંબી મુદતમાં દેશ માટે કોઈ અગવડ ઊભી કરી નથી. આ દેશની બહુધર્મી પ્રજા સાથે સુંદર સંબંધ રાખતા આવ્યા છે. ભારતના લોકો આજની ચિંતાની પરિસ્થિતિમાં પારસી કોમના આવા મિલનસાર સ્વભાવની વધારે કદર કરતા થયા છે.

તેથી જ ભારતના એક નમ્ર સેવક તરીકે મારા પારસી સ્નેહીઓને નમ્રપણે આદર સાથે કહેવા માગું છું.

હજારો વર્ષ પછી આ દેશમાં રાજાઓનું રાજ્ય મટી પ્રજારાજ્ય થયું છે. ભારતના ઇતિહાસ માટે આ મોટામાં મોટી ક્રાંતિ છે.

હવે આ દેશમાં વિદેશી રાજ્ય રહ્યું નથી. ફ્રેંચ અને પોર્ચુગીઝ લોકોનાં જે નાનકડાં થાણાં ભારતમાં હતાં તે પણ હવે ભારતના હાથમાં પૂર્ણપણે આવી ગયાં છે. તેથી પહેલી જ વાર આખા ભારતનો અધિકાર ભારતની સમસ્ત પ્રજાને

હાથમાં આવ્યો છે. ધર્મભેદ ભારતની નાગરિકતામાં કશો ફેર કરી શકતો નથી. રાજ બધાનું છે. જાતિભેદ, ધર્મભેદ કે ભાષાભેદ કોઈ રીતે નડતરરૂપ નથી.

આવી સ્થિતિમાં પારસી કોમે દેશની હાલત વિશે ઉદાસીન ન રહેતાં નાગરિકનું કર્તવ્ય સમજી દેશની સેવામાં આગળ પડતો ભાગ લેવો જોઈએ. દેશની નવી નીતિનો વ્યાપક, ઉદાર અને યુગાનુકૂળ પાયો નાખવામાં પ્રાતઃસ્મરણીય દાદાભાઈ નવરોજજીનો જે હાથ હતો તેની કદર કરી આપણે એમને 'હિંદના દાદા' તરીકે ઓળખીએ છીએ. એ હિંદના દાદાની દેશભક્તિ, દીર્ઘદૃષ્ટિ અને હૃદયની ઉદારતાની પરંપરા આગળ ચલાવવા માટે પારસી કોમના આગેવાનોએ આગળ આવવાનો વખત આવી ગયો છે.

ભારતમાં હવે પ્રજારાજ્ય સ્થપાયું છે એ સ્થિતિ ઓળખી પારસી કોમના દેશભક્તોએ ભારતની રાજદ્વારી હાલત સુધારવામાં પોતાનો ફાળો ઊંચકવો જોઈએ.

કેળવણીની દૃષ્ટિએ અને આર્થિક દૃષ્ટિએ પણ પારસી કોમે જે પ્રગતિ કરી છે અને ગમે તે પ્રદેશમાં જાય, બધા સાથે સુખેથી ભળવાની જે નીતિ ચલાવી છે તે જોતાં આ કોમ તરફ વિશ્વાસની નજરે જોઉં છું. આશા રાખું છું ભારતના પારસી નાગરિકો તટસ્થ ન રહેતાં ભારતના જાહેરજીવનમાં આગળ પડતો ભાગ લેશે.

## ૪૪. સંપૂર્ણ સમાજ

એક જહાજ, સમુદ્રનાં મોજાં તળે સંતાઈ રહેલા ખડક ઉપર અથડાઈને તૂટી ગયું. અને ધીમે ધીમે સમુદ્રમાં ડૂબી ગયું. એ મોટા જહાજ ઉપર, સંકટ સમયે કામ આવે, એ હેતુથી રાખેલી, બે હોડીઓ હતી. વિદેશ જઈને વસવાટ કરવા નીકળેલું એક મોટું કુટુંબ જહાજ તૂટી જતાં એક હોડીમાં ઊતર્યું. ખાવાના પદાર્થો, જરૂરી ઓજારો, થોડાં હથિયારો અને વાસણ-કૂસણ લઈને એ કુટુંબે, ભગવાનને ભરોસે હોડી હંકારી. આ રીતે આઠ-દસ દિવસની મુસાફરી કર્યા પછી એ હોડી એક નાનકડા બેટના કિનારે જઈ પહોંચી. નાનકડા બેટ ઉપર કેટલાંક સારાં ફળઝાડો હતાં, ઘાસવાળી જમીન હતી, પાણીનાં ઝરણાં હતાં; પણ બેટ ઉપર ન મળે મનુષ્યવસ્તી અને ન મળે કોઈ હિંસ્ર પશુની ભીતિ.

એવા એ નિર્જન બેટ ઉપર એ કુટુંબ જ્યારે પહોંચ્યું ત્યારે એમણે જોઈ લીધું કે આપણે જ એ બેટ પરની મનુષ્યવસ્તી. એક કુટુંબ એટલે એક આખો સમાજ. હવે અહીં જીવવું હોય તો પોતે જ ખેતી કરવાની. પોતે જ રહેવા માટે ઝૂંપડી બાંધવાની. આત્મરક્ષણ પણ પોતે જ કરે અને પોતાના એકાકી જીવનનો ઈતિહાસ પણ પોતે જ લખે.

કુટુંબ નાનું ન હતું. એક મોટી હોડીમાં માય એટલાં સગાંવહાલાં હતાં.

એટલે એ બેટ પર વસ્તી કરતાં એમને મુશ્કેલી નહીં આવી. શ્રમવિભાગ કરી કરીને કેટલો કરી શકે ? બધાં કામોમાં દરેક જણે પાવરધા થયે જ છૂટકો. આગળ જતાં એમણે બધું કામ વહેંચી લીધું ખરું, પણ એક હોડીમાં માઈ શકે એટલા જ લોકોનો એક સંપૂર્ણ સમાજ બંધાયો.

અંગ્રેજીમાં આ જાતના સમુદ્રજીવનની નવલકથાઓ ઘણી વાંચવાની મળે છે. કુટુંબ નાનું હોય કે મોટું એમાંથી એક સંપૂર્ણ સમાજ ઊભો કર્યે જ છૂટકો. એ હોય છે એ સ્થાનની પરિસ્થિતિ.

આ બધું વર્ણન એટલા માટે કર્યું છે કે આપણા દેશમાં કેટલીક કોમો (અને કેટલીક જ્ઞાતિઓ પણ) એવી ઢબે જીવે છે કે જાણે પોતે એક સ્વયંભૂ, સંપૂર્ણ અલગ સમાજ છે. બીજી કોમો અને બીજી જાતિઓ સાથે કશો સંબંધ ન રાખે તોયે, એ અલિપ્ત રહેતી કોમ વગર મુશ્કેલીએ જીવી શકે અને ફૂલીફાલી શકે. આવી કોમનો બીજી કોમ સાથેનો સંબંધ જાણે કેવળ બજારના વિનિમય પૂરતો જ.

આ સ્થિતિ સારી છે કે નહીં એની ચર્ચામાં ઊતર્યા વગર કહી શકાય કે જે કોમને આમ અલગ રહેવું હોય એ કોમની અંદર કેટલાક ખેડૂતો, કેટલાક વણકરો, કેટલાક કારીગરો, કેટલાક શિક્ષકો, કેટલાક સમાજસેવકો અને કેટલાક નેતાઓ તો થવા જ જોઈએ. દુકાનદારો, વાહનો ચલાવનારાઓ અને રાજ્ય કરનારાઓ એમની પાસે થોડાક તો હોવા જ જોઈએ. નહીં તો એ કોમ પરાવલંબી બનશે. પછી એને સ્વયંપૂર્ણ ન કહેવાય.

અને જો એ કોમ પરસ્પરાવલંબનમાં માનતી હોય તો આવું પરસ્પરાવલંબન કેવળ બજારુ ન હોવું જોઈએ. પછી તો રોટીબેટીવ્યવહારનો વિચાર કર્યે જ છૂટકો. એક-બે પેઢી આવું જીવનવ્યાપી પરસ્પરાવલંબન ન થયું તો ચાલે. પણ જો પરસ્પરાવલંબન સદાને માટે કેવળ બજારુ રહે, જીવનવ્યાપી ન બને તો આજે આપણા દેશમાં જે જાતની સામાજિક, રાષ્ટ્રીય કમજોરી પ્રવર્તે છે તે દૂર થવાની નથી. આ કમજોરી એક 'સામાજિક અને રાષ્ટ્રીય રોગ' છે, એટલું આપણે સમજી શકતા નથી માટે જ આ સ્થિતિ આપણે નભાવીએ છીએ, એટલું જ નહીં પણ એમાં માણીએ પણ છીએ.

પંજાબમાં શીખ લોકો પોતાનો એક સ્વતંત્ર સમાજ કરી શકયા છે. મૈસૂર-કર્ણાટક તરફ શિવલિંગની પૂજા કરનાર લિંગાયત લોકો પોતાનો અલગ સમાજ કરી શક્યા છે. અને તેથી જ આ બે સમાજો ભારતીય રાષ્ટ્રીયતાની મૂળભૂત આવશ્યકતાઓ પૂર્ણપણે સમજી શકતા નથી. એ બે કોમો પછી સૌથી મોટો સવાલ આવે છે મુસલમાન અને ખ્રિસ્તી કોમોનો. મુસલમાનોમાં સ્વયંપૂર્ણતા છે અને નથી. તેઓ દેશમાં બધે ફેલાયા છે. જ્યાં એમની સંખ્યા વધારે છે ત્યાં એ સમાજ બધી રીતે (ઉપરના અર્થમાં) સંપૂર્ણ સમાજ છે. ત્યાં 'તેઓ એક વખતે રાજ્યકર્તા હતા', એની તુમાખી આજે પણ ચલાવે છે. પણ જ્યાં એમની સંખ્યા ઓછી છે ત્યાં તેઓ બાકીના સમાજમાં ભળતા નથી. પણ અમુક ઢબે પોતાને દબાયેલા

માને છે, અને અસંતોષ સેવે છે. (તેઓ જાણતા નથી કે જ્યાં તેઓ બહુમતીમાં છે, ત્યાં તેમની ચલાવેલી તુમાખી જ એમને અહીં અલ્પમતીની હાલતમાં દબાયેલા રાખે છે.)

હવે આવે છે ખ્રિસ્તી સમાજ. એ સમાજ મોટે ભાગે હિંદુઓની પછાત કોમોમાંથી ઉત્પન્ન થયેલો છે. અંગ્રેજ રાજ્યકર્તા, અંગ્રેજ કેળવણીકારો અને ગોરા મિશનરીઓની ઓથ હોવા છતાં આ લોકો સામાજિક સંસ્કારિતામાં પોતાનું પછાતપણું પૂરતું દૂર કરી શકયા નથી. એનું મુખ્ય કારણ એ જ કે ઈસાઈ સમાજના સ્વદેશી નેતાઓ જે મોટે ભાગે હિંદુ સમાજની ઉપલી જ્ઞાતિમાંથી આવેલા હોય છે, તે પોતાને અલગ જ રાખે છે. રોટીબેટીવ્યવહારનો વાંધો ન હોવા છતાં ખ્રિસ્તી સમાજના સ્વદેશી નેતાઓ આખા ખ્રિસ્તી સમાજ સાથે એકરૂપ થયેલા જણાતા નથી. (ગોવાની વાત કાંઈક જુદી હશે ખરી.)

ઉપરની હકીકતનો સમાજ-વિજ્ઞાન – Sociology – ની દૃષ્ટિએ વિચાર કરતાં સવાલ ઊઠે છે ભારતમાં વસતી પારસી કોમ કયાં આવે છે? એની સ્થિતિ શી છે?

એ કોમ મોટે ભાગે પશ્ચિમ ભારતમાં જ રહે છે. એમાં પણ મહરાષ્ટ્ર કરતાં ગુજરાતમાં જ, વખતે એ વધારે ફાવી હશે. ભાષાની મોટી સગવડ છે જ. આ કોમ હવે મોટે ભાગે શહેરો તરફ જ દોડે છે. પછી તે મુંબઈ જેવું શહેર હોય અથવા કરાંચી અને દિલ્હી જેવું હોય.

આ કોમનો સમાજ-વિજ્ઞાનની દૃષ્ટિએ મેં વિશેષ અભ્યાસ કર્યો નથી, પણ મારા મન પર એવી છાપ છે કે આ લોકો મોટે ભાગે દુકાનો ચલાવે છે. કૉન્ટ્રાક્ટો –Contracts– લે છે, અને નોકરિયાત વર્ગ તો ખરો જ. થોડા કારીગર વર્ગના હશે પણ એમનામાં જાતે હળ ચલાવનાર ખેડૂતો કેટલા? સાળ ઉપર બેસી વણાટકામ કરનારા કેટલા? ગામડાંઓમાં નાણાં ધીરવાનું કામ કરતા હશે જ.

ત્યારે શું હિંદુસ્તાનમાં વસતી પારસી કોમને 'સંપૂર્ણ સમાજ' કહી શકાય? જે કોમમાં પૂરતી સંખ્યામાં ખેતી કરનાર ખેડૂતો નથી તે સમાજને સંપૂર્ણ સમાજ ન જ કહેવાય. કેમ કે ખેતી વગર (જમીન, પાણી, વનસ્પતિ અને પશુપક્ષીના ઊંડા સંબંધ વગર) કોઈ પણ કોમનો જીવનાનુભવ નક્કર અને સર્વાંગીણ ન જ કહેવાય.

પારસી સમાજ પોતાનું અળગાપણું ચીવટપૂર્વક સાચવતો આવ્યો છે. હિંદુઓ વચ્ચે અને પારસીઓ વચ્ચે એક મોટો ફરક આ જ છે કે હિંદુઓ રોટીવ્યવહારના પરહેજમાં ખૂબ માનતા આવ્યા છે. જ્યારે પારસીઓ રોટીવ્યવહારમાં સાવ બેદરકાર (એટલે કે ઉદાર) છે. હિંદુઓ, મુસલમાનો (અને વખતે ઈસાઈઓ) રોટી-વ્યવહારમાં જે ઓછોવત્તો પરહેજ રાખે છે એટલો પારસીઓ રાખતા નથી બેટી-વ્યવહારમાં પારસીઓ વધારેમાં વધારે અળગાવમાં માનનારા છે. થોડાં કુટુંબોએ યુરોપિયન છોકરીઓ ઘરમાં આણી હશે. અને યુરોપિયન સમાજમાં પોતાની છોકરીઓ આપી હશે (જવા દીધી હશે). હિંદુઓમાંથી ઉપલા વર્ણમાં

કોઈ પારસી છોકરી આવી હોય તો આવી હોય. પણ મોટે ભાગે પારસીઓ વિવાહસંબંધમાં બહારની કોમ સાથે કશો વળગાડ પસંદ કરતા નથી. પણ એમાં આશ્ચર્ય શું? એ કોમ સંખ્યામાં એટલી નાની છે (અને સ્થિર છે) કે જો એ બેટી-વ્યવહારમાં ઢીલ મૂકશે તો જોતજોતામાં એ કોમ ભારતના બીજા સમાજમાં ભળી જઈ, પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ખોઈ બેસશે. (પણ આમ થવાથી ખરેખર કશું નુકસાન થશે કે કેમ એ વસ્તુ એ કોમે પોતે જ વિચારવાની રહી.)

પારસી લોકો પોતાના ધર્મને ચીવટપૂર્વક વળગી રહેતા આવ્યા છે. એમના એ ધર્મમાં જે સુંદરતા છે, ભવ્યતા છે અને વ્યવહારુ દૃષ્ટિ છે એની કદર કરતાં તો તેઓ શીખ્યા હશે. પણ એનું કીર્તન કે પ્રચાર ઉત્સાહભેર તેઓ કરે છે એવું ક્યાંયે દેખાતું નથી.

કોઈ પણ ધર્મપરાયણ પારસીને જુઓ. પોતાના ધર્મને વળગવા ઉપરાંત એ હિંદુ અને ઈસાઈ ધર્મગ્રંથોમાંથી કાંઈ ને કાંઈ પ્રેરણા મેળવતો દેખાશે. ઈસાઈ ધર્મને આધારે તેમ જ, વેદાંત અને ભક્તિને આધારે લખેલી અંગ્રેજી ચોપડીઓ પારસી લોકો ઉત્સાહભેર વાંચવાના જ. એ બાબતમાં તેઓ ઉદારમતવાદી હોય છે. એમને ફક્ત જાળવવું છે પોતાનું અળગાપણું અને એની સાથે પોતાના ધર્મની ઓછીવત્તી અસર.

હવે વખત આવ્યો છે કે જ્યારે વેદાંત, ભક્તિ, સૂફી તત્ત્વજ્ઞાન અને ઈસાઈ ગ્રંથો વાંચીને પારસીઓ જે કાંઈ મેળવે છે તે બધું પોતાના ધર્મમાં ભેળવી તેઓ ચિંતનાત્મક એવું નવું સાહિત્ય રચે કે જે કેવળ પારસી કોમ માટે નહીં પણ આખી દુનિયા માટે આકર્ષક અને પ્રેરક નીવડે?

એને માટે જોઈએ છે જીવનનું લોકોત્તર ઊંડાણ. અને એવું ઊંડાણ ત્યારે જ આવે જ્યારે એ નાનકડો સમાજ, મારી ઉપરની વ્યાખ્યા પ્રમાણે, સંપૂર્ણ બને.

## ૪૫. પારસીઓને પૂરા અપનાવીએ

ગયે મહિને બારડોલીથી કરાડી જતાં નવસારી શહેર વટાવવું પડયું. લગભગ સાઠ વર્ષ પહેલાં આ જ નવસારીમાં હું ઠીક ઠીક રહ્યો હતો. એટલે કહી શકું કે આ શહેર સાથેનો મારો પરિચય આજના ઘણા જીવતા લોકો કરતાં જૂનો છે.

મેં જોયું કે એક ઠેકાણે અમે જતા હતા એ રસ્તાને પડખે એક સમાંતર બીજો સરસ રસ્તો દોડતો હતો. પણ એ રસ્તા ઉપર ગાડીઓ કે ચાલનારાઓ કોઈ જતા ન હતા. આશ્ચર્યથી મેં પૂછયું. કોકે કહ્યું, "આ તો અહીંના પારસી લોકોનો ખાનગી રસ્તો છે. પોતાની કોમમાં મરેલા લોકોને – Tower of Silence – દોખ્મા સુધી લઈ જવા માટે આ રસ્તો એમણે ખાસ બનાવેલો છે.

એટલું સાંભળી હું ખૂબ વિચારમાં પડયો. અલગ રસ્તો કેમ બનાવવો

પડ્યો ? વધુ તપાસ કરવાનો વખત હતો જ નહીં. પણ ભેજાએ તો જાતજાતની કલ્પનાઓ ચલાવી.

હજાર વર્ષ પહેલાં ધર્મરક્ષાને અર્થે ઈરાનથી ભારત આવેલા આ લોકો મોટે ભાગે પશ્ચિમ ભારતમાં જ વસ્યા છે. એમનું પવિત્ર સ્થાન ઉદવાડા છે. પારસીઓ મોટે ભાગે મુંબઈ, નવસારી અને કરાંચી વગેરે ઠેકાણે રહે છે. નવસારી તો પારસીઓનું લંડન ગણાય. આ કોમ વિશે મારા મનમાં કેવળ આકર્ષણ નહીં પણ રાષ્ટ્રીય દૃષ્ટિએ આદર પણ છે. પારસીઓને હું આપણા સારામાં સારા નાગરિક ગણું છું. એમનું બધા સાથે સરસ ચાલી શકે છે. હિંદુઓ, મુસલમાનો અથવા ખ્રિસ્તીઓ હોય, પારસી લોકોએ કોઈની સાથે ઝઘડો કર્યાનું આપણે જાણતા નથી. આ બાહોશ કોમ પોતાનું સાચવી બીજી કોમના લોકોને બનતી મદદ કરે છે. તેથી જ મહાત્માજીએ આ કોમને 'પરગજુ પારસી' કહ્યું છે. એક પ્રતિષ્ઠિત અંગ્રેજે એમના નામ ઉપર શ્લેષ કરી કહ્યું છે: The Parsis are never Parsimonius. સત્કાર્ય માટે પૈસા ખર્ચવા હોય તો પારસીઓને તમે કોઈ કાળે કંજૂસ ન જુઓ.

સાઠ વર્ષ પહેલાં જ્યારે હું થોડા દિવસ નવસારી રહ્યો હતો ત્યારે પણ મેં પારસીઓને અહીં જોયા છે. આજે કેટલાયે પારસી લોકો મારા ઉત્તમ અંગત મિત્રો છે. છતાં હું કહી ન શકું કે એ કોમ સાથે મારો સારો પરિચય છે. આ દોષ મુખ્યત્વે આપણો જ છે. એ દોષ ઓળખી નભાવવાની દૃષ્ટિએ પારસીઓ સંબંધ સાચવે છે.

જેના ધર્મવિચારો જુદા છે, રહેણીકરણી જુદી છે તેમને વિશે જિજ્ઞાસા રાખી વધારે જાણવાનું કુતૂહલ હોવું જોઈએ. પણ આપણે ત્યાં બરાબર એથી ઊલટું છે. ધર્મભેદ થયો કે આપણે એ લોકોનો સમાજ નોખો પાડીએ છીએ. તમે નોખા અને અમે નોખા. વેપાર-વ્યવહારમાં અને એવા જ કામ પૂરતા સંબંધમાં આપણે રોજ મળીએ, વાતો કરીએ, સેવા આપીએ અને લઈએ પણ એથી વધારે નજીક આવીએ તો જાણે એ કાંઈક અજુગતું થયું. એકબીજા વિશે પોતાના જ લોકોને પૂછીએ અને એમને મોઢે આંધળી માહિતી અને ખોટા અભિપ્રાયો લઈએ છીએ, એ ચલાવીએ છીએ.

આ પારસીઓએ ઈરાનથી ભારત આવી પોતાના દેશની ભાષા છોડી દઈ ગુજરાતી ભાષા અપનાવી, અને અહીંના થયા. ઈરાન છોડીને તેઓ ગમે ત્યાં જઈ શકત. ભારત આવવાનું એમણે પસંદ કર્યું એ એમનો આપણા પરનો વિશ્વાસ (Vote of Confidence) ગણાય. આપણે એમને આપણા દેશમાં સ્થાન આપ્યું. એમના ધર્મને અભયદાન આપ્યું. એ તો આપણી જમે બાજુ છે. પણ ન્યાતજાતમાં માનનારા આપણે તરત એમની ન્યાત અલગ પાડી. એમની કેટલીક ખાસિયતો જોઈ. એમની નિંદા પણ કરી.

અને આપણે કઈ જાતિની નિંદા નથી કરી ? ન્યાત પરત્વેની આપણી ભાષાની

કહેવતો જુઓ. એકેએક જાત વિશે એમાં દોષ બતાવેલો હોય, સ્તુતિ કરનારી કહેવત અત્યાર સુધી એક્કે સાંભળી નથી. કોઈ પણ ન્યાતમાં એકાદ માણસનું સારાપણું માન્ય કરવાનું હોય તો આપણે એની ન્યાત આગળ કરી 'છતાં એ સારા છે' એમ કહીએ છીએ. આ એક આપણો રાષ્ટ્રીય સાંસ્કૃતિક દોષ છે. પરિણામે આપણે એકબીજામાં ભળતા નથી. સામાજિક એકતાનું બળ આપણને મળતું નથી. અને તેથી આપણી એ નબળાઈ ઓળખનાર ગમે તે રાષ્ટ્ર આપણને હરાવી શકે છે.

નવસારીમાં આટલા બધા પારસીઓ છે. એ વ્યવહાર-કુશળ લોકો રાજ્યકર્તાઓ સાથે સારો સંબંધ રાખે જ. એમની રાષ્ટ્રીયતા વિશે શંકા ઉઠાવવા જેવું ખીલવવામાં પારસીઓનો ફાળો (કોમની સંખ્યાના પ્રમાણમાં) લોકોત્તર છે. દાદાભાઈ નવરોજજી, ફિરોજશા મહેતા, દિનશા એદલજી વાચ્છા આ ત્રણ તો કૉંગ્રેસના જનક અને પુરસ્કર્તા ગણાયા છે. વેપાર-ઉદ્યોગમાં ટાટા જેવા પારસીઓનો ભાગ આગળ પડતો છે. બધા ધર્મના અને બધી ન્યાતના લોકોની સાર્વત્રિક કેળવણી આપનાર સંસ્થાઓ માટે પારસીઓએ મોટી મોટી રકમો દાનમાં આપી છે.

છતાં આવી આ કોમના વિકાસનું ચિંતન પણ આપણે કર્યું નથી. એમને માટે કોઈ ખાસ સ્કૉલરશિપો રાખી નથી. અને આપણાં જાહેર કામોમાં આપણે એમને ખેંચ્યા નથી.

સ્વરાજ્ય થયા પછી અંગ્રેજોનું રાજ્ય રહ્યું નથી. પ્રજારાજ્ય છે. એમાં આપણે કેટલા પારસીઓને ખેંચ્યા છે? અને કેટલાને માનભર્યું સ્થાન આપ્યું છે?

આપણી કેળવણીની પ્રવૃત્તિ લો, ભૂદાન-ગ્રામદાન લો, અરે સાહિત્યની સંસ્થાઓ લો. પારસી કોમના કેટલા લોકોને આપણે ખેંચ્યા છે? મુસલમાનો સામે અને ઈસાઈઓ સામે સાચીજુઠ્ઠી તકરારો – કારણો જડી શકે, પણ પારસીઓએ કોઈ કાળે સવાલ ઊભો કર્યો નથી. કોઈ ખાસ અધિકાર પણ માગ્યા નથી.

મીનુભાઈ કકલિયા જેવા બેચાર પારસીઓ આપણો સ્વભાવ ઓળખી, જાણે પૂરેપૂરા હિંદુ થઈ આપણામાં ભળે છે. પણ એનું બધું શ્રેય એમને છે, આપણને નથી. નવસારીના જાહેર જીવનમાં પારસીઓનો અને આપણો સહયોગ કેટલો છે? એમની સંસ્થાઓમાં આપણે કોઈ ફાળો આપ્યો છે? સહકાર આપ્યો છે? આપણી સભાઓમાં પારસી કેટલા આવે છે?

કોઈને લાગતું જ નથી કે ભારતવાસી તરીકે આપણે એકબીજામાં પૂર્ણપણે ભળવું જોઈએ.

સ્વરાજ્ય થયા પછી તરત જ બધી કોમના લોકોને એકબીજામાં ભળવાને આપણે પ્રોત્સાહન આપવું જોઈતું હતું. એમાં કોઈ શરત મૂકીએ એ નહીં ચાલે. એકબીજામાં ભળવાની ઇંતેજારી હોય એટલે બસ

મેં પારસીઓનો દાખલો દીધો છે. એનાં કારણો બે: (૧) એ કોમ પ્રત્યે મારામાં નિષ્કામ આકર્ષણ અને આદર છે, અને (૨) હિંદુઓને સર્વધર્મ-સમન્વયની

વાત સમજાવતા મુસલમાનોના અથવા ઈસાઈઓના દાખલા કરતાં પારસીઓનો દાખલો મને વધારે સહેલો લાગ્યો.

હું તો ઇચ્છું કે આપણે આપણી શાંતિસેનામાં પારસીઓને ખેંચવાનો પૂરો પ્રયત્ન કરવો જોઈએ. એ લોકોને આવી પ્રવૃત્તિમાં ભાગ લેવાની ટેવ ન હોય. સરકાર તરફથી આવું કાંઈક શરૂ થાય તો એમાં ભળવાનું એમને સૂઝે. છતાં આપણે પૂરતો પ્રયત્ન કરીશું તો આપણી મહેનત એળે નહીં જાય.

હું જ્યારે થોડા મહિના પર જમશેદપુર ગયો હતો ત્યારે ત્યાંની ટાટા કંપનીમાં ભાઈ બિલીમોરિયાજીનું કામ જોઈને ખુશ થયો હતો. એમણે ટાટા કંપનીમાં કામ કરનારા લોકોમાંથી બે-ત્રણ દળો તૈયાર કર્યાં છે. : (૧) યુવકોનું દળ, (૨) મહિલાઓનું અને સૌથી મોટું દળ. (૩) સેવકોનું દળ.

જો નવસારીવાળા રાષ્ટ્રસેવકો શાંતિસેનાની સ્થાપના માટે જમશેદપુરના બિલીમોરિયાને બોલાવે તો હું માગું છું તેવી શાંતિસેના આપણે ઉત્તમ રીતે ઊભી કરી શકીશું.

અને જો પારસી કોમમાંથી કોઈ ઉત્સાહી બહેન આગળ આવે તો એ બહેનોની એક અલગ શાંતિસેના થોડા પ્રયત્નથી ઊભી કરી શકશે. શાંતિસેનાનું કામ બહેનો મારફતે શરૂ થાય તો આપણા જમાના માટે એ એક ભારે સિદ્ધિ થઈ ગણીશ.

જૂન ૧૯૭૦

# ૧. સ્વદેશીધર્મ

यद्भूतहितमत्यन्तं स धर्म इति निश्चयः ।।

*

धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ।।

—भगवान् श्रीकृष्ण

स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरँ शुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधा-
च्छाश्वतीभ्यः समाभ्यः ॥

—ईशावास्योपनिषत् मं. ८

ઈશ્વરે હમેશાં મનુષ્યરૂપ ધારણ કરીને જ જગતનો ઉદ્ધાર કરવા આવવું જોઈએ એવો કંઈ નિયમ નથી. મત્સ્યકચ્છ અથવા વારાહ બનીને પણ વિશ્વંભર જગતને તારે છે. તે તાત્ત્વિક રૂપ ધારણ કરીને – એકાદ વિશ્વવ્યાપી ભાવનાને રૂપે પણ જગતનો ઉદ્ધાર કરી શકે. જગતની જરૂરિયાત મુજબ અગર કોઈ ચોકસ દેશની ચોકસ જરૂરિયાતોને અનુસરીને કોઈ વાર ભોગવિલાસનું વાતાવરણ સર્વત્ર છવાઈ રહે છે, તો કોઈ વાર ત્યાગવૃત્તિનાં પૂર આવીને મોટા દેશના દેશ મઠ બની રહે છે. આવી વિશ્વવ્યાપી વૃત્તિને યુગધર્મ કહો, ઈશ્વરી આદેશ કહો, ઈતિહાસ-વિધાતાની લીલા કહો કે બીજું જોઈએ તે નામ આપો – અમે તેને ઈશ્વરના અવતાર તરીકે જ ઓળખીશું. માણસ માણસ વચ્ચે પરસ્પર સંઘટન વધારી અસંખ્ય લોકોનાં સુખદુ:ખ એક દોરે પરોવીને સંસારમાં ભ્રાતૃભાવનું બીજારોપણ કરવાની જ્યારે પરમાત્માની ઇચ્છા થઈ આવી ત્યારે અનેક પ્રાણવાન પુરુષ-વિભૂતિઓમાં સામ્રાજ્યની ભાવનાનો સંચાર થયો અને જોતજોતામાં જગતમાં જ્યાંત્યાં મોટાં મોટાં સામ્રાજ્યો સ્થપાયેલાં નજરે પડવા લાગ્યાં. કુલધર્મ, જાતિધર્મ, ગોત્રધર્મ, રાષ્ટ્રધર્મ એકેએકના ચૂરેચૂરા થઈ જઈ કોઈ મહાન સામ્રાજ્યના નાગરિક બની રહેવું અને તેને વિસ્તારવાના કામમાં પોતાનું સર્વસ્વ હોમવું એ જ સૌ કોઈને માટે યુગધર્મ બની રહ્યો. બીજી બાજુએ આ અવતારની જાણે સહાય માટે જ વૈજ્ઞાનિક શોધો કરવાની માનવબુદ્ધિને પ્રેરણા થઈ, અને દેશનાં તેમ જ કાળનાં બંધનો તોડી નાખનારાં અનેક સાધનો મનુષ્યને હાથ લાગ્યાં. સામ્રાજ્યસ્થાપના એ ઈશ્વરી કાર્ય હતું, છતાં એ સામ્રાજ્યોને હસ્તીમાં આણનારા બધા કંઈ ઈશ્વરી પુરુષ નહોતા. ઈશ્વરી યોજના પાર પાડવાના કા ઈશ્વર ક્યાં સાધનોથી કામ લેશે એની અટકળ માનવ બાંધશે શું ?

એ સામ્રાજ્યનો યુગ હવે અસ્ત થયો જણાય છે. જર્મન સામ્રાજ્ય જમીનદોસ્ત થયું. રશિયન સામ્રાજ્યનાં ગોટલાછોતરાં આજ ગણતાં પાર આવે તેમ નથી. ખખડધજ ઑસ્ટ્રિયન સામ્રાજ્ય જેમ ખાટલે પડી રામશરણ થયું, તેમ ભોગક્ષીણ તુર્કી સામ્રાજ્ય પણ પંચત્વને પામ્યું. અમારા બચપણમાં અમે જગતના નકશામાં જ્યાંત્યાં રાજસત્તાક સામ્રાજ્યો જ જોતા. અમારી નાનપણની ભૂગોળમાં અમે અમેરિકા, ફ્રાન્સ અને સ્વિટ્ઝર્લૅન્ડ એટલાં જ પ્રજાસત્તાક રાજ્યો જાણતા. આજે રાજસત્તા જ અપવાદરૂપ બની રહી છે, અને બ્રિટિશ તથા જાપાની એ બે જ નામ લેવાજોગ સામ્રાજ્યો પૃથ્વીના પડ ઉપર બચેલાં નજરે પડે છે! સામ્રાજ્યનો યુગ પલટાઈને આજ સ્વયંનિર્ણય Self-Determinationના યુગની આણ વર્તી રહેલી દેખાય છે. પ્રેસિડેન્ટ વિલ્સને આ નવા બાળકનું નામકરણ કર્યું હશે, પણ તેનું પાલનપોષણ કરી ઉછેરવાની તાકાત તેનામાં છે કે નહીં એ વાત સંશય પડતી છે. બ્રિટિશ રાષ્ટ્રે આ સિદ્ધાંતને અભિનંદન આપ્યું હશે, પણ તેને સેવવાની પાત્રતા બ્રિટિશ જાતિએ પ્રાપ્ત કરી છે કે કેમ એ વિશે હજુ અમને ખાતરી નથી થઈ. તે ગમે તેમ હો, પણ સ્વયંનિર્ણયનો આ નવો સિદ્ધાંત આ યુગનો સિદ્ધાંત હોઈ તેનો સર્વત્ર વિજય જ નિર્માયો છે એ વાત ઉપર અમારી અટળ શ્રદ્ધા છે.

આ સિદ્ધાંત જગતના ભાવિને પલટશે એ સ્પષ્ટ છે. પણ અમે તેને અવતારપદ આપીશું નહીં. સૂર્યોદય પહેલાં સૂર્યનું આગમન સૂચિત કરનાર સૂર્યના છડીદારની પેઠે જેમ અરુણોદય થાય અથવા ઈશુ ખ્રિસ્ત સરખો ઈશ્વરી પુરુષ આવવાની અગાઉ જેમ જૉન ધિ બૅપટિસ્ટ તેના આગમનની તૈયારી કરવામાં ગૂંથાયેલો હોય, તેમ આ સ્વયંનિર્ણયનો સિદ્ધાંત આજના યુગાવતારના આગમનની એટલે સ્વદેશી ધર્મસંસ્થાપનાની ભૂમિ તૈયાર કરી રહ્યો છે. દેશાભિમાનની ખાતર ગામઠી કાપડ વાપરવાની હિલચાલને યુગાવતારની પ્રતિષ્ઠા પહેરાવતા જોઈને વાચક અમારા તરફ હસશે, પણ આમાં આશ્ચર્યથી ચકિત થવાનું કે 'અશ્રાદ્ધાન' બનવાનું કંઈ જ કારણ નથી. સ્વદેશી એ એક સાત્ત્વિક, જીવનવ્યાપી અને શાંતિપ્રદ એવો ધર્મસિદ્ધાંત છે. આ સિદ્ધાંત દ્વારા સૌનું રક્ષણ અને સૌનું પાલન થવાનું છે. આ સિદ્ધાંતને હાથે જ આજે જગતમાં મચેલી જાદવાસ્થળીનો — પ્રજાઓનાં અંતરમાં ઘર કરી બેઠેલી કલહવૃત્તિનો અંત આવવાનો છે. આ સિદ્ધાંતને પ્રતાપે જ દુનિયાની મહાપ્રજાઓની મૂઢ સ્વાર્થવૃત્તિ નષ્ટ થઈને તેમની દૃષ્ટિ નિર્મળ થવાની છે. આ સિદ્ધાંતની અસરથી જ આ યુગના માનવની મનોરચના બદલાઈને સમાજના અંતઃકરણમાં રહેલા ભૂતદયા અને ઈશ્વરશ્રદ્ધાના પાયા પાકા થવાના છે. સ્વદેશીનો સિદ્ધાંત અહંકારના ખડકને ખોદી કાઢીને માનવજાતિને મોક્ષની અધિકારી કરનારો છે. આ જ કારણથી અમે તેને અવતારપદ આપીએ છીએ. આટલા મહાન અવતારતત્ત્વને ધારણ કરવા આધાર પણ તેટલો જ પ્રાણવાન જોઈએ. એ પ્રાણ આજે હિંદુસ્તાનમાં નથી એ નિર્વિવાદ છે. અને તેથી જ

આ સ્વદેશી સિદ્ધાંત કેવળ દેશી કપડાં વાપરવાં એવડા જ વામનરૂપે આજ આપણી વચ્ચે પ્રગટ થયો છે.

હિંદુ ધર્મમાં સ્વધર્મપાલનનો જે સિદ્ધાંત છે તે આ સ્વદેશી ધર્મનું જ એક અંગ છે. લોકસંગ્રહનો આદેશ સુધ્ધાં ભગવાને આ સ્વદેશી સિદ્ધાંતને અનુસરીને જ આપ્યો છે. સ્વદેશી સિદ્ધાંતના મૂળમાં એ તત્ત્વ રહેલું છે કે આ અખિલ વિશ્વમાં વ્યવસ્થા કરનારી — ચોકસ હેતુપૂર્વક આખું વિશ્વચક્ર ફેરવનારી એવી એક મંગલશક્તિ છે.* આ વિશ્વરચનામાં ક્યાંક કંઈક બગાડો થયો છે અને આપણે બધાએ ચોમેર નીકળી પડીને તે સુધાર્યે જ છૂટકો છે, એવો નાસ્તિક અહંકાર સ્વદેશી ધર્મમાં નથી. ઈશ્વરી યોજના મુજબ બધું વ્યવસ્થાપૂર્વક ચાલે છે અને ચાલ્યા કરવાનું છે. જેમ વડની ઉન્નતિ કરી દેવાનું કામ પીપળાનું નથી, અથવા ઘેટાની ઉન્નતિ વરુએ સાધી આપવાની નથી, અગર ઉંદરે બિલાડી પર પરોપકાર કરવા દોડવું એ પણ એનો ધર્મ નથી, તેમ એક પ્રજાએ બીજી પ્રજાના જીવનચરિતાર્થનો ભાર ચોખ્ખી પરોપકારબુદ્ધિથી સુધ્ધાં સ્વીકારવો સંભવિત, ઇષ્ટ તેમ જ હિતકારક નથી. જે કાળમાં આપણે જન્મ લીધો તે જમાનાની જ સેવા કરવી એ જેમ આપણે માટે અપરિહાર્ય છે તે જ પ્રમાણે જે દેશમાં આપણો જન્મ થયો તે દેશની જ આપણે સેવા કરવી અને તે દેશની જ સેવા આપણે લેવી એવી એ વિશ્વનિયંતાની ઇચ્છા છે એવો સ્વદેશીનો સિદ્ધાંત છે. કુશળ સેનાપતિના હાથ નીચે લડનારો કોઈ સૂબેદાર કે સિપાઈ પોતાના આખા લશ્કરનું અભિમાન ધરાવતો છતાં પોતાને મુકરર કરી આપેલા કામથી બહારના કામમાં જેમ માથું મારતો નથી, તેવી જ રીતે સ્વદેશીનો સાચો ઉપાસક પણ વિશ્વ-બંધુત્વથી દ્રવતો છતો જન્મ અને સ્વભાવ દ્વારા પોતાને ભાગે આવેલી સ્થિતિ પૂરતો જ વિચાર કરે છે. સ્વદેશીધર્મ એ પતિવ્રતાધર્મ જેવો છે. પતિવ્રતા સ્ત્રી જેમ ગમે તે સ્થિતિ વચ્ચે પણ પતિની જ સેવા કરશે અને પતિ તરફથી જ સુખ મેળવવાની અપેક્ષા રાખશે, તેવી જ રીતે સ્વદેશીનો ઉપાસક પણ ગમે તેવી પરિસ્થિતિ વચ્ચે સુધ્ધાં સ્વધર્મને જ વળગી રહેશે, સ્વભાષાની જ મારફત પોતે કેળવણી લેશે અને પોતાની આસપાસનાંઓને આપશે; સ્વજનના ઉત્કર્ષમાં જ પોતાનો ઉત્કર્ષ માનશે; પોતાના રાષ્ટ્રની સંસ્કૃતિમાંથી જ પોતાનો મોક્ષમાર્ગ શોધી કાઢશે; પોતાના જ સમાજને વળગેલા દોષ ધોવા અહોરાત્ર મથશે; અને એવી 'સ્વકર્મરૂપી અભ્યર્ચના' દ્વારા જ તે વિશ્વની અને વિશ્વંભરની ભક્તિ કરશે. પતિવ્રતાના ધર્મમાં જે પાવિત્ર્ય રહેલું છે તે જ સ્વદેશીધર્મમાં રહેલું છે. કોઈ પણ ખાનદાન ખેડૂત પોતાના ખેતરમાં પેદા થયેલું અનાજ બજારમાં વેચી બજારુ અનાજ વેચાતું આણીને ખાશે નહીં. ઘરનું અનાજ સારું નહીં હોય તો બીજે વર્ષે સારું અનાજ પેદા કરવા એ અથાગ મહેનત કરશે. રાત કે દહાડો નહીં જુએ. પણ કોઠીમાં અનાજ છતે વેચાતું લાવીને ખાશે નહીં. સ્વદેશી વૃત્તિનો

* જુઓ ઈશાવાસ્યોપનિષદ્ મંત્ર ૮

માણસ પડોશના ગામમાં એકાદ વસ્તુ બે પૈસે સોંઘી મળે છે એટલા જ ઉપરથી પોતાના ગામના દુકાનદારને તરછોડીને પરગામના વેપારીને બારણે જશે નહીં.

'श्रेयान् स्वधर्मो विगुण: ।' 'परधर्मो भयावह: ।'

'स्वे स्वे कर्मण्यभिरत: संसिद्धिं लभते नर: ।'

આ સ્વદેશીના મૂલમંત્ર છે.

૨

પણ અહીં સુધી આ સ્વદેશી સિદ્ધાંતની એક જ બાજુની ચર્ચા થઈ. આની બીજી બાજુ થોડા – છેક જ થોડા લોકોના લક્ષમાં આવી હશે. ગમે તેવાયે પરદેશી માલની જગ્યાએ દેશી – હિંદુસ્તાનમાં બનેલા – માલને જ આપણે ખસૂસ કરીને પસંદ કરવો જોઈએ એ વાત તો હવે ઓછાવત્તા પ્રમાણમાં સૌ કોઈને ગળે ઊતરી ચૂકી છે; પણ આવું સ્વદેશી પાળનાર ઘણાના મનમાં હિંદુસ્તાનનો માલ પણ બધી દુનિયામાં – દેશદેશાવર ખપે, એટલું જ નહીં પણ પાશ્ચાત્યોની ભાષામાં કહીએ તો હિંદી બનાવટનો તરેહવાર માલ આખી દુનિયાની બજારોને કબજે કરે એવી મહત્ત્વાકાંક્ષા મોટે ભાગે નથી હોતી શું? પણ યથાર્થ સ્વદેશીનો સાચો ઉપાસક તો આવી મહત્ત્વાકાંક્ષામાં સ્વદેશી સિદ્ધાંતનો ચોખ્ખો નાશ થતો જોશે અને અસ્પૃશ્ય વસ્તુની પેઠે એની આભડછેટ માનીને એવી દુર્વાસનાથી દૂર રહેશે. સ્વધર્મનો ત્યાગ કરવો એ જેટલું નિંદનીય તેટલું જ બીજાને તેના ધર્મથી ચળાવવો એ નિંદનીય છે. આ જ કારણથી ઉદાત્ત હિંદુ ધર્મે વિધર્મીઓને પોતાની પાંખમાં પકડવાનો કોઈ કાળે પ્રયત્ન કર્યો નથી. જે લોક હિંદુ સંસ્કૃતિમાં સ્વભાવે કરીને મળી ગયા અને હિંદુ ધર્મમાં આવવા તૈયાર થયા તેમનો હિંદુ ધર્મે આજ લગી ત્યાગ નથી કર્યો, પણ તેમની ઇલાહિદી જાત બનાવી લઈને તેમનો સ્વીકાર કર્યો છે. હિંદુ સમાજમાં આ સ્વદેશી વૃત્તિ છે તેથી જ કોઈ પણ માણસની પાસે ધર્માંતર કરાવવું એને માટે એણે 'વટલાવવું' એવો નિંદાસૂચક શબ્દ રાખ્યો છે. પોતાના દેશનો માલ પરદેશ મોકલીને, જાતજાતની લાલચો બતાવીને અગર દમ ભરાવીને ત્યાંના લોકોને ગળે બાંધવો એ તે લોકોને તેમના સ્વદેશી ધર્મમાંથી વટલાવ્યા બરોબર છે એ થોડો વિચાર કરી જોતાં જ સમજાય તેવી વાત છે.

આજે હિંદુસ્તાનનું સ્વદેશી વ્રત જેમ એકેએક હિંદી સ્ત્રી, પુરુષ અને બાળકે હિંદુસ્તાનમાં તૈયાર થયેલી જ વસ્તુ વાપરીને જીવન નભાવવામાં રહેલું છે, તેમ ઇંગ્લૅંડને પણ આજ સ્વદેશીવ્રત પાળવું હોય તો અંગ્રેજ લોકોએ આજ પોતાના દેશમાં તૈયાર થતો માલ નફાની ખાતર બીજા કોઈ પણ દેશમાં લઈ જઈને ખડકવાનું છોડી દેવું જોઈએ. કેળવણીની બાબતમાં હિંદુસ્તાને સ્વદેશી વ્રત પાળવું હોય તો ત્યાં પણ હિંદી સંસ્કૃતિને સર્વથૈવ અનુકૂળ અને પોષક એવી જ શિક્ષણપદ્ધતિ આપણે આપણે માટે ઘડી લેવી જોઈએ. એથી ઊલટું, ઇંગ્લૅંડને આ જ બાબતમાં સ્વદેશી વ્રત અંગીકારવું હોય તો દુનિયાના બધા દેશોના જાતીય

અને રાષ્ટ્રીય પ્રશ્નો તે તે દેશના લોકોને ઈંગ્લિશ દૃષ્ટિએ જ ઉકેલતાં શીખવવાનો આગ્રહ મૂકી દીધે જ એને છૂટકો રહ્યો. યુરોપી રાષ્ટ્રપૂજાધર્મ(Nationalism)માં સ્વદેશી તત્ત્વ નથી રહેલું તેથી જ યુરોપને આટઆટલા કાળ શાંતિથી ઠરીઠામ બેસવા વારો નથી આવ્યો. જે ધર્મમાં સ્વદેશી તત્ત્વ રહેલું નથી તે આસુરી ધર્મ છે. એ ધર્મ અનુસરવામાં યુરોપે આટલા કાળ ગાળ્યા; આજકાલ એશિયામાં જાપાને એ આસુરી ધર્મની ઉપાસના આદરેલી દેખાય છે. આ આસુરી ધર્મ વિશે આપણા શાસ્ત્રકારો કહે છે;

> वर्धत्यधर्मेण नरस्ततो भद्राणि पश्यति ।
> ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ।।

સ્વદેશીની શુદ્ધ ભાવના દુનિયાના દેશેદેશના જીવનમાં જ્યાં લગી નહીં વ્યાપી રહે ત્યાં લગી જગતમાં સુલેહશાંતિની આશા રાખવી એ ધુમાડાના બાચકા ભર્યા બરોબર છે. યુરોપને ગળે જ્યાં સુધી સ્વદેશી તત્ત્વ નથી ઊતર્યું ત્યાં સુધી 'યલો પેરિલ'નું પિશાચ તેની આંખ આગળ અહોરાત્ર તરશે; ત્યાં સુધી 'વ્હાઈટ મૅન્સ બર્ડન' તેની તીવ્ર પરમાર્થ બુદ્ધિ પાસે અનેક ધર્મસંકટો વહોરાવશે; ત્યાં સુધી 'બૅલેન્સ ઑફ પાવર'ની ચિંતા તેના રાજદ્વારીઓને હાથે ગુપ્ત સંધિઓ અને વચનભંગોના પાયા ઉપર સંસારમાં 'ધર્મરાજ્ય' સ્થાપવાનાં અનેક અટ્ટહાસો કરાવશે! ઈશ્વરે આ ગોરા લોકોની જોડે વહેંચણ કરી લીધી હતી શું કે આ કાળા લોકોને સરજવાનું કામ મારું અને સુધારવાનું તમારું? સ્વદેશીનો તો પરમેશ્વરના ઉપર પૂરેપૂરો ભરોસો છે; અને તેવી જ શ્રદ્ધા જ્યારે સ્વદેશી સિદ્ધાંત ઉપર માનવમાત્રને બેસશે ત્યારે જ માનવજાતિને શાંતિનો તેમ જ ઈશ્વરનો સાક્ષાત્કાર થશે.

૩

સ્વદેશી એ આજનો યુગધર્મ છે અથવા ચાલુ જમાનાનો ઈશ્વરાવતાર છે એમ અમે પાછળ કહી ગયા; અને આ અવતારનું આજ હિન્દુસ્તાનમાં પ્રાગટ્ય થયું છે એમ પણ અમે જાહેર કરી ચૂકયા. પણ આટલા ઉપરથી શેખાઈ જઈને હવે આપણે કંઈ જ કરવાપણું ન રહ્યું, સ્વદેશીનો અવતાર થયો એ જાણે આપણી ઉન્નતિનો વીમો ઊતરી ચૂક્યો એમ માનવાનું જરા પણ કારણ નથી. સ્વદેશીને ધારણ કરવાને જે શ્રદ્ધા અને જે પ્રાણ હિન્દુસ્તાનમાં જોઈએ તે આજ આપણામાં નથી એ કબૂલ કરવું જ જોઈએ. હિન્દુસ્તાનની આજ આટલી પડતી થઈ તે કંઈ અકારણ નથી થઈ. આપણે સારા, આપણો ધર્મ સારો, આપણી સંસ્કૃતિ સારી, કેવળ દૈવની અવકૃપાથી આપણી આવી દશા થઈ છે, એમ તો આપણાથી કહી જ કેમ શકાય? સામાન્ય લોકો ભલે કપાળે આંગળી અડકાડી નસીબની વાતો કરે અગર દૈવ ઉપર દોષનું જાળું ઓઢાડે, પણ પ્રજાનું કપાળ તેના કાંડામાં અને તેના હૃદયબળમાં રહેલું છે એ ઐતિહાસિક સત્ય આપણે સમજ્યે જ છૂટકો છે.

આમ જે પાપને પરિણામે હિન્દુસ્તાન પોતાની આટલી પડતી જોઈ રહ્યું છે તે પાપનાં મૂળ શોધવાં એ રાજકીય દૃષ્ટિએ આપણી પહેલી ફરજ રહી. હવે

ઈતિહાસનો કે સમાજશાસ્ત્રનો ભારે અભ્યાસ કર્યાનો દાવો ન કરતાંયે એમ બેધડક કહી શકાય કે હિન્દુસ્તાન સ્વદેશીની ઉપાસના યથાર્થ રીતે કરવામાં બેદરકાર બન્યું તેથી જ તેની પડતી થઈ. આપણે પરદેશી માલ લેવા લાગ્યા. પોર્ચુગીઝોથી માંડીને અંગ્રેજો સુધી બધા તામ્રમુખી લોક એ વેપારને બહાને આ સુવર્ણભૂમિમાં આવ્યા એ વાત આજ જગજાહેર છે. પણ સ્વદેશી ધર્મ વિરુદ્ધ વર્ત્યાનું આપણું પાપ આથી ઘણું જ પુરાણું છે. દયાળુ વિશ્વપિતા પહેલા જ ગુનાને માટે ભારે સજા નથી કરતો. વિશ્વામિત્રના હાથથી પોતાનો બચાવ કરવા સ્વશરીરમાંથી મ્લેચ્છ, યવન, શબર, શકાદિ પરકીય લોકોને ઉત્પન્ન કરનારી કામધેનુએ સૌ પહેલો આ ગુનો કર્યો એમ આલંકારિક ભાષામાં કહી શકાય. હંસપદિકા જેવી રાણીઓને પોતાના રણવાસમાં સુરક્ષિત રાખવાને લોભે ગ્રીસની કે બૅક્ટ્રિયાની યાવની બાંદીઓને આયાત કરનારા પૌરવ રાજાએ આ પાપ કર્યું. સુવર્ણને લોભે લોભાઈ વસુંધરાને ખેડીખેડીને અને ખોદીખોદીને અહીંની તરેહવાર સંપત્તિ તેમ જ સ્વાદિષ્ટ મસાલાઓ ફારસ, મિસર, રૂમશામ વગેરે દેશોમાં મોકલનારા આપણા પૂર્વજોએ આ પાપ કર્યું. તકલાદી વિલાયતી માલની આયાતરૂપે હિન્દુસ્તાનને વળગેલી જીવલેણ જળોનું જે દુઃખ આજ આપણને થઈ રહેલ છે તે જ દુઃખ રોમન સામ્રાજ્યમાંથી દર વરસે સાત લાખ રૂપિયાનું સોનું હિન્દુસ્તાન જતું જોઈજોઈને પ્લીની જેવા રોમન દેશભક્તોને થતું. [છતાં જે હિન્દી ઈતિહાસકારો આજ હિન્દુસ્તાનનું લોહી ઉપલી રીતે ચૂસાતું હોવા માટે આંસુ ઢાળી રહ્યા છે તે જ ઈતિહાસકારો મોટા અભિમાનપૂર્વક પ્લીનીના વર્ણવેલા વિલાપને હિન્દની પ્રાચીન જાહોજલાલીના પુરાવા તરીકે રજૂ કરે છે! પુરાણા પાપનું અભિમાનભર્યું સ્મરણ એ એનું પુનરાવર્તન જ નહીં તો બીજું શું?] હિન્દુસ્તાનમાં વિલાસની વસ્તુઓ બનાવીને પરદેશના લોકોને ગળે બાંધવામાં સ્વદેશી ધર્મ વિરુદ્ધ આપણે જે પાપ કર્યું તે પાપના પ્રાયશ્ચિત્ત તરીકે પરમેશ્વરે હિન્દુસ્તાન ઉપર ગ્રીક, સીથિયન્સ, હૂણ, યૂએચી વગેરે લોકોની ચડાઈઓ મોકલી.

પણ આ હજુ માત્ર પ્રાયશ્ચિત્ત હતું, ગુનાની સજા ન હતી. પ્રાયશ્ચિત્તનો કાળ પૂરો થતાં આર્યોની સત્તા પાછી જામી. પણ વિવેકભ્રષ્ટ થયેલા લોકોમાં ઈતિહાસનું અવલોકન કરી જોવાની દૃષ્ટિ આવે શાની? આપણે આપણો ક્રમ જેમનો તેમ ચાલુ રાખ્યો. આગળ જતાં એ વેપારમાં ભાગ પડાવવા આરબોએ જોર કર્યું. સુમારે અઢી હજાર વરસ પર સિંધ પ્રાન્તને ઈરાનના બાદશાહ ડેરિયસના ખજાનામાં દર સાલ એક કરોડ રૂપિયાનું સોનું પહોંચાડવું જ પડતું. એ જ સિંધ પ્રાન્ત હવે એટલે ઈ.સ.ના ૮મા સૈકામાં આરબોએ કબજે કર્યો. આ દશા આવી પહોંચી છતાંયે સ્વદેશી ધર્મથી વિમુખ થયેલા હિન્દી રાજાઓની આંખ ઊઘડી નહીં. એ તો સિંધમાં ઊભરાતા આ જ આરબ લોકોની જોડે બેદખલ વેપાર ચલાવીને સોનાના મહેલ બંધાવવામાં મશગૂલ હતા! [અફસોસ એ છે કે આપણા ઈતિહાસકારો આ પુલકેશી અને અમોઘવર્ષ જેવા રાજાઓના મોટા અભિમાન

સાથે ઉલ્લેખ કરીને તેમના સમયને 'સુવર્ણકાળ' જેવાં નામો આપે છે! આ રાજાઓએ બ્રાહ્મણોને અને શ્રમણોને હજારો નિષ્ક દક્ષિણા આપી હશે, પણ એ નિષ્ક સ્વદેશીધર્મનું ઉલ્લંઘન કરીને મેળવેલા હતા એ આ ઈતિહાસકારોના લક્ષમાં આવે કયાંથી?] હિન્દુસ્તાનના હાડમાં જો કોઈ ખાસ દુર્ગુણ હોય તો તે તેની ગાફેલગીરી છે. આરબ લોકોએ સિંધ લીધો, છતાં પછીનાં ત્રણસો વરસ સુધી તેમનો હિન્દુસ્તાનને ઝાઝો ઉપદ્રવ ન થયો. પણ ત્રણત્રણસેં વરસ વીત્યા છતાં હિન્દુસ્તાનની આંખ કંઈ ઊઘડી નહીં. જેમણે સ્વદેશીધર્મ છોડયો તેમની પાસે ઈશ્વર રાજ્ય છોડાવે છે. હિન્દુસ્તાનમાં મુસલમાનોનું રાજ્ય થયું તે વખતે જે લોકો બીકના માર્યા મુસલમાન થયા તેમણે તો ધર્માન્તર કરીને સ્વદેશીધર્મનો ભંગ કર્યો જ, પણ દિલ્હીપતિની મહેર મેળવી તેના કૃપાપાત્ર બનવાની ખાતર ધર્માન્તર કરવાનું મહાપાપ માથે લેનારાઓની સંખ્યા પણ કંઈ નાનીસૂની ન હતી. હિન્દુસ્તાનમાં ભાવિ સંકટ પારખવાની દૃષ્ટિ નથી. જૂના વળગાડ કાઢવામાં જ એ પોતાની બધી શક્તિઓ હોમ્યાં કરે છે. આ દેશમાં સ્થાયી થયેલા મુસલમાનો જોડે હિન્દુઓ લડવા લાગ્યા એ અરસામાં યુરોપિયન લોકોના આ દેશમાં આવવામાં કંઈ સંકટ રહેલું છે એવી શંકાસરખી હિન્દુસ્તાનને ન આવી. બીજી બાજુ જુઓ તો અંગ્રેજ અને ફ્રેન્ચ કર્ણાટકમાં પોતાનો પગ જમાવવાના હેતુથી દિલ્હીના નામધારી બાદશાહની પાસેથી રાજદ્વારી હકો અને સનદો કઢાવવામાં ગૂંથાયેલા હતા.

આપણે ત્યાંનો માલ પરદેશોમાં લઈ જઈ વેચવા માંડીને આપણે સ્વદેશીવ્રતનો ભંગ આરંભ્યો. આજે પરદેશી માલ ખરીદ કરવામાં દેશનો એકએક ઉદ્યોગ ડુબાવી દેવાની હદ સુધી આપણે આવી પહોંચ્યા છીએ. આમ છતાં હજુ આપણી અક્કલ ઠેકાણે આવી હોય અને આપણી દૃષ્ટિ પૂરી નિર્મળ થઈ હોય એમ દેખાતું નથી. અંગ્રેજોનું રાજ્ય અહીં પાકે પાયે થઈ ગયું. તેમને અહીં પોતાનો પગ જમાવવો જેટલો સંભવિત હતો તેટલો તેઓ જમાવી ચૂકયા. આથી વધારે કંઈ કરવાપણું એમને રહ્યું નથી દેખાતું. ઊલટું પોતાનો એ પગ અહીં ચિરકાળ ટકી રહે એટલા માટે પોતાની પકડ કંઈક ઢીલી કરવા આજ તેઓ તૈયાર થયા છે. આવાં સંજોગો વચ્ચે શુદ્ધ સ્વદેશીને જ વળગી રહેવાને બદલે વિલાયતી માલનો બહિષ્કાર કરવાના મોહમાં પડવા જતાં અમેરિકન અને જાપાની સાપને ઘરમાં ઘાલવા આપણે તૈયાર થઈશું? અંગ્રેજોની જોડેના વેપારથી આપણું જેટલું નુકસાન થનાર હતું તે થઈ ચૂકયું છે. શુદ્ધ સ્વદેશીથી તે આપણે ધોઈ શકીશું. પણ ભ્રમણામાં પડીને અમેરિકન અને જાપાની વેપારનું ભાવિ સંકટ જો આજ આપણે દેખતી આંખે વહોરી લઈશું તો સ્વદેશદ્રોહીઓને કપાળે લખાતું નરક અને ભાવિ પ્રજાના શાપ આપણે માટે ચોકસ સમજવાં. યુરોપિયનોનો વેપાર હિન્દુસ્તાનમાં ચાલુ ન થયો હોત તો તેમને અહીં રાજ્ય સ્થાપવાની બુદ્ધિ ન થાત એ જેટલું

ખરું છે તેટલું જ જાપાનીઓનો વેપાર હિન્દુસ્તાનમાં વધી પડશે તો એમને સુધ્ધાં અહીં રાજ્ય સ્થાપવાની બુદ્ધિ થયા વગર રહેશે નહીં એ પણ ખરું છે. પરદેશી માલ — પછી તે અંગ્રેજી હો કે જાપાની, અમેરિકન હો કે બીજા કોઈ દેશનો હો — જ્યાં સુધી આપણે લઈશું ત્યાં સુધી આપણે સ્વદેશીના દ્રોહી રહીશું. જે વાત પરદેશી માલની બાબતમાં લાગુ પડે છે તે જ રહેણીની બાબતમાં, કેળવણીની બાબતમાં, કળામાં, સંસ્કૃતિનાં સ્વરૂપની બાબતમાં, બધે જ લાગુ પડે છે. માલની બાબતમાં સ્વદેશીવૃત્તિ રૂંવેરૂંવે વ્યાપી રહેવા જેટલી જ્યારે આપણી તપશ્ચર્યા થશે ત્યારે જ આ વધુ વિશાળ બાબતો આપણને બરાબર સમજાવા લાગશે, અને સ્વદેશીના નૂતન અવતારને ધારણ કરી શકનાર પ્રાણ આપણામાં જાગ્રત થશે. આટલા માટે શુદ્ધ સ્વદેશીનું સ્વરૂપ ઓળખીને તેની ઉપાસના કરવાની તપસ્યા આપણા સૌને હાથે થાય એવો આપણે શુભ સંકલ્પ કરીએ.

૪

સ્વદેશી એ વિશ્વવ્યાપી ધર્મ કઈ રીતે છે, અને માનવજાતિને માટે એ કેવો તારણહાર સિદ્ધાંત છે, એ વિશે અમે પાછળ વિવેચન કરી ગયા. હવે જીવનનાં અનેકવિધ અંગો ખેડતાં મનુષ્યની સન્મુખ ઊભા થનારા અનંત પ્રસંગોએ એ સિદ્ધાંત કઈ રીતે લાગુ કરવો જોઈએ એ વિશે કંઈક નિર્ણયસૂચક નિયમ બાંધવો જોઈએ, કારણ આ ધર્મ અત્યંત આણુ એટલે સૂક્ષ્મ છે. પોતીકાનો ત્યાગ કરીને પારકાનું સેવન કરવું એને સ્વદેશીધર્મમાં મહાપાપ માન્યું છે. પણ પોતીકું કોને કોને કહેવું અને કઈ હદ ઓળંગ્યા પછી આપણે પારકાની સરહદમાં દાખલ થયા કહેવાઈએ, એનો ખુલાસો તેટલી જ ઝીણવટપૂર્વક થવો જોઈએ; નહીં તો બધો ગોટાળો મચે અને પ્રજાઓનાં જીવન ચૂંથાઈ જાય. કોઈ હિંદુઓએ અજ્ઞાનથી, ડરથી અગર લોભથી પોતાનો ધર્મ છોડીને અગાઉ મુસલમાની ધર્મ ગ્રહણ કર્યો હશે. તેમ કરવું તે કાળે પાપ થયું એટલા માટે આજ કંઈ હિંદુસ્તાનમાંના એકેએક મુસલમાનને પારકો ગણી શકાય નહીં. જે થયું તે થઈ ગયું. ભૂતકાળના પેટમાં શમી ગયેલા ઉકેરા ઉખેળી કાઢી ફરી તાજા કરવા એ પણ સ્વદેશીધર્મની વિરુદ્ધ છે. કેટલીક ભૂલો જ એવી હોય છે કે જે સુધારી શકાય નહીં. એક રીતે કરવા જતાં ભૂલ થઈ એ જોઈ એથી ઊલટી રીતે કરવા બેસીએ તો નવી જ ભૂલ થઈ બેસે છે. દાખલા તરીકે કોઈનો ખાનગી બગીચો હોય, તેમાં થઈને પસાર થવાની મનાઈ હોય, છતાં ભૂલથી કે સમજીને આપણે એક વાર તેમાં પેઠા અને સામી બાજુ નીકળ્યા; તો એ સ્થિતિમાં એ ભૂલનું ક્ષાલન એ જ બાગ વીંધીને પાછા આ બાજુ આવવામાં નથી જ રહેલું. એમ કરવાથી તો એક વધારાનો જ ગુનો કર્યો ગણાશે.

કેટલાક અન્યાય કાળે કરીને ધોવાઈ જાય છે, જ્યારે કેટલાક ભરનીંગળ ગૂમડાની પેઠે પ્રજાશરીરને વળગી રહી સદા સંતાપનારા હોય છે. આ બીજા પ્રકારના અન્યાય ગમે તેટલો કાળ વીતે તોપણ અન્યાય જ રહે છે. જ્યારે જ્યારે બને ત્યારે ત્યારે

પ્રજાએ તેમને પોતાના પુરુષાર્થ વડે ધોઈ કાઢવા જોઈએ. ગમે તે કારણે પણ આપણામાંના કેટલાક એક કાળે મુસલમાન થયા; તેમના વંશજો આજ મુસલમાની રીતરિવાજ તેમ જ સંસ્કૃતિમાં મળીને એકજીવ બની ગયા. તેમને આજ પોતાનો મુસલમાની ધર્મ છોડી પાછા હિંદુ થાઓ એવું કોઈ સ્વદેશીનો ઉપદેશક કહેશે નહીં. એવા હિંદી મુસલમાનોએ ઈસ્લામ મારફત જ પોતાની ઉન્નતિ કરી લેવી રહી. હિંદુ ધર્મમાં તેમને જે કંઈ સારું દેખાતું હોય તે તેઓ મુસલમાન ધર્મમાં દાખલ કરી શકે છે; તેમ કરવાની તેમને પૂરેપૂરી છૂટ છે. એ જ રીતે મુસલમાન સંસ્કૃતિમાં તેમને જે કાંઈ અનુચિત અગર બેહૂદું દેખાતું હોય તેનો તેઓ ત્યાગ કરી શકે છે; તેમ કરવાનો તેમને હક છે. જે બૂરું છે તે કદી ધર્મ્ય નથી. બૂરાનો ત્યાગ કરવામાં ધર્મ કદાપિ આડે આવતો નથી. અને આથી જ ધર્માન્તર કરવાની જરૂર નથી એ વાત સિદ્ધ થાય છે.

આમ સુધારી શકાય અને કોઈ પણ કાળે ન સુધારી શકાય એવા અલ્પકાલીન તેમ જ કાયમના અન્યાયના સૂક્ષ્મ ભેદ સ્વદેશીધર્મમાં વિહિત છે. કોઈ પણ કાળે જેનું ક્ષાલન નથી થઈ શકવાનું એવા એક વિરાટ અન્યાયનું જગવિખ્યાત ઉદાહરણ સ્પૅનિશ, ફ્રેન્ચ, અંગ્રેજ વગેરે યુરોપિયન લોકોએ 'રેડ ઇન્ડિયન' લોકોના દેશમાં જઈને કરેલી વસાહતનું છે. પોતાના વતનમાં રહી નિર્દોષપણે જીવન ગુજારનારી બિચારી 'રેડ ઇન્ડિયન' જાતિની, શિકાર કરે તેમ હકનાક કતલ કરીને યુરોપિયનોએ તેમનો દેશ ખૂંચવી લીધો, એ દુનિયાના ઈતિહાસમાં હિમાલય જેવડો અન્યાય થયો એ જેટલું સાચું છે તેટલું જ એ ઘોર અન્યાય ઈતિહાસમાં ભલે 'યાવચ્ચન્દ્રદિવાકરૌ' ગવાય તોપણ આજ એનો ઉપાય કરવાપણું નથી રહ્યું એ પણ ખરું છે. હરનાન્ડો કૉર્ટેજના કાળના એ જાલિમ જુલમોના પ્રાયશ્ચિત્ત તરીકે અમેરિકામાં વસતા એકેએક યુરોપિયનને આજ અમેરિકા છોડી યુરોપ પાછા ચાલ્યા જવાનું કહેવું શું? સ્વદેશી સિદ્ધાંતની દૃષ્ટિએ તો એ એક નવો જ અન્યાય કર્યા બરાબર ગણાશે.

આમ જગતના ઈતિહાસમાંનો આ ભયાનક અન્યાય સુધ્ધાં સ્વદેશીધર્મની દૃષ્ટિએ અલ્પકાલીન અને તેથી ગઈ ગુજરીમાં ગણવા યોગ્ય ઠરે છે. આથી ઊલટું કાયમના અન્યાયનો આજે ઘરનો જ દાખલો જોવો હોય તો તે આપણા અંત્યજોની આભડછેટનો છે. આ પાપી રિવાજને પડખે ગમે તેટલા કાળ ભલે વીત્યા હોય, હિંદુ સમાજના શરીર ઉપર એ એક વહેતો જખમ છે. તેનો ઈલાજ કર્યે જ આપણો છૂટકો છે. હિંદી પ્રજાના રાજદ્વારી ધ્યેયની ચર્ચા કરતાં આ દેશના એક ક્રાંતિવાદી આગેવાને એક વાર એવું જાહેર કર્યું હતું કે અંગ્રેજોએ હિંદુસ્તાનની ઉપર જેટલા કાળ સુધી જુલમ કરી કરીને રાજ્ય કર્યું હશે અને હિંદુસ્તાનને ચૂસીચૂસીને જેટલો પૈસો આ દેશમાંથી ઘસડી ઘરભેગો કર્યો હશે તેટલાં વરસો સુધી જ્યારે હિંદુસ્તાન ઇંગ્લૅંડ ઉપર રાજ્ય કરશે અને તેટલો પૈસો અંગ્રેજી પ્રજા પાસેથી મારીનિચોવીને વ્યાજ સાથે પાછો ઓકાવશે ત્યારે જ હિંદુસ્તાનને તેના પર ગુજરેલા સિતમોનું યોગ્ય

વળતર મળ્યું ગણાશે. સ્વદેશીપ્રધાન હિંદુ ધર્મ કદાપિ આવું ધ્યેય સ્વીકારશે નહીં. સ્વદેશીનો ઉપાસક સ્વાભાવિકપણે જ બોલી ઊઠશે કે એ બધું સાચું હોય તોપણ જે થયું તે થઈ ગયું; વીત્યું. એકે આવીને આપણી ગાય મારી એટલે આપણે જઈને તેના ઘરની વાછરડી મારવી શું? થવાનું હતું તે થઈ ગયું; ગુજર્યું. જેનો કશો અવશેષ આજ બાકી ન રહ્યો, જેના ઉપર કાળનો પડદો પડયો, તે પ્રભુને ખોળે સમાયું; તે મૃત્યુ પામેલાંઓને અપાતા માનનું અધિકારી થયું. એ બનાવો બન્યા ત્યારે ભલે ગમે તેટલા અન્યાયભર્યા હોય, આજ તે ગઈ ગુજરીમાં ભળ્યા એટલે તેને ઈતિહાસવિધાતાની મંજૂરી મળી એમ જ માનવું ઘટે. સ્વદેશીધર્મ તો એમ જ કહેશે કે જે થયું તે થઈ ગયું. કરોડ ઉપાય કીધે એ હવે બદલી શકાવાનું નથી. ઈશ્વરને ઘેર એ કબૂલ હતું એમ જ ગણવું જોઈએ. એમ ન માનવું એ અશ્રદ્ધાનું લક્ષણ.

થયું તે થઈ ગયું; વીત્યું. છતાં જે છે, જે અકબંધ કે ઓછુંવત્તું પણ બાકી રહ્યું છે તેનો વિચાર તો કર્યે જ છૂટકો રહ્યો. 'સ્થિતસ્ય ગતિશ્ચિન્તનીયા।' ઈશ્વરે વર્તમાનકાળ માનવને પોતાનો પુરુષાર્થ અજમાવીને મોક્ષ મેળવવા માટે આપ્યો છે. ભૂતકાળનાં દાટયાં મડાં ઉખેળવાં એ આપણું કામ નથી એ જેમ આપણે સારી પેઠે સમજી લેવાની જરૂર છે, તેવી જ રીતે આજ ઘરમાં સડતાં મડાં ઘેલી આદરબુદ્ધિથી ગળે વળગાડી ન ફરતાં તેમને ઠેકાણે કરવાં, તેમનો અગ્નિસંસ્કાર કરવો, એ ધ્યાનમાં રાખવું તેટલું જ જરૂરનું છે. આ દૃષ્ટિ રાખીને જ સ્વદેશીનો ઉપાસક હમેશાં પોતાનો કર્તવ્યપથ નક્કી કરશે. કાળનો પ્રવાહ ઈશ્વરી ઈચ્છાને અનુસરીને વહી રહ્યો છે એ શ્રદ્ધા એના અંતરમાં ચિરકાળ દૃઢ રહેશે. એ પ્રવાહનું મૂળ ઢૂંઢવા એ નહીં દોડે. પ્રત્યેક મનુષ્ય પોતપોતાના પ્રાક્તનાનુસાર ઈશ્વરને હાથે દેશકાળના એક એક ચોક્કસ પ્રવાહમાં મુકાયેલો છે, અને તેથી કોઈ પણ મનુષ્યે પોતાનો પ્રવાહ છોડી બીજા પ્રવાહમાં ભળવું એ પાપ છે. એ જ રીતે એ પ્રવાહની સામે ચાલવા મથવું એ પણ અનુચિત છે. પોતાના જ પ્રવાહમાં રહી તેમાંના કાંટાકચરા સાફ કરીને તેમ જ પોતાના પ્રવાહમાં આવી મળનારાં નાનાંમોટાં નદીનાળાંઓને પણ શુદ્ધ અને નિર્મળ કરીને દરેકે મોક્ષસાગરને પાસે આણવો ઘટે. પ્રવાહ ભલે વાંક લઈલઈને વહે. જ્યાં સુધી સ્વધર્મનો કાંઠો છોડીને પરધર્મની મરુભૂમિમાં એ નહીં જાય ત્યાં સુધી અને ત્યાં જ સુધી મોક્ષસાગર પ્રાપ્ત થવાની એને માટે આશા છે. પોતાનું વ્યક્તિત્વ જાળવવું એ જ મોક્ષનો રસ્તો છે.

૫

૧. સ્વદેશી એ એક ધર્મસિદ્ધાંત છે.

૨. 'અપાપવિદ્ધ' એવા પરમેશ્વરે આ વિશ્વની તેમ જ તેમાંની પ્રત્યેક બાબતની શાશ્વતકાળને માટે યથાતથ વ્યવસ્થા કરી રાખેલી છે.* એ આ સ્વદેશીધર્મની શ્રદ્ધાનો પાયો છે.

---

* જુઓ ઈશાવાસ્યોપનિષદ: મંત્ર ૮

૩. આ વ્યવસ્થા મુજબ એ વિધાતાએ જ પ્રત્યેક જીવની આસપાસ તેને તેને ઘટતા સંજોગો ગોઠવી મૂકેલા છે.

૪. ભોગની ઈચ્છાથી અગર મોક્ષની ઈચ્છાથી માનવ જે જે કંઈ પુરુષાર્થ કરે છે તે સર્વ આ સંજોગોને ધ્યાનમાં રાખીને જ કર્યે તેનો છૂટકો છે. આ ઈશ્વરદત્ત સંજોગો આપણા ભોગની મર્યાદા અને મોક્ષની સીડી છે.

૫. જેમ દેહધર્મ, કુટુંબધર્મ, જ્ઞાતિધર્મ ઈત્યાદિ વ્યક્તિમાત્રને વળગેલા છે તેવી જ રીતે સમાજધર્મ, દેશધર્મ ઈત્યાદિ પણ એકેએક વ્યક્તિને લાગુ છે. આ ધર્મનું નામ જ 'સ્વદેશી.'

૬. જેમ આપણો દેહ, આપણું કુટુંબ ઈત્યાદિ આપણે જાતે પસંદ નથી કરી શકતા, એ ઈશ્વરદત્ત વસ્તુ છે, તેવી જ રીતે આપણી સંસ્કૃતિ પણ ઈશ્વરદત્ત વસ્તુ છે. તેનો ત્યાગ નહીં પણ સેવા કરવી એ આપણો ધર્મ થયો.

૭. જેમ કોઈ પણ હિંદુ હિંદુ ધર્મને વરી નથી શકતો, જન્મથી જ તેનો ધર્મ તેને વળગેલો છે, તેવી જ રીતે સ્વદેશીધર્મ પણ વ્યક્તિમાત્રને જન્મથી જ વળગેલો છે. તેનો સ્વીકાર કરવાપણું હોતું જ નથી. એનું પાલન ન કરવું એ જ પાપ છે.

૮. આ સ્વદેશીધર્મ દરેક બાબતમાં પાળવાનો છે : ધર્મમાં, સંસ્કૃતિમાં, સામાજિક રીતરિવાજોમાં, કુટુંબવ્યવસ્થામાં, રોજગારમાં, ભાષામાં, અર્થશાસ્ત્રમાં, રાજ્યપ્રકરણી વિષયોમાં, પહેરવેશ, કળાકૌશલ્ય, સર્વ બાબતોમાં આ ધર્મનું પાલન થવું જોઈએ.

૯. જુદે જુદે કાળે અને પ્રજાજીવનનાં જુદાં જુદાં અંગોને વિશે આ ધર્મના પાલન ઉપર હુમલા થવાનો સંભવ હોય છે. માટે તે તે કાળે તે તે બાબતમાં આ ધર્મનું રક્ષણ કરવા ભગીરથ પ્રયત્ન કરવો એ યુગધર્મ છે.

૧૦. જૂના કાળમાં સમાજરચના ઉપર હુમલા થયા ત્યારે રોટીબેટીવહેવાર સખત કરી મૂકીને રક્ષણ કરવામાં આવ્યું. મુસલમાની આક્રમણ વેળાએ પણ જ્યારે જ્યારે પરંપરા નાશ પામવાનો વખત આવ્યો ત્યારે ત્યારે ધર્મને માટે પ્રાણ પણ આપીને પ્રજાએ ગોબ્રાહ્મણનું રક્ષણ કર્યું. આજ અર્થસ્રાવ વાટે દેશના પ્રાણ કંઠે છે; બુદ્ધિભેદરૂપી જીવાત લાગીને દેશની સંસ્કૃતિમાં સડો પેઠો છે; અને પ્રજાજીવન મહેચ્છાહીન, અલ્પપ્રાણ બની રહ્યું છે; માતૃભાષા સુધ્ધાં પદભ્રષ્ટ થઈ પોતાના જ ઘરમાં દાસી સરખી એક ખૂણે આંસુ સારી રહી છે. માટે —

૧૧. આજે સ્વદેશ, સ્વભાષા, સ્વધર્મ અને દેશી હુન્નરકળાઓનું બહુ યત્નપૂર્વક રક્ષણ કરવું જોઈએ.

૧૨. શહેરો ગામડાંઓનું લોહી ચૂસી રહ્યાં છે, અને પરદેશોનો વેપાર શહેરોને નિચોવી રહ્યો છે. સ્વદેશી મિલો (મિલો અને એવાં કારખાનાં સ્વદેશી સંસ્કૃતિનાં વિરોધી છે, તેથી સ્વદેશી મિલો એ 'વદતોવ્યાઘાત' થયો.) કાઢવામાં આવે તો તે પણ હિંદી કુટુંબજીવનને ચૂંથી નાખી પ્રજાજીવનનો પાયો જ કોરી મૂકે છે! આવી સ્થિતિમાં હાથવણાટ જ એક તરણોપાય છે.

૧૩. જૂના કાળમાં આ સ્વદેશીવૃત્તિથી જ પ્રેરાઈને હિંદુઓએ પરજાતિના હાથનાં અન્નજળ ગ્રહણ ન કરવાની પ્રથા પાડી. આજ એ જ વૃત્તિ શ્રમવિભાગના તત્ત્વને લાગુ કરવી ઘટે. શ્રમવિભાગ કરીને વિરાટ પાયા ઉપર દુનિયાની વ્યવસ્થા કરી બતાવવાની યુરોપની મહત્ત્વાકાંક્ષા છે; પણ એ મહત્ત્વાકાંક્ષામાં જ નાશનું બીજ રહેલું છે. જેની આપણા પર પ્રીતિ નથી તેનો આપણે ઉપકાર નથી લેતા. જે આપણી જાતનો નથી, એટલે કે જેનો સામાજિક આદર્શ અને રહેણીકરણી આપણા જેવાં નથી તેની જોડે આપણે શરીરસંબંધ નથી બાંધતા. એ જ નિયમ પ્રમાણે જેમનું-આપણું જીવન એક વહેણે વહેતું નથી, જેમની-આપણી સંસ્કૃતિમાં મેળ નથી, તેમની જોડેનો શ્રમવિભાગ કે સહકાર સ્વદેશી ધર્મને માન્ય નથી. આ જ વિચારસરણી અર્થશાસ્ત્રની કસોટીમાં પણ ઊતરે તેવી છે.

૧૪. નિરંકુશ હરીફાઈ સ્વદેશીધર્મની વિરોધી છે, કારણ તે સમાજની સ્થિરતા તેમ જ સલામતીને ખૂંચવી લેનારી અને અસંખ્ય લોકોને કંગાલ દશાએ પહોંચાડનારી છે. પોતીકો ધંધો છોડીને બીજાના ધંધામાં પડવું સ્વદેશીને માન્ય નથી.

શ્રેયાન્ સ્વધર્મો વિગુણ: પરધર્માત્ સ્વનુષ્ઠિતાત્ ।

૧૫. બીજાના ધંધાનું જ્ઞાન મેળવવું અનુચિત નથી. દરેક વિષયમાં જાતે બુદ્ધિબળ વાપરીને શોધસુધારા કરવાનો હક વ્યક્તિમાત્રને છે; પણ બીજાનો ધંધો ઊંચકીને ધંધા તરીકે તેની ઉપર ઉદરનિર્વાહ કે ધનસંચય કરવા તૈયાર થવું એ પાપ છે. સ્વદેશીધર્મમાં ફેરફારને માટે જગ્યા જ નથી એમ નથી; પણ તેની ચર્ચામાં અહીં નહીં ઊતરીએ.

૧૬. (ક) જૂના વખતમાં આ દેશના ઉદ્યોગોમાં કાપડવણાટનો ધંધો મોટામાં મોટો હતો.

(ખ) એ જ હિંદુસ્તાનમાંથી આજે વેપારને બહાને જે પૈસો પરદેશ જાય છે તેનો મોટો ભાગ કાપડની કિંમત રૂપે જાય છે.

(ગ) આજે હિંદી ખેડૂત એકલી ખેતી ઉપર પોતાનું ગુજરાન નથી ચલાવી શકતો. એને પૂરતું કામ નથી મળતું.

(ઘ) જાપાની માલને દેશમાં આવવા દેવાથી અંગ્રેજોની પેઠે જ જાપાનને પણ હિંદુસ્તાનની ઉપર લોભની પાપદૃષ્ટિ નાખવાની તક આપ્યાનું પાપ આપણે માથે આવવાનું; અને અગાઉ જેમ હિંદુ અને મુસલમાન લડ્યા, કાળા અને ગોરા લડ્યા, તેમ હવે પછી હિંદી અને જાપાની લડશે; અને એ પ્રમાણે નવી જ સંકટપરંપરા આપણે જ હાથે આપણે ઊભી કરી ગણાશે.

આટલા માટે હાથે સૂતર કંતાવીને તેનું કાપડ વણાવી તે જ વાપરવાનો આજે પ્રજાએ નિશ્ચય કરવો જોઈએ.

૧૭. આપણા દેશમાં ઘણે ઠેકાણે દૂધ વેચવું એ પાપ ગણાતું. દૂધનું ઘી કરીને જોઈએ તો વેચો, પણ ગોરસ વેચવાનું નહીં. આ રિવાજના મૂળમાં સ્વદેશી સિદ્ધાંત રહેલો છે એ જરાક ઝીણવટથી જોતાં જણાઈ આવશે. આજકાલ આ જ નિયમ

રૂની બાબતમાં પણ લાગુ કરવો જોઈએ. ધર્માચાર્યો, પંડિતો અને ધર્મને નામે બોલવાનો જેને જેને અધિકાર છે તેવા સૌ કોઈએ આજે પ્રજાને કહેવું જોઈએ કે રૂ-કપાસ વેચવાં એ મહાપાપ છે. રૂ-કપાસનું સૂતર કાંતીને જ વેચવું જોઈએ. હિંદુસ્તાનમાં પેદા થયેલું રૂ હિંદુસ્તાનની હરકોઈ મિલમાં કંતાઈને તેનું સૂતર થવાની સામે અર્થશાસ્ત્રી ફરિયાદ નહીં કરે, પણ સ્વદેશીધર્મ મુજબ તો દરેક પ્રદેશનાં રૂ-કપાસ જ્યાંનાં ત્યાં જ કંતાવાં જોઈએ. નફાતોટાનો વિચાર જ એની વચ્ચે ન આવવો જોઈએ. એ જ રીતે પોતપોતાની પંચકોશીમાં કંતાયેલા સૂતરનું કાપડ વણવું એ એક મોટું પુણ્યકર્મ છે એ ભાવના આજે પ્રજામાં જાગ્રત થવી જોઈએ.

૧૮ કાપડની બાબતમાં આપણી તપશ્ચર્યા સફળ કરવાને આપણે ભગીરથ પ્રયત્ન કરવા જોઈએ; અને તે ફળદ્રુપ થયે, કિંબહુના, તે ચાલુ રાખી તેની સાથે સાથે જ બીજી બાબતોમાં પણ સ્વદેશીના પ્રયત્નો કરવા જોઈએ. ભાષા, પહેરવેશ, શિક્ષણપદ્ધતિ, સમાજબંધારણ રાજ્યપ્રકરણ, એકેએક ક્ષેત્રમાં આ પ્રયત્ન શરૂ થવા જોઈએ.

૧૯. સ્વદેશી સિદ્ધાંત આપણી અર્થશાસ્ત્રની દૃષ્ટિને સંતોષનારો છે જ; છતાં એકલા અર્થશાસ્ત્રની દૃષ્ટિએ સ્વદેશીનું પ્રતિપાદન કરવું યોગ્ય નથી. કેવળ અર્થ-શાસ્ત્રની દૃષ્ટિ રાખીને સ્વદેશીવ્રત પાળ્યાથીયે આર્થિક લાભ તો થવાનો જ; પણ ધર્મ ગણીને તેનું પાલન કર્યાથી આર્થિક લાભ થવા ઉપરાંત પ્રજાને માટે મોક્ષનાં દ્વાર ખુલ્લાં થશે. વળી આપણા લોકોમાં હરકોઈ વાત ધાર્મિક ભાષામાં સમજાવવાથી તે તાબડતોબ સૌ કોઈને ગળે ઊતરે છે એ પણ લક્ષમાં લેવા જેવી વાત છે, જોકે અહીંયાં એ વિચાર ગૌણ સ્થાને છે.

૨૦. હિંદુસ્તાનમાં ધર્મતેજ રહ્યું હોય, શ્રદ્ધા હોય, ત્યાગવૃત્તિ હોય, ઓછામાં ઓછું જરા દૂરનો સ્વાર્થ જોઈ શકવા જેટલી શુદ્ધ દૃષ્ટિયે હોય તો આ વ્રત આજે પ્રજાને હાથે પાર પડવું જ જોઈએ.

धर्मसंस्थापनार्थाय ।

# ૨. સ્વદેશી *

## ૧

### પૂર્વરંગ

કહેવાય છે કે મધ્ય પ્રાંતના કોઈ સંન્યાસીએ '૫૭ની સાલના બળવા પછી સ્વદેશીનો પ્રચાર શરૂ કર્યો. થોડી ગફલતને લીધે શસ્ત્ર-યુદ્ધમાં હાર્યા પછી હેબતાઈ ગયેલી પ્રજાને આશાના કિરણ તરીકે સ્વદેશીનો પ્રચાર થયો. પણ કોઈએ એ વાત ઝીલી નહીં. હિંદુસ્તાન જેવા પ્રાચીન, સંસ્કારી, સુસંઘટિત અને ઉદ્યોગ-પ્રધાન દેશને શક્તિ કેળવવાનો એક માત્ર માર્ગ સ્વદેશીનો જ હતો. અંગ્રેજ લોકો આ દેશમાં આવ્યા, તે પ્રથમ વેપારી તરીકે જ આવ્યા. અહીંનો માલ ગમે તે ભાવે ખરીદી એના પર ૨૦૦-૩૦૦ ટકા નફો તેઓ મેળવતા. એમાંથી પરદેશીઓ પૈસાદાર થયા. અહીંના ઝઘડાઓમાં ત્રાજવાંવાળા વાનરોનો ભાગ ભજવી તેમણે રાજસત્તા હાથ કરી અને માંહોમાંહે અદેખાઈથી લડતી બિલાડીઓને ભાગે કેવળ રોવાનું જ રહ્યું. પછી પોતાના દેશમાં માલ તૈયાર કરી તે હિંદુસ્તાનને વેચવો અને એવી રીતે અહીં નિરુદ્યોગિતા અને ભૂખમરો પેદા કરવો એ નીતિ ચાલી. દરેક જાતનો માલ તૈયાર કરનાર રાષ્ટ્રને બદલે ઉદ્યોગ-હુન્નરરહિત કેવળ માલ ખરીદનાર રાષ્ટ્ર આપણે બની ગયા.

રાષ્ટ્ર ગમે તેટલું પડેલું હોય તોપણ જો એનામાં કારીગરીની કુશળતા હોય અને સ્વદેશીની ભાવના જીવતી હોય તો તે પોતાનો ઉદ્ધાર અવશ્ય સાધી શકે, એટલી આ સ્વદેશી તત્ત્વની શક્તિ છે. સંન્યાસી મંત્ર બોલી ગયો. કોઈએ એનું સાંભળ્યું નહીં. એ મંત્ર કેવળ હવામાં જ રહ્યો. પણ હવા પણ એક જાતનું ખેતર જ છે. એમાં વાવેલું બીજ ક્યાંક ને ક્યાંક ઊગી જ નીકળે છે. સ્વદેશીનું બીજ પૂનાના એક તપસ્વી બ્રાહ્મણના ભેજામાં ઊગ્યું. એનું નામ તો જોશી હતું. લોકો એને 'કાકા' કહેતા. અંતે એ 'સાર્વજનિક કાકા' તરીકે ઓળખાયા. મહારાષ્ટ્રના જાહેર જીવનનો પાયો સાર્વજનિક સભા મારફતે એમણે નાખ્યો. સાર્વજનિક કાકાએ સ્વદેશીનો પુરસ્કાર કર્યો અને લોકોએ એની મશ્કરી શરૂ કરી. ગામઠી જાડી ખાદીની બંડી તેઓ પહેરતા. ખાદીની દક્ષિણી પાઘડી તો માથા ઉપર દાંટીના પડ જેવી બેસતી. એક જણે સ્વદેશીની મશ્કરી કરવા ખાતર ગળામાં પાણીથી

* તા. ૧૫–૧–૩૪ના શેઠ પ્રેમાભાઈ હૉલમાં શ્રી વિદ્યાબહેન નીલકંઠના પ્રમુખપણા નીચે આપેલું જાહેર ભાષણ.

ભરેલી તાંબાકૂંડી ટિંગાળી એમાં ઘટિકાયંત્રનો વાટકો તરતો મૂકયો અને લોકોને કહે: "જુઓ, આ સાર્વજનિક કાકાનું સ્વદેશી ઘડિયાળ." દરેક તત્ત્વની મશ્કરી કરવામાં પૂનાના બુદ્ધિમાન લોકો ડહાપણ સમજે છે. એમણે સ્વામી દયાનંદ સરસ્વતીની ફજેતી કરવા માટે એમના વરઘોડા સામે એક ગધેડાનો વરઘોડો કાઢયો હતો. દયાનંદ સરસ્વતીએ પોતાનું જીવનકાર્ય સફળ રીતે પૂરું કર્યું અને પૂનાની કીર્તિમાં ગધેડાનો વરઘોડો જ રહ્યો. સાર્વજનિક કાકાના એક પ્રખ્યાત વૈદ પોતાને જોઈતાં ધોતિયાં તકલી ઉપર પોતે કાંતેલા સૂતરમાંથી જ બનાવી લેતા એમ કહેવાય છે.

સ્વદેશીનો મંત્ર આગળ ચાલ્યો. મહારાષ્ટ્રના જાહેર જીવનના પીઢ પુરુષ મહાદેવ ગોવિંદ રાનડેએ ભારતીય સંપત્તિશાસ્ત્રનો ઠીક અભ્યાસ કર્યો હતો. એમણે ૧૮૯૭ની આસપાસ સ્વદેશીનો પુરસ્કાર ઠીક કર્યો. જ્યાં ત્યાં સ્વદેશી કાપડની હિમાયત થવા લાગી. યુવાનો સ્વદેશીની પ્રતિજ્ઞા ઉપર સહી કરવા લાગ્યા. માંચેસ્ટરનાં ધોતિયાં છોડી નાગપુર મિલનાં ધોતિયાં જ્યાં ત્યાં દેખાવા લાગ્યાં. કોટ માટે બેસિલ મિશનના મંગલૂરી ચેક પસંદ કરવામાં આવ્યા અને આપણે દેશ માટે કંઈક કરીએ છીએ એવું સમાધાન યુવાનોના મોઢા ઉપર પહેલવહેલું દેખાવા લાગ્યું. હવે સમજુ લોકો સ્વદેશીની પ્રતિષ્ઠા સમજ્યા. અભણ લોકો સ્વદેશીની મશ્કરી કરતા, પણ તે ખાનગીમાં જ.

પ્રજાપુરુષ લોકમાન્ય ટિળકે સ્વદેશીની શક્તિ ઓળખી એને પોતાનો ટેકો આપ્યો. શિવાજી ઉત્સવ, ગણેશ ઉત્સવ જેવા સાર્વજનિક પ્રસંગે સ્વદેશી ઉપર ખૂબ વ્યાખ્યાનો થવા લાગ્યાં અને લોકકવિઓએ સંખ્યાબંધ કાવ્યોમાં સ્વદેશીનો મહિમા ગાયો. તે વખતની કેટલીક લોકપ્રિય લીટીઓ હજી મગજમાં તાજી છે.

છતાં આ પ્રચાર મહારાષ્ટ્ર પૂરતો જ હતો. મહારાષ્ટ્ર તે વખતે દેશની રાજદ્વારી આગેવાની ભોગવતું હતું. પણ પછી સ્વદેશી બંગાળમાં પહોંચી ગઈ. બંગાળીઓની શક્તિ હણવા માટે લૉર્ડ કર્ઝને એના ભાગલા પાડયા. છંછેડાયેલો બંગાળ પ્રાંત સળગી ઊઠયો અને એણે બ્રિટિશ માલનો બહિષ્કાર અને સ્વદેશીનો પુરસ્કાર પૂરજોસમાં ચલાવ્યો. બંગાળની દેશભક્તિ તે વખતે મોખરે હતી. તે પહેલાં બંગાળીઓને બીકણ, બાયલા અને વાતોડિયા કહેતા. બંગાળને એ કલંક ધોવું હતું. સ્વદેશીબહિષ્કાર દ્વારા બંગાળનું સ્વાભિમાન જાગ્યું.

મહારાષ્ટ્ર એ હિલચાલને ટેકો આપે એ અત્યંત સ્વાભાવિક હતું. કેમ કે ખરું જોતાં બંગાળમાં જ એ મહારાષ્ટ્રી શોધને પહેલવહેલો ટેકો મળ્યો હતો. સ્વદેશી દ્વારા બંગાળ મહારાષ્ટ્ર વચ્ચે કાયમની મિત્રતા બંધાઈ. પરદેશી કાપડની હોળીઓ, સ્વદેશીનાં પ્રદર્શનો વગેરે બધું રીતસર ચાલ્યું. જોતજોતામાં એ હિલચાલ દેશમાં બધે ફેલાઈ અને સ્વદેશનો અનેક રીતે વિચાર થવા લાગ્યો. હાલની આપણી અસહકારની હિલચાલ સાથે સરખાવી શકાય એવી એ હિલચાલ હતી.

હિંદના દાદા દાદાભાઈ નવરોજીએ મહત્ પ્રયાસે આંકડાઓ ભેગા કરી

હિંદુસ્તાન દરિદ્ર થતું જાય છે, બ્રિટિશ સલ્તનત અહીં જળોનું કામ કરે છે, એ સિદ્ધ કર્યું હતું. બ્રિટિશ લોકો બ્રિટિશ આબરૂને ન છાજે એવી રીતે અહીં રાજ કરે છે એમ એમણે પોકારી પોકારીને કહ્યું હતું. પણ તેઓ ઈંગ્લંડના લિબરલ દળના સિદ્ધાંતોમાં માનનારા હતા. વેપાર ઉપર સરકારી અંકુશ ન હોય, ઉદ્યોગ-હુન્નરને રાજ તરફથી કૃત્રિમ મદદ ન મળવી જોઈએ, એ મતનો એમણે ઈંગ્લંડ પૂરતો પ્રચાર કર્યો હતો. સ્વદેશી વિશે તેઓ શું કહે છે એ જાણવાને બધા આતુર હતા. જ્યારે દાદાભાઈએ પણ સ્વદેશીની હિમાયત કરી ત્યારે લોકોના ઉત્સાહનો પાર ન રહ્યો. એમણે સ્પષ્ટ રીતે કહ્યું કે દરેક દેશને પોતાના ઊગતા રાષ્ટ્રીય ધંધાઓને જરૂર પૂરતું ઉત્તેજન આપવાનો હક છે, એ એમનું કર્તવ્ય છે.

સ્વદેશી એ તત્ત્વ જીવનવ્યાપી છે, રાષ્ટ્રવ્યાપી છે. એનો પુરસ્કાર થતાંવેંત અનેક ક્ષેત્રોમાં અનેક ભડવીરો ઉત્સાહભેર ઊલટયા. લોકમાન્ય ટિળક એમને મોખરે હતા. એમણે દિવસરાત સ્વદેશીનો પ્રચાર ચાલુ રાખ્યો. એમની મદદમાં એમનાથી વિશેષ ઉત્સાહી સ્વાતંત્ર્યવાદી શિવરામ મહાદેવ પરાંજપે હતા. પંજાબમાં લાલા લજપતરાયે એ હાકલ ઝીલી. બંગાળના બિપિન પાલે એ જગાવી, અરવિંદ ઘોષે એનું ઊંડું તત્ત્વજ્ઞાન વિસ્તારવા માંડયું, દાદાભાઈએ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ સ્વદેશીનો પુરસ્કાર કર્યો હતો, રમેશચંદ્ર દત્તે આર્થિક ઈતિહાસ તૈયાર કરી આપ્યો હતો. ભગિની નિવેદિતાએ સમાજશાસ્ત્રની દૃષ્ટિએ સ્વદેશીનું મહત્ત્વ સમજાવ્યું હતું, જ્યારે ઈ. બી. હેવેલે કળામાં રાષ્ટ્રનો પ્રાણ સમાયેલો હોય છે, એ કળાનો ઉદ્ધાર સ્વદેશી મારફતે જ થઈ શકે છે, એ લોકોનાં મન ઉપર ઠસાવ્યું. હેવેલની વાત જો ઉચ્ચ ભૂમિકા ઉપર લઈ જઈ કોઈએ આદર્શ રીતે મૂકી હોય તો તે કુમારસ્વામીએ. કુમારસ્વામીનાં લખાણોની વિચારવાન લોકો ઉપર ઊંડી અસર થઈ. રવીન્દ્રનાથ ઠાકુર, કુમારસ્વામી, ભગિની નિવેદિતા, પ્રમથનાથ બોઝ અને લાલા હરદયાલ, એ તે વખતના મહાનમાં મહાન વિચારકો. સ્વદેશી એ જીવન-તત્ત્વ છે, એ આખી જીવનસંસ્કૃતિ છે, એ દૃષ્ટિએ ધર્મ, રાજકારણ, સમાજકારણ, કળા, કેળવણી એકેએક અંગ તપાસવાની જરૂર છે એમ એમણે અનેક પ્રભાવશાળી લેખોમાં સિદ્ધ કરી આપ્યું છે.

રવીન્દ્રનાથ ઠાકુરનાં તે વખતનાં ભાષણો અને લેખો સોનામહોર જેવાં છે. સ્વદેશીસમાજ, સમૂહ વગેરે તેમના લેખોનું (દુ:ખની વાત છે કે એવાં પુસ્તકોનું પણ ગુજરાતી ભાષાંતર હજુ સુધી થયું નથી. જોકે ‘સ્વદેશી સમાજ’નો અનુવાદ નવજીવન પ્રકાશન મંદિર તરફથી તાજેતરમાં બહાર પાડવામાં આવનાર છે) આજે આપણા યુવકો અધ્યયન કરે તો ભારતીય સંસ્કૃતિની વિશેષતા અને ભવ્યતા તેઓ કંઈક સમજી શકશે અને રવીન્દ્રનાથ એ કેવળ કળાકાર નથી પણ મહાન દેશભક્ત છે, પ્રજાસેવક છે, લોકશિક્ષક છે, એ તેમના ધ્યાનમાં આવશે.

પ્રમથનાથ બોઝ તો દુનિયાનાં civilizationનો, સુધારાઓનો ઊંડો અભ્યાસી. “યુરોપના રસ્તે દોડતા નહીં; યુરોપની પ્રગતિ પ્રગતિ નથી પણ વિનાશ તરફ

હિંદુસ્તાન દરિદ્ર થતું જાય છે, બ્રિટિશ સલ્તનત અહીં જળોનું કામ કરે છે, એ સિદ્ધ કર્યું હતું. બ્રિટિશ લોકો બ્રિટિશ આબરૂને ન છાજે એવી રીતે અહીં રાજ કરે છે એમ એમણે પોકારી પોકારીને કહ્યું હતું. પણ તેઓ ઇંગ્લંડના લિબરલ દળના સિદ્ધાંતોમાં માનનારા હતા. વેપાર ઉપર સરકારી અંકુશ ન હોય, ઉદ્યોગ-હુન્નરને રાજ તરફથી કૃત્રિમ મદદ ન મળવી જોઈએ, એ મતનો એમણે ઇંગ્લંડ પૂરતો પ્રચાર કર્યો હતો. સ્વદેશી વિશે તેઓ શું કહે છે એ જાણવાને બધા આતુર હતા. જ્યારે દાદાભાઈએ પણ સ્વદેશીની હિમાયત કરી ત્યારે લોકોના ઉત્સાહનો પાર ન રહ્યો. એમણે સ્પષ્ટ રીતે કહ્યું કે દરેક દેશને પોતાના ઊગતા રાષ્ટ્રીય ધંધાઓને જરૂર પૂરતું ઉત્તેજન આપવાનો હક છે, એ એમનું કર્તવ્ય છે.

સ્વદેશી એ તત્ત્વ જીવનવ્યાપી છે, રાષ્ટ્રવ્યાપી છે. એનો પુરસ્કાર થતાંવેંત અનેક ક્ષેત્રોમાં અનેક ભડવીરો ઉત્સાહભેર ઊલટયા. લોકમાન્ય ટિળક એમને મોખરે હતા. એમણે દિવસરાત સ્વદેશીનો પ્રચાર ચાલુ રાખ્યો. એમની મદદમાં એમનાથી વિશેષ ઉત્સાહી સ્વાતંત્ર્યવાદી શિવરામ મહાદેવ પરાંજપે હતા. પંજાબમાં લાલા લજપતરાયે એ હાકલ ઝીલી. બંગાળના બિપિન પાલે એ જગાવી, અરવિંદ ઘોષે એનું ઊંડું તત્ત્વજ્ઞાન વિસ્તારવા માંડયું, દાદાભાઈએ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ સ્વદેશીનો પુરસ્કાર કર્યો હતો, રમેશચંદ્ર દત્તે આર્થિક ઈતિહાસ તૈયાર કરી આપ્યો હતો. ભગિની નિવેદિતાએ સમાજશાસ્ત્રની દૃષ્ટિએ સ્વદેશીનું મહત્ત્વ સમજાવ્યું હતું, જ્યારે ઈ. બી. હેવેલે કળામાં રાષ્ટ્રનો પ્રાણ સમાયેલો હોય છે, એ કળાનો ઉદ્ધાર સ્વદેશી મારફતે જ થઈ શકે છે, એ લોકોનાં મન ઉપર ઠસાવ્યું. હેવેલની વાત જો ઉચ્ચ ભૂમિકા ઉપર લઈ જઈ કોઈએ આદર્શ રીતે મૂકી હોય તો તે કુમારસ્વામીએ. કુમારસ્વામીનાં લખાણોની વિચારવાન લોકો ઉપર ઊંડી અસર થઈ. રવીન્દ્રનાથ ઠાકુર, કુમારસ્વામી, ભગિની નિવેદિતા, પ્રમથનાથ બોઝ અને લાલા હરદયાલ, એ તે વખતના મહાનમાં મહાન વિચારકો. સ્વદેશી એ જીવન-તત્ત્વ છે, એ આખી જીવનસંસ્કૃતિ છે, એ દૃષ્ટિએ ધર્મ, રાજકારણ, સમાજકારણ, કળા, કેળવણી એકેએક અંગ તપાસવાની જરૂર છે એમ એમણે અનેક પ્રભાવશાળી લેખોમાં સિદ્ધ કરી આપ્યું છે.

રવીન્દ્રનાથ ઠાકુરનાં તે વખતનાં ભાષણો અને લેખો સોનામહોર જેવાં છે. સ્વદેશીસમાજ, સમૂહ વગેરે તેમના લેખોનું (દુ:ખની વાત છે કે એવાં પુસ્તકોનું પણ ગુજરાતી ભાષાંતર હજુ સુધી થયું નથી. જોકે 'સ્વદેશી સમાજ'નો અનુવાદ નવજીવન પ્રકાશન મંદિર તરફથી તાજેતરમાં બહાર પાડવામાં આવનાર છે) આજે આપણા યુવકો અધ્યયન કરે તો ભારતીય સંસ્કૃતિની વિશેષતા અને ભવ્યતા તેઓ કંઈક સમજી શકશે અને રવીન્દ્રનાથ એ કેવળ કળાકાર નથી પણ મહાન દેશભક્ત છે, પ્રજાસેવક છે, લોકશિક્ષક છે, એ તેમના ધ્યાનમાં આવશે.

પ્રમથનાથ બોઝ તો દુનિયાનાં civilizationનો, સુધારાઓનો ઊંડો અભ્યાસી. "યુરોપના રસ્તે દોડતા નહીં; યુરોપની પ્રગતિ પ્રગતિ નથી પણ વિનાશ તરફ

ચાલેલું માતેલાઓનું સરઘસ છે," એમ તેમણે પોકારી પોકારીને સમજાવેલું છે. પ્રજાજીવનનાં ઝરણાં કેમ સુકાયાં એની મીમાંસા કરી એ ફરી કેમ સજીવન કરી શકાય એનો એમણે રસ્તો બતાવ્યો છે. એમનાં લખાણોમાં પ્રગતિનો વિરોધ છે એવી કંઈક શંકા જવાથી લોકોએ એમના તરફ પૂરતું ધ્યાન આપ્યું નથી; પણ એમના વિચારોનો બરાબર અભ્યાસ થવો જોઈએ.

હિંદુસ્તાન પ્રત્યે બળતા લોહીની જ્વલંત દેશભક્તિ જોવી હોય તો તે હિંદુસ્તાનને પોતાની માતૃભૂમિ તરીકે સ્વીકારનાર ભગિની નિવેદિતામાં જોઈ લેવી. નિવેદિતાનાં બધાં લખાણો જે ધ્યાનપૂર્વક વાંચે તેને યુનિવર્સિટીની કેળવણી મળી ગઈ છે એમ કહી શકાય. વ્યાપક દૃષ્ટિ, ઊંડી ભક્તિ અને માનવજીવનના ગૌરવનો પૂરેપૂરો ખ્યાલ, ત્રણે આપણને એમાં મળે છે.

અને લાલા હરદયાલ તો જાણે પાણીની રેલ. જે દિશામાં જાય ત્યાં બધું જ ધોઈ કાઢે અને છોડી દે ત્યારે એ ક્ષેત્રમાં કેવળ મરુભૂમિ જ કરી મૂકે.

તે વખતના સ્વદેશીના એક તેજસ્વી ઉપાસક તે બ્રહ્મબાંધવ ઉપાધ્યાય. આ સંન્યાસીની કથા રોમાંચકારી છે. એમણે પ્રથમ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો અને ઝનૂનથી એનો પ્રચાર આરંભ્યો. બ્રહ્મબાંધવનાં ધગશ અને ઉત્સાહથી કેટલાયે ખ્રિસ્તી થઈ ગયા. એ વખતે એમનું નામ થિયૉફિલિસ્ટ હતું. થિયૉફિલિસ્ટનાં ખ્રિસ્તી લખાણોમાં સ્વદેશી તત્ત્વ દાખલ થયું અને મિશનરીઓ ગભરાયા. ખ્રિસ્તી ધર્મની આ હિંદવી આવૃત્તિ શાસ્ત્રશુદ્ધ નથી, એનું અધ્યયન કોઈએ ન કરવું જોઈએ એવો પોકાર તેમણે આરંભ્યો અને થિયૉફિલિસ્ટ બહિષ્કૃત થયા. અંતે થિયૉફિલિસ્ટનું ભાષાંતર બ્રહ્મબાંધવમાં થયું અને સંન્યાસી તરીકે તેમણે નવેસર લોકકેળવણી શરૂ કરી. પરદેશી લોકોને હાથે મારા દેશનું ભલું થવાનું નથી, તેમને મારા દેશ પર રાજ્ય કરવાનો હક નથી, તમારી કોર્ટને જવાબ આપવાને હું બંધાયેલો નથી, 'તમે મને સજા ન જ કરી શકો' એમ એમણે બ્રિટિશ કોર્ટને જાહેર કર્યું, અને એમનો કેસ પૂરો થાય તે પહેલાં કાચી જેલમાં તેઓ ગુજરી ગયા. રવીન્દ્રનાથ ઠાકુરના શાંતિનિકેતનની સંસ્થાપનામાં બ્રહ્મબાંધવ ઉપાધ્યાયનો હાથ ખરો. જ્યારે સ્વદેશી હિલચાલમાં હિંસા, અત્યાચાર અને જબરદસ્તીએ પ્રવેશ કર્યો ત્યારે જ રવીન્દ્રનાથ ઠાકુર એમાંથી નીકળી ગયા.

વ્યવહારની દૃષ્ટિએ સ્વદેશીનો ઊંડો વિચાર કરનાર વિદ્વાન પ્રજાસેવક તે બ્રહ્મચારી સર પી. સી. રૉય. એમણે અનેક ધંધાઓને ઉત્તેજન આપ્યું અને મહત્ત્વનાં ભાષણો કર્યાં. પ્રજામાં સ્વદેશી શક્તિનો પરિચય કરાવનાર બંગાળી આગેવાન અશ્વિનીકુમાર દત્ત હતા. પરદેશી દુકાનને સીલ લગાડવાનું કામ બારીસાલમાં એમણે કર્યું હતું. કોઈ ગોરાને પરદેશી કાપડ જોઈતું હોય તો અશ્વિનીકુમારની પરવાનગીથી મળતું.

આપણા સંન્યાસીઓમાં સ્વામી દયાનંદ સરસ્વતીએ પોતાની દીર્ઘદૃષ્ટિથી સ્વદેશીનું મહત્ત્વ જાણ્યું હતું. સ્વામી વિવેકાનંદ પણ સ્વદેશીના મોટા હિમાયતી

હતા. આમ બધી રીતે વિચાર કરતાં સ્વદેશી હિંદુસ્તાનનો સ્વાભાવિક રીતે સ્વભાવધર્મ છે — સ્વધર્મ છે.

સ્વદેશી હિલચાલના તે દિવસોમાં અમે કૉલેજના વિદ્યાર્થીઓ ગુજરાતીઓને પરદેશી ધોતિયાં, હંગેરિયન ટોપી જેને બૅંગલોર કૅપ કહેતા હતા અને નાજુક પરદેશી કોટ પહેરીને ફરતા જોઈ બહુ ખિન્ન થતા અને અમારા સ્વદેશીનો આધાર સ્વદેશહિત ન સમજનાર આ ગુજરાતીઓની મિલો પર છે તે ભારે વસમું લાગતું.

આપણા ઈલાકામાં શ્રી સયાજીરાવે સ્વદેશીને ઠીક ઠીક ટેકો આપ્યો હતો. દિ. બ. અંબાલાલ સાકરલાલ સ્વદેશીના હિમાયતી તરીકે પ્રખ્યાત છે. એ જ અરસામાં ચુનીલાલ સરૈયાએ સ્વદેશી લોકોની વ્યાપારશક્તિનો દુનિયાને ઠીક ઠીક પરિચય કરાવ્યો હતો. પણ સામાન્ય રીતે કહી શકાય કે એ સ્વદેશી હિલચાલની ગુજરાત ઉપર નહીં જેવી અસર થઈ હતી.

તે વખતની એક મોટી સભાનો ચિતાર આજે પણ નજર આગળ ખડો થાય છે. મનમોહનદાસ રામજી પ્રમુખ હતા. સુરેન્દ્રનાથ બૅનરજીનું ભાષણ હતું. પહેલ કરીને કોઈ પારસી પોતાના ફાટેલા અવાજમાં થોડું બોલી ગયા અને સુરેન્દ્રનાથ બૅનરજીએ બંગાળની કહાણી કહી સંભળાવી. બંગાળનો સંકલ્પ, બંગાળનું પરાક્રમ, બંગાળની જાગૃતિ, બધું સમજાવ્યા પછી એમણે મુંબઈ-અમદાવાદના મિલવાળાઓએ એ જાગૃતિનો ગેરલાભ કેમ લીધો એનું કકળતે હૈયે વિસ્તારપૂર્વક વર્ણન કરી ભારે રાવ ખાધી. મહેમાન યજમાનની સાથે તકરાર કેમ કરે? એટલે પોતાની જાતને દબાવી અંતે ન રહેવાયું ત્યારે એ બોલ્યા : "*Unpatriotic* is the word that comes to my lips." સુરેન્દ્રનાથ બૅનરજી મિલમાલિકો સામે દેશદ્રોહનું તહોમત મૂકીને પાછા ગયા. ત્યાર પછી બંગલક્ષ્મી મિલ સ્થાપન થઈ. બંગાળ મિલવાળાઓએ કરેલો ઘા ભૂલ્યું નથી અને મિલવાળાઓએ પોતાની નીતિમાં શો ફેર કર્યો છે તે તેઓ જ જાણે. મને બીક છે કે આપણે હજી એ બાબતમાં હતા ત્યાં ને ત્યાં જ છીએ.

તે વખતની સ્વદેશીમાં અનેક જાતનાં કારખાનાંઓ કાઢવાના પ્રયત્ન થયા. તેથી એ સ્વદેશીને હું પરચૂરણ સ્વદેશીનું નામ આપું છું. કપડાં અને ખાંડની બાબતમાં પ્રજા ધાર્યું કરી શકી નહીં એટલે ઝીણી ઝીણી વસ્તુઓમાં પરચૂરણ પ્રયત્નો ઘણા થયા. એક પ્રયત્નની અહીં ખાસ નોંધ લેવી ઘટે છે અને તે તુતિકોરીનના ચિદંબરમ્ પિલ્લેએ સ્વદેશી સ્ટીમ નૅવિગેશન કંપની સ્થાપન કરવાનો કરેલો પ્રયત્ન હતો. એને તે વખતે, શા કારણસર તે યાદ નથી, પણ કાળાપાણીની સજા થઈ હતી.

ટૂંકમાં કહીએ તો એ વખતની સ્વદેશી રાજદ્વારી અસહાય સ્થિતિમાંથી ઉદ્ભવી. એના વ્યાપક સ્વરૂપનું ખૂબ ચિંતન થયું, પ્રચાર થયો, દેશના હાડમાં એ વસ્તુનું બીજારોપણ પણ થયું અને ત્યાં જ અટક્યું. જે પ્રયત્નો થયા તે દેશના પ્રમાણમાં પરચૂરણ જ ગણાય.

૨*

આપણે જોયું કે બંગાળના ભાગલાની હિલચાલને અંગે જે સ્વદેશીનો વિસ્તાર થયો તે રાષ્ટ્રના જીવનમાં દરેક અંગમાં ફેલાયો અને છતાં સ્વદેશી ઉદ્યોગ હુન્નરને વધારવા માટે જે સાધનસંપત્તિની જરૂર હતી તે અમુક પૈસાદાર વર્ગના જ હાથમાં રહેલી હોવાથી, અને તેમને દેશના હિત કરતાં પોતાના તાત્કાલિક સ્વાર્થની જ પડેલી હોવાથી સ્વદેશી પોતાનું મહાન કાર્ય કરી ન શકી અને જ્યાં ત્યાં નાના નાના પરચૂરણ ધંધાઓ ચાલુ કરવા ઉપરાંત આપણે અધિક ન કરી શકયા.

જેટલું કરી શકયા તે પણ પ્રજાને ઓછું આશીર્વાદ રૂપ નહોતું. દેશના કારીગરો જે ભૂખે મરતા હતા અને જેમનો સજ્જનતા ઉપરનો વિશ્વાસ ઊડી જતો હતો તેઓ પ્રામાણિકપણે ધંધે વળગ્યા, અને તેમનાં બાલબચ્ચાં વગર ચિંતાએ રોટલો ખાઈ શકયાં.

પ્રજા ધારે તો ગરીબ લોકો પણ પાઈપૈસો ભેગો કરી પોતાની મૂડી ઊભી કરી શકે છે એ જાતની કલ્પના કાલે નામના સામાન્ય કોટિના માણસને સૂઝી અને દરેક જણ કેવળ એક દિવસની આવક ઉદ્યોગના ઉદ્ધારને અર્થે આપે તો કેટલાં નાણાં ભેગાં થઈ શકે છે એની ત્રિરાશિ તેઓ પ્રજાને સમજાવતા ફર્યા. એ પૈસાફંડનો ઈતિહાસ મનોરંજક અને બોધક પણ છે. પાઈપૈસો કરતાં દશ હજાર રૂપિયા ભેગા થયા ને એમાંથી કાચનું કારખાનું સ્થપાયું. એ જ કારખાનામાંથી નવાં કારખાનાં ઉત્પન્ન થયાં અને આજે આપણે સુંદર સ્વદેશી કાચનો માલ વાપરી શકીએ છીએ. આ કારખાનાની આર્થિક અસર કરતાં નૈતિક અસર ભારે થઈ. સ્વદેશી ખાંડનાં પણ નાનાં નાનાં કારખાનાં બેત્રણ ઠેકાણે સ્થપાયાં. કાનપુર તરફની સ્વદેશી ખાંડની પ્રવૃત્તિ જે મરવાની અણી પર હતી તે સજીવન થઈ. વેપારીઓએ જુઠ્ઠાણું પણ કંઈ ઓછું ચલાવ્યું નહીં. ’પ૭ના બળવામાં બંદૂક અને તોપના દારૂમાં છાણ અને રાખ ભેળવનાર દેશદ્રોહીઓની ઓલાદ હજી નિર્વંશ થઈ નથી.

પ્રજાએ જોઈ લીધું કે પૈસાદાર લોકોની દાનત શુદ્ધ નથી હોતી. પૈસાદાર લોકો સ્વદેશી પરદેશીનો ભેદ ભૂલી જઈ સ્વાર્થ ખાતર એકબીજા સાથે ભળી જાય છે અને પ્રજાને દગો દે છે. ત્યારે આ મિલોનો ઈલાજ શો? લોકમાન્યની નજર સ્વાભાવિક રીતે મિલમજૂરો તરફ ગઈ. એમણે મુંબઈના મજૂરોને કહ્યું: “મુંબઈની વસ્તીમાં તમે ત્રણ લાખ છો. મુંબઈ તમારી છે. મુંબઈની જાહોજલાલી તમને આભારી છે.” લોકમાન્યે આટલો સંદેશો આપ્યો અને સરકારે એમને છ વરસ માટે માંડાલે મોકલી દીધા. આ છ વરસ હિંદુસ્તાનના ઈતિહાસમાં મંદતાનાં—જડતાનાં નીવડયાં.

---

* તા. ૧૬–૧–૩૪ના રોજ પ્રેમાભાઈ હોલમાં શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકના પ્રમુખપણા નીચે અપાયલું ભાષણ.

હતા. આમ બધી રીતે વિચાર કરતાં સ્વદેશી હિંદુસ્તાનનો સ્વાભાવિક રીતે સ્વભાવધર્મ છે — સ્વધર્મ છે.

સ્વદેશી હિલચાલના તે દિવસોમાં અમે કૉલેજના વિદ્યાર્થીઓ ગુજરાતીઓને પરદેશી ધોતિયાં, હંગેરિયન ટોપી જેને બૅંગલોર કૅપ કહેતા હતા અને નાજુક પરદેશી કોટ પહેરીને ફરતા જોઈ બહુ ખિન્ન થતા અને અમારા સ્વદેશીનો આધાર સ્વદેશહિત ન સમજનાર આ ગુજરાતીઓની મિલો પર છે તે ભારે વસમું લાગતું.

આપણા ઇલાકામાં શ્રી સયાજીરાવે સ્વદેશીને ઠીક ઠીક ટેકો આપ્યો હતો. દિ. બ. અંબાલાલ સાકરલાલ સ્વદેશીના હિમાયતી તરીકે પ્રખ્યાત છે. એ જ અરસામાં ચુનીલાલ સરૈયાએ સ્વદેશી લોકોની વ્યાપારશક્તિનો દુનિયાને ઠીક ઠીક પરિચય કરાવ્યો હતો. પણ સામાન્ય રીતે કહી શકાય કે એ સ્વદેશી હિલચાલની ગુજરાત ઉપર નહીં જેવી અસર થઈ હતી.

તે વખતની એક મોટી સભાનો ચિતાર આજે પણ નજર આગળ ખડો થાય છે. મનમોહનદાસ રામજી પ્રમુખ હતા. સુરેન્દ્રનાથ બૅનરજીનું ભાષણ હતું. પહેલ કરીને કોઈ પારસી પોતાના ફાટેલા અવાજમાં થોડું બોલી ગયા અને સુરેન્દ્રનાથ બૅનરજીએ બંગાળની કહાણી કહી સંભળાવી. બંગાળનો સંકલ્પ, બંગાળનું પરાક્રમ, બંગાળની જાગૃતિ, બધું સમજાવ્યા પછી એમણે મુંબઈ-અમદાવાદના મિલવાળાઓએ એ જાગૃતિનો ગેરલાભ કેમ લીધો એનું કકળતે હૈયે વિસ્તારપૂર્વક વર્ણન કરી ભારે રાવ ખાધી. મહેમાન યજમાનની સાથે તકરાર કેમ કરે? એટલે પોતાની જાતને દબાવી અંતે ન રહેવાયું ત્યારે એ બોલ્યા : "*Unpatriotic* is the word that comes to my lips." સુરેન્દ્રનાથ બૅનરજી મિલમાલિકો સામે દેશદ્રોહનું તહોમત મૂકીને પાછા ગયા. ત્યાર પછી બંગલક્ષ્મી મિલ સ્થાપન થઈ. બંગાળ મિલવાળાઓએ કરેલો ઘા ભૂલ્યું નથી અને મિલવાળાઓએ પોતાની નીતિમાં શો ફેર કર્યો છે તે તેઓ જ જાણે. મને બીક છે કે આપણે હજી એ બાબતમાં હતા ત્યાં ને ત્યાં જ છીએ.

તે વખતની સ્વદેશીમાં અનેક જાતનાં કારખાનાંઓ કાઢવાના પ્રયત્ન થયા. તેથી એ સ્વદેશીને હું પરચૂરણ સ્વદેશીનું નામ આપું છું. કપડાં અને ખાંડની બાબતમાં પ્રજા ધાર્યું કરી શકી નહીં એટલે ઝીણી ઝીણી વસ્તુઓમાં પરચૂરણ પ્રયત્નો ઘણા થયા. એક પ્રયત્નની અહીં ખાસ નોંધ લેવી ઘટે છે અને તે તુતિકોરીનના ચિદંબરમ્ પિલ્લેએ સ્વદેશી સ્ટીમ નૅવિગેશન કંપની સ્થાપન કરવાનો કરેલો પ્રયત્ન હતો. એને તે વખતે, શા કારણસર તે યાદ નથી, પણ કાળાપાણીની સજા થઈ હતી.

ટૂંકામાં કહીએ તો એ વખતની સ્વદેશી રાજદ્વારી અસહાય સ્થિતિમાંથી ઉદ્ભવી. એના વ્યાપક સ્વરૂપનું ખૂબ ચિંતન થયું, પ્રચાર થયો, દેશના હાડમાં એ વસ્તુનું બીજારોપણ પણ થયું અને ત્યાં જ અટક્યું. જે પ્રયત્નો થયા તે દેશના પ્રમાણમાં પરચૂરણ જ ગણાય.

૨*

આપણે જોયું કે બંગાળના ભાગલાની હિલચાલને અંગે જે સ્વદેશીનો વિસ્તાર થયો તે રાષ્ટ્રના જીવનમાં દરેક અંગમાં ફેલાયો અને છતાં સ્વદેશી ઉદ્યોગ હુન્નરને વધારવા માટે જે સાધનસંપત્તિની જરૂર હતી તે અમુક પૈસાદાર વર્ગના જ હાથમાં રહેલી હોવાથી, અને તેમને દેશના હિત કરતાં પોતાના તાત્કાલિક સ્વાર્થની જ પડેલી હોવાથી સ્વદેશી પોતાનું મહાન કાર્ય કરી ન શકી અને જ્યાં ત્યાં નાના નાના પરચૂરણ ધંધાઓ ચાલુ કરવા ઉપરાંત આપણે અધિક ન કરી શક્યા.

જેટલું કરી શક્યા તે પણ પ્રજાને ઓછું આશીર્વાદ રૂપ નહોતું. દેશના કારીગરો જે ભૂખે મરતા હતા અને જેમનો સજ્જનતા ઉપરનો વિશ્વાસ ઊડી જતો હતો તેઓ પ્રામાણિકપણે ધંધે વળગ્યા, અને તેમનાં બાલબચ્ચાં વગર ચિંતાએ રોટલો ખાઈ શક્યાં.

પ્રજા ધારે તો ગરીબ લોકો પણ પાઈપૈસો ભેગો કરી પોતાની મૂડી ઊભી કરી શકે છે એ જાતની કલ્પના કાલે નામના સામાન્ય કોટિના માણસને સૂઝી અને દરેક જણ કેવળ એક દિવસની આવક ઉદ્યોગના ઉદ્ધારને અર્થે આપે તો કેટલાં નાણાં ભેગાં થઈ શકે છે એની ત્રિરાશિ તેઓ પ્રજાને સમજાવતા ફર્યા. એ પૈસાફંડનો ઇતિહાસ મનોરંજક અને બોધક પણ છે. પાઈપૈસો કરતાં દશ હજાર રૂપિયા ભેગા થયા ને એમાંથી કાચનું કારખાનું સ્થપાયું. એ જ કારખાનામાંથી નવાં કારખાનાં ઉત્પન્ન થયાં અને આજે આપણે સુંદર સ્વદેશી કાચનો માલ વાપરી શકીએ છીએ. આ કારખાનાની આર્થિક અસર કરતાં નૈતિક અસર ભારે થઈ. સ્વદેશી ખાંડનાં પણ નાનાં નાનાં કારખાનાં બેત્રણ ઠેકાણે સ્થપાયાં. કાનપુર તરફની સ્વદેશી ખાંડની પ્રવૃત્તિ જે મરવાની અણી પર હતી તે સજીવન થઈ. વેપારીઓએ જુઠ્ઠાણું પણ કંઈ ઓછું ચલાવ્યું નહીં. '૫૭ના બળવામાં બંદૂક અને તોપના દારૂમાં છાણ અને રાખ ભેળવનાર દેશદ્રોહીઓની ઓલાદ હજી નિર્વંશ થઈ નથી.

પ્રજાએ જોઈ લીધું કે પૈસાદાર લોકોની દાનત શુદ્ધ નથી હોતી. પૈસાદાર લોકો સ્વદેશી પરદેશીનો ભેદ ભૂલી જઈ સ્વાર્થ ખાતર એકબીજા સાથે ભળી જાય છે અને પ્રજાને દગો દે છે. ત્યારે આ મિલોનો ઇલાજ શો? લોકમાન્યની નજર સ્વાભાવિક રીતે મિલમજૂરો તરફ ગઈ. એમણે મુંબઈના મજૂરોને કહ્યું: "મુંબઈની વસ્તીમાં તમે ત્રણ લાખ છો. મુંબઈ તમારી છે. મુંબઈની જાહોજલાલી તમને આભારી છે." લોકમાન્યે આટલો સંદેશો આપ્યો અને સરકારે એમને છ વરસ માટે માંડાલે મોકલી દીધા. આ છ વરસ હિંદુસ્તાનના ઇતિહાસમાં મંદતાનાં – જડતાનાં નીવડ્યાં.

---

* તા. ૧૯–૧–૩૪ના રોજ પ્રેમાભાઈ હૉલમાં શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકના પ્રમુખપણા નીચે અપાયલું ભાષણ.

હતા. આમ બધી રીતે વિચાર કરતાં સ્વદેશી હિંદુસ્તાનનો સ્વાભાવિક રીતે સ્વભાવધર્મ છે — સ્વધર્મ છે.

સ્વદેશી હિલચાલના તે દિવસોમાં અમે કૉલેજના વિદ્યાર્થીઓ ગુજરાતીઓને પરદેશી ધોતિયાં, હંગેરિયન ટોપી જેને બેંગલોર કેપ કહેતા હતા અને નાજુક પરદેશી કોટ પહેરીને ફરતા જોઈ બહુ ખિન્ન થતા અને અમારા સ્વદેશીનો આધાર સ્વદેશહિત ન સમજનાર આ ગુજરાતીઓની મિલો પર છે તે ભારે વસમું લાગતું.

આપણા ઇલાકામાં શ્રી સયાજીરાવે સ્વદેશીને ઠીક ઠીક ટેકો આપ્યો હતો. દિ. બ. અંબાલાલ સાકરલાલ સ્વદેશીના હિમાયતી તરીકે પ્રખ્યાત છે. એ જ અરસામાં ચુનીલાલ સરૈયાએ સ્વદેશી લોકોની વ્યાપારશક્તિનો દુનિયાને ઠીક ઠીક પરિચય કરાવ્યો હતો. પણ સામાન્ય રીતે કહી શકાય કે એ સ્વદેશી હિલચાલની ગુજરાત ઉપર નહીં જેવી અસર થઈ હતી.

તે વખતની એક મોટી સભાનો ચિતાર આજે પણ નજર આગળ ખડો થાય છે. મનમોહનદાસ રામજી પ્રમુખ હતા. સુરેન્દ્રનાથ બૅનરજીનું ભાષણ હતું. પહેલ કરીને કોઈ પારસી પોતાના ફાટેલા અવાજમાં થોડું બોલી ગયા અને સુરેન્દ્રનાથ બૅનરજીએ બંગાળની કહાણી કહી સંભળાવી. બંગાળનો સંકલ્પ, બંગાળનું પરાક્રમ, બંગાળની જાગૃતિ, બધું સમજાવ્યા પછી એમણે મુંબઈ-અમદાવાદના મિલવાળાઓએ એ જાગૃતિનો ગેરલાભ કેમ લીધો એનું કકળતે હૈયે વિસ્તારપૂર્વક વર્ણન કરી ભારે રાવ ખાધી. મહેમાન યજમાનની સાથે તકરાર કેમ કરે? એટલે પોતાની જાતને દબાવી અંતે ન રહેવાયું ત્યારે એ બોલ્યા : “*Unpatriotic* is the word that comes to my lips.” સુરેન્દ્રનાથ બૅનરજી મિલમાલિકો સામે દેશદ્રોહનું તહોમત મૂકીને પાછા ગયા. ત્યાર પછી બંગલક્ષ્મી મિલ સ્થાપન થઈ. બંગાળ મિલવાળાઓએ કરેલો ઘા ભૂલ્યું નથી અને મિલવાળાઓએ પોતાની નીતિમાં શો ફેર કર્યો છે તે તેઓ જ જાણે. મને બીક છે કે આપણે હજી એ બાબતમાં હતા ત્યાં ને ત્યાં જ છીએ.

તે વખતની સ્વદેશીમાં અનેક જાતનાં કારખાનાંઓ કાઢવાના પ્રયત્ન થયા. તેથી એ સ્વદેશીને હું પરચૂરણ સ્વદેશીનું નામ આપું છું. કપડાં અને ખાંડની બાબતમાં પ્રજા ધાર્યું કરી શકી નહીં એટલે ઝીણી ઝીણી વસ્તુઓમાં પરચૂરણ પ્રયત્નો ઘણા થયા. એક પ્રયત્નની અહીં ખાસ નોંધ લેવી ઘટે છે અને તે તુતિકોરીનના ચિદંબરમ્ પિલ્લેએ સ્વદેશી સ્ટીમ નૅવિગેશન કંપની સ્થાપન કરવાનો કરેલો પ્રયત્ન હતો. એને તે વખતે, શા કારણસર તે યાદ નથી, પણ કાળાપાણીની સજા થઈ હતી.

ટૂંકમાં કહીએ તો એ વખતની સ્વદેશી રાજદ્વારી અસહાય સ્થિતિમાંથી ઉદ્ભવી. એના વ્યાપક સ્વરૂપનું ખૂબ ચિંતન થયું, પ્રચાર થયો, દેશના હાડમાં એ વસ્તુનું બીજારોપણ પણ થયું અને ત્યાં જ અટક્યું. જે પ્રયત્નો થયા તે દેશના પ્રમાણમાં પરચૂરણ જ ગણાય.

૨*

આપણે જોયું કે બંગાળના ભાગલાની હિલચાલને અંગે જે સ્વદેશીનો વિસ્તાર થયો તે રાષ્ટ્રના જીવનમાં દરેક અંગમાં ફેલાયો અને છતાં સ્વદેશી ઉદ્યોગ હુન્નરને વધારવા માટે જે સાધનસંપત્તિની જરૂર હતી તે અમુક પૈસાદાર વર્ગના જ હાથમાં રહેલી હોવાથી, અને તેમને દેશના હિત કરતાં પોતાના તાત્કાલિક સ્વાર્થની જ પડેલી હોવાથી સ્વદેશી પોતાનું મહાન કાર્ય કરી ન શકી અને જ્યાં ત્યાં નાના નાના પરચૂરણ ધંધાઓ ચાલુ કરવા ઉપરાંત આપણે અધિક ન કરી શક્યા.

જેટલું કરી શક્યા તે પણ પ્રજાને ઓછું આશીર્વાદ રૂપ નહોતું. દેશના કારીગરો જે ભૂખે મરતા હતા અને જેમનો સજ્જનતા ઉપરનો વિશ્વાસ ઊડી જતો હતો તેઓ પ્રામાણિકપણે ધંધે વળગ્યા, અને તેમનાં બાલબચ્ચાં વગર ચિંતાએ રોટલો ખાઈ શક્યાં.

પ્રજા ધારે તો ગરીબ લોકો પણ પાઈપૈસો ભેગો કરી પોતાની મૂડી ઊભી કરી શકે છે એ જાતની કલ્પના કાલે નામના સામાન્ય કોટિના માણસને સૂઝી અને દરેક જણ કેવળ એક દિવસની આવક ઉદ્યોગના ઉદ્ધારને અર્થે આપે તો કેટલાં નાણાં ભેગાં થઈ શકે છે એની ત્રિરાશિ તેઓ પ્રજાને સમજાવતા ફર્યા. એ પૈસાફંડનો ઇતિહાસ મનોરંજક અને બોધક પણ છે. પાઈપૈસો કરતાં દશ હજાર રૂપિયા ભેગા થયા ને એમાંથી કાચનું કારખાનું સ્થપાયું. એ જ કારખાનામાંથી નવાં કારખાનાં ઉત્પન્ન થયાં અને આજે આપણે સુંદર સ્વદેશી કાચનો માલ વાપરી શકીએ છીએ. આ કારખાનાની આર્થિક અસર કરતાં નૈતિક અસર ભારે થઈ. સ્વદેશી ખાંડનાં પણ નાનાં નાનાં કારખાનાં બેત્રણ ઠેકાણે સ્થપાયાં. કાનપુર તરફની સ્વદેશી ખાંડની પ્રવૃત્તિ જે મરવાની અણી પર હતી તે સજીવન થઈ. વેપારીઓએ જુઠ્ઠાણું પણ કંઈ ઓછું ચલાવ્યું નહીં. '૫૭ના બળવામાં બંદૂક અને તોપના દારૂમાં છાણ અને રાખ ભેળવનાર દેશદ્રોહીઓની ઓલાદ હજી નિર્વંશ થઈ નથી.

પ્રજાએ જોઈ લીધું કે પૈસાદાર લોકોની દાનત શુદ્ધ નથી હોતી. પૈસાદાર લોકો સ્વદેશી-પરદેશીનો ભેદ ભૂલી જઈ સ્વાર્થ ખાતર એકબીજા સાથે ભળી જાય છે અને પ્રજાને દગો દે છે. ત્યારે આ મિલોનો ઇલાજ શો? લોકમાન્યની નજર સ્વાભાવિક રીતે મિલમજૂરો તરફ ગઈ. એમણે મુંબઈના મજૂરોને કહ્યું: "મુંબઈની વસ્તીમાં તમે ત્રણ લાખ છો. મુંબઈ તમારી છે. મુંબઈની જાહોજલાલી તમને આભારી છે." લોકમાન્યે આટલો સંદેશો આપ્યો અને સરકારે એમને છ વરસ માટે માંડાલે મોકલી દીધા. આ છ વરસ હિંદુસ્તાનના ઇતિહાસમાં મંદતાનાં – જડતાનાં નીવડયાં.

---

* તા. ૧૬-૧-૩૪ના રોજ પ્રેમાભાઈ હૉલમાં શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકના પ્રમુખપણા નીચે અપાયેલું ભાષણ.

હતા. આમ બધી રીતે વિચાર કરતાં સ્વદેશી હિંદુસ્તાનનો સ્વાભાવિક રીતે સ્વભાવધર્મ છે — સ્વધર્મ છે.

સ્વદેશી હિલચાલના તે દિવસોમાં અમે કૉલેજના વિદ્યાર્થીઓ ગુજરાતીઓને પરદેશી ધોતિયાં, હંગેરિયન ટોપી જેને બૅંગલોર કૅપ કહેતા હતા અને નાજુક પરદેશી કોટ પહેરીને ફરતા જોઈ બહુ ખિન્ન થતા અને અમારા સ્વદેશીનો આધાર સ્વદેશહિત ન સમજનાર આ ગુજરાતીઓની મિલો પર છે તે ભારે વસમું લાગતું.

આપણા ઈલાકામાં શ્રી સયાજીરાવે સ્વદેશીને ઠીક ઠીક ટેકો આપ્યો હતો. દિ. બ. અંબાલાલ સાકરલાલ સ્વદેશીના હિમાયતી તરીકે પ્રખ્યાત છે. એ જ અરસામાં ચુનીલાલ સરૈયાએ સ્વદેશી લોકોની વ્યાપારશક્તિનો દુનિયાને ઠીક ઠીક પરિચય કરાવ્યો હતો. પણ સામાન્ય રીતે કહી શકાય કે એ સ્વદેશી હિલચાલની ગુજરાત ઉપર નહીં જેવી અસર થઈ હતી.

તે વખતની એક મોટી સભાનો ચિતાર આજે પણ નજર આગળ ખડો થાય છે. મનમોહનદાસ રામજી પ્રમુખ હતા. સુરેન્દ્રનાથ બૅનરજીનું ભાષણ હતું. પહેલ કરીને કોઈ પારસી પોતાના ફાટેલા અવાજમાં થોડું બોલી ગયા અને સુરેન્દ્રનાથ બૅનરજીએ બંગાળની કહાણી કહી સંભળાવી. બંગાળનો સંકલ્પ, બંગાળનું પરાક્રમ, બંગાળની જાગૃતિ, બધું સમજાવ્યા પછી એમણે મુંબઈ-અમદાવાદના મિલવાળાઓએ એ જાગૃતિનો ગેરલાભ કેમ લીધો એનું કકળતે હૈયે વિસ્તારપૂર્વક વર્ણન કરી ભારે રાવ ખાધી. મહેમાન યજમાનની સાથે તકરાર કેમ કરે? એટલે પોતાની જાતને દબાવી અંતે ન રહેવાયું ત્યારે એ બોલ્યા : "*Unpatriotic* is the word that comes to my lips." સુરેન્દ્રનાથ બૅનરજી મિલમાલિકો સામે દેશદ્રોહનું તહોમત મૂકીને પાછા ગયા. ત્યાર પછી બંગલક્ષ્મી મિલ સ્થાપન થઈ. બંગાળ મિલવાળાઓએ કરેલો ઘા ભૂલ્યું નથી અને મિલવાળાઓએ પોતાની નીતિમાં શો ફેર કર્યો છે તે તેઓ જ જાણે. મને બીક છે કે આપણે હજી એ બાબતમાં હતા ત્યાં ને ત્યાં જ છીએ.

તે વખતની સ્વદેશીમાં અનેક જાતનાં કારખાનાંઓ કાઢવાના પ્રયત્ન થયા. તેથી એ સ્વદેશીને હું પરચૂરણ સ્વદેશીનું નામ આપું છું. કપડાં અને ખાંડની બાબતમાં પ્રજા ધાર્યું કરી શકી નહીં એટલે ઝીણી ઝીણી વસ્તુઓમાં પરચૂરણ પ્રયત્નો ઘણા થયા. એક પ્રયત્નની અહીં ખાસ નોંધ લેવી ઘટે છે અને તે તુતિકોરીનના ચિદંબરમ્ પિલ્લેએ સ્વદેશી સ્ટીમ નૅવિગેશન કંપની સ્થાપન કરવાનો કરેલો પ્રયત્ન હતો. એને તે વખતે, શા કારણસર તે યાદ નથી, પણ કાળાપાણીની સજા થઈ હતી.

ટૂંકામાં કહીએ તો એ વખતની સ્વદેશી રાજદ્વારી અસહાય સ્થિતિમાંથી ઉદ્ભવી. એના વ્યાપક સ્વરૂપનું ખૂબ ચિંતન થયું, પ્રચાર થયો, દેશના હાડમાં એ વસ્તુનું બીજારોપણ પણ થયું અને ત્યાં જ અટક્યું. જે પ્રયત્નો થયા તે દેશના પ્રમાણમાં પરચૂરણ જ ગણાય.

૨*

આપણે જોયું કે બંગાળના ભાગલાની હિલચાલને અંગે જે સ્વદેશીનો વિસ્તાર થયો તે રાષ્ટ્રના જીવનમાં દરેક અંગમાં ફેલાયો અને છતાં સ્વદેશી ઉદ્યોગ હુન્નરને વધારવા માટે જે સાધનસંપત્તિની જરૂર હતી તે અમુક પૈસાદાર વર્ગના જ હાથમાં રહેલી હોવાથી, અને તેમને દેશના હિત કરતાં પોતાના તાત્કાલિક સ્વાર્થની જ પડેલી હોવાથી સ્વદેશી પોતાનું મહાન કાર્ય કરી ન શકી અને જ્યાં ત્યાં નાના નાના પરચૂરણ ધંધાઓ ચાલુ કરવા ઉપરાંત આપણે અધિક ન કરી શકયા.

જેટલું કરી શકયા તે પણ પ્રજાને ઓછું આશીર્વાદ રૂપ નહોતું. દેશના કારીગરો જે ભૂખે મરતા હતા અને જેમનો સજ્જનતા ઉપરનો વિશ્વાસ ઊડી જતો હતો તેઓ પ્રામાણિકપણે ધંધે વળગ્યા, અને તેમનાં બાલબચ્ચાં વગર ચિંતાએ રોટલો ખાઈ શકયાં.

પ્રજા ધારે તો ગરીબ લોકો પણ પાઈપૈસો ભેગો કરી પોતાની મૂડી ઊભી કરી શકે છે એ જાતની કલ્પના કાલે નામના સામાન્ય કોટિના માણસને સૂઝી અને દરેક જણ કેવળ એક દિવસની આવક ઉદ્યોગના ઉદ્ધારને અર્થે આપે તો કેટલાં નાણાં ભેગાં થઈ શકે છે એની ત્રિરાશિ તેઓ પ્રજાને સમજાવતા ફર્યા. એ પૈસાફંડનો ઈતિહાસ મનોરંજક અને બોધક પણ છે. પાઈપૈસો કરતાં દશ હજાર રૂપિયા ભેગા થયા ને એમાંથી કાચનું કારખાનું સ્થપાયું. એ જ કારખાનામાંથી નવાં કારખાનાં ઉત્પન્ન થયાં અને આજે આપણે સુંદર સ્વદેશી કાચનો માલ વાપરી શકીએ છીએ. આ કારખાનાની આર્થિક અસર કરતાં નૈતિક અસર ભારે થઈ. સ્વદેશી ખાંડનાં પણ નાનાં નાનાં કારખાનાં બેત્રણ ઠેકાણે સ્થપાયાં. કાનપુર તરફની સ્વદેશી ખાંડની પ્રવૃત્તિ જે મરવાની અણી પર હતી તે સજીવન થઈ. વેપારીઓએ જુઠ્ઠાણું પણ કંઈ ઓછું ચલાવ્યું નહીં. ’૫૭ના બળવામાં બંદૂક અને તોપના દારૂમાં છાણ અને રાખ ભેળવનાર દેશદ્રોહીઓની ઓલાદ હજી નિર્વંશ થઈ નથી.

પ્રજાએ જોઈ લીધું કે પૈસાદાર લોકોની દાનત શુદ્ધ નથી હોતી. પૈસાદાર લોકો સ્વદેશી પરદેશીનો ભેદ ભૂલી જઈ સ્વાર્થ ખાતર એકબીજા સાથે ભળી જાય છે અને પ્રજાને દગો દે છે. ત્યારે આ મિલોનો ઈલાજ શો? લોકમાન્યની નજર સ્વાભાવિક રીતે મિલમજૂરો તરફ ગઈ. એમણે મુંબઈના મજૂરોને કહ્યું: “મુંબઈની વસ્તીમાં તમે ત્રણ લાખ છો. મુંબઈ તમારી છે. મુંબઈની જાહોજલાલી તમને આભારી છે.” લોકમાન્યે આટલો સંદેશો આપ્યો અને સરકારે એમને છ વરસ માટે માંડાલે મોકલી દીધા. આ છ વરસ હિંદુસ્તાનના ઈતિહાસમાં મંદતાનાં – જડતાનાં નીવડયાં.

* તા. ૧૬–૧–૩૪ના રોજ પ્રેમાભાઈ હોલમાં શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકના પ્રમુખપણા નીચે અપાયલું ભાષણ.

આ જડતામાંથી આપણે કેમ ઊગરી ગયા અને સ્વદેશીએ નવું રૂપ કેમ પકડયું એ હવે જોવાનું રહ્યું.

લોકમાન્ય છ વરસ પૂરાં ભરી પાછા આવ્યા ત્યારે મિસિસ એની બીસેન્ટની આણ વર્તતી હતી. એ બાહોશ બાઈએ દેશમાં નવી જાગૃતિ આણી હતી, અને હોમરૂલનો સંદેશો ઘેર ઘેર પહોંચાડવાનું કામ શરૂ થયું હતું. યુરોપનું મહાયુદ્ધ એટલામાં સળગ્યું. સરકારને પ્રજાની મદદની ગરજ ઉત્પન્ન થઈ અને અંગ્રેજ લોકોએ જાણે હૃદયપલટો થયો હોય એવો દેખાવ કર્યો. હોમરૂલના શાબ્દિક સંદેશાની હિલચાલમાં સરકારી સહાનુભૂતિનો ઉમેરો થયો અને રાજદ્વારી લોકોના આશાવાન હૈયામાં મીઠાં મીઠાં સોનેરી સ્વપ્નાં ઊગવા લાગ્યાં. સ્વદેશીમાં જ દેશનો ઉદ્ધાર છે, એમાં જ પ્રજાની શક્તિ છે એટલું બરાબર સમજનાર લોકોએ જોયું કે સરકારની દાનત શુદ્ધ હોત તો મહાયુદ્ધનો લાભ લઈ દેશના ઉદ્યોગહુન્નરો વધારવામાં કેટલીયે મદદ કરી હોત. મિલવાળાઓમાં જો દેશભક્તિ હોત તો એમણે સ્વરાજ્ય કેટલુંયે નજીક આણ્યું હોત; પણ એમાંનું કશુંયે થયું નહીં. ફક્ત એક શુદ્ધ દેશભક્ત પરદેશમાંથી આવી આ દેશમાં આ જ નદીને કાંઠે આવીને વસ્યો એણે સ્વદેશીને એકદમ નવું રૂપ આપ્યું.

ગાંધીજીના આગમનથી સ્વદેશીનો નવો અવતાર શરૂ થાય છે. કોચરબમાં આવી રહેતાંવેંત એમણે વણાટકામ શરૂ કર્યું. તરત અનુભવ થયો કે જેવું જોઈએ છે તેવું સારું સ્વદેશી સૂતર મળતું નથી. ત્યારે શું આપણે જ એક સૂતરની મિલ ઊભી કરીએ? સ્વાવલંબનનો રસ્તો એ જ હતો; પણ તેટલાથી મૂળ સવાલનો ઉકેલ આવે એમ નહોતો. કેવળ વણકર કોમનો ઉદ્ધાર કર્યે દેશના કરોડો લોકોનું દળદર ફીટવાનું ન હતું. ખાવાનું પૂરતું ન હોય ત્યારે જેમ બધાને પહોંચે એવી રીતે આપણે વહેંચી લઈએ છીએ તેમ જ બેકારીના રોગથી પીડાતા દેશમાં કરોડોને પહોંચી શકે એવી જ મજૂરી શોધી કાઢવી જોઈએ. આમાં મૂડીના સવાલનો ઉકેલ આવી જાય છે. દેશની દોલત એકહથ્થુ ન થતાં ઘેરઘેર એની મેળે વહેંચાઈ જાય એ સવાલ પણ સમાઈ જાય છે.

અત્યાર સુધીનું સ્વદેશી શહેરો પૂરતું જ હતું. મધ્યમ વર્ગની જરૂરિયાતો અને મોજશોખની વસ્તુઓ પૂરી પાડવા પૂરતું જ હતું, અને એમાં મૂડીને અભાવે નિરુત્સાહ અને નિરાશા હતાં. ગાંધીજીએ રેંટિયાની શોધ કરી અને પ્રજાને સ્વાવલંબનનો અને વ્યાપક સ્વદેશીનો રસ્તો બતાવ્યો. પૈસાફંડમાં પાઈપૈસાથી નાણાં ભેગાં કરવાની વાત હતી, પણ એ બધું ભેગું કરી કારખાનાં ઊભાં કરવાની જ કલ્પના હતી. ગાંધીજીના સ્વદેશીમાં ઘરો ભાંગી કારખાનાં ઊભાં કરવાની વાત ન હતી, પણ કારખાનાંઓ સૂક્ષ્મ રૂપે ઘેરઘેર પહોંચાડવાની વાત હતી. મૂઠીભર લોકો કરોડો રૂપિયા કમાય એમાં દેશનો ઉદ્ધાર નથી; પણ કરોડો લોકોના પેટમાં મૂઠી મૂઠી વધારે અનાજ પહોંચે, એ જરૂરનું છે, એમાં જ રાષ્ટ્રીય શક્તિ વધવાની છે.

સ્વદેશી એ દેશાભિમાનનો સવાલ નથી, અંગ્રેજોના દ્વેષનો સવાલ નથી, એ

જકીય હથિયાર તરીકે વાપરવાનું નથી; પણ શરીરને જેમ શ્વાસ, ખોરાકમાં મ પાણી, કુટુંબમાં જેમ પ્રેમ તેમ જ રાષ્ટ્રીય જીવન માટે સ્વદેશી આવશ્યક છે, મ ગાંધીજીએ પ્રજાને સમજાવ્યું. 'સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ હક છે' એવી ાકગીતા લોકમાન્ય ગાઈ ગયા; 'સ્વદેશીમાં જ સ્વરાજ્યની સાધના છે' એવી ધીગીતાનો એમાં ઉમેરો થયો અને સાધ્યસાધનનો મેળ બેસી જીવનગીતા પૂર્ણ થઈ.

હિંદુસ્તાનમાં આવી ગાંધીજીએ એક વરસ નિરીક્ષણમાં ગાળ્યું. ત્યાર પછી ન છોડીને એમણે જે પહેલવહેલું ભાષણ કર્યું એમાં કહ્યું કે હિંદુસ્તાનને ખાસ ણ વસ્તુની જરૂર છે: પ્રથમ વાત હિંદુસ્તાને ભયભીત દશા છોડી દેવી જોઈએ. ા બીકણ કાયરપણું રાષ્ટ્રની આબરૂને ખોટી એબ લગાડે છે. વ્યંગમાં બોલવું, અર્થ થાય એવી ભાષા વાપરવી, એમાં નામર્દાઈ આવી જાય છે. રાષ્ટ્રની ભાષા ગડે છે. અધઃપાતનું એ એક મોટું કારણ છે. આપણે કશું છાનું નહીં રાખીએ, રદની પેઠે દિલ ખોલીને વાત કરીએ, પડકાર કરીને લડીએ એમાં જ રાષ્ટ્રનું જ બંધાવાનું છે. ભયભીત દશામાં રહેવા કરતાં મરી જવું બહેતર છે, એ એમનો હેલો સંદેશો હતો. બીજી વાત એમણે કરી અહિંસાની. આપણે મારીને સ્વરાજ્ય ંવાના નથી, પણ મરતાં શીખીને સ્વરાજ ભેગા થવાના છીએ એમ એમણે ભાર ઈને કહ્યું. આ એમનો બીજો સંદેશો. અને ત્રીજો સંદેશો તે સ્વદેશી. સ્વદેશીનો ોહ કરી આપણે દેશમાં ભૂખમરો પેદા કર્યો છે, સ્વદેશીનો દ્રોહ કરી આપણે રરાજ્ય અહીં નોતર્યું છે અને ગુલામ બન્યા છીએ, એમ એમણે લોકોનાં મન ઉપર ઠસાવ્યું.

નિર્ભયતા અમલમાં આણી એમણે સી. આઈ. ડી. ખાતાનું કામ ઓછું કરી ાખ્યું. અહિંસાનો પ્રચાર કરી દેશની શક્તિ આડે રસ્તે જતી હતી તેનો સંગ્રહ ર્યો અને સ્વદેશીનું વ્યાપક સ્વરૂપ સમજાવી રાષ્ટ્રશક્તિ જાગ્રત કરવાનો ઉપાય તાવ્યો. અઢાર વરસ થયાં રાષ્ટ્રને એ કેળવણી અને એ દીક્ષા આપી રહ્યા છે. મિલમાલિકો પણ અંતે માણસ છે. કોક દિવસે પોતાને હાથે થતા દેશદ્રોહથી રમાશે અને પશ્ચાત્તાપ કરી નવું પાનું ખોલશે એવી આશા – અમર આશા – ગાંધીજી હંમેશાં સેવે છે. પણ એમણે પોતાના સ્વદેશીના કાર્યક્રમમાં મિલો ઉપર જરાયે આધાર રાખ્યો નથી. મિલોને પ્રજા તરફથી રક્ષણ આપવાની કશી જરૂર નથી. પ્રજાએ ખાદી મારફતે જ સ્વદેશી સિદ્ધ કરવી જોઈએ. જેઓ અનાથ છે, અપંગ છે, જેમને દેશની ખાનદાનીનો વિચાર નથી એવા લોકો ભલે મિલનું કાપડ વાપરે એમ એમણે દેશના લોકોને તો શું, મિલના મજૂરોને પણ કહ્યું. મિલના મજૂરોએ પણ ખાદી જ વાપરવી જોઈએ. તેઓ કંગાલ નથી એમ ગાંધીજીએ ભારપૂર્વક કહ્યું હતું.

બહિષ્કારના તત્ત્વનો અહીં જરા ખુલાસો કરવો જોઈએ. ગાંધીજી હંમેશાં ખાનદાનીની દૃષ્ટિએ જ વિચાર કરે છે. જ્યાં સુધી સામ્રાજ્ય ઉપર આપણો

વિશ્વાસ હતો, બ્રિટિશ નીતિમાં ઊંડે ઊંડે પણ ક્યાંક ન્યાયનિષ્ઠા રહેલી છે એવી આશા હતી અને જ્યાં સુધી સામ્રાજ્યની અંદર રહેવાનો આપણને લોભ હતો ત્યાં સુધી આપણાથી બ્રિટિશ માલના બહિષ્કારની વાત કરાય જ નહીં એવી એમની દલીલ હતી. સામ્રાજ્ય સાથે ભાઈચારો રાખવો અને ઘા કરવાનો મનસૂબો રાખવો એ ન છાજતી વસ્તુ છે, એવી એમની દલીલ હતી. એ લાગણીમાં આર્યતા નથી એમ કોણ કહી શકે?

અને સામ્રાજ્ય પરિપૂર્ણ મિત્રાચારીથી આપણી સાથે વર્તે તોયે બ્રિટિશ કાપડને માટે આપણે ત્યાં છૂટ કેમ હોઈ શકે એમ પણ તેઓ તે વખતે કહેતા. મારી તમારી સાથે ગમે તેટલી મિત્રાચારી હોય તોયે શું ? હું કાંઈ મારાં ફેફસાં કોરે મૂકી તમારા પંપથી થોડો જ શ્વાસ લેવાનો હતો ? સ્વદેશી – ખાસ કરી કાપડનું સ્વદેશી – આપણે માટે પ્રાણ સમાન છે. એ આપણાં ફેફસાં છે. એ ફેફસાં બગાડનાર દરેક વસ્તુ આપણે માટે ક્ષયરોગ જેવી છે એટલું આપણે સમજવું જોઈએ. તેથી તમામ પરદેશી કાપડનો બહિષ્કાર શુદ્ધ સ્વદેશીમાં આવી જાય છે અને તે હંમેશને માટે હોવો જોઈએ.

જ્યારે સામ્રાજ્ય પરનો આપણો વિશ્વાસ ઊઠી ગયો, એમાં ભલમનસાઈનાં તત્ત્વો ઊંડે ઊંડે પણ રહ્યાં નથી એવી ખાતરી થઈ ત્યારે જ વ્યાપક બહિષ્કારની આપણે વાત કરી. સામ્રાજ્યે હિંદમાં ભયાનક દ્રોહ કર્યો છે અને તેથી હિંદુસ્તાનની નિષ્ઠા ઉપરનો અધિકાર તે ખોઈ બેઠું છે. પરદેશી કાપડનો બહિષ્કાર તો સ્વદેશીના પેટામાં જ આવી જાય છે અને તેનો જ આપણે અહીં વિચાર કરવાના છીએ.

કેટલાક લોકો બ્રિટિશ કાપડનો બહિષ્કાર કરી જાપાની, અમેરિકન કે બીજા દેશનું કાપડ ખરીદવામાં માને છે. આને હું અપશુકનિયાળ બહિષ્કાર કહું છું. બ્રિટન ધારે તો જાપાન અને અમેરિકા મારફતે ત્યાંના નામે પોતાનો માલ અહીં મોકલી શકે છે. અને મારાં ભાઈભાંડુને ભૂખે મારવાનું કામ હું ઇંગ્લંડ મારફતે કરું કે જાપાન, અમેરિકા મારફતે કરું એમાં મારાં ભાઈભાંડુઓને શો ફેર જણાવાનો હતો? જે બહિષ્કાર સ્વદેશીને મદદ ન કરે તેની ઉપયોગિતા અમુક વખત માટે જ છે. કેમ કે એ વાટે દેશનું સામર્થ્ય વધતું નથી. એવો બહિષ્કાર લડત પૂરતો જ વપરાય.

તેથી ગાંધીજીએ ખાદી ઉપર જ ભાર મૂક્યો. યંત્રો પરદેશથી આવે છે, ઘણા લોકોને મજૂરી વગરના કરી મૂકે છે, ઉદ્યોગો થોડાક મૂડીવાળાઓના તાબામાં સોંપી દે છે અને સરકારની દખલ સહેલી કરે છે; એટલે યંત્રો વગર ચલાવીએ તો જ આપણા દેશમાં આપણે ગરીબોનો ભૂખમરો ટાળી શકીએ. પરચૂરણ ધંધાઓનો પ્રશ્ન હાથમાં ન લેતાં એમણે મોટામાં મોટો ખાદીનો જ ધંધો હાથમાં લીધો કે જે ગામડાંના ખેડૂત લોકોને આડધંધા તરીકે કામ આવે. ખાદીનો સવાલ હાથમાં લીધા પછી ગાંધીજીએ સ્વદેશી પ્રદર્શનોની નીતિ નક્કી કરી આપી. જે ધંધાને ઉત્તેજનની જરૂર નથી તેને સ્વદેશી પ્રદર્શનમાં સ્થાન ન હોય; માટે જ મિલના

લેવાનું ધોરણ પ્રમાણબહાર ન લઈ જવું જોઈએ વગેરે કેટલીક ચોક્કસ સૂચનાઓ એમણે મિલવાળાઓ આગળ મૂકી; પણ એમાંથી એક્કે વસ્તુ એમણે સ્વીકારી નથી. મિલો જ્યારે બેસી જવાની અણી પર આવી હતી ત્યારે મહાસભાએ એમને રક્ષણ આપ્યું; મિલોએ કરોડોનો નફો કર્યો પણ તેઓ નગુણા જ રહ્યા.

ગાંધીજી જેલમાં હતા ત્યારે મોતીલાલજીએ મિલવાળાઓ સાથે કેટલીક શરતો નક્કી કરી એમના કાપડને માન્યતા આપી દીધી. પરિણામે મિલવાળાઓને ધીકતી કમાણી થઈ. પરદેશી કાપડનો બહિષ્કાર સજ્જડ થશે એવી આશા બંધાઈ. કૉંગ્રેસની પ્રતિષ્ઠા તે વખતે વધારેમાં વધારે જણાતી હતી; પણ તે વખતે ખાદીને જે ધક્કો પહોંચ્યો તે હજી કાયમ છે. મિલના કાપડને જો આટલી પ્રતિષ્ઠા ન મળી હોત તોયે એમનું કાપડ તો વેચાત જ. આજે થઈ એટલી કમાણી વખતે એમને ન થાત; પણ જેઓ ખાદી ખરીદી શકતા હતા અને જેમણે ખાદી જ પહેરવાનો નિશ્ચય કર્યો હતો તેઓ મિલકાપડ તરફ ન લલચાત અને ખાદી બચી જાત. દેશમાં જે ભારેમાં ભારે બલિદાન અપાયું, માથાં ભંગાયાં ને રંગાયાં તેનો લાભ ખરું જોતાં ખાદીને મળવો જોઈતો હતો તે મિલો ખાઈ ગઈ અને મિલોમાં દેશભક્તિ ન મળે એટલે આખી હિલચાલનું જોર ભાંગી ગયું. દેશમાં પડેલો પરદેશી માલ ખરીદીને પરદેશ વેચી આવવાની યોજનાનું અંતે શું થયું ? પરદેશી કાપડના વેપારીઓ અને મિલમાલિકો વચ્ચે એ આખી યોજના ક્યાંક અટવાઈ ગઈ.

અને બ્રિટિશ મશીનરી ન વાપરવાનો એમનો કોલકરાર ક્યાં ગયો એ કોણ જાણે? જેમના પર વધારેમાં વધારે ભરોસો રખાય તેઓ જ જો શિથિલ થઈ જાય તો કોનો વિશ્વાસ રખાય ને કોનો ન રખાય? અને જેમણે ગઈ કાલ સુધી બ્રિટિશ મશીનરી નથી મગાવી તેઓ આજે કે આવતી કાલે ન જ મગાવે એનો ભરોસો શો? મારો તો વિશ્વાસ જ બેસતો નથી કે મિલવાળાઓની નીતિ કોઈ પણ રીતે ખાદીને કે સ્વરાજને અનુકૂળ આપણે આજે કરી શકીએ.

અને હવે તો બ્રિટિશ વેપારીઓ, જાપાનના કારખાનદારો અને આપણા મિલવાળાઓ, એ ત્રણેએ મળીને મનેકમને એક અપવિત્ર સંતલસ ને સમજૂતી કરી છે. એને કાવતરું કહીએ તોયે વાંધો નથી. ઓટાવાનો કરાર એ તો દેશનો દ્રોહ હતો જ. હવે જાપાન સાથેનો કરાર તો હડહડતું અપમાન જ છે. ગણતરીની પંચાતમાં ન પડીએ તોયે ઉપર ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે જાપાનનો અમુક જથાનો પાકો માલ લઈએ તો જ આપણો અમુક કાચો માલ તેઓ લેવા તૈયાર છે, એ જાતની જાપાનની વાત આપણે માથે પિસ્તોલ તાકીને આપણી પાસેથી વેપાર કરાવવા જેવી છે. આપણા દેશનું રૂ આપણે વાપરી ન શકીએ છતાં

એનાં બનેલાં કપડાં પરદેશથી આપણે આણવાં પડે એ સ્થિતિ કેવી? આપણા દેશમાં ઉદ્યોગહુન્નર છે, આપણી પ્રજા મહેનતુ અને શાંતિપ્રિય છે. દેશમાં ભૂખમરો પાર વગરનો છે અને છતાં આપણે દેશમાં કાપડનો ઉદ્યોગ વધારી શકતા નથી. સ્વદેશી સરકાર હોત તો એણે અનેક જાતના ઉપાયો યોજી એ વસ્તુ શક્ય કરી હોત. મિલવાળાઓમાં જો દેશદાઝ હોત, કૃતજ્ઞતા હોત, તો એમણે મહાસભાની નીતિ સાથે ભળી જઈ પરદેશી કાપડનો પૂરો બહિષ્કાર કર્યો હોત અને જાપાનની ઉદ્ધતાઈભરી માગણીનો અસ્વીકાર કર્યો હોત.

જાપાની કાપડ સસ્તું આવે છે ખરું પણ એ દેશમાં આબાદી નથી આણતું; એ તો બેકારી ને ભૂખમરો આણે છે. એમ તો ચોરીનો માલ પણ સસ્તો મળે છે એ જેમ આપણે લેતા નથી કેમ કે એમાં આબરૂને જોખમ છે, તે જ રીતે જાપાની કાપડ પણ આપણે ન લેવું જોઈએ; કેમ કે એમાં દેશહિતનું જોખમ છે. હજીયે આપણે જો ખાદીને જ વળગી રહ્યા તો આરો છે. મિલવાળાઓએ બતાવી દીધું છે કે તેઓ ગમે ત્યારે ફરી જાય એવા છે. એમને દેશની શક્તિ સાથે પોતાની શક્તિ કેળવવાની આવડત નથી. એમની દયા ખાઈએ, એમના ઉપર આધાર ન રાખીએ.

આપણા દેશપૂરતો વિચાર કરીએ તો યંત્રો અને સ્વદેશી એમનો મેળ નહીં જ ખાય. હાથકારીગરી, સાદાઈ અને સ્વદેશી અભિરુચિ એમાં જ સ્વદેશીનું ખરું તત્ત્વ રહેલું છે. ઈતિહાસસિદ્ધ રાષ્ટ્રસ્વભાવમાંથી જ બધા સવાલોનો ઉકેલ આણવો. બધાના હિતમાં દરેક વ્યક્તિનું અને વર્ગનું હિત સમાયેલું છે, એ સમજી સાર્વત્રિક શક્તિ કેળવીએ એ જ વ્યાપક સ્વદેશી છે.

આપણે જાણવું જોઈએ કે સ્વદેશીનું તત્ત્વ અભિમાનમાંથી કે સ્વાર્થમાંથી જન્મ્યું નથી. એનો ઉદ્‌ભવ અહિંસામાંથી છે, કર્તવ્યના ભાનમાંથી છે. આપણે આપણી આસપાસના સમાજ સાથે સંકળાયેલા છીએ, આપણા સમાજના લોકોને આપણા પર આધાર રાખવાનો હક છે. આપણે આધારે તેઓ જીવે છે, તેમને આધારે આપણે જીવીએ છીએ. ગોરાઓ જો વિલાયતના ભૂખે મરતા કે વધી પડેલા કારકુનોને હિંદુસ્તાનમાં લઈ આવે અને નોકરીએ ચડાવે તો અહીંના કારકુનો ક્યાં જાય, શું ખાય? અહીંના કારકુનોને અહીં જ નોકરી મેળવવાનો હક છે. વિલાયતના કારકુનો અહીં આવીને વધારે સારું અંગ્રેજી લખી શકતા હોય તોયે તેમનું કામ અહીં નથી. અને તેઓ ઓછે પગારે રહેવા તૈયાર હોય તોયે તેમનું અહીં કામ નથી. જેઓ અહીંના નથી, અહીંના થયા નથી, અહીંના થવા માગતા નથી તેમને માટે અહીં સ્થાન ન જ હોવું જોઈએ. ખાસ આવડતને માટે આપણે બોલાવ્યા હોય તો વહેલામાં વહેલી તકે એમને પાછી વિદાય આપવી જોઈએ. અહીંનું ક્ષેત્ર અહીંના લોકો માટે જ છે. એ જ ન્યાય કાપડ માટે પણ છે. હિંદુસ્તાનને કાપડ પૂરું પાડવાનો ધંધો હિંદુસ્તાનના લોકોના જ હાથમાં હોવો જોઈએ. હિંદુસ્તાનની આવડત છે, પરદેશી કાપડ ગમે તેટલું સસ્તું મળતું હોય

તોયે આપણાથી તે ન લેવાય. અહીંના લોકોના ભૂખમરા માટે આપણે જવાબદાર છીએ. સ્વાર્થને કે મોહને વશ થઈ એ ભૂખમરા વિશે બેદરકાર થવું એ ઘોર અન્યાય છે, અને એમાં જ આપણો નાશ પણ છે.

જેમાં આજીવિકાનો સવાલ નથી, જેમાં સેવાની અને ત્યાગની ભાવના રહેલી છે તેમાં કોઈ સ્વદેશી–પરદેશીનો ભેદ પાડતું નથી; કેમ કે એમાં કોઈના હક ઉપર તરાપ નથી, કોઈના પેટ ઉપર પાટુ નથી. અને છતાં કેળવણી, ધર્મ અને સામાજિક સંબંધ વગેરે બાબતોમાં પણ માણસનો ઉત્કર્ષ વ્યાપક સ્વદેશી દ્વારા જ થઈ શકે છે એ આપણે ભૂલી ન જઈએ. પોતાને ત્યાં જે કંઈ કઢંગું કે સંકુચિત હોય તે સુધારવાની ફરજ આપણી જ છે. અનુકરણ કરવું કે ઉછીનું લેવું એમાં આપણી શક્તિ વધતી નથી, સુંદરતા દેખાતી નથી, એમાં કેવળ બોજો જ હોય છે, દરિદ્રતા હોય છે.

તેથી જ ગાંધીજીએ મિશનરીઓ આગળ સ્વદેશી ઉપર વ્યાખ્યાન આપતાં સ્વદેશી અને સ્વધર્મને એકરૂપે વર્ણવ્યાં હતાં. કોઈને સ્વધર્મ છોડવાનું આપણે કહીએ નહીં. આપણા જીવનમાં જે કંઈ ઉચ્ચ, ઉદાત્ત ને ઉજ્જવળ દેખાઈ આવે તેનો લાભ આસપાસના લોકો જાણ્યેઅજાણ્યે ઉઠાવવાના જ. દરેક ધર્મમાં વધવાની શક્તિ રહેલી જ છે. કોઈ એક ધર્મમાં કંઈ ખાસ ખૂબી દેખાય તો આસપાસના બધા ધર્મો સ્વાભાવિક વાતાવરણમાં એ ખૂબી પોતાની ઢબે પોતાની પરિસ્થિતિને અનુરૂપ કેળવવાના જ. અને એમાં શાંતિ, સમાધાન અને ભાઈચારો વધવાનાં અને તેથી જ આ વ્યાપક સ્વદેશીને પરમ મંગલ તત્ત્વ કહેલું છે.

એક જ ધંધાને વરેલા લોકો પોતાની કળાનો ઉત્કર્ષ કરવા માટે એકબીજા સાથે હરીફાઈ કરે તો તે ઇષ્ટ છે; પણ વધુ નફાને લોભે કોઈ પોતાનો ધંધો છોડી બીજાના ધંધામાં ઘૂસી જાય તો તે હરીફાઈ મલિન છે. જેની પાસે વધારે જ્ઞાન છે, આવડત છે તે બીજાને જરૂર સોંપી શકે. પણ જો દરેક પોતાની આવડત પ્રમાણે વધુમાં વધુ સેવા આપતો હોય અને પોતાની જરૂરિયાત જેટલું જ સમાજ પાસેથી લેતો હોય તો હરીફાઈને પણ સ્થાન નથી, અને સામાન્યપણે ધંધો બદલવાનું પણ કંઈ કારણ રહેતું નથી. દરેક જણ પોતાને ઠેકાણે રહી વગર ચિંતાએ પોતાની આજીવિકા મેળવી લે અને નવરાશનો વખત પોતાની યોગ્યતા અને સેવાશક્તિ ખીલવવામાં વાપરે એ સ્વદેશીનો આદર્શ છે.

માણસજાત આગળ આજે મોટામાં મોટો સવાલ હોય તો તે આર્થિક છે. અને તેથી સ્વદેશીની આર્થિક બાજુ ઉપર – પ્રજાસમસ્તની આજીવિકાની વ્યવસ્થા ઉપર – ભાર મૂકવો પડે છે. પણ સ્વદેશીની અપેક્ષા છે કે માણસજાત જો બરાબર કેળવાય, માણસની આવડત અને ધન બંને કેળવાય, તો આજીવિકાનો સવાલ રહેવો જ ન જોઈએ અને માણસના સર્વોચ્ચ વિકાસ માટે ધનના ઢગલાની જરૂર પણ ન હોય. આજે ધનની હસ્તિ અને ધનનો અભાવ બંને શાપરૂપ છે. તેથી આખો સમાજ ધનનો જ વિચાર કરે છે, ધનનું ધ્યાન ધરે છે અને ધનની આસપાસ

ફરે છે. આ ધનની સંસ્કૃતિ માણસજાતને ધન્યતા આપવાની નથી. ધનનું કાર્ય એક વાર સ્વાભાવિક થઈ ગયું એટલે માણસજાતનું ચિંતન વધારે મહત્ત્વનાં અંગો તરફ વળશે. એ વસ્તુસ્થિતિ લાવવા માટે સ્વદેશીના બધા પ્રયત્નો છે. આજે એનું આર્થિક સ્વરૂપ ખાસ પ્રગટ થયું છે. કાળે કરીને જ્યારે એનાં બીજાં અંગો પ્રગટ થશે ત્યારે સંપૂર્ણ સ્વદેશીનું રૂપાંતર સ્વધર્મપાલનમાં થશે અને ત્યાર પછી જ વિશ્વકુટુંબનો આનંદ આપણે જોવા પામીશું.

## ૩. પૂર્ણ સ્વદેશી

મહારાષ્ટ્રમાં સ્વદેશીનો પ્રચાર ઘણો. મારા નાનપણમાં અમે સ્વદેશીનાં ગીતો ખૂબ જોશપૂર્વક ગાતાં અને સંભળાવતાં હતાં. બંગભંગના દિવસોમાં મહારાષ્ટ્રનો આ સ્વદેશીનો ઉત્સાહ બંગાળ સુધી પહોંચ્યો. અન્ય પ્રાંતોમાં આનો પ્રચાર ઓછો. અંગ્રેજ સરકારે જ્યારે લાલા લજપતરાયને દેશવટો આપ્યો ત્યારે દેશમાં સ્વદેશીની બીજી રેલ આવી. છતાં સ્વદેશીનો કોઈએ ઊંડાણથી વિચાર કર્યો ન હતો. આર્થિક સ્વદેશી પર લોકોનો વિશ્વાસ તો હતો પણ એની સફળતા વિશે ભણેલા લોકોને શંકા રહેતી. સાંસ્કૃતિક સ્વદેશીની વાત સામાન્ય જનતાને સહેલાઈથી સમજાતી હતી. પણ એમાં તો રૂઢિપ્રેમનો જ વધારે ભાગ હતો.

મહાત્માજીને જ્યારે હું પ્રથમ શાંતિનિકેતનમાં મળ્યો ત્યારે જીવનવ્યાપી અસંખ્ય સવાલોની ચર્ચા મેં એમની આગળ કરી. અને એમના ઊંડા ચિંતનનો મને પરિચય થયો પણ ત્યાં સ્વદેશીની વાત છેડી ન હતી. ૧૯૧૫ના ડિસેમ્બરમાં જ્યારે હું એમને મુંબઈમાં મળ્યો ત્યારે એમની સાથે સ્વદેશીની ચર્ચા થઈ. એમણે કહ્યું કે સ્વદેશી દ્વારા જ ભારતનો ઉદ્ધાર થઈ શકે છે. કદાચ તેઓ આ વિચારને સ્પષ્ટ કરવા એક નાનકડું પ્રવચન આપવાની તૈયારીમાં હતા. મેં તરત કહ્યું, “આમાં તો કોઈ શંકા છે જ નહીં.” હવે પ્રવચનની જરૂર જ ક્યાં રહી? ગાંધીજીએ કહ્યું, “તમે મારી વાત એકદમ કબૂલ રાખી એનો મને આનંદ પણ છે અને આશ્ચર્ય પણ છે. ઘણા લોકો સ્વદેશી વિશે વિચાર કરે છે.” આથી વધુ તેઓ શું કહી શકે? અંગ્રેજીમાં કહેવત છે, “જેણે ધર્માંતર કરી લીધું છે એને ફરીથી દીક્ષા શી આપવી?” why preach to one already converted.

ત્યાર પછી ગાંધીજીએ દક્ષિણમાં અનેક મિશનરીઓ આગળ સ્વદેશી પર વ્યાખ્યાન આપ્યું. ત્યારે હું ગાંધીજીના સ્વદેશીનો પૂરો અર્થ સમજી શક્યો. એમની વ્યાખ્યા ઘણી વ્યાપક હતી. એમાં સ્વદેશાભિમાન, સામાજિક પડોશીધર્મ અને અધ્યાત્મ—બધું જ હતું. એ લેખનો સાર તો અહીં આપવો નથી. તે વખતે જે વાત ખાસ ગળે ઊતરી હતી તે જ અહીં ટૂંકમાં આપું છું:

એમણે કહ્યું કે મારા પડોશમાં જો કોઈ વાણિયાએ કોઈ દુકાન ખોલી હોય તો એની અપેક્ષા રહેશે કે એની પાસેથી હું ખરીદું. મારા જેવા આસપાસના લોકો પર આધાર રાખીને એણે દુકાન ખોલી. દુકાન ખોલવામાં આજીવિકા કમાવાનો જેમ એનો સ્વાર્થ છે તેમ જ આ પ્રદેશ, ભૂમિભાગ અથવા મહોલ્લાની સેવા કરવાનો ભાવ પણ એનામાં રહેલો છે. તેથી જ એની જ દુકાનેથી વસ્તુઓ ખરીદવાનો મારો ધર્મ બને છે. હવે જો હું મારા આ પડોશધર્મને ભૂલીને દૂર જઈને કોઈ વસ્તુ ખરીદું કારણ કે એ ત્યાં સસ્તી મળે છે તો હું પોતાનો ધર્મ છોડી લોભને વશ થઈ ગયો. આ થયો સ્વદેશીનો દ્રોહ. એના પરથી એમણે વ્યાપક વ્યાખ્યા કરી કે જે વસ્તુ મારે માટે નજીક છે, આત્મીય છે, એની સેવા લેવી અને એની સેવા કરવી એ મારો મુખ્ય ધર્મ છે. જો મારા પોતાના જીવનમાં ધાર્મિકતા આણવી હોય તો હું દૂરના કોઈ ધર્મની શોધ કરવાને બદલે જે ધર્મના વાતાવરણમાં જન્મ થયો છે તેનો જ આશ્રય લઉં, તો સ્વદેશીનું પાલન થયું. પોતાનો ધર્મ કેટલીક બાબતમાં જો અપૂર્ણ અથવા સદોષ લાગે તો એટલી ખરાબ ચીજ છોડી દેવી મારા હાથની વાત છે. બીજાના કોઈ ધર્મની કોઈ વાત મારે ગળે ઊતરી જાય અને દેખાય કે એ વાત મારા ધર્મમાં નથી તો એ વસ્તુ હું પોતાના ધર્મમાં દાખલ કરી શકું છું. જે ધર્મમાં મેં જન્મ લીધો, જેમાં હું ઊછર્યો છું, એનો ત્યાગ મારે નહીં કરવો જોઈએ. ખરાબ વસ્તુઓ કાઢીને હું પોતાની શુદ્ધિ કરી શકું છું બીજાના ધર્મોમાં જે મને ગમે તેનો પોતાના જીવનમાં સ્વીકાર કરીને, પોતાના ધર્મની સમૃદ્ધિ કરી શકું છું. પણ ધર્માંતર કરવું ખોટું છે. સ્વદેશી-નો દ્રોહ છે.

ગાંધીજીની પાસે જ્યારે કોઈ ઈસાઈ આવતા અને એમનામાંથી કોઈએ ગાંધીજી પાસે હિંદુ ધર્મની દીક્ષા માગી, ત્યારે એમણે ના પાડી. એવા લોકોને એ કહેતા કે "જે ધર્મમાં તમારો જન્મ થયો તેને છોડશો નહીં. મારી ધર્મનિષ્ઠા જોઈને તમે મારી પાસેથી દીક્ષાની અપેક્ષા શા માટે રાખો છો? પોતાનો રસ્તો પોતે જ શોધી કાઢો. દુનિયામાં જે કાંઈ સારું છે એનો સ્વીકાર કરવામાં તમારો ધર્મ થોડો જ આડો આવે છે? પ્રગતિ કરવી એ દુનિયાનો સ્વભાવ છે. ધર્મો પણ પ્રગતિ કરતા આવ્યા છે. જો પોતાનો ધર્મ અધર્મ જ હોય તો એને છોડી દેવો જોઈએ. પણ પોતાના ધર્મમાં કાંઈક દોષ અથવા ખામી દેખાય તો એને દૂર કરવાનો પ્રયત્ન કરવો એ જ પોતાના ધર્મની સેવા છે."

સ્વદેશીની આટલી વ્યાપક વ્યાખ્યા મેં આ પહેલાં કદી સાંભળી કે વિચારી નહોતી. સ્વદેશીનું પાલન અને સ્વધર્મનું પાલન આ રીતે એક થઈ ગયાં. અને ગીતાનું વચન "પોતાનો ધર્મ વિગુણ હોય તોયે એનું પાલન કરવું જોઈએ," એનો અર્થ મને મારી ઢબે સમજાયો.

ગાંધીજીની પુસ્તિકા 'હિંદ સ્વરાજ' વાંચ્યા પછી એમની યંત્રવિરોધની મર્યાદા તથા એનું પ્રયોજન હું સારી રીતે સમજી ગયો. શ્રી આનંદકુમાર સ્વામીની ચોપડીઓ

વાંચીને ગ્રામોદ્યોગ તથા હાથકારીગરીનું કલાત્મક તથા આધ્યાત્મિક મહત્ત્વ હું પહેલેથી સમજ્યો હતો. અને તેથી ગાંધીજીના સિદ્ધાંતોનો સ્વીકાર કરવાની પૂર્વતૈયારી મારામાં હતી જ. ગ્રામોદ્યોગ, હસ્તકૌશલ્ય, એની કલાત્મકતા અને સ્વદેશીનો પડોશી ધર્મ – આ બધું મળીને મારે માટે એક ફિલસૂફી બની ગઈ. અને મેં ઉત્સાહભેર 'પૂર્ણ સ્વદેશી' નામની એક લેખમાળા મરાઠીમાં લખી. એનો જ ગુજરાતી અનુવાદ સ્વામી આનંદે એક પુસ્તિકાના રૂપમાં પ્રગટ કર્યો. અને એને માટે મહાત્માજી પાસેથી ચાર લીટીનું પૂર્વવચન લઈ લીધું. મેં પ્રારંભમાં જ લખ્યું હતું કે સ્વદેશી આ યુગનો સર્વશ્રેષ્ઠ યુગધર્મ છે. આ સ્વદેશીના પાલનથી જ માનવજાતિના સ્વાર્થ અને લોભ ઉપર અંકુશ મુકાશે. યુદ્ધો ટળશે અને વ્યાપક બંધુતાની સ્થાપના થશે.

કોકે આ 'સ્વદેશીધર્મ'નો ગુજરાતીમાંથી હિંદીમાં અનુવાદ કર્યો. મદ્રાસના ગણેશને એનો અંગ્રેજી અનુવાદ પ્રકાશિત કર્યો.

ઉત્સાહમાં આવીને મેં લખેલું કે સ્વદેશી તો ભગવાનનો એક અવતાર છે. એવું થોડું જ છે કે ભગવાન હંમેશાં મત્સ્ય, કૂર્મ, વરાહ આદિ જાનવરોના રૂપમાં જ પ્રગટ થશે અથવા પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ જેવા પુરુષરૂપમાં અવતાર ધારણ કરશે ? ભગવાન તો કોઈ મહાન યુગસિદ્ધાંતના રૂપમાં પણ પોતાનું અવતાર-કાર્ય કરી શકે છે.

આ રીતે સ્વદેશીના વ્યાપક રૂપ માટે પૌરાણિક આધાર આપી લોકોમાં ઉત્સાહ ઉત્પન્ન કર્યો. પુસ્તક ઘણું લોકપ્રિય બન્યું. અનેક ભાષાઓમાં અનુવાદ થયા અને મહારાષ્ટ્રમાં તો લોકો કહેવા લાગ્યા કે ૧૯મી સદીમાં સ્વદેશીનો પુરસ્કાર કરનારા ગણેશ વ્યંકટેશ જોશીને અમે સાર્વજનિક કાકા કહેતા હતા, હવે સ્વદેશીનો નવો અર્થ લઈને આ નવા સાર્વજનિક કાકા તૈયાર થયા છે.

હવે બન્યું એવું કે કોઈ ભારતીય વ્યક્તિએ મારા લેખનો પુરાણપંથી અંગ્રેજી અનુવાદ રોમેં રોલાંને વાંચી સંભળાવ્યો. એમાં એમને રૂઢિચુસ્તપણું દેખાયું. મારા વિચારો પ્રતિગામી લાગ્યા, અને એમણે એને વિશે સખત ટીકા કરતાં કહ્યું, 'કાલેલકર જેવા પવિત્રવાદીથી ભગવાન દુનિયાને બચાવે.'

બધા મારી તરફ જોવા લાગ્યા. શ્રી શંકરલાલ બૅન્કરે મને કહ્યું કે રોમેં રોલાં જેવી વિશ્વવિખ્યાત વ્યક્તિની ટીકાને પાત્ર થવું એ પણ કંઈ ઓછું ભાગ્ય નથી.

ગાંધીજીએ મને કહ્યું કે રોમેં રોલાં જેવી મહાન વ્યક્તિએ તમારા નિબંધમાં જે દોષ જોયા છે તે દૂર કરવા માટે એ આખી પુસ્તિકા ફરી વાર લખો.

અવતારની કલ્પના તો કેવળ કાવ્યમય પ્રારંભ જ હતો. બાકીની વાતોમાં મને પોતાનો દોષ ન જણાયો. ગાંધીજીની સાથે થોડીક ચર્ચા કરી. એમાંથી પણ કંઈ વિશેષ સૂઝ્યું નહીં. અને મેં મનમાં કહ્યું કે આટલા દૂરના વિદ્વાન મારા નિબંધની ટીકા કરે છે, ભલે કરે. મારા દેશના લોકો મારી વાત સમજી શકયા છે તે મારે માટે પૂરતું છે. પરદેશમાં મારા વિશે ગેરસમજ થાય તો એમાં મારું શું જવાનું છે ?

હું પોતાના રાષ્ટ્રીય કેળવણીના કામમાં પૂરેપૂરો ડૂબી ગયો. થોડા મહિના રાહ જોઈને ગાંધીજીએ પોતાનું પૂર્વવચન પાછું ખેંચી લીધું અને નવજીવન તરફથી એનું પ્રકાશન બંધ કરાવવાની સૂચના મને આપી.

મિ. ઍન્ડ્રૂઝે આના વિશે સંતોષ વ્યક્ત કર્યો અને એ આખું પ્રકરણ શાંત થઈ ગયું.

પણ આ પ્રકરણ અહીં અટકે તેમ નહોતું. ઇંગ્લૅન્ડના દરિયા-સારંગ(Vice Admiral)ની દીકરી રોમેં રોલાંનો ભલામણપત્ર લઈને આશ્રમમાં રહેવા આવી. તે દિવસોમાં તબિયત સુધારવા માટે હું પૂના તરફ રહેતો હતો. જ્યારે હું આશ્રમ-માં પાછો આવ્યો ત્યારે એમની સાથે (ત્યાં સુધી મિસ સ્લેડે ગાંધીજી પાસે માગીને મીરાબેન નામ ધારણ કર્યું હતું.) મારો પરિચય થયા બાદ એમણે જોયું કે રોમેં રોલાંએ મારા નિબંધનો ભાવ ન સમજવાથી મને અન્યાય કર્યો છે. એણે કહ્યું કે તમારી ભૂમિકા સ્પષ્ટ કરતો એક કાગળ લખો. હું રોમેં રોલાં પાસે મોકલી આપીશ. મેં કહ્યું કે હું એક નાનકડો માણસ છું. પોતાનું કામ કર્યા કરું છું. મારા કામમાં કોઈ વિઘ્ન આવ્યું નથી. રોમેં રોલાંની ગેરસમજથી અને એમની ટીકાનું નથી મને કોઈ દુઃખ થયું કે નથી થયું કોઈ નુકસાન. તો વાત પૂરી થઈ છે, એને હું ફરી શા માટે જગાડું?

મારા જવાબથી મીરાબહેનને સંતોષ ન થયો. એણે કહ્યું, એક સજ્જનના મનમાં બીજા સજ્જન વિશે આટલી મોટી ગેરસમજ રહી જાય એ શી રીતે સહન કરાય?

આખરે મારે એક પત્ર લખવો જ પડચો. અંગ્રેજીમાં લખવાની ટેવ નહીં, વખત કાઢવો પણ મુશ્કેલ; પણ મીરાબહેનના આગ્રહને લીધે મેં એક પત્ર લખ્યો, એમાં મેં પોતાની ભૂમિકા સ્પષ્ટ કરી. પછી મેં લખ્યું કે, "આપની કેટલીક ચોપડીઓ મેં વાંચી છે. આપના 'લે રેંબો' નામના પુસ્તકમાં આપે જે લખ્યું છે તેની સાથે હું પૂરેપૂરો સહમત છું. આપ માનો છો એવો જુનવાણી હું નથી," ઈત્યાદિ.

રોમેં રોલાં અંગ્રેજી જાણતા ન હતા. એમની બહેને મારા અંગ્રેજી પત્રનું ફ્રેન્ચ કરીને એમને સંભળાવ્યું હશે. એમનો જવાબ તરત આવ્યો, તે ફ્રેન્ચમાં હતો. મીરાબહેને એનું અંગ્રેજી કરીને મને આપી દીધું. ગેરસમજને લીધે એમની તરફથી જે અન્યાય થયો તેને માટે એમણે માફી માગી અને કહ્યું કે, "તમારી ચોપડીનો અંગ્રેજી અનુવાદ હું પોતે વાંચી નહોતો શક્યો. એક મિત્રે એમાંના કેટલાક ભાગોનું ફ્રેન્ચ કરીને મને સંભળાવ્યું હતું. તમારા મૂળનો અંગ્રેજી અનુવાદ, એના કેટલાક ભાગનો ફ્રેન્ચ અનુવાદ એટલા પરથી મેં અભિપ્રાય ન બાંધ્યો હોત તો સારું થાત. હવે હું મારી ચોપડી — 'મહાત્મા ગાંધી'ની બીજી આવૃત્તિમાં સુધારો કરીશ. અમારા દેશમાં — આખાયે યુરોપમાં રાષ્ટ્રીયતાને નામે એટલી સંકુચિતતા અને રૂઢિવાદિતા વધી ગઈ છે કે ક્યાંય પણ એની ગંધ અથવા શંકા આવતા-વેંત હું તરત સાવધાન થઈ જાઉં છું અને પોતાનાં શસ્ત્રાસ્ત્ર લઈને લડવા માંડું છું. એનું જ આ પરિણામ છે."

વાંચીને ગ્રામોદ્યોગ તથા હાથકારીગરીનું કલાત્મક તથા આધ્યાત્મિક મહત્ત્વ હું પહેલેથી સમજ્યો હતો. અને તેથી ગાંધીજીના સિદ્ધાંતોનો સ્વીકાર કરવાની પૂર્વતૈયારી મારામાં હતી જ. ગ્રામોદ્યોગ, હસ્તકૌશલ્ય, એની કલાત્મકતા અને સ્વદેશીનો પડોશી ધર્મ – આ બધું મળીને મારે માટે એક ફિલસૂફી બની ગઈ. અને મેં ઉત્સાહભેર 'પૂર્ણ સ્વદેશી' નામની એક લેખમાળા મરાઠીમાં લખી. એનો જ ગુજરાતી અનુવાદ સ્વામી આનંદે એક પુસ્તિકાના રૂપમાં પ્રગટ કર્યો. અને એને માટે મહાત્માજી પાસેથી ચાર લીટીનું પૂર્વવચન લઈ લીધું. મેં પ્રારંભમાં જ લખ્યું હતું કે સ્વદેશી આ યુગનો સર્વશ્રેષ્ઠ યુગધર્મ છે. આ સ્વદેશીના પાલનથી જ માનવજાતિના સ્વાર્થ અને લોભ ઉપર અંકુશ મુકાશે. યુદ્ધો ટળશે અને વ્યાપક બંધુતાની સ્થાપના થશે.

કોકે આ 'સ્વદેશીધર્મ'નો ગુજરાતીમાંથી હિંદીમાં અનુવાદ કર્યો. મદ્રાસના ગણેશને એનો અંગ્રેજી અનુવાદ પ્રકાશિત કર્યો.

ઉત્સાહમાં આવીને મેં લખેલું કે સ્વદેશી તો ભગવાનનો એક અવતાર છે. એવું થોડું જ છે કે ભગવાન હંમેશાં મત્સ્ય, કૂર્મ, વરાહ આદિ જાનવરોના રૂપમાં જ પ્રગટ થશે અથવા પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ જેવા પુરુષરૂપમાં અવતાર ધારણ કરશે? ભગવાન તો કોઈ મહાન યુગસિદ્ધાંતના રૂપમાં પણ પોતાનું અવતાર-કાર્ય કરી શકે છે.

આ રીતે સ્વદેશીના વ્યાપક રૂપ માટે પૌરાણિક આધાર આપી લોકોમાં ઉત્સાહ ઉત્પન્ન કર્યો. પુસ્તક ઘણું લોકપ્રિય બન્યું. અનેક ભાષાઓમાં અનુવાદ થયા અને મહારાષ્ટ્રમાં તો લોકો કહેવા લાગ્યા કે ૧૯મી સદીમાં સ્વદેશીનો પુરસ્કાર કરનારા ગણેશ વ્યંકટેશ જોશીને અમે સાર્વજનિક કાકા કહેતા હતા, હવે સ્વદેશીનો નવો અર્થ લઈને આ નવા સાર્વજનિક કાકા તૈયાર થયા છે.

હવે બન્યું એવું કે કોઈ ભારતીય વ્યક્તિએ મારા લેખનો પુરાણપંથી અંગ્રેજી અનુવાદ રોમેં રોલાંને વાંચી સંભળાવ્યો. એમાં એમને રૂઢિચુસ્તપણું દેખાયું. મારા વિચારો પ્રતિગામી લાગ્યા, અને એમણે એને વિશે સખત ટીકા કરતાં કહ્યું, 'કાલેલકર જેવા પવિત્રવાદીથી ભગવાન દુનિયાને બચાવે.'

બધા મારી તરફ જોવા લાગ્યા. શ્રી શંકરલાલ બૅન્કરે મને કહ્યું કે રોમેં રોલાં જેવી વિશ્વવિખ્યાત વ્યક્તિની ટીકાને પાત્ર થવું એ પણ કંઈ ઓછું ભાગ્ય નથી.

ગાંધીજીએ મને કહ્યું કે રોમેં રોલાં જેવી મહાન વ્યક્તિએ તમારા નિબંધમાં જે દોષ જોયા છે તે દૂર કરવા માટે એ આખી પુસ્તિકા ફરી વાર લખો.

અવતારની કલ્પના તો કેવળ કાવ્યમય પ્રારંભ જ હતો. બાકીની વાતોમાં મને પોતાનો દોષ ન જણાયો. ગાંધીજીની સાથે થોડીક ચર્ચા કરી. એમાંથી પણ કંઈ વિશેષ સૂઝ્યું નહીં. અને મેં મનમાં કહ્યું કે આટલા દૂરના વિદ્વાન મારા નિબંધની ટીકા કરે છે, ભલે કરે. મારા દેશના લોકો મારી વાત સમજી શકયા છે તે મારે માટે પૂરતું છે. પરદેશમાં મારા વિશે ગેરસમજ થાય તો એમાં મારું શું જવાનું છે?

હું પોતાના રાષ્ટ્રીય કેળવણીના કામમાં પૂરેપૂરો ડૂબી ગયો. થોડા મહિના રાહ જોઈને ગાંધીજીએ પોતાનું પૂર્વવચન પાછું ખેંચી લીધું અને નવજીવન તરફથી એનું પ્રકાશન બંધ કરાવવાની સૂચના મને આપી.

મિ. એન્ડ્રૂઝે આના વિશે સંતોષ વ્યક્ત કર્યો અને એ આખું પ્રકરણ શાંત થઈ ગયું.

પણ આ પ્રકરણ અહીં અટકે તેમ નહોતું. ઇંગ્લૅન્ડના દરિયા-સારંગ(Vice Admiral)ની દીકરી રોમેં રોલાંનો ભલામણપત્ર લઈને આશ્રમમાં રહેવા આવી. તે દિવસોમાં તબિયત સુધારવા માટે હું પૂના તરફ રહેતો હતો. જ્યારે હું આશ્રમ-માં પાછો આવ્યો ત્યારે એમની સાથે (ત્યાં સુધી મિસ સ્લેડે ગાંધીજી પાસે માગીને મીરાબેન નામ ધારણ કર્યું હતું.) મારો પરિચય થયા બાદ એમણે જોયું કે રોમેં રોલાંએ મારા નિબંધનો ભાવ ન સમજવાથી મને અન્યાય કર્યો છે. એણે કહ્યું કે તમારી ભૂમિકા સ્પષ્ટ કરતો એક કાગળ લખો. હું રોમેં રોલાં પાસે મોકલી આપીશ. મેં કહ્યું કે હું એક નાનકડો માણસ છું. પોતાનું કામ કર્યા કરું છું. મારા કામમાં કોઈ વિઘ્ન આવ્યું નથી. રોમેં રોલાંની ગેરસમજથી અને એમની ટીકાનું નથી મને કોઈ દુઃખ થયું કે નથી થયું કોઈ નુકસાન. તો વાત પૂરી થઈ છે, એને હું ફરી શા માટે જગાડું?

મારા જવાબથી મીરાબહેનને સંતોષ ન થયો. એણે કહ્યું, એક સજ્જનના મનમાં બીજા સજ્જન વિશે આટલી મોટી ગેરસમજ રહી જાય એ શી રીતે સહન કરાય?

આખરે મારે એક પત્ર લખવો જ પડયો. અંગ્રેજીમાં લખવાની ટેવ નહીં, વખત કાઢવો પણ મુશ્કેલ; પણ મીરાબહેનના આગ્રહને લીધે મેં એક પત્ર લખ્યો, એમાં મેં પોતાની ભૂમિકા સ્પષ્ટ કરી. પછી મેં લખ્યું કે, "આપની કેટલીક ચોપડીઓ મેં વાંચી છે. આપના 'લે રેંબો' નામના પુસ્તકમાં આપે જે લખ્યું છે તેની સાથે હું પૂરેપૂરો સહમત છું. આપ માનો છો એવો જુનવાણી હું નથી," ઇત્યાદિ.

રોમેં રોલાં અંગ્રેજી જાણતા ન હતા. એમની બહેને મારા અંગ્રેજી પત્રનું ફ્રેન્ચ કરીને એમને સંભળાવ્યું હશે. એમનો જવાબ તરત આવ્યો, તે ફ્રેન્ચમાં હતો. મીરાબહેને એનું અંગ્રેજી કરીને મને આપી દીધું. ગેરસમજને લીધે એમની તરફથી જે અન્યાય થયો તેને માટે એમણે માફી માગી અને કહ્યું કે, "તમારી ચોપડીનો અંગ્રેજી અનુવાદ હું પોતે વાંચી નહોતો શકયો. એક મિત્રે એમાંના કેટલાક ભાગોનું ફ્રેન્ચ કરીને મને સંભળાવ્યું હતું. તમારા મૂળનો અંગ્રેજી અનુવાદ, એના કેટલાક ભાગનો ફ્રેન્ચ અનુવાદ એટલા પરથી મેં અભિપ્રાય ન બાંધ્યો હોત તો સારું થાત. હવે હું મારી ચોપડી — 'મહાત્મા ગાંધી'ની બીજી આવૃત્તિમાં સુધારો કરીશ. અમારા દેશમાં — આખાયે યુરોપમાં રાષ્ટ્રીયતાને નામે એટલી સંકુચિતતા અને રૂઢિવાદિતા વધી ગઈ છે કે કયાંય પણ એની ગંધ અથવા શંકા આવતા-વેંત હું તરત સાવધાન થઈ જાઉં છું અને પોતાનાં શસ્ત્રાસ્ત્ર લઈને લડવા માંડું છું. એનું જ આ પરિણામ છે."

રોમેં રોલાંની ફ્રેન્ચ ચોપડીનો અંગ્રેજી અનુવાદ ભારતમાં ખૂબ ફેલાયો. એમાં મારી બધી નિંદા જ હતી. તેથી મિત્રો કહેવા લાગ્યા કે રોમેં રોલાંનો જવાબ તમારે છાપવો જોઈએ, જેથી તમારો ખુલાસો ભારતના વાચકો સુધી પહોંચી જશે. મેં કહ્યું કે પોતાના વ્યક્તિગત ખુલાસા માટે હું શું કામ કંઈ પ્રયત્ન કરું? જે દોષ મારામાં નથી તે કોઈના કહેવાથી મને લાગી શકવાનો નથી. મેં એ ફ્રેન્ચ પત્ર અને એનો અંગ્રેજી અનુવાદ મારા બીજા કાગળો જોડે મૂકી દીધા. પછી એનું શું થયું, કોણ જાણે. મારાં કેટલાંક કાગળિયાં વરસાદમાં ધોવાઈ ગયાં, (ત્યારે હું જેલમાં હતો) અને કેટલાંક કાગળિયાં તો પોલીસજપ્તીમાં ચાલ્યાં ગયાં. સાથે એક દિવસ મારા મનમાં વિચાર આવ્યો કે રોમેં રોલાં સાથે જે પત્રવ્યવહાર થયો હતો તેની સાબિતી તો મારી પાસે હવે રહી નથી. હવે એનો ઉલ્લેખ કરવો પણ ઉચિત નથી.

વર્ષો વીતી ગયાં અને રોમેં રોલાંના દેહાંત પછી ભારત વિશે લખેલી એમની એક ફ્રેન્ચ ચોપડી હાથમાં આવી. એમાં આ પ્રકરણનો ઉલ્લેખ હતો અને ફૂટ-નોટમાં લખ્યું હતું કે 'સ્વદેશી'ના લેખકનો એક પત્ર આવ્યો હતો. મેં નાહક એમને વિશે ગેરસમજ કરી હતી.

એ પાનાંનો અંગ્રેજી અનુવાદ મેં કરાવ્યો ત્યારે મારી શ્રદ્ધા વધી ગઈ કે ગેરસમજ ગમે તેટલી થઈ હોય, ખુલાસાનો મસાલો નિયતિ તરફથી ક્યાંક ને ક્યાંક સુરક્ષિત મળી જ રહે છે.

'સ્વદેશી'ના સિદ્ધાંતનું વિવેચન કરનાર એ નિબંધ સુધારવાનો મહાત્માજીનો આદેશ પૂર્ણ કરવાનું હજી બાકી છે. ક્યારે કરી શકીશ કોણ જાણે.

મહાત્માજીએ સ્વદેશી વિશે ઘણું લખ્યું છે. એમની ખાદી તથા ગ્રામોદ્યોગની પ્રવૃત્તિ સ્વદેશીનો જ વિસ્તાર છે. 'સો ટકા સ્વદેશી'વાળી એમની લેખમાળા પણ આ જ વિષય પર છે. પણ સ્વદેશીના સિદ્ધાંતનું ઊંડું વિવેચન તો જેલમાંથી લખાયેલી 'મંગલપ્રભાત'ની લેખમાળા અથવા ભાષ્યની ઊણપ દૂર કરવા માટે જેલ બહાર આવીને લખાયેલ એમનું સ્વદેશીનું વિવેચન જ છે. સ્વદેશીના પાયામાં જે જીવન-તત્ત્વજ્ઞાન રહેલું છે એને સમજવા માટે એ નાનકડું વિવેચન ઘણું મદદરૂપ છે.

અખિલ ભારતીય ગ્રામોદ્યોગ સંઘ(A. I. V. I. A.)ની સ્થાપના કરતાં પહેલાં ગાંધીજીએ મુંબઈમાં એક 'સ્વદેશી સંઘ'ની સ્થાપના કરી હતી, જેમાં મુંબઈ-ની બહેનોને સ્વદેશીની સહેલી રીતો બતાવી હતી. આ આખી પ્રવૃત્તિ ગાંધીજીના સ્વભાવને અનુકૂળ નહોતી. તેથી એના પ્રતિ ઉદાસીન થઈને ગાંધીજીએ ગ્રામોદ્યોગ સંઘ સ્થાપ્યો. પ્રથમ એમણે એનું નામ રાખ્યું હતું—'પૂર્ણ સ્વદેશી'; પછી એને બદલીને ગ્રામોદ્યોગ સંઘ નામ આપ્યું. 'પૂર્ણ સ્વદેશી' નામ મારું સૂચવેલું હતું, એના ઊડી જવાથી મને જરા દુ:ખ થયું. ગાંધીજીએ મને સમજાવ્યું કે "ભારતનાં લાખો ગામોનું પુનરુત્થાન કરવું છે. હાથ-ઉદ્યોગ તથા કુટીરઉદ્યોગના પુનર્જીવન દ્વારા જ એ થઈ શકે છે. આપણાં નામ દ્વારા આપણી આખી નીતિ અને પ્રવૃત્તિ સ્પષ્ટ થવી જોઈએ."

આ જ ન્યાયે રાષ્ટ્રીય કેળવણીને એમણે 'ગ્રામીણ પાયાની કેળવણી'નું નામ આપી દીધું. કર્મવીરની બુદ્ધિ પણ એ જ રીતે કામ કરતી હતી. ભારતીય સંગઠન સફળ કરવાની પ્રવૃત્તિને એમણે હિંદુ-મુસ્લિમ એકતાનું નામ આપ્યું. એ પણ આ જ વૃત્તિનો નમૂનો છે. હિંદુ-મુસ્લિમ એકતામાં જો આપણે સફળ થયા તો બાકીનું બધું જ એમાં આવી જશે. હિંદુ સમાજના નવસંસ્કરણ અથવા નવીનીકરણને એમણે નામ આપ્યું 'અસ્પૃશ્યતાનિવારણ'. તેઓ કહેતા કે અસ્પૃશ્યતા-નિવારણ સાથે બાકીનું બધું આવી જ જવાનું. કોઈ પણ વસ્તુનું બીજ પકડીને તેનું જ સંવર્ધન કરવું તે જ હતી એમની કર્મયોગની રીત.

## શ્રી રોમેં રોલાંનો પત્ર

[આ પત્રનો ઈતિહાસ પૂ. કાકાસાહેબના લેખ 'પૂર્ણ સ્વદેશી'માં અપાયો જ છે. તેઓશ્રીના જાપાન ગયા પછી એમની જૂની વાસરીઓ જોતાં આ પત્રના અંગ્રેજી અનુવાદની નકલ લખેલી મળી. પૂ. કાકાસાહેબના 'પૂર્ણ સ્વદેશી' લેખનું લખવું અને તે જ સમયે આ પત્રનું મળી જવું, જેને પૂ. કાકાસાહેબ ખોવાયેલો માનતા હતા તે એક વિચિત્ર યોગાનુયોગ છે. જે પત્ર છાપવા વિશે પૂ. કાકાસાહેબ આજ સુધી ઉદાસીન રહ્યા, તે હવે છાપીએ કે ન છાપીએ એવી દુવિધા પણ મનમાં પેદા થઈ. છતાં આ પત્રમાં જે મહત્ત્વપૂર્ણ વિચારો પ્રગટ થયા છે અને એમાં શ્રી રોમેં રોલાંના મધુર વ્યક્તિત્વની જે ઝાંખી મળે છે તે જોતાં, પૂ. કાકાસાહેબની ગેરહાજરીમાં એમની પરવાનગી વગર આ પત્રનો અનુવાદ છાપીએ છીએ.]

Villeneuve
Vila Olga
17th March 1927

પ્રિય મિત્ર,

આપણા બંનેનાં મિત્ર મીરા તરફથી મોકલાયેલો તમારો કૃપાપત્ર મને મળ્યો. એને માટે હું હૃદયથી તમારો આભારી છું. આ પત્ર મળતાં પહેલાં જ, મેં તમારા વિશે જે કાંઈ લખેલું એના અન્યાય તરફ મીરાએ મારું ધ્યાન ખેંચ્યું હતું. હવે મારી પ્રાર્થના છે કે બધા માટે તમે મને ક્ષમા કરો.

એમાં શક નથી કે તમારા પુસ્તકના અંગ્રેજી અનુવાદે, જેમાં અમુક દૃષ્ટિબિંદુઓ પર વિશેષ ભાર મુકાયેલો હતો, એટલું જ નહીં બલ્કે એને એક રીતે વિકૃત બનાવી દીધો હતો, અને મને ભ્રમમાં નાખ્યો હતો. પણ એ સિવાય બીજી પણ એક વાત હતી. આજકાલ યુરોપીય રાષ્ટ્રમાં રાષ્ટ્રીય અભિમાન અથવા અહંતાએ એવું કાંઈ ભયાનક રૂપ ધારણ કર્યું છે કે એની વિરુદ્ધ લડતાં લડતાં મારે મારી પૂરી શક્તિ ખર્ચ કરવી પડી. આ પરિસ્થિતિમાં મને આ રાષ્ટ્રીય અહંતાનાં ચિહ્નો જ્યાંત્યાં દેખાવા લાગ્યાં; અને જ્યાં જ્યાં મને એ દેખાય છે, ત્યાં ત્યાં હું

હંમેશાં કમર કસીને એની વિરુદ્ધ ઊભો થઈ જાઉં છું.

સંભવ છે કે હિંદુસ્તાનની હાલત યુરોપ કરતાં કંઈક જુદી હોય. છતાં હું જાણું છું અને ખૂબ સારી રીતે જાણું છું કે નૈતિકતાનો આ સંક્રામક રોગ કેવી રીતે એક અદમ્ય ગતિથી ફૂટી નીકળે છે. અને કઈ રીતે એક રાષ્ટ્રનું પોતાના ન્યાય, અધિકાર, કર્તવ્ય તથા પોતાના વિશિષ્ટ અસ્તિત્વનું સ્વાભાવિક ભાન, જોતજોતામાં કેટલાંક ગણ્યાંગાઠયાં વર્ષોમાં જ, એક ભયાનક સર્વગ્રસિશ્નુ રાષ્ટ્રીય અથવા વંશીય અહંતાની ઘેલછામાં બદલાઈ જઈ શકે છે. માનવજાતિના માથે આજે આ જ ભયરૂપી તલવાર સ્થાયીરૂપે ઝઝૂમી રહી છે. આ ભયથી દેશને બચાવવા માટે, દેશના અંત:કરણ કહી શકાય તેવા આપણા ગુરુ ગાંધીએ અને તમારા જેવા લોકોએ કડક સંયમ અને સખતીથી કામ લેવું પડશે. અને કારણ કે તમે બન્ને હંમેશ માટે તો રહેવાના નથી તેથી તમારે પોતાની આસપાસના લોકોમાંથી આ વિચારધારામાં માનનારા ઉત્સાહી રાષ્ટ્રનેતાઓને તૈયાર કરવા જોઈએ, જે સુકાની નાવિક તરીકે તમારું સ્થાન લઈ શકશે. આપણે એક વિશ્વવ્યાપી તોફાનમાં સપડાયેલા છીએ, અને એક ક્ષણ માટે પણ ઝોકું ખાવું ભયરહિત નથી.

તમારા પત્રમાં સુભાષિત જેવું એક વાકય છે, જે મને હંમેશાં યાદ રહેશે : 'ખરું જોતાં તો કોઈ પણ જ્ઞાન કદી પણ વિદેશી હોઈ જ ન શકે. એ તો આત્માની વસ્તુ છે. (In fact no Knowledge can ever be foreign. It is a thing of the Spirit).' આનો અર્થ એ થયો કે આપણે બધા ભાઈ-ભાઈ છીએ, એક જ પરમપિતાના પુત્રો છીએ. બાકીના આપણા બધા મતભેદો આપણે ગૌણ માનીએ. તેથી, મિત્રવર્ય, મારી પ્રાર્થના છે કે વ્યક્તિગતરૂપે નહીં પરંતુ તમારા પુસ્તકના અંગ્રેજી અનુવાદ પરથી એક ખોટી છાપ પડવાને કારણે, મેં જે કડક શબ્દો તમારા વિશે લખ્યા એ બધું તમે ભૂલી જાઓ. હું તમને ખાતરી આપું છું કે મારી ચોપડીની આ પછીની આવૃત્તિમાંથી હું એ શબ્દોને કાઢી નાખીશ. અત્યારે જો તમે મંજૂર કરો તો ગણેશન દ્વારા પ્રકાશિત થનારી જે આવૃત્તિ મીરા સુધારી રહી છે, એમાં એ મારા આ પત્રનો ઉપયોગ કરે. તમારા પ્રત્યે મેં જે અન્યાય કર્યો એને વિશેનો મારો પ્રેમપૂર્ણ પશ્ચાત્તાપ એ તમારી પાસે પહોંચાડે. કૃપા કરીને ગાંધીજીને મારા સપ્રેમ પ્રણામ કહેજો. મારા પર (તમારા નિષ્ઠાવાન મિત્ર પર) વિશ્વાસ રાખજો.

તમારો

(સહી) રોમેં રોલાં

# ૪. સ્વદેશી અને આંતર-રાષ્ટ્રીયતા*

વ્યાપક સ્વદેશી કેવળ આર્થિક સવાલોનો વિચાર ન કરે; એ જીવનતત્ત્વ છે. સમસ્ત જીવન નિષ્પાપ, નિર્દ્રોહ અને કૃતાર્થ કરવા માટે માણસે કઈ રીતે વર્તવું જોઈએ તે એ બતાવે છે. વ્યાપક સ્વદેશી અને સ્વધર્મ એ એક જ વસ્તુ છે.

માણસ જે સમાજમાં જન્મ્યો અથવા જે સમાજમાં ઊછર્યો અથવા જે સમાજ સાથે એણે પોતાનું જીવન કાયમનું બાંધી દીધું તે સમાજ સાથે એનો વિશેષ ધર્મ પ્રાપ્ત થાય છે — સેવા લેતી વખતે અને સેવા કરતી વખતે એણે પોતાના સમાજનો વિશેષ વિચાર કરવો જોઈએ. સ્વધર્મના આ તત્ત્વમાં દેશ, ભાષા, સંસ્કૃતિ, ધર્મ વગેરે બધાં તત્ત્વો આવી જાય છે. જે ભાષા દ્વારા માણસનું બૌદ્ધિક અને હાર્દિક જીવન બંધાયું એ એની દૂધભાષામાંથી જ એ પોતાનો ધર્મ અને પોતાની સંસ્કૃતિ અનાયાસે મેળવી શકે, અને એ જ એને સદી શકે. આગળ જતાં જ્યારે પોતાના પુરુષાર્થી, ચિંતનમય, પરાક્રમી, સમૃદ્ધ જીવન દ્વારા એનો સેવા કરવાનો વારો આવે છે ત્યારે પણ એણે મુખ્યત: સ્વભાષા દ્વારા જ પોતાના વિચારો, પોતાની લાગણીઓ, પોતાના અનુભવો અને પોતાની શ્રદ્ધા વ્યક્ત કરવાં જોઈએ. એમાં જ સાર્વત્રિક શક્તિનો સંગ્રહ છે અને વિકાસ છે. જ્ઞાનના પ્રચારને અર્થે કેળવણીના વાહન તરીકે પણ સ્વભાષા જ વપરાય એમ આ સિદ્ધાંત ઉપરથી સહેજે ફલિત થાય છે. અન્ય ભાષાઓની સેવા લેવાય કે કરાય નહીં એવો અર્થ આમાંથી નથી નીકળતો, પણ તેવી બધી પ્રવૃત્તિ સ્વભાષાની આસપાસ જ વણાયેલી હોવી જોઈએ.

ધર્મની બાબતમાં પણ જે ધર્મમાં હું ઊછર્યો હોઉં તે ધર્મ જો મને સદોષ જણાય, ઊણપવાળો જણાય તો મારે એનો ત્યાગ કરી બીજા ધર્મમાં ન ઘૂસવું જોઈએ, મારે મારા ધર્મની જ સેવા કરી એને નિર્દોષ ને સંપૂર્ણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

સ્વદેશી માને છે કે દુનિયાની મહાપ્રજાઓ જે ધર્મ પાળે છે તે બધા જ મોટે અંશે સરખા સાચા છે, સારા છે અને સમાન છે. દરેક ધર્મમાં જુદી જુદી ખૂબી છે પણ ધર્મ તેના ઉપાસકને માટે પ્રાણરૂપ હોઈ તટસ્થ દૃષ્ટિએ બધા જ ધર્મ સરવાળે સમાન ગણવા જોઈએ. અને છતાં (અથવા અને તેથી જ) કોઈ માણસ પોતાનો ધર્મ છોડીને બીજા ધર્મમાં નહીં જાય. ધર્માંતર કરવાનું કારણ જ નથી; ધર્મનું લેબલ બદલી માણસને એક સમાજમાંથી ઉખેડવો અને બીજા સમાજ ઉપર લાદવો એમાં સામાજિક શક્તિનો નાશ છે, લાગણીની હિંસા છે અને તેથી

* જાન્યુઆરી, ૧૯૩૪માં અમદાવાદમાં આપેલું વ્યાખ્યાન.

સ્વદેશીને એ વસ્તુ માન્ય નથી. પડોશીના ધર્મમાં કે એના જીવનક્રમમાં કંઈ સારું જણાતું હોય તો તે વસ્તુ પોતાના જીવનક્રમમાં ભળી જાય એવી રીતે દાખલ કરવી એ ક્યાં અશક્ય છે? ઊલટું, ધર્માંતર કરી માણસ લાંબા વખત સુધી પોતાની સેવાશક્તિ ગુમાવી બેસે છે.

જીવનનો પરિપાક તે તે સમાજની ખાસ સંસ્થાઓ દ્વારા થાય છે, અને તેથી જ દરેક સમાજ પોતાની સંસ્થાઓને પોતાના કલેવર જેટલું ચાહે છે અને રક્ષે છે. શરીરને જેમ આહાર, સ્નાન, રેચ, આરામ અને વ્યાયામ દ્વારા આપણે નીરોગી, પરિપુષ્ટ, દીર્ઘજીવી અને સેવાક્ષમ બનાવીએ છીએ, તેવી જ રીતે સંસ્થાઓને પણ જાગ્રત, પરિવર્તનશીલ અને વર્ધમાન બનાવતા જઈએ તો એમાં પણ સ્વદેશી તત્ત્વ સુંદર રીતે કામ આવે એમ છે. સ્વદેશીથી જ જીવનશુદ્ધિ અને જીવન-સમૃદ્ધિ સાધી શકાય.

આ સ્વદેશીનો આપણે જ્યારે સિદ્ધાંત તરીકે પ્રચાર શરૂ કર્યો ત્યારે યુરોપમાંથી આવેલા નૅશનાલિઝમ સાથે એની સરખામણી થવા લાગી. નૅશનાલિઝમ એટલે રાષ્ટ્રીયતા. એનું આજનું ઉગ્ર રૂપ જોતાં એને રાષ્ટ્રપૂજાધર્મ કહેવો જોઈએ. હું મારા રાષ્ટ્રને જ ઓળખું, એનું જ ભલું ચાહું, એની જ સેવા કરું, એને માટે ગમે તે વસ્તુનો ભોગ આપું. રાષ્ટ્ર કરતાં કોઈ પણ વસ્તુ શ્રેષ્ઠ છે એમ હું માનતો નથી; ધર્મ, નીતિ, ન્યાય, ઈન્સાફ, આત્મા, પરમાત્મા, બધાં જ રાષ્ટ્ર આગળ ગૌણ છે; બધી વસ્તુઓ જેટલે દરજ્જે રાષ્ટ્રને પોષક છે તેટલે દરજ્જે જ એનો હું સ્વીકાર કરું – આ જાતની રાષ્ટ્રપરાયણતા એ નૅશનાલિઝમનું ચોમેર ફાટી નીકળેલું વિકૃત રૂપ છે. राष्ट्रात् परतरं न हि । એ સૂત્ર લઈ માણસ આખી દુનિયામાં ફરી વળે છે અને જ્યાંત્યાં ઝઘડો સળગાવે છે. આપણે ત્યાં સ્વદેશીનો પ્રચાર કેટલાક લોકો નૅશનાલિઝમની દૃષ્ટિએ કરવા લાગ્યા તેથી સ્વદેશી પણ આ નૅશનાલિઝમનો જ એક પર્યાય છે એમ ઘણા લોકોને વહેમ ગયો. અને યુરોપના જે મહાન વિચારકો ત્યાંની રાષ્ટ્રપરાયણતાથી અકળાય છે તેમણે આપણા શુદ્ધ સ્વદેશીધર્મનું સ્વરૂપ નહીં જાણવાથી તેના પ્રત્યે અસાધારણ સૂગ કેળવી. નૅશનાલિઝમ – રાષ્ટ્રપરાયણતા – એ કેટલી ખરાબ છે એ તો તેઓ પ્રત્યક્ષ અનુભવતા હતા. એની જ ભાષામાં સ્વદેશીનો પ્રચાર થતો જોઈ એમણે એ વૃત્તિમાં સ્વતંત્ર કાંઈ શુદ્ધ સર્વકલ્યાણકારી તત્ત્વ છે એમ જોયું જ નહીં.

યુરોપમાં સાત્ત્વિક લોકોએ નૅશનાલિઝમનો વિરોધ કરી સર્વકલ્યાણકારી વિશ્વ-બંધુત્વાદિ આંતરરાષ્ટ્રીયતાનો પ્રચાર શરૂ કર્યો. એ વસ્તુ શી છે એ જોતાં પહેલાં રાષ્ટ્રીયતા કેમ ઉદય પામી અને એનું પ્રાકટ્ય જૂના કયા સડા સામે હતું એ આપણે પ્રથમ જોવું જોઈએ.

આધુનિક રાષ્ટ્રભાવના દુનિયામાં જાગી તે પહેલાં રાજ્ય રાજાનું મનાતું. રાજાની હકૂમત તળે રહેવું અને રાજા પાસેથી દરેક જાતનું રક્ષણ મેળવવું એટલો જ પ્રજાનો રાજ્ય કે રાજા સાથેનો સંબંધ ગણાતો. રાજાપ્રજાનો ધર્મ એક, દેશ એક,

સંસ્કૃતિ એક. લાભહાનિની દૃષ્ટિ સમાન—એવી સ્થિતિમાં રાજા સ્વભાવત: પ્રજાજીવનનો પ્રતિનિધિ રહેતો. રાજા પ્રત્યે નિષ્ઠા રાખવી એ પણ પ્રજાને સ્વાભાવિક લાગતું. આપણે ત્યાં એક રાજા બીજા રાજા પર ચડાઈ કરે અને એને પરાસ્ત કરે તો પણ એનું રાજ બનતાં સુધી છીનવી લેતો નહીં; એને જ અથવા એના દીકરાને માંડલિક બનાવી એનું રાજ પાછું સોંપતો. કોઈ પણ પ્રજા ઉપર પારકા-પારકી સંસ્કૃતિના — રાજાની હકૂમત તળે રહેવાનો પ્રસંગ ન આવે તો પોતાના રાજાનો પરાજય એ પ્રજા માટે જીવનવિનાશક વિપત્તિ જેવો જણાતો નહીં.

પણ જ્યારે રાજાઓ ધર્મના અને સંસ્કૃતિના સેવક મટી પોતાનો સ્વાર્થ, પોતાની વાસના અથવા પોતાના કૌટુંબિક ઝઘડાનો જ વિચાર કરવા લાગ્યા ત્યારે પ્રજાજીવન ક્ષીણ થવા લાગ્યું, અને રાજનિષ્ઠામાં કશું ગૌરવ ન રહ્યું. રાજ-નિષ્ઠા એ કંઈ નિરપેક્ષ, નૈતિક કે આધ્યાત્મિક સદ્‌ગતિ નથી. રાજા નષ્ટ હોય, દુષ્ટ અથવા ભ્રષ્ટ હોય તો એના પ્રત્યેની નિષ્ઠા પ્રજાને નરકે જ લઈ જાય. કોઈ રાજાને બીજા રાજાની કન્યા લૂંટીને જબરદસ્તીથી એને પરણવાનો મોહ અનાવર થયો એટલા ખાતર જો એના દેશના કે એની ફોજના હજારો ને લાખો લોકો કપાઈ મરવા માટે યુદ્ધે જાય તો શું એમના પ્રત્યે આપણા મનમાં આદર કે સહાનુભૂતિ જાગે? અથવા તેઓ સ્વર્ગે જવાના છે એમ આપણને લાગે?

સલ્તનત, ગાદી, રાજવંશ એ બધી વસ્તુઓ જ્યારે પ્રજાને માટે અર્થવિહીન અને પ્રાકૃત થઈ ગઈ ત્યારે રાષ્ટ્રીય અસ્મિતાનો જન્મ થયો. મુખ્ય સ્થાન રાજાને નહીં પણ રાષ્ટ્રને; પ્રજાની જે રાજકીય હસ્તી તે રાષ્ટ્ર; રાજા કેવળ રાષ્ટ્રનો સેવક, રાષ્ટ્રના હિત તરફ અખંડ જાગ્રત રહેવા અને રાષ્ટ્ર ખાતર સ્વાર્થત્યાગ કરવા બંધાયેલો. આટલે દરજ્જે તો મૂળ કલ્પનામાં પ્રગતિ થઈ. રાજનિષ્ઠામાં ગૌરવભર્યો ભાવ ઉમેરાયો, અને વ્યક્તિ મારફતે આપણે પ્રજાસમસ્તની જ ભક્તિ કરીએ છીએ એવું સ્વાભિમાનપોષક આશ્વાસન પ્રજાને મળ્યું.

દુનિયામાં આવાં રાષ્ટ્રો અનેક હોય. એ રાષ્ટ્રોએ અંદર અંદર કેવો સંબંધ રાખવો જોઈએ? રાષ્ટ્રના જીવિતનો હેતુ શો? એવા એવા ભારે સવાલો બહુ જ થોડા આગળ ઊઠતા; પણ મૅઝિની જેવા માનવતત્ત્વજ્ઞોએ એનો વિચાર કરી રાખ્યો. દરેક રાષ્ટ્ર મનુષ્યકોટિનું, માનવતાનું ઘટક અને સેવક છે. માનવીની સેવા કરવામાં જ એણે પોતાની ઉન્નતિ સાધવી જોઈએ. દરેક રાષ્ટ્રને ભાગે મનુષ્યસેવાની વિશિષ્ટ બાજુ આવેલી હોય છે. માનવસેવાનું એ સ્વરૂપ સમજી એને લાયક બનવું અને સેવા અદા કરવી એ જ તે રાષ્ટ્રનો સ્વધર્મ છે. આવી સેવા મારફતે માનવકોટિ ઉન્નત થાય છે, પ્રગતિ કરે છે અને પોતાના જીવનમાં જનગણોના સ્વામીનો હેતુ પાર પાડે છે. એ સેવાક્ષમતા કોઈ નષ્ટ ન કરે એટલા માટે દરેક રાષ્ટ્રે સમર્થ અને જાગ્રત રહેવું જોઈએ. એટલે સુધી આદર્શની સ્પષ્ટતા થઈ. આમ દુનિયામાં અનેક સ્વતંત્ર રાષ્ટ્રો રહેવાનાં અને એમની વચ્ચે ભાઈચારો અને પરસ્પર સહકાર ખીલવાનો એ આદર્શ હતો.

માનવકોટિનું એક સમસ્ત સંગઠન આવશ્યક છે, એની પાછળ રાજકીય શક્તિ હોવી જોઈએ; એવું તે વખતે કોઈને ખાસ લાગ્યું નહીં. માનવકોટિની ઇચ્છા, એનો આદર્શ અને એનું ભાવિ જ્યાં સુધી ધર્મના હાથમાં રહે એવી માન્યતા હતી ત્યાં સુધી માનવતાની એકતાની કલ્પના જીવતી હતી અને તેથી જ માનવ-ધર્મ એક જ હોવો જોઈએ એ જાતનો આગ્રહ કેળવાયો. એ આગ્રહમાંથી જ ઐહિક સાર્વભૌમ શક્તિ ખીલવવાની ઇચ્છા અને આકાંક્ષા જાગી અને સમ્રાટ કે જગદેકરાટ્ હોવો જોઈએ એવી અપેક્ષા વધી.

ધર્મોએ અંદર અંદર ચર્ચા કરી વાગ્યુદ્ધ અને શસ્ત્રયુદ્ધ મચાવીને બીજી રીતે પોતાના અનુયાયીઓની સંખ્યા વધારી આખી દુનિયા એકછત્રી કરવાનો પ્રયત્ન જૂના કાળથી કરેલો છે. આજે પણ એ મહાત્ત્વાકાંક્ષા સાવ નીકળી નથી ગઈ. પોતાનો ધર્મ ફેલાવવો એ મહત્ત્વાકાંક્ષાનું રૂપાંતર થઈ પોતાની સંસ્કૃતિનો પ્રચાર કરવો એવી નવી આવૃત્તિ આજે વિશેષ દેખાય છે. એ રીતે પણ રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચે ઝઘડાઓ ચાલુ જ છે. પહેલાં રાજાઓ લડતા, હવે રાષ્ટ્રો લડે છે. વેરઝેર ને સ્વાર્થ આખી પ્રજામાં ફેલાવાથી તે પ્રતિષ્ઠિત થાય છે એ ખરું, પણ તેથી તે કંઈ પવિત્ર કે હિતકારી નથી થતાં. સ્વાર્થ, અભિમાન, દ્વેષ, ઈર્ષ્યા વગેરેનો જ્વર આખી પ્રજામાં ફેલાય એ તો પ્લેગ, મરકી અને સન્નિપાત કરતાં પણ ભૂંડું.

દરેક રાષ્ટ્ર એ વ્યવસ્થિત, સુસંગઠિત અને કાર્યક્ષમ એવી સંસ્થા બનશે અને આવાં રાષ્ટ્રોનું એક સહકારી મંડળ બની જનતા જનાર્દનની સેવા ઉત્તમ રીતે થશે એ બાંધેલી મૂળ આશાયે કોરે રહી અને રાગદ્વેષ વધવાથી અને દૃઢમૂલ થવાથી માણસજાતનું ચારિત્ર્ય હીન થયું—ચારિત્ર્યનો આદર્શ જ બગડી ગયો.

આ રોગથી અકળાયેલા લોકોએ આંતરરાષ્ટ્રીયતાનો આદર્શ રજૂ કર્યો. પોત-પોતાના રાષ્ટ્રનું અભિમાન રાખવું, એના જ સ્વાર્થનો વિચાર કરવો એમાં સંકુચિતતા છે. માટે એ છોડી નિરભિમાનપણે બધાં જ રાષ્ટ્રોને પોતાનો સ્વદેશ ગણવો એવો આદર્શ રજૂ થયો. એમ કરતાં પોતાના રાષ્ટ્રની કેટલીક ખાસિયતો છોડવી પડે તોય તે છોડવા તૈયાર થવું એવો ઉપદેશ થવા લાગ્યો.

આ આદર્શ કેટલાક સ્વાર્થી, વિલાસપ્રિય, બંધનશત્રુ, સંયમવિમુખ એવા લોકોને બહુ ફાવતો આવ્યો. પોતાના સમાજ પ્રત્યે તોછડાઈ બતાવી જ્યાં ફાવતું આવે ત્યાં જઈને રહેવું, કોઈના પ્રત્યે પોતાનું વિશેષ કર્તવ્ય ન સ્વીકારવું, ગમે તેની સેવા લેવી અને ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહેવું એવી વાત લોકો પોતે આંતરરાષ્ટ્રીય હોવાનું જાહેર કરી પોતાના આવા જીવનનો બચાવ કરવા લાગ્યા. અંતે એક જણે તો એવી વ્યાખ્યા કરી કે પોતાનો દેશ, પોતાનો સમાજ અને પોતાનો ધર્મ એ બધાંને બાદ કરી, બીજાનો દેશ, બીજો સમાજ અને બીજાના દેશ ઉપર જે પ્રેમ કરે છે તે આંતરરાષ્ટ્રીય, તે કૉસ્મોપોલિટન. જેણે બધાં બંધનો અને જવાબદારી ફગાવી દીધાં છે તે આંતરરાષ્ટ્રીય. આંતરરાષ્ટ્રીયતાનો આ સાચો અર્થ નથી, એમ કહેવાની અહીં જરૂર નથી.

કેટલાક સેવાવીરો સાચી આંતરરાષ્ટ્રીયતા શી છે એ બતાવવા લાગ્યા. સ્વદેશમાં જાલિમો સામે યુદ્ધ કરી સ્વરાજ સ્થાપ્યું કે આ લોકો સ્વદેશ છોડી પડોશના કોઈ પણ પરતંત્ર રાષ્ટ્રમાં જઈ ત્યાં સ્વાતંત્ર્ય-યુદ્ધ જગાવવાના. ત્યાંનું કામ પત્યું કે કોઈ ત્રીજા દેશમાં ચાલ્યા. એવી વૃત્તિવાળા એક જણને "તારો સ્વદેશ કયો" એવો સવાલ પૂછતાં એણે જવાબ આપ્યો : "My home is where liberty is not." જ્યાં પારતંત્ર્ય છે તે દેશને હું સ્વદેશ ગણું છું; કેમ કે પારતંત્ર્ય સામે યુદ્ધ મચાવી એ દેશને સ્વતંત્ર કરવો એ મારો સર્વશ્રેષ્ઠ ધર્મ ગણું છું.

પણ આવું ઉપરાણું લેનારા વિપુલ હૃદયના લોકો કેટલા હોય?

રાષ્ટ્રીયતાનો વિરોધ કરી આંતરરાષ્ટ્રીયતા શીખવનાર એક નવી જ દૃષ્ટિ અને નવો પંથ જાગ્યો. લોકોમાં જે દ્વેષવૃત્તિ રહેલી છે અથવા જે પ્રતિકારવૃત્તિ કેળવાઈ છે તેને આજે છે એના કરતાં વધારે યોગ્ય લક્ષ્ય (target) બતાવ્યું હોય તો યુદ્ધોમાંથી કંઈક સારું ફળ નીપજવાનું, એમ તો દરેકને લાગે. નવા વિચારકો કહેવા લાગ્યા – યુરોપમાં અઢાર કે વીસ રાષ્ટ્રો છે એમ જે કહેવાય છે તે સાચું નથી. રાષ્ટ્રો તો બે જ છે: ગરીબ અને તવંગર. દરેક દેશના તવંગર લોકો સ્વદેશના ગરીબોને તો ચૂસે જ છે, પણ એ ગરીબોની જ મદદથી આસપાસના દેશોને પણ પરાસ્ત કરી આબાદ રીતે એમને ચૂસે છે. દરેક દેશના મુઠ્ઠીભર શ્રીમંતો આખા રાષ્ટ્રને નામે પોતાનો અંદરઅંદરનો ઝઘડો ચલાવે છે અને હજારો અને લાખો ગરીબોને શત્રુની તોપો આગળ નીરે છે. અને આવા મનુષ્યયજ્ઞમાંથી પોતાને માટે આ દુનિયામાં અમનચમનનું સ્વર્ગ જમાવે છે. વાસ્તવિક જોતાં દુનિયાના ગરીબોને એકબીજા સામે લડવાનું કારણ જ નથી. તેમને લૂંટવાપણું છે જ નહીં.

આમ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના ઝઘડા બાજુએ રાખી વર્ગ વર્ગ વચ્ચે, ગરીબ અને તવંગર વચ્ચે દારુણ યુદ્ધ સૂચવાયું છે. આમાં, તવંગર લોકો અલ્પસંખ્યાંક છે, સ્વાર્થી છે, ધર્મભ્રષ્ટ છે, જાતમહેનત ન કરવાના પાપમાં ડૂબેલા છે એ વિશે શંકા નથી. દુનિયામાં આજે મોટામાં મોટો દોષ દાખલ થયો હોય તો તે અર્થશોષણનો છે. ગરીબોને, ભોળા લોકોને, અગવડમાં આવી પડેલાઓને દબાવવા ને ચૂસવા એ જ એક મહાન માનવવ્યાપી પ્રવૃત્તિમાં લોકોને રસ પડયો છે. આ રસ જેનામાં નથી એવા લોકો દુનિયામાં બહુ થોડા છે. જેઓ આજે ગરીબ જણાય છે તેઓ લાગ ફાવે તોય કોઈને લૂંટવાના નથી એમ તો ન જ કહેવાય. એટલે એ દોષમાંથી દુનિયાને ઉગારવા, દુનિયાની સંપત્તિ પર આખા સમાજનો જ હક રાખવો, કોઈની પાસે ખાનગી મિલકત હોય જ નહીં એ જાતની સૂચના થઈ છે.

બીજી બાજુ, માણસે સ્વાર્થ છોડી અથવા તે અત્યંત મર્યાદિત કરી ધર્મ ઓળખવો જોઈએ, પોતાના પડોશીઓ પ્રત્યેનો પોતાનો વિશેષ ધર્મ છે. એ ધર્મના પાલનને અર્થે જ પોતાની સંપત્તિ પોતાની પાસે છે એમ માની તે પ્રમાણે એણે વર્તવું જોઈએ, એ જાતની સૂચના રજૂ થયેલી છે. આવી રીતે એક બાજુ સામ્યવાદ અને બીજી બાજુ સ્વદેશી દુનિયા આગળ રજૂ થયેલા છે.

મનુષ્યસમાજમાં અનેક કારણસર વર્ગો તો પડે જ છે. આવા વર્ગો સ્વાર્થની દૃષ્ટિએ બંધાવા દેવા એ એક મહાન વિપત્તિ છે. ન્યાય અને સમતા સ્થાપવા માટે વર્ગો વર્ગો વચ્ચે વિગ્રહ ઊભો કરવો એ ભયાનક વસ્તુ છે. વર્ગવિગ્રહ ટાળવાનો જ પૂરેપૂરો પ્રયત્ન થવો જોઈએ. સામ્યવાદ સ્થાપન કરવા માટે પણ લોકોના અભિપ્રાયોમાં અને જીવનમાં પરિવર્તન કરવાની આવશ્યકતા રહે છે અને સ્વદેશીમાં પણ તેટલી જ આવશ્યકતા છે.

વિગ્રહ કરતાં જીવનપરિવર્તન મોળી વસ્તુ છે, એમ તો કોઈ નહીં માને. મતપરિવર્તન પણ લડાયક વસ્તુ છે. શુદ્ધ સ્વદેશીનો વ્યાપક પ્રચાર પણ એટલી જ ઉગ્ર વસ્તુ છે. લડાયક કે ઉગ્ર એટલે સામાને મારનાર એવો અર્થ નથી લેવાનો, પણ અથડામણ ઉત્પન્ન કરી અકળાવનારી અને દરેકને પરાણે વિચાર કરતા કરી મૂકવાની એવી નવી સામાજિક વ્યવસ્થા.

આવી વ્યવસ્થાના મૂળમાં સ્વતંત્રતા, સમતા, સર્વાત્મૈક્ય, અથવા ટૂંકામાં કહીએ તો વ્યાપક સ્વદેશી તો હોવું જ જોઈએ. સ્વદેશીમાં નજીકનો અને દૂરનો એવા સ્વાભાવિક વિચાર અથવા ભેદને સ્થાન છે; પણ પોતીકું અને પારકું એવો એ વિગ્રહ નથી. દરેક માણસને એનો સ્વદેશ, એનો સ્વધર્મ વગેરે વસ્તુઓ એનાં કેન્દ્રો છે, પણ એના જીવનનું વર્તુલ આખા મનુષ્યસમાજને, આખા વિશ્વને અંદર લીધા વગર અટકતું નથી.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે અહિંસા વગર સ્વદેશી સંભવે જ નહીં. સમાજ-દ્રોહી વૃત્તિઓ જ્યાં જ્યાં દેખાય ત્યાં ત્યાંથી ઓળખીને તેને હાંકી કાઢવાની જરૂર છે. સ્વાર્થ, અહંકાર અને રાગદ્વેષને કારણે જ્યાં સંઘો બંધાય છે, સત્તાઓ સ્થપાય છે ત્યાં એ બધાં પાપો ભેગાં થવાનાં. સંસ્થાઓ, પંથો, જુદા જુદા ધર્મો, રાજ-સત્તા અને સામ્રાજ્યો, વાદો અને સંપ્રદાયો એ બધાં સંકુચિતતા ઉત્પન્ન કરે છે ને એમાંથી ઝઘડાઓ પેદા થાય છે. જેમ જેમ અનુભવ, જ્ઞાન, ડહાપણ અને દીર્ઘદૃષ્ટિ વધશે, તેમ તેમ આ વાડાઓ દૂર થવાના છે. વિગ્રહ દ્વારા એ દૂર કરવાના પ્રયત્નોમાં એમના પ્રત્યેની નિષ્ઠા ઓછાવત્તા પ્રમાણમાં દૃઢમૂલ થાય છે. વિરોધ કરવાથી એમનું બળ વધે છે, એમની આવરદા લંબાય છે. આનો ઉત્તમ ઉપાય એમની ઉપેક્ષા કરી એમના પ્રત્યે અસહકાર કેળવી એમની પોતાની મેળે મરવા દેવાં, ઓગળી જવા દેવાં એ છે. આજનો સમાજ ધાર્મિક બાબતોમાં વ્યક્તિનિષ્ઠ ને રૂઢિનિષ્ઠ છે. વ્યવહારમાં અર્થનિષ્ઠ છે, રાજદ્વારી બાબતમાં સત્તાનિષ્ઠ છે અને એ રીતે પરતંત્ર છે. એ બધી નિષ્ઠાઓ કોરે મૂકી સમાજને આત્મનિષ્ઠ બનાવવાની જરૂર છે. આત્મનિષ્ઠાથી બધાની સાથે પોતાની અને પોતા દ્વારા બધાની અવિરોધી સેવા થવાની છે. એવી સેવાનું વ્યાકરણ તે સ્વદેશી.

સેવા માટે જ્યારે ભોગ આપવાનો હોય છે, ત્યાગ કરવાનો હોય છે, ત્યારે પણ સ્વદેશીનું તત્ત્વ જાળવવાનું હોય છે; કેમ કે સ્વદેશીની પ્રવૃત્તિ સ્વાર્થ સાધવા માટે નથી પણ જીવન ધર્મમય અને કૃતાર્થ કરવા માટે છે. મરણપથારીએ પડેલો

ગૃહસ્થ સ્વદેશને કાજે લડવા માટે પોતાના દીકરાને નહીં મોકલતાં પોતાના નોકરોને મોકલવાની વૃત્તિ નહીં સેવે એનું નામ તે સ્વદેશી. આવા સ્વદેશીમાં રાષ્ટ્રીયતા ને આંતરરાષ્ટ્રીયતાનો ભેદ કે વિરોધ રહેવાનો નથી. સ્વદેશી સમાજમાં ગમે તેટલી વિવિધતા દાખલ થાય તોય તે એકતાની વિરોધી થવાની નથી. એટલા માટે જ સ્વદેશી તત્ત્વને સર્વોદયકારી સર્વમંગલકારી કહ્યું છે.

## ૫. બહિષ્કાર-પ્રશ્નોત્તરી

સુખલાલ—કેમ, અમને ઘરમાં પડેલો પરદેશી માલ વાપરવાની પણ છૂટ નહીં? તમે તો સ્વતન્ત્રતાની વાત કરો છો. તો પછી સ્વદેશી કપડાં જ વાપરવાનો અમને આટલો આગ્રહ શા માટે કરો છો?

પ્રાણલાલ—તમારી સ્વતન્ત્રતા અમે છીનવી લેવા નથી માગતા. પણ પરદેશી કપડાં વાપરવાથી તમે તમારી પોતાની અને તમારા દેશની સ્વતન્ત્રતા ખોઈ બેસો છો એ હું તો તમને સમજાવવા માગું છું. હું તમારો ભાઈ છું, માટે તમારી પાસે આવી તમને સમજાવવાનો મારો હક છે અને મારી ફરજ પણ છે.

સુખલાલ—તમારી તે ફરજ ભલે રહી. મને તેની ફિકર નથી. પણ તમને એવો હક તે કોણે આપ્યો?

પ્રાણલાલ—એક જ વહાણમાં બેઠેલા સઘળા જણ એક જ દિશામાં વહાણને લઈ જાય તો જ આરો આવે. અને તેથી અમુક દિશામાં આપણે વહાણ લઈ જઈએ એમ એકબીજાને કહેવાનો હક દરેક જણને છે. તમારા આચરણથી બીજાને લાભહાનિ ન હોત તો વખતે તમારી પાસે કોઈ ન આવત; જોકે તે દશામાં પણ ભાઈ તરીકે તમારું હિત શામાં રહેલું છે એ તમને સમજાવવાનો હક તો મને છે જ. પણ હવે એ સવાલ જવા દઈએ. તમે પરદેશી કપડાં હજી કેમ નથી છોડતા?

સુખલાલ—મારી પાસે જે પરદેશી કાપડ છે તેના મેં પૈસા આપેલા જ છે. હવે એ હું બાળી નાખું તો તેના પૈસા થોડા વિલાયતથી જ પાછા આવવાના હતા?

પ્રાણલાલ—હું ક્યાં વિલાયતથી પૈસા પાછા લાવવાની વાત કરું છું? હું તો એમ કહું છું કે પરદેશી માલ વાપરવાથી તમારું પોતાનું અને હિન્દુસ્તાનનું નુકસાન છે.

સુખલાલ—પણ મેં વેચાતાં લીધેલાં કપડાં હું બાળી નાખું એમાં ઇંગ્લંડને શું નુકસાન થયું?

પ્રાણલાલ—તમે મારું કહ્યું હજીયે ન સમજ્યા. હું ઇંગ્લંડ ગયેલા પૈસા પાછા લાવવા પણ નથી માંગતો અને ઇંગ્લંડને નુકસાન કરવા પણ નથી માગતો.

સુખલાલ—(અધીરા થઈને) તો શું ઇંગ્લંડને બીક બતાવ્યા વગર જ ઇંગ્લંડ સ્વરાજ્ય આપી દેશે?

પ્રાણલાલ—તમે ઇંગ્લંડને શાની બીક બતાવશો?

સુખલાલ—હું પરદેશી માલ કંઈ બાળું નહીં, પણ ઇંગ્લંડને હું તો એમ કહું કે તમે જો અમને સ્વરાજ્ય નહીં આપો તો અમે તમારો માલ બિલકુલ લઈશું નહીં.

પ્રાણલાલ—અને પછી ઇંગ્લંડ શું વિચાર કરશે?

સુખલાલ—ઇંગ્લંડ વિચારશે કે હાથનો વેપાર જાય એના કરતાં રાજસત્તા જાય એ બહેતર છે.

પ્રાણલાલ—એટલે કે, ઇંગ્લંડને હિન્દુસ્તાન ઉપર રાજ્ય કરવા કરતાં હિંદુસ્તાનમાં પોતાનો માલ ખપાવવામાં વધારે લાભ છે; અને તે છોડવા કરતાં રાજ્ય છોડવું તે વધારે પસંદ કરશે; એમ જ કેની?

સુખલાલ—હા, એમ જ.

પ્રાણલાલ—ત્યારે તો જો સરકાર તમારું કહેવું માને અને તમને સ્વરાજ્ય આપી દે તો તમે અંગ્રેજોનો જ માલ લેવાને બંધાઈ જાઓ છો.

સુખલાલ—એવું શા ઉપરથી સિદ્ધ થાય છે? સ્વરાજ્ય મળ્યા પછી અમે ગમે તેમ કરશું.

પ્રાણલાલ—ત્યારે શું અંગ્રેજ પ્રજા એટલી બધી ભોળી છે કે સ્વરાજ્ય આપવાથી આપણો વેપાર પણ હાથમાં રહેવાનો નથી એટલું સમજી ન શકે?

સુખલાલ—ભલે ત્યારે, ધારો કે આપણે પરદેશી માલ લેવા બંધાઈ જઈને સ્વરાજ્ય મેળવીએ, તોયે તેમાં શું ખોટું છે?

પ્રાણલાલ—ખોટું શું છે? ઇંગ્લંડને દર વરસે સાઠ કરોડ રૂપિયાની ખંડણી — અરે સાઠ કરોડ શું, અબજો રૂપિયાની ખંડણી આપવાની અને દેશના કરોડો લોકોને ધંધા વગર બેસાડવાની શરતે મળેલું રાજ્ય શું સ્વરાજ્ય કહેવાય? આ બે શરતો કરી એમાં જ સ્વરાજ્ય ગયું. અને જ્યાં સુધી વિલાયતનો વેપાર અહીં ધમધોકાર ચાલે છે ત્યાં સુધી શું ગોરા વેપારીઓ સીધી કે આડકતરી રીતે દરેક જાતનો અધિકાર પોતાના અંકુશમાં રાખવાનો પ્રયત્ન નહીં કરે?

સુખલાલ—તમારું કહેવું સાચું લાગે છે. પણ તમે તમારા બહિષ્કારથી સ્વરાજ્ય કેવી રીતે મેળવવા માગો છો?

પ્રાણલાલ—તમારા અને અમારા બહિષ્કાર વચ્ચે એ જ તફાવત છે. નુકસાનની બીક બતાવી ધનલોભને પોષણ આપીને તમે અંગ્રેજો પાસેથી સ્વરાજ્ય મેળવવા માગો છો. અમે વેપારની શરત કરતા જ નથી. અમે અંગ્રેજોને કહીએ છીએ કે તમે અમને સ્વરાજ્ય આપો કે ન આપો, અમારા અબજો રૂપિયા બચાવવા ખાતર અને કરોડો લોકોને ધંધો મળે એટલા ખાતર અમે પરદેશી માલનો બહિષ્કાર કરવાના.

સુખલાલ—સ્વરાજ્ય આપો કે ન આપો તોપણ અમે બહિષ્કાર કરવાના જ એવું કહો એટલે પછી તેઓ તમને સ્વરાજ્ય શાના આપે ? શા માટે આપે ?

પ્રાણલાલ—અમે અંગ્રેજોને બીક બતાવીને નહીં પણ તેમને નિરાશ — આજે તેમને મળતા ગેરવાજબી નફા વિશે નિરાશ — કરીને સ્વરાજ્ય લેવાના છીએ. જ્યારે અંગ્રેજો જોશે કે રાજ્ય હાથમાં રાખવાથી પાઈની પણ પેદાશ નથી ત્યારે તેઓનો હિન્દુસ્તાનનું રાજ્ય પોતાના હાથમાં રાખવા વિશેનો રસ જ ઊડી જશે.

સુખલાલ—એ વાત હજી ગળે નથી ઊતરતી. છતાં ધારો કે તમારી વાત સાચી છે, તો પછી તમે બધા જ પરદેશી માલ ઉપર બહિષ્કાર કેમ નથી નાખતા ? એકલા કાપડનો બહિષ્કાર કર્યે શો દહાડો વળવાનો ?

પ્રાણલાલ—એ તો વહેવારકુશળતાની વાત રહી. બધી જાતના માલનો બહિષ્કાર કરવા જતાં એક પણ પાર ઊતરે નહીં. બધા શત્રુઓને એકીવારે જીતવા નીકળવું એ તો હારને નોતરવા જેવું થાય. માટે એક પછી એક શત્રુને પાડવો એવો યુદ્ધશાસ્ત્રનો નિયમ છે. વળી બધો જ પરદેશી માલ આપણને નુકસાન કરે છે એમ પણ નથી. કેટલીક વસ્તુઓ ઇંગ્લંડમાં જ ઊપજે છે, તેની આપણને હમેશાં જરૂર પણ હોતી નથી. કોઈ પ્રસંગે જ તે લેવી પડે છે. તેવી વસ્તુ વિલાયતથી લાવવામાં કશું નુકસાન નથી. પણ કાપડનો ધંધો તો મૂળ અહીંનો જ. કાપડ અહીંથી વિલાયત જતું. આપણે ત્યાં રૂ પાકે છે, કાંતવા જેટલા લોકો છે અને વણનાર કારીગરો થોકેથોક છે, છતાં આપણે અત્યાર સુધી પરદેશી કાપડ લઈએ, એ ચોખ્ખું પાપ નહીં તો બીજું શું ?

સુખલાલ—પણ સાઠ કરોડ બચાવવાથી ઇંગ્લંડનો આપણી સાથેનો બાકીનો વેપાર કેમ અટકે ?

પ્રાણલાલ—તમારો સવાલ તો ત્રિરાશિનો દેખાય છે. પચીસ પથરાવાળી કમાન હોય તેમાંથી ચાવીનો એક વચલો પથ્થર કાઢ્યો એમાં શું થઈ ગયું, ચોવીસ પથ્થર તો હજી છે જ, આવી તમારી દલીલ છે. પરદેશી કાપડ એ જ અંગ્રેજી વેપારની કમાનને ટકાવી રાખે છે. જે પ્રજામાં એ ચાવીનો પથ્થર કાઢી નાખવાની શક્તિ આવી ગઈ તે પરાધીનપણાની કમાન ક્ષણવાર પણ ટકવા ન દે.

સુખલાલ—હા, હવે સમજ્યો, અને હવે એ પણ સમજાઈ ગયું કે જો પરદેશી કાપડનો બહિષ્કાર કરી શકીએ તો સરકાર પાસેથી ધાર્યું કરાવવાની આપણામાં શક્તિ આવી જાય. પણ પરદેશી માલ પાસે હોય તેટલો કેમ ન વાપરી નાખવો ?

પ્રાણલાલ—આપણે હમેશાં નફાનુકસાનની વાતો જ કરતા થઈ ગયા છીએ, કેમ જાણે હૃદય જેવી કંઈ વસ્તુ જ હોય નહીં ! પરદેશી વસ્તુથી આપણને નુકસાન થયું છે, પરદેશી કાપડની આપણને કશી જરૂર નથી, મોહને લીધે જ આપણે તે વાપરીએ છીએ. આટલું જાણ્યા પછી પણ આપણે પરદેશી માલ વાપરતા રહીશું તો આપણે કોઈ કાળે કેમ શુદ્ધ થવાના ? આ ધર્મનો સવાલ છે. તમારો રસોઈયો પરધર્મી છે એમ જાણ્યા પછી એનો મહિનો પૂરો થાય ત્યાં સુધી એના હાથની

રસોઈ તમે ખાશો ખરા? વળી તમે એ પણ જુઓ છો કે તમારા જેવા હજાર બે હજાર જણ એમ જ કહે કે અમારી પાસે પરદેશી માલ છે ત્યાં સુધી વાપરીશું તો સામાન્ય લોકો એમ જ માનશે કે સ્વદેશીનો આટલો ઉપદેશ થાય છે છતાં સમાજ ઉપર તેની કશી અસર નથી થતી. સામાન્ય લોકોને દલીલ સાથે પ્રત્યક્ષ પુરાવાની પણ જરૂર હોય છે. દાખલો જોઈને જ તેમને પ્રેરણા થાય છે. આપણે પરદેશી કાપડ વાપરવામાં શરમ છે એ ખ્યાલ લોકોમાં દાખલ કરવો જોઈએ. તો જ લોકોમાં સ્વદેશીનો જુસ્સો આવી શકે. એ અર્થશાસ્ત્રનો સવાલ નથી, લોકોની શ્રદ્ધા કેળવવાનો સવાલ છે.

સુખલાલ—જ્યાં અને ત્યાં તમે શ્રદ્ધા શ્રદ્ધા કર્યા કરો છો એ શ્રદ્ધા છે શું?

પ્રાણલાલ—મારે પીઠા ઉપર પહેરો ભરવા જવું છે. ત્યાંથી આવીને પછી તમને શ્રદ્ધાનું રહસ્ય સમજાવીશ.

૨

પ્રાણલાલ—કેમ? આજે તો ખાદી પહેરીને આવ્યા છો!

સુખલાલ—હજી તમારી શ્રદ્ધા હું સમજી શક્યો નથી, પણ મનમાં વિચાર કર્યો કે સ્વદેશીનો સિદ્ધાંત તો મને પસંદ છે અને ખાદી પહેરવાથી કશું નુકસાન તો છે જ નહીં, પછી તમારા જેવાનો સંતોષ મેળવવા ખાતર ખાદી પહેરીએ તોયે તેમાં શું ખોટું? આવો એકંદરે વિચાર કરીને ખાદી પહેરવા લાગ્યો છું. આ આઠ દિવસ હું કરાંચી ગયો હતો. ત્યાં હજી વરસાદ નથી. બફારો એવો તો થાય છે કે તોબા ભગવાન. ત્યાં તમારી ખાદીની ખૂબી જોઈ. મલમલનાં કપડાં અને મિલનાં પણ કપડાં પસીનાથી શરીરને ચોંટી જાય છે તેથી આખું શરીર ગંદું ગંદું લાગે છે પણ આ તમારી ખાદી તો ખાસો બ્લૉટિંગ પેપર જ દેખું! હવે ચોમાસામાં ખાદી કેવી નીવડે છે તે જોવું રહ્યું.

પ્રાણલાલ—ખાદી ઝટ સુકાય નહીં એ તો દેખીતું છે, પણ પલળેલી ખાદીમાં પણ હૂંફ રહે છે એવો તમને અનુભવ થશે; અને શિયાળામાં તો આ વરસે કોઈને ફલાલીન ખરીદવી જ નથી પડવાની. ખાદી જેમ જૂની થતી જાય છે તેમ તેમ તેની સુંવાળપ અને હૂંફ વધતી જ જાય છે. મારી પાસે જૂની ખાદી છે તે તો મખમલ જેવી લાગે છે.

સુખલાલ—હવે તમારું શ્રદ્ધાપુરાણ ખોલો. જ્યાં દલીલ ચાલતી નથી ત્યાં તમે શ્રદ્ધા લઈ આવો છો એમ જ હું તો માનું છું.

પ્રાણલાલ—જુઓ, જ્યારે કોઈ બાળક પહેલવહેલું ચાલવાનો પ્રયત્ન કરે છે ત્યારે નવ વાર પડે તો એક વાર બે ડગલાં ભરી શકે છે. તે જોઈને તમારા ગણિત-શાસ્ત્રીઓ તો એમ જ કહેશે કે કરો હિસાબ. દસ પ્રયત્નોમાં નવ પ્રયત્ન નિષ્ફળ નીવડે છે એટલે કે નવ-દશાંશ નિષ્ફળતા છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે આ બાળક કોઈ કાળે ચાલતાં શીખવાનું જ નથી. ત્રિરાશિનો હિસાબ કરીએ તો આ અનુમાનમાં કંઈ જ ખોટું નથી. પણ બાળક તેથી નિરાશ નથી થતું. બાળકમાં

શ્રદ્ધા હોય છે. બાળકમાં જો બોલવાની શક્તિ હોત તો તે એમ જ કહેત કે 'હું પડું છું તે જડ પ્રકૃતિના નિયમોને લીધે. પણ ઊઠું છું મારા પ્રાણના જોરથી — મારા આત્મબળથી. તમે ૧ વિરુદ્ધ ૯નો હિસાબ કર્યો, પણ તેમાં તમે મારી શ્રદ્ધાને તો ગણતરીમાં લેવી ભૂલી જ ગયા. મારે હિસાબે તો ૧ + શ્રદ્ધા એ નવથી તો શું પણ નવ હજારથી પણ વધારે છે. તમે નાના હતા ત્યારે તર્કશાસ્ત્રની ભ્રમણા પાછળ લાગી તમે તમારી શ્રદ્ધા ખોઈ નહોતી તેથી જ ચાલતાં શીખ્યા.' શું આ દલીલમાં તમે અશ્રદ્ધા જુઓ છો? આમાં વજૂદ નથી એમ શું તમને લાગે છે? પુરુષાર્થી માણસનું તર્કશાસ્ત્ર જુદું હોય છે અને નિરાશાવાદી નકારધર્મી વેંતિયાંઓનું જુદું હોય છે.

સુખલાલ—હવે કાંઈ થોડું સમજાય છે ખરું.

પ્રાણલાલ—જ્યારે યુરોપિયન લોકો હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે હિંદુસ્તાનનો સુતરાઉ માલ દુનિયામાં બધે વખણાતો હતો અને બધે જતો હતો. પણ એટલા ઉપરથી અંગ્રેજ લોકો નિરાશ ન થયા કે આ દેશમાં પોતાનો માલ જઈ ન શકે. તેમણે એવો વિચાર ન કર્યો કે આટલા મોટા દેશમાં આટલા સુંદર કાપડ સામે આપણે કેવી રીતે હરીફાઈમાં ટકી શકીએ? ગણિતશાસ્ત્ર એમની સામે હતું અને ધર્મશાસ્ત્ર પણ એમની સામે હતું. છતાં પોતાના પુરુષાર્થ ઉપર જ શ્રદ્ધા રાખીને તેમણે ભારતલક્ષ્મીને દાસી કરી અને પોતે કુબેર બન્યા. ત્યારે જ્યાં ધર્મ આપણી બાજુએ છે, કાલપ્રવાહ અનુકૂળ થયો છે અને સ્વરાજ્ય સરખું રત્ન આ પ્રયત્નનું ફળ છે, ત્યાં શું આપણે આટલી પણ શ્રદ્ધા ન રાખી શકીએ?

સુખલાલ—પણ ફૅશનના મોહમાં સપડાયેલા આપણા લોકો પરદેશી કાપડનો એકાએક ત્યાગ કરશે એમ તમારી શ્રદ્ધાની દૃષ્ટિ પણ માની શકે ખરી?

પ્રાણલાલ—જે રાષ્ટ્રે એક જ સંકલ્પ વડે માંસાહાર છોડી દીધો તે રાષ્ટ્ર વિશે કઈ વસ્તુ અશકય લાગે? અત્યાર સુધી ભારતજનતાના સ્વભાવથી વિરુદ્ધ વસ્તુઓ કરવા આપણે તેમને કહેતા હતા તેથી લોકો તે સમજતા ન હતા, અને માંડ માંડ સમજે તોપણ ઉત્સાહથી તેનું સેવન કરતા ન હતા. પણ આજે તો ભારતવર્ષની પ્રકૃતિને અનુકૂળ એવી હિલચાલ તેમને મળી ગઈ છે. હજારો વર્ષોની કેળવણી અને હજારો વર્ષોની તપશ્ચર્યા આ દિશામાં જ વહેલી છે. અપવિત્ર વસ્તુનો ત્યાગ એ તો ભારતવાસીઓને માટે ઉત્સવ સમાન હોવો જોઈએ.

સુખલાલ—એક સવાલ વચ્ચે જ મને પૂછવા દો. તમે કહો છો કે સર્વ જાતના પરદેશી માલનો બહિષ્કાર કરવા જતાં એકમાં પણ ફાવી ન શકીએ અને તેથી એકલા કાપડના બહિષ્કાર પાછળ જ રાષ્ટ્રની શક્તિ રેડીએ એમાં જ વ્યવહારકુશળતા છે.

પ્રાણલાલ—પણ એનો અર્થ તમે એમ નહીં સમજતા કે બીજા માલનો — જેમ કે ખાંડનો — કોઈએ બહિષ્કાર ન કરવો. આજે એની પાછળ રાષ્ટ્રીય હિલચાલ આપણે કરવા નથી માગતા એટલું જ.

સુખલાલ—હા હા, એ હું સમજ્યો; બહિષ્કારમાં અમે આગળ વધીએ એમાં તમને ખોટું શાનું લાગે? પણ તમારી વ્યવહારકુશળતાની દલીલ ગળે ઊતરી છે અને તે જ આગળ કરીને હું પૂછું કે બધા જ પરદેશી કાપડ પર બહિષ્કાર નાખવા કરતાં આજે અંગ્રેજી કાપડ ઉપર બહિષ્કાર નાખીએ તો તેમાં તમે વ્યવહાર-કુશળતા કેમ ન જુઓ? તેમાં સજા કરવાની વૃત્તિ તમને કેમ ભાસે છે?

પ્રાણલાલ—તમારી દલીલ માયાવી છે. મને લાગતું હતું કે જે વસ્તુ તમે બુદ્ધિથી સમજ્યા છો તે અંત:કરણમાં પણ ઊતરી હશે. મારી દલીલ જોઈ તમે દ્વેષની ભાષા કાઢી નાખી અને મારી જ દલીલ વાપરવા લાગ્યા. પણ એથી આત્મશુદ્ધિ નહીં થાય. પણ મને ક્ષમા કરો. તમે નિખાલસપણે આ દલીલ કરી નથી એમ પણ મારે શા માટે માનવું? તમે કહો છો એ દલીલને જવાબ છે. આજે પરદેશી કાપડના બહિષ્કારથી આપણે સ્વદેશી કાપડને પ્રત્યક્ષ ઉત્તેજન આપીએ છીએ. તમારી પદ્ધતિ પ્રમાણે અંગ્રેજી કાપડ પર બહિષ્કાર નાખીએ અને જાપાની કે અમેરિકન માલને આવવાની છૂટ રાખીએ તો સ્વદેશીને શી રીતે ઉત્તેજન મળી શકે?

સુખલાલ—જાપાની અને અમેરિકન માલ ઉપરાંત આપણને વધારે માલની જરૂર તો હશે જ. તેટલું જ આજે સ્વદેશીને ઉત્તેજન મળ્યું. બ્રિટિશ કાપડ બંધ થયા પછી જાપાની બંધ કરીશું એટલે એટલું સ્વદેશીને ઉત્તેજન વધ્યું, એમ ન હોય?

પ્રાણલાલ—આથી વધુ દગાખોર દલીલ જ ન હોઈ શકે. જાપાની અને અમેરિકન માલ ક્યારે કેટલો વધશે તે તમે કહી શકો ખરા? આજે પચીસ લાખ રેંટિયા અને એક લાખ સાળો આપણે ચલાવીએ અને બે મહિનાની અંદર જાપાની અને અમેરિકન માલ આવી પહોંચે તો તમે તે લેવાને જ દોડવાના. પછી આપણી સાળો અને રેંટિયાનું શું થાય? આવા અનિશ્ચિત સ્વદેશીના આધાર પર કોઈ રાષ્ટ્ર પ્રગતિ ન કરી શકે. મહાયુદ્ધ દરમિયાન ઇંગ્લંડને જ્યારે ખેતી વધારવી પડી ત્યારે તે વખતની સરકારે મહાયુદ્ધ પછી પણ અમુક વખત સુધી તમને પરવડે એવા ભાવથી તમારું અનાજ લઈશું એવું આશ્વાસન ખેડૂતોને આપ્યું હતું. આજે દરેક જાતના પરદેશી કાપડ પર બહિષ્કાર નાખી આપણે સ્વદેશીને નિર્ભય કરવું જોઈએ. સ્વદેશીધર્મ એ પતિવ્રતાના ધર્મ જેવો છે. જે સ્વદેશનું નથી તે બધું ત્યાજ્ય હોવું જોઈએ.

સુખલાલ—એ હું સમજ્યો. પણ સ્વદેશી કાપડનો ધંધો કરનારને પૂરતો નફો ક્યાં થાય છે?

પ્રાણલાલ—આ વળી તમે નવો સવાલ ઉપાડયો છે. પૂરતો નફો એટલે શું?

સુખલાલ—પૂરતો નફો એટલે ઝાઝી મહેનત કર્યા વગર માણસ જે વેપારથી એશઆરામમાં રહી શકે તેમાં સારો નફો છે એમ કહેવાય.

પ્રાણલાલ—એવા ધંધા તો અનેક છે: ચોરી, જૂગટું, લૂંટ, સટ્ટાબાજી, શરતો (ઘોડાની) વગેરે. ત્યારે આવા ધંધાઓની હિમાયત તમે કેમ નથી કરતા?

સુખલાલ—તમે તો હવે ગમે તેવી દલીલ કરવા લાગ્યા. તમે ગણાવો છો એવા સમાજવિઘાતક ધંધા કોઈ પ્રતિષ્ઠિત માણસ કરે ખરો ?

પ્રાણલાલ—હું તો એમ જ માનું છું કે સવારથી સાંજ સુધી નીરોગી વાતાવરણમાં રહી કામ કરવાથી પોતાનું ભલી ભાતે ચાલે એટલું મળી રહે એટલે એ ધંધો લાભદાયક છે. ઈમાનદારીથી કામ કરે એથી કોઈને વધારે મળી શકે તો એની હું અદેખાઈ ન કરું. આજે જે ધંધાઓમાં વધારેમાં વધારે નફો મળે છે તેમાં એકનો નફો તો બીજાનું નુકસાન એમ જ ઘણી વાર હોય છે; અને સટ્ટાનો અંશ તો એમાં રહે જ છે. તેથી જ આપણને જાતમહેનતનો આટલો કંટાળો ઊપજે છે. આજે ગરીબમાં ગરીબ માણસને શું મજૂરી મળે છે એનો વિચાર અને પોતાના ધંધામાં પોતે શું મેળવે છે એની સરખામણી કરી બેની કમાણીમાં આટલું અંતર શાને લીધે છે તેનો વિચાર જો માણસ કરે તો તે જોઈ શકશે કે સ્વદેશી સૂતર કાંતવામાં અને વણવામાં જે આમદાની થાય છે તે જ યોગ્ય અને સુંદર છે.

સુખલાલ—આ તો તમે સોશ્યાલિઝમ (સમાજસત્તાવાદ) લઈ આવ્યા.

પ્રાણલાલ—ના. સોશ્યાલિઝમમાં ગરીબ લોકો કાયદાની મદદથી અથવા હડતાળના દબાણથી વધારે મેળવવાનો પ્રયત્ન કરે છે. હું મધ્યમ અને ઉચ્ચ વર્ગને ધર્મની દૃષ્ટિ રાખી ઓછાથી સંતોષ માનવાને વીનવું છું. એમાં હું નવું કશું કહેતો જ નથી. હિંદુ ધર્મનો જ સાર આમાં છે. યાંત્રિક સૂતર કરતાં હાથે કાંતેલું સૂતર વધારે પવિત્ર. હાથે સૂતર કાંતવામાં જે કંઈ મળે તે ઓછું હોય તોપણ બહુ માનવું એ હિંદુ ધર્મની વૃત્તિ છે. શાસ્ત્રકારો કહે છે: બીજા કોઈને દુઃખ દીધા વગર, ખલ કહેતાં સેતાની માણસ સાથે સહકાર કર્યા વગર કે અન્તરાત્માના અવાજને દાબી દીધા વગર ઓછું પણ જે કાંઈ મળે તે બહુ ગણવું.

સુખલાલ—પરદેશી કાપડનો વેપાર છોડી સ્વદેશી ધંધામાં પડનાર વેપારીઓને માટે તમારું આ આશ્વાસન લાગે છે.

પ્રાણલાલ—હા. અધર્મ છોડી ધર્મને રસ્તે ચડનારને માટે ઋષિઓનું આ વચન છે. આના પર શ્રદ્ધા રાખી જે લોકો ચાલે તેમનું કોઈ કાળે અકલ્યાણ થવાનું નથી.

જુલાઈ, ૧૯૨૧

## ૯. બ્રિટિશ માલનો બહિષ્કાર

ઘણા એવા છે કે જેઓ મહાત્માજીનો ત્રિવિધ બહિષ્કાર તેમ જ અસહકારનો કાર્યક્રમ પસંદ કરે છે, છતાં તેઓ જ બ્રિટિશ માલના બહિષ્કારને ટેકો આપે છે. આ બાબત ધ્યાનમાં લેવાની જરૂર છે. આપણા પક્ષનાં મૂળ કેવાં નબળાં છે એ આ બતાવે છે. એ બતાવે છે કે આપણા લોકો ન તો અસહકારની શરતોને સમજ્યા છે, ન તો તેના પ્રભાવને. જે સભ્યો એક તરફથી બ્રિટિશ માલના

સુખલાલ—હા હા, એ હું સમજ્યો; બહિષ્કારમાં અમે આગળ વધીએ એમાં તમને ખોટું શાનું લાગે ? પણ તમારી વ્યવહારકુશળતાની દલીલ ગળે ઊતરી છે અને તે જ આગળ કરીને હું પૂછું કે બધા જ પરદેશી કાપડ પર બહિષ્કાર નાખવા કરતાં આજે અંગ્રેજી કાપડ ઉપર બહિષ્કાર નાખીએ તો તેમાં તમે વ્યવહાર-કુશળતા કેમ ન જુઓ ? તેમાં સજા કરવાની વૃત્તિ તમને કેમ ભાસે છે ?

પ્રાણલાલ—તમારી દલીલ માયાવી છે. મને લાગતું હતું કે જે વસ્તુ તમે બુદ્ધિથી સમજ્યા છો તે અંતઃકરણમાં પણ ઊતરી હશે. મારી દલીલ જોઈ તમે દ્વેષની ભાષા કાઢી નાખી અને મારી જ દલીલ વાપરવા લાગ્યા. પણ એથી આત્મશુદ્ધિ નહીં થાય. પણ મને ક્ષમા કરો. તમે નિખાલસપણે આ દલીલ કરી નથી એમ પણ મારે શા માટે માનવું ? તમે કહો છો એ દલીલનો જવાબ છે. આજે પરદેશી કાપડના બહિષ્કારથી આપણે સ્વદેશી કાપડને પ્રત્યક્ષ ઉત્તેજન આપીએ છીએ. તમારી પદ્ધતિ પ્રમાણે અંગ્રેજી કાપડ પર બહિષ્કાર નાખીએ અને જાપાની કે અમેરિકન માલને આવવાની છૂટ રાખીએ તો સ્વદેશીને શી રીતે ઉત્તેજન મળી શકે ?

સુખલાલ—જાપાની અને અમેરિકન માલ ઉપરાંત આપણને વધારે માલની જરૂર તો હશે જ. તેટલું જ આજે સ્વદેશીને ઉત્તેજન મળ્યું. બ્રિટિશ કાપડ બંધ થયા પછી જાપાની બંધ કરીશું એટલે એટલું સ્વદેશીને ઉત્તેજન વધ્યું, એમ ન હોય ?

પ્રાણલાલ—આથી વધુ દગાખોર દલીલ જ ન હોઈ શકે. જાપાની અને અમેરિકન માલ ક્યારે કેટલો વધશે તે તમે કહી શકો ખરા ? આજે પચીસ લાખ રેંટિયા અને એક લાખ સાળો આપણે ચલાવીએ અને બે મહિનાની અંદર જાપાની અને અમેરિકન માલ આવી પહોંચે તો તમે તે લેવાને જ દોડવાના. પછી આપણી સાળો અને રેંટિયાનું શું થાય ? આવા અનિશ્ચિત સ્વદેશીના આધાર પર કોઈ રાષ્ટ્ર પ્રગતિ ન કરી શકે. મહાયુદ્ધ દરમિયાન ઇંગ્લંડને જ્યારે ખેતી વધારવી પડી ત્યારે તે વખતની સરકારે મહાયુદ્ધ પછી પણ અમુક વખત સુધી તમને પરવડે એવા ભાવથી તમારું અનાજ લઈશું એવું આશ્વાસન ખેડૂતોને આપ્યું હતું. આજે દરેક જાતના પરદેશી કાપડ પર બહિષ્કાર નાખી આપણે સ્વદેશીને નિર્ભય કરવું જોઈએ. સ્વદેશીધર્મ એ પતિવ્રતાના ધર્મ જેવો છે. જે સ્વદેશનું નથી તે બધું ત્યાજ્ય હોવું જોઈએ.

સુખલાલ—એ હું સમજ્યો. પણ સ્વદેશી કાપડનો ધંધો કરનારને પૂરતો નફો ક્યાં થાય છે ?

પ્રાણલાલ—આ વળી તમે નવો સવાલ ઉપાડયો છે. પૂરતો નફો એટલે શું ?

સુખલાલ—પૂરતો નફો એટલે ઝાઝી મહેનત કર્યા વગર માણસ જે વેપારથી એશઆરામમાં રહી શકે તેમાં સારો નફો છે એમ કહેવાય.

પ્રાણલાલ—એવા ધંધા તો અનેક છે : ચોરી, જૂગટું, લૂંટ, સટ્ટાબાજી, શરતો (ઘોડાની) વગેરે. ત્યારે આવા ધંધાઓની હિમાયત તમે કેમ નથી કરતા ?

સુખલાલ—તમે તો હવે ગમે તેવી દલીલ કરવા લાગ્યા. તમે ગણાવો છો એવા સમાજવિઘાતક ધંધા કોઈ પ્રતિષ્ઠિત માણસ કરે ખરો ?

પ્રાણલાલ—હું તો એમ જ માનું છું કે સવારથી સાંજ સુધી નીરોગી વાતાવરણમાં રહી કામ કરવાથી પોતાનું ભલી ભાતે ચાલે એટલું મળી રહે એટલે એ ધંધો લાભદાયક છે. ઈમાનદારીથી કામ કરે એથી કોઈને વધારે મળી શકે તો એની હું અદેખાઈ ન કરું. આજે જે ધંધાઓમાં વધારેમાં વધારે નફો મળે છે તેમાં એકનો નફો તો બીજાનું નુકસાન એમ જ ઘણી વાર હોય છે; અને સટ્ટાનો અંશ તો એમાં રહે જ છે. તેથી જ આપણને જાતમહેનતનો આટલો કંટાળો ઊપજે છે. આજે ગરીબમાં ગરીબ માણસને શું મજૂરી મળે છે એનો વિચાર અને પોતાના ધંધામાં પોતે શું મેળવે છે એની સરખામણી કરી બેની કમાણીમાં આટલું અંતર શાને લીધે છે તેનો વિચાર જો માણસ કરે તો તે જોઈ શકશે કે સ્વદેશી સૂતર કાંતવામાં અને વણવામાં જે આમદાની થાય છે તે જ યોગ્ય અને સુંદર છે.

સુખલાલ—આ તો તમે સોશ્યાલિઝમ (સમાજસત્તાવાદ) લઈ આવ્યા.

પ્રાણલાલ—ના. સોશ્યાલિઝમમાં ગરીબ લોકો કાયદાની મદદથી અથવા હડતાળના દબાણથી વધારે મેળવવાનો પ્રયત્ન કરે છે. હું મધ્યમ અને ઉચ્ચ વર્ગને ધર્મની દૃષ્ટિ રાખી ઓછાથી સંતોષ માનવાને વીનવું છું. એમાં હું નવું કશું કહેતો જ નથી. હિંદુ ધર્મનો જ સાર આમાં છે. યાંત્રિક સૂતર કરતાં હાથે કાંતેલું સૂતર વધારે પવિત્ર. હાથે સૂતર કાંતવામાં જે કંઈ મળે તે ઓછું હોય તોપણ બહુ માનવું એ હિંદુ ધર્મની વૃત્તિ છે. શાસ્ત્રકારો કહે છે: બીજા કોઈને દુ:ખ દીધા વગર, ખલ કહેતાં સેતાની માણસ સાથે સહકાર કર્યા વગર કે અન્તરાત્માના અવાજને દાબી દીધા વગર ઓછું પણ જે કાંઈ મળે તે બહુ ગણવું.

સુખલાલ—પરદેશી કાપડનો વેપાર છોડી સ્વદેશી ધંધામાં પડનાર વેપારીઓને માટે તમારું આ આશ્વાસન લાગે છે.

પ્રાણલાલ—હા. અધર્મ છોડી ધર્મને રસ્તે ચડનારને માટે ઋષિઓનું આ વચન છે. આના પર શ્રદ્ધા રાખી જે લોકો ચાલે તેમનું કોઈ કાળે અકલ્યાણ થવાનું નથી.

જુલાઈ, ૧૯૨૧

## ૬. બ્રિટિશ માલનો બહિષ્કાર

ઘણા એવા છે કે જેઓ મહાત્માજીનો ત્રિવિધ બહિષ્કાર તેમ જ અસહકારનો કાર્યક્રમ પસંદ કરે છે, છતાં તેઓ જ બ્રિટિશ માલના બહિષ્કારને ટેકો આપે છે. આ બાબત ધ્યાનમાં લેવાની જરૂર છે. આપણા પક્ષનાં મૂળ કેવાં નબળાં છે એ આ બતાવે છે. એ બતાવે છે કે આપણા લોકો ન તો અસહકારની શરતોને સમજ્યા છે, ન તો તેના પ્રભાવને. જે સભ્યો એક તરફથી બ્રિટિશ માલના

બહિષ્કારને ટેકો આપે છે અને બીજી તરફથી પાછા સવિનયભંગની ઉતાવળ કરે છે એઓ આપણી લડતના ઘણા જ જોખમભરેલા ભેરુઓ છે. એટલે હવે પછી સવિનયભંગ શરૂ કરાય તે પહેલાં આ વર્ગને કેળવવાની આપણે ખાસ કાળજી લેવી પડશે. આપણા કાર્યકર્તાઓ માત્ર ખૂનખરાબી કરતા નથી કે મનમાં હિંસાને સેવતા નથી એટલું બસ નથી. ખૂનખરાબીને અંકુશમાં રાખવાની તાકાત આપણે કેળવવી જોઈએ. ખૂનખરાબીને રોકવાનું તેઓનાથી જ બની શકે, જેઓના રોમે-રોમમાં અહિંસા વ્યાપી રહેલી છે, અથવા જેમના મનમાં પાકું ઠસી ગયું છે કે નીતિ તરીકે અહિંસા એ અનિવાર્ય છે.

આવા દહીંમાં ને દૂધમાં રહેનારા ભેરુઓના સાથથી આપણે બહુ નુકસાનમાં ઊતરેલા છીએ. જૂની ભૂલ ફરી વાર ન કરવાની આપણે દરકાર રાખવી ઘટે છે.

ખૂનખરાબીનું નાનું છમકલું થશે તો તે પણ મહાત્માજીની ગેરહાજરીમાં આપણે ખાળી શકવાના નથી. આપણી નાનામાં નાની ભૂલનું પરિણામ મહાભયંકર આવવાનું. એથી અરાજકતાને માટે દરવાજા મોકળા થઈ જશે અને સરકાર ગમે તેવી ગાંડીતૂર અને હેવાનિયતભરી દમનનીતિ ચલાવશે તે પણ જગતની નજરે ઉચિત ગણાશે. આનું પરિણામ બીજું શું આવે? આપણું ખીલતું જતું રાષ્ટ્રીય જીવન બધું, ઓછામાં ઓછો એક જમાનો તો વેરણછેરણ થઈ જવાનું. આપણે સમજી લેવું જોઈએ કે આપણા સવિનયભંગના જવાબમાં સરકાર જે ખૂનખરાબી કરે છે તે બધી મગદૂરવાળા વીરોને માથે ઊતરે છે. જેમ જેમ સરકાર દમન વધારતી જાય છે તેમ તેમ તેમની ઝીલવાની તાકાત પણ વધતી જાય છે. પરંતુ લોકો તોફાન કરે ને તેને લીધે જે દમન ચાલે તે તો દાવાનળની પેઠે ફેલાશે અને પ્રજામાં જે નબળા નબળા હશે તેમનો જ ભક્ષ કરી જશે. ડરાવી મારીને કામ સાધવાના મતવાળાઓ શાંતિપ્રિય પ્રજાની સહાનુભૂતિ ખોઈ બેસે છે અને કોઈના રહેતા નથી.

યુદ્ધમાં પણ દુશ્મનને વધારે હાનિ કોણે પહોંચાડી છે તેના કરતાં વધારે હાનિ પહોંચાડવાની શક્તિ કોનામાં વધારે છે એના ઉપર જ કસોટી થાય છે. તે જ કારણથી સભ્ય યુદ્ધોમાં — જો યુદ્ધોને સભ્ય કહી શકાતાં હોય તો — જ્યારે ખૂન કરવાનાં હોય છે ત્યારે તેમાંયે જેમ બને તેમ ઓછું દર્દ પહોંચાડવાનો અને જેમ બને તેમ ઓછાં ખૂન કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. સવિનયભંગમાં આપણે દુ:ખ ખમીને, સહનશક્તિ બતાવીને આપણું બળ પ્રગટ કરીએ છીએ.

બ્રિટિશ માલના બહિષ્કારનો ઠરાવ એ આપણા પક્ષની નિર્બળતાનું જ ચિહ્ન છે.

૩૧–૧૨–’૨૨

# ૧. રાષ્ટ્રીય સાધના

મહામુશ્કેલીએ થોડાં વરસ વિતાવીએ છીએ ત્યાં તો એનાં એ જ સ્થળો જાતિદ્વેષના કારણે ફરીથી દીવાનાં બની જાય છે. ફરીથી એ જ હત્યાકાંડ, એ જ આસુરી યાદવાસ્થળી અને એ જ પાશવલીલા આપણી પવિત્ર ભૂમિને ભ્રષ્ટ કરી મૂકે છે. આવાં ભયંકર હુલ્લડોને કારણે સ્વરાજ્યની ગંગા ઊલટી વહેવા લાગે છે. આવાં હુલ્લડોના સમાચાર સાંભળતાં જ હૃદય ચિરાઈ ઊઠે છે. પરંતુ રોજની દશા ઉપર ક્યાં સુધી આંસુ વહેવરાવીએ?

જ્યારે જ્યારે હુલ્લડો થાય છે, લોહી વહે છે, ઘરબાર અને માલમિલકતને નુકસાન થાય છે ત્યારે શહેરના શાંતિપ્રિય લોકોના કાન ઊંચા થઈ જાય છે. તેઓ ખૂબ દોડધામ કરીને એકાદ સુલેહસમિતિ નીમી દે છે, કમિશન નિમાવરાવીને તપાસ કરાવે છે, તેનો અહેવાલ પ્રસિદ્ધ કરાવે છે, છાપાંવાળા મહિના સુધી નહિ તો અઠવાડિયાં સુધી એની ચર્ચા કરે છે, સરકાર જ્યાંત્યાં શાંતિ 'સ્થાપે છે.' શાંતિ સ્થપાતાં લોકો પાછા વિચારજડતાની ઊંઘમાં ઘોરવા લાગે છે અને કેટલાક બદમાસો પણ શાંતિની દિવ્ય મોરલી બજાવે છે. આગ લાગે ત્યારે કૂવો ખોદવા બેસવાની આ નીતિ નથી યોગ્ય કે નથી કાર્યક્ષમ.

કેટલાક રોગ જે રાષ્ટ્રના શરીરમાં ઊંડા ઊતરી ગયા છે તેમને માટે ઉપરની મલમપટ્ટી અથવા માત્ર માલિસ કામમાં નથી આવતાં. તેમને માટે તો પેટની જ દવા લેવી જોઈએ. લોહી શુદ્ધ કરવું જોઈએ. આવી રામબાણ દવાઓ ફક્ત ગાંધીજીના જ પટારામાં છે. હુલ્લડોના ઇલાજ તરીકે તેમણે શાંતિ-સેનાની સ્થાપનાની વાત કહી મૂકી છે, પરંતુ તેને અનુકૂળ વાયુમંડળ ક્યાં છે! જેમના મનમાં અહિંસાની કાર્યશક્તિ વિશે જ શંકા હોય તેમને માટે શાંતિ-સેના શી રીતે દવા બનવાની? જે લોકો પૂરેપૂરા અહિંસાપરાયણ છે, બલિદાનની અમોઘ શક્તિમાં જેમનો વિશ્વાસ છે તે લોકો જ શાંતિ-સેનાના આદર્શને સિદ્ધ કરી શકશે.

શાંતિ-સેનાની સાથે સાથે રાષ્ટ્રીય સાધનાની તાલીમ પણ લોકોમાં ફેલાવવી જોઈશે. સ્વતંત્રતાના ધ્યેયનો પ્રચાર દેશમાં પૂરતો થયો છે, એ કાંઈ નાનુંસૂનું કામ નથી થયું. હવે એની સાધનાનો નિશ્ચય દેશના હૃદય સુધી પહોંચાડવો જોઈશે. 'સ્વતંત્રતા હી ધ્યેય હમારા' એ બાબતમાં હવે કશી શંકા રહી નથી. પરંતુ તેની પ્રાપ્તિને માટે નિર્ભયતા, નિસ્પૃહતા, ઉદારતા અને ભાઈચારાની જરૂર છે. આ વાતની સાધના લોકોને સમજાવવી જોઈશે. અહિંસાનો પ્રચાર ગાંધીજીએ પૂરતો કર્યો છે, પરંતુ રાષ્ટ્રસેવકોએ પોતાની બુદ્ધિ વાપરીને તેમ જ પોતાનાં હૃદયોમાં ખોજ કરીને શાસ્ત્રીય દૃષ્ટિએ કાર્યકારણભાવનું પરીક્ષણ કરવું જોઈશે અને ભારતવર્ષની

સ્વતંત્રતાની સાધના એક જ હોઈ શકે એ વાત સ્પષ્ટરૂપે નિશ્ચળ કરવી પડશે. જે લોકો અહિંસાને કામચલાઉ નીતિ તરીકે સ્વીકારે છે એ ખરા દિલથી અહિંસક હોતા નથી, તેથી રાષ્ટ્રીય સાધનામાં તેમની મદદ કામમાં આવી શકતી નથી, ઊલટું તે લોકો પોતાની અશ્રદ્ધાને કારણે હિંસાની પ્રતિષ્ઠામાં વધારો જ કરી આપે છે.

સ્વતંત્રતાની સાધનાની તાલીમ એ જ ખરી રાષ્ટ્રીય તાલીમ છે. તે ફક્ત શબ્દો કે સંસ્થાઓ મારફતે નહીં આપી શકાય, લોકોની પ્રત્યક્ષ સેવા કરીને જ તેમને નવી દૃષ્ટિ આપવી જોઈશે.

લોકોનાં દિલમાં હિંદુ ધર્મ તથા ઇસ્લામ વિશે જે ખ્યાલો છે તેની ઉપેક્ષા ન કરતાં તેનું ઊંડું અધ્યયન કરવું જોઈએ, તાલીમ મારફતે તેમના ખ્યાલો શુદ્ધ કરવા જોઈએ. જ્યાં સુધી સ્વરાજ્યનાં સાધનો વિશે શાસ્ત્રીય દૃષ્ટિએ ઊંડો વિચાર કરવામાં નહીં આવે અને તેનો રાષ્ટ્રવ્યાપી પ્રયોગ કરવામાં નહીં આવે ત્યાં સુધી કોમી ઝઘડાનું ઝેર વ્યાપેલું જ રહેશે, કારણ કે એ મૂળ રોગ નથી પણ રોગનું ભડકાવનારું ચિહ્ન છે.

તા. ૨૦–૯–૧૯૩૯

## ૨. રાષ્ટ્રધ્વજ

૧

વાવટાની બાબતમાં આખી દુનિયામાં કેટલાક રિવાજો સરખી રીતે સ્વીકારાયેલા છે. ધોળું નિશાન યુદ્ધવિરામ બતાવે છે, પીળું નિશાન મંદવાડ સૂચવે છે. જહાજ ઉપર જો ચેપી રોગ ફાટચો હોય તો પીળું નિશાન બતાવે છે. સામાન્ય રીતે બળવાખોર અથવા ક્રાન્તિકારીઓ લાલ વાવટો લઈને ફરે છે.

ધજા અર્ધી દાંડીએ ચડાવેલી હોય તો તે શોકની સૂચક છે. ધજા મારફત કોઈને ખાસ સલામ ભરવી હોય તો ધજા ઉતાવળે નીચે ઉતારી, એટલી જ ઉતાવળે ફરી ઉપર ચડાવે છે. ધજા હાથમાં હોય તો દાંડી નીચે નમાવીને સલામ ભરવામાં આવે છે. સંકટમાં મદદ માગવી હોય તો ધજા ઊંધી લટકાવવામાં આવે છે (એટલે ઉપરની બાજુ નીચે; નીચેની બાજુ ઉપર). એથીયે ભારે સંકટ હોય તો ધજાના આખા લૂગડાની ગાંઠ વાળવામાં આવે છે.

એક રાષ્ટ્રની ધજા તળે બીજા રાષ્ટ્રની ધજા ફરકાવવી તે રાષ્ટ્રનુ અપમાન ગણાય છે. લડાઈને અંતે જીત બતાવવા માટે આમ કરવામાં આવે છે.

કેટલાક લોકો ઉપર અંગ્રેજોનો યુનિયન જૅક અને નીચે આપણો ત્રિરંગી ઝંડો રાખીને સામ્રાજ્યની અંદરનું સ્વરાજ્ય વ્યક્ત કરવા માગતા હતા. પણ એમાં આપણા રાષ્ટ્રનું ચોખ્ખું અપમાન જ હતું. સામ્રાજ્યનું સ્વરાજ્ય બતાવવા માટે ત્રિરંગી ઝંડાના એક ખૂણામાં યુનિયન જૅક ચીતરીને બતાવી શકત.

આખા ભારતવર્ષનો ઝંડો આપણે ત્યાં આના પહેલાં હતો જ નહીં. જુદા જુદા રાજાઓના જુદા જુદા ઝંડા ચાલતા હતા. અંગ્રેજોએ હિંદુસ્તાન માટે 'યુનિયન જેક' ઉપર મુગટ રાખી એને હિંદુસ્તાનનું નિશાન બનાવ્યું હતું.

હિંદુસ્તાન માટે સ્વતંત્ર ધજા હોવી જોઈએ એ જાતની સૂચના સિસ્ટર નિવેદિતાએ કરેલી. અને એના ઉપર ઇંદ્રનું વજ્ર ચીતરેલું હોવું જોઈએ એ જાતની સૂચના પણ કરેલી હતી. નિવેદિતાની કેટલીક ચોપડીઓ પર એ વજ્ર કમળના આકારમાં ચીતરેલું હોય છે.

ત્યાર પછી ઘણું કરીને આંધ્ર દેશના પટ્ટાભિ સીતારામૈયાએ હિંદુસ્તાનની ધજા માટે અનેક સૂચના એકત્ર કરી એક ચોપડી તૈયાર કરી હતી.

મિસિસ એની બેસંટ જ્યારે કૉંગ્રેસનાં પ્રમુખ થયાં ત્યારે એમણે રાષ્ટ્રીય ધ્વજામાં કોમી તત્ત્વ દાખલ કર્યું. હિંદુઓનો લાલ રંગ અને મુસલમાનોનો લીલો એમ બેરંગી ધજા બેસંટે ચડાવી.

૧૯૨૦માં બેઝવાડામાં મહાસમિતિ ભેગી થઈ હતી તે વખતે આંધ્રના એક ભાઈ ગાંધીજી પાસે અનેક સૂચના લઈ આવ્યા. ગાંધીજીએ કહ્યું કે લાલ અને લીલો રંગ ચાલે છે એના ઉપર બાકીની બધી નાની કોમોનો ધોળા રંગનો પટો ઉમેરો અને આખી ધજા ઉપર રેંટિયો ચીતરો, એટલે આપણો રાષ્ટ્રીય વાવટો થયો. હિંદુસ્તાનની નાની નાની કોમો અહિંસક થઈને જ આ દેશમાં રહી શકે છે અને એ બધાનો આધાર હિંદુ અને મુસલમાન એ મુખ્ય કોમો ઉપર છે. માટે આ ત્રણે પટા એક ઉપર એક એમ આડા રાખવા એમ તે વખતે એમણે કહ્યું હતું.

આ પ્રમાણે ભારત ધ્વજ જારી થયો, પણ મહાસભા આગળ એને વિશે કોઈએ પ્રસ્તાવ મૂકયો ન હતો. ગાંધીજીએ સૂચવેલો ધ્વજ લોકોએ એમ ને એમ સ્વીકાર્યો હતો.

પહેલવહેલી મુશ્કેલી શીખો તરફથી આવી. તેમણે કહ્યું કે અમારો રંગ પણ એમાં હોવો જોઈએ. મને સ્મરણ છે ત્યાં સુધી શીખ લોકો પોતાને માટે કાળી લીટી માગતા હતા. પાછળથી તેમણે પોતાને માટે કેસરી રંગનો આગ્રહ રજૂ કર્યો. બંગાળના કેટલાક મોટા મોટા આગેવાનોએ સાત રંગનો ધ્વજ રાખવાની સૂચના કરી જ્યારે મહારાષ્ટ્રીઓ ધોળાને ઠેકાણે (ગેરુઓ) ભગવો રંગ દાખલ કરવાની હિમાયત કરવા લાગ્યા. લાલને ઠેકાણે ભગવો રાખવાની પણ કેટલાકની સૂચના હતી.

એક તરફથી શીખોનો આગ્રહ વધતો ચાલ્યો, બીજી તરફથી નાગપુરના ઝંડા સત્યાગ્રહને લીધે ત્રિરંગી ઝંડા પ્રત્યે લોકોનો ભક્તિભાવ વધ્યો, પૂર્ણ સ્વરાજ્યની લડતમાં ઝંડા સામે ઝુંબેશ ચલાવી સરકારે અસંખ્ય હિંદુઓનાં માથાં ભાંગ્યાં, અને એ રીતે ત્રિરંગી ઝંડાને પ્રતિષ્ઠા અને પાવિત્ર્ય બક્ષ્યું. છતાં ઝંડાનો સવાલ તો ઊભો જ રહ્યો. કેટલાક લોકોને ઝંડા પર રેંટિયો ન ગમ્યો, અને તેઓ રેંટિયા વગર જ ઝંડો ફરકાવતા હતા.

અંતે કરાંચીમાં મહાસભાએ એક સમિતિ નીમી. એ સમિતિએ દેશના આગેવાનો પાસેથી સૂચનાઓ મેળવી પોતે નક્કી કર્યું કે ઝંડાનો એક જ રંગ હોય તો સારું. એક રંગમાં એમણે કેસરી રંગ પસંદ કર્યો. ઝંડા-કમિટીનું સૌથી મહત્ત્વનું કામ એ થયું કે એણે ઝંડામાંથી કોમી ભાવ કાઢી નાખ્યો અને નક્કી કર્યું કે ઝંડા ઉપર રેંટિયો હોવો જ જોઈએ અને એ રેંટિયાનું ચક્ર દાંડી તરફ અને મોઢિયું ફરકતી બાજુ તરફ રહેવું જોઈએ; ધજાનું પ્રમાણ ઊંચાઈ બે અને ફરકાવ ત્રણ એવું હોવું જોઈએ. મુંબઈની મહાસમિતિએ લોકોનો ત્રણ રંગ માટેનો આગ્રહ જોઈ નક્કી કર્યું કે, ઉપર કેસરી, વચ્ચે ધોળો અને નીચે લીલો એ ક્રમે ત્રણ રંગ રાખવા જોઈએ અને રેંટિયો ધોળામાં ધજાની વચ્ચોવચ આવવો જોઈએ અને એ રેંટિયો ઘેરા વાદળી રંગનો હોવો જોઈએ.

રંગોનો અર્થ મહાસમિતિએ નીચે પ્રમાણે આપ્યો. કેસરી રંગ શૌર્ય અને આપભોગનો દ્યોતક ગણાય, ધોળો રંગ શાંતિ અને સત્યનો, લીલો રંગ વિશ્વાસ અથવા નિષ્ઠા તથા આર્યત્વ(chivalry)નો, અને રેંટિયો એ આમપ્રજાની આશાનો દ્યોતક ગણાય.

૩

આ તો થઈ ઝંડાની રંગવ્યવસ્થા. હવે આવા ઝંડા ઉપર ધ્યાનચિહ્ન શાનું હોય ? જેનાથી રાષ્ટ્રનો પ્રાચીન ઇતિહાસ અને ભવિષ્યનો આદર્શ, બન્ને, સમાનરૂપે વ્યક્ત થઈ શકે એવું ધ્યાનચિહ્ન હોવું જોઈએ. કોઈ પણ રાષ્ટ્રનું ત્રિકાળસ્પર્શી જીવન એકરૂપ જ હોય છે. કોઈ પણ રાષ્ટ્ર પોતાની આદ્ય પ્રેરણાને છોડીને જીવી શકતું નથી. ગાંધીજીએ રાષ્ટ્રને બતાવી દીધું છે કે એવી ચીજ આપણી સભ્યતાનો પ્રતીક રેંટિયો જ હોઈ શકે.

યંત્રવિસ્તારના આ યુગમાં આટલા નાના અને મંદગતિ ચક્રને ભારતીય સભ્યતાનું દ્યોતક સમજવું તથા સ્વીકારવું એ કેટલાક પઢચાલખ્યા અને રસિકતાનો દાવો કરનારા લોકોને ગમતું નથી. તેથી અહીં એ બાબતની મીમાંસા કરી છે.

દુનિયાભરના ઝંડા આપણી સમક્ષ મોજૂદ છે. તેમના ઉપર અભિમાનસૂચક અથવા આદર્શવ્યંજક કયાં કયાં ચિહ્નો છે તે જોઈએ તો આપણને મનુષ્યસંસ્કૃતિના વિકાસની ઠીક ઠીક માહિતી મળશે. ઘણાખરા લોકોને પશુપક્ષી જ પસંદ પડયાં છે. સિંહ, વાઘ, હાથી, વાંદરું, કૂકડો, મગર, સાપ વગેરે ભયાનક શક્તિશાળી અથવા ચપળ પશુઓ ઉપર જ તેમની નજર ઠરી છે. આ બધાં પશુઓમાં કાંઈ ને કાંઈ શ્રેષ્ઠ વિભૂતિ તો છે જ. પણ આખરે તો તે પશુ જ છે. મનુષ્યે પશુપૂજક સંસ્કૃતિનો કોઈ ને કોઈ દહાડો તો ત્યાગ કરવો જ પડશે. જમીન ઉપર દોડનારાં પશુઓ અને પાણીમાં તરનારાં મગર, માછલાં વગેરેને છોડયા પછી પક્ષીઓ તરફ ધ્યાન જાય તે સ્વાભાવિક છે. માણસ હવામાં ઊડી શકતો નથી. તેટલા પૂરતી પક્ષીઓની મનુષ્ય ઉપરની શ્રેષ્ઠતા તો સ્વીકારવી જ પડશે. માણસને માટે ગગનવિહાર આદરપાત્ર છે. તેમાં પણ ઉપરથી એકદમ નીચે આવીને છાપો મારનારાં

પક્ષીઓની વિભૂતિ ખાસ આકર્ષક હોય છે. જે બીજાને મારે છે, બીજાંને ભયભીત બનાવે છે, એ જ શ્રેષ્ઠ છે, એ જ રાજા છે, એ જ તેજસ્વી છે એવો જ્યાં સુધી ખ્યાલ હતો, ત્યાં સુધી સિંહ અને ગરુડની પ્રતિષ્ઠા હતી, વાઘ અને બાજની કિંમત હતી. પણ એક વખત ઉપર દોડાવેલી નજર ઊંચે ને ઊંચે જ જાય છે. માણસે જોયું કે ખરું તેજ તો સૂર્ય, ચંદ્ર અને તારાનું જ છે. બસ, તેમને જ તેણે પોતાના ઊંચા ઝંડામાં બેસાડી દીધાં. વધતો ચંદ્ર અથવા તારાનાં ઝૂમખાં અથવા ઊગતો કે ઊગેલો સૂર્ય એ માણસનાં પૂજાસ્થાન બન્યાં.

તેજની ઉપાસના તો શરૂ થઈ પણ નજર ઉપર ને ઉપર ક્યાં સુધી ટકે? આકાશનું તેજ જમીન ઉપર દીવામાં છે, મશાલમાં છે અને ખાણોમાંથી નીકળેલાં રત્નોમાં પણ છે. તેમને શા માટે પસંદ કરવામાં ન આવે? જે બીજાઓની સાથે લડીને વિજેતા બને છે તે દુનિયાનાં બધાં રત્નોનો માલિક બને છે, રત્નોથી સુશોભિત બને છે. પણ રત્નો એ કાંઈ ખાવાની કે કામની ચીજ નથી. તે તો માત્ર અભિમાનપોષક અને શોભાદાયી જ છે. એવી શોભા તો મુગટ ઉપર શોભે. આ રીતે મુગટ અને તેમાં જડેલાં રત્નો રાજત્વનાં દ્યોતક બન્યાં અને ધ્વજઝંડા ઉપર જઈ બેઠાં.

રત્નથી જડેલો મુગટ રાજાનો વૈભવ દેખાડે છે, પણ તેની શક્તિ વ્યક્ત કરતો નથી. જો શક્તિ વ્યક્ત કરવી હોય તો રાજાનાં રાજદંડ, તલવાર કે વજ્રને જ ઝંડા ઉપર બતાવવાં જોઈએ. અને જો સંહારક શક્તિનો ઉત્કર્ષ બતાવવો હોય તો તલવારની જગાએ આપણે તોપો રાખી શકીએ. હિંસક પશુપક્ષીઓની જગા મનુષ્યોએ બનાવેલાં હિંસક સાધનોએ લીધી એટલી પ્રગતિ થઈ.

આખરે યુરોપના શિકારી લોકોને નવો પાઠ શીખવનાર એક એશિયાઈ ઈશ્વરપુત્ર પેદા થયો. તેણે બતાવ્યું કે વધ કરવાથી પ્રાપ્ત થતું ઐશ્વર્ય દુન્યવી છે. ઈશ્વરી સામ્રાજ્ય તો આત્મબલિદાન દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે. સામ્રાજ્યલોભી મનુષ્યે તેની વાત માની લીધી અને એ સિદ્ધાંતને પોતાનો ધર્મ બનાવી લીધો.

સારી ચીજોને જીવનમાં દાખલ ન કરવી હોય તો ધર્મમાં દાખલ કરી લેવી. લોકોએ ઈસુને માન્યો અને મનુષ્યને લજ્જિત બનાવનાર તેના વધના ઘૃણિત સાધન ક્રૂસને પોતાનું ધર્મચિહ્ન બનાવ્યું. માણસની નીચતા કેટલી હદ સુધી પહોંચે છે એ બતાવવા માટે ક્રૂસથી ચડિયાતું એક પણ સાધન નથી. માણસને હાથે આવી ક્રૂસની યમયાતના સહન કરતાં છતાં તેના ઉપર અખંડ પ્રેમ રાખનાર ઈસુનું સ્મારક ક્રૂસ પણ બની શકે છે અને હૃદયપુષ્પ પણ બની શકે છે. યુરોપની પ્રજાએ ક્રૂસને પસંદ કર્યો અને અનેક રૂપે એને રાષ્ટ્રધ્વજ ઉપર ગોઠવ્યો.

ખ્રિસ્તી લોકો હાથમાં ક્રૂસ લઈને ધર્મસામ્રાજ્ય સ્થાપવા માટે ચાલી નીકળ્યા પણ તેમણે કાયમ કર્યાં તો વ્યાપારી સામ્રાજ્ય. વ્યાપારી સામ્રાજ્યનું સાધન તો વહાણ હતું. તેથી આખરે તેને ઝંડા ઉપર બેસાડી દીધું. હવે આપણે વર્તમાન યુગમાં આવીએ છીએ. જ્યારે લોકોને દિનપ્રતિદિન એ વાતની ખાતરી થવા લાગી

કે વ્યાપાર અને સામ્રાજ્યમાં ધનવાન લોકો દસગણા ધનિક થતા જાય છે, જ્યારે ગરીબી સોગણી વધતી જાય છે, ત્યારે યુરોપની પ્રજાએ સમાજવાદની વાત કરી અને જણાવ્યું કે હાથપગથી જે કામ કરે છે તે જ દુનિયાના માલિક છે.

'પ્રેમ અને સેવા વડે મનુષ્યહૃદયને જીતી લો અને ઉદ્યોગ તથા હુન્નર દ્વારા કુદરતને કાબૂમાં લાવો,' આવી ધર્મની આજ્ઞા સમજતાં છતાં માણસે પોતાનો જીવન-ધર્મ બદલી નાખ્યો અને મનુષ્યજાતિએ રશિયાના ખેડૂતો મારફતે નવી સંસ્કૃતિનું મૂળ નાખ્યું. મહેનત, મજૂરી અને કારીગરી સહુએ કરવી જોઈએ. દરેક દેહધારીને ભૂખ લાગે છે, અનાજની જરૂર હોય છે, વસ્ત્ર અને આશ્રયની આવશ્યકતા હોય છે. તેથી ખેતીમાં વપરાતું દાતરડું અને કારીગરનો હથોડો રાષ્ટ્રીય ઝંડા ઉપર વિરાજમાન થયો. આ જોઈને યુરોપના હિંસાપ્રિય લોકોને ખૂબ ખરાબ લાગ્યું હશે. હિંસક પશુપક્ષીના ઉપાસકોને આ બધું કળાવિહીન તથા નીરસ લાગ્યું હશે. તલવાર અને તોપોના ઘમંડમાં ચકચૂર બનેલા જલ્લાદ દિલના લોકોને પોતાનો ધંધો ડૂબી જવાનો ભય લાગ્યો હશે. અને પુરાણા યુગના કલ્પનાપ્રવીણ લેખકોએ તેમનાં આ કાર્યને કાવ્યદેવીનું અપમાન માન્યું હશે. જેમને મનુષ્યહૃદય ઉપર વિશ્વાસ નથી એવા દિવાભીતોને કદાચ ભ્રાતૃભાવનો અરુણોદય જોઈને પ્રલયકાળ નજીક આવ્યાનો ડર લાગ્યો હશે. હિંસાયુગને સ્થાને સેવાયુગ આવેલો અને પ્રેમયુગને આગળ વધતો જોઈને કેટલાયે શસ્ત્રવીરોને એવી બીક લાગી હશે કે, 'હાય રે હાય ! હવે અમારી બહાદુરીનું શું થશે ? એની કદર કોણ કરશે ? કયા ભાટચારણ અમારા હત્યાકાંડની બિરદાવલિ ગાઈ ગાઈને તેને વીરત્વની ભાષામાં અમર કરશે ?' પણ આપણે તો તેમને રડતા મૂકી દઈએ અને હથોડો તથા દાતરડું પણ, તેમાં માનવતાનો વિજય સમાયલો હોવાથી, ભવિષ્યના કવિઓ માટે દિવ્ય સ્તોત્રોનો વિષય છે તે જરૂર ધ્યાનમાં રાખીએ. જેણે દાતરડું તથા હથોડો પસંદ કર્યા તેમની કવિત્વશક્તિની આપણે જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. ખરેખર, તે શાંતિપૂજક, હૃદયપૂજક, પ્રેમપૂજક, સાચો કવિ અને ઉદ્યોગનો ઋષિ જ હશે.

પણ મનુષ્યજાતિએ એથી પણ થોડું આગળ વધવું જોઈએ. અન્ન તો પશુ પણ ખાય છે. કુદરત પર વિજય પ્રાપ્ત કરવામાં જ માનવી સંસ્કૃતિની વિશેષતા છે. માણસે ત્રણે ઋતુઓમાં પોતાના શરીરમાં ગરમી સરખી રહે તે માટેની તરકીબ શોધી કાઢી. પહેલાં ચામડાં અને છાલ વડે તે પોતાનું શરીર ઢાંકતો હતો, પછી તેના સ્થાને વસ્ત્ર આવ્યાં અને સૂતરનાં બનાવેલાં કપડાં પહેરવાનું શરૂ થયું. રેંટિયાની શોધ એ માણસના જીવનની એક ક્રાન્તિકારી શોધ છે. આજે પણ આપણે એ ચક્રના જમાનામાં છીએ. દોરી મારફતે એક ચક્રની ગતિ ત્રાકને આપવી અને તે દ્વારા રૂનું સૂતર બનાવવું તે ભારી ક્રાન્તિ છે. 'Every time the wheel goes round, there is a revolution,' આ શાંતિમૂલક, સર્વોદયમૂલક ક્રાન્તિ રેંટિયા દ્વારા જ વ્યક્ત થઈ શકે તેમ છે. 'ન તો અમે ભૂખે મરીશું કે ન કોઈને ભૂખે મારીશું', એવી નેમ રેંટિયા દ્વારા વ્યક્ત થાય છે. સર્વતોભદ્ર

સુદર્શનચક્ર કાવ્યનું, અખંડ ઉદ્યોગનું, માનવીની બુદ્ધિશક્તિનું, વસ્ત્રોની સભ્યતાનું તથા 'સર્વે ભદ્રાણિ પશ્યન્તુ'નું અસંદિગ્ધ દ્યોતક છે. વીજળી અને વરાળનાં યંત્રો આ દુનિયામાં ઘણાંય છે, પણ તે બધાં ચક્રનાં જ અનુયાયી છે. ફેર એટલો જ કે કારખાનાંના સંચા મોટે ભાગે માણસોને બેકાર બનાવે છે તથા ભૂખે મારે છે, જ્યારે હાથથી ચલાવવાનો રેંટિયો જગદ્ધાત્રી અન્નપૂર્ણાની જેમ સૌ કોઈને ખવરાવે છે અને પોતાના પ્રેમસૂત્ર મારફતે ગરીબ, અમીર અને ફકીર એ બધાંને સ્વાતંત્ર્યના બંધનથી બાંધી લે છે. આ રેંટિયામાં સંસ્કૃતિની સર્વોચ્ચ સીમા છે. દુનિયાભરના બધા ઝંડામાં આ સંસ્કૃત અને આર્ય ઝંડો સહુથી ઊંચો રહેશે, કારણ કે તેમાં શાન્તિનો સફેદ રંગ છે અને તેની વચ્ચે સર્વોદયદ્યોતક ઉદ્યોગચક્ર અંકાયેલું છે.

*

ધ્વજ રેશમનો હોય, ઊની હોય કે સુતરાઉ હોય, પણ એ ખાદીનો જ હોવો જોઈએ. અને એના ઉપર રેંટિયો પણ હોવો જ જોઈએ. આ નવા ઝંડા વિશે લખતાં ગાંધીજીએ નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢ્યા છે :

"આમપ્રજાની આશારૂપ રેંટિયો ધજા પર રાખવામાં આવ્યો એ ભારેમાં ભારે આનંદની વાત છે. રેંટિયાએ પોતાનો એ પરચો દેખાડ્યો પણ છે. જ્યાં રેંટિયો પહોંચ્યો છે ત્યાં ભૂખમરો દૂર થયો છે અને સુખ–સમાધાન આવ્યાં છે. રેંટિયાનો આ નવો અર્થ મહાસભાના સેવકોએ સમજાવવો જોઈએ, એટલું જ નહીં પણ હું તો આશા રાખું છું કે મહાસભાના સેવકો એ ધજાનો પૂરેપૂરો ભાવ પોતાના જીવનમાં ઉતારશે. પોતાના પ્રાણ પાથરીને પણ તેઓ આ ધજાનું રક્ષણ કરશે, એ વિશે તો શંકા જ નથી. પણ ધજાનું સાચું રક્ષણ તો એના ઉપરના રંગથી જે સદ્‌ગુણો સૂચિત થાય છે તે પોતાના જીવનમાં ઉતારવા એ છે, અને એના પરનો રેંટિયો ઘેર ઘેર ચાલતો કરવો એમાં છે. એટલું જો કરીએ તો પરદેશી કાપડ સામે પિકેટિંગ કરવાનીયે જરૂર નહીં રહે. ઝંડા માટે જીવતાં આપણે શીખવું જોઈએ."

તા. ૨૭-૧૦-'૩૧

## ૩. પ્રજાકીય સત્તાનો ઉદય

### પ્રારંભિક

પોતાના જીવનનું તેમ જ આ પ્રાચીન રાષ્ટ્રના જીવનનું ચિંતન જેમ જેમ વધતું જાય છે તેમ તેમ ખાતરી થતી જાય છે કે સમન્વય એ જ તમામ પ્રવૃત્તિનો

અંતિમ હેતુ છે; સમન્વય એ જ તમામ પુરુષાર્થનું અંતિમ સ્વાદિષ્ટ અને સુગંધી ફળ છે.

એ સમન્વય-વિદ્યા અને સમન્વય-કળા જેમણે જેમણે સફળતાપૂર્વક કેળવી છે તેમનું જ્યારે આદરપૂર્વક સ્મરણ કરું છું ત્યારે તેમની અંદર દાદાસાહેબ માવળંકરનું સ્મરણ અચૂક થવાનું જ. તેથી જ, દાદાસાહેબને મેં સમન્વયમૂર્તિ તરીકે જ ઓળખ્યા છે. એમના જીવનમાં ગુજરાત-મહારાષ્ટ્રનો સુભગ સમન્વય મૂર્તિમંત થયેલો દેખાય છે. મહારાષ્ટ્રની વાસ્તવવાદી તત્ત્વ-નિષ્ઠા અને ગુજરાતની વ્યવહારકુશળ આદર્શ પ્રીતિ બંને આપણે દાદાસાહેબમાં જોઈ શકીએ છીએ. બંને સ્વભાવના લોકો સાથે સહયોગ સાધવાની કળા એ કાંઈ નાનીસૂની વસ્તુ નથી, પણ દાદાસાહેબ એવો સહયોગ સાધીને થોભ્યા ન હતા. બંને સાથે તેઓ ઉત્તમ રીતે નભાવી શકતા હતા; એટલું જ નહીં, પણ બંને પ્રકારના લોકોના તેઓ વિશ્વાસપાત્ર અને માનીતા સલાહકાર પણ થયા હતા. પોતાના જમાનાના લોકો વચ્ચે રહીને, એમની શરતે, એમના સલાહગાર થવું અને એમને સંતોષ આપવાનો સંતોષ મેળવવો એ ખરેખર અસાધારણ સિદ્ધિ છે. દાદાસાહેબે એ રીતે જાહેર જીવનમાં સમન્વયની જે સિદ્ધિ મેળવી તે જ સિદ્ધિ એમના ભાગ્યશાળી દીકરા પુરુષોત્તમે પોતાના વૈવાહિક અંગત જીવનમાં પણ દાખલ કરી એ વસ્તુ વિશેષ અભિનંદનીય છે અને અનુકરણીય પણ છે.

જેમના માનમાં બે વ્યાખ્યાનો આપવાનું મેં કબૂલ્યું છે અને જેમના નિમંત્રણથી હું અહીં ઉપસ્થિત થયો છું તેમને વિશેનો આદર અને તેમના પ્રત્યેની આત્મીયતા વ્યક્ત કરવી એ જ આ બે વ્યાખ્યાનોનું સ્વાભાવિક મંગલાચરણ હોઈ શકે.

ગુજરાત-મહારાષ્ટ્રનો સંઘર્ષ બાદશાહ ઔરંગઝેબને કારણે શિવાજીના વખતમાં સહેજસાજ થયો. ગાયકવાડ વંશની મહત્ત્વાકાંક્ષાને લીધે ગુજરાત-મહારાષ્ટ્રની પ્રજાનું સહજીવન શક્ય બન્યું. પણ એ બે પ્રજા વચ્ચે સમન્વય સાધવાની વિશાળ દૃષ્ટિ અને ઐતિહાસિક કુનેહ શ્રી સયાજીરાવ ગાયકવાડે બતાવી, અને એમને લીધે હિંદુસ્તાન માટે સમન્વયનો એક સરસ દાખલો સજીવન થયો.

એ જ વસ્તુ નાનીમોટી અનેક વ્યક્તિઓએ પોતપોતાના જીવનમાં અપનાવી. આવી સમન્વય-વૃત્તિથી પ્રેરાયેલા એક ગુજરાતી મારા જીવનમાં દાખલ થયા તે સ્વામી આનંદ. અને, એ જ સમન્વય-વૃત્તિ બધી રીતે સફળ કરી બતાવનાર મહારાષ્ટ્રીયના જે જીવનમાં હું જોઈ શક્યો તે છે શ્રી દાદાસાહેબ માવળંકર.

આપણા જમાનાના બે શ્રેષ્ઠ ગુજરાતીઓ મહાત્મા ગાંધી અને સરદાર વલ્લભભાઈ પટેલ. એ બે જણનો પૂરો વિશ્વાસ અને પૂરો આદર જો કોઈએ પૂરતા પ્રમાણમાં મેળવ્યો હોય તો તે આપણા દાદાસાહેબ માવળંકરે. ગુજરાતની ખાસિયત તે એનું વ્યાપારનું કૌશલ્ય. એ કૌશલ્યમાં પણ ભલભલા મિલમાલિકોને કટોકટીને પ્રસંગે કુનેહભરેલી સલાહ આપનાર દાદાસાહેબ જ હતા. એ વસ્તુ આપણને બધાને બધી રીતે સંતોષ આપનારી છે. અને, એમાંથી આપણે બધા ગૌરવ લઈ શકીએ એમ છીએ.

દાદાસાહેબ સાથેનો મારો પ્રથમ પરિચય શ્રાવણ મહિનામાં જનોઈ બદલવાની સગવડને કારણે. એમનો પરિચય વધ્યો અમારી બંનેની વિદ્યાપીઠ-ભક્તિને કારણે. પણ, દાદાસાહેબના હૃદયના વ્યાપારને ઉત્તમ રીતે હું સમજી શક્યો ત્યારે જ જ્યારે તેઓ સ્વરાજ્ય સરકારની પહેલવહેલી પાર્લમેન્ટના સ્પીકર તરીકે દિલ્હીમાં રહેવા આવ્યા, અને ત્યાં હું જાણે એમનો સ્થાયી મહેમાન બની ગયો. પ્રજામતને પ્રાધાન્ય આપનાર સ્વરાજ્યની લોકસભાના સ્પીકર તરીકે એમણે જાહેર જીવનનો જે પાયો ચણ્યો તે એમની સેવા પ્રજાજીવનના ઉપાસકો કોઈ કાળે ભૂલી ન શકે. રાજ્ય ચલાવનાર પક્ષનો પ્રેમ અને એ પક્ષના વિરોધમાં બસેલા લોકોનો વિશ્વાસ અને પ્રેમ દાદાસાહેબ મેળવી શક્યા હતા. અને, પોતાની કાર્યકુશળતા તરફ બ્રિટિશ લોકોનું ધ્યાન પણ તેઓ ખેંચી શક્યા હતા. એ વસ્તુ સ્વરાજ્યના શુભ પ્રારંભની એક ઉત્તમ નિશાની છે. આવા આપણા દાદાસાહેબના માનમાં સ્થાપન થયેલી આ વ્યાખ્યાન-શ્રેણિમાં બેત્રણ વ્યાખ્યાનો આપવાનું નિમંત્રણ જ્યારે મને મળ્યું ત્યારે બે પરસ્પર વિરોધી ભાવનાઓ મનમાં ઊઠી. આવી વ્યાખ્યાનમાળામાં બે-ત્રણ ભાષણો આપવા માટે જરૂરી વિદ્વત્તા કેળવવા જેટલી નવરાશ મને કોઈ કાળે મળી નથી, એનું મને સતત ભાન છે. પોતાનાં વ્યાખ્યાનો દ્વારા એ માળાને હું શોભાવીશ એવો વિશ્વાસ ન હોવાથી નિમંત્રણ સ્વીકારતાં હું સંકોચાયો, પણ દાદાસાહેબ પ્રત્યેનો આદર વ્યક્ત કરવાની આ તક ખોવાય જ નહીં એ લાગણી પણ મનમાં જોર કરતી હતી. એટલે, પોતાની શક્તિ વિશે મનમાં 'અપ્રત્યય' હોવા છતાં મેં હા પાડી. અને, નક્કી કર્યું કે ભારતના જે ઈતિહાસનો સબળ વારસો અમારા જમાનાને મળ્યો એનો સહેજસાજ ચિતાર નવી પેઢીને આપી દઉં અને રાજ્યકર્તાઓનો આશ્રય શોધવાનો જગજૂનો સ્વભાવ ફેરવીને ભારતની વિવિધ પ્રજાએ પ્રજારાજ્ય અને પ્રજાયુગનો જે પ્રારંભ છેલ્લાં સવાસો વર્ષમાં કર્યો તેના સ્વરૂપનો થોડો ચિતાર નવી પેઢી આગળ રજૂ કરું તો એ વ્યર્થ ન ગણાય. એકમાત્ર આ વિચારે જ આ સંસ્થા – હૅરલ્ડ લૅસ્કી ઈન્સ્ટિટ્યૂટ ઑફ પોલિટિકલ સાયન્સ – આગળ બોલવા હું ઊભો થયો છું.

લૅસ્કી ઈન્સ્ટિટ્યૂટે જોતજોતામાં પ્રજાનું ધ્યાન ખેંચ્યું છે અને આટલી નાની ઉંમરે ગુજરાતની પીઢ સંસ્થાઓમાં દાખલ થવાની હિંમત કરી છે એનું પણ અભિનંદન કરીને જ મારાં વ્યાખ્યાનો શરૂ કરું છું.

જ્યાં સુધી ભારતમાં સ્વરાજ્ય થયું ન હતું ત્યાં સુધી આપણી સંસ્થાઓ સાથે રાજ્યકર્તાની ન્યાતનાં કોઈ વ્યક્તિનું નામ જોડવામાં આવે એ અમને ગમતું ન હતું. સ્વરાજ્ય થયા પછી એ આશ્રિતદશા અને એની સાથે ઉત્પન્ન થતી હીન-ભાવના (inferiority complex) આપણે છોડી દીધાં છે. અને કૉમનવેલ્થના પરિવારમાં આપણે પ્રતિષ્ઠિતપણે પ્રસન્નતાથી દાખલ થયા છીએ. અને, તેથી જ, આ સંસ્થાનું નામ હવે મને ગૌરવાસ્પદ જણાય છે.

## ૧. પ્રજાજીવનનો ઉદય

વિશાળ ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં અમારા જમાનાને સ્વરાજ્યયુગ કહેવાનું મન થાય છે. જે વર્ષે અને જે મહિને કૉંગ્રેસનો જન્મ થયો તે જ વર્ષે અને તે જ મહિને વીસ પચીસ દિવસ વહેલો હું જન્મ્યો. એટલે ભારતીય રાષ્ટ્રીય સભાના જીવનક્રમ અને પુરુષાર્થનો સમય તે જ મારો જીવનસમય હોવાથી અમારા આખા જમાનાના સાક્ષી તરીકે કહી શકું કે અમારા જમાનાને 'સ્વરાજ્યયુગ' કરતાં વધારે સારું નામ આપી જ ન શકાય.

ન્યાયમૂર્તિ રાનડે, નામદાર ગોખલે અને લોકમાન્ય ટિળકના જમાના તરીકે એ જમાનાને અમે ઓળખતા આવ્યા છીએ. સ્વરાજ્યની અમારી કલ્પના કેવળ રાજનૈતિક ન હતી. અમારો જમાનો આર્થિક ક્ષેત્રે સ્વદેશી અને બહિષ્કારનો પુરસ્કાર કરનારો, સામાજિક ક્ષેત્રે જાતિભેદથી અકળાયેલો, અસ્પૃશ્યતા-નિવારણમાં માનનારો અને સ્ત્રીજાતિની ઉન્નતિ અર્થે આસ્થાપૂર્વક બનતું કરનારો જમાનો હતો. તેથી, ટિળકની સાથે સાથે આગરકર, સ્વદેશી માટે ન્યાયમૂર્તિ રાનડે અને સાર્વજનિક કાકા જોશી અને સ્ત્રી-કેળવણીની દૃષ્ટિએ મહર્ષિ કર્વેની આગેવાની સ્વીકારનાર અમારો જમાનો હતો. ધર્મના ક્ષેત્રમાં પણ સંતોની સેવા કરનાર અને ભાગવત ધર્મનો પ્રચાર કરનાર અમારો જમાનો મહાદેવ ગોવિંદ રાનડે સાથે ભાંડારકર અને ચંદાવરકર અને શિંદે જેવા પ્રાર્થના-સમાજી આગેવાનોનું સ્મરણ કરવાનો જ.

સ્વરાજ્ય યુગના પ્રારંભ વિશેનું સ્મરણ જાગ્રત કરતાં મેં ફક્ત પાંચ-દસ મહારાષ્ટ્રીયોનાં નામો જ લીધાં તે સકારણ છે. ગુજરાત સાથે એકરૂપ થયેલો હું એક મહારાષ્ટ્રીય છું. મારા કરતાંય વધારે, ગુજરાત સાથે એકરૂપ થયેલા, એક ઉજ્જવળ અને સમર્થ મહારાષ્ટ્રીયના માનમાં આ વ્યાખ્યાનમાળાનો પ્રારંભ કરું છું એટલે મહારાષ્ટ્રીય નામો જ મારા મોઢામાંથી નીકળવાનાં. એ ગમે તેટલું સ્વાભાવિક હોય તોપણ તેટલા ખાતર મેં આવો આ પ્રારંભ કર્યો નથી. જે મહત્ત્વના વિષય પરત્વે હું બે વ્યાખ્યાનો આપવાનો છું તે વિષયનું સાંગોપાંગ ચિંતન કરવાની પ્રારંભિક દીક્ષા મને જે નામોમાંથી મળી તેમનું સ્મરણ કરવાનું મને ઉચિત લાગ્યું.

સને ૧૮૫૭માં અંગ્રેજી રાજ્ય તોડી પાડવામાં જે જૂની ઢબનો પ્રયત્ન થયો એની સાથે જે લોકોનો સંબંધ હતો એવાઓનું પણ અત્યારે સ્મરણ થાય છે, પણ એ લોકો જાહેર જીવનમાંથી ખસી જ ગયા હતા. એટલે પાછળના જમાનાને એમની સાથે કશો સંપર્ક રહ્યો નહીં. ૧૮૫૭ની સાલના ઇતિહાસનું મેં વિશેષ અધ્યયન કર્યું નથી, એટલે પણ એ વખતનાં નામો અહીં રજૂ કરી ન શકું. એટલું કહું તો બસ છે કે આધુનિક ભારતના ઇતિહાસમાં ત્રણ આંકડા અથવા સાલ યાદ રાખવા જેવાં છે : સને ૧૮૫૭, સને ૧૮૮૫ અને સને ૧૯૪૭. આ સવાસો વર્ષનો વિગતવાર ઇતિહાસ અહીં રજૂ કરવાનો મારો વિચાર નથી. એ જાતની મારી તૈયારી પણ નથી. પણ, એ કાળની ભારતની જાહેર જીવનની પ્રગતિ વિશે

થોડું ચિંતન અહીં રજૂ કરવા માગું છું. એમાં એકાંગિતા આવી શકે; ચિંતનમાં ગફલત થઈ શકે. મેં તારવેલાં અનુમાનો વિશે તીવ્ર મતભેદ પણ ઊભો થઈ શકે. છતાં અમારા સ્વરાજ્ય યુગની એક ઝાંખી રજૂ કરી શકું તોયે મને સંતોષ થશે. આ બે વ્યાખ્યાનો વાંચીને સ્વરાજ્ય-સાધનામાં આ સવાસો વર્ષના ગાળા ઉપર કોઈ અધિકારી વ્યક્તિવિશેષ પ્રકાશ પાડી શકે તોય મને સંતોષ થાય. અને, આ બે વ્યાખ્યાનો પણ કૃતાર્થ થાય એમ હું માનીશ. વિગતોમાં હું ઊતરવાનો જ નથી. મોટે ભાગે સર્વમાન્ય અનુમાનોનો જ ઉપયોગ કરીશ અને એમાંથી મળતો બોધ તારવવાનો પ્રયત્ન કરીશ.

પ્રારંભમાં જ મારો એક અભિપ્રાય અહીં ટાંકી દઉં:

આપણા લોકોને રાજાઓનું અને એમના રાજકાજનું મહત્ત્વ વધારે ન હતું. આપણે જાણતા હતા કે રાજા ધારે તે કરી શકે છે. એની અસર આખા જમાના ઉપર પડતી આપણા મનીષીઓએ જોઈ પણ છે. એટલે તેઓ નિર્ણય ઉપર આવ્યા કે राजा कालस्य कारणम् ।

અને, છતાં, રાજા પાસેથી પ્રજાને બહુ થોડી અપેક્ષા હતી. પરચક્ર એટલે બહારથી આવેલા હુમલા અને સ્વચક્ર એટલે કે દેશની અંદર ઉદ્‌ભવતો ક્ષોભ. એ બેનું નિવારણ કરે અને લોક-સંસ્કૃતિને અનુકૂળ ન્યાયદાન કરે એટલે રાજાનું મુખ્ય કર્તવ્ય પૂરું થયું. ખેતીને ઉપદ્રવ કરનાર અને ગ્રામ્ય પશુઓને મારી ખાનાર એવાં હિંસ્ર પશુઓનો શિકાર કરવો એ પણ રાજાનું કર્તવ્ય હતું. શોખ તરીકે પણ રાજાઓને શિકાર ગમતો.

આટલું કર્યા પછી, લોકકેળવણીની જવાબદારી આજની પેઠે તે વખતે રાજાને માથે ન હતી. જે લોકો આશ્રમો કે વિદ્યાપીઠો ચલાવે તેમને મદદ કરવા રાજાઓ જતા હતા. દરબારમાં આવેલા કવિઓને અને વિદ્વાનોને પુરસ્કાર પણ આપતા. પણ લોકકેળવણીની ચિંતા રાજાને માથે ન હતી.

રાજા અને પ્રજાની સંસ્કૃતિ એક જ હોઈ રાજા, સંસ્કૃતિધુરીણોને અનુકૂળ રહેતો. સમાજનું નિયંત્રણ કરવાના નિયમો ઘડી કાઢવાનું કામ રાજાનું ન હતું. તે કામ સમાજમાન્ય ઋષિઓ કરતા. એ સમાજમાન્ય સંસ્કૃતિ ઉથાપવાનો પ્રયત્ન રાજા કરે તો એનું ચાલતું નહીં. આવો પ્રયત્ન કરનાર એક રાજાને બ્રાહ્મણોએ મારી નાખ્યાનો દાખલો પણ છે. 'एष पापः हन्यताम्'– 'મારી નાખો એ પાપીને'– એવો હતો એ બ્રાહ્મણોનો ઉદ્‌ઘોષ. એક સંસ્કૃતિનો વિરોધ કરી પોતાને ફાવતી સંસ્કૃતિને અમલમાં આણવાનો પ્રયત્ન હિરણ્યકશ્યપુએ કરેલો. એની સામે એના જ દીકરાએ સત્યાગ્રહ ચલાવ્યો, (અને, અંતે, ભગવાને નૃસિંહનું રૂપ ધારણ કર્યું).

જ્યાં સુધી રાજા અને પ્રજાની સંસ્કૃતિ એક જ હતી (ધર્મભેદ કે પંથભેદનું એટલું મહત્ત્વ ન હતું) ત્યાં સુધી પ્રજાને કશી ચિંતા ન હતી.

મુસલમાનો આવ્યા તે પહેલાં જેટલા પરદેશીઓ આ દેશમાં આવ્યા તે બધા અહીંની સંસ્કૃતિથી પ્રભાવિત થયા હોવા જોઈએ અને તેથી બહારથી આવેલા

કુનેહથી છત્રપતિ શિવાજી ઊભા થયા. એની કદર કરતાં ઔરંગઝેબે કહ્યું છે કે, 'જ્યારે હિંદુસ્તાનમાં જૂનાં અનેક રાજ્યો હું તોડતો હતો ત્યારે ડુંગરના આ ઉંદરે મારા દેખતાં એક નવું રાજ્ય ઊભું કર્યું.' શિવાજીના અવસાન પછી બહાદુર પણ આંધળા સંભાજીએ ઘણું બગાડયું. છતાં, રાજારામના નબળા દિવસોમાં, ઔરંગઝેબ દિલ્હીની ફોજ અને ખજાનો લઈ દક્ષિણમાં આવી ઓગણીસ વર્ષ સુધી મરાઠાઓ સામે લડયો. વિશેષ સંગઠન વિના કેવળ દેશભક્તિથી મહારાષ્ટ્રીયોએ ઔરંગઝેબનો સામનો કર્યો. અંતે એ વૃદ્ધ બાદશાહ દિલ્હી પાછો જઈ ન શકયો. એનાં હાડકાં આજે પણ મહારાષ્ટ્રમાં જ આરામ ભોગવે છે.

બીજી એક વાત ધ્યાનમાં લીધા વગર છૂટકો નથી. જાતિભેદને કારણે, અને વર્ણવ્યવસ્થાને કારણે પણ, આપણે નક્કી કર્યું કે, 'જેનું કામ તેનાથી થાય, બીજા કરે તો ગોથાં ખાય'; એટલે દેશના રક્ષણનું કામ ક્ષત્રિયો કરે તો જ થાય. જો ક્ષત્રિયો ગફલતમાં રહ્યા અથવા હાર્યા તો આખું રાષ્ટ્ર હારી જતું. 'જેનું કામ તેનાથી થાય' એ ન્યાયે જ્ઞાનની ઉપાસના બ્રાહ્મણો જ કરે. એમણે ધર્મશાસ્ત્ર અને વ્યાકરણશાસ્ત્ર, તર્કશાસ્ત્ર અને વેદાંત, વૈદક અને જ્યોતિષ, ગણિત અને સાહિત્ય એટલાં જ શાસ્ત્રો ખીલવ્યાં. એમાં એમણે અદ્ભુત પ્રગતિ કરી, એની ના નથી. ગૃહ-રચના અને મંદિરોનું સ્થાપત્ય, વાસણકૂસણ બનાવવાની કળા, ઇત્યાદિમાં બ્રાહ્મણોનો ફાળો કેટલો એ આપણે જાણતા નથી. ગાય અને ઘોડા, હાથી અને ઊંટ એમનો આમ્નાય આપણે ત્યાં હતો એમ મનાય છે. એ પશુવિજ્ઞાનની ચોપડીઓ પણ મેં કેટલીક જોઈ છે. પણ એ પરથી બોધ કે અભિમાન લેવા જેટલું વિશેષ જડયું નહીં. 'ઘણી ચોપડીઓ બળી ગઈ' એ દલીલ આપણે જરૂર કરી શકીએ. પણ પુરાણોમાં એ વિદ્યાનો સાર થોડો પણ મળવો જોઈતો હતો. આપણા કારીગરોએ જે હુન્નર કેળવ્યો તે બાપ પાસેથી દીકરાએ કેળવ્યો. પણ એનું વિજ્ઞાન બ્રાહ્મણોએ બનાવ્યું નહીં; જોકે એમનો દાવો હતો કે वर्णानाम् ब्राह्मणो गुरुः ।

આ તો જવા દઈએ. જ્ઞાતિ-વ્યવસ્થાને ટેવાયેલા આપણે, સ્વજનો ઉપર વિશ્વાસ ન હોવાથી અંગરક્ષક તરીકે આરબોને નીમવા લાગ્યા. અને, કરજ કે વ્યાજની ઉઘરાણી માટે 'દાઢીવાળા'ની જ મદદ લેવા લાગ્યા, એમને જ શરણ જવા લાગ્યા.

પોર્ચુગીઝ, ફ્રેન્ચ અને અંગ્રેજોએ અહીંના લોકોની જ ફોજો તૈયાર કરી, અને યુદ્ધકળામાં સરસાઈ મેળવી. કવાયતથી કેળવાયેલા સિપાઈઓ આગળ આપણી જૂની સેના ટકી શકતી નથી. એવો અનુભવ થયો એટલે આપણે અમુક જાતિની ખાસિયત સ્વીકારી ફોજને કેળવવાનું કામ ફિરંગી લોકોને સોંપ્યું.

અંગ્રેજોએ ધીરે ધીરે પોતાની વેપારી કોઠીઓ મારફતે જ્યાંત્યાં પગપસારો કર્યો.

આપણા રાજાઓએ જ્યારે જ્યારે અંગ્રેજોની મદદ લીધી ત્યારે ત્યારે એમણે આવા રાજાઓ પાસેથી એ કરાર કરાવ્યો કે, 'અંગ્રેજોને છોડીને યુરોપના કોઈ પણ દેશના લોકોને નોકરીએ રાખીશું નહીં.' આ રીતે એમણે પોર્ચુગીઝ, ડચ અને ફ્રેન્ચ લોકોનું કાસળ કાઢી નાખ્યું.

રાજાઓ આપસમાં લડે અને અંગ્રેજોની મદદ લે. આગળ જતાં રાજાઓને અંગ્રેજોએ સૂચવ્યું કે, 'તમે ચિંતા શા માટે કરો ? તમારા વતી અમે ફોજ રાખીશું. ફોજનું ખર્ચ તમે આપો. તમારા રાજ્ય ઉપર આક્રમણ આવે તો તમારું રક્ષણ કરવાની બાંયધરી અમારી. તમારી પ્રજા વિફરે અને તમારી સામે થાય તોય તેમની સામે થઈને તમને બચાવવાની જવાબદારી અમારી. ફોજને કેળવવાની અને એને વખતસર પગાર આપવાની જવાબદારી પણ તમારે માથે નહીં. ખર્ચના પૈસા દર વર્ષે અમને અગાઉ સોંપો. પછી તમને કશી ચિંતા નહીં. તમે આરામથી રહી શકો છો.' પુરુષાર્થહીન રાજાઓએ આ સગવડો ખરીદી લીધી. પણ દર વર્ષે ફોજનું ખર્ચ વખતસર આપવાની ઢીલ થવા લાગી.

આ મુશ્કેલી દૂર કરવા માટે પણ અંગ્રેજોએ રસ્તો સૂઝાડયો. 'તમારા રાજ્યમાંથી અમુક હિસ્સો અલગ કરી અમને સોંપી દો. એટલે, એ જમીનનું મહેસૂલ ઉઘરાવવાની જવાબદારી અમારી. એમાંથી ફોજનું ખર્ચ અમે મેળવી લઈશું અને સ્વચક્ર, પરચક્ર સામે તમારું રક્ષણ કરીશું.' આ જાતના કરારને 'સબ્સીડિયરી ઍલાયન્સ' કહેતા હતા; એટલે કે, સાર્વભૌમ અંગ્રેજોની સત્તા સાથે ખંડિયા રાજા બનીને કરેલો દોસ્તીનો કરાર.

આનો પણ એક મજાનો અનુભવ આપણા લોકોને થયો.

મરાઠાઓના છેલ્લા પેશવા બાજીરાવે પોતાના રક્ષણ માટે અંગ્રેજો સાથે સંધિ કરી. એને માટે અંગ્રેજોએ ફોજ રાખી એટલે એ લોકો ખરું જોતાં પગાર આપનાર પેશવાના નોકર ગણાય.

એક વખતે બાજીરાવનું અંગ્રેજો સાથે થોડું બગડયું. અંગ્રેજોની કંપની સરકારે બાજીરાવને ઠેકાણે પાડવા એની સામે એક ફોજ મોકલી. એ અંગ્રેજી ફોજ સામે લડવા માટે બાજીરાવે પોતાની નોકરીમાં રહેલી અંગ્રેજી ફોજને લડવાનો હુકમ આપ્યો. અન્નદાતાના એટલે કે પગાર આપનારના હુકમ પ્રમાણે લડવાને માટે એ ફોજ બંધાયેલી હતી. પણ એ ફોજે સાફ કહી દીધું કે, 'તમારા લોકો સામે અમે લડવા તૈયાર છીએ. ફ્રેંચ કે પોર્ચુગીઝ લોકો સામે પણ કહો તો લડીશું. પણ અંગ્રેજ અંગ્રેજ સામે કોઈ કાળે ન લડે. અમે તમારું લૂણ ખાઈએ છીએ એ ખરું પણ લૂણની વફાદારી કરતાં લોહીની વફાદારી શ્રેષ્ઠ છે.' બાજીરાવ આભો બની ગયો. એણે એક નવી જ વસ્તુ સાંભળી.

આવા આપણા દેશમાંથી અંગ્રેજોને હાંકી કાઢવાનું એક વિશાળ કાવતરું રચાયું. આજે આપણે એને 'સને ૧૮૫૭નું સ્વાતંત્ર્યયુદ્ધ' કહીએ છીએ. અંગ્રેજો એને 'સિપાઈઓનો બળવો' કહે છે. હિંદીમાં એ 'ગદર' તરીકે ઓળખાય છે.

આ ગદરનાં અનેક વર્ણનો લખાયાં છે, પણ એ મારા હાથમાં હજી પૂરતાં આવ્યાં નથી. એટલે, એની વિગતો વિશે હું વિશેષ જાણતો નથી. પણ, સદ્ભાગ્યે, હું એવા લોકોને મળ્યો છું જેમણે એ સ્વાતંત્ર્ય-યુદ્ધમાં ભાગ લીધો હતો અને એમાં હાર ખાધા પછી અંગ્રેજોની સજામાંથી બચવા માટે સાધુ થયા હતા, અને

હિમાલયમાં કાયમને માટે રહ્યા હતા. એ લોકોના અભિપ્રાયને કેટલું મહત્ત્વ આપવું એનો નિર્ણય હું કરી નથી શકયો. પણ એમની વાતો મને પોતાને વિચાર કરવા જેવી લાગી છે. જેવી મેં સાંભળી તેવી અહીં ટૂંકામાં આપી દઉં છું, જોકે આ વસ્તુ કટકે કટકે અનેક લોકોને મોઢે, અનેક ઠેકાણે સાંભળી હતી.

"અંગ્રેજ લોકો ભલે એને 'સિપાઈઓનો બળવો' કહે અને વાત સાચી છે કે મેરઠની છાવણીના સિપાઈઓએ બળવાનો પ્રારંભ કર્યો અને મોટે ભાગે અંગ્રેજોની ફોજમાં દાખલ થયેલા દેશી લોકો જ લડવામાં પ્રમુખ હતા. પણ અંદરખાનેથી ઘણા રાજાઓની અમને મદદ હતી.

"આ રાજાઓ બેવડી નીતિ ચલાવવાની હોંશિયારીમાં માનતા હતા. જો બળવામાં ફાવ્યા તો આ સિપાઈઓ આપણા જ છે, અમારી મદદથી લડે છે. એટલે, રાજ અમારા હાથમાં આવશે. અને, જો બળવામાં હાર્યા તો અમે રાજાઓ બ્રિટિશ રેસિડન્સીમાં જઈ શરણ માગીશું અને કહીશું કે આપણી વચ્ચેના કોલકરાર પ્રમાણે તમે અમને રક્ષણ આપવાને બંધાયેલા છો. અમારી પ્રજા વિફરી, એણે સિપાઈઓને મદદ કરી. અમારું કશું ચાલ્યું નહીં. આવી દલીલ કરી પોતપોતાનું રાજ કે જાગીર સલામત રાખવાનો પ્રયત્ન કરીશું." (મેં મનમાં કહ્યું, 'દેશને સ્વતંત્ર કરવા માટે મરણિયા થઈને લડવાને બદલે જે રાજાઓ આમ લોકોને લડવા દે છે અને પોતાનાં જાન અને જાગીર સુરક્ષિત રાખવા માગે છે તેઓ હારે નહીં તો જ નવાઈ.')

સાધુ થયેલા એ લોકોને મોઢે મેં એમ પણ સાંભળ્યું કે, 'એ જમાનામાં અંગ્રેજો યુદ્ધની કળામાં અમારા કરતાં વધુ આગળ વધેલા ન હતા. અમે પણ કવાયત જાણતા હતા. એટલે, સામસામા લડવાનો વારો આવે ત્યારે અમે હાર્યા ન હતા. ઘણી વાર અમારી જ જીત થતી. પણ લડાઈ જીત્યા પછી આગળની તૈયારી કરવાનું અમારા નેતાઓને સૂઝયું નહીં. લડાઈ જીત્યા એટલે ઉત્સવ કરીએ– બ્રાહ્મણોને જમાડીએ અને એમાં જ કીમતી વખત વેડફી નાખીએ. લડાઈ જીત્યા પછી અમને જે લૂંટ મળતી તે વહેંચી લેવામાં ઝઘડા થતા. દરેક માણસ પોતાનો સ્વાર્થ જુએ. અમારી ફોજ બહાદુર હતી. અને, મોટી વાત એ કે અંગ્રેજોને હાંકી કાઢવા પહેલી જ વાર હિંદુઓ અને મુસલમાન એક થયા હતા. '૫૭ના અરસામાં પોતાની બાદશાહત ખોયાનું દુ:ખ હિંદુઓ કરતાં મુસલમાનોને વધારે હતું. બળવાની આગેવાની મુસલમાનોની હતી. હિંદુઓ પૂરા ઉત્સાહથી એમની સાથે ભળ્યા હતા. એટલે જ અમને વિશ્વાસ હતો કે અંગ્રેજો સામે ફાવી જઈશું. લડાઈઓમાં ફાવ્યા પણ ખરા. પણ હરએક જીત પછી અમારામાં અંદર અંદર ઝઘડા થતા. એટલામાં અંગ્રેજો ખોયેલી જમીન પાછી મેળવતા હતા અને અમે કોરા ને કોરા રહી જતા હતા.'

જો નેતાઓમાં વ્યાપક દૃષ્ટિ હોત તો અંગ્રેજોને આ દેશમાંથી જવું જ પડત, પણ બધું વાતાવરણ સડેલું. બધાં મળીને એકકેન્દ્રિય નીતિ અમલમાં આણી ન શક્યા. એટલે, અનેક જીતોનો સરવાળો હારમાં જ પરિણમ્યો. પૂના જીત્યા પછી

અંગ્રેજોએ એની ખુશાલીમાં પૂના અને નાશિકના બ્રાહ્મણોને દક્ષિણા આપી અને એમણે એ લીધી! તે વખતે એક જણે ગાયું — धरा तलीं अिंग्रजा सारिखा प्रभु नाहीं दुसरा ।

બ્રાહ્મણોને ટેવ જ છે — હાથમાં દક્ષિણા આવતાંવેંત કહેવાનું दक्षिणा: पांतु आयुष्यं अस्तु ।

ખેર; અંગ્રેજોને આ દેશમાંથી હાંકી કાઢવા માટે હિંદુઓ અને મુસલમાનો ૧૮૫૭ની સાલમાં છેલ્લી વાર ભેગા થયા હતા.

સને ૧૮૫૭નું સંકટ ટળ્યા પછી અંગ્રેજોએ આખા દેશમાં 'રાણીનો ઢંઢોરો' પીટાવ્યો એ અધ્યયન કરવા જેવો દસ્તાવેજ છે. આ દેશના લોકોને સંતુષ્ટ રાખવા માટે એમને શી શી ખાતરી આપવી જોઈએ એનો પણ ચિતાર એમાં મળે છે. અને, અંગ્રેજોની દૃષ્ટિએ પ્રજાનો સંતોષ શી રીતે મળે એનો પણ આદર્શ એ ઢંઢેરામાં મળે છે. અમારા નાનપણમાં એ ઢંઢેરો અમારા પાઠ્યપુસ્તકમાં વિગતે છાપેલો મળતો હતો. અમને તો લાગતું હતું કે એ એક પોલો દસ્તાવેજ છે. ભારતની ભોળી પ્રજા જ એનાથી સંતોષ પામી શકે.

પ્રજા શાંત થઈ. 'બળવાખોરો' જાન બચાવવા, આજની ભાષામાં કહીએ તો 'ભૂમિગત' થયા. અંગ્રેજોનું રાજ્ય કોઈ કાળે ન હતું એટલું મજબૂત થયું, અને, '૫૭ની સાલની આસપાસ આ દેશમાં અંગ્રેજોએ જે યુનિવર્સિટીઓ સ્થાપન કરી હતી તેમાં ભણીને અંગ્રેજી વિદ્યામાં પારંગત થયેલા યુવાનો સરકારી નોકરીઓ સ્વીકારી નવેસર વિચાર કરવા લાગ્યા. રાજાઓથી કાંઈ થઈ શકે એ આશા કાયમને માટે તૂટી ગઈ. ફોજને જોરે સ્વદેશી રાજ્ય સ્થાપન કરવાની આશા પણ ધૂળ ભેગી થઈ ગઈ. અને, હવે, સારા દિવસો જોવા હોય તો રાજા નહીં, ક્ષત્રિયો નહીં પણ સમસ્ત પ્રજાએ પોતાના જીવનનું નવી ઢબે ચણતર કરવું જોઈએ એ નિર્ણય જાગ્યો. એ વિચાર કાંઈક રૂપ પકડે એટલામાં પંદર વર્ષ ચાલ્યાં ગયાં.

કલકત્તા, મુંબઈ, મદ્રાસ વગેરે સ્થળોનું જાહેર જીવન સંગઠિત થયું અને સને ૧૮૮૫ના ડિસેમ્બરની નાતાલની રજામાં ભારતીય રાષ્ટ્રીય સભાનો જન્મ થયો.

### ૨. સવાસો વર્ષના ઇતિહાસનો બોધ

કોઈ પણ રાષ્ટ્ર જ્યારે બીજાં રાષ્ટ્રો ઉપર રાજ્ય કરવા જાય છે ત્યારે મૂળ ઉદ્દેશ ભલે કેવળ સત્તા અને સંપત્તિ મેળવવાનો હોય, એટલે કે જિતાયેલી પ્રજાને નીચોવીને ચૂસી નાખવાનો ઉદ્દેશ હોય, તોય તેમ કરતાં માણસ માણસ સાથેનો સંપર્ક તો બંધાય જ છે. એમાંથી બીજી મહત્ત્વાકાંક્ષા જાગે છે. વિજયી રાષ્ટ્ર પોતાની સંસ્કૃતિ શ્રેષ્ઠ છે એમ માને તો એમાં આશ્ચર્ય શું? જે લોકો હાર્યા એમની સંસ્કૃતિની કિંમત કેટલી? એટલે, એમને પોતાના અનુયાયી બનાવવાની લાલસા જાગે છે.

ભારતની વાત નથી કરતો, પણ પરદેશોમાં જૂના કાળમાં જ્યારે એક રાજ્ય બીજા રાજ્યને જીતી લે ત્યારે હારેલા લોકોનાં મંદિરોની મૂર્તિઓ ત્યાંથી ઉઠાવીને પોતાના મંદિરમાં આણીને રાખતા. એ મંદિરમાં પોતાના એટલે કે વિજયી રાષ્ટ્રના દેવો ઉચ્ચાસને વિરાજમાન રહેતા અને હારેલા લોકોના દેવોને એમના પગ પાસે બેસવું પડતું. હવે જો હારેલા લોકો ફરી જોર કરે અને બળવો કરી વિજયી લોકોને હરાવે તો ફરી એ બધા દેવો સરઘસમાં જઈ મંદિરાન્તર કરે. હારેલાના દેવો હવે, એમનો વિજય થવાથી પોતાનાં મંદિરોમાં પાછા જઈ ઉચ્ચાસને બેસે અને અત્યાર સુધી જે દેવો ઉચ્ચાસને હતા તેમને નીચે બેસવું પડે.

એનો અર્થ એ કે હારેલા માણસોના દેવો પણ હાર્યા ગણાય; અને એમને અપમાન સહન કરવું પડે. જે સ્થિતિ આ દેવોની તે સ્થિતિ તે તે દેશના ધર્મોની અને સંસ્કૃતિની હમેશાં થઈ જ જાય છે.

ઈસ્લામના મહમ્મદ સાહેબ પયગંબરે જ્યારે મક્કા શહેર જીતી લીધું ત્યારે કાબાના મંદિરમાં જે ૩૬૦ દેવ-દેવીઓ પૂજાતી હતી એ બધાંને સ્થાનભ્રષ્ટ કર્યાં. ફક્ત કાબાનો કેન્દ્રિય પથ્થર રહેવા દીધો અને વિશ્વાસી મુસલમાનો એની આસપાસ બેસી ઈબાદત કરવા લાગ્યા. એ જ અરબસ્તાનના અને ઈરાનના મુસલમાનો જ્યારે ભારતમાં આવ્યા અને અહીંના રાજાઓને હરાવી અહીંના રાજ્યકર્તા – બાદશાહ થયા ત્યારે અહીંનાં કેટલાંય મંદિરોની અંદરની મૂર્તિઓ એમણે તોડી નાખી અને જાહેર કર્યું કે ભગવાનની મૂર્તિ બનાવવી એ ભગવાનનું અપમાન છે. ભગવાન સાથે કોઈ પણ માણસને કે વસ્તુને શરીક કરો તો એ શિર્ક કે શિરક્તનો ગુનો થાય છે. બાકી બધાં પાપોની ક્ષમા થઈ શકે પણ શિર્ક દ્વારા ભગવાનનું અપમાન કરવું એ મહાપાપની ક્ષમા થઈ જ ન શકે. ખ્રિસ્તી દેવળોમાં પણ ઈસા મસીહની, માતા મરિયમની અને પ્રેષિત સંતોની મૂર્તિઓ હોય છે. એ મૂર્તિઓ તોડયાનો કોઈ દાખલો મારા વાંચવામાં આવ્યો નથી; જ્યારે એ જ ખ્રિસ્તી લોકોએ ગ્રીક લોકોના દેવોને, 'સર્વ-દેવ-સંગ્રહાલય' જેવા પૅન્થિયનમાંથી હટાવી દીધા હતા, એનાં વર્ણનો વાંચવાને મળે છે.

૧૮૫૭ની સાલ પછી એકબે વર્ષની અંદર અંગ્રેજોએ પોતાનું રાજ્ય ચારેકોર મજબૂત કર્યું. એમાં એમની બેવડી નીતિ હતી. જે લોકોએ બળવો કર્યો, અંગ્રેજોનું રાજ્ય તોડવાના પ્રયત્નો કર્યા તેમને સરકારે વીણી વીણીને મારી નાખ્યા. એમની જમીન-જાયદાદ ખાલસા કરી અને કોઈ એમનું અનુકરણ કરવાની હિંમત ન કરે એટલા માટે ચારેકોર ધાક બેસાડયો. આ રીતે એક બાજુ નિર્દયપણે દમન કર્યું. બીજી બાજુ, જે લોકો અંગ્રેજોને અનુકૂળ હતા તેમને મોટા મોટા પગાર આપી એમની સામાજિક પ્રતિષ્ઠા પણ વધારી.

આજના લોકોને આશ્ચર્ય થશે કે એ જમાનામાં થોડુંક અંગ્રેજી જાણનાર ઈસ્ટ ઇંડિયા કંપનીનો કારકુન પણ ઘેરથી ઑફિસ સુધી પાલખીમાં બેસીને જતો. (આ ચિત્રની બીજી બાજુ પણ મારે અહીં નોંધવી જોઈએ. પાલખીમાં બેસી ઈસ્ટ

ઈંડિયા કંપનીની કચેરીમાં જનાર કારકુન જ્યારે સાંજ પડયે ઘેર આવતો ત્યારે મ્લેચ્છ માલિકના સ્પર્શથી અભડાયેલાં કપડાં ઉતારી બાજુએ રાખતો અને નાહી-ધોઈને ઘરનાં કપડાં પહેરીને પવિત્રપણે ઘરમાં રહેતો. સ્વતંત્રતા ખોઈને અંગ્રેજોનું રાજ્ય કબૂલ્યું અને એ રાજ્ય મજબૂત કરવાના રાજનિષ્ઠાના સોગંદ ખાધા તેથી શું માણસ પોતાના ધર્મને ભ્રષ્ટ થવા દે? ધર્મનું આમ રક્ષણ કર્યાનું અભિમાન અથવા મગરૂરી સાચવવાની જરૂર તે વખતે આટલી બધી જણાતી હતી!)

આનું એક પરિણામ એ આવ્યું કે સમાજમાં જે ન્યાતોની આભડછેટ ગણાતી હતી, તે લોકોને સરકાર દરબારમાં અસ્પૃશ્ય ન ગણાતા હોઈ એમના મનમાં રાજ્યકર્તા વિશે આદર અને ભક્તિનાં મૂળિયાં ઊતરવા લાગ્યાં. (અને, છતાં, ઘણાખરા અસ્પૃશ્ય લોકોએ ઈસાઈ થવાની ના પાડી. એ એમની ધર્મનિષ્ઠાની આપણે કૃતજ્ઞતાપૂર્વક કદર કરવી જોઈએ.)

પોતાનું રાજ્ય ચલાવવાની સગવડ ખાતર અંગ્રેજોએ અહીં નિશાળો ખોલી. એ નિશાળો મારફતે એમણે અહીંના લોકોને આધુનિકતાની દીક્ષા પણ આપી. આપણા લોકો જૂનો ધર્મ, જૂની સમાજરચના અને જૂની સંસ્કૃતિના ભક્ત અને ઉપાસક. 'કાળ ભલે દોડે, આપણે એની પાછળ શા માટે દોડીએ? આપણને તો જીવનનું રહસ્ય સૃષ્ટિના પ્રારંભમાં જ મળી ચૂક્યું છે.' એવા વિચારથી આપણે સ્થિર થઈ ગયેલા.

એવા આપણને પશ્ચિમની આધુનિકતા સમજાવવી એ કામ સહેલું ન હતું, પણ ધીરજપૂર્વક એ લોકોએ આપણને પશ્ચિમના વિચારો અને વિજ્ઞાનની નવી નવી શોધોનો પરિચય કરાવ્યો. છતાં 'એ વિદ્યા ગ્રહણ કરી નવી નવી શોધો કરવી જોઈએ, જાતજાતનાં યંત્રો ઉપજાવવાં જોઈએ અને નવી નવી ઢબે જીવનનો વ્યાપાર સમજવો કે ગોઠવવો જોઈએ' એટલે સુધી આપણે હજી ગયા નથી. જેમ સંસ્કૃતકાળના ઋષિમુનિઓના વિચારો અને રૂઢિઓ આપણે ઓઢતા આવ્યા છીએ તેમ પશ્ચિમના વિચારોની આપ-લે કરવાનો આપણે કેવળ પ્રારંભ કર્યો છે પણ તેટલાથી જ આપણી આખી સંસ્કૃતિ હચમચાઈ ગઈ છે.

પ્રથમ પ્રથમ કેટલાક લોકો નવી વસ્તુના નાવીન્યથી આકર્ષાયા, જ્યારે કેટલાક લોકોને નવા વિચારોના હુમલા સામે પોતાની સંસ્કૃતિ બચાવવાની જરૂર જણાઈ. થોડો વખત ગયા પછી પૂર્વ અને પશ્ચિમના આદર્શોનો સમન્વય કરવાનું કેટલાકને સૂઝ્યું. અને હવે, પૂર્વના અને પશ્ચિમના બંને તરફના વિદ્વાનોને બંને સંસ્કૃતિના અધ્યયન પછી સ્વતંત્ર નવનિર્મિતિની પ્રેરણા ઊગવા લાગી છે. અને, એ જ યોગ્ય છે.

જ્યાં સુધી આપણે વિદેશી રાજ્યની પ્રજા હતા ત્યાં સુધી દુનિયામાં આપણી જરાય પ્રતિષ્ઠા ન હતી. જ્યારે રવીન્દ્રનાથ જેવા મહાકવિ જાપાન ગયા હતા અને એમણે જાપાની લોકોને ન ગમે એવા કેટલાક વિચારો પોતાના ભાષણમાં આણ્યા ત્યારે ત્યાંના અમુક લોકોએ તરત ટીકા કરી કે, 'હારેલા દેશના આ પ્રતિનિધિ

અમને શિખામણ આપવા આવ્યા છે!'

હવે, આપણે સ્વતંત્ર થયા છીએ. હવે આત્મરક્ષાને અર્થે પોતાની સંસ્કૃતિનો જેમતેમ બચાવ કરવાની આવશ્યકતા રહી નથી. વિદેશી સંસ્કૃતિના આક્રમણ સામે કેમ બચી જવાય એવી ચિંતા સેવવાની હવે જરૂર રહી નથી. હવે, સ્વતંત્ર ભારતના આપણે સ્વેચ્છાએ પરદેશમાંથી જે પસંદ પડે તે છૂટથી લઈ શકીએ. આપણા દોષો તો દૂર કર્યે જ છૂટકો. પણ આપણી સંસ્કૃતિમાંથી જે વસ્તુ મૂળે ગુણરૂપ હતી અને જેને માટે આપણે આજે પણ ગૌરવ માનતા આવ્યા છીએ, એવી કેટલીક વસ્તુઓ જો કાલગ્રસ્ત થઈ હોય અને એક વખતની ગૌરવની વસ્તુ આજે બાધક જણાતી હોય તો એને પૂર્ણ આદર સાથે દફનાવવાને પણ આજે આપણે સ્વતંત્ર છીએ. એવી સ્પૃહણીય સ્થિતિમાં આવ્યા પછી હવે આપણે છેલ્લાં પોણોસો વર્ષનો ઇતિહાસ તપાસવા આજે પ્રવૃત્ત થયા છીએ!

મેં ઉપર કહ્યું છે તેમ, '૫૭ સાલના પ્રયત્ન પછી આપણે નિરાશામાં અથવા મહત્ત્વાકાંક્ષા વગરના સંતોષમાં પચીસ વર્ષ પણ પૂરાં ન કર્યાં, એટલામાં કૉંગ્રેસ જેવી પ્રવૃત્તિ દ્વારા આપણે આપણા રાષ્ટ્રીય પુરુષાર્થનું આખું પ્રસ્થાન ફેરવી નાખ્યું. ફોજના બળવા ઉપર અને રાજાઓનાં કાવતરાં ઉપર આધાર ન રાખતાં સામાન્ય પ્રજાના સંગઠિત પ્રયત્નો ઉપર અને કેળવાયેલા દેશભક્તોની દોરવણી ઉપર વિશ્વાસ રાખી આજના જગતમાં માથું ઊંચું કરીને જીવી શકીએ, એવો પ્રજાકીય પુરુષાર્થ કરવાનું આપણે નક્કી કર્યું અને કૉંગ્રેસની સ્થાપના કરી. કૉંગ્રેસના સંગઠન પાછળ કોઈ ધર્મસંગઠનનું બળ ન હતું. જુનવાણી રાજનીતિના અખતરા કરવાનો એમાં પ્રયત્ન ન હતો. અંગ્રેજોના રાજ્યને કારણે જે સલામતી મળી હતી તેનો લાભ ઉઠાવી આગળ વધવાનો વિચાર હતો.

કૉંગ્રેસના સંગઠનમાં ધર્મભેદો બાજુએ મૂકીને દાદાભાઈ નવરોજી, સુરેન્દ્રનાથ બૅનરજી, બદ્રુદ્દીન તૈયબજી, દક્ષિણના સુબ્રહ્મણ્યમ્, પંડિત માલવિયા જેવા અતિરથી મહારથીઓએ એ સંસ્થા સ્થાપન કરેલી. તે વખતના ઠરાવોની ભાષા કેવી હતી એ તરફ આપણે જોવાનું નથી. આખા દેશના ભિન્ન ભાષાના અને ભિન્ન ધર્મના નેતાઓ એક કુટુંબી હોય એટલી આત્મીયતાથી ભેગા થયા હતા અને દેશની સામાજિક તેમ જ રાષ્ટ્રીય નબળાઈઓ ઓળખી તે દૂર કરવા તૈયાર થયા હતા એ જ એક સૌથી મહત્ત્વની વાત હતી.

એમણે નક્કી કર્યું કે બધી રીતે મજબૂત થયેલી વિદેશી સરકાર ઉપર અસર પાડવાની હોય તો બધા ઠરાવો આપણે સર્વાનુમતિએ પાસ કરવા જોઈએ. સરકાર પાસે જે માગવાનું હોય તે, ભલે ઓછું હોય પણ ઠરાવ સર્વાનુમતિએ પાસ થવો જોઈએ.

આવા મોળા ઠરાવોની પણ સરકાર પર કશી અસર નથી થતી એ જોઈને અકળાયેલા નામદાર ગોખલેએ એક વાર પોતાના ગુરુ ન્યાયમૂર્તિ રાનડેને પૂછ્યું કે, 'આપણે ઊંડો વિચાર કરી વર્ષને અંતે જે સૌમ્ય ઠરાવ પાસ કરીએ છીએ

એના તરફ સરકાર જોતી પણ નથી. પછી એવા ઠરાવ કરીને લાભ શો?' મહામતિ રાનડેએ જવાબમાં કહ્યું કે, 'આપણા ઠરાવો ઘડાય છે જાણે સરકારને ઉદ્દેશીને, પણ ખરો હેતુ હોય છે લોકમતને જાગ્રત કરવાનો. લોકો ઠરાવો વાંચે, દેશની સ્થિતિ વિશે લોકમત કેળવાય અને દેશને માટે શું સારું છે એનો દેશવાસીઓ વિચાર કરતા થાય એ જ આપણા ઠરાવો પાછળનો હેતુ છે.'

કૉંગ્રેસે દીર્ઘદૃષ્ટિથી બધા ધર્મના લોકોને સાથે રાખ્યા. ધર્મભેદો રાષ્ટ્રીયતાને આડે ન આવવા જોઈએ એ વાત રાષ્ટ્રના મન પર ઠસાવી એની ખરી કસોટી દેશના ભાગલા અંગ્રેજોએ કર્યા ત્યારે થઈ. એકલા ગાંધીજી કૉંગ્રેસના મૂળ વિચારને સો ટકા વફાદાર રહ્યા. બાકીના બધા એ વિચારને વફાદાર ખરા, પણ અંગ્રેજ સરકાર અને મુસ્લિમ લીગ આગળ એમનું કશું ચાલ્યું નહીં. અંગ્રેજોની નીતિ અને લીગનો આંધળો સ્વાર્થ બંને ફાવી ગયા અને (ભગવાન જ જાણે છે) એ નીતિને કારણે આપણા રાષ્ટ્રને અને આપણી સંસ્કૃતિને કેટલું વેઠવું પડશે! સાંસ્કૃતિક કમજોરી અને ખોટા ખ્યાલો, ગમે તે કારણે, દરગુજર કરીએ તો એની કિંમત જમાનાઓ સુધી ચૂકવવી પડવાની. એટલો મોંઘો બોધ આપણને મળ્યો છે.

મને ખબર નથી કે એ બોધ આજે પણ રાષ્ટ્રને ગળે ઊતર્યો છે કે કેમ! આ છેલ્લાં વીસ વર્ષમાં આપણે રાષ્ટ્રની ખામીઓ, સંસ્કૃતિમાં રહેલી ગફલતો દૂર કરવાનો કશો પ્રયત્ન કર્યો નથી. રાષ્ટ્રનીતિની બાબતમાં લોકોને એકમત કરવાના પ્રયાસો પણ કર્યા નથી. હતા ત્યાં ને ત્યાં જ છીએ અને એની પાછળનું જોખમ હજી આપણી નજર આગળ પ્રત્યક્ષ થતું નથી!!

કૉંગ્રેસે બધા ધર્મોના, બધા પ્રાંતોના અને બધી ભાષાના તેમ જ સંસ્કૃતિના લોકોને એકરાષ્ટ્ર માન્યું, એ એક મોટું ઐતિહાસિક પગલું હતું.

તે વખતે રાષ્ટ્રીય એકતાનું વાતાવરણ ઉત્પન્ન કરવાનું સાધન કેવળ અંગ્રેજી ભાષા જ હતી એ આપણે કબૂલ કરવું જોઈએ. રાષ્ટ્રને અદ્યતન કરવાની કેળવણી આપણને અંગ્રેજી ભાષા મારફતે જ મળી. જોકે પ્રાચીન અને મધ્યકાલીન સંસ્કૃતિનો પરિચય સંસ્કૃત મારફતે અને પ્રાંતીય ભાષાઓ મારફતે આપણને થયો. પણ એથી લાભ ઉઠાવવાની દૃષ્ટિ તો અંગ્રેજી ભાષા મારફતે જ કેળવાઈ. અંગ્રેજીની એ સેવા આપણે ભૂલી ન શકીએ. રાષ્ટ્રમાનસમાં અને રાષ્ટ્ર-હૃદયમાં અંગ્રેજીનું સ્થાન કેટલું દૃઢમૂલ છે એ સમજ્યા વગર આપણે છીછરા ઉપાયોથી અંગ્રેજીને હટાવી ન શકીએ. આજે અંગ્રેજી જાણે સ્વતઃસિદ્ધ હકથી આપણા ઉપર રાજ્ય કરે છે. કેવળ રાજકીય ક્ષેત્રે નહીં, માત્ર કેળવણીને ક્ષેત્રે નહીં પણ બૌદ્ધિક ક્ષેત્રે અને અમુક હદ સુધી લાગણી અને ભાવનાને ક્ષેત્રે પણ અંગ્રેજીએ આપણા જીવનમાં સ્થાન મેળવ્યું છે.

એ સ્થાન હિંદીને આપણે અપાવવા માગીએ છીએ. તેને માટે હિંદી બોલનારનું માનસ સર્વસમન્વયકારી રાષ્ટ્રીયતાથી ભરેલું હોવું જોઈએ. એ કામ અહિંદી ક્ષેત્રના લોકો જ ઉત્તમ રીતે કરી શકશે.

સ્વરાજ્ય મળ્યું અને રાષ્ટ્રીય ભાવનાત્મક એકતા માટે દૃઢ પ્રયાસ કરવાનું

કામ જાણે રાષ્ટ્રે છોડી દીધું. આ એક ભારે ભૂલ થઈ છે. ભારત સરકાર અને કૉંગ્રેસ અને બીજા રાજદ્વારી પક્ષો ફક્ત ચૂંટણીનો જ વિચાર કરે છે. કૉંગ્રેસ પણ જાણે ચૂંટણી માટે જીવતી હોય એવી સ્થિતિ ઉત્પન્ન થઈ છે.

ગાંધી-યુગમાં રાષ્ટ્રીય દોષો અને રાષ્ટ્રીય ઊણપો દૂર કરવાનો જબરદસ્ત પ્રયત્ન ગાંધીજીએ ઘણી કુનેહથી કર્યો. પરિણામે એ દોષો દબાઈ ગયા, અથવા કહો કે, ભૂમિગત થયા. સ્વરાજ્ય મળતાંવેંત અને ગાંધીજીના ગયા પછી એકતાના પ્રયત્નો જાણે સૂઈ જ ગયા. સ્વરાજ્ય મળવાથી હળવા થઈ ગયેલા લોકો કશું સાંભળવાની મનઃસ્થિતિમાં રહ્યા જ નહીં. કૉંગ્રેસ સરકારે નાનામોટા યંત્રઉદ્યોગો વધારવા પાછળ પોતાની બધી શક્તિ, લાગવગ અને પ્રતિષ્ઠા વાપરી ખાધી. સમાજસત્તાવાદના આદર્શનો પ્રચાર કરવાને બદલે, કશો-વિરોધ-ન કરનાર રાષ્ટ્ર ઉપર એ લાદી દીધો. અને, કાનૂની સોશ્યલિઝમ બધે દાખલ થયો જેનો લાભ (લાભ ગણીએ તો) સરકારી તંત્રને મળ્યો. જનતામાં સોશ્યલિઝમનું તંત્ર અથવા વિચાર-વૃક્ષ હજી ઊગ્યું જ નથી. આપણે ઇચ્છીએ છીએ ડેમૉક્રેટિક સોશ્યલિઝમ અને ચલાવીએ છીએ બ્યૂરોક્રેટિક સોશ્યલિઝમ. સરકારી તંત્રના હાથમાં વધારે ને વધારે સત્તા અને સંપત્તિ મૂકવી એટલો જ એનો અર્થ થાય છે.

સર્વ-ધર્મ-સમભાવ વિના રાષ્ટ્રીય એકતા ટકવાની નથી. એ વાત ભૂલી જઈ, જનસંઘના વિચારો લોકો આગળ ફેલાવાય છે. જૂની અને કાલગ્રસ્ત સંસ્કૃતિના એ વિચારો જનતા અપનાવે તો આશ્ચર્ય નથી. સંકટો જૂનાં, માનસ જૂનું, ઇલાજો જૂના — આવી સ્થિતિ છે. એમાંથી રસ્તો કોણ કાઢશે ? ભગવાન જ જાણે ! રાષ્ટ્રીય એકતાના વિચારો લોકોનાં હૃદયમાં ઉતારવા જોઈએ. તે લાદી ન શકાય. આપણે માનીએ છીએ કે એકતાના વિચારો લોકોએ ઝીલ્યા જ છે. એ વાતમાં અર્ધસત્ય છે, લોકો એકતા ચાહે છે પણ તે પોતાની શરતે.

રાષ્ટ્રીય એકતાની ઇતિહાસ-સિદ્ધ શરતો ઘણી છે. માત્ર એનો આગ્રહ કરનાર કોઈ રહ્યો નથી.

જાતિભેદને કારણે લોકો અલગ અલગ સમાજ બનાવી, જેઓ પોતાની ન્યાતના એટલા જ પોતીકા છે એમ સમજી, અલગ રહેવાને ટેવાયેલા છે. બાહ્ય વહેવારમાં — એટલે કે લેવડદેવડમાં — અને ધંધાદારી સેવામાં લોકો એકબીજા સાથે, (એટલે કે ગમે તેની સાથે), સહયોગ કરે છે એ ખરું, પણ એમાં ઊંડી આત્મીયતા ઓછી હોય છે. પરિણામે, જેટલી ન્યાતો તેટલા અલગ અલગ સમાજો ગણાય છે. ધર્મ-સમાજો તો તેથીયે અળગા. ખાનપાનમાં એમની સાથે ભળી જ ન શકાય. પરિણામે, એકબીજા ઉપર વિશ્વાસ ઓછો.

રાષ્ટ્રીયતામાં આપણે બધા એક છીએ એમ કહેવાય છે ખરું. પણ બધાની દેશભક્તિ વિશે સરખો વિશ્વાસ નથી રહેતો. અમુક કોમના લોકો ધર્મના ઝનૂનને લીધે દેશને દગો દઈ શકે છે એવી શંકા સેવાય છે. બધા ભારતીયો દેશના નાગરિકો ખરા, પણ રાષ્ટ્રભક્તિની દૃષ્ટિએ અમુક મહત્ત્વનાં સ્થાનો ઉપર key

posts ઉપર અમુક લોકોને રાખવાનું જોખમ ખેડાય નહીં. આવી શંકાને લીધે લોકોની નાગરિકતા પણ સરખી ગણાતી નથી.

આનો ઈલાજ શો? મુસલમાનો માટે પાકિસ્તાન સ્વીકાર્યા પછી ભારતના મુસલમાનોની વફાદારી ક્યાં છે, એ વિશે શંકા રાખીએ તોય ખોટું છે અને ન રાખીએ તોય ખોટું છે – એવી સ્થિતિ થઈ ગઈ છે, આનો ઈલાજ શો? બધા ભારતીય મુસલમાનોને પાકિસ્તાન મોકલી દીધા, તો ઈસાઈઓનો સવાલ ઊભો થવાનો જ; જેટલા ધર્મો તેટલાં અલગ અલગ રાષ્ટ્રો – એ સ્થિતિ કેમ સ્વીકારાય? શું આ રીતે ધર્મ-સમાજો સ્થળાંતર કરી અલગ રાષ્ટ્રો અને દેશો બની શકે? અને, આમ કરવા જઈશું તો ક્યાં અટકીશું?

ત્યારે શું આપણી રાષ્ટ્રીયતામાં આટલી નબળાઈ કાયમને માટે રહેવા દઈશું? સામાન્ય દરેક ભારતીય નાગરિક 'આ સ્થિતિ સ્વાભાવિક છે અને એ સ્વીકાર્યે જ છૂટકો' એ મતનો થયો લાગે છે. આ નબળાઈ કેટલી ભયંકર છે એનો વિચાર કોઈ કરતું જ નથી. રોગી સ્થિતિને જ જો આપણે કુદરતી અને યોગ્ય સ્થિતિ માનીએ તો જીવન-કલહમાં હારવાપણું કાયમનું જ થઈ જવાનું.

'લોકોને અળગા રાખીશું, અને જેમને માટે આ સ્થિતિ અનુકૂળ ન હોય, તેમને ખાસ અધિકારો આપીશું' – અંગ્રેજોએ સુઝાડેલો આ ઈલાજ, આપણે સ્વીકાર્યો છે, અને તેથી આ રાષ્ટ્રીય નબળાઈ આપણે કાયમી બનાવી છે. 'बिगड के रहने से ज्यादा मिलता है' એવો અનુભવ થયા પછી અમુક અમુક કોમોને અલગ-પણામાં જ લાભ દેખાય છે. ખાસ અધિકારો આપણી રાષ્ટ્રીયતાની ખામીઓને મજબૂત કરે છે અને કોમવાદને – કોઈ કાળે ન હતો એટલો – સંગઠિત કરે છે. રાજદ્વારી નેતાઓ આ સ્થિતિથી ટેવાઈ ગયા છે અને તેથી એમને બીજો ઈલાજ સૂઝતો નથી. સૂઝે તોય જનતા આગળ એ મૂકવાની હિંમત કરતા નથી.

સ્પષ્ટ ઈલાજ એ છે કે આપણી ખાનપાનની રૂઢિઓ આપણે બદલવી જોઈએ, જાતિભેદ કે ધર્મભેદ સાથે સમાજો જુદા પડે છે એ વસ્તુ તોડી પાડવી જોઈએ. એ સુધારાનો પ્રચાર કોણ કરે? રાજદ્વારી પક્ષોમાંથી એકે પક્ષ આ કામ કરી ન શકે. દેશના હિતની ચિંતા રાખનારા અને અધિકારોની પડાપડીથી અલગ રહેનારા મનીષીઓએ જ એક રાષ્ટ્રીયતાને અર્થે સામાજિક જીવનમાં સુધારા સૂચવવા જોઈએ, અને બધા સમાજો એકબીજામાં ઓતપ્રોત થાય એ દિશાએ હિંમતપૂર્વક આગળ વધવું જોઈએ.

આવી સૂચના કરીએ કે હિંદુઓ તરત જ મુસલમાનોનો સવાલ આગળ કરે છે. અને, મુસલમાનો કોઈ કાળે માનવાના નથી, એ નિર્ણય ઉપર આપણને લઈ જવાનો પ્રયત્ન કરે છે. લાલા લાજપતરાયે એક વાર મુંબઈના નેતાઓને સૂચવ્યું હતું કે, 'મુસલમાનોને ભૂલી જાઓ. ખ્રિસ્તીઓ સાથે, યહૂદીઓ સાથે અને પારસીઓ સાથે ભળવાના પ્રયત્નો તમે કોઈ કાળે કર્યા છે? મુસલમાનોથી અકળાઈને તમે

કેવળ હિંદુ સંગઠન શા માટે કરો છો? મુસલમાનો વેગળા થવા માગે છે એટલા માટે તમે કેવળ હિંદુઓનું સંગઠન કરી, ઈસાઈઓને અને પારસીઓને મુસલમાનોના પક્ષમાં શા માટે ધકેલી દો છો? તમે બધા એક થશો તો તમારામાં એ શક્તિ આવશે કે જેને કારણે મુસલમાનો પણ સમજી જશે કે બધા સાથે ભળી જવામાં જ પોતાનું હિત છે.'

ગાંધીજીએ સહજીવનનો પ્રયોગ, ઓતપ્રોત થવાનો પ્રયોગ, પોતાના આશ્રમ મારફતે કર્યો. એમાં બધા ધર્મોની પ્રાર્થના એકત્ર કરી, સવારસાંજ બધા ભગવાનને નામે એકત્ર થઈ શકે છે એ પુરવાર કરી આપ્યું. 'બધા માટે બધા રાંધે અને સાથે બેસીને જમે' એ રિવાજ પણ દાખલ કર્યો. આંતર્જાતીય અને આંતર્ધર્મીય વિવાહોને પ્રોત્સાહન આપ્યું, અને સંયમના પવિત્ર અને મોકળા વાતાવરણમાં સ્ત્રીપુરુષોને સમાનતાની સ્વતંત્રતા આપી.

આનું મહત્ત્વ સમજનારા લોકોએ દેશમાં ઠેકઠેકાણે આવા જ આશ્રમો સ્થાપ્યા. આને લીધે આપણી રાષ્ટ્રીયતા અને માનવતા મજબૂત થઈ. એ લાભ આપણે નોંધવો જોઈએ. અને એ દિશાએ આગળ વધવું જોઈએ. દેશના બધા જ આશ્રમો આ રીતે જાગરૂક થાય તો ઘણી પ્રગતિ થઈ શકશે.

એક સૂચના ખાસ વિચારવા જેવી છે. આજે દેશમાં કેટલાંય દવાખાનાંઓ અમુક ન્યાતના ફંડમાંથી જ ચાલે છે, પણ એ દવાખાનાંમાં એ ન્યાતના જ રોગીનો ઈલાજ થાય એવો નિયમ નથી. ઈસાઈ લોકો, પોતાને ખર્ચે અને પોતાની વ્યવસ્થા તળે, કેળવણીની સંસ્થાઓ ચલાવે છે. તેમાં બધા ધર્મના વિદ્યાર્થીઓ દાખલ થઈ શકે છે, એટલું જ નહીં પણ ભિન્ન ધર્મી વિદ્યાર્થીઓ ઉપર ખ્રિસ્તી પ્રાર્થનામાં ભળવાનો આગ્રહ પણ તેઓ રાખતા નથી. એ જ રીતે આપણે નિયમ કેમ ન કરીએ કે ન્યાત પરત્વે જે અલગ અલગ છાત્રાલયો છે તેમાં અમુક ટકા બહારના વિદ્યાર્થીઓને જગા આપવી જ જોઈએ. દરેક ન્યાતનાં કેળવણીનાં ફંડો મારફતે છાત્રવૃત્તિઓ – સ્કૉલરશિપો – અપાય છે. એમાં પણ નિયમ કરી શકાય કે અમુક ટકા નાણાં ન્યાત બહારના યોગ્ય વિદ્યાર્થીઓને આપવાં જ જોઈએ. બધા સમાજોનું જીવન ઓતપ્રોત થઈ જાય એ દિશામાં આપણે ઝપાટાભેર આગળ વધવું જોઈએ.

લશ્કરમાં, સરકારી નોકરીઓમાં, ઉદ્યોગ-હુન્નરોમાં કોમ દીઠ સ્થાનોનું અંકન કરી, એક એક ન્યાતનું સંગઠન જે મજબૂત કર્યું છે તે તો તોડવું જ જોઈએ. પણ સમાજો ઓતપ્રોત થઈ જાય એનો ઈલાજ કર્યા પછી કોમી સંગઠનોની જરૂર જ રહેશે નહીં. અને, ખાસ અંકિત અધિકારો તો હોવા જ ન જોઈએ. અમેરિકાએ આ જ નીતિ ચલાવી છે. ત્યાં જો કોઈ કોમ પ્રત્યે અન્યાય થતો હોય તો એની સામે, ઈલાજ તરીકે, Fair Practice Boardની યોજના સ્થપાઈ છે. પણ એમાં સાફ કહ્યું છે કે 'કોઈ પણ કોમ એમ કહીને ખાસ અધિકાર નહીં માગી શકે કે, અમારા પૂર્વજો પ્રત્યે અન્યાય થતો હતો અથવા થયો હતો.' આજે

અન્યાય થતો હોય તો એનો ઈલાજ તરત થઈ શકે; પણ ખાસ અધિકાર આપીને, અમુક ન્યાત અથવા વર્ગનું અલગ બંધારણ ઊભું ન જ કરાય.

છેલ્લાં પોણો સો-એંશી વરસના આપણા જાહેર જીવનના અનુભવ પરથી આપણે નક્કી કરવું જોઈએ કે કઈ કઈ વસ્તુઓ આપણને નડી છે અને એ દૂર કરવાનો ઈલાજ શો? સામાજિક અન્યાય, સામાજિક નબળાઈઓ અને એમાંથી ઉત્પન્ન થતું અળગાપણું દૂર કરવા માટે કમર કસીને પ્રયત્ન કર્યે જ છૂટકો. રૂઢિનિષ્ઠ લોકો ધર્મને નામે અમુક અધિકારોને અને સ્વાર્થોને જાળવી રાખવાનો પ્રયત્ન કરે છે. અંગ્રેજોને એ ફાવતું આવ્યું. સ્વતંત્ર ભારતમાં ધર્મને નામે સંકુચિત રૂઢિઓને મજબૂત ન જ થવા દેવાય. જેમ અસ્પૃશ્યતા સામે આપણે કમર કસી, તેમ અનેક વાંધાભરેલી રૂઢિઓને અને કાલગ્રસ્ત રિવાજોને દફનાવવાની તૈયારી કરવી જોઈએ. આ સુધારો લોકમત કેળવવાથી જ થાય. કેવળ કેળવણીખાતાને માથે આ બોજો સોંપી દઈ આરામ ન જ લઈ શકીએ. જેમ સ્વરાજ માટે આપણે રાષ્ટ્રવ્યાપી આંદોલન ચલાવ્યું અને આત્મપરીક્ષણ કર્યું, તે જ પ્રમાણે રાષ્ટ્રીય સ્વતંત્રતા, રાષ્ટ્રીય એકતા અને માનવસેવાની યોગ્યતા વધારવા માટે આપણે જાગ્રત થવું ઘટે છે. છેલ્લાં સવાસો વરસના ઇતિહાસનો આ બોધ છે. આ દિશાએ રાષ્ટ્રીય પ્રયત્નો ઉત્કટ અને એકાગ્ર રીતે ચલાવવા જોશે.

## ઉપસંહાર

સ્વરાજ્ય માટેની આપણી નવી ઝંખના સો દોઢ સો વર્ષની જૂની છે. ('હિંદવી સ્વરાજ્ય' માટેની ઝંખના એક રીતે જોતાં છત્રપતિ શિવાજીના સમયની ત્રણ સો સાડા ત્રણ સો વર્ષની છે.) આજનું હિંદ સ્વરાજ્ય જ્યારે આપણને મળ્યું ત્યારે ખરેખર ભારતની પ્રજાના જીવનમાં એ એક અદ્ભુત મહોત્સવ હતો. આપણે અંગ્રેજ સરકાર પાસેથી બંધારણીય અધિકાર માગતા હતા, પણ જ્યારે આપણે સ્વતંત્ર થયા ત્યારે આપણું બંધારણ અંગ્રેજ સરકારે આપણને આપ્યું નહીં. આપણે જ આપણું બંધારણ ઘડી કાઢ્યું. અને, પોતે જ પોતાને આપ્યું. એ દિવસ ખરેખર ભારતના દસ હજાર વર્ષના ઇતિહાસમાં અદ્વિતીય હતો. આ ઇતિહાસ-કાળમાં આપણે સ્વરાજ્ય અને પરરાજ્ય બંનેના અનુભવ કરી ચૂક્યા હતા. પણ પ્રજાના જ હાથમાં જ્યાં બધા અધિકાર છે એવો પ્રજારાજ્યનો અનુભવ આપણે આ જ વખતે પહેલવહેલો મેળવ્યો. આપણી પ્રજા હંમેશાં સુરાજ્ય માટે ઝંખતી આવી છે. એવું સુરાજ્ય કોક વખતે આપણને મળે. ઘણી વાર ન પણ મળે. એવા અનુભવથી ડાહ્યા થઈને આપણે 'હિંદવી સ્વરાજ્ય'ની ઇચ્છા કરી. અને, એ સ્વરાજ્ય આપણને સને ૧૯૪૭ના ઓગસ્ટમાં મળ્યું. આપણે કૃતકૃત્ય થયા. જોકે એ આનંદના અમૃતમાં ઝેરનાં બે ટીપાં પડેલાં હતાં જ: (૧) સ્વરાજ્ય સાથે આપણને દેશના બે ભાગલા સ્વીકારવાં પડ્યા. અને, (૨) પ્રજારાજ્ય મેળવવાની સાથે જ આપણે રાષ્ટ્રપિતાને ખોવા પડ્યા.

છતાં, પ્રજારાજ્યને આપણે વધાવી લીધું અને પૂરી સદ્બુદ્ધિથી એ

વિશ્વાસથી પ્રજાયુગનો પ્રારંભ કર્યો. તે વખતે ગાંધીજીએ એક ચેતવણી સારામાં સારા શબ્દોમાં પણ આપી હતી. એમણે કહ્યું:

'ભારતના સ્વરાજ્યને આડે આપણા અસંખ્ય રાષ્ટ્રીય દોષો કામ કરતા હતા. આપણી ઊણપો આપણને નડતી હતી. એ દોષો અને એ ઊણપો દૂર કરવાનો આપણે પ્રયત્ન કર્યો. સ્વરાજ્યસંકલ્પ આગળ અને પ્રજાકીય પુરુષાર્થ આગળ એ દોષો અને એ ઊણપો દબાઈ ગયાં છે. દૂર થયાં નથી. દોષો દબાયા એનો લાભ લઈ આપણે પરરાજ્ય હટાવી શકયા. પણ એ દોષો નિર્મૂળ કર્યા વગર સ્વરાજ્યના પાયા મજબૂત થવાના નથી. માટે, સ્વરાજ્ય-પ્રાપ્તિના આનંદમાં આપણે ગાફેલ ન થઈએ, લોકસેવા દ્વારા લોકજીવન નિર્દોષ અને મજબૂત કરીએ તો જ સ્વ-રાજ્ય ટકવાનું.'

આ બાબતમાં આપણે ગફલતમાં રહ્યા. દુનિયાના દરબારમાં માનભર્યું સ્થાન આપણે મેળવી શકયા. પણ હજી આપણે સુરક્ષિત નથી. સ્વરાજ્યને કેવું રૂપ આપીશું એની ચર્ચા આપણે કરતા રહ્યા. પણ, સ્વરાજ્યને બાધક એવી સ્થિતિ બદલવી જોઈએ એ વસ્તુ તરફ આપણે ગફલતમાં રહ્યા છીએ. ઈશ્વરની કૃપા કે દસવીસ વર્ષ પણ થયાં નથી અને આપણી બધી ઊણપો જોતજોતામાં છતી થઈ છે!

સ્વરાજ્ય થતાંવેંત જો આપણે રાષ્ટ્રની શક્તિ મજબૂત કરવા માટે કમર કસી હોત તો આપણા જૂના દોષો માથું ઊંચું ન કરી શકત. પણ, જે દોષો ગાંધીજીના પ્રયત્નથી દબાઈ ગયા હતા તે જાણે દૂર થઈ જ ગયા છે એમ આપણે માન્યું. એ દોષો આગળ કરી અમુક લોકો આપણો વિરોધ કરશે એનો ખ્યાલ કોઈને ન હતો એમ નથી. પણ નેતાઓએ માન્યું કે આપણે ડોળો કાઢીશું અને ધમકાવીશું તો એ લોકો ચૂપ થશે. બહુમતી આપણી છે, આપણું નેતૃત્વ અબાધિત છે, હવે ફક્ત અધિકાર ચલાવવાની જ વાત છે.

દુઃખની વાત એ છે કે ચૂંટણી જીતવા માટે અને વિરોધી દળોને હરાવવા માટે આપણા લોકોએ ગમે તેવી મદદ લેવાનું પસંદ કર્યું. અને, 'રાષ્ટ્રીય દોષો જોર પકડે છે' એ જોખમ તરફ આંખ આડા કાન કર્યા. અંતે આ આપણી નબળાઈ ઉઘાડી પડી. રાષ્ટ્રીય દોષો ફાવ્યા અને શિરજોર થયા.

આ બધી દુઃખની કહાણી છે. આપણી અદૂરદૃષ્ટિની એ કહાણી છે. આજની સ્થિતિ દુઃખદાયક ભલે હોય, પણ નિરાશ થવાનું કારણ નથી. જો આપણે ધારીએ તો હજી પણ પરિસ્થિતિ કાબૂમાં આણી શકાય. જો ખરેખર જાગ્યા હઈશું તો હજી પણ સવાર છે. જ્યાંથી ખોટો રસ્તો લીધો ત્યાંથી સુધારો કરીશું તો હજી મુકામે પહોંચી શકાય એમ છે.

આ વિશ્વાસે જ દુઃખદ કહાણીનો મેં ઉલ્લેખ કર્યો છે.

૨૭–૨૮ નવેમ્બર, ૧૯૬૮

# ૪. રાજકારણની આભડછેટ

જેમણે પોતાનું જીવન ધર્મને અર્પણ કર્યું છે તેમનાથી રાજકારણમાં માથું ન મરાય એવી એક માન્યતા ઘણાનાં મનમાં હોય છે. એક રીતે તે સાચી છે. ઘણી વાર દેશ દેશ વચ્ચે અથવા પક્ષ પક્ષ વચ્ચે જે રાજદ્વારી ઝઘડા ચાલે છે તે શુદ્ધ સ્વાર્થના અથવા મતલબના જ હોય છે. બેમાંથી એકે બાજુને ધર્મનો ખ્યાલ સ્પર્શતો જ નથી હોતો, અને તે ઝઘડાનું ફળ પણ કંઈક દુન્યવી લાભ જ હોય છે. આવી સ્થિતિમાં ધાર્મિક માણસનો સ્પષ્ટ ધર્મ એ જ હોઈ શકે કે એવી રાજદ્વારી ખટપટથી તે અળગો રહે.

પણ ધાર્મિક માણસ કંઈ એવા કાયર તો ન જ હોય કે ઝઘડાના નામ માત્રથી નાસે. સ્વાર્થના ઝઘડાઓ કરતાં બીજા પણ ઝઘડાઓ આ સંસારમાં ઊભા થતા જોવામાં આવે છે. આખી દુનિયામાં ન્યાય અને દયાધર્મ સ્થાપન કરવા માટે અધર્મ સામે દિનરાત ઝુંબેશ ચલાવવી જ જોઈએ, અને ધાર્મિક માણસની મોટામાં મોટી ફરજ કંઈ હોય તો બહાદુરીથી આવા ઝઘડાઓમાં ઊતરવું એ છે. એ જ આ દુનિયામાં તેના જીવતરનો હેતુ છે.

દરેક યુગમાં અધર્મ જુદું જુદું સ્વરૂપ ધારણ કરે છે, કેમ કે સેતાન બહુરૂપી છે, કામરૂપી છે. ઈશુ ખ્રિસ્તના વખતમાં સેતાને ધર્માચાર્યોનું રૂપ ધારણ કર્યું હતું, તેથી જ ઈશુએ તેમને દેવમંદિરોમાંથી કાઢી મૂકવા તેમની સામે પોતાનો ચાબુક ઉગામ્યો. મંદિરો પણ આખરે તો દુન્યવી જ વસ્તુ છે એમ કહી તેઓ સ્વસ્થ બેઠા નહીં.

ધર્મ વિરક્ત છે, છતાં વીર છે. ધર્મમાં આસક્તિ નથી તેમ જ કાયરતા પણ નથી. તેથી સાચો ધાર્મિક પુરુષ જ્યાં અધર્મ જુએ ત્યાં વીરોચિત ઝુંબેશ ઉઠાવે જ. અને ધાર્મિક પુરુષે ઉઠાવેલી ઝુંબેશમાં હંમેશાં વિજય જ હોય છે.

ગાંધીજી વિશે લખતાં પ્રો. ગિલબર્ટ મરે કહે છે:

'ઇન્દ્રિયોના ભોગની જેને તમા નથી, ધન ને વૈભવને જે તુચ્છ સમજે છે, સ્તુતિ જેને ફુલાવી શકતી નથી, દુન્યવી ઉન્નતિની જેને લાલસા નથી, પરંતુ પોતાને સૂઝેલું સત્ય આચરવાનો જેનો દૃઢ નિશ્ચય છે એવા ત્યાગી પુરુષથી કામ લેતાં સત્તાધારીઓએ બહુ જ ચેતીને ચાલવાની જરૂર છે. એ શત્રુ ભારે ભયાનક અને અગવડભર્યો હોય છે. તેનું શરીર તો તમે જ્યારે જોઈએ ત્યારે કબજે કરી શકો, પણ તમારો સાચો શત્રુ જે તેનો આત્મા — તેને સાટે કેવળ માટીનો દેહ જ તમારે કબજે આવે એ તો ખોટનો જ સોદો થવાનો.'

ઈશુ ખ્રિસ્તે એક વાર એવું કહ્યું હતું કે 'સિઝરનું નાણું સિઝરને આપી દો.' પણ તે કંઈ બાદશાહ સાથેના રાજદ્વારી ઝઘડાથી સદંતર અળગા રહેવા

ઉ. ભારતીય જીવનમાં સૌથી વધારે અસર છે હિંદુ જીવનદૃષ્ટિની. અને મારો દૃઢ અભિપ્રાય છે કે હિંદુ જીવનદૃષ્ટિ, હિંદુ ધર્મની રૂઢ સામાજિક દૃષ્ટિ કરતાં જુદી, વધારે વ્યાપક અને ઊંડી છે.

હિંદુ ધર્મના દાર્શનિક વિચારો અને આધ્યાત્મિક અનુભવ એટલા વિશાળ અને સાર્વભૌમ છે, કે આજની પશ્ચિમની દુનિયાએ જે માનવતા અથવા humanism ખીલવી છે, તેના કરતાં એ વધારે વ્યાપક, ભેદક અને દૂરગામી છે.

અને એ હિંદુ જીવનદૃષ્ટિ સંતોને પ્રતાપે, અકળ ઢબે, જનતાના સ્વભાવ સુધી પહોંચી ગઈ છે. તેથી જ ઇસ્લામ અને વિશ્વાસી ધર્મ સાથે આપણે અવિરોધ કેળવી શકયા છીએ.

આ આપણી જીવનદૃષ્ટિ મુસલમાનો અને ખ્રિસ્તી લોકોના સંતોમાં દેખાય છે.

આ જીવનદૃષ્ટિમાં જીવમાત્રનું આધ્યાત્મિક ઐકય એ મૂળતત્ત્વ છે. એને જોરે આપણે, આજે દુનિયાએ સ્વીકારેલી પ્રજાતંત્રપદ્ધતિ કરતાં વધારે સંતોષકારક પ્રજાતંત્રપદ્ધતિ સ્થાપન કરી શકીશું. આપણા જીવનસ્વભાવમાં એક છેડે વ્યક્તિવાદ (individualism) અતિ માત્રામાં છે, જેમાંથી આદર્શ અરાજકવાદ ઉત્પન્ન થઈ શકે, અને બીજે છેડે આપણે વિશ્વાત્મૈકયમાં માનીએ છીએ. જેમાંથી આદર્શ વિશ્વરાજ્ય (totalitarianism) પણ ફલિત થઈ શકે છે. અને એ પણ એક જાતની આદર્શ અરાજકતા જ હશે. આ બે છેડાની કુદરતી માંડવાળમાંથી આપણે ભારતીય પદ્ધતિનું જનતંત્ર ચલાવી શકીશું.

આપણા સ્વભાવ અને જીવનમાં જે જાતિસંસ્થા ઘર કરી બેઠી છે એ આજે રાષ્ટ્રીય ઐકય અને મજબૂતી(unity અને solidarity)ને બાધક છે. પણ જ્યારે આપણા સ્વભાવમાંથી ઉચ્ચનીચ ભાવ નષ્ટ થશે અને એકાંગિતા ઓગળી જશે, ત્યારે એ જ સંસ્થાનાં સતૂતત્ત્વોને જોરે આપણે શાસનવિહીન અને ધર્મનિરપેક્ષ સમાજરચના ખીલવી શકીશું, secular and non political or stateless social pattern દુનિયા આગળ રજૂ કરી શકીશું.

આપણે ત્યાં અનેક ધર્મો આવીને વસ્યા છે. અને હિંદુ ધર્મ પોતે એકધર્મ કુટુંબ છે, એ વસ્તુ પણ પ્રજાતંત્રને પોષક છે. ઉચ્ચનીચ ભાવ, એકાંગિતા અને સ્વ-પર-ભાવ એ ત્રણે તત્ત્વો જેટલાં પ્રજાતંત્રને બાધક છે, તેટલાં જ આપણા સંતોની જીવનાનુભૂતિથી વેગળાં છે. સંતોએ જે ઇહલોકવિમુખતા કેળવી અને ઉપદેશી તેટલો દોષ કાઢી નાખીએ અને કેવળ જીવનવિકાસને અત્યાવશ્યક એવું સંયમિત સંયમતત્ત્વ સ્વીકારીએ ત્યારે પ્રજાતંત્ર ઉત્તમ રીતે ચાલશે. બુદ્ધ ભગવાનનો મધ્યમ માર્ગ એમાં મદદગાર થશે.

પ્ર. ૩. હિંદમાં લોકશાહીની કામગીરીમાં ગ્રામપંચાયત શો ભાગ ભજવશે એમ આપ અપેક્ષા રાખો છો?

ઉ. પંચાયતની કલ્પના સુંદર છે. પ્રજાતંત્રને અનુકૂળ છે. શાસનવિહીન સમાજરચનામાં એ મદદગાર થઈ શકે. કૌટુંબિક જીવનપદ્ધતિનાં બધાં તત્ત્વો એમાં આવી

શકે છે પણ એ પંચાયતપદ્ધતિમાં બે ઘાતક તત્ત્વો આવ્યાં છે જે આપણા સ્વભાવમાંથી દૂર ન થાય ત્યાં સુધી પંચાયતપદ્ધતિનો પુરસ્કાર હું ન કરું.

પહેલો દોષ એ કે આજની દુનિયાએ જે વ્યાપક સામુદાયિક જીવન ખીલવ્યું છે, તેનો વિચાર કરતાં ગ્રામ એ એકમ નાનું પડે છે. અને ગ્રામપંચાયતપદ્ધતિને વ્યાપક રૂપ આપતાં હજી આપણે શીખ્યા નથી. આપણે જાતિ પંચાયતની સ્થાપના કરી અને તેમાં અટવાયા.

અને બીજો મહાન દોષ એ છે કે પંચાયતપદ્ધતિ ચલાવવામાં આપણે મધ્યયુગીન સામંતશાહી feudalisimને શરણે ગયા. જેને કારણે વ્યક્તિ પ્રત્યેનો આદર (respect for the personality of each individual) મરી ગયો. ઊંચનીચભાવ દાખલ થયો અને સમર્થ અને દીન, જબરદસ્ત અને જેરદસ્ત એવા વર્ગો શરૂ થયા. જમીનદાર, શાહુકાર અને રાજ્યસત્તાનો પ્રતિનિધિ અમલદાર અને પહેલવાનોનો મુખી, એવાં તત્ત્વોની આણ બધે સ્થપાઈ.

આજની સ્થિતિમાં ગ્રામપંચાયતરાજ્યની સ્થાપના કરીશું તો અસ્પૃશ્યતાનિવારણ થાય નહીં. 'સમર્થ કો નહીં દોષ ગુંસાઈ'વાળો સિદ્ધાંત ફરી વાર રૂઢ થશે અને જોહુકમી – હુકમશાહી ચાલશે. એટલે સામાજિક ક્રાંતિ પૂર્ણ થાય નહીં ત્યાં સુધી પંચાયતરાજ્ય સ્થાપવામાં જોખમ ભારે છે. સાર્વત્રિક મતદાનમાં જે શક્તિ છે તે હજી ખીલી નથી. એટલે પંચાયતરાજ્યના મોહમાં તણાવામાં સલામતી નથી.

પ્ર. ૪. લોકશાહીના માળખામાં રહીને સામાજિક અને આર્થિક ન્યાય સિદ્ધ કરવાની ગતિને ત્વરિત શી રીતે બનાવી શકાય?

ઉ. સ્વરાજભાવના કેળવવા માટે આપણી કોંગ્રેસે જેમ ભેખ લીધો અને દેશના નેતાઓ જેમ બહાદુરીથી ઝૂઝયા અને એ તમામ બળોને જેમ ગાંધીજીએ એકાગ્ર કર્યાં તેમ જ આર્થિક ન્યાય અને સામાજિક સમાનતા અને બંધુતા સ્થાપન કરવા માટે દેશના નેતાઓએ અને ખાસ કરીને ઉચ્ચ ગણાતા લોકોએ ત્યાગ અને બલિદાનનો રસ્તો લેવો જોઈએ. જનતંત્રમાં મતદાનનું મહત્ત્વ છે. જે લોકો અધિકારારૂઢ થવા માંગે છે, તેઓ જનમતના અનુયાયી બને છે. તેઓ એક જાતની બીકણ ક્રાંતિનિષ્ઠા કેળવે છે. અને પ્રત્યક્ષ ક્રાંતિ સુધી પહોંચતા નથી. નેતાઓમાં નવું તેજ આવશે તો સામાજિક અને આર્થિક ક્રાંતિ થતાં બહુ વાર પણ નહીં લાગે અને મુશ્કેલી પણ નહીં. મામૂલી રિવાજી ડેમૉક્રસીનું એ કામ નથી. ક્રાંતિને પરિણામે ડેમૉક્રસી સ્થાપી શકાય, પણ ડેમૉક્રસી પોતે ક્રાંતિકારી નથી.

પ્ર. ૫. 'સત્તાદાન'-સત્તાના વિકેન્દ્રીકરણ-ના આદર્શ વિશે આપના શા વિચાર છે? રાજ્યસત્તાનું ધીમે ધીમે કરમાઈ જવું એ લોકશાહીનું પણ અંતિમ ધ્યેય છે એમ આપ માનો છો? જો માનતા હો તો, એની પ્રક્રિયા શી હશે?

ઉ. 'સત્તાદાન' એ શબ્દ અહીં યોગ્ય રીતે વપરાયો નથી. ભૂમિદાન અને સંપત્તિદાનમાં વસ્તુનું હસ્તાંતર થાય છે. શ્રમદાન કે જીવનદાનમાં શક્તિ સેવા માટે ભેટ તરીકે અપાય છે. સત્તાદાનમાં દાનનું તત્ત્વ છે જ નહીં. સત્તાનું વિલીનીકરણ

અથવા સત્તાત્યાગ અથવા ભારેખમ શબ્દ જોઈતો હોય તો સત્તાસંન્યાસ કહી શકાય.

સત્તાનું વિલીનીકરણ અથવા સત્તાત્યાગ એ પ્રજાતંત્રનું સ્વાભાવિક ફળ નથી. એક વાર સામાન્ય પ્રજાના હાથમાં ગયેલી રાજ્યસત્તા સહેજે ઓગળી ન જાય. એને માટે સ્વતંત્ર, ક્રાંતિકારક પ્રયત્ન કરવા પડશે. મોટું સામ્રાજ્ય તૂટીને નાનાં નાનાં રાજ્યો સ્થપાય છે, તેમ જનતંત્ર પણ તૂટીને નાનાં નાનાં પ્રજાસત્તાક રાજ્યો તૈયાર થઈ શકે છે. પણ એ કમજોરી આપણને ઇષ્ટ નથી. આપણે તો પ્રજામાં માનસપરિવર્તન થાય, અને એમાંથી જીવનપરિવર્તન પરિણમે અને અંતે એવી જીવનવ્યવસ્થા અને સામાજિક સુવ્યવસ્થા ઉત્પન્ન થાય કે જેમાં સત્તા જેવી વસ્તુ વાપરવી ન પડે – એ આદર્શ સેવીએ છીએ. અને એ આજના યુગની જાગતિક માંગ પણ છે. જેમ ધર્મતંત્રને કારણે ધર્મ ગૂંગળાયો અને ધર્મતંત્રનું દેવાળું નીકળ્યું, તેમ જ તમામ તમામ પ્રકારનાં રાજતંત્રોને કારણે પ્રજાવિકાસ ગૂંગળાયો અને રાજ્યતંત્રોનું દેવાળું નીકળ્યું. માટે હવે આપણે પ્રજાતંત્રના પગથિયા ઉપર પગ દઈ, શાસનવિહીન સમાજજીવન સુધી ચડવા માગીએ છીએ.

એને માટે અનિમિષ લોચને આદર્શનું ધ્યાન જરૂરી છે. અને અનવરત પુરુષાર્થ પણ તેટલો જ જરૂરનો છે.

૨૪-૪-'૫૫

## कस्मै देवाय हविषा विधेम !

સ્વાતંત્ર્ય મેળવવા માટે જૂનો અને ઇતિહાસપ્રસિદ્ધ ઇલાજ છે યુદ્ધ. યુદ્ધમાં હારી ગયા પછી અને ગુલામી માથે આવી પડ્યા પછી પણ નવી લડાઈ માટે દેશમાં કાવતરાં કરતાં રહેવું તથા પરદેશની મદદ માટે કાંઈ પ્રયાસ કરતાં રહેવું એ પણ એક મોટી સાધના છે. પોતાને વ્યવહારકુશળ તથા સ્વાતંત્ર્યવીર માનનારા માણસો આ જ માર્ગ ઉપર વિશ્વાસ રાખે છે. આ પક્ષના માણસોએ ૧૮૫૭ની સાલમાં એક મોટો પ્રયોગ કરી જોયો. આપસમાં ફાટફૂટ, ખોટા સમાચાર, ગફલત તથા ચારિત્ર્યના અભાવને લીધે તેઓ હારી ગયા અને નાસીપાસ થઈ ગયા પણ નિરાશા લાંબો વખત ટકી શકતી નથી, તેઓએ ફરી તૈયારી શરૂ કરી. પરંતુ આ કામ કેટલું મોટું છે, તેને માટે કેવી જાતની તૈયારી જોઈએ, શત્રુની શક્તિ તથા તૈયારી કેટલી છે – આનો તેઓ પાસે કંઈ હિસાબ ન હતો. વળી જે સ્વાભાવિક દોષોથી આપણે હારી ગયા હતા તે જાણી તે દૂર કરવાની કોશિશ તેઓએ કરવી જોઈતી હતી પણ તેઓથી તે પણ ન બની શક્યું.

એટલામાં કૉંગ્રેસનું આંદોલન આવ્યું. તેના આદ્ય માર્ગદર્શકો અંગ્રેજો જ હતા. તેઓએ કહ્યું, 'બ્રિટિશ જનતા ન્યાયપ્રેમી છે, તેને હિંદુસ્તાનની હાલત જણાવો તો જરૂર તે હિંદુસ્તાનને ન્યાય આપશે.' આપણે એ અનુસાર લિબરલ

પાર્ટી – ઉદાર પક્ષ - માં વિશ્વાસ રાખ્યો અને તે પક્ષનું તત્ત્વજ્ઞાન આપણી રાજનીતિનું સ્મૃતિશાસ્ત્ર બની ગયું.

અનુભવે સમજાયું કે લિબરલ લોકો મુશ્કેલીથી અધિકાર મેળવે છે અને અધિકારી થાય છે ત્યારે પણ, તેઓની પાસે મતસંખ્યાનું બળ એટલું ઓછું હોય છે કે તેઓ હિંદુસ્તાનને સહાનુભૂતિ સિવાય કશું આપી શકતા નથી. તેમનામાં આપણો વિશ્વાસ જ્યારે ડગવા લાગ્યો ત્યારે ફરી આપણે સ્વતંત્રતાની વાતો વિચારવા લાગ્યા. એટલામાં મજૂર પક્ષે આગળ આવીને કહ્યું, 'અમે તમારા શુભચિંતક છીએ; આમૂલાગ્ર પરિવર્તન કરનારા છીએ; અમે સત્તા પર આવતાં જ તમોને બધું આપી શકીશું.' આપણા મોટા મોટા નેતાઓ મજૂર પક્ષના નેતાઓનાં ગુણગાન કરવા મંડી પડચા. આખરે મજૂર પક્ષ થોડાક દિવસો માટે અધિકાર ઉપર આવ્યો. જૉન મોર્લીના વખતમાં શ્રી ગોખલેજીના જે હાલ થયા, તે જ હાલ રામ્સે મેકડોનાલ્ડના વખતમાં રાષ્ટ્રીય નેતાઓના થયા.

વચગાળે ક્રાન્તિકારી બળવાખોરોએ બૉમ્બનો માર્ગ અજમાવી જોયો. પરદેશમાં જઈને ત્યાં કેટલી સહાનુભૂતિ મળી શકે છે તે જોવાને ત્યાંના રહીશોના દરવાજા પણ ખખડાવ્યા. મોટી મોટી સભાઓ ભરીને, સરકારનો નિષેધ કરીને તથા લોકોમાં અસંતોષ જાગ્રત કરીને નિષેધાત્મક રસ્તો પણ એક પક્ષે અજમાવી જોયો. જાગૃતિનું કામ થોડું આગળ ચાલ્યું. એટલામાં ભારતીય સંસ્કૃતિની નાડ પારખીને ગાંધીજીએ સત્યાગ્રહના તથા રચનાત્મક કાર્યના પ્રબંધથી દેશસંગઠનનો જૂનો છતાં નવો રસ્તો કાઢચો. પરદેશી વિચારો ઉપર આધાર રાખનારાઓને પહેલી વાર એવું સ્વદેશી તત્ત્વજ્ઞાન મળ્યું જેમાં શક્તિની ખરી ઉપાસના તથા રાષ્ટ્રનિર્માણની પૂરી તાકાત હતી.

આ માર્ગે ચાલીને દેશનાં કેટલાંયે સ્ત્રીપુરુષો જેલમાં ગયાં. ગાંધીજીના લાડીલા તથા યુવાનોના પ્રતિનિધિ પંડિત જવાહરલાલ નેહરુ આ યુદ્ધમાં ખૂબ જોશપૂર્વક દાખલ થયા. પરંતુ તેમણે ગાંધીજીના સ્વદેશી તત્ત્વજ્ઞાનની બાબતમાં શંકા પ્રગટ કરીને પરદેશનું સમાજશાસ્ત્ર સ્થાપ્યું. પરિણામે દેશના નવયુવકો ગાંધીજીની ઠંડી યુદ્ધનીતિથી કંટાળી જઈને દેશમાં મતભેદ ઉત્પન્ન કરવા લાગ્યા. એ લોકોને રશિયાનું તત્ત્વજ્ઞાન તથા તેનો વિજય બહુ જ આકર્ષક લાગ્યાં. જોતજોતામાં ગાંધીજીની જગ્યા માર્ક્સ, લેનિન અને સ્ટેલિને લઈ લીધી. દેશમાં સ્વાતંત્ર્યનું જોર વધવા લાગ્યું. જોડે જોડે તેને કમજોર બનાવનાર મતભેદ પણ વધ્યા. જવાહરલાલજીએ મતભેદનાં મૂળ નાખ્યાં પરંતુ તેઓ જાતે કૉંગ્રેસની સાથે રહ્યા અને ગાંધીજીના નેતૃત્વને એમણે છોડયું નહીં. જવાહરલાલજીના સમાજવાદથી મજૂરો તથા કિસાનોમાં એક નવી દૃષ્ટિ આવી. તેની સાથે જો ગાંધીજીની અહિંસાનો પણ સમાવેશ થયો હોત તો કૉંગ્રેસના કામને સૌથી વધારે ફાયદો થાત. પરંતુ માર્ક્સ, લેનિન તથા સ્ટેલિન અહિંસાવાદી ક્યાં હતા? તો પછી આપણા કિસાન તથા મજૂરોના આંદોલન પાસેથી તેનો આગ્રહ કેવી રીતે રાખી શકાય? ગાંધીજીને ખુશ કરવા

માટે તથા કૉંગ્રેસમાં રહેવાને માટે તેઓએ મોઢેથી અહિંસાની થોડીક વાત કરી અને પછી તેનો મનમાન્યો અર્થ કરી લીધો; પત્યું! આવી રીત દેશમાં ખૂબ ચાલી, દેશમાં જુસ્સો વધ્યો, વાદવિવાદ વધ્યો, મતભેદ વધ્યા, પરંતુ દેશની શક્તિ વધી નહીં – તે તો ઘટી જ ગઈ:

એવી હાલતમાં ચાલુ મહાવિગ્રહ આવ્યો. આપણી અહિંસાભક્તિ તથા સંસ્કાર-નિષ્ઠા કેટલી ઊંડી અથવા છીછરી છે તેની એક ક્ષણમાં પરીક્ષા થઈ અને દેશને પોતાનું દિલ શોધવાનો મોકો મળ્યો.

હવે આપણે જોઈએ છીએ કે જ્યાં વંશનો ખ્યાલ વધે છે ત્યાં ગોરા અને કાળાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે; ભલે પછી તમે અમેરિકા જાઓ અથવા દક્ષિણ આફ્રિકા જાઓ. જ્યાં વંશનો સવાલ આવે છે ત્યાં ગોરા તથા પીળાનો ઝઘડો વધે જ છે; પછી ભલે તે અમેરિકા અથવા જાપાનનાં આરામગૃહોના વિષયમાં જ હોય; જ્યાં વંશનો સવાલ ઉત્પન્ન થાય છે ત્યાં જર્મન તથા યહૂદીનો ઝઘડો પણ શરૂ થાય છે અને તેની નિર્દય સફળતા દેખીને આખી દુનિયા ચકિત થઈ જાય છે.

યુરોપમાં સમાજવાદીઓની સત્તા વધતી જોઈને રાષ્ટ્રપૂજાએ (Nationalism) નવું રૂપ ધારણ કર્યું અને પરિણામે નાઝીવાદ અને ફાસિઝમ આવ્યાં. હિંદુસ્તાનમાં શ્રી બિપિનચંદ્ર પાલ તથા શ્રી અરવિન્દ ઘોષના પ્રચારથી જે મૅઝીનીછાપ રાષ્ટ્રીય ભાવ વધી ગયો હતો તેનો શ્રી રવીન્દ્રનાથે વિરોધ કર્યો. સ્વામી વિવેકાનંદનો રાષ્ટ્રભાવ કોઈ જુદા જ પ્રકારનો હતો. ભારતમાં તેનો ઘણો પ્રચાર થયો. હવે ગાંધીજીએ ભારતીય રીતની એક રાષ્ટ્રીયતા ચલાવી છે જેનાં મૂળિયાં ભારતની સંસ્કૃતિમાં છે, જે બધા ધર્મોને સરખા ગણે છે. બધાનો સ્વીકાર કરે છે અને જુદા જુદા ધર્મો, પંથો તથા ફિરકાઓને એકઠા કરીને તેઓનું એક કુટુંબ બનાવવા ઇચ્છે છે. આ મહામૂલ્ય અને સર્વસંગ્રાહક ભારતીય સંસ્કૃતિના વ્યાકરણનાં મૂળ-તત્ત્વો સત્ય, અહિંસા, સેવા, ત્યાગ અને બલિદાન છે. જે લોકો આ વ્યાકરણના નિયમો પાળતા નથી, તેઓ ભારતીય સંસ્કૃતિનો હ્રાસ કરે છે. તેમ છતાં પણ ભારતીય સંસ્કૃતિ તેમનો નિભાવ કરીને તેમને શુદ્ધ તથા આત્મીય બનાવવાની શ્રદ્ધા રાખે છે.

રશિયા તરફ આપણા દેશમાં જે શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થયાં હતાં તેનો પ્રચાર ખૂબ થયો. તે ઉપરાંત 'હિંસાથી – જેટલી જરૂરી હોય તેટલી જ હિંસા કરીને આપણે સ્વતંત્ર બની શકતા હોઈએ તો હિંસાની પરહેજી શા માટે રાખવી?' આવું કહેનારા લોકો વધી પડયા. પરંતુ સ્ટૅલિને એટલું તો પુરવાર કર્યું કે હિંસા શત્રુને તો મારે ત્યારે મારે પણ લોકોની તત્ત્વપરાયણતાને અને જનકલ્યાણને તો હણી જ નાખે છે. હવે હિંદુસ્તાનના સમાજવાદીઓ વિચાર કરવા લાગ્યા છે કે પોતે રશિયાનો સામ્યવાદ ચલાવવો કે તેનું કોઈ નવું સંસ્કરણ તૈયાર કરવું.

હવે એક જાતની રાષ્ટ્રીયતાના પ્રતિનિધિ છે શ્રી સાવરકર, જ્યારે બીજી જાતની રાષ્ટ્રીયતાના પ્રતિનિધિ છે શ્રી સુભાષબાબુ. એમના ઉપર દેશનો કંઈ ને

કંઈ મોહ તો છે જ. પરંતુ વિશ્વાસ ચોંટતો નથી. એબિસીનિયા અને સ્પેનના વિગ્રહોના અનુભવ પછી જેવી રીતે લોકસંઘ(League of Nations)ની પરીક્ષા થઈ તેવી જ રીતે પોલૅન્ડ અને ફીનલૅન્ડ પછી રશિયાના સામ્યવાદની પણ કસોટી થઈ ગઈ છે. કોમીવાદ (Communalism) અને સામ્યવાદ (Communism) બંને એક બાબતમાં મળતા આવે છે — બંને વાદ આખા સમાજનો બિલકુલ વિચાર કરતા નથી.

હવે ન તો રશિયા પાછળ જવાને જીવ લલચાય છે, ન તો બીજાઓને ભિન્ન તથા પરાયા માનનારા રાષ્ટ્રભાવ તરફ. મતમતાન્તર અનેક છે. 'કોની પાછળ જવું? કયા દેવને બલિદાન આપવું?'

ફેબ્રુઆરી, ૧૯૪૦

## ૭. સંઘર્ષ કે સમન્વય?*

મને ડર છે કે સમાજવાદ સાથે સરખામણીમાં ઊતરવા જતાં ગાંધીજીની કાર્યપદ્ધતિને માટે 'ગાંધીવાદ' નામ રૂઢ થવાનું છે. જેઓ ગાંધીજીની દૃષ્ટિ અને એમની કાર્યપદ્ધતિને સમજ્યા છે તે હમેશાં કહેતા આવ્યા છે કે, 'ગાંધીવાદ' જેવી કોઈ વસ્તુ છે જ નહીં. ખુદ ગાંધીજીએ પણ અનેક વખત લખ્યું છે અને કહ્યું છે કે એમણે કોઈ નવા સિદ્ધાંતની શોધ નથી કરી. સનાતન કાળથી મનુષ્યજીવનમાં અને મનુષ્યસમાજમાં જે સિદ્ધાંતો અને તત્ત્વોનું મર્યાદિત ક્ષેત્રમાં પાલન થતું આવ્યું છે, તેને જ વ્યાપક અને સાર્વભૌમ બનાવવાનો પ્રયત્ન તેઓ કરી રહ્યા છે. જે સિદ્ધાંતોનું પાલન કૌટુંબિક જીવનમાં સફળતાપૂર્વક કરવામાં આવે છે તે જ તત્ત્વોને વ્યાપક ક્ષેત્રમાં પણ અમલમાં લાવવાની હિંમત મનુષ્ય નથી કરતો, કારણ કે આજ સુધી મનુષ્યહૃદય એટલો વિકાસ સાધી શક્યું નથી; એની શ્રદ્ધાનું પરિમાણ એટલું વધ્યું નથી; પ્રેમની શક્તિ ઉપર મનુષ્યનો અખૂટ વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે જેટલી આસ્તિકતા મનુષ્યજાતિમાં જોઈએ તેટલી એનામાં નથી. આ આસ્તિકતા પેદા કરવાનો જ ગાંધીજીનો માર્ગ છે. આ સ્થિતિમાં ગાંધીજીની દૃષ્ટિ અને કાર્યપદ્ધતિને 'વાદ'નું નામ આપવું એ તદ્દન અનુચિત છે. આમ હોવા છતાં મનુષ્યનો સ્વભાવ એટલો બધો અનુપ્રાસ-પ્રિય છે કે, સમાજવાદ સાથે લોકો જ્યારે ગાંધીમતનો ઉલ્લેખ કરશે ત્યારે એને 'ગાંધીવાદ' જ કહેશે.

ગાંધીમત અને સમાજસત્તાવાદ એ બંનેની જ આજે વિશેષ બોલબાલા છે. આ બંનેએ મળીને બીજા બધા જ મત અને વાદને હઠાવી દીધા છે. આપણા દેશમાં તો આ બે જ એવા માર્ગો છે કે જેના પ્રત્યે લોકોને કાંઈક ખાસ પ્રકારની

---

* ગાંધીવાદ–સમાજવાદ નામના પુસ્તકનું ઉપસંહારરૂપ પ્રકરણ. અનુવાદક : શ્રી ચંદ્રકાંત ફૂલચંદ શાહ.

શ્રદ્ધા છે. અને એ પણ સંભવિત દેખાય છે કે, સમગ્ર સંસારમાં બીજા બધા વાદોનો અંત થશે અને આ બે વાદોના વિચારો જ આગળ વધશે. યુરોપમાં અત્યારે 'ફાસીઝમ'ની બોલબાલા સૌથી વિશેષ છે. છતાં એનું ભવિષ્ય કાંઈ બહુ ઉજ્જવળ નથી દેખાતું. 'ફાસીઝમ'માં સામર્થ્ય ઘણું છે પણ કૃતાર્થતા જરાયે નથી.

ગાંધીમત અને સમાજવાદ કહેવાને બદલે સર્વોદયકારી સમાજવ્યવસ્થા અને સમાજસત્તામૂલક સમાજવ્યવસ્થા એવા શબ્દપ્રયોગો આપણે કરીએ તો વધારે સારું થશે. સર્વોદય શબ્દની સાથે અહિંસા અને સત્યાગ્રહનો ભાવ આવી જ જાય છે. સમાજસત્તાની સાથે સામાજિક ક્રાંતિનો અને રાજનૈતિક શક્તિનો ભાવ પણ સ્પષ્ટ થઈ જાય છે.

સૌથી પહેલી ખ્યાલમાં રાખવાની વાત તો એ છે કે, આ બંને મતોના આદર્શમાં ઘણું સામ્ય છે. બંનેને સામાજિક અન્યાય અસહ્ય છે; બંને સમતા સ્થાપવા માગે છે; બંને 'અર્થ'થી અનર્થ થાય છે એ સમજી શક્યા છે; બંને ક્રાંતિકારી છે; બંનેને શ્રદ્ધા છે કે આખરી વિકાસકાળમાં મનુષ્યજીવનને માટે રાજનૈતિક સત્તાનો નાશ જ ઉત્તમ છે. જ્યારે મનુષ્ય સુસંસ્કૃત અને સુસંગઠિત થશે ત્યારે એના ઉપર કોઈ પણ પ્રકારનું બાહ્ય નિયંત્રણ રાખવાની જરૂર નહીં રહે. રાજસત્તાનું અસ્તિત્વ હોવું એ મનુષ્યસંસ્કૃતિનું અપમાન છે. જ્યારે સૌ કોઈ સજ્જન બની જશે અથવા તો દુર્જનતામાં કોઈ જાતનું આકર્ષણ જ નહીં રહે, ત્યારે કોઈ પણ પ્રકારની બાહ્ય સત્તા વગર મનુષ્યનું સામાજિક જીવન સારી રીતે ચાલી શકશે.

આપણે જ્યારે આખરી આદર્શોનો વિચાર કરીએ છીએ ત્યારે સામાન્ય જનતા તો બંનેને સ્વપ્નસેવી અને તરંગી કહે છે. અને આ બંને વિચારસરણી ધરાવનારા પોતાને તો શાસ્ત્રશુદ્ધ અને વ્યવહારકુશળ માને છે. ગાંધીજી પોતાને વ્યાવહારિક આદર્શવાદી (Practical idealist) કહે છે અને સમાજવાદીઓ પોતાને પૂર્ણ રૂપમાં વિજ્ઞાનના અનુયાયી તરીકે ઓળખાવે છે.

આટલી સમાનતા હોવા છતાં બંનેની કાર્યપદ્ધતિમાં ભારે વિભિન્નતા છે. ગાંધીદર્શન મનુષ્યની વ્યક્તિગત શક્તિ ઉપર અમર્યાદ વિશ્વાસ રાખે છે, સમાજ-સત્તાદર્શન મનુષ્યની સામાજિક શક્તિ ઉપર જ પૂર્ણ આધાર રાખે છે. ગાંધીદર્શન સામાજિક ન્યાય અને સમતાની દૃષ્ટિએ, આધ્યાત્મિક વિકાસની દૃષ્ટિએ, જીવનની સાદગીને અનિવાર્ય સમજે છે. બીજો મત આથી ઊલટો છે. મનુષ્ય પોતાની જરૂરિયાત વધારીને પણ સામાજિક ન્યાયને સ્થાપિત કરી શકે છે અને માનવવિકાસ માટે સાધનસમૃદ્ધિ બાધક નહીં પરંતુ અત્યંત પોષક છે એવી એને શ્રદ્ધા છે.

સમાજદર્શન સત્તા, સંપત્તિ અને લોકવસ્તી એ ત્રણેના કેન્દ્રીયકરણ ઉપર વધુ જોર આપે છે. જ્યારે ગાંધીદર્શન અનુસાર બને ત્યાં સુધી સત્તાને જ નિર્મૂળ કરવી એ જરૂરી છે. વરસાદના છાંટાની જેમ સંપત્તિ સમાજની તમામ વ્યક્તિઓના હાથમાં જુદી જુદી વહેંચી અપાય એ જ હિતકર માને છે અને લોકો પણ મોટાં

મોટાં શહેરોમાં અને કારખાનાંઓમાં ગીચોગીચ ભીડ કરીને એક સ્થાને વસે તે કરતાં ગામડાંમાં પોતપોતાની જમીન ઉપર જુદી જુદી વાડીઓ કરીને જુદા જુદા વસે તો માનવવિકાસની દૃષ્ટિએ વધારે સારું એમ માને છે.

બંને પક્ષો જબ્બર મિશનરી વૃત્તિવાળા છે. આમ છતાં ગાંધીજી વ્યક્તિઓના જીવનમાં પરિવર્તન લાવીને તે દ્વારા સામાજિક જીવનને બદલવા માગે છે. જ્યારે સમાજવાદી વ્યક્તિઓના વિચારમાં પરિવર્તન કરાવીને તેની અસર રાજ્યસત્તા ઉપર લાવીને તેના કાયદાઓ દ્વારા સમાજવ્યવસ્થામાં એકસાથે જ ક્રાંતિ કરાવવા માગે છે. તેઓ જાણે છે કે, જ્યાં સુધી ઘણા માણસોના વિચારમાં પરિવર્તન નહીં થાય ત્યાં સુધી કાયદામાં કોઈ પરિવર્તન નહીં થાય. જેમની પાસે સંપત્તિ, સામર્થ્ય અને સત્તા છે તેમનામાં એ બધું છોડવાની બુદ્ધિ જાગ્રત થાય એ અસંભવિત છે. સાધુત્વના આદર્શથી વૈરાગ્ય કે સમાજસેવાની ઈચ્છાથી થોડાઘણા માણસો ધન અને સત્તા છોડી દઈ શકે, પરંતુ આખા સમાજમાં આવા લોકોની બહુમતી થવી એ અસંભવિત છે. આથી સમાજમાં જેમની પાસે સત્તા અને સંપત્તિ નથી તેમને જાગ્રત કરીને એમના બહુમતના સામર્થ્યનો લાભ ઉઠાવીને કાયદાઓમાં પરિવર્તન કરાવવું જોઈએ અને રાજ્યસત્તા અકિંચનોના હાથમાં રાખવી જોઈએ, અને એક વાર એ લોકો સત્તાધારી થઈ ગયા તો પછી તમામ સંપત્તિ અને ઉત્પાદનનાં સાધનો મૂંજીપતિઓના હાથમાંથી ઝૂંટવી લઈને સમાજના હાથમાં સોંપી દેવાં એ બહુ સહેલી વાત છે. આ માર્ગ જ વ્યવહારુ માર્ગ છે. જો તે મૂંજીપતિઓ આ ક્રાંતિ એની સ્વાભાવિકતાથી થવા દેશે તો તેમાં હિંસા કરવાનું કોઈ કારણ નથી. પરંતુ જો મૂંજીપતિ લોકો બહુમતને અધીન નહીં થાય અને ગરીબોની સત્તા વિરુદ્ધ કાવતરાં કર્યા કરશે તો એનું દમન હિંસા દ્વારા પણ કરવું પડશે. સમાજદર્શનની આ ભૂમિકા છે. જો બહુમતની વાત સર્વમાન્ય થઈ જાય તો કોઈ જાતના રક્તપાત કર્યા વિના ક્રાંતિ બહુ સહેલાઈથી કરી શકાય, પરંતુ સત્તાધીશ અને મૂંજીપતિઓ આવા પરિવર્તનને પરાસ્ત કરવા પ્રતિક્રાન્તિ કરવાનો પ્રયત્ન કરે છે ત્યારે ઘોર રક્તપાત અનિવાર્ય બને છે અને એની જવાબદારી જેઓ બહુમતનો વિરોધ કરે છે એમની ઉપર જ છે. આ સમાજદર્શનની પ્રાથમિક ભૂમિકા થઈ.

આ ભૂમિકાના મૂળમાં એ વિચાર નિર્વિવાદપણે રહેલો છે કે બહુમતની સત્તાને માટે કોઈ પ્રકારની મર્યાદા જ નથી. પોતાની મહેનતથી મેળવેલા ધન ઉપર વ્યક્તિની આજે જે અબાધિત સત્તા માનવામાં આવે છે અને એની પવિત્રતાની જે ઘોષણા કરવામાં આવે છે, એમાં સમાજવાદીઓને જરા પણ વિશ્વાસ નથી. તેઓ કહે છે કે, સામાજિક સહકાર વિના સંપત્તિનું નિર્માણ જ ન થઈ શકે. એટલે સંપત્તિ એ સામાજિક વસ્તુ છે. હવા અને પાણી ઉપર જેવી રીતે કોઈ વ્યક્તિનો અધિકાર નથી, તે જ રીતે દરેક જાતની સંપત્તિ ઉપર કોઈ પણ માણસનો વ્યક્તિગત અધિકાર નથી. અને જેમ સામાન્ય રીતે હવા અને પાણી દરેક વ્યક્તિને ઈચ્છે તેમ

લઈ લેવાનો અધિકાર છે, તે જ રીતે જ્યારે સમાજસત્તા સ્થાપિત થશે અને વિજ્ઞાનનાં સાધનોથી અન્નવસ્ત્ર આદિ બધી જ વસ્તુઓ શુદ્ધ સામાજિક સહયોગથી પેદા કરવામાં આવશે ત્યારે એ વસ્તુઓ હવાપાણી જેટલી તો નહીં પણ ઘણા પ્રમાણમાં સૌને એવી જ રીતે મળવા લાગશે. પછી તો કોઈને ચોરી કરવાની ઈચ્છા જ નહીં થાય. અને શ્રમને કોઈ ને કોઈ રીતે ટાળી દેવાની વૃત્તિ પણ લોકોનાં હૃદયમાંથી નષ્ટ થઈ જશે. જે પ્રમાણમાં પરિશ્રમ આનંદદાયક બને છે, તે પ્રમાણમાં કાર્ય કરવાથી જ મનુષ્યસમાજની જરૂરિયાતો પૂરી થઈ જશે.

આ અંતિમ આદર્શ ઘણો સુંદર દેખાય છે પણ સાથે સાથે જ એ આદર્શ સુધી આપણે કઈ રીતે પહોંચી શકીએ તેની શંકા પણ મનમાં પેદા થઈ જાય છે.

સમાજવાદને નામે દુનિયા સામે એટલી બધી વિધવિધ પ્રકારની યોજનાઓ અને એટલા બધા ભિન્નભિન્ન પ્રયોગો જુદીજુદી જગ્યાઓએ કરવામાં આવ્યા છે કે, એને વિશે એક સર્વસામાન્ય ચિત્ર ખેંચવું મુશ્કેલ છે. કેટલીક યોજનાઓ સૌમ્ય છે, કેટલીક અત્યંત કડક છે. જો એમની વચ્ચેના તારતમ્યભેદને વિચારીને એમની શ્રેણીઓ બતાવવામાં આવે તો એમાં ઓછામાં ઓછાં ત્રણ સપ્તક તો મળી જ આવશે.

આ સરખામણીમાં બીજી પણ કેટલીક વાતો ધ્યાનમાં રાખવી જોઈએ. ગાંધી-દર્શનના સિદ્ધાન્તો સ્પષ્ટ રીતે શબ્દબદ્ધ નથી થયા. ગાંધીજીની એ રીત જ નથી. કોઈ પ્રસંગને સમજાવવા માટે જ તેઓ તત્ત્વચર્ચા કરે છે. અને પ્રસંગ ઊભો થયા પછી જ પોતાના ઈષ્ટ દેવતા સત્યઅહિંસા પાસેથી તત્ત્વનિર્ણય પૂછી લે છે અને એની પાસેથી જે જવાબ મળે છે તેનું અનન્ય નિષ્ઠાથી પાલન પણ કરે છે. એટલે ગાંધીદર્શનના સિદ્ધાંતો સ્વતંત્ર રીતે તાત્ત્વિક રૂપમાં લખેલા જોવામાં નથી આવતા.

આથી વિરુદ્ધ, સમાજવાદમાં સિદ્ધાંતચર્ચા ખૂબ પ્રમાણમાં જોવામાં આવે છે. પરંતુ ગાંધીજીની માફક તેમની પાસે આજને માટે તાત્કાલિક કાર્યક્રમ ક્યાંય સ્પષ્ટપણે જોવા મળતો નથી. આવી વિષમ પરિસ્થિતિમાં બંને વચ્ચે તુલના કરવી મુશ્કેલ છે. બંને વચ્ચેનો મુકાબલો તો થઈ ન શકે. એ માટે જોઈતી સમાન ભૂમિકા ક્યાંય જોવા નથી મળતી.

બંને પક્ષોને એક સાથે કામ કરતા જોવાની જેમની તીવ્ર પરંતુ ભોળી અભિલાષા છે, તેઓ બંને વચ્ચે જે આદર્શભેદ અને સાધનભેદ છે એને ઢાંકવાની કોશિશ કરે છે. જો આ બંને પક્ષો પૂર્ણ રૂપમાં પારમાર્થિક (in dead earnest) ન હોત તો બંને પક્ષની વચ્ચે વિશેષ મતભેદ નથી એ વાત તેઓ માની લેત. જેઓ બંનેને જાણે છે તેઓ માટે તો એ વાત સ્પષ્ટ છે કે, બંને વચ્ચે જે ભિન્નતા છે તે તાત્ત્વિક છે, મૌલિક છે, તીવ્ર અને અટલ છે. બંને વચ્ચે સહયોગ થઈ શકે પણ એ થોડા કાળ માટે જ. આગળ જતાં બંને વચ્ચે ક્યારે ને ક્યારે તો સંઘર્ષ અને સંગ્રામ અવશ્ય થવાના જ છે.

મનમાં સંગ્રામનો ખ્યાલ આવતાં જ કલ્પના એનું ચિત્ર પણ ખેંચવા લાગે છે; કારણ કે આ સંગ્રામ અપૂર્વ અને અદ્‌ભુત હશે. સમાજદર્શનની સંગ્રામ-પદ્ધતિ એકદમ નવીન અને બહુરૂપી છે; વળી એમાં કશું પથ્યાપથ્ય નથી.

આ બાજુ ગાંધીજીની ગાંધીમાર્ગની સંગ્રામપદ્ધતિ પણ અજબ પ્રકારની છે. ગાંધીજીની સાથે લડવું એ પાણી સાથે લડવા સમાન છે. પાણી દેખાય છે તો નિરાગ્રહી, પરંતુ છે અટલ જીવનધર્મી. એને ગરમ કરો, વરાળ થઈને અદૃશ્ય થઈ જશે; પરંતુ તરત જ હવામાં ક્રાંતિ કરી દેશે. એને હદ ઉપરાત ઠંડું કરો; એ પથ્થર જેવું મજબૂત બનશે અને સામાન્ય મૂળભૂત નિયમોને તોડીને પોતાનો આકાર પણ મોટો બનાવી લેશે. કાપવાથી એ ભાંગતું નથી; બાળવાથી નષ્ટ નથી થતું. ખરેખર ગાંધીજીની યુદ્ધપદ્ધતિ દૈવી છે. જ્યારે સમાજવાદ અને ગાંધીદર્શન વચ્ચે સંઘર્ષ શરૂ થશે ત્યારે સ્વર્ગના દેવો વિમાનોમાં બેસીને હાથમાં માળાઓ લઈ એક પાંપણ પણ હલાવ્યા વિના એ જોતા રહેશે.

સમાજવાદનો વિરોધ કરવાવાળાઓમાં એવા બહુ ઓછા છે કે જેમણે સમાજ-વાદનું મૂળગ્રાહી અધ્યયન કર્યું હોય.

સમાજવાદીઓ ઉપર આરોપ મૂકવામાં આવે છે કે, તેઓ કેવળ શબ્દશૂરા છે. ખૂબ બોલે છે પણ કશું કરતા નથી.

આપણા દેશ માટે કદાચ આ સાચું પણ હશે; પરંતુ સમાજવાદની તાત્ત્વિક ભૂમિકા બીજા વાદો કરતાં જરાય ઓછી નક્કર નથી. જુદા જુદા દેશોમાં ત્યાંના પ્રખર કર્મયોગીઓએ સમાજવાદના અસંખ્ય નાનામોટા પ્રયોગો પોતપોતાના દેશમાં કર્યા છે, રશિયામાં સમાજવાદને સારા પ્રમાણમાં સફળતા પણ સાંપડી છે.

આપણા હિંદુસ્તાનના સમાજવાદીઓમાં પણ એવા કેટલાય સમાજવાદીઓ મોજૂદ છે કે જેમણે સમાજવાદ ઉપર પોતાની શ્રદ્ધા મૂકતાં પહેલાં ગાંધીવાદમાં રહીને ગાંધીમતનો પ્રચાર કર્યો છે; નક્કર કામ કર્યું છે અને બીજાઓની સાથે બલિદાન આપવામાં પણ સામેલ થયા છે. આવા લોકો સમાજવાદી બન્યા કે તરત જ એમને હસી કાઢવાથી લાભ નહીં થાય. હસી કાઢીને સમાજવાદને ઉડાવી દઈ શકીએ એટલો એ પોલો કે હલકો નથી.

આ બંને દર્શનોનો તુલનાત્મક અભ્યાસ કરવામાં બીજી પણ એક મુશ્કેલી આપણી સામે આવે છે. આપણે એ માનવું પડશે કે ગાંધીજી પોતાની રીત પ્રમાણે એક અસાધારણ અને સફળ પ્રચારક છે, એમનો પ્રચાર સંકલ્પ, વાણી અને ક્રિયા ત્રણે દ્વારા એક ચોક્કસ પ્રકારથી કાર્ય કરે છે. વળી ગાંધીજી પ્રતિપક્ષીને જીતવામાં પણ કુશળ છે; આમ છતાં એ વાત નિર્વિવાદ છે કે ગાંધીપક્ષ મુખ્યત્વે પ્રચાર-વિમુખ છે. ખુદ ગાંધીજીએ આ જાતની પ્રચારવિમુખતાને ઉત્તેજન આપ્યું છે.

આથી ઊલટું સમાજવાદી દળમાં કેવળ પ્રચાર ને પ્રચાર જ છે. પ્રતિપક્ષીઓ સાથે તેમ જ પોતાના પક્ષમાં પણ જુદા જુદા મતો ધરાવનારાઓ સાથે ચર્ચા કરતાં તેઓ કદી થાકતા જ નથી.

હવે આપણે આ બંને મતોના કાર્યની અસર જનતાના હૃદય પર કેવી પડે છે એ જોઈએ તો સામાન્ય રીતે એમ કહી શકીએ કે સામાન્ય લોકોને સાંભળવામાં તો, સમાજવાદ વધારે પ્રિય લાગે છે; પરંતુ તેઓ ગાંધીપક્ષની છત્રછાયામાં પોતાને વધુ સુરક્ષિત જુએ છે.

ચાલુ જમાનામાં દૈનિક, માસિક વગેરેમાં વૃત્તવિવેચન દ્વારા ઘણીખરી તત્ત્વચર્ચા થાય છે. આમ છતાં પરમાર્થેન વિચાર કરનારા લોકો ન તો વૃત્તવિવેચકોમાં ભળે છે કે ન તો એમના વાચકોમાં. આજકાલ લોકો પોતાની જાતે વિચાર કરવો તો જાણે ભૂલી ગયા છે. લોકો વિચાર કરવાને બદલે મોટે ભાગે કપડાની જેમ વિચારોને ઓઢી લેવાની ટેવવાળા બની ગયા છે.

આનો એક જ ઉપાય છે. બંને પક્ષના વિચારોને નજીક નજીક લાવીને લોકોની સામે રજૂ કરી દેવા જોઈએ. જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી તો એ જ ઉદ્દેશથી ભિન્ન ભિન્ન વ્યક્તિઓના વિચારોનો આ સંગ્રહ પ્રગટ કર્યો છે.

*

જેઓ વિચાર કરવાનું પસંદ નથી કરતા અને કેવળ તૈયાર માલ ઓઢી લેવાની ટેવવાળા છે તેઓ આશા કરતા હશે કે, હું બંને પક્ષની તુલના કરીને બંનેનો સમન્વય કરી બતાવું, અથવા તો ઓછામાં ઓછું ન્યાયની દાંડી હાથમાં લઈને ન્યાયાધીશની જેમ પોતાનો નિર્ણય સંભળાવી દઉં. પરંતુ એવું કાંઈ કરવાની મારી ઈચ્છા જ નથી. એવો નિર્ણય આપવાથી કોઈને કશો લાભ પણ નહીં થાય. આખરે ગાંધીદર્શન અને સમાજદર્શનની વચ્ચે સમન્વય તો જરૂર થશે, પરંતુ એ યાદ રાખવું ઘટે કે સમન્વય કરવાનું આખરી કામ મગજનું નથી પણ જીવનનું છે.

આ જાતના સમન્વયની શરતો કઈ કઈ છે તે પણ જોવી પડશે. જ્યારે લેનિનનો મોટો ભાઈ ફાંસી ઉપર લટકી રહ્યો હતો, ત્યારે અત્યંત ઊંડો વિચાર કરનાર લેનિનને પણ એ જ વધસ્થાન પાસે સાક્ષાત્કાર થયો કે આતંકવાદથી દેશનો ઉદ્ધાર નથી થવાનો. એ કાંઈ અહિંસાનો સાક્ષાત્કાર ન હતો, પરંતુ લેનિને પ્રત્યક્ષ જોયું કે વૈયક્તિક ખૂન કે ત્રાસ ફેલાવવાનો માર્ગ નિષ્ફળ છે. એણે જોયું કે આર્થિક ક્રાંતિ અને સમૂહકાર્ય (mass action) એ જ સર્વસમર્થ ઈલાજ છે. એની શિખામણ જ્યારે રશિયાએ માની લીધી, ત્યારે જ રશિયા વિજયલક્ષ્મીની કૃપાદૃષ્ટિ પામી શક્યું.

લેનિનને એ પહેલો સાક્ષાત્કાર થયો. મારી કલ્પના મુજબ હિંદુસ્તાનમાં સમાજવાદને બીજો સાક્ષાત્કાર ધીરે ધીરે થઈ રહ્યો છે. આમાં મારો કેવળ દૃષ્ટિભ્રમ પણ હોઈ શકે છે, પરંતુ હું તો એનાં સ્પષ્ટ ચિહ્નો જોઈ રહ્યો છું.

હિંદુસ્તાનમાં સમાજવાદને અહિંસાનો સાક્ષાત્કાર ડગલે ને પગલે થઈ રહ્યો છે. જો સમાજવાદે અહિંસાનું તત્ત્વ સમજી લીધું, તો સમન્વયની ઘણીખરી તૈયારી થઈ ચૂકી.

આજકાલ તો ઈતિહાસ આપણને બતાવે છે કે, હિંસાના ડરથી ન તો દુર્જન પોતાની દુર્જનતા છોડી શક્યા છે કે ન તો સજ્જનોએ કાયર બનીને પોતોનો

સત્‌પથ કદી છોડયો છે. હિંસા જેવી નિર્વીર્ય ચીજ દુનિયામાં બીજી કોઈ છે જ નહીં.

અને યુરોપમાં આજે હિંસાવાદનો જે મહોત્સવ જામ્યો છે, તે આપણને બતાવે છે કે કાંઈ નહીં તો આપણે માટે તો હિંસાનો માર્ગ નથી જ. હિંદુસ્તાન જેવા સમૃદ્ધ રાષ્ટ્રને સદીઓથી લૂંટીને ઇંગ્લંડે જે લશ્કરી તૈયારી કરી છે, એટલી તૈયારી આપણા જેવો નિસ્સત્ત્વ દેશ સો વર્ષોની તૈયારી પછી પણ નહીં કરી શકે. અને ઇંગ્લંડ પાસે આટલી તૈયારી હોવા છતાં પણ એ જે રીતે જર્મની, ઇટલી વગેરેની સામે કાંપી રહ્યું છે, એ જોતાં તો કોઈ પણ વિચારશીલ મનુષ્ય હિંદુસ્તાનમાં હિંસાના માર્ગે વિજય પ્રાપ્ત કરવાની આશા ન સેવી શકે. જો આપણે હિંસાનો માર્ગ લીધો તો કાં તો ચીન કે સ્પેન જેવી આપણી સ્થિતિ થશે, અથવા તો સુંદઉપસુંદની માફક આપણે આપસમાં એકબીજાને કાપીને મરીશું. અહિંસા ઉપર જેમનો વિશ્વાસ નથી બેસતો, તેઓ પણ હવે તો હિંસા ઉપર વિશ્વાસ કરવાની હિંમત નથી કરતા. જગતની પરિસ્થિતિ જ હિંદુસ્તાનના સમાજવાદીઓને અહિંસાની કેળવણી આપી રહી છે.

ગાંધીજી જેને સત્યને નામે ઓળખે છે, તે સમન્વયની સાધનશુદ્ધિ માટેની બીજી શરત છે. ઘણા માણસોને ગાંધીજીનો આ આગ્રહ ખટકે છે. સાધનશુદ્ધિ ઉપર જેમને વિશ્વાસ છે એવા લોકો પણ ઘણી વાર માને છે, અને કયારે કયારેક કહે છે પણ ખરા કે, 'સાધનશુદ્ધિના આગ્રહમાં ગાંધીજી અતિરેક કરે છે. આ સંપૂર્ણ સંસારમાં એક જ પ્રકારના સાધનથી કામ નથી ચાલતું. જો તાત્કાલિક ફળ મેળવવું હોય તો સારાંનરસાં બધાં સાધનોનો ઉપયોગ કરવો પડશે. અકુદરતી આહારવ્યવહાર કરનારા લોકો માંદા પડે તો તેમને સાજા કરવા નૈસર્ગિક ઉપચારથી કામ કઈ રીતે ચાલે? એક દિવસમાં તાવને અટકાવીને જો પરીક્ષામાં બેસવું હોય તો એ જગ્યાએ કેવળ ઉપવાસની દવા કામ ન આવી શકે. ત્યાં તો વીસ વીસ ગ્રેન કિવનાઇન પણ લેવું પડે. તાવમાંથી મુક્ત થયા પછી દૂધ અને લીંબુનો ખોરાક લઈને કિવનાઇનની ખરાબ અસર ધીરે ધીરે દૂર કરી શકાય છે. જેમને તરત ફળપ્રાપ્તિ કરવી હોય તેમણે સાધનશુદ્ધિનો બહુ આગ્રહ ન રાખવો જોઈએ.'

ગાંધીમત અને સમાજવાદ વચ્ચે જે સંઘર્ષ થવાનો છે, તે કદાચ આ મુદ્દા ઉપર જ થશે. એ વખતે ગાંધીમતમાં માનવાવાળાઓની પૂરેપૂરી કસોટી થશે.

ઈશ્વરની કહો કે ઇતિહાસઘટનાની કહો, આપણા આ દેશમાં વ્યવસ્થા જ એવી છે કે, હિંદુસ્તાન મલિન સાધનોથી આગળ વધી શકશે નહીં. જયાં સુધી પાપ શાપનું રૂપ ધારણ કરીને આપણી સામે ઊભું છે, ત્યાં સુધી મલિન સાધનોથી રાષ્ટ્રને ફાયદો પહોંચાડવાને બદલે વિનાશક શાપોને જ વધુ ઉત્તેજન અને બળ મળશે. હરિજનપ્રશ્ન, હિંદુમુસ્લિમસમસ્યા, સામાજિક ઉચ્ચનીચભાવ અને સામ્રાજ્યની ચૂડને મજબૂત કરનારી આપણી રાજકીય નાદાની આ બધાં હિંદનાં પુરાણાં પાપો છે. એમનો શાપ હિંદુસ્તાનને ઘેરીને પડયો છે. જો કયાંય આપણે મલિનતાનો સંગ્રહ કર્યો, તો આ દોષો વધવાના જ છે, અને પરિણામે સાધનશુદ્ધિનું મહત્ત્વ રાષ્ટ્રની સામે સિદ્ધ થઈ જ જશે.

સમાજવાદ જ્યારે અહિંસા અને સાધનશુદ્ધિની દીક્ષા લેશે ત્યારે તેને સત્યાગ્રહનું કોઈ ને કોઈ રૂપમાં દર્શન થઈ જ જવાનું. આજના સત્યાગ્રહમાં અને તે વખતના સત્યાગ્રહમાં કદાચ કેટલોક તફાવત હશે; પરંતુ એમાં સમાજવાદી અને ગાંધીવાદી બંને પક્ષો સમ્મિલિત થઈ જશે અને એમના જીવન દ્વારા આ બંનેનો સમન્વય સાધવાનો માર્ગ આપણને મળી જશે. સાધનશુદ્ધિ અને અહિંસાના પાયા ઉપર રચાયેલો આ સમન્વય સ્થાયી અને કલ્યાણકારી હશે.

પરંતુ આજે આપણે એ સમન્વયની આશા ન કરી શકીએ. આજે તો બંને વચ્ચે કેવળ એક ચોક્કસ માંડવાળ કે સમાધાનની આશા જ આપણે રાખીએ છીએ.

મારા વિચાર પ્રમાણે સમાજવાદીઓ પોતાનો પક્ષ બાંધીને મહાસભામાં આવ્યા તે તો ઠીક જ થયું છે. જેઓ પ્રત્યક્ષ કાર્યમાં અને રાજનૈતિક સંસ્થાઓમાં સામેલ નથી થતા, તેમની વાતો ઉપર કોઈ ધ્યાન જ નથી આપતું. આથી વિચારપ્રચાર માટે રાજકીય સંસ્થાઓમાં ઘૂસવું એ જરૂરી બને છે; પરંતુ મહાસભાની કારોબારીમાં સામેલ થવામાં એમણે ઉતાવળ કરી. સમાજવાદીઓ પાસે જે કાર્યક્રમ છે, તે સ્વરાજ્યપ્રાપ્તિ પછી જ કામ આવી શકે તેમ છે. સ્વરાજ્યપ્રાપ્તિ માટે તો કૉંગ્રેસની શક્તિ વધારવી, ભિન્ન ભિન્ન પક્ષોમાં ભલે કામચલાઉ પણ પરિણામકારક એકતા સ્થાપવી એ જ સર્વોચ્ચ કર્તવ્ય છે. કૉંગ્રેસના માર્ગે જ સ્વરાજ્યપ્રાપ્તિનું કાર્ય ચલાવવામાં મદદરૂપ બનીને સમાજવાદીઓ પોતાની ઉપયોગિતા સિદ્ધ કરે અને એમ કરીને કૉંગ્રેસ ઉપર કબજો કરે; સ્વરાજ્યપ્રાપ્તિ પછી આગળના સમાજ-સંગઠનમાં અહિંસા અને સાધનશુદ્ધિથી પરિપૂત એવો કોઈ કાર્યક્રમ અમલમાં લાવે તો એ નીતિ એમને માટે સર્વોત્તમ બનશે. જે ક્ષણે સ્વાતંત્ર્યયુદ્ધમાં આપણે વિજય પામશું, તે સમયે દેશમાં ઘણું વિચારપરિવર્તન આપણે જોઈશું. સ્વતંત્રતાની સાધના રાષ્ટ્રને માટે સૌથી મોટી દીક્ષા છે. એ વખતે હીનતામાત્ર ભસ્મ થઈ જાય છે અને રાષ્ટ્રમાં જે કાંઈ સોનું હોય છે, તે ચળકવા લાગે છે.

મને આશા છે કે સમાજવાદીઓ હવે ધીમે ધીમે સમજવા લાગ્યા છે કે ગાંધીજીનો વિરોધ કરી કરીને એમણે રાષ્ટ્રને નબળું બનાવ્યું છે; પ્રતિગામી તત્ત્વોને મજબૂત બનાવ્યાં છે. સ્વરાજ્યપ્રાપ્તિ સુધી આપણું સાથે સાથે ચાલવું અનિવાર્ય છે. સ્વરાજ્યપ્રાપ્તિ પછી જો આંતરિક ક્રાંતિનો પ્રશ્ન બાકી રહી જશે, તો સમાજવાદ એ કાર્યને પોતાના હાથમાં લઈ શકે છે. એ પહેલાં સાધવાની રાજકીય ક્રાંતિ તો મહાત્માજીની બતાવેલી કૉંગ્રેસની નીતિથી જ થઈ શકે. આથી આજે તો બંનેએ હાર્દિક સમાધાન કરીને રાષ્ટ્રની શક્તિ વધારવામાં જ લાગવું જોઈએ.

જો આ સમાધાન લાંબો વખત ટકશે અને બંને ધીરજથી કામ લેશે, તો બંને પક્ષોના વિચારોમાં અને કાર્યપદ્ધતિમાં સારા પ્રમાણમાં પરિવર્તન થઈ જશે. સમાજવાદી પક્ષ જો ગાંધીજીની અને મહાસભાની શક્તિને નષ્ટ નહીં કરે, તો મહાસભા તો એમના જ હાથમાં જવાની છે. અને મને આશા છે કે બંને પક્ષો એકબીજા પાસેથી ઘણું શીખી લેશે તો સંઘર્ષની જગ્યાએ સ્થાયી સમન્વય સિદ્ધ થઈ જશે.

ફેબ્રુઆરી, ૧૯૩૯

# ૮. ચકલાસીના શંકરાચાર્ય

નાગપુરની મહાસભાના દિવસોમાં શારદાપીઠના શંકરાચાર્ય (જે શારદાપીઠના શંકરાચાર્યે નાગપુરની મહાસભામાં હાજર રહી અસહકારના ઠરાવને ટેકો આપ્યો તે નહીં) રાજરાજેશ્વરાશ્રમ સ્વામીજી મહારાજ તરફથી મહાસભાના પ્રમુખને ઉદ્દેશીને એક કાગળ બહાર પડેલો હતો. તેમાં ધાર્મિક, આર્થિક અને રાજકીય વિષયની ચર્ચા કરી છે. સ્વામીજી મહારાજના એ વિષયો ઉપરના વિચારો તેઓશ્રીએ મહાસભાના પ્રમુખ આગળ મૂકેલા છે. મહાસભાના આગેવાનોએ અથવા વર્તમાન પત્રકારોએ આ કાગળ તરફ વિશેષ ધ્યાન આપેલું લાગતું નથી. ઘણાં વર્ષ થયાં આપણા શંકરાચાર્યો દેશની રાજકીય, સામાજિક અથવા ધાર્મિક સ્થિતિ તરફ ઉદાસીન જ રહેલા છે, અને લોકોએ પણ શંકરાચાર્યનું સંસ્થાન નભાવવા ઉપરાંત તેમના તરફ ઝાઝું ધ્યાન આપેલું લાગતું નથી. ન્યાતજાતના ઝઘડાઓ કેટલીક વાર અભિપ્રાયને માટે શંકરાચાર્યો પાસે જાય છે, પણ તેમના તરફથી અપાતો નિર્ણય અમલમાં મૂકવાને કશી ખાતરીલાયક વ્યવસ્થા ન હોવાથી આવા ઝઘડાઓમાં પણ ન્યાતનો દરેક પક્ષ આત્મનિર્ણયના સિદ્ધાન્ત અખત્યાર કરતો થયો છે. શંકરાચાર્યો કેટલીક વાર ધર્મોપદેશ પણ કરે છે, પણ સ્વામી વિવેકાનંદ અથવા સ્વામી રામતીર્થના ઉપદેશ જેવી અસર તેમણે સમાજ ઉપર કરેલી સાંભળવામાં આવી નથી. સામાન્ય લોકો પોતાની ધાર્મિક તૃષા મોટે ભાગે સાધુસંતોનાં વચનોથી જ છીપવતા જોવામાં આવે છે અને તેથી શંકરાચાર્ય અને તેમના શિષ્યવૃંદ વચ્ચે અરસપરસ ઉદાસીનતા જ રહેલી છે. આવી દશામાં શંકરાચાર્યના પત્ર તરફ લોકોએ દુર્લક્ષ કર્યું એમાં નવાઈ નથી. પણ એ વસ્તુસ્થિતિ જેટલી સ્વાભાવિક છે તેટલી જ દુ:ખદ છે. આજે હિંદુસમાજ વિશૃંખળ થઈ ગયો છે. જે સમાજ સુવ્યવસ્થિત નથી તે બળવાન નથી હોતો. શંકરાચાર્યની ગાદી હિંદુ સમાજને માટે એક સુવ્યવસ્થિત બંધન અથવા તંત્ર થઈ શકે તેમ છે. તેથી આપણા શંકરાચાર્યો જો સામાજિક પ્રશ્નોમાં રસ લેતા થઈ જાય તો આપણે તેમને ઉત્તેજન આપવું જોઈએ.

ઈશ્વરી ઇચ્છા પ્રમાણે સમાજ પ્રગતિશીલ છે. દેશના રાજકીય અને ધાર્મિક નેતાઓએ પણ પ્રગતિશીલ થવું જોઈએ. તેમનું સ્વાભાવિક સ્થાન કૃત્રિમ ઉપાયોથી ન ટકી શકે. આજે શંકરાચાર્યો પ્રાચીન પ્રથાના જડ અભિમાનને વશ થઈને દેશની પ્રગતિમાં પાછળ પડયા છે એ નિર્વિવાદ છે. આ સ્થિતિ જ્યાં સુધી છે ત્યાં સુધી તેમનાં વચનોની અસર સમાજ ઉપર ભાગ્યે જ થાય એ વસ્તુ છૂપી રાખવામાં સાર નથી. છતાં જ્યારે શંકરાચાર્યો પોતાની પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતા છોડી દઈ સામાજિક ચર્ચામાં ઊતરે ત્યારે આપણે તેમનાં વચન તરફ દુર્લક્ષ કરવું ન ઘટે. કાળે કરીને તેમની દૃષ્ટિ ભવિષ્ય તરફ વળશે અને તેઓ પોતાનું સ્વાભાવિક સમાજનેતૃત્વ હાથમાં લેશે એવી શ્રદ્ધાથી આપણે તેમના વિચારની ચર્ચા કરવી જોઈએ.

આ શ્રીમત્ શંકરાચાર્યે પોતાના પત્રમાં સૌથી આરંભે અસહકારની હિલચાલને ઉદાર કહી તેની પ્રત્યે પોતાની પરિપૂર્ણ સહાનુભૂતિ બતાવી તેને પોતાનો આશીર્વાદ બક્ષ્યો છે. તેઓશ્રી કહે છે કે ધર્મ એ જ હિંદુસ્તાનના ઉદ્ધારનો દૃઢ આધાર છે. તેઓશ્રી એમ પણ માને છે કે અંગ્રેજોની એડી તળે નહીં પણ આધુનિક સુધારા તળે હિંદુસ્તાન ચગદાઈ રહ્યું છે. નામધારી સુધારકો અને શિક્ષિતવર્ગને તેઓશ્રી કહે છે કે 'પાશ્ચાત્ય' સંસ્કૃતિનું અનુકરણ કરવાનું છોડી દો અને પવિત્ર અને સાદા હિંદીઓ તરીકે જિંદગી ગાળો. પરદેશી વસ્તુઓને બદલે સ્વદેશી વસ્તુઓ પસંદ કરો. કેમ કે તેથી હિંદુસ્તાનનું ઔદ્યોગિક અને આર્થિક કલ્યાણ થશે. જાતિવ્યવસ્થાને લીધે હિંદુસ્તાને પોતાની પરંપરા જાળવી રાખી છે અને તેથી જ હિંદુસ્તાન દુનિયાના સુધરેલા દેશોમાં જૂનામાં જૂના રાષ્ટ્ર તરીકે ટકી રહ્યું છે. માટે હિંદી આગેવાનોએ હિંદુ ધર્મની આજ્ઞા પ્રત્યે આદર રાખી જાતિ-વ્યવસ્થાનો આ પુરાતન કિલ્લો ટકાવવો જોઈએ. હિંદી આગેવાનોએ મદ્યપાન-નિષેધની હિલચાલ ઉત્સાહપૂર્વક ઉપાડી લેવી જોઈએ. હિંદુસ્તાનનું કલ્યાણ સ્વધર્મ-પાલન ઉપર જ રહેલું છે. હિન્દી આગેવાનોએ ગૌરક્ષાની હિલચાલ કરવી જોઈએ. આવા આવા સુંદર વિચારો આ પત્રમાં છે.

પણ આની સાથે રાજકારણમાં અને સામાજિક પ્રશ્નોમાં પણ શંકરાચાર્ય ઊતર્યા છે. તેમાં તેમણે ગાંધીજી સામે જેટલા આક્ષેપો મૂકી શકાય તેટલા મૂકેલા છે. શંકરાચાર્યનો મહાસભાને પ્રથમ આદેશ એ છે કે મહાસભાએ ધાર્મિક તેમ જ સામાજિક-ધાર્મિક એવા નાજુક પ્રશ્નોની ચર્ચા બિલકુલ ન કરવી જોઈએ, કેમ કે મહાસભા કેવળ રાજદ્વારી સ્વરાજ્ય મેળવવા નીકળેલી છે! સહેજે મનમાં સવાલ ઊઠે છે કે મહાસભાએ નહીં તો સામાજિક-રાજકીય પ્રશ્નોની ચર્ચા કરવી કોણે? સરકાર સામાજિક પ્રશ્નોમાં હસ્તક્ષેપ કરવા ઇચ્છતી નથી. આપણે પણ સરકારને તેમ કરવા ન દઈએ. શંકરાચાર્યોને તો રાજકારણની સામાન્ય રીતે આભડછેટ હોય છે. ન્યાતોને ન્યાતભોજનબહિષ્કાર, ન્યાતને માટે સ્કૉલરશિપ અને બોર્ડિંગો કરતાં વધારે પ્રવૃત્તિ સૂઝતી નથી. પછી આવા પ્રશ્નોનો નિવેડો કોણ કરે? સરકારે જ્યારે સરકારી નિશાળોમાં અંત્યજોને દાખલ કરવાનો રિવાજ શરૂ કર્યો ત્યારે શંકરાચાર્યો ક્યાં ગયા હતા? શંકરાચાર્ય મહાસભાને યાદ આપે છે કે 'દાદાભાઈ નવરોજી, સર ફિરોજશા મહેતા, ગોખલે અને લોકમાન્ય ટિળક જેવા લોકનાયક દિવંગત થયા પછી રા. ગાંધી પાસે દેશની આગેવાની આવી છે, પણ ગાંધીની સ્વરાજ્યની કલ્પના શિક્ષિતવર્ગ અને મહાસભાની કલ્પનાથી સાવ જુદી છે.' વાત સાચી છે. પણ હું સ્વામી મહારાજને નમ્રતાપૂર્વક પૂછું છું કે આપશ્રીની સ્વરાજ્યની કલ્પના કેવી છે? હું જેટલું જોઈ શક્યો છું તે ઉપરથી મને તો એમ લાગ્યું છે કે મહાસભાની સ્વરાજ્યની કલ્પના પાશ્ચાત્ય સુધારા ઉપર રચાયેલી છે અને ગાંધીજીની કલ્પનાની પાછળ હિન્દી સંસ્કૃતિનો સર્વોચ્ચ આદર્શ છે. અને જ્યારે શંકરાચાર્યશ્રી પાશ્ચાત્ય સુધારાને વખોડે છે અને દેશના કલ્યાણનો આધાર ધર્મ ઉપર જ છે એમ કહે છે ત્યારે પછી ગાંધી વચ્ચે અને મહાસભા વચ્ચે આદર્શભેદ છે એવી યાદ મહા-

સભાને આપવામાં શંકરાચાર્ય કયો હેતુ સાધે છે એ જ સમજાતું નથી. ગાંધીજીની સ્વરાજ્યની કલ્પના હિંદુ ધર્મ અને હિંદી સંસ્કૃતિને ક્યાં નડે છે એ શંકરાચાર્યશ્રી બતાવશે? ગાંધીજીએ હાલ તુરતની રાજકીય હિલચાલમાં મહાસભાનું ધ્યેય સ્વીકાર્યું છે એ શંકરાચાર્ય જાણતા ન હોય તોપણ મહાસભા જાણે છે અને લોકો પણ જાણે છે. છતાં શંકરાચાર્યજી કહે છે કે તેઓશ્રીને ગાંધીજીના રાજકીય વિચારો સાથે કશી લેવાદેવા નથી! હિંદી લોકોને સ્વદેશીવ્રતનો ઉપદેશ કરતાં પૅન્ટ, મોજાં, નેકટાઈ, કૉલર, ડ્રેસ, બૂટ, દારૂ, બિસ્કિટ અને દવાઓનો મોહ છોડવાને તેમણે કહ્યું છે એ સુંદર છે, પણ એ ખાસ વાક્યમાં જ 'પરદેશી સિગારેટનો ત્યાગ કરીને લોકોએ સ્વદેશી સિગારેટ પસંદ કરવી' એમ શંકરાચાર્ય જ્યારે લખે છે ત્યારે મારા જેવા તુચ્છ હિન્દુને પણ લજ્જાથી માથું નીચું ઘાલવું પડે છે. સમાજ તો પામર છે, ઘણી વાર ભૂલ કરે છે, પાપમાં પડે છે, પણ જગદ્‌ગુરુઓ જ્યારે આવી રીતે ધાર્મિક આદર્શને નીચે પાડે છે, ત્યારે નિરાશાથી બોલાઈ જવાય છે કે 'સાચે જ કળિયુગ પ્રવર્ત્યો છે.'

પણ શંકરાચાર્યના ગુસ્સાનું ખરું મૂળ તો અંત્યજનો સવાલ છે. શંકરાચાર્યશ્રી મહાસભાને અને ગાંધીજીને કહે છે કે તમે આ સવાલને અંત્યજોની પેઠે જ અસ્પૃશ્ય રાખો. અંત્યજોનો સવાલ બહુ ભારે નથી એ સિદ્ધ કરવા શંકરાચાર્ય કહે છે કે આ વીસ કરોડ હિન્દુમાં સાત કરોડ અસ્પૃશ્ય છે એમ વધારીને કહેવામાં ખ્રિસ્તી પાદરીઓની પેઠે ગાંધીજીનો ઉદ્દેશ હિન્દુ હિન્દુ વચ્ચે દ્વેષ અને તિરસ્કાર પેદા કરવાનો છે! શંકરાચાર્ય કહે છે, અસ્પૃશ્યો બહુ બહુ તો પાંચ લાખ હશે. મનુસ્મૃતિમાં વર્ણવેલી અનેક જ્ઞાતિ અને ઉપજ્ઞાતિઓ સ્પૃશ્ય થઈ છે. ફક્ત ઢેડ, ભંગી અને ચમાર એટલા જ અસ્પૃશ્ય રહેલા છે. મને લાગે છે શંકરાચાર્યનો સંચાર બહુ જ ટૂંકો છે અને તેમનું હાલની સ્થિતિનું જ્ઞાન સ્થાનિક છે. ગુજરાતમાં મોચી અસ્પૃશ્ય ગણાતા ન હોય પણ મહારાષ્ટ્રમાં ગણાય છે. પંજાબના ડોમ, બંગાળના નામશૂદ્ર અને મદ્રાસના પારીઆ વિશે તેઓ કંઈ પણ જાણે છે કે નહીં એ મને ખબર નથી. પણ ધાર્મિક અથવા સામાજિક અન્યાયનો વિચાર કરવામાં સંખ્યાનો વાણિયાશાહી હિસાબ શંકરાચાર્ય કેમ કરે છે એ સમજાતું નથી. ભારતીય મહાયુદ્ધમાં શ્રીકૃષ્ણે અગિયાર અક્ષૌહિણી કૌરવોની લાગણી દૂભવવી એના કરતાં એક દ્રૌપદીની લાજ ભલે લૂંટાય એવો વિચાર કર્યો હોત તો? આ સ્થિતિ અસહ્ય છે. જ્યાં હડહડતો અધર્મ થઈ રહ્યો છે ત્યાં પાંચ લાખ અસ્પૃશ્યોની સહાનુભૂતિ કરતાં બાવીસ કરોડ હિન્દુઓની ધાર્મિક (?) લાગણીને વધારે માન આપવાની વાત કેમ ચાલે? વળી બાવીસ કરોડમાં પણ અંત્યજોને સદાને માટે અસ્પૃશ્ય રાખવામાં ધર્મ છે એમ માનનારા કેટલા છે એની ગણતરી શંકરાચાર્યે કરાવી છે?

શંકરાચાર્યશ્રી રાજકારણમાં ઊતરીને કહે છે કે છોકરાઓને સરકારી નિશાળ કૉલેજોમાંથી ઉઠાડવામાં દેશને હાનિ છે. જગદ્‌ગુરુને આમ એટલા સારુ

કરવાથી સરકારને જે પૈસા બચે છે તે બચાવવામાં મદદ કરવાથી ગાંધીજી આડકતરી રીતે સરકાર જોડે સહકાર જ કરે છે એવો તર્ક સ્વામી મહારાજશ્રીએ બાંધ્યો છે! સાચે જ આ તો આજ લગી કોઈના ધ્યાનમાં જ આવ્યું ન હતું! શંકરાચાર્યે અસહકારને શરૂઆતમાં જ પોતાનો આશીર્વાદ આપ્યો હોવાથી ગાંધીજીનો આવો સહકાર તેમને અળખામણો લાગે જ. પણ શંકરાચાર્ય અપ-ટુ-ડેટ થવા માગે છે. તેઓશ્રી કહે છે, અલબત્ત, કેળવણીનું સ્વરૂપ બદલાવું જોઈએ અને તે પરિપૂર્ણ રાષ્ટ્રીય થવું જોઈએ. પણ તે કેવી રીતે? આ સવાલનું અહીં પિષ્ટપેષણ કરું તો 'નવજીવન'ના વાચકોનું અપમાન થાય.

શંકરાચાર્યનો પત્ર ઘડી કાઢનાર વ્યક્તિએ તો અજાણ્યે શંકરાચાર્યના મોભાને પણ હાનિ પહોંચાડી છે. પત્રને અંતે એમ લખેલું છે કે જગદ્‌ગુરુ મહાસભાના અધ્યક્ષનું ધ્યાન ખેંચે છે કે આજકાલ દેશમાં ઘણા લોકો શંકરાચાર્યના વેશમાં વિચરે છે અને દેશના આગેવાનોને આવા નામધારી શંકરાચાર્યોની ઢાલ પાછળ આશ્રય લેતા જોઈને (કોઈ પણ આગેવાન આજ આવી ઢાલ વાપરતા નથી) તેમને દુ:ખ થાય છે; કેમ કે આ બીજા શંકરાચાર્યોના મનમાં હિન્દુ ધર્મના સિદ્ધાન્તો વિશે આદર નથી, તેમ જ તેમને પોતે ધારણ કરેલા અધિકારની જવાબદારીનું ભાન નથી. શંકરાચાર્ય શંકરાચાર્ય વચ્ચે ગાદી માટે અને ગાદીની મિલકત માટે કોરટોમાં જે ઝઘડાઓ ચાલે છે તે જોઈજોઈને દેશ તો અકળાઈ ગયો છે. લોકમાન્ય ટિળકે એક વાર કહેલું કે સંન્યાસી શંકરાચાર્યો જ્યાં નિસ્તેજ થઈ મિલકતને માટે લડે ત્યાં તેમની સ્થિતિ જૂનાં પુસ્તકોની ચોકી કરનારા લાઈબ્રેરિયનના કરતાં વધારે સારી ન રહી કહેવાય. પણ જ્યારે જાહેરમાં એક શંકરાચાર્ય બીજા શંકરાચાર્ય વિશે આમ લખવા માંડે ત્યારે તો તેમના ગંભીર ચર્ચાપત્રમાં 'નકલી દવાઓથી સાવચેત રહેજો, અમારી જ દવા સાચી છે' એવી તરેહવાર નકલી દવાઓ કે હેર ઑઈલની જાહેરખબરોની બૂ આવ્યા વગર રહેતી નથી. શ્રીમચ્છંકરાચાર્ય પાસે રહેનાર વકીલો અને શાસ્ત્રીઓએ આવી રીતે શંકરાચાર્યની અપ્રતિષ્ઠા ન કરવી જોઈએ; અને શંકરાચાર્યોએ પણ ધર્મનો શાસ્ત્રાર્થ તેમ જ રહસ્યાર્થ જાણનાર અને દેશકાળવર્તમાન સમજનાર કુશળ મંત્રીઓને જ પોતાની પાસે રાખવા જોઈએ. શંકરાચાર્યની ગાદી વિશે મારા મનમાં સંપૂર્ણ આદર છે અને તેથી જ દુ:ખથી આટલું બધું લખ્યું છે. આશા છે કે તેઓશ્રી અને તેમના અનુયાયી આ માટે મને માફ કરશે.

## ૯. ગોવા

ગોવાને મુક્ત કરવા માટે ભારત સરકારે લીધેલાં પગલાંની અમેરિકાએ ટીકા કરી છે કે ભારતનું પગલું 'ગાંધીજીની સત્યાગ્રહની નીતિ સાથે કોઈ રીતે પણ સુસંગત નથી. આપનું આ સંબંધમાં શું માનવું છે' એવો પ્રશ્ન કાકાસાહેબને પૂછતાં તેમણે જરાક વિચાર કરીને કહ્યું:

"મારા પૂર્વજો ગોવા તરફના. અમારા કુલદેવનાં મંદિરો ગોવામાં જ છે. એટલે અમે અવારનવાર ગોવા જવાના જ. લગ્નસંબંધથી પણ ગોવાના સમાજ સાથે અમે પૂરેપૂરા સંકળાયેલા એટલે હું પોતાને ગોવાંતકનિવાસી જ ગણું છું.

ભારતનો એક નાનકડો હિસ્સો પરતંત્ર રહે એ શલ્ય અસહ્ય હતું જ પણ ગોવાનિવાસી તરીકે પણ ગોવાની આઝાદી માટે મન અસ્વસ્થ થતું હતું. ગોવાની પુણ્યભૂમિ મુક્ત થયેલી જોવા માટે હું તલસતો હતો એટલે મારે માટે આજનો દિવસ અપાર આનંદનો છે. શુભ દિવસ છે.

### ભારતનો શસ્ત્રનો પ્રયોગ

ગોવાની આઝાદી માટે આઝાદીને કારણે આખી દુનિયા પ્રસન્ન થઈ છે એ વિશે શંકા નથી. સવાલ એટલો જ છે કે અહીં અહિંસામાં માનનાર અને ગાંધીજીને રસ્તે ચાલનાર ભારતે શસ્ત્રનો પ્રયોગ કર્યો એ ક્યાં સુધી ઠીક થયું? મહાત્માજી સાથે ત્રીસેક વર્ષ ગાળ્યાં એમની પ્રેરણાથી અને એમની દેખરેખ હેઠળ અનેકાનેક કામો કર્યાં. મહાત્માજીના સત્યાગ્રહના સિદ્ધાંતો દેશપરદેશના લોકોને સમજાવવાનું કામ પણ કર્યું. એનો કાંઈ પણ અધિકાર ગણાતો હોય તો હું કહું છું કે જવાહરલાલજીએ જે પગલું ભર્યું તે યથાયોગ્ય હતું. અહિંસા અને સત્યાગ્રહનો એ અર્થ કોઈ કાળે થઈ ન શકે કે અહિંસામાં માનનાર પક્ષ પોતાની વાત સોએ સો ટકા ન્યાયની હોય તોયે સદાકાળ હાથ જોડીને બેસી રહે અને અહિંસા એટલે નિર્વીર્યતા એમ સાબિત કરે. અહિંસા અને સત્યાગ્રહ આત્મબલિદાનમાં માને છે, આત્મહત્યામાં નહીં. આત્મબલિદાન દ્વારા સત્ય, સ્વતંત્રતા, ન્યાય, સમતા અને બંધુતાનો વિજય મેળવવા માગીએ છીએ. અન્યાય, અત્યાચાર અને ઘાતકીપણું સતત ચાલતું હોય અને જવાબદાર રાષ્ટ્રો પોતાની ધર્મબુદ્ધિ વેચી નાખી ફક્ત જોયા કરે ત્યારે અન્યાયના ભોગ થયેલા આપણા દેશવાસીઓને તુરત મુક્ત કરવા એ આપણી ફરજ થઈ બેસે છે.

### સમજાવવાનો ઈલાજ શો?

પોર્ટુગલની શક્તિ તે કેટલી? અને પોર્ટુગલની અક્કલ વિશે તો, અક્કલની સમજદારી વિશે તો, આખી દુનિયા જાણે છે. પોર્ટુગલ પાછળ ઈંગ્લંડ, ફ્રાંસ અને અમેરિકા જેવા દેશોનું પીઠબળ હતું તેથી આપણે એ રાષ્ટ્રોને અનેક રીતે વીનવ્યાં, આપણો સત્પક્ષ છે એ આપણે એમને પુરવાર કરી આપ્યું, છતાં એમણે પોતાનો પ્રભાવ વાપર્યો નહીં. પોતાની લાગવગ ભારત સામે વાપરી ત્યારે અક્કલ વગરની, સમજ વગરની અને ન્યાય વગરની પોર્ટુગલ સરકારને સમજાવવાનો ઈલાજ શો રહ્યો?

અને આપણે બળ વાપર્યું છે ક્યાં? સાપ અહિંસક થઈ જાય તોયે એણે ફૂંફાડો ન છોડવો જોઈએ એમ રામકૃષ્ણ પરમહંસે કહ્યું છે. આપણે જો શસ્ત્રબળથી ગોવાને સ્વતંત્ર કરવા માગતા હોત તો એની સાથે છળકપટ પણ આચર્યું હોત. આપણે એને આટલી બધી તૈયારી કરવાની તક પણ ન આપી હોત. આપણે આખી દુનિયાને વચમાં પડવાની તક આપી અને જ્યારે ઈંગ્લંડ, ફ્રાન્સ, અમેરિકા

જેવાં ગોરાં રાષ્ટ્રો, પોર્ટુગલ જેવાને રોકવા તૈયાર નથી એમ જોયું ત્યારે નિર્વીર્ય પ્રેક્ષકો જે ભાષા સમજી શકે તે ફૂંફાડાની ભાષા જ આપણે વાપરી છે.

કાશ્મીરનો સવાલ જાગ્યો ત્યારે આપણે રાષ્ટ્રસમૂહ આગળ ફરિયાદ કરવા ગયા. એમણે કેવી નીતિ ચલાવી તે આપણે જાણીએ છીએ છતાં, એમની સાથે આપણે તકરાર કરી નથી, કરવાની નથી. માણસ જાતની મોળી ધર્મબુદ્ધિના પ્રતિનિધિઓની એ જમાત છે. તકરાર કરીએ તો માણસજાત હજી અપૂર્ણ છે. એની જ તકરાર કરવા જેવી વાત છે.

## ભાવિ જીવનક્રમ સહેલો નથી

યુદ્ધો અને કૂટનીતિમાં તૈયાર થયેલાં રાષ્ટ્રો સાથે કામ છે એટલે આપણે ભવિષ્યનો જીવનક્રમ સહેલો નથી. ભગવાનને ભરોસે સત્યનારાયણ ઉપરની શ્રદ્ધાને જોરે આપણે ચાલીએ છીએ. તિબેટ પ્રત્યે આપણે નૈતિક સહાનુભૂતિ બતાવી અને ચીનનું વૈમનસ્ય વહોરી લીધું. જ્યાં જ્યાં સ્વતંત્રતા અને શાંતિની તરફેણમાં આપણે આપણો અવાજ ઉઠાવ્યો છે, ત્યાં ત્યાં આપણે મુશ્કેલીમાં આવ્યા છીએ; પણ એમાં જ આપણી કસોટી છે. પશ્ચિમનાં રાષ્ટ્રો જાણે કહે છે કે અમારા જેવા તમે નથી થતા એ જ તમારો ગુનો. અનુભવે તેઓ જોશે કે એમનું પણ આપણે હિત જ ઇચ્છયું છે.

મને લગીરે શંકા નથી કે ગોવાની બાબતમાં આપણી અત્યાર સુધીની ધીરજ અને આજનું પગલું બંને યોગ્ય છે અને એમાં આપણે મહાત્માજીની શિખામણમાંથી ચળ્યા નથી.

## ગોવાની સંસ્કૃતિ

એમનો આ સુચિંતિત ઉત્તર સાંભળ્યા પછી ગોવાની સંસ્કૃતિ, શિક્ષણ, સમાજ-કારણ વગેરે પર હવે નવી પરિસ્થિતિમાં કોઈ ખાસ અસર થશે ખરી? એવો પ્રશ્ન પૂછતાં કાકાસાહેબે કહ્યું: "આપણે ગોવાની પ્રજાને આશ્વાસન આપ્યું છે કે તમે જે જાતનું જીવન અત્યાર સુધી કેળવ્યું છે અને જે જાતની સંસ્કૃતિથી તમે ટેવાયેલા છો અથવા તમને સંતોષ છે એની અમારા તરફથી પૂરી રક્ષા થશે.

આ જાતનું આશ્વાસન ખાસ કરીને ત્યાંની રોમન કૅથલિક ખ્રિસ્તી પ્રજા માટે જરૂરી ગણાય. પશ્ચિમની પ્રજા ગેરસમજ ફેલાવવામાં અને લોકોની દિશાભૂલ કરાવવામાં પાવરધી છે. ગોવા સ્વતંત્ર થયા પછી ગોવામાં ખ્રિસ્તી ધર્મ નાબૂદ કરવામાં આવશે, ખ્રિસ્તી દેવળો અને કબરસ્તાનો રહે નહીં એ જાતની બીક બતાવવામાં આવી હતી. એનો જવાબ હિંદુસ્તાનના ખ્રિસ્તીઓએ જ આપ્યો. ગોવામાં છે એના કરતાં કેટલાયે વધારે ખ્રિસ્તીઓ અને રોમન કૅથલિકો પણ હિંદુસ્તાનમાં છે, આનંદથી રહે છે. ધર્મપ્રચાર કરે છે અને પોપને દક્ષિણા પણ મોકલે છે. એમને કોઈ રોકતું નથી.

હવે રહી સંસ્કૃતિની વાત. ગોવામાં ગોવાનું રાજ પોર્ટુગીઝ ભાષામાં ચાલે છે અને ત્યાંની સરકારે પસંદ કરેલ કાયદાઓનો ત્યાં અમલ થાય છે. આ બાબતમાં આપણે ગોવાની પ્રજાની જરાયે હેરાનગતિ કરવા માગતા નથી. વિવાહના

કાનૂન, ફારગતીના કાનૂન અને એવા બીજા કાનૂનો જે ત્યાંના લોકોને પસંદ હોય, અનુકૂળ હોય તો તે ચલાવવામાં આપણને વાંધો નથી.

આપણે યાદ રાખવું જોઈએ કે જ્યારે પોર્ટુગલના રાજાએ આપણને આ મુંબઈ બેટ અહીંની બ્રિટિશ સરકારને સોંપ્યો ત્યારે લગભગ ત્રણ વર્ષ સુધી મુંબઈનો રાજવહીવટ પોર્ટુગીઝ ભાષામાં ચાલતો. આપણે ગોવાના લોકોને એ સગવડ તેઓ માગે ત્યાં સુધી જરૂર આપીશું. પણ હું ગોવાની સ્થિતિ જાણું છું. ગોવામાં પોર્ટુગીઝ રાજકર્તાએ સારાનરસા અનેક ઉપાયો અજમાવ્યા છતાં ત્યાંની પ્રજામાં પોર્ટુગીઝ ભાષા શીખવાનો ઉત્સાહ જામ્યો નહીં. ગોવામાં હિંદુ તેમ જ ક્રિશ્ચિયન બંને જાણે છે કે અંગ્રેજી શીખવાથી જેટલો લાભ છે તેટલો પોર્ટુગીઝ શીખવાથી નથી. એ હતી અત્યાર સુધીની હાલત.

### ગોવાનો વહીવટ

આપણે તો ગોવાની પ્રજા માગે છે ત્યાં સુધી ગોવાનો વહીવટ પોર્ટુગીઝ ભાષામાં ચલાવીશું પણ પછી ત્યાંના હવે પછીના સરકારી નોકરોને ગોવા બહાર બદલી થવાની મુશ્કેલી આવશે. નોકરી સાથે પ્રમોશન-બઢતી-નો લોભ તો હોય જ છે. એટલે ગોવાની પ્રજા જ આપણી પાછળ પડશે કે રાજ પોર્ટુગીઝ ભાષામાં ચલાવવાની સજા અમને ન કરતા. ગોવાના લાખ્ખો લોકો મુંબઈ, બેંગલોર, કલકત્તા, દિલ્હી જેવે ઠેકાણે નોકરી કરી, પોતાની ઉન્નતિ સાધતા આવ્યા છે તે બધા અંગ્રેજીને જ પ્રાધાન્ય આપે છે.

હિંદુ અને ક્રિશ્ચિયન બંનેના કૌટુંબિક જીવનનું નિયંત્રણ જો લોકોને પોર્ટુગીઝ કાનૂનથી ચલાવવું હોય તો આપણી ક્યાં ના છે? પણ ગોવાની પ્રજા છે જ કેટલી? અમુક લાખ લોકો ગોવામાં રહે તો એથી દશ ગણા એમનાં સગાંસંબંધી ગોવા બહારના ભારતમાં રહે છે. એટલે પોર્ટુગીઝ કાયદાઓ કોઈને સગવડભરેલા નથી. ત્યાંના ખ્રિસ્તીઓ અને હિંદુઓ પોતાની મેળે ભારત સરકારને કહેશે કે તમારી ઉદારતાથી અમને મુશ્કેલીમાં નહીં નાખતા. અમારું જીવન સદાકાળ ભારત સાથે સંકળાયેલું છે.

### સાહિત્ય, સંગીત અને કળા

ભારતના રાજ્યવહીવટમાં અને ફોજમાં ગોવાવાસીઓ કેટલા છે એની સંખ્યા જ જો શોધી શકીશું તો બહારના લોકોને આશ્ચર્ય થશે કે સાહિત્ય, સંગીત, કળા— ત્રણેમાં ગોવાના લોકોએ અસાધારણ પ્રવીણતા મેળવી છે. સંસ્કૃતિનાં ત્રણે તત્ત્વો ભારતીય સંસ્કૃતિથી જુદાં નથી જ અને ધારો કે પોર્ટુગીઝ લોકોનું સંગીત ગોવામાં દૃઢમૂલ થયું છે તો આપણે એ ઉખેડવા માગતા નથી એટલું જ નહીં પણ ભારતમાં બીજે એ ફેલાય તો એમાં મદદ જ કરીશું.

પોંડિચેરીમાં જે ફ્રેન્ચ સંસ્કૃતિની અસર છે તે આપણે વધાવી લીધી છે. આપણાં હિંદુસ્તાની સંગીત, ભારતીય સંગીત અને ઈરાની સંગીતનું સુંદર મિશ્રણ છે. મોગલ કાળમાં એ સંગમ થયો તે આપણે વધાવી લીધો છે અને પૂરેપૂરો અપનાવ્યો છે.

હવે રહ્યો ભાષાનો સવાલ. જેમ ભારતમાં બીજે ચાલે છે તેમ ગોવામાં પણ રાજ પોર્ટુગીઝ અંગ્રેજી ભાષામાં ચાલશે અને વહીવટનો સંબંધ જેટલે દરજ્જે પ્રજા સાથે છે, તેટલે અંશે પ્રજાની ભાષા કોંકણી, મરાઠી, કાનડી, ઉર્દૂ જે કાંઈ હોય તે ભાષા દ્વારા ચાલશે, એમાં સરકારનો આગ્રહ શો હોઈ શકે? પ્રજાને જે ફાવતું આવે તે સરકારને માન્ય.

અને તમારા વાચકો માટે એટલું ઉમેરું કે અમારો હિંદીનો પ્રચાર ગોવામાં નથી પહોંચ્યો એમ નથી. ત્યાંના ખ્રિસ્તીઓ જાણે છે કે નોકરી મેળવવી હોય અને નોકરી પરત્વે ભારતમાં ઠેકઠેકાણે જવું હોય તો હિંદીનો ઉપયોગ સહુથી વિશેષ છે.

ગોવાની પ્રજા

ગોવાના લોકો સ્વભાવે હોશિયાર છે. ચતુર છે. દરેક ક્ષેત્રમાં પાવરધા છે અને ભારતમાં તેમ જ ભારત બહાર ઠીકઠીક ફેલાયેલા છે. કેવળ સ્વાર્થ ખાતર તેઓ ભારતના બીજા ભાગ સાથે થવાનું પસંદ કરશે. હવાઈ જહાજ દ્વારા આશ્વાસનની પત્રિકાઓનો જે વરસાદ કરવામાં આવ્યો તેમાં બધી ભાષા વપરાઈ હતી. આપણે ભૂલવું ન જોઈએ કે ગોવામાં હવે પછી પ્રજાનું રાજ હશે. પ્રજાને પસંદ પડે તે જ સ્વરાજ એ આપણી વ્યાખ્યા છે."

આ પછી મેં એમને પૂછ્યું : "કાકાસાહેબ, ચારસો ચારસો વર્ષ સુધી ગુલામીની શૃંખલાથી જકડાયેલું ગોવા ભારતના લોકશાહીના માળખામાં બંધ બેસી શકશે ખરું? આપ શું માનો છો" તેના જવાબમાં કાકાસાહેબે કહ્યું :

"આપણી પ્રજા દોઢસો વર્ષ ગુલામીમાં રહી અને ગોવાની પ્રજા સાડી ચારસો વર્ષ ગુલામીમાં રહી માટે તેથી તેનું માનસ ગુલામીને વધારે અનુકૂળ છે કે વધારે વિકૃત થયું છે એ અનુમાન બરાબર નથી. તમને જરા છેડવા માટે એક સવાલ પૂછું. એક ઓરડીનું અંધારું દશ કલાકનું હતું અને બીજી ઓરડીનું અંધારું વીસ કલાકનું હતું માટે ત્યાં અજવાળું પહોંચાડતાં વધારે સમય થશે એમ કહી શકાય ખરું? આ સવાલ બરાબર છે એમ કહેતો નથી પણ આઝાદી માટે તલસતી પ્રજા ગુલામીના દોષો જ્યારે ખંખેરવા બેસે છે ત્યારે વર્ષોનો હિસાબ કરાય નહીં. શ્રી અરવિંદ ઘોષ અને શ્રી કૃષ્ણમૂર્તિ બાળપણથી પૂરેપૂરા પરદેશી સંસ્કૃતિમાં ઉછરેલા હતા અને તે જ લોકોને આજે આપણી સંસ્કૃતિના ધુરીણો તરીકે સ્વીકારીએ છીએ.

આપણે ત્યાં સ્વદેશી રાજાઓની હકૂમત તળે જે લોકો હમણાં હમણાં સુધી હતા તેમનું માનસ ગુલામીનું રહેશે કે ઇંગ્લંડ, અમેરિકા જેવા દેશની આઝાદીનું રહેશે? જ્યારે ગોવામાં પોર્ટુગીઝ લોકોનું રાજ હતું ત્યારે ભારતમાં બધે સ્વરાજ હતું, પ્રજાકીય રાજ હતું, એમ તમે કહેશો? અને ગોવાના લોકો અફઘાનિસ્તાનના લોકોની પેઠે હિંદુસ્તાન સાથે બિલકુલ અલિપ્ત હતા એમ તો નથી જ. ભારતનું સંવિધાન જે લોકોએ ઘડી કાઢ્યું તેમાં ગોવાનું ભેજું કામમાં આવ્યું નથી એમ કોઈ નહીં માને. તમારા વૃત્તવિવેચનના ધંધામાં ગોવાનો કોણ કોણ છે એ મારા કરતાં તમે વધારે જાણો. તમારો ફ્રેંક મોરેસ ગોવાનો. ફાધર ગ્રેશ્યસ ગોવાનો અને ગોવાનો એકાદ માણસ રોમન કેથલિક ખ્રિસ્તી આવતી કાલે પોપની ગાદીએ

આવે તો આશ્ચર્ય ન મનાય. તમારી આ મુંબઈમાં જ ગોવાના હિંદુ અને ખ્રિસ્તી લોકોની સંખ્યા નાનીસૂની નથી. જે બાહોશીથી આજે તેઓ મુંબઈની સેવા કરે છે તેવી બાહોશી ત્યાં પણ દેખાડશે. કલકત્તાના હિંદુ કોઈ કાળે અંગ્રેજ તળે વધારે રહ્યા અને રાજસ્થાનના હિંદુઓ કોઈ કાળે અંગ્રેજ તળે સીધા હતા જ નહીં. માટે સ્વરાજ્ય ચલાવવાની અથવા ભોગવવાની શકિત કલકત્તા કરતાં વધારે છે એમ તો ન જ કહો! એક જ બિરલા રાજસ્થાનમાં પણ કામ કરે છે અને કલકત્તામાં પણ. આખી પ્રજા એક છે, ઓતપ્રોત છે. સરોવરનું ટીપું સરોવરમાં પાછું આવી ગયું એમાં સહેજ મોડું થયું. તેથી શો ફેર પડવાનો ?''

## ૧૦. કેરળનો કોયડો

ભારતમાં એવા બનાવો બને છે જેની ચર્ચા દેશના બધા લોકો કરે છે અને અખબારવાળાઓ એના વિશે દિવસ-રાત લખ્યા કરે છે. આ સારીયે ચર્ચા રાષ્ટ્રહિત માટે પોષક જ બને છે એમ કહેવું મુશ્કેલ છે. કંઈ જ ન કહેવું, મૌન રાખવું એ પણ કદીક સારી સેવા બને છે.

જે વાતો મને નથી રુચતી, નથી ગમતી અને જે વાતો વિશે હું વિશેષ જાણતો નથી તે વાતો વિશે હું લખતો જ નથી. વળી જે વાતોની ચર્ચા કરવામાં કંઈ લાભ ન જણાતો હોય અને એને વિશે લખવાને ખૂબ મસાલો પણ એકઠો થયો હોય છતાં હું મારી કલમ રોકી રાખું છું. વર્તમાન રાજનૈતિક બનાવોમાં મેં માત્ર તિબેટ વિશે થોડું કંઈક લખ્યું અને એ પણ મોટે ભાગે સાંસ્કૃતિક દૃષ્ટિએ.

હવે કેરળનો મામલો ગંભીર બન્યો છે. ત્યાંની હાલત ખતરનાક છે જ, પરંતુ એને સુધારવાના જે જે રસ્તાઓ – ઉપાયો વિચારાયા છે એ પણ ઓછા ખતરનાક નથી જ. કંઈક કર્યું તોપણ ખતરો અને ન કર્યું તોપણ ખતરો જ છે. આવી હાલતમાં ઊંડાણમાં ઊતરી પરિસ્થિતિનું પૃથક્કરણ કરવું જોઈએ અને મૌલિક તથા મૂળભૂત જીવનસિદ્ધાંતોની સહાયથી એ સ્થિતિ માટે ઉપાય શોધવો જોઈએ.

આપણા દેશનો ઈતિહાસ, એનું માનસ અને એની સંસ્કારિતા વિશે વિચારતાં પશ્ચિમના સામ્યવાદનો – રશિયા કે ચીનના સામ્યવાદનો – સ્વીકાર આપણા દેશમાં થશે એવી સંભાવના ન હતી. જો કેરળ જેવા એક રાજ્યમાં પણ સામ્યવાદી સરકાર ઊભી થઈ તો એથી સ્પષ્ટ થાય છે કે આપણી પરંપરાગત ભારતીય સંસ્કૃતિ આપણે એટલી હદે ગુમાવી છે. અને આપણા સામાજિકજીવનમાં એક ભયાનક રોગ પ્રસરી વળ્યો છે.

સામ્યવાદ કઈ પરિસ્થિતિમાં નભી શકે – એ આપણે પ્રથમ જોઈએ.

સામ્યવાદે સમજી-વિચારીને, ઈતિહાસ ને વિજ્ઞાનનો અભ્યાસ કરીને પોતાના વાદની દીવાલ દ્વેષ, ખીજ અને સંઘર્ષ પર ઊભી કરી છે. જો આપણે માત્ર અંધ બની સામ્યવાદીઓનો કેવળ દ્વેષ જ કરીશું તો આપણે એમને મદદ પહોંચાડીશું. દ્વેષ આપણું ક્ષેત્ર નથી. એના દ્વારા આપણે પોતાને મજબૂત બનાવી શકીશું નહીં.

બહુ વર્ષો પહેલાંની વાત છે. આંધ્રના શ્રી [illegible]શ્વર રાવ સાથે વાતચીત કરતાં મેં કહ્યું હતું:

"કૉંગ્રેસ સાથે સામ્યવાદનો મુકાબલો શરૂ થઈ ચૂકયો છે. એમાં કોઈ શંકા નથી કે ગાંધીજીના નેતૃત્વના કારણે કૉંગ્રેસે ખૂબ પુણ્યસંચય કર્યો છે. પરંતુ, આપણે ભૂલવું નહીં જોઈએ કે આપણો પુણ્યસંચય ધીમે ધીમે ઓછો થતો જાય છે. અને ગાંધીજીના જ દેશોનું કંઈક અનુકરણ કરીને સામ્યવાદીઓએ પોતાના ઢંગથી જે કંઈક લોકસેવા કરી છે એ કારણે એમનું પુણ્ય વધી રહ્યું છે. સામ્યવાદી આપણાથી વિશેષ ગરીબીમાં રહે છે. એ પોતાની સંપત્તિનો વિનિયોગ પોતાના સાથીઓમાં બરાબર કરવા લાગ્યા છે. અને જનતાનો સંપર્ક પણ આપણાથી વધુ સાધ્યો છે. એથી એમનો પુણ્યસંચય નિશ્ચિત રૂપે વધી રહ્યો છે."

શ્રી જે. સી. કુમારપ્પાએ રશિયા અને ચીન જઈને ત્યાંની સરકારની લોકસેવાનું નિરીક્ષણ કર્યું અને પોતાનો અભિપ્રાય સ્પષ્ટ જાહેર કર્યો કે સામ્યવાદીઓનો પાયો ભલે ખોટો હશે, પ્રતિપક્ષોની સાથેનો એમનો વ્યવહાર ભલે નિંદ્ય કેમ ન હોય પરંતુ એ લોકો પોતપોતાના દેશની જનતા માટે જે કાર્ય કરી રહ્યા છે તેની આપણે કદર કરવી જ રહી. જે કંઈક અને જેટલું આપણે આપણા દેશમાં પછાયેલી જનતા માટે કરવું જોઈતું હતું એ તે લોકો પોતાના દેશમાં કરી રહ્યા છે. આપણે એમની પાસેથી પાઠ શીખવો જોઈએ. કુમારપ્પાના આ નિવેદન પર આપણા કૉંગ્રેસીઓ નારાજ થઈ ગયા અને કુમારપ્પાને એમણે કંઈક — કંઈ 'બહિષ્કૃત' જેવા બનાવી મૂક્યા. એક વ્યક્તિએ મારી સાથે વાતમાં ખૂબ સજ્જનતાપૂર્વક કહ્યું, "શું કરી શકાય? ગાંધીજીના લોકો બહુ ભલા હોય છે." એમણે શબ્દ વાપર્યો'તો gullible (ગલીબલ)!

આજકાલ ઘણા 'ગાંધીજીના લોકો' વિનોબાની સાથે છે. એમની પાછળ પાછળ ચાલે છે. બાકીના પોતપોતાની શક્તિ અનુસાર પોતપોતાની સંસ્થાઓ જેમતેમ ચલાવી રહ્યા છે. લોકસેવાનું મોટા પાયા પર થનાર કામ મોટે ભાગે કૉંગ્રેસી લોકો જ કરી રહ્યા છે. જ્યારે સ્વરાજ્ય આવ્યું ત્યારે આ કૉંગ્રેસી લોકોએ લોકો પાસેથી પૈસો એકઠો કરીને ગાંધી સ્મારકનિધિની સ્થાપના કરી. હવે જે કંઈ રાષ્ટ્રસેવાનું કામ હોય—રચનાત્મક કાર્ય હોય કે લોકસેવાની સંસ્થાઓનું કાર્ય હોય, એનું ખર્ચ કાં તો કૉંગ્રેસ સરકાર આપે છે અથવા ગાંધી સ્મારકનિધિ આપે છે.

જ્યારથી સ્વરાજ્ય થયું છે, કૉંગ્રેસ સરકારે દેશ માટે ઘણુંબધું કર્યું છે. ઔદ્યોગિક પ્રગતિ આ દશ વરસમાં જે થઈ છે એને જોતાં સાચેસાચ સંતોષ થાય છે. કુદરતી શક્તિઓનો ઉપયોગ ઔદ્યોગિક શક્તિ વધારવામાં જે રીતે થઈ રહ્યો છે એ જોઈ કોને હર્ષ નહીં થાય? પરંતુ પ્રત્યક્ષ જનસંપર્ક અને જનસેવાનું કાર્ય જે પહેલાં થઈ રહ્યું હતું એનું રૂપ કંઈક બદલાઈ ગયું છે. કાયદાથી ને પૈસાથી જે કંઈ સેવા થઈ શકે એ ખૂબ થઈ રહી છે. ગરીબોને પહેલાંની અપેક્ષાએ વધુ પગાર મળે છે. મકાન બાંધવાને માટે અથવા સહકારી સોસાયટી ચલાવવા માટે જરૂરી પૈસા મળે છે. લોકોને વ્યાખ્યાનો પણ વધુ સાંભળવા મળતાં હશે.

પરંતુ જનસંપર્ક તો કંઈક જુદી જ વસ્તુ છે. પ્રજાનો પૈસો જ્યારે સરકાર એકઠો કરે છે અને લોકોને આપે છે ત્યારે લોકો રાજી તો થાય છે, પરંતુ એના માટે કૃતજ્ઞતા કોઈના તરફ નથી થતી. સહકારી કર્મચારી અને પ્રધાનોને લોકો હાર્દિક ધન્યવાદ જરૂર આપે છે. પરંતુ જલદી ભૂલી પણ જાય છે. પ્રત્યક્ષ સેવા કંઈક જુદી જ ચીજ હોય છે. એ સેવામાં મુખ્ય વાત હોય છે જીવનપ્રવેશ કે જીવનવિનિમય. જેની સેવા આપણે કરીએ છીએ એની સાથે, એના સુખદુ:ખની સાથે જો આપણે એકરૂપ બની ગયા, એની ને આપણી આત્મીયતા વધી ગઈ તો એ સેવા પ્રમાણ છે.

સામ્યવાદીઓને જો પરાસ્ત કરવા હશે, એમના દ્વેષમૂલક તત્ત્વજ્ઞાનથી જો લોકોને બચાવવા હશે તો માત્ર કાયદાઓથી કે પૈસા મારફત નાનાંમોટાં સંગઠનો દ્વારા કરેલી સેવાથી એ આપણે નહીં કરી શકીશું. આત્મૌપમ્ય ભાવથી જનતાની સાથે જે લોકો ઓતપ્રોત બની શકશે, આત્મીયતા વધારી શકશે, એમનો પ્રભાવ લોકો પર પડવાનો છે. એના પાયામાં ઉત્કટ ધાર્મિકતાની આવશ્યકતા છે.

*

ધર્મબહુલ આ દેશમાં એકેએક ધર્મનું, પંથનું ને સંપ્રદાયનું અભિમાન રાખનાર સંકુચિત લોકો બહુ હોય છે. એમના દ્વારા ધાર્મિકતા કે ઈશ્વરનિષ્ઠા વધવાની જગ્યાએ સંકુચિતતા, દુરભિમાન અને પરસ્પર દ્વેષ જ વધી શકે છે. પરંતુ, જ્યાં સુધી સાચી ધાર્મિકતા છે ત્યાં એનો પ્રચાર કે પ્રભાવ આપોઆપ અસર કરે છે.

કેરળમાં પહેલાં કૉંગ્રેસનું જ રાજ્ય હતું. લોકો કૉંગ્રેસના, કૉંગ્રેસી લોકોના દોષ દેખીને કંટાળી ગયા. એમણે સમાજવાદીઓને અપનાવ્યા. એમનાથી પણ સંતોષ ન થયો ત્યારે એ બંનેને પાઠ શીખવવા લોકો સામ્યવાદ તરફ વળ્યા. હવે એ જુએ છે કે જે રોગ હટાવવા માટે એમણે એક અપરિચિત દવા લેવાનું નક્કી કર્યું એ દવા તો રોગથીયે વધારે બદતર સિદ્ધ થઈ. જ્યારે લોકોમાં શિક્ષણનો પ્રચાર થાય છે અને જીવનાનુભવ પરિપક્વ નથી હોતો અને થાય છે ત્યારે મનુષ્ય આંધળો બની હાથમાં આવ્યો તે ઈલાજ અજમાવવા લાગે છે, એવું જ કેરળમાં બન્યું. હવે એ પસ્તાયા છે, અકળાયા છે અને હવે કંઈક જુલમી ઉપાય અજમાવવાનું વિચારી રહ્યા છે.

એમને સમજાવવા માટે, રસ્તો બતાવવા માટે દેશના નેતાઓ સમર્થ છે. એ કંઈક ઉપાય શોધશે જ.

પરંતુ સાચો ઉપાય તો એક જ છે. જે ઊંચા છે એ બીજા લોકોની સાથે પૂરેપૂરા હળીમળી જાય, જાતિગત ઊંચનીચ ભાવને લવલેશ ન રહેવા દે. જેની પાસે કંઈક પણ છે એને લાગવું જોઈએ કે એ ગરીબોની સાથે સંવિભાગ કરીને જ એનો ઉપભોગ કરે.

*

મારી એક સૂચના જરા વિચિત્ર જેવી લાગશે, પરંતુ જેને હું સાચો ઉપાય સમજું છું એને લોકોની સામે મૂકવી જ જોઈએ. કેરળમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર

બહુ છે. પ્રત્યક્ષ ઈશ્વરનો અને ઈશુ ખ્રિસ્તનો એમના દિલમાં કેટલો પ્રભાવ છે એ તો ભગવાન જ જાણે. પરંતુ એમના દિલમાં તથા જીવનમાં ચર્ચની અસર સૌથી વધારે છે. ચર્ચ આખરે તો એક સંગઠન છે. પોતપોતાના અનુયાયીઓના જીવનને સંગઠિત બનાવીને એમના સ્વાર્થની રક્ષા કરવી એ ચર્ચનું પ્રધાનકાર્ય થઈ જાય છે. પરંતુ ચર્ચનું પ્રધાનકાર્ય તો સંગઠનનું – સ્વાર્થભર્યા સંગઠનનું જ હોય છે. ઈશુ ખ્રિસ્તની ઈશ્વરનિષ્ઠા અને એના ત્યાગમય જીવનની દુવાઓ આપી ખ્રિસ્તીઓને સંગઠિત કરવા, સ્વાર્થસિદ્ધિ માટે એમનું જોર વધારવું એ જ કામ ચર્ચની મારફત સારી રીતે થાય છે.

જો કેરળના બધા હિંદુ પોતાના અરસપરસના જાતિભેદ ભૂલી જાય અને હિંદુ ધર્મનો સહેજ પણ ત્યાગ કર્યા વિના જો તે ઈશુ ખ્રિસ્તના ઉપદેશને હૃદયથી આદર આપે, સ્વીકાર કરી એને પણ માને, સંક્ષિપ્તમાં જો કેરળના હિંદુઓ આજે તેઓ છે તે કરતાં વધુ સારા હિંદુ બનીને હૃદયથી ખ્રિસ્તી પણ બને તો હિંદુ-ખ્રિસ્તી જેવા તાત્ત્વિક ભેદ દૂર થઈ જશે. ચર્ચવાળાઓને આ જરૂર નહીં ગમે. એ તો કહેશે કે, 'હિંદુ ધર્મ છોડયા વગર કોઈ ખ્રિસ્તી બની જ ના શકે. ઈશુ પ્રતિ જે નિષ્ઠા હોવી જોઈએ તે પતિવ્રતા પત્ની જેવી હોવી જોઈએ. આપણે હિંદુ પણ છીએ, ખ્રિસ્તી પણ છીએ એવી ભૂમિકામાં સત્યનિષ્ઠા નથી.' આવી આવી ટીકાઓ એ ખૂબ કરશે. પરંતુ, જ્યારે આપણે ઈશુનો, એની ઈશ્વરનિષ્ઠાનો અને પતિતપાવની પ્રેમનો સ્વીકાર કરીશું ત્યારે બાકીની જે વસ્તુ ચર્ચના હાથમાં રહેશે એ આધ્યાત્મિક નહીં હોતાં દુન્યવી ભાગ જ રહેશે. એનું સામર્થ્ય ભલેને ગમે તેટલું હોય, એ ચીજ ઊર્ધ્વગામી નહીં હોય, આવું જ ઈસ્લામ ધર્મ માટે પણ.

જો ખ્રિસ્તી અને મુસલમાન સાચા ખ્રિસ્તી અને સાચા મુસલમાન હશે તો એ પણ હિંદુ ધાર્મિક સંગઠનનો વિરોધ કર્યા વિના જ હિંદુઓને અપનાવતા જશે.

રાજનૈતિક સમજૂતી સ્વીકારી સામ્યવાદીઓની સાથે એક થવું સારું તો છે પરંતુ પર્યાપ્ત તો નથી જ. જે લોકસભાના પાયા પર સામ્યવાદી સત્તારૂઢ બન્યા છે એ લોકભક્તિમાં સામ્યવાદીઓથી પણ આપણે વધી જઈ શકીશું તો જ સામ્યવાદ પરાસ્ત થઈ શકશે. સમાજવાદ કાં તો પરાસ્ત બનશે અથવા તો સુધરી સામ્યયોગનું રૂપ ધારણ કરશે.

સમાજવાદની વાત ગરીબ લોકો, થોડા લોકો પણ સાંભળવાને તૈયાર છે એનો અર્થ એ જ થઈ ગયો કે ગરીબોની વધુ સેવા આપણાથી થઈ રહી નથી. ગરીબોને આપણે પૂરા અપનાવી રહ્યા નથી. ગરીબોને, પડેલા લોકોને હતાશ અને નિરાશ લોકોને અને 'બહાર ફેંકાયેલા' લોકોને અપનાવવામાં જો આપણે પૂરા કામયાબ બની શકયા તો સામ્યવાદ આપોઆપ જ તૂટી પડશે.

શ્રી વિનોબા ભાવે કેરળમાં ખૂબ દિવસ રહ્યા. એ દિવસોમાં એમની સેવાનો ખૂબ લાભ ઉઠાવ્યો હોત અથવા જો શ્રી વિનોબા ભાવેએ કેરળને સુધાર્યા વિના આગળ ન વધવાનો નિશ્ચય કર્યો હોત તો બધી પરિસ્થિતિ બદલાઈ જાત.

ગમે તે હો, સાચા રસ્તે જવા માટે મુહૂર્ત શોધવાની આવશ્યકતા નથી જ. જ્યારે સમજાય, એ જ સુમુહૂર્ત છે.